વૈષ્ણવજન

વર્ષ. ૪ : : અંક ૧ : એપ્રિલ : ૧૯૬૫

## અનુક્રમ



*

સંપાદક નવીન ગાંધી

પ્રકાશક અને મુદ્રક: ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

### સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

* * *

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંસ્થા તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

*

(લેખકોને)

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સારું, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું.

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઑફપ્રીન્ટ્સ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી મોકલાય છે.

લવાજમ

દેશમાં (વરસનું) ૭ રૂપિયા
પરદેશમાં બાર શિલિંગ

વૈષ્ણવજન, રૂપાયતન, ગિરિતળેટી
જૂનાગઢ
: ફોન નં. ૮૮

# સાધુ હીરાનંદ

અભ્યાસી

સાધુ-જીવનનો સાચો આદર્શ અને એનું ધ્યેય માનવજાતિની નિષ્કામ સેવા છે. એ સેવા એને પ્રભુ અથવા સત્યની શોધમાં ઘણી ઉપયોગી નીવડે છે. કારણ કે બીજાની સેવા કરતાં કરતાં એનો પોતાનો અહમ્ ધીમે ધીમે ક્ષય પામે છે. અને અહમ્નો નાશ એ માણસને પ્રભુ-પ્રેમનો પારસમણિ મળ્યો છે એનું એક પ્રમાણ છે. પોતાનું સંકીર્ણ વ્યક્તિત્વ સમષ્ટિમાં મળી જાય છે, જેમ નદી સાગરમાં મળે છે. એ સમષ્ટિનું નામ પ્રભુ છે એમ તે માને છે.

એવા સાધુ-જીવનની છાયા હૈદરાબાદ સિંધના સાધુ હીરાનંદના જીવનમાં પ્રત્યક્ષ જોવા મળે છે, જો કે તેમણે ભરજુવાનીમાં જ દેહત્યાગ કર્યો હતો. તેમનો જન્મ ગઈ શતાબ્દિનાં ઉત્તરાર્ધમાં થયો હતો. તેમના પિતાશ્રી સારી સ્થિતિના અને ઊંચો હોદ્દો ધરાવતા હતા. તે વખતના રીતરિવાજ પ્રમાણે મોજશોખના શોખીન હતા. ખાસ કરીને એમને સંગીત વધારે પ્રિય હતું. સિંધી અને ફારસી સાહિત્યમાં પણ એમને સારો રસ હતો. એવા સંસ્કારપૂર્ણ વાતાવરણમાં હીરાનંદનો જન્મ થયો. શાળા અને કૉલેજમાં શિક્ષણ મેળવી તેઓ બંગાળની એક મેડિકલ કૉલેજમાં દાખલ થયા, કેમકે જ્યારે તેઓ શાળામાં ભણતા હતા ત્યારે એમણે એવો નિશ્ચય કર્યો હતો કે પોતે દાક્તર બનશે; જેથી જગતના દુઃખનો ભાર લેશમાત્ર પણ ઓછો કરવામાં તેઓ ઉપયોગી થઈ પડશે. પરંતુ આ નિર્ણયની પાછળ એક વિશેષ કારણ લાગે છે. નાનપણમાં સાંજે જ્યારે બીજા વિદ્યાર્થીઓ રમવા જતા ત્યારે તેઓ એકલા ગરીબ લોકોની વસ્તીમાં જતા. તેથી ગરીબોનાં દુઃખ કેવાં હોય એની તેમને સારી પેઠે માહિતી હતી. આ જ્ઞાનનું એક બીજું પણ ફળ મળ્યું. તેમણે સાદાઈમાં રહેવા માંડ્યું. "મોટા ખાના, મોટા પહનના, બાકી સબ વક્ત સેવા કરના." એ એમના જીવનનો મંત્ર હતો.

કલકત્તામાં તેઓ બ્રહ્મ સમાજની નૂતન શાખા–નવવિધાન–ના સ્થાપક અને નેતા શ્રી. કેશવચંદ્ર સેનના સમાગમમાં આવ્યા. એનું પરિણામ એ આવ્યું કે તેમના જીવનમાં ભક્તિ–રસનો સંચાર થયો. એવી રીતે જ્ઞાન, ભક્તિ અને સેવાની ત્રિવેણીસંગમમાં તેમણે સ્નાન કર્યું અને એમનું જીવન એક પુણ્ય-તીર્થ સમાન બની ગયું.

હૈદરાબાદ સિંધમાં પાછા ફર્યા પછી તેમણે પોતાનું જીવન સમાજસેવાર્થે અર્પણ કરી દીધું છોકરાઓ અને છોકરીઓ માટે જુદી જુદી નિશાળો ખોલી. વળી જેમાં વિવાહિત બહેનો અને ખાસ કરીને વિધવાઓ કોઈક ઉદ્યોગ શીખીને પોતાનું ગુજરાન ચલાવી શકે

એ અર્થે બહેનોની એક શાળા શરૂ કરી. શહેરની ગલીઓમાં ફરી ફરીને લોકોને સફાઈ રાખતાં શીખવ્યું. દારૂ અને જુગાર જેવાં વ્યસનોના ભોગ બનેલાં ભાઈઓ અને બહેનોને નીતિને માર્ગે દોર્યા. શહેરમાં, ખાસ કરીને શિક્ષિતવર્ગમાં ધર્મના સંસ્કાર રોપવા માટે તેમણે નવવિધાનની એક શાખા સ્થાપી. ત્યાં દર રવિવારે જ્ઞાન, ધ્યાન અને બ્રહ્મ સંગીતની ધૂન જામતી. શહેરમાં જુદી જુદી જગ્યાએ પ્રભુનામનું કીર્તન થતું. આવી રીતે સાધુ હીરાનંદે સમાજની સર્વાંગી સેવા કરી અને એમનું જીવન સુધન્ય થયું. "સાધુ"નો ઇલકાબ લોકોએ લાગણીવશ થઇ એમને આપેલો. પરંતુ જ્યારે કોઇ પણ માણસ એમને "સાધુ" કહી સંબોધન કરે તો એમની આંખમાં આંસુ આવી જતાં અને તેઓ ઘણી નમ્રતાથી કહેતા, "ભાઇ, હું સાધુ નથી મોટો પાપી છું. પ્રભુનામનું સ્મરણ કરી કરીને અને લોકોની સેવા કરી કરીને હું મારા પાપ ધોઉં છું, તેથી એક દિવસ શુદ્ધ થઇ પ્રભુનાં ચરણ પાસે બેસવાને લાયક બની શકું."

---

## ખુદાની પાછળ કેટલાં?

એક હિન્દુ સાધુ અને મુસલમાન ફકીર વચ્ચે ગાઢ મૈત્રી થઇ. બંનેએ એક વાર વિચાર કર્યો કે સ્વર્ગમા જઇને ભગવાનના દર્શન કરીએ. બને જણ સ્વર્ગમા ગયા. ત્યાં ગયા પછી તેમને વિચાર આવ્યો કે આપણે આટલે સુધી આવ્યા છીએ તો કેવળ ભગવાનના જ દર્શન કરીએ, એના કરતા ભગવાનના જે મોટા મોટા પયગમ્બરો થઇ ગયા છે, તેનાય દર્શન કરી શકીએ તો ઠીક એમ વિચારી તેઓ સ્વર્ગના રાજમાર્ગ ઉપર ઊભા રહ્યા. સાંજ પડી એટલે દૂરથી તેમણે એક માથે મુંડન કરેલ હાથમા દંડ ધારણ કરેલ અને ભગવા લૂગડા પહેરેલ આકૃતિને આવતી જોઇ.

તેની પાછળ હજારોની સંખ્યામા દંડધારી સંન્યાસીઓનું સરઘસ ચાલ્યું આવતું હતું.

મુરશીદે પૂછ્યુ: 'આ કોણ આવે છે?'

'આ અમારા શંકરાચાર્ય છે'

એ સવારી પસાર થયા પછી થોડી વારે ઉર્ધ્વ ત્રિપુંડધારી રામાનુજ આચાર્યની સવારી નીકળી. તેની પાછળ લાખોની સંખ્યામા ભક્તો ભજન ગાતા ગાતા નીકળ્યા. તે પછી ગૌતમબુદ્ધ, મહાવીર સ્વામી, વલ્લભાચાર્યની સવારીઓ પસાર થઇ. દરેક પાછળ લાખો ભક્તો તેમનો જયજયકાર બોલાવતા હતા.

આ પછી થોડી વારે ઘોડા ઉપર બેસીને કોઇ આરબ નીકળ્યા ને તેની પાછળ લાખો ભક્તો ચાલતા હતા.

સાધુએ મુરશીદને પૂછ્યુ: 'આ કોણ છે?'

'આ મહમ્મદ પયગમ્બર સાહેબ છે'

આ પછી ઇસુ ભગવાન, અશો જરથોસ્તની સવારીઓ નીકળી.

સૌથી છેલ્લે એક ચીંથરેહાલ ઘરડો આદમી નીકળ્યો. તેની પાછળ પાંચ પચ્ચીસ આદમીઓ ધીમે ધીમે ચાલતા હતા. પેલા સાધુએ પૂછ્યું:

'આ કોણ આવે છે?'

'આ અલ્લા પોતે છે.'

'આમની પાછળ આટલા જ માણસો કેમ છે?'

'અલ્લાની પાછળ ચાલનારા આટલા જ હોય છે.'

# પરિભ્રમણ

**આશુતોષ**

## ખતરનાક 'રાણી'

બચપણમાં પરીઓની રાણી વિષે વાર્તા વાંચીને અથવા સાંભળીને તેને મળવાની તાલાવેલી દરેક બાલહૃદયને થતી હશે. પણ આ રાણી મોટે ભાગે સ્વપ્નની રાણી રહે છે અને તે ભાગ્યે જ દેખા દે છે. મુંબઈ અને સુરત વચ્ચે દોડતી 'ઊડતી રાણી' જે ૧-૪-૬૫થી ભારતની સૌથી ઝડપ ધરાવતી અને કલાકના ૬૫ કીલોમીટર દોડની ટ્રેઈન છે તેમા નહાવો લેવાની તક દરેક લઈ શકે છે અને વાદળી રંગની આ રાણી મારફત સહેલ કર્યાનો સંતોષ લઈ શકે છે. પરંતુ એક ત્રીજી રાણી તાજેતરમાં ચમકી ગઈ તે સૌથી વધુ ખતરનાક છે અને તે પુના પોલીસદળમા કામગીરી બજાવે છે. તાજેતરમાં પુના ખાતે થએલી એક ચોરીના કિસ્સામા ત્રણ હજાર રુપિયાની ચલણી નોટો ગુમ થઈ હતી અને માલિકે ફરિયાદ નોંધાવતા, ઘરમાલિકના નોકર-ચાકરોને રાણી સમક્ષ ખડા કરવામાં આવ્યાં હતા. રાણીની તીવ્ર ઘ્રાણશક્તિએ ઘડીના છઠ્ઠા ભાગમાં ગંધ ઉપરથી ચોરને પકડી પાડયો હતો અને તેણે સંતાડી રાખેલી ત્રણ હજારની નોટો પેકબંધ મળી આવી હતી! બધી જ રાણીઓ નમણી, આકર્ષક અને પાસે જવા જેવી નથી હોતી!

## પ્રયોગનો સિંહ

સિંહ તૃણ ખાય ખરો? ભર્તૃહરિ નીતિશતકમાં કહ્યું છે કે રેતીમાંથી તેલ નીકળી શકે છે; શીંગડાવાળું સસલું પણ મળી આવે તેમજ સિંહ અથવા વાઘ અસાધારણ સંજોગોમા ખોરાક તરીકે ઘાસ સ્વીકારી લે પણ મૂર્ખ માણસને સમજાવવુ અઘરું છે. ભારત સરકારે આ શ્લોકનો આધાર લઈ, ગેરે કાશ્મીર ઉપર અખતરો કર્યો છે. લાંબો સમય કારાવાસમા રહ્યાથી હવે આ સિંહ શાકાહરી બની ગયો હશે એમ ધારી તેને પિંજરમાથી મુક્તિ અપવી એટલું જ નહીં પણ આ વિશાળ પૃથ્વીના પાચે ખંડોમા હરવા-ફરવા પાસપોર્ટ પણ આપ્યો. પરંતુ આ સિંહે તૃણ આરોગવાની સાફ ના પાડી દીધી છે અને ચીની રાક્ષસ (Chinese Dragon) સાથે સંબંધ બાંધી, ડણક નાખવી શરૂ કરી છે.

## કૅન્સર

ભારતમા ચોથી અને ગુજરાત રાજ્યમાં સર્વ પ્રથમ કૅન્સર હૉસ્પિટલ શરૂ કરવાનો વિધિ પૂ. રવિશંકર મહારાજના શુભ હસ્તે અમદાવાદમા થયો તે પ્રસંગ મોડો તો પણ ભારે તાકીદનો હતો. જે રોગની નાબૂદી માટે મનુષ્ય અને વિજ્ઞાનના અવિરત પ્રયાસો છતા સફળતા સાંપડી નથી અને જેની ભય કરનારા ડૉકટરો પણ ત્રાસી ગેડે છે. તેનું અસ્તિત્વ મનુષ્યના શરીરમાં વહેલી તકે જાણી શકાય, તો, ઉપચારની મદદથી તેનો ફેલાવો અટકાવી, મૃત્યુને આગળ ધકેલી શકાય. એક એવો દિવસ આવશે જ્યારે આ રોગની ઔષધિ શોધી શકાશે અને ત્યારે આવી હૉસ્પિટાલો માનવતાના મંદિરોસમી બની જશે દાનવીર અને દાતાઓ માટે પસંદગી કરવાનું આથી વધુ સારૂ ક્ષેત્ર બીજું કયુ હોઈ શકે? ગુજરાતની બીજી સદનસીબી એ છે કે તેના રાજ્યપાલ આવી બાબતોમા સક્રિય રસ લઈ, વિકાસની પ્રગતિ વધારે છે.

## જ્યાં જ્યાં વસે એક ગુજરાતી

ગુજરાતી લેખક મંડળ (પાકિસ્તાન), કરાંચીનો ચોથા અને પાંચમા વર્ષનો વાર્ષિક અહેવાલ ભારે ઉત્સાહ પ્રેરક છે, અને જે કવિએ ગાયું છે, 'જ્યા જ્યા વસે એક ગુજરાતી ત્યા ત્યા સદાકાળ ગુજરાત' તે ઉક્તિની યથાર્થતા પૂરવાર કરે છે. પાકિસ્તાનની વસ્તીનો માત્ર એક ટકો ગુજરાતી ભાષા બોલે છે એ છતા તે દેશના શણ, કાપડ, કાગળ અને ખાદ્યતેલ ઉદ્યોગોમાં ગુજરાતીઓનો ફાળો ૫૦ ટકાથી વધુ છે. તદુપરાંત સિમેંટ, ગરમ કાપડ ચામડા, રંગ, સાબુ, બૅન્કીંગ, વહાણવટુ, વીમા, પોલાદ વગેરેમાં નોંધપાત્ર હિસ્સો ગુજરાતીઓનો છે. ૧૯૬૨-૬૩ની કામગીરીનો અહેવાલ જોતાં, ગુજરાતી ભાષાને પાકિસ્તાન સરકારમા

યોગ્ય સ્થાન અપાવવા ભારે જહેમત લેવાઇ છે. તેમજ શિક્ષણ વિષયક પ્રવૃત્તિઓ, કોલેજોમાં ગુજરાતી માધ્યમનો પ્રશ્ન, પાકિસ્તાન રેડિયોમાં ગુજરાતી કાર્યક્રમને યોગ્ય સ્થાન તેમજ તાલીમ કમિશનમાં ગુજરાતી માતૃભાષાવાળા માટે જે પ્રયત્નો ગુજરાતી લેખક મંડળે કર્યા છે તે ભારોભાર પ્રશંસા માગી લે છે આ મંડળ ભારતના ગુજરાતી લેખકો સાથે સંપર્કમા છે. ઉપસંહારમા અહેવાલમા યોગ્ય રીતે કહેવાયુ છે. 'ચોથુ અને પાચમુ વર્ષ પરાજય અને પીછેહઠથી ભરપૂર હોવા છતા ઘણી રીતે બોધદાયક અને માર્ગદર્શક પૂરવાર થયુ છે પાકિસ્તાનમા અત્યારનાં વિપરીત પરિબળો અને પ્રવાહો વચ્ચે ગુજરાતી ભાષાને, તેના શિક્ષણને અને તેના સંસ્કારમૂલ્યોને ટકાવી રાખવા હોય તો એનો એક માત્ર રસ્તો ગુજરાતી જનતાને -સંપૂર્ણપણે સજાગ અને પરિચિત કરવાનો - છે.' અયુબખાનના પાકિસ્તાનમા ગુજરાતી મંડળે જે સિદ્ધિ દર્શાવી છે તે બદલ અભિનંદન. ગુજરાતની સાહિત્યની દુનિયાએ આ વિષયમા દિલચસ્પી લેવી જરૂરી છે.

## અશ્વિનીકુમાર

પંજાબના ડેપ્યુટી ઇન્સ્પેક્ટર જનરલ ઑફ પોલીસ શ્રી અશ્વિનીકુમાર રોમાન્ચથી ભરપૂર નાટકના નાયક બન્યા છે. કૈરો ખૂન-કેસમા મુખ્ય શકદાર મનાતા સુચાસીંગની ધરપકડ કરવા જતા, તેઓ નેપાળની સરહદમા જઇ ચડ્યા અને વરસતે વરસાદે, મધ્યરાત્રિએ, એક મકાનમા ગુનેગારને ફસાવવા જતાં, નેપાળી પોલીસને હાથ પડયા અને તેમની મંડળી સાથે તેમને પણ અટકાયતમા રાખવામા આવ્યા. સુચાસીંગ જે મકાનમા છૂપાયો હતો ત્યાં તેને પકડાવવો અને ધરપકડ કરવા તે સહેલુ નહોતું ઉપરાત નેપાળી પોલીસનો ગોળીબાર તેમના ઉપર આવ્યો જ હતો. પકડાતા પહેલા સુચાસીંગે અશ્વિનીકુમારને અભિનંદન આપ્યા હતા જો કે ભારત સરકારની દરમ્યાનગીરીથી આપણા અમલદારો દિલ્હી પાછા ફરી શકયા છે પણ આરોપીની સોંપણી થતા થોડી કાર્યવાહી જરૂરી બનશે. ભારત પાછા ફર્યા બાદ પત્રકારો સમક્ષ આ કહાણી રજૂ થતા, દુનિયાને ખ્યાલ આવ્યો કે કેટલી ચોકસાઇપૂર્વકની ગણત્રી અને યોજના, આવી સિદ્ધિ માટે આવશ્યક બન્યાં હશે.

## સેનાનાયક

સિલોનની છેલ્લી ચૂંટણીમાં ડડ્લી સેનાનાયકના પક્ષને બહુમતી મળતાં તેમણે સરકાર રચી છે. આમ તો તેઓ ત્રીજીવાર સત્તા પર આવે છે. તેમના પિતા પણ લંકાના વડા પ્રધાન હતા. આ નાનકડા ટાપુનું રાજકારણ ડહોળાયેલું રહે છે અને શ્રીમતી સિરિમાવોએ તેમાં વૃદ્ધિ કરેલી. ત્યા જરૂર સ્થિરતાની છે. સિલોનનું મહત્ત્વ ભૌગોલિક દૃષ્ટિએ ઘણું જ છે, કેમ કે હિંદી-મહાસાગરમાં તે ચાવીરૂપ મથક છે. આજે ચીનને ત્યાં પગદંડો જમાવવામાં બહુ રસ છે, અને તેથી જ તેના નાનકડા નૌકાદળને વિકસાવવા તે મદદ કરી રહ્યુ છે. ધનુષકોડી ખાતેની તાજેતરની હોનારતમા રામેશ્વરમ્ ટાપુ પ્રકાશમા આવ્યો ત્યાંથી લંકાની સરહદ સાવ નજીક છે. શ્રી સેનાનાયક ભારત વિરોધી છાવણીના નાયક ન બને તો સારું.

## નામદાર ન્યાયમૂર્તિ

ગેરરીતિઓ અટકાવવા જે જે પ્રવૃત્તિઓ ચાલે છે તે પ્રકાશમાં આવે ત્યારે ઘણીવાર આંચકો પણ લાગે છે તાજેતરમા ફરજ ઉપર મુસાફરી કરતા, ફર્સ્ટ કલાસના ડબ્બામા, વિના ટિકિટ એક ન્યાયાધીશ ઝડપાઇ ગયા હતા. દેખીતી રીતે જ, ન્યાયનું ત્રાજવુ, તેમના હાથમા સલામત હોઇ શકે તેની શંકા ટાળવા તેમને ફરજ ઉપરથી મુક્ત કરવામા આવ્યા હતા. ખાતની રૂએ જે થાય તે ખરુ પણ સામાન્ય જનતા આવા કિસ્સામાં, ન્યાયાધીશ જેવી વ્યક્તિને સંડોવાયેલી જોવા ટેવાઇ નથી અને તેથી જ આચકો અનુભવે છે. છેવટે તો નામદાર ન્યાયમૂર્તિ પણ એક મનુષ્ય છે.

## આતમરામને જગાડો

૩૧મી માર્ચે બાવીસ વર્ષના યુવાન મદુક રાઘવને રાજકોટની સેન્ટ્રલ જેલમા ફાસી દીધી. તેણે સુધા નામની યુવતીનું ખૂન કર્યું હતું. મરતા પહેલા તેણે સૌની માફી માગી હતી. અને સદ્‌વિચાર સમિતિના સભ્યોના પ્રયત્નોથી ઇશ્વરની આરાધનામા ચિત્ત પરોવ્યુ

હતુ તેને લીધે છેલ્લી ક્ષણોમા મજબૂત મનોબળ દાખવી શક્યો. આ પહેલા ચુનીલાલને પણ રાજકોટ ખાતે ફાસી આપવામા આવી હતી તેણે પોતાના ચક્ષુનુ દાન દીધુ હતુ. અમદાવાદ ખાતે ગયા માસમા બે પોલીસ કોન્સ્ટેબલના ખૂન કરવા બદલ દાનજીને ફાસી આપી. તેણે પશ્ચાત્તાપ તરીકે પોતાની મિલકત મરનારના વારસોને ચરણે ધરી હતી. ફાસીની સજા પામેલ અને તેના અમલની રાહ જોતો એક ગુનેગાર રોજ રાજકોટની જેલમા દિવસો કાઢે છે. પ્રશ્ન એ છે કે ફાસીની સજા અથવા મૃત્યુદંડ કોઈ સંભવિત ગુનાને અટકાવી શકતા અથવા સંભવિત ગુનેગારનુ વિચાર પરિવર્તન કરવા અસમર્થ છે. આ સજોગોમા સજાનો હેતુ શો? વધુ સારુ તો એ છે કે સદ્‌વિચાર સમિતિના સભ્યો જે કરી રહ્યા છે તેવી માનસશાસ્ત્રીય પ્રક્રિયા દ્વારા ગુનેગારોના માયલાને જગાડવાનો સૌનામા પ્રભુ વસે છે અને સૌનો આતમરામ જાગી શકે છે. એક ગુનેગાર મોટો સમાજ સુધારક પણ થઈ શકે છે અને તેની જિંદગી બચી જાય તો અનેકની સેવા કરવા તે ઉદ્યુક્ત થશે. પશ્ચાત્તાપના અગ્નિથી તેનુ જીવન શુદ્ધ થયુ હશે તે જીવતો હશે તો જ પોતાની ભૂલની કરુણા જોઈ શકશે અને સમાજમા કરુણા ફેલાવી શકશે.

## પેટશૂળ

ભારતને ચારેકોરથી ભીંસમા લેવા જે પ્રપચો ચીન ખેલી રહ્યુ છે, તેના તરફ આખમીચામણા કરવા ભારતને પોસાય તેમ નથી. ઇન્ડોનેશિયા તથા બર્મા ઉપર વર્ચસ્વ જમાવ્યા પછી, અને નેપાળ, સિલોન જેવા તટસ્થ નાના રાજ્યો ઉપર પોતાના પ્રભાવની ભૂરકી છાટી, પાકિસ્તાન જેવા ધર્માંધ અને અમેરિકન લશ્કરી છાવણીના દેશને પોતાની પાખમા લેવા ચીન, ભારત પ્રત્યે, પાકિસ્તાની ઝેરનો ઉપયોગ કરે છે. ચીની પરદેશ પ્રધાન અવારનવાર ઇન્ડોનેશિયા તથા પાકિસ્તાનની મુલાકાત લે છે અને હજુ હમણા જ નેપાળ જઈ આવ્યા એટલું જ નહી પણ અય્યુબખાન રશિયાની મુલાકાતે ઉપડયા તે પહેલા ચાઉ–એન–લાઈએ તેમને તૈયાર કર્યા અને પાકિસ્તાન જઈને તેમને વધાવી આવ્યા! શેખ અબ્દુલ્લાને પ્યાદું બનાવવા ઘણા સમયથી ઘાટ ઘડાયો હશે અને અલ્જિરિયામા તેઓ ચાઉને મળી શકયા તે કેવળ અકસ્માત નહી હોય પણ ચીન અને પાકિસ્તાનનુ સયુક્ત કાવત્રું હશે. જનાબ ભૂતો કહે છે કે શેખને ચીન જવુ હશે તો પાકિસ્તાન પાસપોર્ટ આપશે આ બધું એટલી છૂપી ગણતરીપૂર્વક થઈ રહ્યુ છે કે ચાઉ અને શેખ મળ્યા તેના સમાચાર પેકિંગ રેડિયો દ્વારા દિલ્હીએ જાણ્યા અને સૌથી છેલ્લે આપણા અલ્જિરિયા ખાતેના એલચીને મળ્યા! પાર્લામેન્ટમા બે દિવસ સુધી ગરમાગરમ ચર્ચા થઈ અને સ્વર્ણસિંગને જવાબ આપવા સમય માગવો પડ્યો. ટિબેટના દલાઈલામા આપણે ત્યા છે તેવી રીતે શેખ અબ્દુલ્લાને ચીન પોતાની પાસે રાખવા માગે તો નવાઈ નહી. શેખનુ મહત્ત્વ ભારતમા, કાશ્મિરમા તેમજ પાકિસ્તાનમા ઘટી રહ્યુ હતુ તેથી પોતાની મહત્તાની પારાશીશીમા પારાને ઊચો રાખવા તેઓ ચીનની સોડમા ભરાય અને આફ્રો–એશિયાઈ પરિષદમા તોફાન કરે તો વિસ્મય પામવા જેવુ કાઈ નથી. કાશ્મિર પ્રશ્ન પરત્વે ભારતની પક્કડ ક્યારેય મજબૂત નહોતી અને શેખના છેલ્લા બનાવ પછી, દિલ્હીમા મોટી ગુલબાગો ફેકવાનો કોઈ અર્થ નથી. શબ્દના બાણ પાજરામાથી છૂટેલા સિંહને કાઈ જ અસર નહી કરે.

## લાખેણો રાજવી!

ભાવનગરના મહારાજા શ્રી કૃષ્ણકુમારસિહનું હૃદયના હુમલાને કારણે અવસાન થયું તેનાથી એક પ્રજાવત્સલ રાજવીની ખોટ પડી છે સ્વ લાખાજીરાજ પછી, ભાવનગરનરશે લોકહૃદયમા ભરે સ્થાન મેળવ્યું હતુ રજવાડાના એકીકરણ વખતે પોતાનું રાજ્ય અને સઘળી સપત્તિ તેમણે દેશને ચરણે ધરી દીધી હતી અને પૂ મહાત્માજી, પડિતજી તથા વલ્લભભાઈ પટેલની તેમણે ચાહના મેળવી હતી મદ્રાસના ગવર્નર તરીકે તેઓ માત્ર એકજ રૂપિયો નામનો પગાર સ્વીકારતા. સૌરાષ્ટ્રભરમા તેઓ એક જ એવા રાજવી હતા જેઓ આઝાદી વખતે પ્રજાની સાથે ભળી ગયા અને રાજપાટ છોડી, તદ્દન સાદાઈથી જીવન વિતાવવા લાગ્યા. અનેક લોકોપયોગી કાર્યો તેમને હાથે થયા અને તેમણે છુટે હાથે દાન આપ્યા તેમના મૃત્યુથી

સમગ્ર સૌરાષ્ટ્રની જનતાએ ભારે આંચકો અનુભવ્યો છે. સ્વ. લાખાજીરાજ સાથે જ કૃષ્ણકુમારસિંહનું નામ લોકહૃદયમાં ચિરંજીવ રહેશે.

## ગણગણાટ

વિયેટનામમાં શું બની રહ્યું છે? ઉત્તરના કમ્યુનીસ્ટ પ્રેરિત વિયેટકોન્ગ સામે દક્ષિણને મદદ કરવા અમેરિકાએ રીતસર ઝંપલાવ્યું છે. બન્ને પક્ષે દુશ્મનાની ઉગ્રતા જોતાં ત્યાં રીતસર લડાઇ ચાલી રહી છે, અને લોહીની નીકો વહી રહી છે. ઝેરી ગેસનો ઉપયોગ પણ થાય છે.

રશિયા તેમજ ચીન ધમકી આપી રહ્યા છે કે તેઓ ચૂપ નહીં બેસી રહે. સંભવ છે યુદ્ધની જ્વાળા ઉગ્ર સ્વરૂપ લે, અને વધુ ફેલાય.

સુએઝની કટોકટી વખતે પંડિત નેહરુનો સિંહનાદ બ્રિટનને ભારે પડી ગયો હતો અને અમેરિકા પણ આપણા પક્ષે હતું. અત્યારે બ્રિટન અમેરિકન પગલાને ટેકો આપે છે. અને ભારત તથા બીજાં તટસ્થ રાજ્યો કાંઇ ગણગણાટ કરે તો તોપની ગર્જનાઓ વચ્ચે કોઈ સાંભળવા તૈયાર નથી. આવી નામોશીભરી સ્થિતિમાં રહેવા કરતાં બહેતર છે કે જીનિવા કરારના પંચમાંથી ભારત રાજીનામું આપે. આદર્શવાદને વળગી રહેવાથી વાસ્તવિકતાનો લાભ પણ જશે. ચીન હવે જ્યારે આપણુ દુશ્મન રહેવા માગે છે ત્યારે તેના દુશ્મનને મિત્ર કરવામાં ચાણક્ય નીતિ આડે આવતી નથી.

## ટ્રોમ્બેની કામધેનુ

આજથી દસ વર્ષ પૂર્વે ટ્રોમ્બેના ટાપુ ઉપર 'ભૂત રડે ભેંકાર' જેવી વેરાન જગા હતી ત્યા ૫૪૦ એકર જમીન ઉપર ૩૮ કરોડના ખર્ચે એક જંગી રાસાયણિક ખાતરનું કારખાનું ઊભું છે અને ૨૬૦ ફીટ ઊંચો તેનો ટાવર આકાશને આંબે છે. રાત્રે તો જાણે નવલખ્ખ તારા ઝળાંહળા થતાં હોય તેવો દેખાવ થઇ રહે છે. અહીં વાર્ષિક ખાતરની ઊપજ ૧,૩૫૦૦૦ ટન હશે અને તેનાથી ૧૦ લાખ ટન વધુ અનાજ ઉત્પન્ન થશે. ઉપરાંત ૯૦,૦૦૦ ટન નાઇટ્રોજન, ૪૫,૦૦૦ ટન ફોસ્ફરિક એસિડ, ૩,-૩૩,૦૦૦ ટન નાઇટ્રો ફોસ્ફેટ અને ૯૯,૦૦૦ ટન યુરિયા ઉત્પન્ન થશે. બાજુમાં જ બર્માશેલ અને 'એસો'ની રિફાઇનરીઓ આવેલી છે અને ત્યાથી પાઇપ દ્વારા કાચી ધાતુઓ જેવી કે ગેસ અને નેપ્થા કારખાનાને સસ્તા ભાવે, હેરફેરના ખર્ચ વિના મળી રહે છે. બાહોશ નિયોજક શ્રી એમ. એસ. રામની કુશળતાથી ૩૬૦૦ના અંદાજી સ્ટાફને ઠેકાણે ૧૮૦૦ કર્મચારીઓથી કામ ચાલે છે અને ૪૦ લાખ રૂપિયાની બચત આ એક જ મુદ્દા ઉપર થઇ છે. કારખાનામાંથી બિનજરૂરી રાસાયણોમાથી ડઝનબંધ આનુષંગિક ઉદ્યોગો અસ્તિત્વમાં આવશે જેનાથી અનેકોને રોજી મળશે અને કરોડો રૂપિયાની આવક થશે. ભારતમાં પહેલી જ વાર Methanol અહીં ઉત્પન્ન થશે અને તેને માટે ચાર કરોડ રૂપયાનો પ્લાન્ટ તૈયાર છે. પ્લાસ્ટિક, રેઝીન, રંગ, દવા તેમજ સંરક્ષણમાં વપરાતી સામગ્રી માટે તડામાર તૈયારીઓ ચાલે છે. કર્મચારીઓને રહેવા ૧૭૫૦ મકાનો તૈયાર છે. F. C. I.–ફર્ટીલાઇઝર કોર્પોરેશન ઑફ ઇન્ડિયાની આ એક જ યોજના દુનિયાભરમાં સૌથી મોટી છે, કેમકે તે અનેકની જન્મદાતા છે.

## નિકાસ લક્ષ્યાંક

ભારતનો નિકાસ વેપાર વધી રહ્યો છે ત્યારે તેનું પ્રમાણુ સતત વધારવા તેમજ દુનિયાની બજારમાં હરિફાઇ સામે ટકી રહેવા નિકાસ થતા માલનું ધોરણ ઉચ્ચ બનાવવા સર્વશ્રેષ્ઠ પ્રયાસો જરૂરી છે. ૧૯૬૨મા રૂા. ૬૮૫ કરોડની નિકાસ સામે ગત વર્ષ (૧૯૬૪) દરમ્યાન રૂા. ૮૩૫ની નિકાસ થઇ હતી. આમ બે વર્ષના ગાળામાં દોઢ અબજ રૂપિયાનો વધારો થઇ શકયો, તે બહુ મોટા સંતોષની વાત નથી. ભારત જેવા વિશાળ દેશ માટે તેમજ આયોજનમાં જે જંગી ખર્ચ થઇ રહ્યો છે તે જોતાં લક્ષ્યાંક દસ અબજથી વધીને સો અબજ સુધી ન જાય ત્યાં સુધી યોજનાઓનું વળતર મળ્યું છે તેમ કહી શકાય નહીં. આને માટે નિકાસ માટેની વસ્તુઓ તેમજ ક્ષેત્રોની તપાસ રાત અને દિવસ ચાલુ રાખવી જોઇએ.

સત્ય ઘટના ઉપરથી

# એક રાતનો ચમત્કાર

**પ્રવાસી**

'આવતી કાલે આપણી પંચાયતના મકાનનું ધામધુમથી ઉદ્દઘાટન થશે લગનના માંડવામાં એક ને વેવિશાળ થાય એને શુભ યોગ ગણવામાં આવે છે. એ મુજબ આપણે પણ અત્યાર સુધી ઉદ્દઘાટનના સમારંભમાં કોઇને કોઇ નવા કામનું ખાતમુહૂર્ત કરતા આવ્યા છીએ. આવતી કાલે આપણે શેનો પાયો નાખશું ?' સુખપુર ગામના ચોરા પાસેના ચોકમાં મળેલ ગ્રામ સભા સમક્ષ ગ્રામ પંચાયતના ઉત્સાહી સરપંચ શ્રી ગોપાલભાઇએ સવાલ રજૂ કર્યો.

જૂના વખતમાં સુખપુર બારખનું ગામ હોવાને કારણે ભાંગીને ભૂખ જેવું થઇ ગયેલું. ખેડૂતો મહેનતુ હોવા છતાં મન દઇને મહેનત કરવનું એમને દિલ થતું નહીં. જમીન ફળદ્રુપ હોવા છતાં ખેતરે ખેતરે બોરડીના જાળાં જામી ગયા હતા. ગામનાં મોટા ભાગના મકાનો જાણે ખડેર જોઇ લો. નિશાળ કે દવાખાનાનું તો ઠેકાણું જ ક્યાંથી હોય ?

સ્વરાજ પછી ખેડૂતો જમીનનાં ધણી બન્યા. ગામની સિકલ બદલાવા લાગી. એવામાં વિકાસ યોજનાના શ્રી ગણેશ મંડાયા. સુખપુર ગામે અજબ ઉત્સાહથી એ યોજનાને આવકારી. ખેતી સુધરતી ચાલી. વાડીઓની સંખ્યા દિનપ્રતિદિન વધવા લાગી. બોરડીના જાળાંને બદલે લીલા બગીચાઓથી ધરતી શોભવા લાગી. ગ્રામ પંચાયતની અને સહકારી મંડળીની સ્થાપના થઇ. પ્રગતિશીલ દૃષ્ટિ ધરાવતા ગોપાલભાઇની ગામને આગેવાની મળી. એમની પ્રેરણાથી ગ્રામવાસીઓએ ગામના વિકાસ માટે લોકફાળો આપવામાં પાછી પાની કરી નહીં. જાણે જમાનાની ભૂખ ઉઘડી. ચોરાનું નવું મકાન બંધાયું, ગામના રસ્તા સુધારવામાં આવ્યા, દીવા-બત્તીની સગવડ થઇ, ઢોર માટે સુંદર અવેડો તૈયાર કરવામાં આવ્યો, ગામને ગોંદરે રૂપાળા વૃક્ષો વવાઇ ગયા અને નિશાળ માટે બે ઓરડાનું મકાન પણ તૈયાર થઇ ગયું. વિકાસની સહાયથી અને ગ્રામવાસીઓના લોકફાળાથી સુખપુર ગામે એક પછી એક વિકાસ પ્રવૃત્તિઓ હાથ ધરી આખા પંથકમાં ધરો બેસાડયો છે. એક કામ પૂરું થાય એની સાથે જ બીજા કામનો પ્રારંભ કરવાની સુખપુર ગામે પ્રથા અપનાવી છે.

થોડા વખત પહેલાં પંચાયતની કચેરી માટે સગવડભર્યું મકાન બાંધવાનો આદર કરવામાં આવેલો. જોતજોતામાં મકાન પૂરું થઇ ગયું. આવતી કાલે એ મકાનના ઉદ્દઘાટનનો કાર્યક્રમ છે. નવી પ્રવૃત્તિનુ પરિયાણ કરવા ગ્રામ સભા મળી છે. 'આવતી કાલે શેનો પાયો નાખશું ?' ગ્રામ પંચાયતના સરપંચ શ્રી ગોપાલભાઇએ ગ્રામ સભાને સવાલ કર્યો.

'સહકારી મંડળીનું ગોડાઉન બાંધીએ તો ઠીક.' એક આગેવાને દરખાસ્ત કરી.

'ગામના ટાબરિયા આખો દિ રખડયા કરે છે તે બાલમંદિર શરૂ કર્યું હોય તો કેમ ?' બીજા આગેવાને પ્રશ્ન કર્યો.

'મને તો લાગે છે કે હવે કોઇ કામ હાથ ધરવું હોય તો સૌ પ્રથમ દવાખાનાનો વિચાર કરવો જોઇએ.' એક જુવાને અભિપ્રાય આપ્યો.

'મારી વાત સાંભળશો ? બીજા કામ વરહ બે વરહ મોડા થાશે તો કાંઇ વાંધો નહીં આવે. પણ ગામમાં વહેલી તકે પ્રસુતિ ગૃહ બંધાય એ જરૂરી છે. એટલે બીજી વાત છોડી આપણે પ્રસુતિ ગૃહનો વિચાર કરવો જોઇએ ' પંચાયતનાં એક સ્ત્રી સભ્ય ગંગામા બોલી ઊઠયાં.

'મારું સાંભળો તો ઓણસાલ હવે પોરો ખાઇએ. શ્રમ કરી કરીને લાંબા થઇ ગયા છીએ. એમાંને એમાં મથ્યા કરશું તો આપણા ગામની ખેડ રખડી પડશે.' એક વૃદ્ધ ખેડૂતે સલાહ આપી.

'બાપાની વાત સાચી છે. આપણે જણ બધાય ઘેરો પોરો ખાઇએ. પણ ગંગામાની વાત કાઢી નાખવા જેવી નથી. પ્રસુતિ ગૃહ થાય તો ગામની બહેનો માટે એ આશીર્વાદરૂપ થઇ પડે. શ્રમ ફાળાની વાત હમણાં રહેવા દઇએ. પણ પ દરેક ઘ... ફાળો કરીએ તો પ્રસુતિ ગૃહ માટે ...

વિકાસ યોજનામાંથી મળી રહેશે.' સરપંચ શ્રી ગોપાલભાઇએ વ્યવહાર માર્ગ બનાવી નવી પ્રવૃત્તિ શરૂ કરવાની વાત પાટે ચડાવવાનો પ્રયત્ન કર્યો.

'પંદર હજારનો રોકડ ફાળો તો ગામને આકરો પડશે. પણ ગામ આખાને હોંશ હોય તો થાવા દો.' વૃદ્ધ આગેવાને સલાહ આપી.

'હુંય જાણું છું કે પંદર હજારનો રોકડ ફાળો ગામને આકરો પડે. પણ પ્રસુતિગૃહની દરખાસ્ત ગંગામાએ મૂકી છે. હવે ગામની બહેનો જ જો એ કામ ઉપાડી લે તો એમને માટે આ વાત મોટી ન ગણાય. હજી આપણી પાસે પંદર કલાકનો સમય છે. સ્ત્રી શક્તિ કામે લાગે તો પછી જુઓ એનો રંગ! કાલ બપોર સુધીમાં પંદર હજારનો ફાળો થાય તો કાલ સાંજે જ પ્રસુતિ ગૃહનો પાયો નાખી દઇએ. ગંગામાએ બીડું ઝડપવું જોઇએ.' ગામની નાડ પારખનાર ગોપાલભાઇએ વાતને નવો રંગ આપ્યો.

'બીડું ઝડપવાનું તો મારું ગજું નહીં. પણ મહેનત કરી જોઉં. હું તો હમણાં જ ગામની બે-ચાર બહેનોને ભેળી કરી નીકળું ગામમા ઘરે ઘરે ફરવા પણ એક શરત. બહેનું પાસે હું જે ફાળો લખાવું એમાં કોઇ ઘરવાળાએ હા–ના કરવી નહીં.' ગંગામાએ ઉત્સાહથી જવાબ આપ્યો

સભામાંથી ઊઠીને ગંગામા તો ઉપડયા સીધા સરપંચ ગોપાલભાઇને ઘેર, અને તેમના પત્ની સંતોકબહેનને ફાળા માટે સાથે આવવા સાબદા કર્યાં.

'આપણે બીજાને ઘેર ફાળા માટે જઇએ ત્યાર પહેલાં આપણી રકમ લખીને શરૂઆત કરવી જોઇએ. મારું તો ગજું નથી. પણ લે આ કાગળ અને લખી લે આપણા બેયના પાંચસો-પાંચસો રૂપિયા.' ગંગામાએ ગોપાલભાઇ પાસેથી કાગળ લઇને સંતોક બહેનને આપતા કહ્યું.

સંતોકબહેન સંમતિ માટે પોતાના પતિ સામે જોઇ રહ્યાં.

'મારાથી હા કે ના કંઇ કહેવાશે નહીં. ગામ આખાને ગંગામાએ વચને બાંધી લીધું છે.' ગોપાલભાઇએ હસતા હસતાં આટલું કહીને આડકતરી સંમતિ આપી.

ગંગામાએ પોતાનાં અને સંતોકબહેનના પાંચસો પાંચસો નોંધી સંતોકબહેનને સાથે લઇ, ઘેર ઘેર ફરવાનું શરૂ કર્યું. પુરુષો સાથે વાત જ કરવાની નહીં. બહેનોને ઉઠાડી ઉઠાડીને ફાળો નોંધતા જાય અને બીજે ઘેર જવા માટે એ બહેનને સાથે લેતાં જાય.

રાત્રે બારેક વાગ્યે ગંગામાએ સરપંચના ઘરનું બારણું ખખડાવ્યું સરપંચ ઊઠીને બહાર નીકળે છે તો દસ-બાર બહેનોનું ટોળું ઊભું છે.

'કાં ગંગામા!' સરપંચે પૂછ્યું.

'રૂપિયા પાંચ હજાર નોંધાઇ ગયા છે એની તમને જાણ કરવા. હવે નિરાંતે સૂઇ જાઓ.' ગંગામાએ જણાવ્યું. અને બહેનોનું સરઘસ લઇને આગળ વધ્યા.

સવારે ચાર વાગે ફરી સરપંચ બારણાની સાંકળ ખખડી.

સરપંચ બહાર નીકળીને જુએ છે તો વીસેક બહેનોના ટોળાને લઇને ગંગામા ઊભાં છે.

'તમે તો આખી રાતનું જાગરણ કર્યું અને ગામ આખું માથે લીધું. પણ મને ઘડીએ ઘડીએ કાં ઊઠાડો?' સરપંચે આંખો ચોળતાં ચોળતાં પૂછ્યું.

'તમને નિરાંતે ઊંઘ આવે એટલા માટે કહેવા આવ્યા છીએ કે અમે દસ હજારનો આંકડો વટાવી ગયા છીએ.' આછડા પ્રકાશમાં પણ ગંગામાના મોઢા ઉપર સફળતા અને સંતોષની લાગણી વરતાઇ આવતી હતી.

સવારે દિ ઉગતાની સાથે ગંગામાએ સંતોક-બહેનની સાથે આવીને સરપંચના હાથમાં પંદર હજાર ને એક રૂપિયાના ફાળાની યાદી ધરી દીધી.

'એક રાતમા તમે બહેનોએ ચમત્કાર સર્જ્યો!' સરપંચ ફાળાની યાદી સામે સાશ્ચર્ય જોઇ જ રહ્યા.

'મટકુંય માર્યા વિના અને લગીરે બેઠા વિના, આખી રાત ઘરે ઘરે ફરીને અમે આ ફાળાની રકમ નોંધી છે. અમારું કામ અમે પૂરું કર્યું. હવે કોઇના ઘરવાળા હા–ના ન કરે એની જવાબદારી તમારી.' ગંગામાએ શરત અને ચોખવટની યાદ આપી.

'કબૂલ છે. એ જવાબદારી મારી. પંચાયત કચેરી-ના ઉદ્‌ઘાટનની સાથે એક નવા કામનો પાયો નાખી શકીએ છીએ એનો તો મને આનંદ છે. પણ એક રાતમાં તમે બહેનોએ જે ચમત્કાર સર્જ્યો એનો મને વિશેષ આનંદ છે.' સરપંચના આશ્ચર્ય અને આનંદનો પાર ન હતો.

સાંજે ઉત્સાહપૂર્વક યોજાયેલા સમારંભમા પંચાયતની કચેરીના ઉદ્‌ઘાટનની સાથે ગંગામાનાં વરદ હસ્તે જ પ્રસુતિ ગૃહનું ખાતમુહૂર્ત કરવામા આવ્યું.

સત્ય ઘટના

# મિત્રની ખાતર મોતના મોઢામાં

પિંગળશીભાઈ ગઢવી

'જેઠુભા! સમજી જાવ તો સારી વાત છે. ૭ વીઘા જમીન સારુ દૈવ્યના ચક્કર જેવા દીકરા ખોઈ નાખવા બેઠા છો તે કંઈક તો વિચાર કરો!

'આ ઉલકાપાત શા માટે વોર્યો છે જીવતર બગડી ગયા પછી શું એ જમીનનાં બટકાં ભરવાં છે? એ કરતાં એ વાત જતી કરોને.'

'ભલે દાદા સુલતાનજીએ ખેડવા તમને આપી પણ સાચા વારસદાર તો મૂળુભા ગોહીલ છે. એ તમને સુખે ખેડવા દિયે એ વાતમાં માલ નથી. ભગવાને સુખનો રોટલો આપ્યો છે તે નિરાતે ખાવને, જીવને હરણફાળ મટતી નથી કે કાલે કેવો ઊગશે માટે ભલા થઈને આગપાણી થાવ.' આમ કંઈક સ્નેહી સંબંધીઓ આવી આવીને સમજાવે છે.

સૈકાઓ પહેલાં કચ્છના ભવિષ્યવેતા મામૈયા માતંગે ભાખેલી ભવિષ્યવાણી સાચી પડી.

કુંવર વિકણંદા કાકિયું, રાણી વિકણંદી મી,
બેડીંદા સે ખીંદા, એદા અચંદા ડી.

પ્રજારાજના જુવાળ પાસે રાજાઓને રાજનો મોહ જતો કરવો પડ્યો. રાજની ધૂરા પ્રજાના હાથમાં આવી. ઊંચનીચના ભેદના ઊંડે દરિયે ખાળી ખેડે એની જમીનનો ભારતભરમાં ઢંઢેરો પીટાણો. પરંતુ નાના નાના ગરાસદારોને આ વાતનો ઘૂંટડો ગળે ઊતરતો નથી. ગરાસની ખુમારી જાતી નથી. મોહ કેમેય મૂકાતો નથી.

ગોહીલવાડમાં ત્રાપજ ગામના ગરાસિયાના ઘરમાં ભારે કુસંપ બેઠો છે. તલવારો ઘમી ઘસીને ચાંદીના પતરા જેવી કરી મૂકી છે. હાકલ પડકારા ને મૂછો આંમળવામાં નવરા નથી પડતા.

મૂળ વાત આમ છે કે દાદા સુલતાનજી બિનવારસ ગુજરી ગયા. સુલતાનજીનો વારસાહક નજીકના વારસદાર મૂળુભા ગોહીલને મળ્યો છે.

દાદા સુલતાનજીએ એમની હૈયાતીમાં એક ૭ વીઘાનું ખેતર કુટુંબીભાઈ જેઠુભા ગોહીલને ખેડવા આપેલ જેથી એ ખેતરનો કબજો જેઠુભા ગોહીલ પાસે છે. મૂળુભાને વારસાહક મળતાં એ ખેતરની માગણી કરી.

કોયડો આંટી-ઘુંટીવાળો છે. વારસદાર મૂળુભા ગોહીલ પણ કબજાહક જેઠુભાનો.

જેઠુભા જૂની ઘરેડના અને અડીખમ માણસ છે. કોઈથી ગાંજ્યા જાય એવા નહિ. વાતની વાતમાં મૂછે તા દઈને કહે કે મારું માથું જાય પણ મારી વાત ન જાય.

એક તો વરસો થયા આ ખેતર પોતે ખેડે છે. અને ખેડે એની જમીનનો કાયદો પણ આવી ગયો છે એટલે કોરટનો આશ્રય લેવો નકામો હતો. ઘરમેળે સમાધાન થાય તો જ પતે પણ વાત ભારે વટે ચડી ગઈ છે. મૂળુભા કહે, લીધે પાર. અને જેઠુભા કહે, આપું નહિ. આ કંકાસથી ત્રાપજના ગરાસદારના ગોળાનાં પાણી સૂકાઈ ગયાં છે. ઘણુંપર સમજાવી રહ્યા પણ બેમાંથી એકેય નમતું જોખતા નથી. આ તો ગરાસિયાના દીકરા, સરપના જ ભારા. લીધી વાત મૂકે તો તો ધરતી રસાતાળ જ જાયને. 'બાપુકી જાતા બળ નો કીધું. ભૂપત છો કે ભિખારી.' કૌરવ પાંડવના દાખલા સંભારી સંભારીને બેય પક્ષ વટે ચડી ગયા અને વેર એટલું બધું વધી ગયું કે આજકાલ લોહીનો ઢગલો થયો સમજો.

જેઠુભાનો દીકરો ચંદુભા અને મૂળુભાનો દીકરો ધનુભા (ધનશ્યામસિંહ) એ બન્ને સરખે સરખી ઉંમરના છે, બેયને બાળપણની મિત્રુ. એક જ ગુરુના શિષ્ય. પાંચ પાંચ ૭ ૭ વરસ એક સાથે ભણ્યા-ગણ્યા છે. એક બીજાનાં હેત સગા ભાઈથી વિશેષ છે. બન્નેનાં ખોળિયાં જુદા ને જીવ એક. બેઉના પિતાઓને ભવેને આપે માર્યા વેર-પણ ચંદુભાને અને ધનુભાને ગળે ગાંઠ્યું.

ધનુભા વધારે અભ્યાસ કરવા ભાવનગર એમના મામાને ત્યાં ચાર પાંચ વરસ થયાં રહે છે. જ્યારે જ્યારે ત્રાપજ આવે ત્યારે બન્ને મિત્રો છાના-છૂપતા મળી લિયે. માવતરને ખબર પડે તો ખિજાય. ઠપકો આપે. બીક પણ બતાવે કે કોક દિ કાટકું કાઢી નાખશે. એમનો વિશ્વાસ ન થાય.

તો પણ બન્ને ભાઇબંધો મળ્યા વિના ન રહે. એકબીજાને ભારોભાર વિશ્વાસ. હવે તો બેઉ જુવાન-જોધ થઇ ગયા છે. વીસ વીસ વરસનાં ડાણુ લાગી ગયાં છે. ગાલ ઉપર કાળી ખુદ્દ્દુ ઉપડી ગઇ છે.

ધનુભા અષાઢી બીજ ઉપર ભાવનગરથી ત્રાપજ ગામે આટો દેવા આવ્યો છે. ચંદુભાને ખબર થાતાં મળવા સાટુ તલપાપડ થઇ રહ્યો છે. એકબીજાને ઘરે જવાની તો માવતર તરફથી મનાઇ છે. મળવું કેમ! એટલે સીમ-શેઢાનું બાનું કાઢીને ગામની બહાર જઇને એકબીજા મળી લિયે.

એક દિવસ ધનુભા ઢળતે પોરે પોતાનો વારી-ઘોડો લઇને સીમમાં આટો દેવા ગયો છે. ચંદુભાને ખબર પડી એટલે ગામની બહાર જઇને મળવા સાટું ટળવળે છે. ત્યાં ધનુભા આવ્યો. ચંદુભાને જોતાં ઘોડેથી કોતરીને બથ લઇ ગયો. આનંદના ઓઘ વછુગ. ઘણે દિવસે ભેળા થયા. હૈયામાં હેતની ભરતી ચડી. જાણે સુદામો ને કૃષ્ણ મળ્યા. બેઠાં બેઠાં તે સાંજ પડવા આવી. વાતોનો ધરવ કર્યો.

ધનુભાનો ઘોડો પાસે ઊભો ઊભો હડફલાં ખૂંદે છે. દુશ્મનને પણ સવારી કરીને ફરવાનું મન થાય એવો. ઘોડાને જોતાં ચંદુભાનું મન થયું ને કહ્યું કે ભાઇ, લાવોને ઘડીક સવારી કરું, તમે અહીંયા બેસો ત્યાં આઘેરોક ફેરવી આવું.

ધનુભાએ ઘોડો આપ્યો ને ચંદુભા સવાર થયો. એક તો ગરાસિયાનો દીકરો. વળી ઊગતી જુવાની અને રાગમાં દેવના વેમાન જેવો ઘોડો આવતાં જાણે પૃથ્વીનું પડ રાંગ હેઠ આવી ગયું એમ લાગ્યું.

ઘોડાની પીંઢમાં જ એવી વાયડાઇ ભરી છે. હાકયા વિનાં રહેવાય જ નહિ. પગની પેની અડાડતાં ગલાલની મૂઠી જાય એમ ગયો. ચારેક ખેતરવા ગયો ત્યાં થવા કાળ છે ને તે પેગડું તૂટ્યું. ખડીગ નેરો અવાજ કરતું કાંટાના ઝાળામાં જઇને ભટકાણું.

ચંદુભાએ ઘોડાને ધીમો પાડ્યો. પાછો વાળીને જ્યાં પેગડું પડ્યું છે ત્યાં આવીને કોતર્યો. પેગડું લેવા માટે જેવો હાથ લંબાવ્યો એવો ઝાળામાંથી જબ્બરજસ્ત કાળોતરો સરપ પહોંચામાં ચોંટી રિયો. જાણે ચંદુભાની વાટ જોઇને જ કેમ બેઠો હોય. સરપ તો કરડ્યો પણ ચંદુભાએ ઉંહકારો ન કર્યો. આ તો ગરાસિયાનો દીકરો. એનાથી બોકાસાં ન દેવાય. ઘોડા ઉપર ચડીને ધનુભા પાસે આવીને ધીમેથી વાત કરી કે ધનુભા મને એરુ કરડ્યો. ખરેખર કાળો-તરો છે. જીવવા દે એમ લાગતું નથી. કાંઇ ઉપાય ખરો? ધનુભા ડંસ જોઇને વિચારમાં પડી ગયો. ભારે થઇ. શો ઉપાય કરવો.

પોતે ભાવનગરમાં રહે એટલે જાણે ખરો કે ઉપાય તો તળાજા દવાખાના ભેળો કરું ને લેખે લાગે તો છે. ગામમાં જઇને ખોટી થવાની વેળા નથી. વળી માવતરની મોટી ફાળ છે. કોઇને વહેમ પણ પડે કે આમ ઓચિંતું શું થયું. એ કરતાં હાલોને તળાજા ભેળો કરું.

ધનુભા તો ઘોડે સવાર થઇ ખોળામાં ચંદુભાને લઇને તળાજાને રસ્તે વહેતો થઇ ગયો.

શેત્રુંજી નદીને કાંઠે આવ્યો. ત્યાં બે પૂર પડી જાય છે. કોઇનો ભાર નહિ કે ઉતરવાની હિંમત થાય દૈયોના દંગલ જેમ ઘૂઘવાટા કરે છે. જાણે ભૂખી ભૂતાવળ ભરખ કરવા ઉમટી. સૂરજ આથમી ગયો છે. રાત્રીનો અંધારપટ પથરાઇ ગયો છે. સામો કાંઠો સૂઝતો નથી. કાજળવરણી રાત સામસામા આંકડા ભીડીને મળી ગઇ છે ને ચંદુભાના શરીરમાં ઝેર પણ હળા-હળ પરવરી ગયું છે. હોકારો આપતો નથી.

ધનુભાને વિચાર કરવાની વેળા ક્યાં હતી. પલવાર ખોટી થયા સિવાય જે ખોડીયાર કહેતાં ઝંપલાવ્યું મિત્રની ખાતર મોતના મોઢામાં. શેત્રુંજીના ગાંડા પૂરમાં બરાબર મધ્ય વહેણમાં આવ્યો ને પૂરે ભયંકર રૂપ ધારણ કર્યું. ખવીસ જેવા લોઢ ઉછળવા લાગ્યા. ઘોડો પૂરમાં તણાવા લાગ્યો. ભારે મથામણ

કરે છે પણ પૂર ઉપાડયે જાય છે. ઊંચે આભ નીચે જળબંબાકાર ને ખોળામાં ઢળી પડેલો ચંદુભા.

ચંદુભા! એ ચંદુભા? કોણ હોંકારો આપે? હોંકારો દેવાના હોશ ક્યાં હતા. ધનુભા નાભિયેથી નિશ્વાસ નાખીને બોલ્યો, ચંદુ, તારો જીવ સરપે લીધો ને મારો જીવ આ શેત્રુંજી લેવાની. બેય ભેળા છે હો ભાઇબંધ, પિતાઓને ભલેને બાપે માર્યા વેર હોય પણ આપણે નોખા નથી પડયા.

હે પ્રભુ રાખજે વાર છે નહિતર મારો કોઇ આરો-વારો નથી. ઘોડાને કહ્યું, રોઝા! આજ ખરે-ટાંણે કામ નહિ દે? ત્યારે આજ દિવસ સુધી ઊભે ગળે ખવરાવ્યું છે એ બધુંય એળે ગયુંને? દવાખાને તો પોગાડય.

આ વેણ રોઝાના કપાળમાં જાણે હથોડો પડયો. રોઝો ચમકી ગયો. માંડયો નાખોડાના ફરેડા બોલાવવા. કાળા નાગની જેમ સુસવાટા દેતો સેલકવા માંડયો આરાથી અરધોક માઇલ તણાઇને સામે કાંઠે ચડયો. ધનુભાને હિંમત આવી ગઈ. તળાજાની વાટે પૂર પાટીએ મૂકી દીધો. અરધી કલાકમાં ડોકટર પાસે આવીને કહ્યું કે ગમે તે ખર્ચ થાય, છેલ્લામાં છેલ્લી સારવાર કરીને ચંદુને બચાવો, ચંદુ ગયો તો એમની પાછળ કંઇકનો કકુસલો વળી ગયો સમજો.

ડોકટરે કહ્યું, બનતે ઉપાય કરું, પછી તો ઇશ્વરનું ધાર્યું થાય છે. ઇન્જેકશન દેવાં શરૂ કર્યાં. એક પછી એક. એમ મળસકું થયું ત્યાં ૧૬ ઇન્જેકશન આપ્યાં ને ચંદુને જરાક શુદ્ધિ આવી. ડોકટરને હિંમત આવી ગઇ ધનુભા! કેસ સુધરી ગયો સમજો પણ થોડુંક ઘી મળે તો પીવરાવીએ.

ધનુભાએ તુરત રોઝાને છોડયો પાગડવાળી. ત્યાં સુલતાનપુર પોગ્યો. પાદરમાં જ એક બ્રાહ્મણ ભળ્યો. ઘીની બરણી લઇને તળાજા વેચવા જાય છે. ધનુભાએ પૂછ્યું, ઘી વહેંચવું છે? બ્રાહ્મણે હા પાડી. લાવો જોઇએ કેવુંક છે. બ્રાહ્મણે બરણી આપી. ધનુભા વિચાર કરે છે કે ઘી તો સેવું છે પણ કરવું શું ખીસામાં એક પૈસો નથી. આ બ્રાહ્મણ ઓળખતો નથી. વિચાર કરતા કરામત સૂઝી.

બ્રાહ્મણે બરણી આપી એવો ઘોડાને મારી મૂકયો. બ્રાહ્મણ તો એ બરણી બરણી... ઘી ઘી... કરતો રહ્યો ને ધનુભા તળાજા ભેગો થઈને જુવે તો ચંદુને ઘણુંય સારું છે. ડોકટરે ચંદુભાને ઘી પીવરાવ્યું ને ધનુભા ત્રાપજ જવા રવાના થયો કે ઘરે જઇને ખબર તો આપું ત્યાં કોણ જાણે શું થયું હશે.

અહીં ત્રાપજ ગામમાં રાત આખી દેકારો બોલ્યો. કોઇ કાંય અટકળ કરે કોઇ કાંય અટકળ કરે. બેય પક્ષે હથિયાર ખખડવા લાગ્યાં. ગામમાં હરણત્રાસ પડી ગયો કે સવાર કેવી ઊગશે. એક કહે ધનુભા આપો ને એક કહે ચંદુ આપો. બેઉ ગયા કયાં? રાત આખી દોડું દીધી. બેમાંથી એકેયનો પત્તો નહિ. દિ ઊગતા સામસામા મોરચા માંડીને કપાય મરવા તૈયાર થયાં. ત્યાં ધનુભા મારતે ઘોડે આવ્યો ને દાયરો ઘેરી વળ્યો. ધનુભાએ વિગતથી બધી વાત કરી પણ ખાત્રી કેમ થાય. આ તો દુશ્મનનો દીકરો! એટલે જેઠુભા તળાજાને દવાખાને ગયા. ત્યાં ચંદુભાને જોયો. ડૉકટરે ને ચંદુભાએ વાત કરી ત્યારે ખાત્રી થઇ. ચંદુભાને તેડીને જેઠુભા ઘરે આવ્યા ને હૃદયમાં ઘમસાણ મચ્યું. ધનુભાનો ગણ કેમ ભૂલાય! દીકરાને જીવતદાન દીધું એનો બદલો શી રીતે આપું! એમ વિચાર કરતા સામે ચાલીને મૂળુભાને ઘરે આવ્યા ને કહ્યું, મૂળુભા! મૂરખ મિત્ર કરતા ડાહ્યો દુશ્મન ભલો એની આજે ખાત્રી થઇ છે. ધનુની ખાનદાની ઉપર મારી વટને જતી કરીને આજથી ચાંદલામાં આ છ વીઘાનું ખેતર આપું છું. બન્ને દુશ્મનો ભેટી પડયા. ગામના દાયરાને બોલાવી સાથે બેસીને દૂધ પીધાં. ધનુભાના નિઃસ્વાર્થ મિત્રતાની ગામ આખે એક મોઢે તારીફ કરી.

મિત્ર એસા કિજીયે ઢાલ સરિખા હોય,
સુખમેં તો પિછું રહે દુખમેં આગું હોય.

**

# પૂજન

દેવેન્દ્રકુમાર કાલિદાસ પંડિત

સંધ્યાની સુવર્ણ રજ દક્ષિણના ડુંગરાઓ પર એનો ઓળાપો કરી રહી છે, ગૌરવમયી પુના નગરીના કોટ કાંગરે હમણાં જ દીવાઓ પ્રગટવાના છે, ઝાડવાઓ પર પંખીઓ છેલ્લો કલબલાટ કરી પોઢવા જવાની તૈયારીમાં છે, ડુંગરાની આથેરી ગાળી ઘોડાની હણહણાટીથી ગાજી રહે છે. ને એ આભની અને ધરતીની શોભા નિહાળતો દાઢી મૂછ પર વાર વાર હાથ પસવારતો એક આદમી એની સામે પડછંદ ઘોડા પર બેઠેલા એક પુરુષને જવાબ વાળી રહ્યો હતો.

'દિલ્હીથી આવું છું.'

'દિલ્હીથી પુના સુધી પગપાળા પંથ કરવાનું પ્રયોજન?'

'હૈયાનો તરખાટ શમાવવા.'

'હૈયાનો તરખાટ ને આવું આવું બોલો છો તે કવિ લાગો છો?'

'કવિ છું; બરાબર પારખી ગયા.'

'શો તરખાટ છે?'

'વીરતાને બિરદાવવાનો. અમારો કવિનો એ સહજ ધર્મ. શૌર્ય નેકી ટેકી દીલાવરી ખમીર આ બધાનાં દર્શન કરી એને બાનીમા ગીતાવવાના, સૂર્યનો જેમ ઊગવાનો ધર્મ બરાબર એવો જ અમારો ગુણીજનોનો ધર્મ.'

'કેને બિરદાવવા છે?'

'કોણ છે આજ ભારતની ધરતી માથે બીજું કે જેના ગુણ ગાવા મારે દિલ્હી છોડી પુના પગપાળા આવવું પડે.'

'તોય.'

'શિવાજી મહારાજ. જીજાબાઈના ધાવણ ધાવી ઊછરેલ નરકેસરી શિવરાજના.'

'શિવાજીને દીઠે ઓળખો છો?'

'ના બાપ. દીઠા નથી. પણ એ અનેકરૂપે દખ્ખણની ધરતી પર દેખાય છે જુઓ આ ડુંગરે ડુંગરાની ગાળીએથી શિવાજી મહારાજની જય સાંભળું છું.

'ઇનામની આશાએ આવ્યા હશો.'

'ના બાપ ઇનામ જોતું હત તો, ઔરંગઝેબના દરબારમાં બેઠું છું. હીરા માણેક પર પગ મૂકીને હાલતો, ત્યાં તો જરાક ગુણ ગાઉં કે ધનના ઢગલા મળતા.'

'ત્યારે?'

'હૃદયનો ભાર હળવવા. શિવરાજની વીરતાને *અંજલિ આપવા હૈયામાં કાવ્ય-ધારા જે કાંઠે છલકી* ઊઠી એ ઠાલવવા આવ્યો છું.'

'બનાવીને લાવ્યા છો?'

'અરે બાપ બનાવીને ઓઢવીને લાવવી પડે એવો એ નરશાર્દૂલ ક્યાં હતો? એને તો સભાયે સ્વયં કવિતા ફૂટી નીકળે, અષાઢના મેઘાડમ્બરને જોઈ મોરલા મહેકે એમ.'

'સાંભળ્યું છે કે, કવિઓ પુરસ્કારની આશાએ પ્રશસ્તિ ગાય છે' એ ખરું?'

'એ મા શારદાનો પુત્ર નહિ ભા' એનો દ્રોહી, એનો કપુત; એવા પર તો મા સરસ્વતીના શાપ ઊતરે, ગુણીજનો અધમતાના, મનુષ્યત્વવિહીનતાના, ગૌરવહીનતાના, ધર્મહીનતાના, સંસ્કૃતિવિહીનતા પર તો આગ વરસાવે, એની કદમબોસી ન કરે, મા સરસ્વતીના પોતરા રાજદ્વારના સત્તાધીશોની ભાટાઈ ન કરે બાપ! એ ભારતના કવિ નહિ, શિવરાજ પાસે કોઈ પુરસ્કારની આશા નથી, હૈયામાં એના ગુણ માયા પછી ટાઢક વળશે એ મોટો પુરસ્કાર છે, ને પુરસ્કારની આશા હોત તો ભારતના શહેનશાહ ઔરંગઝેબનો દરબાર કેમ છાંડત? એના કર્મથી હૃદયમાં આગ સળગી ને એને મોઢામોઢ ભર કચેરીમા કહી સળગતા અંતરમા શીતળતા મેળવી સાચો કવિધર્મ બજાવ્યો.'

'ઔરંગઝેબની મોઢામોઢ! એના દરબારમા?'

હા બાપ કવિઓ ઔરંગઝેબોથી બીહ નથી ખાતા.'

'શુ કહ્યુ મને જરા કહેશો!'

'સાભળો' મે કહ્યુ.

'હાથમે તસબી લીય, પ્રાત ઊઠ બંદગીકો,
આપહી કપટ રૂપ, કપટ જાય જપકો,
આગરેમે જાય, દારા ચૌકમે ચુનાઈ લીનો,
છત્રહી છીનાયો, માનો બુઢે મર બાપકો,
ભનત ભુખન, શઠ, છદ્દા, મના મદી ભયો,
સો સો ચુહા ખાય કે, બીનાઈ બેઠી તપકો'

કવિના બોલવના ડુંગરાની ગાળીઓમા પડઘા ઊઠ્યા કવિત ગાતા હૃદયનો ધિક્કારયુક્ત-વિલાતી સંધ્યા જેવો કસુંબલ રંગ, આખમા છલકી ઊઠ્યો

પછી જરાવાર મૌન રહી કહ્યુ

'આમ બોલી મે કહ્યુ ઔરંગઝેબને કે બાપ મારવો હોય તો મારી નાખ બાકી જેવુ દીઠ્યુ એવુ કહેવુ તો અમારો ગુણીજનોનો ધીરધર્મ, કવિ તારા ખવાસ કે ગોલા નથી'

'પછી?'

'પછી તો બાપ રોજ રોજ સત્તાની ખુમારીએ પ્રજા પર જુલમ વરસાવતા સત્તાખોરની નગરીમા રહું તો તો મારી મા સરસ્વતી લજે એના શાપ ઊતરે, કપૂત ઠરૂ માએ જીભમા વાચા દીધી ને બુદ્ધિના તેજ દીધા એ અન્યાય ને અધર્મ સામે બોલવા એટલે દિલ્હી છોડ્યુ શાહી મહાલયો, જમુનાના નીર અને મોગલાઈ ભભકા મને અંગારા સરખા કળાયા.'

'હવે?'

'હવે તો બસ એકવાર શિવરાજના-જીજાબાઈના પેતરાના પેટ ભરી ગુણ ગાઈ લઉં પછી મોતેય મીઠું લાગશે.'

'શિવાજીના ગુણગાનનું એકાદ કવિત મને સંભળાવશો?'

'અરે બાપ જગત આખાને સભળાવવુ છે તો તમને કા ન સંભળાવુ. લો, સાભળો'

કહી ભૂખણ કવિ ખોખાર્યા, ઊંધા પગ નાખ્યા ખભા પરની પછેડી ભોય પર નાખી બે હાથ લાબા કરી કવિત લલકારવા માડ્યા

એક, બે, ત્રણ ચાર પાંચ, છ, કવિત કવિના ગળામાથી વછૂટયા, કાગળ નહિ, પેન નહિ હૈયાના અતલ ઊંડાણેથી શબ્દો સૂરની પછવાડે વહ્યા આવે છે, દખ્ખણના ડુંગરાઓમા એના પડછદા બોલે છે

ઘોડેસ્વાર ચૂપચાપ અશ્વની લગામ પકડી સાભળે છે

સાત, આઠ, નવ, દશ, વીસ પચીસ, લીટીએ લીટીએ શિવરાજ જાણે ડુંગરાઓમા સામે યુદ્ધ ખેલતો દેખાય છે એનો તેજી અશ્વ, એના યુદ્ધના નગારાના ઘોષ જાણે ધણેણવા માડ્યા છે એનો ભગવો ઝંડો જાણે ઊંચે આભમા ફડાકા મારી રહ્યો છે લીટીએ લીટીનુ વર્ણન જાણે સજીવ બની આકાર ધરી ધરતી ઉપર ઊપસી રહ્યું છે

છત્રીસ, ત્રીસ, ચાળીસ

હવે તો કવિનુ ગળુ બેસી ગયુ સાદ માડ માડ નીકળે છે ને સામે ઊભેલ સવાર વિનવે છે. હાઉં કવિરાજ, હવે હાઉં સાદ બેસી ગયો'

'ના બાપ હવે તો ગાવા દ્યો, શિવાજી રૂપી શૌર્યના વાદળાઓ સામે મારા કવિતરૂપ મોરલા ભલે ટહુકે, ટહુકવા દ્યો

ને એકતાલીસ બેતાલીસ, પચાસ, એકાવન

આભની અટારીએ વિદાય લેતા સંધ્યા રાણી પણ આ કીર્તિગાન સાભળવા થભી ગઈ છે કવિનુ ગળુ પણ સાવ બેસી ગયુ છે હોઠ વચ્ચેથી માડ શબ્દો નીકળે છે

ઘોડેસ્વારે હાથ ઊંચો કરી કહ્યુ. 'હાઉં કરો કવિરાજ અવધિ કરી'

'એક એક છેલ્લુ ગાઈ લેવા દ્યો'

ને બાવનમુ કવિત ગાયુ.

'બલિ મહારાજ, શિવરાજ સિંહ તેરી તેગ,
તેરો લાહ દડ, ઝૂમી ઝારત ઝડાકા હૈ,
હારે આસમાન, ભાસમાનકો, ગરવ ગાલે,

શત્રુનકે, શીશ પર, કરતી કડાકા હૈ,
હાથી કાટ, હુદ્દા કાટ, ભૂતલ વરાહ કાટ,
કમઠ કી પીઠ પર કરતી કડાકા હૈ.

બાવનમું કવિત ગાઇ કવિ ચૂપ રહ્યા. સાદ બિલકુલ બેસી ગયો. બાવન કવિત ખોળામાં સંઘરનાર દખ્ખણના ડુંગરાઓના પડઘા કેટલીયે વારે શમ્યો. બાવને ય કવિત પહાડોના પથ્થરોમાં કોતરાઇ ગયા.

'હા...શ. આજ કોઠે ટાઢો થયો, હવે ભલે અબઘડી જ મોત આવતું.'

'આ કવિત શિવાજીને સંભળાવવા છે.'

'હા કાલ સવારે તેની કચેરીમાં જ.'

'રાતવાસો ક્યાં કરશો, પુનામાં!'

'અહીં પડ્યો રહીશ, આ ય મારા શિવરાજની ભોમકા છે ને! એની ધરતીમાં બીક શાની?'

ને હાથની આંગળીએથી વીંટી ઉતારી કવિના હાથમાં આપતાં ઘોડેસ્વાર બોલ્યો :

'આ, લ્યો, કવિરાજ વીંટી. રાજના અતિથિગૃહમાં બતાવજો, ત્યાં તમને આ વીંટી બતાવવાથી ઊતરવા દેશે ને રાત્રી ભોજન દેશે, તમે આટલાં બધાં કાવ્ય સંભળાવ્યાં એનો થોડો તો બદલો આપવો જોઇએ ને?'

'તમે?'

'હું અતિથિગૃહનો ઉપરી છું.'

'ભલે બાપ, અતિથિગૃહમાં જઈશ.'

ને ઘોડેસ્વાર પહાડ જેવડા ઘોડાની લગામ મરડી પુના ભણી વળ્યો, એના ડાબલાના ધ્વનિ જામતા અંધકારમાં ગાજી રહ્યા, ખબ, ખબ ખબાક ખબાક.

કવિ પણ હે મા સરસ્વતી કહી ખભે પછેડી નાખી ઊઠ્યા.

થોડા સમય બાદ એ અતિથિગૃહમાં જાય તે પહેલાં તો પેલો સ્વાર ત્યાં આ કવિના આગમનના સમાચાર આપી આવ્યો હતો.

કવિએ વીંટી બતાવી અંદર પગ મૂક્યો. સેવકોએ કવિનાં ઝાઝાં આદરમાન કર્યાં.

પ્રભાત થયું, ભૂખણ કવિ ઊઠ્યા, સ્નાન કરી, વસ્ત્રો બદલ્યાં ને ચાલ્યા શિવાજીના દરબાર તરફ.

દરવાજે જઈ દરવાણીને શિવાજી મહારાજ પાસે જવા દેવા રજા માગી.

દરવાણી એને માનભેર અંદર લઈ ગયો.

કવિએ કચેરી ખંડમાં જેવો પગ મૂક્યો કે એ આભા બની ગયા. આગલે દિવસે સંધ્યાકાળે મળેલ એ જ શિવાજી સામે બેઠા છે.

કવિને જોતા જ શિવાજી મહારાજ આસન પરથી ઊઠી સામે ગયા. ને બેઉ બથમાં ઘાલી મળ્યા. શોભા ને સરસ્વતીના જાણે મિલન થતા હતા.

બાવડું ઝાલી શિવાજીએ ભૂખણને બાજુમાં બેસાડ્યા.

કવિએ કચેરી-ખંડમાં એક નજર ફેરવી લીધી. ચોમેર સાદાઇ છે, ભોંય પર પણ સાદી ચટાઇ પર શિવાજી બેઠા છે, ગાદી તકિયો ય નથી. શિવાજીના વસ્ત્રો ય સાદા–સંન્યાસી સરખા છે, વૈભવ,–હીરાનું ચિહ્ન સરખું નથી.

'મહારાજ! મને સાંજે ઓળખ ન આપી?'

'ઓળખ આપી ને તમે ગુણ ગાયા હોત તો મને ભાટાઈ દેખાત કવિરાજ! એટલે ચૂપ રહ્યો'તો, મને જોયા સિવાય મારી પીઠ પછવાડે બોલાય એ જ સાચું હોય કવિરાજ!'

'ખરું મહારાષ્ટ્ર કેસરી! ખરું!'

ત્યાં તો રાજગોર થાળમાં કંકુ ચોખા ને પુષ્પ લાવ્યા. પૂજનની સામગ્રી લાવ્યા.

જોતા જ ચમકી કવિ બોલ્યા :

'આ શું મહારાજ!'

'પૂજન.'

'કેનું મારું?, ક્ષુદ્ર માનવના પૂજન!'

'ના કવિરાજ! આ પૂજન વ્યક્તિના નથી ગુણ ધર્મના છે, જેવું દીઠું એવું કહેનારા તમારા વીર ધર્મના–કવિ ધર્મના આ પૂજન છે, એ ધર્મ તો પૂજી વંદવા યોગ્ય છે.'

રાજગોરે કવિના કપાળમાં કુમકુમનો ચાંદલો કરી ચોખા ચોડી વેદ વિધિ પ્રમાણે પૂજન કર્યું.

પછી મુખ્યમંત્રીએ કવિના હાથમાં એક ત્રાંબાનું પતરૂ મુકતા કહ્યું:

'કવિરાજ! મહારાજને તમે ગઈ કાલે સાંજે બાવન ગીત સંભળાવ્યા એ બદલ એક ગામનો આ તાંબાના પતરે લેખ કરી આપી બાવન લાખ સોના-મહોર અને એક હાથી આપે છે.'

'જય હો! જય હો મા જીજાબાઈના લાડલાનો. યવન કન્યાને મા કહી આવતે અવતાર પેટે જન્મવાનું કહેનાર શીલવાનનો જય હો! રામદાસસ્વામિ અને સંત તુકારામના ધર્મોપદેશને જીવનકાર્ય ગણનાર માનવ-સેવક ત્યાગી શિવરાજનો જય હો! હિંદુત્વના રખેવાળ, શિવરાજનો વિજય હો!'

કહી કવિએ ભેટ સ્વીકારી, ને 'શિવરાજબાવની' અમર બની ગઇ, આજ ભારતના ખૂણે ખૂણેથી એ બાવન કવિતનો જોરદાર શોર જાણે હજીયે ગૌરવ કરે છે. પણ એને ઝીલનારો તે પછી એકેય શિવરાજ જન્મ્યો નથી.

જીજાબાઓ વગર શિવાજીઓ ક્યાંથી નીપજે?

**
*

## નિર્ભયતા

હવે એક બીજા સિદ્ધાંત તરફ હું તમારું ધ્યાન ખેચું છું. અને એનો હું તમને અનુભવ કરવાનો આગ્રહ કરું છું.

તે નિર્ભયતા છે. એક જ દૃષ્ટિપાતથી સિંહને વશ કરી શકાય છે, એક જ દૃષ્ટિથી શત્રુને શાંત કરી શકાય છે. અને એક જ નિર્ભય પ્રહારથી વિજય પ્રાપ્ત કરી શકાય છે.

હું હિમાલયના ઘોર જંગલમાં ફર્યો છું. ચિત્તા, રીછ, વરુ અને ઝેરી પ્રાણીઓ મને મળ્યાં છે. પરંતુ કોઇ જાતની હાની મને થઇ નથી. જંગલી જનાવરો પ્રત્યે નિઃશક ભાવથી સીધો દૃષ્ટિપાત કરવો. નેત્ર નેત્ર મળ્યાં એટલે કે હિંસક પ્રાણીઓ સ્તબ્ધ બની ગયાં અને એ લોકો ચાલ્યા ગયાં. આ નિર્ભયતાનું પરીણામ છે. તમે નિર્ભય થશો એટલે કોઈ પણ તમને નુકસાન નહીં કરી શકે.

એકવાર કોઇ એક પંજાબી સિપાહી આગબોટ ઉપર કોઈ ચેપી રોગથી માંદો પડયો. આગબોટના ડોકટરે એને સમુદ્રમાં ફેંકી દેવાનો હુકમ ફરમાવ્યો. કોઇક વાર એવું બને છે. પેલા સિપાહીને આ વાતની ખબર પડી. શત્રુથી ઘેરાઈ જાય ત્યારે સાધારણ લોકોમાં પણ નિર્ભયતા પ્રગટી ઉઠે છે. અસીમ શક્તિ વડે મરણ પથારીએ પડેલો સિપાહી નિર્ભય બનીને બેઠો થયો અને સીધો ડોકટર પાસે પહોંચ્યો. પોતાની પીસ્તોલ ડોકટર સામે તાકીને બોલ્યો. 'શું હું માંદો છું? મને જો દરિયામાં ફેંકી દેવાનું નામ લીધું તો હું તમને ગોળીથી ઠાર કરીશ.' એટલું સાંભળતાં જ ડોકટરે તરત જ એને નિરોગી હોવાનું સર્ટિફિકેટ લખી આપ્યું.

નિરાશા એ જ નિર્બળતા છે. માટે એનાથી બચો. તમે નિર્ભય બનશો તો સૌ કોઈ તમારાથી ભય પામશે.

—સ્વામી રામતીર્થ

*

જે નાના કામોમાં
બેદરકાર રહે છે તેનાથી
મોટાં નથી થતાં. પહાડ
પણ રજકણનો બન્યો
છે. ને રજકણ પોતાની
આકર્ષ શક્તિ તજી દે
તો પહાડ ભાંગી થઈ
જાય. એમ જ નાના
કામ વિષે સમજવું.
બાપુના
સીમલા આશીર્વાદ



જે નાના કામોમા બેદરકાર રહે છે તેનાથી મોટા નથી થતા પહાડ પણ રજકણનો બન્યો છે ને રજકણ પોતાની આકર્ષશક્તિ તજી દેય તો પહાડ પણ ભાગીને ભૂકો થઈ જાય એમ જ નાના કામ વિષે સમજવું.

સીમલા — બાપુના આશીર્વાદ

# મહાપુરૂષોનું બચપણ

ધ્રુવકુમાર

દેશબંધુ ચિત્તરંજનનું નામ તો તમે સાંભળ્યું હશે?

તેઓ નાનપણથી જ બહુ ઉદાર સ્વભાવના હતા. અન્યનું કષ્ટ જોઈને દ્રવી ઊઠતા.

એક દિવસ એમને પિતાજી પાસેથી ત્રણ રૂપિયા માંગ્યા.

પિતાએ પૂછયું: 'શું કરશે?'

પણ એમને કશું બતાવ્યું નહીં. તો પણ પિતાએ ત્રણ રૂપિયા આપ્યા.

પરંતુ, એમની સાથે એક નોકરને મોકલ્યો. એ જોવા ખાતર કે એ ત્રણ રૂપિયા ચિત્તરંજન શેમાં ખર્ચે છે?

ચિત્તરંજન સીધા ચોપડીવાળાની દુકાને પહોંચ્યા. એમની સાથે એક ગરીબ છોકરો પણ હતો.

બે રૂપિયાની એમને ચોપડીઓ ખરીદી આપી અને એક રૂપિયાના ચંપલ.

નોકરે ઘરે આવી, સારીય વાત માલિકને કહી સંભળાવી.

*

લોકમાન્ય બાલગંગાધર તિલક નાનપણથી ખૂબ તેજ બુદ્ધિ ધરાવતા હતા. એમને જે વાતો શીખવવામા આવતી હતી, એ સઘળી એ ખૂબ જ જલદી યાદ રાખી લેતા હતા.

તિલક હંમેશા પાઠશાલામાં ખાલી હાથે જ જતા હતા.

એક વાર પાઠશાલાના ગુરુજીએ પૂછ્યું:

'કેમ તિલક, તું દફતર-થેલી કેમ નથી લાવતો?'

તિલકે સહજ ભાવે ઉત્તર દીધો:

'શું કરૂં ગુરુજી? હું દફતર-થેલી લાવવાની જરૂર જ નથી જોતો. કેમકે, આપ જે કાંઇ શીખવો છો, એ બધું મને સાંભળવાથી જ યાદ રહી જાય છે.'

પછી પૂછવું જ શું?

ગુરુજીએ તરત એની સ્મરણ શક્તિની પરીક્ષા લેવાને એક સવાલ શ્યામપટ (પાટીયું) પર ઉકેલવાને લખ્યો.

તેનો ઉત્તર તિલકે તરત એ મૌખિક કહી સંભળાવ્યો.

સાંભળી ગુરુજી અવાક્ જ રહી ગયા!

*

✓ ગાંધીજીને નાનપણથી ખેલવા-કૂદવાનો અને ઝાડો પર ચઢવાનો ઘણો શોખ હતો. પડી જવાની બીકે બાપા મના કરતા, તો પણ એ માનતા નહીં.

એકવાર મોટાભાઇએ એને ઝાડપર ચઢતા જોયો તો એની ટાંગ પકડીને એને નીચે ઉતાર્યો.

મોહન રોતો-રોતો મા પાસે ફરિયાદ કરવા ગયો અને બોલ્યો:

'બા બા, મને ભાઇએ માર્યો!'

'તો તું એને માર?' માએ પ્યારથી કહ્યું.

'એ મારાથી મોટો છે. બા, તું મને મોટાભાઈને મારવાનું શીખવે છે?'

'કેમ, એમાં ખોટું શું છે? ભાઈ-ભાઈ તો આપસમાં માર-પીટ કરતાં જ હોય છે.' મા બોલી.

'નહીં', બા. હું એને નહીં મારું. તું મારવાવાળાને મારવાથી નથી રોકતી, ઉલટું માર ખાવાવાળાને જ મારવાનું શીખવે છે!'

મોહનનો આવો જવાબ સાંભળી મા ચકિત થતાં બોલી:

'તને આવો જવાબ કયાંથી સુઝે છે મોહન? કોણ શીખવે છે એવી વાત!'

—અને, તરત માએ એને ગોદમાં ઉઠાવી લીધો.

# અજ્ઞાનથી જાગૃત રહો

ડૉ૦ રામચરણ મહેન્દ્ર

જેને જ્ઞાન નથી તે વ્યક્તિ એક એવા અંધકારમા ભટકે છે કે તેને કૂવાના દેડકાની જેમ જીવનમાં ક્ષુદ્ર સ્વાર્થ જ દેખાય છે. મહર્ષિ વાલ્મીકિ જ્ઞાન પ્રાપ્તિ પહેલાં એક હિંસક ચોરનું જીવન વ્યતીત કરતા હતા. મુસાફરોને લૂંટવા, તેમની હત્યા કરવી અને પોતાના નાનકડા પરિવારના પોષણનો પ્રબંધ કરવો–આ તેમનું દૈનિક કાર્ય હતું. એક દિવસ નારદમુનિ ત્યાથી પસાર થતાં વાલિયાને હાથે પકડાઇ ગયા. નારદજીએ વાલિયાને સ્વાર્થ–પરમાર્થની સાચી વાતો સમજાવી. હિંસક ચોરના દિવ્યચક્ષુ એકદમ ઉઘડી ગયાં. તેને પોતાના સઘળા પૂર્વના કર્મો પાપમય પ્રતીત થવા લાગ્યા. મનમા આત્મગ્લાનિ થઇ. તેણે જોયું કે તેનું અડધા કરતા અધિક જીવન પાપમા જ પસાર થઇ ગયું છે; જેમા અજ્ઞાન સિવાય બીજું કાંઇ જ ન હતું.

જે હૃદયની આરત વાલ્મીકિની થઇ તે આત્મ જ્ઞાનનું પ્રથમ પગથિયું છે જેનો અંતરઆત્મા જાગૃત હોય છે તે જ પશ્ચાતાપનો અનુભવ કરી શકે છે. અજ્ઞાની આત્મા સુષુપ્ત હોય છે તે સામાન્ય રીતે પશુજીવી હોય છે. ભોજન અને વૈભવ સિવાય તેને ઉત્તમ આનંદનો ખ્યાલ હોતો નથી. તેની દષ્ટિ સિમિત રહે છે. તેને એ વાતનું ભાન હોતું નથી કે આ પાર્થિવ આનંદ સિવાય ઉચ્ચતમ આનંદ પણ હોય છે.

જે અજ્ઞાનથી જાગૃત બને છે તે આધ્યાત્મિક ઉન્નતિના સોપાન તરફ ડગ માડવાનું શરૂ કરે છે, તે ક્ષુદ્ર જીવનને ત્યજે છે અને શુદ્ધ જ્ઞાનમય જ્યોતિ તરફનું આરોહણ આરંભે છે. અજ્ઞાનની જાગૃતિ આધ્યાત્મિક ઉન્નતિનું પ્રથમ રશ્મિ છે. આ અવસ્થા કેટલાકને ઠોકરો ખાતાં પ્રાપ્ત થાય છે જ્યારે કેટલાક જીવનના અંત સુધી પ્રાપ્ત કરી શકતા નથી.

ઉમરની સાથે સાથે માણસે સાસારિક આસક્તિમાથી વિરક્ત થઇને જીવનમાં ઉચ્ચ મૂલ્યો સ્થાપવા તત્પર બનવું જોઇએ. તેમાં ભજન–પૂજન, આરાધના, સત્સંગ, કીર્તન, સારા ગ્રંથોનું અવલોકન, જીવનલક્ષ પ્રતિ ચિંતન દ્વારા મેદને ઘટાડી શકાય. સુજ્ઞ માણસોએ ધીમે ધીમે અધમ સ્તરમાથી વૈરાગ્ય કેળવી જ્ઞાનમય જીવનમાં રુચિ પેદા કરવી જોઇએ સ્વાર્થની જગ્યાએ પરમાર્થ અને જનસેવા દ્વારા આત્મવિકાસ કરીને મનની શાંતિ પ્રાપ્ત કરતા જવું જોઇએ. સડેલા એવા સાસારિક સુખનો ત્યાગ કરી ભગવાન પૂજા અને બ્રહ્મ ચિંતનમા વધુ સમય ગાળવો જોઇએ.

ઇંદ્રિય સુખોમાથી ધીમે ધીમે મુક્ત બનીને બ્રહ્મજ્ઞાન તરફની ગતિ એ પ્રગતિનું પ્રથમ સોપાન છે. ભગવાને નિર્દેશ કરતા કહ્યુ છે:

**'રાગ દ્વેષ વિયુક્તૈસ્તુ વિષયાનિન્દ્રિયૈશ્ચરન્ ।**
**આત્મવશ્યૈર્વિધેયાત્મા પ્રસાદમધિગચ્છતિ ॥**
**પ્રસાદે સર્વ દુઃખાનાં હાનિરસ્યોપજાયતે ।**

(ગીતા ૨, ૬૪–૬૫)

'સ્વાધીન અંતઃકરણવાળો પુરુષ રાગ–દ્વેષ રહિત પોતાના વશમા કરેલી ઇન્દ્રિયો દ્વારા વિષયોમા વિહરતો હોવા છતા પ્રસાદને–પ્રસન્નતાને પ્રાપ્ત કરે છે. આ દૈવી આનંદથી સાસારિક દુઃખોનો નાશ થાય છે.'

સાસારિક ભોગોમાથી ધીરે ધીરે વૈરાગ્ય પ્રાપ્ત કરીને બાહ્ય સુખ દુઃખોની ઉપેક્ષા કરીને પોતાના પ્રકાશમય અંતઃકરણમા બ્રહ્મની સાધના કરવાથી શાંતિ મળે છે. આ જ રીતે બ્રહ્મનિષ્ઠ સાધક, બ્રહ્મ સ્વરૂપ થઇને બ્રહ્મ નિર્વાણ પ્રાપ્ત કરે છે અને અંતરની અજ્ઞાનરૂપી ગ્રંથિનો નાશ કરીને મોક્ષ મેળવે છે.

**'અજ્ઞાન હૃદય ગ્રંથિનાશો મોક્ષ ઇતિ સ્મૃતઃ ।'**

(શિવ ગીતા ૧૩-૩૨)

આ પૃથ્વી પર તે પુરુષો ધન્ય છે, જે જ્ઞાની છે, તેમના દ્વારા જ ધરતી ધન્ય બનતી હોય છે અને મહાન કાર્યો થતાં હોય છે.

[અનુ૦ નટુભાઈ પટેલ]

# અધઃપતન

મનુભાઈ ત્રિવેદી

મારું મોસાળનું ગામ સુખપાદર. મારાં બા કહેતાં કે છે તો નાનકડું ગામ પણ પાદરમાં અતિ રળિયામણી નદી, તેના બન્ને કાંઠે વૃક્ષોની ઘેઘૂર ઘટા, અને સીમમાં લીલીછમ વાડીઓ, આથી ગામનું નામ સુખપાદર પડેલ છે. જેના પાદરમાં સુખ હોય તે ગામમાં શું હોય, તેની કલ્પના જ કરવી રહી. મને સુખપાદર જવા તીવ્ર ઉત્કંઠા. તેમાં વળી જાણવા મળેલ કે નદીના કાંઠેવાળા ભગતની અતિ પુરાતન જગ્યા છે. મને આવાં સ્થળો જોવા અને તેના વિષે જાણવાનો નાદ, આથી મારો જીવ ત્યાં જવા વિશેષ તલપાપડ થઇ રહેલ. પણ સુખપાદર રાજ્યના એક છેડે અને મામાની નોકરી બીજા છેડે. મારી નોકરી વળી બીજા જ રાજ્યમાં. આથી મેળ ખાતો ન હતો. ત્યાં મામાએ નોકરીમાંથી નિવૃત્ત થઇ સુખપાદરમાં બાપદાદાનાં જૂનાં પુરાણાં મકાન દુરસ્ત કરાવી સ્થાયી વસવાટ કર્યો. છ એક મહિના પછી તેમનો પત્ર આવ્યો કે કાવ્ય સ્ફુરે તેવી જગ્યા છે, વહેલામાં વહેલી તકે આવ.

આમ તો મારો સ્વભાવ 'હજરતે દાગ જહાં બેઠ ગયે'ની ઉક્તિને ઓછી ઠરાવે તેવો, પણ વાલા બાવાની જગ્યા વરસોથી આકર્ષી રહેલ એટલે બિસ્તો બાંધી ટ્રેઇન પકડી.

રાજ્યના આ ભાગ તરફ ક્યારેય ગયેલ નહીં. સુખપાદર આજુબાજુના પ્રદેશની રમણીયતા ઊડીને આંખે વળગે તેવી હતી. આખો પ્રદેશ ગીચ જંગલથી છવાયેલો હતો. વચ્ચે થઇ ઝરણાં સંતાકૂકડી રમતાં જતાં હતાં. તેમાં ક્યારેક સપાટ લીલી વાડીઓના નયન રમ્ય ટૂકડાઓ આવતા હતા. દૂરનાં ગામડાં નીલમ વચ્ચે માણેક જેવાં લાગતાં હતાં. જેમ સુખપાદર નજીક આવતું ગયું તેમ બન્ને બાજુ વાડીઓની સંખ્યા વધતી ગઇ. તેના લીલાછમ મોલનાં ઝૂલણ જોઈ જાણે જીવનભરનો થાક ઊતરી ગયો. ત્યાં ટ્રેઇન વળાંક વળી અને અચાનક આનંદથી કલ્લોલતી નદી નજરે પડતાં હૈયું હરખાઇ ગયું. સુખપાદર નામને સાર્થક કરે તેવું જ પાદર હતું.

સ્ટેશનથી ગામમાં જતાં નદી પરનો બેઠો પુલ પસાર કરવો પડયો. ગામ ઊંચાણમાં હતું. છતાં નદીના કાંઠે દીવાલ ચણી ગામને વિશેષ સુરક્ષિત કરવામાં આવેલ. પુલની એક બાજુના કાંઠે આવી દીવાલના ઓથે ડોકાતો ગામના ઠાકોરનો દરબારગઢ હતો. બીજી બાજુ વાલા ભગતની જગ્યાના મંદિરનું શિખર સોહતું હતું. શિખરની ચારે તરફ એક વિશાળ વૃક્ષની ટોચ ડોલતી હતી. આ ચંચલતા વચ્ચેની શિખરની નિશ્ચલતા જોતાંવેંત સ્પર્શી ગઇ. ગામમાં ગયા બાદ ખબર પડી કે આ વૃક્ષ નીચે વાલા ભગતે વરસો સુધી તપસ્યા કરેલ. આથી આ વૃક્ષનું આ પંથકમાં ઘણું માહાત્મ્ય હતું.

મારા ખ્યાલમાં નહીં કે સુખપાદરમાં ટપાલ ઑફિસ નથી. શિક્ષક ટપાલનું કાર્ય કરતા, પણ તે તો ખેપિયા મારફત દર બે કસ્બાના ગામથી ટપાલ આવે ત્યારે. આથી મેં ટપાલમાં નાખેલ કાગળ મામાને મળેલ નહીં. મામાને સ્ટેશને ન જોવાથી મને થોડું આશ્ચર્ય થયેલ. પણ તેમની ઉમર લક્ષમા લેતાં તે ન આવે તેમાં કશું અજુગતુ ન હતું. પણ ગામના ગોંદરે તેમને ન જોયા ત્યારે મને નવાઈ લાગી. બે ક્ષણ મૂંઝવતો વિચાર આવી ગયો કે કદાચ બહારગામ ગયા હશે તો? પણ તુરત હૈયાધારણ વળી કે ઘર થોડા લઇ ગયા હશે! કોઇને તેમના ઘર વિષે પૂછું

તેમ વિચાર કરતો હતો ત્યાં સામેના ડેલાની બારીમાં મામા જ ડોકાયા. મને જોઇ હરખભેર સામા આવ્યા, બથમાં ઘાલી લીધો અને બહારથી જ મામીને બૂમ મારી, 'ભાણિયાભાઈ આવ્યા.' મામાના મમત્વે માની યાદ તાજી કરી. મારી આંખમાં આંસુ આવી ગયાં.

ડેલામાં વિશાળ જગ્યા હતી. મામાએ ઓસરી ઉતારી ઓરડાની મરામત કરી રહેલાક માટે ઉત્તમ સગવડ બનાવેલ. મારા માટે છેલ્લો ઓરડો તૈયાર કરી દીધો કે જેથી મને મારા લેખન વાચનમાં ખલેલ ન પહોંચે. પણ હું ક્યાં અહીં લખવા વાંચવા માટે આવ્યો હતો!

બીજે જ દિવસે મેં વાલા ભગતની જગ્યા બાબત પૂછપરછ શરૂ કરી દીધી. મામાએ નિખાલસતાથી કહ્યું, 'જગ્યા અત્યંત સુંદર છે, પણ તેના ઇતિહાસ વિષે હું કઈ જાણતો નથી. છતાં ગામમાં કોઈ જાણતું હશે તો તપાસ કરીશ.' સવાર તો મામાએ છ મહિનાના ટૂંકા ગાળામાં પણ ગામમાં જે સુવાસ પેદા કરેલ તેના પુરાવા રૂપે થયેલ પ્રતિષ્ઠિત માણસોની અવરજવરમાં જ પૂરી થઇ. ભાણાભાઇને લઇને જરૂર આવવાનું છે, તેમ ઘરે તથા વાડીએ આવવાનાં આગ્રહપૂર્વકનાં આમંત્રણો મળતાં રહ્યાં. હૃદય તેથી ખૂબ હરખ પામ્યું, પણ સવારે જ વાલા ભગતની જગ્યાએ જવાની ઇચ્છા અધૂરી રહી. બપોર પડખાં ઘસી વિતાવી દીધી. સાંજ પડી કે મામાએ કહ્યુ, 'ચાલો ભાણાભાઈ, વાલા ભગતની જગ્યાએ જઇએ.' હું તૈયાર જ હતો.

જગ્યામાં દાખલ થયા કે એક વિશાળ વડ દૃષ્ટિ ભરીને પછી પણ જાણે કે ચારે તરફ છલકાઇ જતો હતો. તેની આટાપાટા રમતી વડવાઇઓએ ચાલુ રમતમાં અચાનક ઊભા રહી જમીનમાં મૂળ ઘાલી અન્ય સહુને રમવા ભુલભુલામણી રચી દીધી હોય તેમ લાગતું હતું. જગ્યાની સ્વચ્છતા આફરીન પોકાવી દે તેવી હતી. આખી જગ્યા નાના મોટા થાંભલા પર મઢી દીધેલ લીલા ચંદરવાથી બનેલ વિશાળ શમિયાણા જેવી લાગતી હતી. વડનું મૂળ થડ કયું તે કહેવું મુશ્કેલ હતું. પણ જે મૂળ થડ હોવાનો સંભવ હતો તેની પાસે જાણે ડાળીઓ વચ્ચે થઇ મારગ કાઢી ઉપર વધેલ હોય તેવા ઉચ્ચ શિખરથી સોહતું સુંદર મંદિર હતું. બહુ લાંબું પહોળું નહીં અને પ્રમાણમાં ઘણું ઊંચું મંદિર ઘટાદાર વડલાના વિસ્તારના મુકાબલે કોઇએ આકાશ તરફ નિર્દેશ કરવા આગળી ઊંચી કરી હોય તેવું લાગતું હતું. મંદિરની બહારની બાજુએ ચારે તરફ નાના ગોખ મૂકયા હતા અને તેમાં મૂર્તિઓ મૂકી હતી. મંદિરના થાંભલા પર મૂર્તિઓ કોતરવામાં આવેલ હતી. દીવાલો પર પણ નાનાં મોટાં સુશોભનો અને વચ્ચે કોતરેલી મૂર્તિઓ હતી. આખું મંદિર શિલ્પના સુંદર નમૂના સરખું હતું. ચારે તરફ ફેલાઇને પડેલો કુદરતની લીલા જેવો વડ અને મધ્યે માનુષી કલાકૃતિ જેવું મંદિર એકબીજાના પૂરક બની અધિક ને અધિક સોહી રહેતાં હોય તેમ લાગ્યું. આ દૃશ્ય હજી પણ જાણે આંખ સામેથી ખસતું નથી.

આ જગ્યાની બીજી વિશિષ્ટતા તેની શાંતિ હતી. જતાં વેંત શરીરને સ્પર્શી જતી હોય તેવી ઘન શાંતિ મેં અગાઉ કયારે ય અનુભવેલ નહીં. શાંતિ આહ્લાદક હતી છતાં સહેજે માદક ન હતી. ચિરકાલથી ઝંખેલ હોય તે વસ્તુ પ્રાપ્ત થવા છતાં કોઇ યોગી સંયમથી પોતાના આનંદઉદ્રેકને અંકુશમાં રાખે તો ય તેના મુખ પર સ્મિત તરવરી રહે તેવો આનંદ અહીં આવતાં થયો.

જગ્યાના નદી તરફના છેડે સુંદર બેઠક બનાવવામાં આવેલ. ત્યાંથી ચારે બાજુ દૂર દૂર સુધી સમૃદ્ધિથી છલબછલ વૈભવ જેવી લીલીછમ વાડીઓ પર નજર ફરી રહી અને પછી સ્ફટિક જેવી શુભ્ર સરિતા જોઇ કોઇ ધર્મશીલ માનવના જીવનપ્રવાહ પર તે ઠરતી હોય તેમ લાગ્યું.

ત્યાં અચાનક કુહાડાના ઘા થતા હોય તેવા અવાજ આવવા લાગ્યા. થોડી ક્ષણોમાં જ ચારે તરફથી માણસો દોડી આવ્યા. હાકલા પડકારા થવા લાગ્યા. ક્ષણ પહેલાની શાંતિ વિલીન થઇ ગંઇ. આ જગ્યા સાથે સહેજ પણ અનુરૂપ નહીં તેવો કોલાહલ ત્યાં છવાઈ ગયો. આ વિસંવાદ જોઈ હું તો ડઘાઈ જ ગયો. મામા સ્વસ્થ હતા. તેમણે મારો હાથ પકડી કહ્યું, 'ચાલો ભાણાભાઈ' હુ તેમની સાથે ખેંચાયો.

અમારા જવાના રસ્તાની એક બાજુ વાલા ભગતનું મંદિર હતું. બીજી બાજુ થોડે દૂર બીજું મંદિર દેખાયું. વચ્ચે અર્ધી ચણેલી દીવાલ હતી. એક બાવાજી તે દીવાલની લગોલગ ઝૂકી પડેલી ડાળીઓ ધડોધડ કુહાડાના ઘા મારી કાપી રહ્યા હતા. દીવાલની એક બાજુ પચીશ-ત્રીશ માણસ ઊભા હતા. બીજી બાજુ પણ લગભગ એટલા જ હતા. બીજા માણસો આવી રહ્યા હતા. બધાના હાથમાં કંઇ ને કંઇ હથિયાર હતું. એક બીજા તરફ રોષભર્યા અને અપમાનજનક શબ્દોની આપ લે થતી હતી. બાવાજી વધારે ઘા મારવા ગયા ત્યાં ઘા છટકી ગયો અને તે પડતાં પડતાં રહી ગયા. બચી જવા તેણે વંડી પરથી ઠેકડો માર્યો. હું વચ્ચે પડવા જતો હતો ત્યાં મામાએ મને 'ભાણા! તારું આમાં કામ નથી' કહી રોકયો. ત્યાં હવાલદાર અને ત્રણ સિપાઇ ઉતાવળે પગલે આવતા દેખાયા. તેમને જોઇ વંડી પર ચડેલ હતા તે બાવાજીએ પોતાના તરફના માણસોને કહ્યું, 'ચાલો ભાઇ, પછી વાત.' તે તરફના માણસો તુરત વિખરાઈ ગયા. બાદ થોડી વારે બીજી તરફના માણસો પણ વિખરાઇ ગયા. ફરી વાલા ભગતની જગ્યામાં શાંતિ છવાઈ ગઇ. પણ તેમાં જાણે કે ભારોભાર ગ્લાનિ ભરી હતી.

હું તથા મામા ભારે હૈયે અને ધીમા પગે નદી તરફની બેઠકે પાછા ગયા. થોડી ક્ષણો કોઈ કશું બોલ્યું નહીં. પછી મારાથી ન રહેવાયું. મેં પૂછયું, 'મામા! આવી સુંદર જગ્યામાં આ ધમાલ! આનું કારણ શું?' મામાએ ઘેરો નિઃસાસો નાખી કહ્યું, 'ભાણાભાઇ, આપણા દેશની આ જ કમનસીબી છે ને! જાણે સંપીને કામ કરવાની કળા જ ભૂલી ગયા છીએ. જાણે ઝગડા વિના આપણે જીવી જ શકતા નથી. જોઈ ને, કેવી સુંદર જગ્યા છે!' મામાએ ફરી નિઃસાસો નાખ્યો. હું મારા મનની વ્યગ્રતા દબાવતો મૂંગો રહ્યો. એક ક્ષણ પછી મામાએ વાત આગળ ચલાવી. 'આ ગામમાં ભારે સંપ હતો. પણ ગુલામી દશા ભોગવી ભોગવી સત્તા જીરવવાની શક્તિ આપણે ખોઈ બેઠા છીએ. તેનું પરિણામ છે આ વિખવાદ અને સત્તા માટેની સાઠમારી. આ ગામમાં બે પક્ષ પડી ગયા છે. વિશેષ કમનસીબી એ છે કે આ પક્ષ ગામની બે મોટી જ્ઞાતિ પ્રમાણે પડેલ છે. તેનું એક પરિણામ આપણે હમણાં જ જોયુ. આ શિખરબંધ મંદિર વાલા ભગતનું. પેલું જર્જરિત જેવું મંદિર છે તે વાલા ભગતના જ પટ્ટશિષ્ય જીવણ ભગતનુ. એક પક્ષ હવે તે જર્જરિત મંદિરનો જીર્ણોદ્ધાર કરવા માગે છે. તે માટે ડાળીઓ કાપવાની શરૂઆત થઈ કે બે પક્ષ વચ્ચે ઝગડો જામ્યો. ખૂન-ખરાબી કેમ ન થયાં તે જ નવાઈની વાત છે. પછી આ વચ્ચે વંડી ચણવાની શરૂ કરી. ફરી ઝગડો થયો. સામ-સામા મુલેહજંગના કેસ થયા, છતાં ય ચણભણાટ ચાલુ રહ્યો એટલે એક હવાલદાર અને ત્રણ સિપાઇની અહીં ચોકી બેસાડેલ છે. તો ય ચકમક ઝર્યા જ કરે છે. કયારે શુ થશે તે કહેવાય નહીં.'

રાતના ઓળા જગ્યા પર ઊતરી રહ્યા હતા. બન્ને પક્ષે દીવાલની બાજુમાં ગોઠવેલ કિટસન લાઇટોનું અજવાળું હતું. પણ તે આ છવાઈ ગયેલ વડ અને જમીનમા ખૂંપી ગયેલ વડવાઈઓની ભુલભુલામણીને તોડી શકવા સર્વથા અસમર્થ હોય તેવુ લાગતું હતું.

ઉલટાનું રાત્રીનું જે અંધારઘેરું ગૌરવ હતું તેને પણ હણતું હતું. મામાની વાત સાંભળી હૈયામાં ગાઢ વિષાદ છવાઇ ગયેલ. મંદિરમાં થઇ રહેલ આરતીના ઘંટારવ પણ કોઈ જુદી જ દુનિયામાંથી આવતા હોય તેવા પરાયા લાગ્યા. આરતીના દર્શન કર્યાં પણ તે ય પૂતળાં જેમ. અમે મૂંગા મૂંગા ઘરે આવ્યા. રાતે પણ વાત જામી નહીં. વહેલા પરોઢની શીતળતાએ જ આંખ જંપી શકી.

બીજા દિવસે સવારે હું હજી નિત્યકર્મ-માથી નહોતો પરવાર્યો ત્યાં મામા બહાર નીકળી ગયેલ. દસેક વાગ્યે તે ઘેર આવ્યા ત્યારે તેમની સાથે એક વૃદ્ધ પુરુષ હતા. શ્વેત દાઢીથી કરચલિયાળું હોવા છતા મોઢું સોહતું હતું. ઉમરના પ્રમાણમાં શરીર સૌષ્ઠવ ઠીક પ્રમાણમા જળવાઈ રહ્યુ હતું.

મામાએ આવતાં વેંત તેમની ઓળખાણ આપી, 'આ અમારા ગામના ગઢવી લખુભા. તે વાલા ભગતની જગ્યાની વાત કરશે.' પછી મામાએ ગઢવી તરફ ફરી કહ્યુ, 'ગઢવીજી, આ અમારા ભાણાભાઇ છે. કવિતા વાર્તા એવું તેવું લખે છે. એક બે પુસ્તક પણ છપાયા છે.' 'સારૂં, સારૂં.' કહેતાં ગઢવીએ ઓસરીમાં સદાય પાથર્યા રહેતાં ગાદી તકિયા પર બેઠક જમાવી. પગની આંટી મારી કમ્મરે વીંટેલ ફાળિયું કસીને પગ પર બાધ્યું. પછી ખોંખારો ખાઈ મારા તરફ ફરી કહ્યું, 'ભાણાભાઈ, વાલા ભગતની વાત સાંભળવી છે ને?' મેં કહ્યું, 'હા જી, આવ્યો છું ત્યારથી બધા ય ને પૂછ પૂછ કરું છું પણ બધા પુરાતન જગ્યા છે એટલું જ કહે છે. બીજું કાંઇ જાણતાં જ નથી.'

લખુભાએ કહ્યું, 'કયાંથી જાણે ? આ મારા દીકરાએ પણ આજ દિ લગણ મને પૂછયું નથી કે બાપુ, આ જગ્યાનું આતમ શું? ભાઇ, તમારા જેવા કોકને આવી વાતની - પડી છે. એક ઝવેરાત પારખુ ઝવેરચંદ મેઘાણી હતો, તે તો ગયો. હવે તો જૂનું એટલું રાખ અને નવું એટલું સોનું. એના પરિણામ પણ જોઈએ છીએ ને બાપલા! શું કહો છો સાહેબ?' છેલ્લું વાક્ય ગઢવીએ મારા મામા તરફ ફરી કહ્યું. મામાએ ટહૂકો પૂર્યો, 'સાવ સાચી વાત છે ગઢવી! હવે તો જૂની આંખે આ બધા નવા તમાશા જોવા રહ્યા' 'ઠીક છે, સાહેબ. હરેક નવો જમાનો પૂરના પાણી જેવો છે. કાઠા તોડી નાખે ને અજુ બાજુ નુકસાન કરે. કયારેક ખેદાનમેદાન પણ કરી નાખે. પણ પૂર વિરામે ત્યારે પાણી પાછાં વહેણમાં વહેવા લાગે.' ગઢવીએ તેમની લાક્ષણિક ભાષામાં થોડામાં ઘણું કહી નાખ્યું. મને ગઢવીની વાતમાં હવે અધિક રસ પડયો મેં કહ્યું, 'ગઢવીજી, આ વાલા ભગતની જગ્યા બાબત શું હકીકત છે? કેટલાક વર્ષની જગ્યા હશે અને તેનો ઇતિહાસ શું?'

'એ જ કહું છુ ને ભાણાભાઈ!' ગઢવી એમ ઘગે તેમ ન હતા. મામાએ તેમના માટે હોકો ભરાવેલ. તેની ફૂંક લેતાં ગઢવી થોડી ક્ષણો મૌન જાળવી રહ્યા. ઘૂંટે ઘૂંટે જાણે નવી તાજગી પ્રાપ્ત કરતા હોય, સ્મૃતિને ઢંઢોળતા હોય અને કડીબદ્ધ વાત મનોમન - ગોઠવતા હેય તેમ લાગતું હતું. આથી હું તથા મામા પણ મૂગા રહ્યા એક લાંબી સટ ખેંચી હળવે હળવે ધૂવાડો બહાર કાઢતા ગઢવીએ હોકાની નાળ નીચે મૂકી. પછી મારી મીટમા મીટ પરોવતા કહ્યુ, 'ભાણાભાઇ, વાલા ભગતને થયે નહીં નહી તો યે હજારથી બારસો વરસ થયા હશે.'

'એટલી બધી પુરાતન જગ્યા છે?' મારાથી પૂછયા વિના ન રહેવાયુ.

'વધારે વરસ થયાં હશે, ઓછાં તો નહીં જ.' ગઢવીના જવાબમાં ચોકસપણાનો રણકો હતો. મામા તરફ મારી નજર જતા હુ જોઈ શકયો કે તે મારા વચ્ચે બોલવાની વિરુદ્ધ હતા. મેં માત્ર 'ઓહ્‌હો!' કહી આશ્ચર્ય વ્યક્ત કર્યું.

ગઢવીએ દરમ્યાન ફરી હોકાની નળી હાથમાં લઈ એક ફૂંક મારી લીધેલ. ફરી ધૂંવાડો બહાર કાઢતાં તેમણે નળી નીચે મૂકી અને ખોંખારો ખાઈ વાત આગળ ચલાવી.

'હજાર બારસો વરસ મોરની આ જગ્યા છે. કલ્પી શકીએ છીએ કે વધારે ગાઢ વનને લઈ કદાચ આજથી પણ વધારે રળિયામણું લાગતું આ સ્થળ હશે. આ ગામડું તો ત્યારે પણ હતું. દરબારગઢની જગ્યાએ ગામના ઠાકોરના બેઠા ઘાટનાં મકાન હતાં. તેની સામે હાલ જ્યાં જગ્યા છે ત્યાં એક વૃક્ષ નીચે કોઇ યુવાન સાધુએ આવી આસન જમાવી દીધું. યોગથી સુકાઈ ગયેલું શરીર, તપથી તેજસ્વી લાગતો ચહેરો, અંગે માત્ર લંગોટી અને સાથે માત્ર એક વ્યાઘ્રચર્મ અને એક જળપાત્ર. ગામ તરફથી જે કંઇ બટકું રોટલો મળે તે પર જ નિર્વાહ કરનાર આ સાધુએ અહીં અખંડ ધૂણી ધખતી રાખી. એક હરિ નામ સિવાય વાત નહીં. ઉપદેશ એક જ, હરિકા સુમિરન કરો, સબ કુછ ઠીક હો જાયગા. કહે છે કે વાલા ભગતની નજર ક્યારે ય ધૂણીથી ઊંચી થયેલ જ નહીં. આમ વર્ષો વીતવા લાગ્યાં ગામમાં પેઢી બદલાઇ ગઇ. પણ આ ભગતજી તો અડીખમ દુર્ગ હોય તેમ શરીર ટકાવી રહ્યા. યોગ સાધના અને બ્રહ્મચર્યનો પ્રભાવ હશે. એકસો ઉપરાંત વર્ષની ઉંમર થઈ. જટાનું ફીંડલું અદ્ધર ને અદ્ધર પહોંચતું ગયું. વડલો વડવાઈના વિસ્તાર સાથે તેની ઘેઘૂર કાયા પ્રસારતો ગયો. વાલા ભગતની ધૂણી અવિરત ધખતી રહી.

તેવામાં એક દિવસ ગઢમાંથી સમાચાર આવ્યા, 'મહારાજ, ગઢમાં બૂમરાડ મચી ગઇ છે, બે કુંવર વચ્ચે જમીન બાબત ઘોર તકરાર ઊભી થઇ છે, અંદર અંદર કપાઈ મરશે. માસાહેબે કહેવરાવ્યું છે કે આપ કંઈ ઉપાય કરો.'

'કૌન મા સાહેબ?' વાલા ભગતે નજરને ધૂણી પરથી સહેજ પણ ઊંચી ન કરતાં સવાલ કર્યો.

સમાચાર લાવનારે કહ્યું, 'આપ નથી પિછાનતા? વરસોથી આપને સવાર-સાંજ દૂધ અને ફળ મોકલે છે તે માસાહેબ. ઠાકોર સાહેબનાં મા. ઠાકોર સાહેબનાં સ્વર્ગારોહણને હજી પખવાડિયું નથી થયું ત્યાં બન્ને કુંવર વચ્ચે જાગીરની વહેંચણી બાબત ઘોર તકરાર જામી છે.'

'ઐસા મામલા હૈ! અચ્છા. કુંવરકો કહો કે અચ્છે આદમી જમીન કે લિયે તકરાર નહીં કરતે. આપસમેં સુલેહ કર લેના ચાહીયે. જબ તક સુલેહ નહીં હોગી યહ વાલા ભગત અનશન કરેગા. જાવ ઈતના કહ દો.'

'જેવી આજ્ઞા,' કહી સંદેશવાહક ગયો. આખા ગામમાં વા પેઠે વાત ફેલાઈ ગઇ કે ભગતજી અનશન પર ઊતર્યા છે. સહુ કોઈ કુંવરને સુલેહ કરી લેવા સમજાવવા લાગ્યા. પણ એ તો ઊગતી વયના અને વળી રાજાના કુંવર. બાવાને જમીન જાગીરમાં શું ખબર પડે? તેવા જવાબ બધાને મળતા રહ્યા. આ બાજુ ભગતજી પણ મક્કમ, પહેલે સુલેહ, ફિર ભોજન. ગામના માણસોને ફડકો પેસી ગયો કે ભગતજીનો અનશનને લઈ દેહ પડી જશે તો શું થશે?

દિવસ વીતવા લાગ્યા. બરાબર પંદરમે દિવસે કુંવરોને ખાત્રી થઇ કે ભગતજી જેવા તેવા પુરુષ નથી, ખરેખર યોગી છે અને તેમના વચ્ચે સુલેહ થાય તેટલા જ હેતુસર જિંદગીને હોડમાં મૂકી રહ્યા છે. બન્ને કુવર સુલેહ કરી ભગતજીને પગે લાગવા આવ્યા. ભગતજી સમાધિસ્થ હોય તેમ નિશ્ચળ બેઠા હતા. શરીર સાવ કૃશ થઇ ગયેલ, પણ મુખ પર કોઇ અનેરું તેજ હતું. કુવર પગે લાગી પાસે બેઠા. આ જગ્યાએ આવ્યા પછી કદાચ પહેલી જ વખત વાલા ભગતની દૃષ્ટિ ધૂણીથી ઊંચે ગઇ. તેમની આંખો અમીવૃષ્ટિ કરી રહી. અંત ક્ષીણ સ્વરે તેમણે પૂછ્યું, 'ક્યોં બેટા! સુલેહ હો ગઈ?'

કુંવરોએ હાથ જોડી કહ્યું, 'હા, મહારાજ!'

'લો, હાથમેં ભસ્મ લે કર કહો કે અબ હમ કભી ઝગડા નહીં કરેંગે. દેખો, અગ્નિ મહારાજ સાક્ષી હૈ.'

બન્ને કુંવરે હાથમાં ભસ્મ લઇ પ્રતિજ્ઞા લીધી. ભગતજીએ પ્રસન્ન વદને આશીર્વાદ દીધા. કુંવરે ભોજન લેવા વિનંતી કરી. ભગતજીએ કહ્યું, 'અબ યહ શરીર ટિકને વાલા નહીં. યોગ અબસે ઇતને દિન રહ ગયા.'

હાજર હતા તે બધાની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં. કુંવર તો ગુનેગાર હોય તેમ હાથ જોડી ઓશિયાળા મુખે નીચું જોઇ રહ્યા.

ભગતજીએ કહ્યું, 'નારાજ નહીં હોના. યહી નિર્મિતિ હૈ. ઐસે ભી યહ શરીર અબ ટિકને વાલા નહીં થા. તુમ રંજ મત કરો.'

ગામવાસીઓ કાકલૂદી કરવા લાગ્યા, 'મહારાજ, અમારા પર દયા કરો.'

ભગતજીએ હસીને કહ્યું, 'મૈં નારાજ નહીં હૂં. મેરા યહ દેહસે નિકલનેકા વખ્ત આ ગયા થા. ઇસે કોઇ નહીં રોક સકતા. ગામકે ઠાકોરકે લિયે મેરા દેહકા પાત હોતા હૈ યહ તો બડી ખુશીકી બાત હૈ. અગર સાધુ સુલેહકે લિયે અપના દેહકા ત્યાગ ન કરે તો કોન કરેગા? દેખો ભાઈ, જમીન ભી ક્ષેત્ર હૈ ઔર દેહ ભી ક્ષેત્ર હૈ. ઇસકે લિયે ઝગડે નહીં હોને ચાહીએ. ઇનકી શુદ્ધિ હોની ચાહીએ. એક ક્ષેત્રકી અસરસે દૂસરા ક્ષેત્ર શુદ્ધ હોતા હૈ, ઓર દૂસરેકી અસરસે તીસરા. એસી પરંપરા ચલતી હૈ. ક્ષેત્રકો કલુષિત કરના બડા પાપ હૈ. ક્ષેત્રકો શુદ્ધ કરનેસે અધિકતર પુણ્ય નહીં હૈ. બસ ઇતના સમજ લો તો સબ જ્ઞાન આ ગયા.'

ભગતજીની નિર્મળ વાણી બધા એક ચિત્તે સાંભળી રહ્યા. ભગતજી થોડી ક્ષણો શાંત રહ્યા, પણ કોઇ કશું બોલ્યું નહીં. સહુની મીટ ભગતજીના તેજસ્વી મુખમંડળ પર મંડાયેલી હતી.

ભગતજીએ થોડી ક્ષણો શાંત રહી પોતાના શરીર તરફ નિર્દેશ કરતાં કહ્યું, 'દેખો, ભાઈ! યહ ક્ષેત્ર અબ કોઇ કામકા નહીં રહા હૈ. આપ લોગ યહાં સમાધ ખુદવા દો. મૈં સમાધ લેના ચાહતા હૂં.'

ગામલોકો પર જાણે કે વીજળી તૂટી પડી. પણ સમાધ ગાળી દેવા સિવાય તેમના પાસે કશો ઉપાય ન હતો. સમાધ તૈયાર થઇ અને અંદર બાજોઠ મૂકાણો. વાલા ભગત જય અલખ નિરંજનના નાદ સાથે સમાધમાં પદ્માસન વાળી બેસી ગયા. એક અવાજ થયો અને તે સાથે ભગતજીના તાળવામાં ચિરાડ પડી ગઇ. ભગતજીનો આત્મા શરીર છોડી અલખના પ્રવાસે ચાલી નીકળ્યો. જ્યાં ભગતજીએ સમાધ લીધી ત્યાં ગામલોકોએ આ સુંદર મંદિર બનાવ્યું છે. જે વૃક્ષ નીચે ભગતજીએ આસન જમાવેલ તે આ વડલો હજી ઊભો છે. વાલા ભગતના શિષ્ય જીવણ ભગત, તેના શિષ્ય લાલા બાવા, તેના દરવેશી બાવા, તેમ ગુરુ શિષ્ય પરંપરાથી આ જગ્યા જળવાઈ રહી છે. આવું આ જગ્યાનું માતમ છે, ભાણાભાઇ!'

હું વિચારમાં પડી ગયેલ. મારા અંતસ્તલમાં વાલા ભગતના શબ્દો પડઘાઇ રહ્યા હતા, 'ક્ષેત્રકો કલુષિત કરના બડા પાપ હૈ, ક્ષેત્રકો શુદ્ધ કરનેસે અધિકતર પુણ્ય નહીં હૈ.' ગઢવી રામ રામ કરી ક્યારે ચાલ્યા ગયા તેનો પણ ખ્યાલ ન રહ્યો. મારા મનમાં એક જ વિચાર ઘોળાયા કરતો હતો, 'હાય રે અધઃપતન! જે ક્ષેત્ર પોતાની શુદ્ધિ દ્વારા અન્યને પુનિત કરી રહેલ તે ક્ષેત્ર પોતાને જ કલુષિત કરી રહ્યું છે! જો ઠેર ઠેર આવું થાય તો માણસે પંડની શુદ્ધિ માટે જવુ ક્યાં?'

*

# બાપુનું તત્ત્વજ્ઞાન બે શબ્દોમાં

મુકુલભાઈ કલાર્થી



એક વાર એક જર્મન વિદ્વાન બાપુજીને મળવા સેવાગ્રામ આવ્યો હતો. તે વિદ્વાને બાપુજી આગળ દુનિયાના મોટા મોટા તત્ત્વજ્ઞાનીઓની ફિલસૂફીની વાત કરવા માંડી: એરિસ્ટોટલ આમ કહે છે અને પ્લેટો આમ કહે છે, સાક્રેટિસ આમ કહે છે અને . આમ તેણે તો તત્ત્વજ્ઞાનીઓનાં નામોનું લાંબુંલચક ટીપણું જ ખોલી નાખ્યું!

બાપુજી એની વાત ધીરજથી સાંભળી રહ્યા હતા.

એ વિદ્વાને પોતાની વિદ્વત્તાનું પ્રદર્શન કર્યા પછી બાપુજીને સીધા સવાલ જ પૂછ્યા: 'તમારે આ તત્ત્વજ્ઞાનીઓ વિષે શું કહેવું છે? એ લોકોનો કયા વિચારદોષ રહેલો છે? તમારું જીવન-તત્ત્વજ્ઞાન એ લોકોથી શી રીતે જુદું પડે છે?'

બાપુજીએ શાન્તિથી કહ્યું. 'ભાઈ, તમે તો તત્ત્વજ્ઞાનના ઊંડા અભ્યાસી લાગો છો. મારી બાબતમાં જો હું સાચું કહું તો તત્ત્વજ્ઞાન વિષેનો મારો અભ્યાસ કંઈ જ નથી. માટે મને આ બાબતમાં કશી ગતાગમ પડે એમ નથી. તેથી તમને સંતોષ થાય એવી તત્ત્વચર્ચા કરવાને હું લાયક નથી. પરંતુ હા, અમારા આશ્રમમાં વિનોબા છે. એમની પાસે જાઓ. એ બહુ મોટા વિદ્વાન અને અભ્યાસી છે. એમની સાથે તમે ચર્ચા કરશો તો એ તમને બરાબર ન્યાય આપી શકશે.'

એમ કહીને બાપુજીએ એ વિદ્વાનને વિનોબાજી પાસે મોકલ્યા.

વિનોબાજીએ એ વિદ્વાનને આસન પર બેસાડ્યા અને પોતે એમની સામે બેઠા.

આશ્રમવાસીઓને પણ કુતૂહલ હતું કે વિનોબાજી અને એ વિદ્વાન વચ્ચે કેવી તત્ત્વચર્ચા થાય છે એ જોવા મળે તો કેવું સારું!

જેમ કાશી કે પૈઠણમાં કે બીજાં વિદ્યાધામોમાં પ્રખર પંડિતો ચર્ચા કરતા અને એ સાંભળવા અન્ય લોકો ભેગા થતા, તેમ બધા આશ્રમવાસીઓ વિનોબાજીની કુટિરમાં ધીમે ધીમે અવાજ કર્યા વિના ગોઠવાઈ ગયા.

વિનોબાજીએ એ વિદ્વાનને શાંત સ્વરે કહ્યું: 'બોલો, આપને શું કહેવું છે?'

વિદ્વાને તો અહીં પણ એ જ પુરાણ કહી સંભળાવ્યું અને સવાલો રજૂ કર્યા.

થોડી વાર શાંતિ છવાઈ ગઈ.

આશ્રમવાસીઓ પણ ઉત્સુકતાથી રાહ જોતા હતા કે વિનોબાજી હવે શું કહેશે?

વિનોબાજીએ સ્વસ્થતાથી કહ્યું: 'જો આપને બાપુનું તત્ત્વજ્ઞાન જાણવું જ હોય, તો હું આપને બે જ શબ્દોમાં એ કહી સંભળાવીશ.'

વિદ્વાને ભવાં ચડાવીને પૂછ્યું: 'શું કહ્યું? ફક્ત બે જ શબ્દોમાં?'

વિનોબાજીએ કહ્યું: 'જી હા. સાંભળો, બાપુનું તત્ત્વજ્ઞાન એટલે Love–પ્રેમ અને Service–સેવા.'

વિદ્વાન વળી વધારે અકળાયો! તે બોલી ઊઠ્યો: 'Love and service–પ્રેમ અને સેવા? એ બે શબ્દોમાં શી રીતે ગાંધીનું તત્ત્વજ્ઞાન સમાયેલું છે? સમજાવો, જોઉં?'

વિનોબાજીએ કહ્યું: 'બાપુજી કહે છે કે આપણે સૌના ઉપર પ્રેમ દાખવવો; અને આપણે કોઈના તરફ પ્રેમ બતાવીએ, પણ એ સામો પ્રેમ બતાવવાને બદલે આપણો વિરોધ કરે તો આપણે તેની સદ્ભાવપૂર્વક સેવા કરવી અને આપણી સેવા દ્વારા તેનો પ્રેમ સંપાદન કરવો.'

પેલો વિદ્વાન મુગ્ધ ભાવે એ સાંભળી રહ્યો. થોડી વાર તે મનમાં કંઈ ગોઠવવા લાગ્યો.

પછી હર્ષ પામતો તે બોલ્યો: 'હા, હવે મને સમજાયું!' એમ કહીને વિનોબાજીએ જે વાત કહી હતી તે મગજમાં બરોબર ઠસાવતો હોય એમ બોલવા લાગ્યો:

'બાપુનું તત્ત્વજ્ઞાન બે શબ્દોમાં વર્ણવી શકાય: પ્રેમ અને સેવા. બાપુ કહે છે કે આપણે સૌના ઉપર પ્રેમ દાખવવો; અને આપણે કોઈના તરફ પ્રેમ બતાવીએ, પણ એ સામો પ્રેમ બતાવવાને બદલે આપણો વિરોધ કરે તો આપણે તેની સદ્ભાવપૂર્વક સેવા કરવી અને આપણી સેવા દ્વારા તેનો પ્રેમ સંપાદન કરવો.'

પછી થોડીક વાર થોભીને એ વિદ્વાન પરમ સંતોષ અનુભવતો કહે: 'બસ, મારે હવે વધુ કશું કહેવું નથી અને બધું બરોબર સમજાય ગયું.'

આશ્રમવાસીઓ તો ધારતા હતા કે વિનોબાજી અને જર્મન વિદ્વાન વચ્ચે ઠીક ઠીક રસાકસી જામશે અને ચર્ચા સાંભળવાની ઓર મજા પડશે. પણ આમ પાંચ જ મિનિટમાં બધું પતી ગયેલું જોઈને તેઓ પણ આશ્ચર્યમુગ્ધ બની ગયા!

*



# પ્રેરક પ્રસંગ

નાથુભાઈ જાદવ

## નિરક્ષર નારી

સ્વભાવે ભોળી અને કાર્યકુશળ નંદુ આખા ગામની સ્ત્રીઓમા પ્રિય થઈ પડી હતી. એનો હસતો ચહેરો સૌમા મમતા જગાડી જતો. પણ કમનસીબે એ અભણ હતી. વાચવું-લખવુ જાણતી ન હતી.

એનો પતિ પચાયતનો મત્રી હતો તે ઉત્સાહી, કાર્યદક્ષ અને સમાજસેવામા અગ્રગણ્ય ગણાતો, ગામના સૌ એને માનભરી નજરે જોતા. ગ્રામ્ય જનતાના ભોળા હૃદયમા એની નિસ્વાર્થ સેવા વસી ગઈ હતી તેને કોલેજનું ઉચ્ચ શિક્ષણ તો નહોતુ મેળવ્યું. છતા જીવનમા અનુભવોથી ઘણુ ઘણું શીખ્યો હતો તે શ્રોતાઓ સમક્ષ સુદર પ્રવચન કરી શકતો. તેની મધુર વાણી લોકોમા સચોટ અસર કરતી. આજના યુગમા શ્રમ અને નીતિનો મહિમા કેવો છે, તે હમેશા લોકોને સમજાવતો

પતિ આ રીતે સમાજમા આગળ હતો જ્યારે નદુ ન તો લખી શકતી, કે ન તો વાચી શકતી છતા પણ બન્નેનુ દામ્પત્યજીવન સુદર રીતે ચાલી રહ્યુ હતુ.

પતિ હમેશા નદુને વાચતા લખતા શીખવા સમજાવતો પરતુ નદુને ગળે એ વાત નહોતી ઊતરતી. પતિ પણ પોતાના કાર્યમા એટલો બધો વ્યસ્ત રહેતો હતો, કે તે પોતે નદુને ભણાવી શકે, એવો સમય મેળવી શકતો નહી.

તે ઘણીવાર નદુને કહેતો: 'એવુ તે શુ કારણ છે કે, તું ભણવાનુ નામ આવતા જ નાકનુ ટેરવું ચઢાવે? અક્ષરજ્ઞાન વિનાનો માનવી, આખો વિનાનો આધળા જેવો છે. આજે દુનિયામાં સર્વત્ર જ્ઞાનનો પ્રકાશ ફેલાઈ રહ્યો છે, ત્યારે તું એની અવગણના કરે છે. આ રીતે કેમ ચાલશે?'

આવી વાતનો જવાબ, નદુ હમેશા એ રીતે જ આપતી કે:

'અરે, તમે આવી નાની નાની વાતોની શા માટે ચિંતા કરો છો? મારા ભણવાથી દુનિયાને શો લાભ? જ્યારે નાનપણમા ભણી ન શકી, તો હવે આ ઉમરે વળી કખ, ગ કરવા બેસું? બસ, હું છુ તે જ ઠીક છું.'

નદુના જવાબ પછી પતિ ખાસ દલીલમા ઊતરતો નહી. અને આ રીતે નદુની ભણવાની વાત ઊડી જતી.

એક દિવસની વાત. નદુનો પતિ અક્ષરપોથી લાવ્યો અને બોલ્યો. 'જો, હું આ એક પુસ્તક લાવ્યો છુ. મોટી ઉમરના પ્રૌઢોને માટે ઘણી શોધખોળ પછી આ પુસ્તક તૈયાર કરવામા આવ્યું છે. આ પુસ્તક વાચવામા તને જરાય મુશ્કેલી નહી નડે.

'હુ જાતે જ તને તે વાચતા શીખવાડીશ. માટે હવે તુ આનાકાની ન કરીશ.'

નંદુએ કોઈ દલીલ ન કરી. પણ તેને સ્વાભાવિક રીતે હસીને, પતિના હાથમાથી તે પુસ્તક લઈ લીધુ. અને તેના પાના ઉલટાવીને જોવા લાગી. થોડીવાર પછી મનમા વિચાર્યું કે, 'ભલે લાવ્યા, ભવિષ્યમા બાળકોને કામ આવશે.'

—આમ વિચારી તેણે એ પુસ્તક એક કબાટમા મૂકી દીધુ

થોડા દિવસો વિત્યા એક બપોરે નદુ ઘરકામથી પરવારી શાત બેઠી હતી. ત્યા તેને અચાનક યાદ આવ્યુ.

'કે ઘણા દિવસથી તેના પતિએ તેને કહ્યુ છે કે, પોતાના કોટના બે બટન તૂટી ગયા છે, તે નવરાશે ટાકી દેજે'

'ચાલ ઠીક યાદ આવ્યુ.' એમ કહેતી તે પતિના કોટના બટન ટાકવા બેઠી. તેને સોયથી બટન ટાકવાની શરૂઆત કરી, અને કોટની નીચે હાથ રાખ્યો. ત્યારે એને લાગ્યુ કે અદર ગજવામા કાઈક છે.

એને વિચાર્યું · 'કદાચ પૈસા હશે!'

ગજવુ તપાસતા તેમાથી એક કાગળ નીકળ્યો. તે એક પત્ર હતો એક સુદર પરબીડિયામા સુદર અક્ષરોએ લખેલો હતો એ પત્રમા મજાની મીઠી મીઠી સુગધ આવી રહી હતી.

આ જોઈ નદુનુ હૃદય જાણે પળવાર માટે ધડકતુ બંધ થઈ ગયુ. એના મનમા અનેક પ્રકારના ભાવ ઉત્પન્ન થવા લાગ્યા.

'શું તેઓ મને છેતરી રહ્યા છે? શુ તેઓ કોઈની સાથે મીઠો સબધ ધરાવતા હશે? શુ તેઓ

કોઇ મજેની શિક્ષિત યુવતીના મોહમા તો નહીં ફસાયા હોય?

'ના, ના એવુ તો ન જ બને' તો પછી આ સુદર અક્ષરોવાળો, સુગધથી ભરેલો પત્ર અને તે પણ એમના ગજવામા ..? ખરેખર કઇ તો છે જ'

નદુએ ફરી પત્ર કાઢયો અક્ષરો જોયા પણ શુ કરે બિચારીને અક્ષરે વાચતા આવડતો ન હતો તેને પોતાની નિરક્ષરતાનુ સાચુ દુ ખ અત્યારે જ સમજાયુ

પત્ર-પરબીડિયામા બીડતા બીડતા તેને એક વિચાર આવ્યો 'લવ છાનામાના કોઇને વચાવી જોઉ! પણ ના ના એમની આવી ખાનગી વાત કોઇ બહારનુ જાણે એ ઠીક નહી '

પણ પણ ગમે તેમ આ પત્રમા શુ લખ્યુ છે એ હકીકત મારે જાણવી તો જોઇએ જ બનવા જોગ છે કે મારા સમસ્ત જીવનનો આધાર આ પત્ર ઉપર જ હોય! કદાચ એમની પ્રેયસીનો આ પત્ર હશે તો? તો મારું શુ થશે? મારુ ભવિષ્ય ?

નદુના મનમા અનેક અશુભ વિચારો આવવા લાગ્યા પોતાના પતિ પ્રત્યે પોતાની જાત પ્રત્યે એને સ્વાભાવિક ગુસ્સો આવ્યો તેના હૃદયમા એક પ્રકારની શકાએ ઘર કર્યુ અને તેની આખોમા આસુ આવી ગયા

તે કયાય સુધી પત્રની સામે જોઈ વિચારમા બેસી રહી એની શકાનુ નિવારણ થાય એવો કોઇ માર્ગ એની સમજમા નહોતો આવતો

પત્રમા શુ લખ્યુ છે, તે એ વાચી શકતી નહતી વળી તે પત્ર બીજા કોઇ પાસે વચાવી પણ શકતી ન હતી

છેવટે તેને આસુ લૂછી શાત થઇ તે પત્રને કબાટમા મૂકી દીધો કોટને બટન લગાડી તે પતિની રાહ જોવા લાગી

તેનો પતિ આવ્યો પરતુ નદુએ પેલા પત્રની કાઇ જ વાત ન કરી માત્ર તે શાત ભાવે બોલી

'મારે વાચતા-લખતા શીખવુ છે હવે આ રીતે મને જરાય ગમતું નથી!'

આ સાભળી તેનો પતિ ખુશ થઇ ગયો અને બોલ્યો

'સારી વાત છે હુ તને આજથી જ ભણાવવાનુ શરૂ કરીશ '

'ખૂબ કાળજીથી શીખવજો હ '—એવુ કહી નદુ પાસે આવીને પતિના મુખ-ભાવ જોવા લાગી તેને પતિના મો પર કોઈ ખાસ પરિવર્તન ન દેખાયુ તેનુ હૃદય કપી રહ્યુ હતુ

તે દિવસ પછી તે રોજ અભ્યાસ કરવા લાગી અને ધીરે ધીરે અક્ષર ઓળખવા લાગી જ્યારે તે ગાય, બળદ, ચકલી, કબૂતર, બિલાડી, કૂતરો વગેરે શબ્દોને વાચવા લાગી ત્યારે કોઇ કોઇવાર તે પેલો પત્ર કાઢતી અને તે વાચવા પ્રયત્ન કરતી પરતુ પત્રની ભાષા સમજવા જેટલુ જ્ઞાન હજુ તે મેળવી શકી ન હતી આથી તે ખૂબ નિરાશ થતી એના મનમા તો બસ પત્ર વાચવા જેટલુ જ ભણવાની ઇચ્છા હતી

ભણવામા તે ઘણીવાર કટાળતી પણ તેને પેલો પત્ર વાચવો છે, એ ઉદ્દેશથી તે ભણવામા બરાબર મહેનત કરતી

કેટલાક મહિના વીત્યા ધીરે ધીરે શબ્દો રૂપરથી વાકયોના વાચન સુધી તે આવી ગઇ એક દિવસ જ્યારે એનો પતિ બહાર ગયો હતો, ત્યારે તેણે પેલો પત્ર કાઢી વચવો શરૂ કર્યો હાથથી લખેલા અક્ષરો વાચવામા તને મુશ્કેલી પડવા લાગી પરતુ એ પત્ર માથી આવતી સુગધે તેનામા સાહસ ઉમેર્યુ

એ પત્ર એના પતિને સબોધીને લખવામા આવ્યો હતો મ , મહેનતે નદુએ પત્ર વાચવો શરૂ કર્યો

'પ્રિય ભાઇ

મે આપને જે અક્ષરપોથી મોકલવા વચન આપ્યુ હતુ તે હુ આ સાથે મોકલી રહી છુ મને આશા છે કે ત્રણ મહિનામા જ આ પુસ્તકને આધારે આપની શ્રીમતિજી વાચતા-લખતા શીખી શકશે જો તમે પૂરેપૂરો પ્રયત્ન કરશો તો તે જરૂર એક શિક્ષિત નારી બની જશે

જ્યારે આપણે સમસ્ત દેશને શિક્ષિત બનાવવાનો પ્રયાસ કરી રહ્યા છીએ ત્યારે તેની શરૂઆત આપણા ઘરથી, આપણા કુટુબીઓને જ શિક્ષિત બનાવવામા કેમ ન કરીએ ?'

નદુ પત્ર પૂરો ન વાચી શકી તે રડી પડી પોતાના પ્રેમાળ પતિ વિષે તેને કેવી કેવી અનિષ્ટ શકા સેવી હતી! થોડીવાર રડી તે વિચારવા લાગી ખરેખર આ પત્ર પોતાની શકાનુ સમાધાનરૂપ તો ન હતો પણ તેના જીવનનો અધકાર દૂર કરનારો હતો નિરક્ષરતાનો અધકાર દૂર કરનાર એ પત્રને તે ચૂમી રહી એમાથી આવતી સુવાસ તેના અતરમા પ્રસરી રહી

# જીવન સૌરભ

## માનવતાની ટેલ

મુંબઈનું એક પરું-ધારાવી. પછાત અને ગરીબ પલ્લી સમાજથી ખદબદતું ! અશિક્ષિત નીચલા થરના લોકોની મુખ્ય વસ્તી ! જરૂરિયાતથી વધુ બાળકો દરેક ઘરમાં ઊભરાઈ પડ્યાં છે. કંગાળ, અધભૂખ્યાં, બિચારાં, નિસ્તેજ, તરછોડાયેલાં, નાગાપૂગાં અને રઝળતાં -રોગના મુખમાં જઈ પડતાં !

મીસ ડિયાના બલેમી !

ઉંમર૨૮વર્ષ-અવિવાહિત-વતન ન્યૂઝીલેન્ડ !

દિલમાં ઉમંગ અને સોનેરી આશાના સ્વપ્નોનું ભાથું લઈ વિશ્વની સફરે નીકળ્યાં છે; ભારત આવે છે-મુંબઈમાં ઉતરે છે. ઘણું વાચ્યું છે, ઘણું સાંભળ્યું છે કે ભારત ગરીબ દેશ છે, અહીંની પ્રજા ગરીબ છે, ઘણાંને પેટપૂરતું અન્ન નથી મળતું. મુંબઈમાં ગરીબી શોધવા નીકળી પડે છે !

અને જઈ ચડે છે ધારાવી !

આંખે ચક્કર આવી જાય છે ! આવી કારમી ગરીબી ? ઊગીને ઊભાં થતાં ભૂલકાં, રમવાના રમકડા બાજુએ રહ્યાં, કેળવણી તો હજુ દૂર છે, પણ પીવાને દૂધ અને ઓઢવાને વસ્ત્ર પણ નહીં ? ગંદી વસાહતોમાં, શેરીઓમાં અને રસ્તા ઉપર તેમ જ ગટરમાં જ્યાં ત્યાં પડી રહેતા નેહરુના ભારતના વારસદારો ! હરપળે રોગ અને મૃત્યુનાં મુખમા હોમાઇ રહેલ માનવ વંશજો ! નાકમાં લીંટ ચાલી જાય છે, માખીઓ બણબણે છે, અને કોઇ જોતું નથી ?

મીસ ડિયાના વિચાર બદલે છે. વતન અને ઘરના સાદ તરફ બેધ્યાન બને છે. ભારતને પોતાની કર્મભૂમિ બનાવવાનો અને ગરીબી સામે ઝઝૂમવાનો નિશ્ચય કરે છે. અને મુંબઇ ખાતે જ રહી જાય છે.

તેઓ દરરોજ ગંદી વસ્તીમાં જાય છે. જ્યાં જ્યાં જરૂર હોય ત્યાં ખોરાક, કપડાં અને દવા આપે છે. પોતાની કારકિર્દી, પૈસો અને શક્તિ બધું જ અહીં ખરચી નાખે છે.

તેમને વિચાર થાય છે-કેટલાંય બાળકો પોષણના અભાવે ક્ષયનો ભોગ બને છે-આવાં રોગીષ્ટ બાળકો માટે એક ચિકિત્સાગૃહ શરૂ કર્યું હોય તો ? પણ તેમાં સફળતા મળતી નથી. અનુકૂળ જગ્યા ક્યાંય શોધી મળતી નથી.

છેવટે માહિમ ખાતે સેઈન્ટ માઈકલની કોલોનીમા બે ત્રણ ઓરડી મળે છે ત્યા અનાથ બાળકોની માવજત કરે છે-છ માસથી માંડીને ત્રણ વર્ષ સુધીના આઠ બાળકોની રાત અને દિવસ દેખભાળ કરે છે-દૂધ પાવું, નવરાવવાં, કપડાં બદલાવવાં બધું જ તેઓ હાથે કરે છે.

બાળકો મોટા થઇ રહ્યાં છે. તેમની જરૂરિયાતો વધી રહી છે. નિશાળે મોકલવા પડશે. પુસ્તકો અને ટ્યુશન ફીનું ખર્ચ આવશે. મદદ માટે મુંબઈમાં ટેલ નાખે છે. પણ આ શહેરમાં આવું કામ કરતી અનેક સંસ્થાઓ છે. તેમને સફળતા મળતી નથી. કાંઇ વાંધો નહીં-પોતાના વતન ન્યુઝીલેન્ડ તેમ જ ઑસ્ટ્રેલિયા જઈ, માનવતાના આ કાર્ય માટે ભંડોળ એકઠું કરવા તેઓ જવાના છે.

જ્યાંથી મળે ત્યાંથી પૈસા લાવીને તેમનું આ માનવતાનું કાર્ય તેઓ આગળ ધપાવીને જ રહેશે. તેમનો આશીર્વાદ અમર છે. તેમના દિલમાં કોઇ કડવાશ નથી.

ન્યુઝીલેન્ડનાં એક યુવાન બહેન ભારતમાં ઝોળી ધરીને ઊભાં છે અને તે ખાલી છે. ભારતના આંગણામાં માનવતાની ટેલનો આર્તનાદ ગૂંજી રહ્યો છે-કોઇ ભારતવાસી તે સાંભળશે ?

—શિવપ્રકાશ

# શહીદ કથાવલિ

**કાન્તિલાલ શાહ**

**શહીદોંકી ચિતાઓં પર જુડેંગે હર વરસ મેલે,**
**વતન પે મરને વાલોંકા યહી બાકી નિશાં હોગા,**

[ આ માસ ભારતવર્ષના આઝાદીના ઇતિહાસમાં મહત્ત્વનો માસ ગણાય છે. આ વખતે બ્રિટિશરાજના વખતના પંજાબના નામચીન જનરલ ડાયરે જલિયાનવાળા બાગમાં નિર્દોષો પર ગોળી ચલાવી હિંદુ-મુસલમાનના ખૂન વહાવ્યા અને એમાંથી રાષ્ટ્રીય સપ્તાહનો જન્મ થયો. આવા રાષ્ટ્રીય સપ્તાહના આ પવિત્ર માસથી દેશને માટે જાન કુરબાન કરનારા ને આઝાદી માટે લોહીનું ખાતર પૂરનારા શહીદની કથામાળા શરૂ કરીએ છીએ દરેક અંકમાં એ ચાલુ રહેશે. ]

## ૧. બાલમુકુંદ અને સતી રામરખી

ઘણાં વર્ષો પહેલાંની આ વાત છે. એ વખતે દિલ્હીમાં મુગલ શહેનશાહ ઔરંગઝેબનું રાજ્ય હતું. એ વખતના હિંદુ પ્રજા ઉપરના એના જુલમોનું પૂછવું જ શું ? એકવાર શીખોના નવમા ગુરુ તેગબહાદુરને પાટનગર દિલ્હીમાં બોલાવવામાં આવ્યા હતા. મુસલમાન થવાની ઔરંગઝેબની આજ્ઞાનો ઈન્કાર કરવા માટે એમને રીબાવી રીબાવીને મારી નાખવામાં આવ્યા હતા. ગુરુ તેગબહાદુરની સાથે જ એના પરમ ભક્ત, શિષ્ય અને સાથી ભાઇ મતિરામ પણ હતા. એને ઔરંગઝેબને ભર દરબારમાં આકરા વચન સંભળાવી એના પર લાનત વરસાવવા બદલ કોપાયમાન થઇ ઔરંગઝેબે ભાઇ મતિરામને માથાથી પગ સુધી કરવત ચલાવીને લાકડાને વેરી નાખે તેમ જીવતા વેરી નાખ્યા હતા. છતાં ભાઇ મતિરામે મુખમાંથી વેદનાનો ચિત્કાર સુદ્ધા કર્યો ન હતો. એ વખતની એમની બહાદુરી સહનશીલતા અને ધૈર્ય જોઇને હિન્દુઓ તો શું પણ મુસલમાનો પણ દંગ થઈ ગયા હતા ને બધાના મોંમાંથી વાહવાહના ધન્યવાદના શબ્દો નીકળી પડ્યા હતા. ત્યારથી મતિરામના વંશજોને ભાઇની ઉપાધિ દેવામાં આવી હતી.

એવા ધર્મને ખાતર પ્રાણ આપનારા વીરોના વંશમાં વીસમી સદીના બીજા દાયકામાં બે દેશભક્તો થઇ ગયા જેમાંથી એક દેશની સ્વતંત્રતા મેળવવા ખાતર આજન્મ કારાવાસની સજા પામ્યા. અને બીજા ફાંસીને માંચડે ઝૂલી ગયા.

આંદામાનના ટાપુમાં જઇ જિંદગીભર કાળાપાણીની સજા ભોગવનાર દેશભક્તનું નામ ભાઇ પરમાનંદ. એનું નામ સારાયે હિંદમાં મશહૂર છે. અને ફાંસીને દોરડે ઝૂલી જનાર દેશભક્ત શહીદ એમના જ પિતરાઇ ભાઇ તેનું નામ ભાઇ બાલમુકુંદ.

ભાઇ બાલમુકુંદનો જન્મ પંજાબના ઝેલમ જિલ્લાના ચકવાલ પાસે આવેલા એક ગામડામાં થયો હતો. શરૂઆતનાં વર્ષો ગામડામાં વિતાવ્યાં. ત્યાં જ ભણ્યા ને ત્યાં જ મોટા થયા એ પછી લાહોરમાં દયાનંદ એંગ્લો વર્નાક્યુલર કૉલેજમાં દાખલ થઇ બી. એ.ની ઉપાધિ મેળવી. સાથે સાથે પંજાબના એ વખતના મહાન નેતા દેશભક્ત લાલા લજપતરાયની સાથે રહીને અસ્પૃશ્યતા નિવારણનું કામ કરવા લાગ્યા. પંજાબના દૂર દૂરના પહાડી પ્રદેશમાં જ્યાં પ્રજાકીય જાગૃતિનું નામ નિશાન ન હતું ત્યાં પગે ચાલીને જતા અને ગરીબ લોકોની સેવા કરી તેમનામાં આત્મજ્ઞાન જાગૃત કરવાનો પ્રયાસ કરતા. આ કામની અંદર એમણે એવું તો ચિત્ત પરોવી દીધું હતું કે એમની સેવાભાવના અને કાર્યતત્પરતા જોઈ એમના સાથીદારો તેના મુક્તકંઠે વખાણ કરતાં.

એ વખતે સરદાર અજીતસિંહ અને દેશભક્ત સુફી અંબાપ્રસાદના આંદોલનો ધીમા પડ્યા. પછી ફરીને રાજકીય વિપ્લવનું મોજું પંજાબમાં ફરી વળ્યું હતું. બંગાળના એક પ્રસિદ્ધ વિપ્લવી પંજાબમાં આવી વિપ્લવ કાર્યના પુનરુદ્ધારમાં લાગી ગયા હતા. લાલા હરદયાળ આક્સફર્ડ યુનિવર્સિટીનો અભ્યાસ

અધવચ્ચેથી છોડીને પજાબ આવી ગયા હતા તેઓ પણ વિપ્લવનો પ્રચાર જોરશોરથી કરવા લાગ્યા પરિણામ એ આવ્યુ કે પજાબ અને દિલ્હીની સરકાર જાગૃત બની ગઇ લાલા હરદયાળને હિદ છોડી યુરોપમા, ને દેશભક્ત સુફી અબાપ્રસા૦ તથા સરદાર અજીતસિહને ઇરાનમા જવુ પડયુ એ અરસામા ભાઇ બાલમુકુદ દિલ્હીના ક્રાન્તિકારી આગેવાન માસ્તર અમીરચદ પાસે રહીને ક્રાન્તના પાઠ ભણતા હતા દરમિયાન ઉત્તર ભારતના સુપ્રસિદ્ધ ક્રાન્તિકાર રાસબિહારી વસુએ પજાબમા ક્રાન્તિકારી સગઠન ઊભુ કરી તેનુ સચાલન ભાઇ બાલમુકુદને સોપ્યુ હતુ આ દળ તરફથી ઘણીવાર 'લિબર્ટી' નામની પત્રિકાઓ વહેચવામા આવી હતી અને તેમા ગોરા શાસકોનુ નિકદન કાઢી હિદમા હિદુઓનુ રાજ્ય સ્થાપવા આહ્વાન આપવામા આવ્યુ હતુ ૧૯૧૨મા સર માઇકલ ઓડવાયર પજાબના ગવર્નર તરીકે આ યો તેણે સરકારમા એ મતલબનો અહેવાલ પેશ કર્યો કે પજાબમા એક જ્વાળામુખી તૈયાર થઇ રહ્યો છે અને તે ગમે ત્યારે ફાટવાની સભાવના છે એ પછી તુરત જ ૧૯૧૨ના ડિસેમ્બર માસમા દિલ્હીમા લૉર્ડ હાર્ડિંજની સવારી ઉપર બૉમ્બ પડયો ને પાચ મહિના પછી ૧૯૧૩ના મે માસમા લાહોરના લોરેન્સ ગાર્ડનમા એકઠા થયેલા ગોરા સનદી અમલદારો ઉપર પણ બામ્બ પડયો બન્ને જગાએ બૉમ્બ પડયા છતા કોઈ ગોરાને નુકસાન ન થયુ પણ દિલ્હીમા એક અને લાહોરમા એક ચપરાસી આ બૉમ્બનો ભોગ બની માર્યા ગયા આ બૉમ્બની પાછળ રહેલુ કાવતરૂ પકડી પાડવા માટે પજાબ અને દિલ્હીની પોલીસે આકાશ-પાતાળ એક કરેલા પણ એ વખતે તેનો પત્તો જ લાગ્યો નહિ

પણ એ પછીના થોડા મહિનાઓમા કલકત્તામા રાજાબજારમા આવેલા એક મકાનમા પોલીસે છાપો મારી કેટલુક સાહિત્ય હાથ કર્યુ તેમાથી અવધબિહારીનુ નામ એમને હાથ લાગી ગયુ દિલ્હીમા અવધબિહારી માસ્તર અમીરચદના ઘેર રહેતા હતા એ વાત પોલીસના જાણવામા આવતા એ ઘર ઉપર પણ છાપો મારી કેટલીક અગત્યની વસ્તુઓ હાથ કરી માસ્તર અમીરચદને પકડયા અવધબિહારીને પણ પકડયા તેની જડતી લેતા તેની પાસેથી મળેલા કાગળોમાથી લાહોરના દીનાનાથનુ નામ હાથ આ યુ આ ઉપરથી પોલીસે લાહોરમા રહેતા અનેક દીનાનાથોને પકડયા પણ એમાથી મોટા ભાગના દીનાનાથો પાસેથી કોઇ પણ પ્રકારની સાબિતી ન મળતા તેમને છોડી મૂકયા આખરે સાચો દીનાનાથ હાથ આવી ગયો આ માણસ ઘણો જ ભલો, ઇશ્વરની ઉપાસના કરનારો અને સામાન્યરીતે ચારિત્ર્યવાન હતો પણ મનની દૃઢતા જરાપણ ન હતી કસોટીનો વખત આવતા જ તે ઢીલો પડી ગયો પોલીસ ઉપરી સરદાર સુખાસિહે તેને હવાલાતમા લઇ લાલઘૂમ આખો કરી જેવી ધમકી બતાવી કે તુરત જ એ રડી પડયો ને કહ્યુ મહેરબાની કરીને મને આખો બતાવી ડરાવો નહિ તમારે જે જોઇએ તે બધુ હુ કહી દેવા તૈયાર છુ આટલુ કહી તેણે સકડો પૃષ્ઠોનુ બયાન આપી તેમા બધી વાત જાહેર કરી દીધી

પરિણામે અનેક માણસોની ધરપકડ થઇ ભાઇ બાલમુકુદ એ વખતે જોધપુરમા રહી રાજકુમારોને ભણાવવાનુ કામ કરતા હતા દીનાનાથના બયાનમા તેમનુ નામ પણ ફોડાયુ થતા તેની પણ જોધપુરમાથી ધરપકડ કરવામા આવી

આખરે ૧૯૧૪ના માર્ચ મહિનામા તેર આરોપીઓ ઉપર મુકદ્દમો ચલાવવામા આવ્યો તેમા ભાઇ બાલમુકુદને પણ ફાસીની સજા કરવામા આવી આ સામે ભાઇ પરમાણદે હાઇકોર્ટ સુપ્રીમ કોર્ટથી માડીને વિલાયતની પ્રિવી કાઉન્સીલ સુધી અપીલો ઉપર અપીલો કરી પણ એ સજામા ફેરફાર ન થયો ઉલટુ ભાઇ પરમાનદને ગિરફતાર કરી આવા જ એક મુકદ્દમામા સડોવવામા આવ્યા

ફાસીનો મુકરર કરેલો દિવસ આવી પહોચ્યો ત્યારે ભાઇ બાલમુકુદે ઘણી જ નિર્ભયતાથી ફાસીએ ચઢવાની તૈયારી કરી તેણે જાહેર કર્યુ કે 'આજે મારા મનને ખૂબ જ આનદ આનદ થઇ રહ્યો છે કારણ કે જે નગરમા (દિલ્હીમા) અમારા વડવા પૂજ્ય ભાઇ મતિરામજીએ સ્વતત્રતા માટે પ્રાણ અર્પણ કર્યા હતા એ જ નગરમા આજે હુ પણ માતૃભૂમિના

ચરણમાં મારા જીવનનું બલિદાન આપી રહ્યો છું.'

આ રીતે ૧૯૬૫ના આરંભમાં જ તેમને ફાંસી મળી ગઈ. આ બલિદાનને એમની પત્ની સતી રામરખીએ પોતાના વિશેષ બલિદાનથી શોભાવ્યું. મુક્તિ-મંદિર ઉપર પણ કળશ ચડાવ્યો. સતી રામરખીને ભાઈ બાલમુકુંદ ઉપર ખૂબ જ સ્નેહ હતો. એમના લગ્ન હજી હમણાં જ થયા હતા. એટલામાં જ ભાઈ બાલમુકુંદની ધરપકડ થઈ અને આમ પતિ પત્ની બન્ને જુદાં પડી ગયાં. એક દિવસ જેલમાં તે પતિને મળવા ગઈ. તેણે સાધારણ વાતચીત કર્યા પછી પતિના કુશળ સમાચાર પૂછતાં પૂછતાં એક સવાલ કર્યો 'જેલમાં તમને ખાવાનું કેવું મળે છે.' ઉત્તરમાં કચરા-કાકરીવાળા રોટલા બતાવવામાં આવ્યા. એ પછીથી તે પણ ઘેર આવી જાર બાજરાના રોટલા ખાવા લાગી. જેલમાં પતિને તેણે પૂછેલું સુવો છો કયાં? જવાબ મળ્યો, જેલની કોટડીમાં. શિયાળો હોય કે ઉનાળો. બે ગરમ જાડા કામળા મળે છે એક પાથરવા માટે ને બીજો ઓઢવા માટે! અને તે દિવસથી ઘેર તેણે એ રીતે જ જમીન ઉપર પથારી કરી સુવાનું શરૂ કર્યું.

એક દિવસ ઘરમાં રડારોળ થતી જોઈ એ બધી વાત સમજી ગઈ. એને થયું પતિ પરલોકવાસી થયા. હવે મારે પણ એની પાછળ જવું જોઈએ. હવે વધારે વખત વાર લગાડીશ તો મારે ને એમને છેટું પડી જશે. સવારમાં વહેલી ઊઠી તેણે સ્નાન વગેરે કર્યું. ઉત્તમ વસ્ત્રાભૂષણ પહેર્યાં અને પ્રિયતમને મળવા જવાની હોય તેમ તેણે મહા પ્રવાસની તૈયારી કરી. એ પછી ભગવાનનું નામ લઈ ઘરના ચોકમાં પદ્માસન વાળીને આંખો બંધ કરી બેસી ગઈ એ પછી તે ઊઠી નહિ. દૂર દૂર દિવ્ય ધામમાં પતિને મળવા માટે તેનો આત્મા ઉડીને ચાલ્યો ગયો.

## નારી અને દુહા

માનવી પોતે જ્યારે આનંદ કે દુઃખમાં આવી પડે છે. અને જ્યારે તે તેના હૃદયમાં માતું નથી ત્યારે આનંદ કે દુઃખના ઉદ્ગારો તેના મોઢામાંથી નીકળી પડે છે. તે કોઈવાર પદ્યમાં કે ગદ્યમાં હોય છે. આની અસર એવી તો સચોટ થાય છે કે એ નાનકડી બે લીટીનો કાવ્ય પ્રકાર ધારી અસર ઉપજાવે છે.

આવા પ્રકારના સચોટ અસર કરનારા પ્રાસંગિક દુહા સ્ત્રીઓએ પણ રચ્યા છે. ઘણીવાર પોતાનું દુઃખ ભૂલવા કે પોતાના ગત્ થયેલા સંબંધીને યાદ કરીને આવા ઘણા કાવ્યપ્રકારો આ દેશની નારીઓએ રચ્યા છે

એક વ્હાલસોયી યુવાન પત્નીનો પતિ યુવાન વયે મરણ પામે છે. તેની પાછળ તેની આ પત્ની ખૂબ આક્રંદ કરે છે. તેનાં અનેક સંભારણાં યાદ કરી કરીને રડે છે. જ્યાં ત્યાં તેની સ્મૃતિને યાદ આવે તેવી વસ્તુઓ નજરે પડતાં જ તે પતિને સંભારીને રડે છે. એમ રડતાં રડતાં તે થાકે છે. કારણ 'દુઃખનું ઓસડ દહાડા' એ ન્યાયે ધીમે ધીમે તે દુઃખ ભૂલતી જાય છે. તે વખતે પતિની એક મૃત્યુતિથિના દિવસે તેને યાદ કરી નીચે પ્રમાણે એક દુહો પોતે કહે છે:

દિન ગણંતાં માસ ગયા, વરસે આંતરિયાં;
સૂરત ભૂલી સાહબા! ગયાં જ વીસરિયાં.

અર્થાત્ 'હે વહાલા પતિદેવ! તમારા મૃત્યુના દિવસો ગણાતાં ગણાતાં મહિનાઓ પસાર થઇ ગયા. અને મહિનાઓ ગણાતાં ગણાતાં વરસ પણ જવા લાગ્યાં. હવે તો હે સ્વામીનાથ! તમારો ચહેરો પણ ભૂલી જવાય છે. આમ તમો ગત્ થયેલાને પણ હવે વીસરી જવા લાગી છું.'

એમ કહી તે રડે છે.

એક નાનકડા દુહામાં કેવું હૃદયવિદારક વૃત્તાંત તે કહી જાય છે.

—ડાહ્યાલાલ અં૦ પ્રશ્નભટ્ટ

# રૂપાયતન પ્રકાશન

## જૂનાગઢ

*

| | |
|---|---|
| આવા હતા બાપુ – ૧-૨-૩-૪ .... | ૨–૦૦ |
| ગાંધી-ગુરુ .... .... | ૧–૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન .... | ૧–૨૫ |
| અલ્લાહના બંદાઓ .... | ૦–૩૭ |
| મસ્તીની પળોમાં ... .... | ૦–૭૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા .... | ૦–૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા .. | ૦–૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા ... ... | ૦–૨૧ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા ... ... | ૦–૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા.... | ૦–૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા.... | ૦–૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | ૦–૧૫ |
| રામતીર્થની રત્નમાલા ... | ૦–૩૫ |

# વૈષ્ણવજન



સાંસ્કૃતિક સમન્વય ઝંખતું અનોખું માસિક : મે ૧૯૬૫

# રૂપાયતન પ્રકાશન

## જૂનાગઢ

| | |
|---|---|
| આવા હતા બાપુ – ૧-૨-૩-૪ ... | ૨–૦૦ |
| ગાંધી-ગુરુ .... .... | ૧–૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન .... | ૧–૨૫ |
| અલ્લાહના બંદાઓ .... | ૦–૩૭ |
| મસ્તીની પળોમાં .... .. | ૦–૭૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા .... | ૦–૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા .... | ૦–૨૦ |
| 'શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા ... ... | ૦–૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા ... ... | ૦–૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા.... | ૦–૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા.... | ૦–૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | ૦–૧૫ |
| રામતીર્થની રત્નમાલા ... | ૦–૩૫ |

# વૈષ્ણવજન



સાંસ્કૃતિક સમન્વય ઝંખતું અનોખું માસિક : મે ૧૯૬૫

# વૈષ્ણવજન



વર્ષ. ૪ : : અંક ૨ : મે : ૧૯૬૫

## અનુક્રમ



*

સંપાદક નવીન ગાંધી

### સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

* * *

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંસ્થા તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

*

(લેખકોને)

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામા આવે છે.

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું.

પ્રસિદ્ધ થયેલી સામગ્રીના ઑફપ્રીન્ટ્સ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી મોકલાય છે.

લવાજમ

દેશમાં (વરસનું) ૭ રૂપિયા

પરદેશમા બાર શિલિંગ -

વૈષ્ણવજન, રૂપાયતન, ગિરિતળેટી

જૂનાગઢ

: ફોન નં. ૮૮

પ્રકાશક અને મુદ્રક: ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ



# આંસુ

ગુરુદયાલ મલ્લિક

આંસુ એ ઈશ્વરે માણસને આપેલી અણમોલ ભેટ છે. જેના જીવનમાં આંસુ નથી વહ્યાં તે જીવનનો સાર પામ્યો નથી. જેમ જીવનનો સાર પામવા માટે પ્રેમની આવશ્યક્તા છે તે જ રીતે આંસુઓનું પણ જીવનમાં મહત્ત્વનું સ્થાન છે.

પથ્થર આંસુ પાડતા નથી. માણસ આંસુ પાડે છે. પણ જો એ માત્ર પોતાને માટે જ આંસુ પાડે તો તે એની સાચી કદર નથી. જ્યારે બીજાને માટે આસુ વહે છે ત્યારે જ તેની સાચી કદર થાય છે; કેમકે એ રીતે વહાવેલાં આંસુ પ્રભુના કંઠમાં મોતીઓનો હાર બનીને શોભે છે. પરંતુ આપણે જોઇએ છીએ કે માણસ મોટે ભાગે પોતાને માટે જ રડે છે–બીજાને ખાતર નહિ. એને ખબર નથી કે, પોતાને ખાતર આંસુઓ વહાવ્યા કરવાથી તે પોતે કમજોર બની જાય છે, પણ બીજાને માટે વહાવે તો તેને બળ જ મળે. પોતાના દુઃખમાં મરવું એ જીવન નથી, બીજાના દુઃખમાં મરવું એમાં જ જીવન છે.

ભક્તોનું રુદન દુનિયાદારીના રુદનથી નિરાળું હોય છે. આપણે શા માટે રડીએ છીએ? આપણે ઊભી કરેલી અનેક કહેવાતી જરૂરિયાતો પૂરી નથી થતી માટે! પણ ભક્ત રડે છે એટલા માટે કે પોતે હજી ઈશ્વરથી આઘે છે, વિયોગી છે. એ આંસુ અનોખાં છે. તે માત્ર ઈશ્વરનાં ચરણો તરફ જ વહે છે.

માણસનાં આંસુઓમાં ભારે શક્તિ છે. કહે છે કે રાજાઓનાં સિંહાસનો પણ ગરીબનાં આસુઓથી ધૂળ ભેગાં થઈ જાય છે. ઘણી વાર આ દૃશ્ય જોવામાં આવે છે કે ઘરમાં જ્યારે મા બાપ અંદરઅંદર લડે છે ત્યારે તેમનાં નાના બાળકો સ્તબ્ધ થઈને તેમની સામે તાકી રહે છે અને પછી દેવદૂતની પેઠે મોકળે મને રડવા માંડે છે. બાળકોનાં એ આંસુ જોઈને માવતર લડતાં બંધ થઈ જાય છે.

શું આપણે એ બાળકોની પેઠે આંસુ વહાવી શકીએ છીએ? શું આપણે બીજાઓ માટે રડીએ છીએ? પ્રભુ તો કિમિયાગર છે, એ તો આપણા એવા આસુઓને કમળના ફૂલોમાં બદલી નાંખે છે.

# ારિભ્રમણ

ાશુતોષ

## ે કોઈ ચાણક્ય ?

હિંદના ભાગલા થયા–ભારત અને પાકિસ્તાન. ાશા એવી હતી કે હવે સૌ સૌને ભાગે નિરાંતનો ાટલો ખાશે. કાશ્મિરનું યુદ્ધ થયું અને આ આશા ોારી નીકળી. ત્યારથી આજ સુધીનો ઇતિહાસ ારતની સરહદ ઉપર સતત પજવણી અને ઉશ્કેર-ણીનો રહ્યો છે. બેરુબારી, આસામ, ત્રિપુરા, કૂચ મ્હાર, કાશ્મિરની આખી સરહદ, પંજાબ અને 'જસ્થાન અને હવે કચ્છનો વારો આવ્યો છે. શ્ચિમ ભારત તેલની દૃષ્ટિએ સમૃદ્ધ છે અને ઉદ્યો-માં પણ આગળ છે. ચીન પાસેથી પાકિસ્તાને ણું શીખી લીધું છે તેને ખબર છે કે ભારતની ામે એકલા હાથે બાથ ભીડવી પોસાય તેમ નથી. ાટલે સમૃદ્ધ વિસ્તારો ઉપર આક્રમણનું તીર તાક ાની તેની દાનત હવે સાફ દેખાઈ આવે છે કંડલા ાને જામનગર બે બન્ને જાણી જાય તો પાકિસ્તાનની ાતી ઉપર ચોટ પડે છે. વળી ભારતની કમજોરીને ાબિત કરી, પોતે નાનું છતાં સબળ રાષ્ટ્ર છે એમ ાકિસ્તાન દુનિયાને બતાવવા માગે છે. ચીનને હાથે ારમ ભારતે અનુભવ્યા પછી આ બીજો પ્રસંગ છે. ાવાઈની વાત તો એ છે નગ્ન આક્રમણનો ભોગ ાન્યા છતાં, આપણે અમેરિકન શસ્ત્રો નથી વાપર્યા ા પૂરવાર કરવાને, પાકિસ્તાન પડકાર ફેંકી શકે છે! ાને વિશ્વનું કોઇ રાષ્ટ્ર હજુ ભારત તરફથી બોલતું ાથી કે આક્રમણને વખોડતું નથી! આજે અમેરિ ન ટેન્ક વપરાય છે અને આવતી કાલે F–104 ાેમ્બર વાપરીને પાકિસ્તાન કહેશે કે ભારતના MIG ાામે સ્વબચાવ છે!

ટૂંકમાં પરિસ્થિતિ એટલી ગંભીર છે કે પેઢી ાર પેઢી બે પડોશીઓ વચ્ચે વૈમનસ્ય ચાલ્યા કરે ાને એક પછી એક નવા પ્રશ્નો ઊભા થતા જ ાય એવી જાતનું રાજકારણ આજે ખેલાઇ રહ્યુ છે. ાા પ્રમાણે થીગડાં મારીને ક્યાં સુધી ચાલશે? પાકિસ્તાન સાથે કામ લઇ શકે, અને બ્રિટન તથા અમેરિકાને લાલ આંખ બતાવી શકે એવો કોઇ ચાણક્ય ભારત આપી નહીં શકે?

## કંકરી Pallets

મદ્રાસ રાજ્યમાં હિંદી ભાષા અંગે તોફાનો થયાં અને ગોળીબાર કરવાની કપરી ફરજ સ્થાનિક પોલીસપર આવી પડી. એક તો લાગણી ઉશ્કેરાયેલી હોય જ અને ગોળીબારની ખુવારીથી વિશેષ થાય. આના જવાબમાં ગોળીને બદલે Pallets વાપરવાની યોજના સરકારે વિચારી છે. તે કાંકરી જેવી હોય છે અને તેના વાગવાથી મૃત્યુની શક્યતા નહીવત્ છે. કૃષ્ણકનૈયો ગોપીઓને કનડવા જમુના કાંઠે મંતાઇને મટકી અથવા 'ગગરી' ફોડી નાખતો–તે 'કંકરી'ની મદદથી જ. ગુજરાતનો રસકવિ દયારામ પનિહારીઓને પજવતો ત્યારે પાનની પિચકારી ઉપરાંત, સોનેરી અને રૂપેરી બેડલાં ઉપર કાંકરીનો ટંકારવ કરતો! એટલે ઘણા જૂના કાળથી તેનો ઉપયોગ થતો આવ્યો છે અને ઇતિહાસનું હંમેશા પુનરાવર્તન તો થતું જ આવ્યું છે. વીસમી સદીમાં ફેર એટલો પડશે કે ગોપીઓ અથવા પનિહારીઓને બદલે ટોળામાં પુરુષવર્ગ હોવાનો વધુ સંભવ છે અને કાંકરી પ્રત્યે તેનો પ્રત્યાઘાત જાણવા એકાદ અખતરો જરૂરી છે! આવું કામ તો સ્ત્રી પોલીસદળ પણ કરી શકે. વળી પુરુષ પોલીસની હાજરી કરતા સ્ત્રી પોલીસ મૂકવાથી સરકારને બચાવ કરવાની સગવડ રહેશે.

## મથકનો ઝગડો

સૌરાષ્ટ્ર યુનિવર્સિટી માટે મથકનો વિવાદ ચાલી રહ્યો છે ત્યારે ફિનલેન્ડ જેવા એક નાનકડા દેશમાં એક અનોખું વિદ્યાલય વગર મકાને ચાલી રહ્યું છે તેનો દાખલો ઠીક થઇ પડશે. ૧૪૦૦ વિદ્યાર્થીઓ માટે, નવું ચણતર કરી મકાન ઊભું કરવાનું મુશ્કેલ

જવાતા, ફિનલેન્ડના એક શહેરમાં એક નવતર અખતરો કરવામાં આવ્યો જેથી વિદ્યાર્થીઓનો અભ્યાસ ખોરંભે ન પડે. શહેરની જુદી જુદી વિશાળ ઇમારતોમાં વર્ગોની વહેંચણી કરવામાં આવી; થોડાક વિદ્યાર્થીઓ હોસ્પિટલના એક ઓરડામાં, અમુક વિદ્યાર્થીઓ પ્રાથમિક શાળાના ખંડમા અને બાકીનાને બેકરીમાં જગા આપીને ૩૬ પ્રોફેસરોએ વિદ્યાદાન ચાલુ રાખ્યું અને આજે ૧૪૦૦ વિદ્યાર્થી-વિદ્યાર્થીનીઓનો અભ્યાસ ધમધોકાર ચાલુ છે અને તેઓ સ્નાતક થઇ પણ જશે-દેશના પુનર્નિર્માણમાં લાગી જશે. ન કોઇએ શહેરનો પ્રશ્ન ઉપાડ્યો, ન કલાસનો, કે ન મકાનનો. જ્યાં તાલાવેલી હોય છે-સાચા હૃદયની ઇચ્છા હોય છે ત્યા કર્મયોગ પ્રાધાન્ય ભોગવે છે. બાકી શેક્સપીઅરના પાત્રોની જેમ આ મથક કે તે મથક એવી દ્વિધા જ્યાં અનુભવાય છે ત્યાં પ્રગતિ રુંધાઇ જાય છે.

## કહેવતનું ઘેટું

ભારત વિકરાળ વરુ છે જ્યારે પાકિસ્તાન નિર્દોષ ઘેટું છે. તાજેતરમા તે કચ્છના રણમા ચરવા માટે આવ્યું ત્યારે ભારતીય વરુ તેના પર તૂટી પડયું! આજે સત્તર અઢાર વર્ષથી પાકિસ્તાન લશ્કરી તૈયારીઓ કરી રહ્યું છે. અમેરિકાએ ૩૦૦ અબજ ડૉલરની લશ્કરી મદદ અત્યાર સુધીમા આપી છે, તે તેણે શસ્ત્રાગારમાં ખડકી રાખી છે. સેન્ટો, સીઆટો વગેરે અલગ લશ્કરી કરારોથી જે કાંઇ સાધનસામગ્રી મળે તે જુદી. વળી પાકિસ્તાન ઉપર આક્રમણ થાય તો બધા જ તેની મદદે આવવાના. પશ્ચિમના દેશો પાસેથી ઓડકાર આવે એટલી લશ્કરી મદદ લઇને, તેણે ચીન સામે ભાઇબંધી કરી લીધી અને તેની પાસેથી પણ વચન લીધુ કે ભારત-પાકિસ્તાન વચ્ચેની લડાઇમાં ચીન પાકિસ્તાનને મદદ કરશે. તાજેતરમાં ઇન્ડોનેશિયાએ પણ બાન્ડુંગની ૧૦મી સંવત્સરી પ્રસંગે ભૂતોનું બહુમાન કર્યું. વળી આખી દુનિયામા અને ખાસ કરીને આફ્રિકાના રાજ્યોમા પાકિસ્તાન પ્રચાર કરે છે કે શાહીવાદ વિદાય લે છે ત્યારે એશિયામાં નવો હિંદુ શાહીવાદ ફાલી રહ્યો છે અને તે અગ્નિ એશિયામા વર્ચસ્વ જમાવવા માગે છે. સિલોન, નેપાળ, થાઇલેન્ડ, લાઓસ, કમ્બોડિયા વગેરે નાનકડાં રાજ્યો ભારતના શાહીવાદ અને સામ્રાજ્યવાદના ઓળામાં ઢંકાઇ ગયા છે. તાજેતરમાં શાસ્ત્રીજીએ અનાક્રમણના કરાર કરવા આહ્વાન આપ્યું તેનો જવાબ પાકિસ્તાન ગળી ગયું-તેને કયા ભારતની બીક છે? ભારત આક્રમણ કરે તેવી પરિસ્થિતિ આજ અથવા ક્યારેય પણ આવવાની નથી તે અયુબખાન સારી રીતે જાણે છે. વિમાની દળ માટે વિમાનો અથવા ભારતમા બનતા વિમાનો માટે એન્જિનો આપવાની પણ અમેરિકાએ ના પાડી દીધી. આવી લાચારભરી સ્થિતિમા પાકિસ્તાનનું માસાહારી ઘેટું ભારતના શાકાહારી વરુને, આખી સીમા પર શીંગડા ભરાવીને હેરાન પરેશાન કરી મૂકે છે-તગડી મૂકે છે.

આટલું બસ નથી ભારતના વરુને પોતાની બોડમા રહેવાનો પણ શો અધિકાર છે? તેથી ત્યાંથી હાંકી કાઢવા પાકિસ્તાની ઘેટાએ કચ્છમા પગપેસારો કર્યો છે તેને કાશ્મીરની લીલોતરી ખાવી છે, ગુજરાતનું તેલ પીવું છે, કચ્છના રણની રેતીમા આળોટવું છે, અને આસામની ટેકરીઓમા ચરવું છે.

## અપંગો પ્રત્યે ઋણ

મુંબઇમા ૧૭મી એપ્રિલે ગેટ વે ઓફ ઇન્ડિયા પાસે એક વિશિષ્ટ સમારોહ યોજાયો જેના પ્રમુખપદે લેડી તારા ચેરિયન હતા. ૧૫૦ અપંગ બાળકોનો આ વાર્ષિક સમારંભ હતો. જુદી જુદી સંસ્થાઓએ ભોજન માટેની તેમજ ભેટ-વસ્તુઓની સામગ્રી સ્વૈચ્છિક રીતે આપી હતી. ૧૫૦ બાળકોના આ મિલનમાં તેઓ અપંગ હોવાથી અનાથ છે તેમ લાગતું નહોતું. આપણે ત્યાં રોટરી કલબ અને લાયન્સ કલબ એમ અનેક સંસ્થાઓ ભવ્ય જલસા ગોઠવે છે તેમાં ક્યાંય માનવતાનો પમરાટ જોવા મળતો નથી. જેઓ અપંગ નથી અને સાજા નરવા છે તેમની, આવા વરદાનથી વંચિત લોકો તરફ નૈતિક ફરજ ખરી કે? મુંબઇએ એક એવી દિશા ચીંધી છે જેના તરફ દરેક માનવતાવાદીનું ધ્યાન ખેંચાવું જોઇએ. જેણે દષ્ટિ ગુમાવી છે, તે આંખનું મહત્ત્વ સમજે છે; બહેરાને કાનની કિંમત સમજાવવી ન પડે; મૂંગાને વાચાની ઝંખના કેટલી તીવ્ર રહેતી હશે? લૂલાને પગનું અને ઠૂંઠાને હાથનું મહત્ત્વ અદકેરું લાગે જ. પણ જેની પાસે આ બધું જ છે-અને ઇશ્વરે આપ્યું છે-તેણે ઋણમુક્ત થવા અપંગો પ્રત્યે ઋણ અદા કરવું જોઇએ.

# મૈત્રી

મનુભાઈ ત્રિવેદી

શહેરી જીવનની પણ બલિહારી છે. બરાબર એક વર્ષથી તે અમારે ત્યાં સવાર સાંજ દૂધ દેવા આવતો. અમે એને દૂધવાળો કહેતા. ન તેના નામની ખબર, ન તેના ઠામની ખબર. આ હું માત્ર હકીકત રૂપે જ રજૂ કરું છું. શહેરી જીવન સામે ફરિયાદ રૂપે નહીં. ત્રીજે ઘર વરસોથી રહેનારનું નામ ન આવડતું હોય તે શહેરમાં સ્વાભાવિક જ ગણાય. રહેવાશીઓનાં લાખે લેખાં થાય ત્યાં આત્મીય ભાવ ભાગ્યે જ સંભવે.

તેવામાં તે દૂધવાળો એક દિવસ દૂધ દેવા ન આવ્યો. ત્યારે તેના અસ્તિત્વ વિષે અમે માડીને વિચાર કર્યો કે તે ક્યાં રહેતો હશે તેનું શું નામ હશે? કપડાં પરથી તે ભરવાડ હોય તેમ લાગેલ. તેની વરસની હાજરીએ કશી અસર કરેલ નહીં તે તેની એક દિવસની ગેરહાજરી કરી ગઈ.

બીજે દિવસે સવાર તેની અવેજીમા એક વૃદ્ધ આ દૂધ દેવા આવી. આગલા દિવસની કુતૂહલતા જ કારણભૂત હશે, પણ હું પ્રશ્ન પૂછી બેઠો, 'માડી, ક્યાં રે'વું?' વૃદ્ધાએ જવાબ આપ્યો, 'અહીં આ પાસે છે તે દમણિયામાં.' દમણિયું શહેરથી એક માઈલ દૂર ગામડું હતું મારાથી વિશેષ પૂછ્યા વિના ન રહેવાયું: 'માજી, આજે કેમ તમારે આવવુ પડ્યુ!' માજીએ જવાબ આપ્યો ત્યારે તે જવાબમા દબાયેલું ડૂસકું હતું. 'મારો પરભો માંદો પડી ગયો છે. જરાય સુવાણ નથી. હે ભગવાન!' માજીથી ઊંડો નિસાસો નખાઈ ગયો. માજીની આંખમા આસુ હશે. પણ તે જોવાની મારામાં સૌં ન હતી. માજીના જવાબથી હું વિચારમાં પડી ગયેલ. ભરવાડ કોમમા પરભો નામ હોય? બનતાં સુધી હોય નહીં તેમ મારું મન કહેતું હતું. મેં માજીને પૂછી નાખ્યું, 'માજી, તમે તો ભરવાડ ને?' માજીએ હા પાડી. મેં પૂછ્યું, 'તમારે ભરવાડમા પરભો નામ હોય?' માજી આંચકો લાગ્યો હોય તેમ થડકી ગયા. કાંઈ બોલ્યાં નહીં. મેં કહ્યું, 'માજી, કેમ જવાબ દેતા નથી? ભરવાડમાં પરભો નામ તો હોય નહીં.' માજીએ ભારે વિમાસણમાં હોય તેમ ધીરે અવાજે કહ્યું, 'ભાઈ, આ બધું તમારે જાણીને શું કામ છે? દૂધ ખરાબ આવે તો કહેજો.' મેં કહ્યું, 'માજી, વરસ દિથી દૂધ ઘો છો અને અમે પીએ છીએ. પછી તમારા વિષે કંઈક જાણવા મન તો થાય જ ને? પરભોભાઈ માંદા છે એટલે હું તેની ખબર કાઢવા આવવાનું ધારતો હતો.' માજીએ તુરત કહ્યું, 'તો પરભાને જ પૂછી જોજો. મને તો વધારે વાત કરવાની તેણે દુહાઈ દીધી છે.' આટલું કહી માજી દૂધ દઈ ઉતાવળે પગલે ચાલતા થયાં, જાણે આ વાતચીત અને પોતા વચ્ચે લાંબો પડદો પાડી દેવો હોય!

હું વિચારે ચડી ગયો. ભરવાડમા પરભો નામ સંભવે નહીં. ને માજી ભરવાડ અને તેનો દીકરો પરભો, નામ પરથી બ્રાહ્મણ કે વાણિયો. તે આ કોયડાનો ઊકેલ શો હશે?

સાંજે ફરવા જતી વખતે હું રોજનો રસ્તો છોડી દમણિયા તરફ ચાલતો થયો. શહેર ચારે તરફ વધતું જ જતું હતું. આથી કાળે કરીને દમણિયું શહેરનો ભાગ બની જાય તેવો સંભવ ખરો. પણ અત્યારે હજી શહેરનાં છેલ્લાં પરાં અને દમણિયા વચ્ચે માઈલેક સુધી ખેતરો હતા. આથી દમણિયું હજી ગામડું નામ ધારી શકે તેવું જુદું અસ્તિત્વ ધરાવતું હતું.

ગામમા દાખલ થયો કે આંપા પાસે જ પંચાયતની કચેરી હતી. પડખે ચોરો અને તેની પડખે નિશાળ. શહેરના સાંનિધ્યનો લાભ દમણિયાને મળેલ. ચોરે પૃચ્છા કરી તો એક વૃદ્ધે બીજા વૃદ્ધને કહ્યું, 'ગોરબાપા, આ તો તમારા પરભાનું પૂછે છે.' ગોરબાપાને કાનનું કાચું જણાયું. બે ચાર વાર ફરી ફરીને એ જ વાત કરી ત્યારે બબુડી ઊઠ્યા, 'મેલ એ મૂવાનું નામ. મારો પરભો શેનો? એ તો ઓલી ઝીણુડી ડોસીનો થઈને બેઠો છે.' પેલા વૃદ્ધે મને હસીને મારગ બતાવ્યો, 'ગામને છેવાડે ભરવાડના ઝૂંપડામાં છેલ્લું ઝૂંપડું છે તે પરભાનું.' હું ઉતાવળે પગલે ગામ સોંસરવો નીકળી છેવાડે ગયો. ત્યાં જાણે

કૂંડાળે વળી ભરવાડના કૂબા ઊભા હતા. તેમાં એક કૂબો જાણે અછૂત હોય તેમ બીજા કૂબાથી થોડેક દૂર હતો. જાણે તેને અને આ વતુંળને કશો સંબંધ જ નહીં! હું સમજી ગયો કે આ ગોળ બહારનો કૂબો તે જ પરભાનો.

તે કૂબા પાસે જઈ મેં અવાજ દીધો, 'પરભાભાઈ છે?' અંદરથી સવારવાળાં માજી નીકળ્યાં. 'આવ્યા ભાઈ, મનેય એમ હતું કે તમે આવ્યા વિના નહીં રહો. મેં પરભાને તમારી વાત કહી રાખી છે. આવો, અંદર આવો.' માજીના આવકારે હું કૂબામાં દાખલ થયો. ગારવાળી પણ અત્યંત સ્વચ્છ ભોં અને ચારે બાજુ ઘાંસની પણ પવન સંચર ન કરી શકે તેવી દીવાલથી કૂબો રૂડો લાગતો હતો. એક બાજુ કાથીનો ખાટલો હતો. તેના પર પરભો સૂતો હતો. બીજી બાજુ નાનકડો ચૂલો અને થોડાં ઠામ હતાં. થોડે દૂર પાણીનો મોટો ગોળો અને પાસે નાની ગોળી પડેલ. મને જોઈ પરભો ઊભો થવા જતો હતો. તેને માજીએ 'રહેવા દે, રહેવા દે, બેટા, હોકટરે ના કહી છે.' કહેતાં સુવાડી દીધો. મારા માટે માજીએ ખાટલા પાસે માચી ઢાળી દીધી. હું તેના પર બેઠો.

પરભાએ ધીરા અવાજે કહ્યું, 'તમે શું કામ તકલીફ લીધી ભાઈ?'

મેં કહ્યું, 'તકલીફ શેની? આ તો શહેર છે. ગામડું ગામ હોય તો તો આવી વાતથી નાતો બંધાઈ જાય.'

'એ ખરું. પણ તમે સુંવાળા માણસ. ખાલી આટલો પલ્લો કાપ્યો.'

મેં કહ્યું, 'તેમાં કાંઇ નહીં. વળી મારે તો તમને થોડું પૂછવાનું પણ છે ને?'

પરભાના મોં પર આછું સ્મિત રમી ગયું. તેણે કહ્યું, 'આમાં પૂછવાનું શું છે? જે જેનાં તે તેનાં કરમ કરે. લેણદેણની વાત છે.'

મને ચોરા પરના ગોરબાપા યાદ આવ્યા. મેં તુરત વચ્ચે કહ્યું, 'તમે બ્રાહ્મણ, માજી ભરવાડ; કાંઇ લેણદેણથી વિશેષ હોય તો જ આ બને ને?'

'એ તો ખરું. પણ કંઇ ખાસ જાણવા જેવું નથી. વાત આટલી જ છે કે આ મારાં મા છે અને હું તેનો દીકરો છું.'

પરભો વાત કરવા બિલકુલ રાજી ન હોય તેમ લાગ્યું. ત્યાં માજી મારી વહારે આવ્યાં. તેણે કહ્યું, 'પરભા, છેક શહેરથી ધક્કો ખાઇને આ સુંવાળું માણસ આવ્યું છે, તો વાત કરને! તેમાં તારું શું જાય છે? મને તેં દુહાઈ દીધી છે નહીંતર હું વાત કરું.'

'પણ એમાં વાત કરવા જેવું છે શું? મા!'

'ઘણુંય વાત કરવા જેવું છે. ગગા! તારી તોલે કોણ આવે? લખમણ જતિ કે હનુમાન જતિ! મારે તો તું એ બેયથી સવાયો છે.'

માજીનું આ કથન સાંભળી મારું કુતૂહલ બેહદ વધી ગયું. મેં કહ્યું, 'પરભાભાઈ, હા કહો કે ના કહો. પણ માંડીને બધી વાત કહેવી પડશે. રસ્તામાં ચોરા પર ગોરબાપા તમારું નામ સાંભળતાં ગુસ્સે થઇ ગયેલ. આ બધું છે શું?'

પરભાએ કહ્યું, 'માજી, એ તો બાપુજી હજીય ગુસ્સો વિસર્યો નથી.'

'માજી બોલ્યાં, 'ક્યાંથી વિસરે? બેટા! આપણે ઘા પણ એવો જ માર્યો કહેવાય ને!'

'ઘા શેનો? મા! સમજે તો તો બધુંય સુતર છે. પણ સમજવું જ નથી ત્યાં શું? ખેર!'

હું વચ્ચે ટપક્યો, 'શું વાત છે તે નહીં જ કહો પરભાભાઈ!'

માજીએ ફરી મારી વહાર કરી, 'ભાઇને માંડીને વાત કર, પરભા! કહેવા જેવી વાત છે.'

પરભાએ લાચાર થઇ ગયો હોય તેમ કહ્યું, 'ઠીક, મા.' પછી પડખું ફરી અને મારી બરાબર સામે મોઢું ફેરવી વાત માંડી, 'જુઓ, ભાઈ! હું છું બ્રાહ્મણ. પેલા ગોરબાપા જે ચોરા પર ધખી ગયેલા તે મારા બાપુ માજીના દીકરા જીવણાને અને મારે નાનપણથી ભાઇબંધી. એક ખાવા-પીવા સુવાનું જુદું. બાકી ભેળા ને ભેળા. મારા બાપુને તો ઠીક પણ આખા ગામને અમારી ભાઇબંધી ન ગમે. કહે કે બ્રાહ્મણ અને ભરવાડ તે કાંઈ ભાઇબંધ હોય! તેમાં અહીં માજી મને દૂધનું કંઈ બનાવી ખવરાવે

કે વટલી ગયો છે. બ્રાહ્મણનું ખોળિયું છે એટલું જ, બાકી નર્યો ભરવાડ છે.'

ત્યાં માજી વચ્ચે બોલ્યાં, 'એ વાણિયા બ્રાહ્મણ પૂરતું નહોતું હો! આ અમારી ભરવાડની કોમ પણ ભારે ટૂંકમની. ભરવાડની ભરવાડ કોમ બહાર દેખતી જ ન હોય તેમ માનનારી. એણે ય જીવણાના બાપને અને મને કહેવામાં બાકી ન રાખી. પણ આની ને જીવણાની ભાઈબંધી એટલે બે ખોળિયાં પણ જીવ એક, વચ્ચે પડયે પાપ લાગે.'

માજી શ્વાસ લેવા થોભ્યાં કે પરભાએ વાત આગળ ચલાવી, 'ગામના વિરોધ છતાં હું ને જીવણો મળતા રહ્યા. ઉંમરલાયક થયા કે મેં મારા બાપના ગોરના ધંધામાં મદદ કરવા માંડી અને જીવણો દૂધ દેવા જવા લાગ્યો. પણ દિમાં બે-ચારવાર ભેળા બેસવાનું થાય, થાય ને થાય જ. આમ તો અમારામાં નાનપણમાં લગ્ન થઈ જાય પણ મારી આબરુ એવી કે કોઈ કન્યા આપવા હા જ ન પાડે. એક રીતે એ બહુ સારું થયું.' આ કહેતા પરભો હસી પડ્યો.

માજીએ વાતનો દોર સાંધતાં કહ્યું, 'પરભો કાયમ કહે છે કે મા, ભગવાને ભારે સુતરું કર્યું. નહીતર બિચારી કોઈને અધમારગ મૂકીને અહીં આવવું પડત. ભાઈ, મેં તો પછી ય બહુ દાખડો કર્યો, પણ પરભાને દેવા કોઈ તૈયાર ન થયું. ના, ના, બાપ! જરા ખોટા જીભ કચરાઈ ગઈ. દેવા તો ઘણાય તૈયાર હતા, પણ આ ઝૂંપડીનો સંગ મેલે તો. પણ પરભો જેનું નામ!'

ત્યાં તો પરભાએ વાત આગળ ચલાવી, 'અને મા! માફ કરજે હો, પણ ભરવાડની નાત પણ ભારે ખેપીલી. મને તો કોક કોક જીવણાનો સંગ છોડું તો દેવા તૈયાર હતા પણ જીવણાને તો નાતે વિસારી જ મેલ્યો.'

માજી હસી પડ્યાં, 'સાચું, ભાઈ! અમારી ભરવાડની નાત ખેપીલી ખરી.'

પરભાએ હાસ્યમાં હાસ્ય મિલાવતા કહ્યું, 'એક રીતે આ સારું થયું. છેલ્લે બધું ય પાધરું ઊતર્યું. નહીંતર ઘણા ડખા થાત.'

માજી વચ્ચે બોલ્યાં, 'એ ય ખરું.'

પરભાએ મૂળ વાતનો દોર પકડતાં કહ્યું, 'આમ અમારું હાલ્યા કરતું હતું ત્યાં જીવણો માંદો પડ્યો. મહા મહિનો અને તેમાં માવઠાનો વરસાદ પડ્યો. જીવણો શહેરમાં દૂધ દેવા ગયેલ. ત્યાં ઠંડો વાયરો ફૂંકાયો અને તેને શરદી લાગી ગઈ. બહુ દવા કરી, પણ કારી ન ફાવી.'

'આ પરભો તો જીવણાના ખાટલે ને ખાટલે હો!' માજીથી વચ્ચે બોલ્યા વિના જાણે રહેવાણું નહીં.

'તૂટીની બૂટી નહીં, મા! નહીંતર એના બદલે ઝાઝી હોંશથી હું ચાલ્યો જાત.'

'મને ખબર છે, બેટા!' માજીની વાણીમાં આંસુ હતાં.

'જીવણાનો છેલ્લો શ્વાસ ચાલે, જીવ જાય નહીં. મેં તેને કહ્યું, 'ભાઈબંધ, કાંઈ વાસના રહી જાય નહીં હો! આપણે તો આવતા જનમારે ભેગા જ છીએ.' તેણે ડચકાં ખાતાં કહ્યું, 'માનું કોણ? એ જ વિચાર દૂભવે છે.' મેં તુરત કહ્યું, 'અરે ભલા ભાઈ! હું છું ને આવા વિચાર આવે છે?' તેણે કહ્યું, 'પણ મા એકલી. ઉંમર થઈ. અસૂર-સવાર રાત-વરત એની કોણ સંભાળ લેશે?' મેં પાસેની ટબૂડીમાંથી હથેળીમાં પાણી લીધું અને કહ્યું, 'આજથી હું માજીનો દીકરો. મારા બાપને ત્રણ છે, તેમાં એક ઓછો થશે તો વાંધો નહીં આવે આજથી આ ઝૂંપડું મારું ઘર ને હું માજીનો જીવણો. આમ કહીને પાણી મૂકયું કે જીવણાનો પ્રાણ ગતે ગયો. ત્યારથી અહીં માજીનો દીકરો થઈને રહું છું.'

'પણ ભાઈ,' માજી પરભાની વાત હજી પૂરી થઈ ન ગણાય તેમ સૂચવતા બોલી ઊઠયાં. 'પછી પરભા ઉપર કાંઈ તડપીટ પડી છે કાંઈ તડપીટ. બજારમાં નીકળ્યું ન જાય. મરકે ય ગાળની રમઝટ બોલાવે. અહીં ભરવાડના વાસમાં પણ બધા ધોદાં મચાડે. ગોળમાંથી બહાર કાઢ્યા. હાથે પગે લાગી તો અહીં થોડે દૂર ઝૂંપડું બાંધી રહેવા દીધાં છે.'

'તો ય બ્રાહ્મણથી સારા હો મા!' કહી પરભો હસવા ગયો, ત્યાં ઉધરસનું ઠસકું આવ્યું ને શ્વાસ ભરાઈ ગયો.

માજીએ હાંફળા ફાંફળા થઇ પૂછયુ, 'ભાઇ, પાણી આપુ'?' પરભાએ હકાર સૂચવતું ડોકું હલાવ્યું કે હું ઊભો થઇ ગોળામાંથી પાણી લેવા ગયો કે માજી બોલી ઊઠયાં, 'એમાથી નહીં ભાઇ, એ તો મારું ભરવાડનું પાણી છે. પરમાની બ્રાહ્મણિયા ગોળી જુદી છે. તેમાથી હું પાણી આપું છું.'

પરમાએ પાણી પીધા પછી તેને આસાએશ વળી. મેં કહ્યું, 'માજી, દીકરો કર્યો ને આ ભેદભાવ રખ્યો?' પરમો બોલવા જતો હતો ત્યા માજીએ તેને રોકયો, 'રહેવા દે, બેટા! શ્વાસ ચડશે.' પછી મને કહ્યું, 'ભાઇ, પરમો કહેતાં ભૂલી ગયો. પરમાએ મારો દીકરો થવા પાણી મૂકયું કે જીવણો બોલેલ, 'મા! તારો દીકરો ખરો, પણ તેની કાયા વટલાવતી નહીં. બ્રાહ્મણ છે, ગોરદેવ છે, પવિત્ર કાયાવાળો છે. ગાયત્રીનો મંત્ર જપે છે. તે મુકવો ન પડે તે જોજે.' આ જીવણાના છેલ્લા શબ્દો. ત્યારથી પરમો જીવણાની માને પાળે છે અને હું જીવણાના શબ્દોને.'

પરમો અને માજી બંનેના ચહેરા પર સંતોષ મલકી રહ્યો હતો. હું વિચારમા પડી ગયેલ કે કોને રંગ કહું? જીવણા ખાતર જીવન કુરબાન કરનાર પરમાને કે છેલ્લા શ્વાસે પરભાના હિતની ચિંતા સેવનાર જીવણાને? હું તે બંનેની મૈત્રીને મનોમન વંદન કરી જ્યારે ઝૂંપડી બહાર નીકળ્યો ત્યારે અંધારું છવાઇ ગયું હતું, પણ આકાશમાં તારાઓ ચમકી રહ્યા હતા; જાણે સ્વાર્થમય જગતમાં નિઃસ્વાર્થ ભાવનાની જ્યોતી ઝગમગી રહી હતી! તેને લઈ રાત પણ કેવી સુંદર લાગતી હતી!

*



## વૈષ્ણવજન પૂર્તિ--'સુદર્શન'



જૂનાગઢ જિલ્લામાં શિક્ષણ અને સંસ્કૃતિ વિષયક પ્રવૃત્તિઓ શરૂ કરવા, સંગઠિત કરવા અને વિકસાવવાના ઉદ્દેશથી રચાયેલ સોરઠ શિક્ષણ અને સંસ્કૃતિ સંઘ, જૂનાગઢના સહયોગથી વૈષ્ણવજનના જૂન માસના અંકથી 'સુદર્શન' નામની શિક્ષણ અને સંસ્કૃતિ વિષયક પૂર્તિ નિયમિત રીતે પ્રગટ કરવામાં આવશે.

સોરઠ શિક્ષણ અને સંસ્કૃતિ સંઘ દ્વારા સંપાદિત આ પૂર્તિમાં શિક્ષણ સંસ્કૃતિ અંગેના ખાસ લેખો, સંઘ દ્વારા હાથ ધરવામાં આવતી પ્રવૃત્તિના સમાચારો તેમજ લોકઘડતરમાં મહત્ત્વનો ભાગ ભજવતી અન્ય રચનાત્મક પ્રવૃત્તિ વિષેના વિચારો તથા સમાચારો પ્રગટ કરવામાં આવશે.

વૈષ્ણવજનનું ચાલુ લવાજમ રૂા. ૬-૦૦ છે. પરંતુ આ પૂર્તિ સાથેનું લવાજમ રૂા. ૮-૦૦ રાખવામાં આવ્યું છે.

જેઓ આ પૂર્તિ સાથે વૈષ્ણવજન માસિક મેળવવા માટે રૂા. ૮-૦૦નું લવાજમ ભરીને ગ્રાહક થયા છે અને હવે થશે, એમને આવતા માસથી પૂર્તિ સાથે વૈષ્ણવજનનો અંક નિયમિત રીતે મળતો રહેશે એની નોંધ લેવા વિનંતી છે.

વ્યવસ્થાપક
વૈષ્ણવજન

# વટનો કટં

**સરોદ**

નવનીતરાય હૉસ્પિટલની ઓસરીમાં બેઠા હતા. હોસ્પિટલના વિશાળ ચોગાનના એક ખૂણામા મરણોત્તર તપાસ માટેની ઓરડી હતી. તેમા અત્યારે તેમના વેવાઈ હરજીવનની લાશની મરણોત્તર તપાસ થઈ રહી હતી ભારે દુ ખદ બનાવ બનેલ સાવ સાજા સારા હરજીવને સવારની ચા પીધી. પછી તે છાપુ વાચતા આરામખુરસી પર બેઠા હતા. નવનીતરાય તેમના અભ્યાસખડમા આજના કેસોની વિગત તપાસતા હતા ત્યા અચાનક તેમના નોકરે રાડ પાડી, હરજીવનભાઇને કઈ થઈ ગયુ લાગે છે. દોડાદોડ થઈ પડી ડૉકટર આવ્યા પણ જ્યારે નોકરે રાડ પાડી ત્યારે જ હરજીવનનુ પ્રાણ-પખેરું ઊડી ગયુ હતુ ડોકટરને તેમના નખમાય રોગ જણાયો નહીં. હરજીવનના પુત્રને તાર કરવામા આવ્યો પણ તે તો વહેલામા વહેલો ત્રીજે દિવસે આવી શકે તેટલો દૂર રહે આથી નવનીતરાયે કચવાતા મને છૂટકો જ નથી તેમ મન સાથે નક્કી હરજીવનના મોતનુ કારણ જાણી શકાય તે માટે તેના શબની મરણોત્તર તપાસ માટે ગોઠવાઈ કરી. અત્યત દુ ખ અને અણગમાની રેખાઓ તેમના મુખ પર ખેંચાણી હતી. તેમને એકલા રહેવા દેવા ઇષ્ટ માની ડોકટરે તેમના માટે હોસ્પિટલની ઓસરીમા ખુરશી મુકાવેલ અને સૂચના આપેલ કે તેમને કોઇએ ડીસ્ટર્બ કરવા નહી

નવનીતરાય ન્યાયાધીશ, આથી કોઇ સાથે હળતા મળતા નહીં. તેમના મોભા અનુસાર સહુ કોઇ તેમની સાથે અદબથી વર્તતા આમેય ગભીર રહેતા નવનીતરાય આજ તો ગાભીર્યની મૂર્તિ લાગતા હતા કોઈ-ઇચ્છા કરે તોય તેમને વાતચીતમા રોકી રાખવા હિમત કરે તેમ ન હતું જે કોઇ પાસેથી નીકળતુ તે ય દબાતા પગલે. આમ લગભગ નીરવ કહી શકાય તેવી શાંતિમાં નવનીતરાયનું હૈયુ પોતાના અને હરજીવનના ગત સંબધોની યાદ તાજી કરવા લાગ્યુ

તેમના વચ્ચેની મુલાકાતનો—તેને મુલાકાત તો કેમ કહી શકાય એટલે પરિચયનો—અરે! પરિચય નામ પણ તેને આપી શકાય નહીં તેથી પ્રત્યક્ષ થયાનો જ કહીએ તે પ્રસગ નવનીતરાયની કોર્ટમા બનેલ. નવનીતરાય ન્યાયાસને હતા હરજીવન કોઇ કેસમા સાહેદ તરીકે જુબાની દેવા આવેલ. તેમને સોપારીના કટકા વિના ચલે જ નહી. તે વાતની નવનીતરાયને ત્યારે ખબર નહીં. હરજીવને જુબાની આપતા કટકાની કડકડાટી બોલાવી અને નવનીતરાયે તેને સોપારી બહાર થૂકી આવવા કહ્યુ હરજીવનનું મોઢુ તમતમી ગયુ. આખ લાલ થઈ ગઇ પોતે માતબર વેપારી નવનીતરાય જેવાને પોતાની પેઢીમા નોકર રાખી શકે તેટલો વેપાર. પણ સત્તા આગળ શું ચાલે? આથી કચવાતે મને બહાર જઈ સોપારી થૂકી આવ્યા, પણ મનોમન નિશ્ચય કરીને કે નવનીતરાયને બતાવી દેવું કે હરજીવન વટનો કટકો છે અને તેનુ અપમાન કરાય નહીં.

હરજીવનના આ નિર્ણયની નવનીતરાયને પાછળથી ખબર પડેલ હરજીવનના પુત્ર સાથે નવનીતરાયની પુત્રીના લગ્ન થયા હરજીવને જ આ સજોગ ઊભો કરેલ તેની પણ નવનીતરાયને પછી જ જાણ થયેલ નવનીતરાયને તેનુ દુઃખ ન હતું. હરજીવનનું કુટુંબ ખાનદાન અને સમૃદ્ધ સસ્કારી અને સોહામણો જમાઇ મળ્યો તેથી નવનીતરાયને આ સંબધથી સતોષ હતો. પણ લગ્ન વખતે હરજીવને ચા પીધા પછી, જમ્યા બાદ અને જ્યારે અનુકૂળતા મળી ત્યારે નવનીતરાય પાસે સામે ચડી સોપારીના કટકાની માગણી કર્યા કરી અને નવનીતરાયના હાથે મળેલ કટકાની કડકડાટી તેમના સામે

બોલાવી. નવનીતરાયને આ વાત બાલિશ લાગેલ, પણ તે રહ્યા ન્યાયાધીશ, ઘણા માન વના સંપર્કમાં આવેલ અને માનવમન કેવી અણધારી રીતે કામ કરે છે તેની થોડી ઘણી જાણકારીવાળા. આથી સ્વસ્થ ચિત્તે તેમણે હરજીવનનું આ વર્તન નભાવી લીધેલ. એટલુ જ નહીં પણ જો માત્ર આટલાથી જ હરજીવન ખુશ રહેતા હોય તો સારું તેમ માની પોતે સામે ચડી લગ્ન વીત્યા બાદ પણ હરજીવનને સોપારીના કટકા કાપી આપતા અને હરજીવન સૂચક નજરે જોઇ તેમના સામે કડકડાટી બોલાવતા ત્યારે પોતે બધુ સમજે છે તેવો ભાવ મોઢા પર લાવતા. હરજીવન આથી ખુશખુશાલ રહેતા અને નવનીતરાય પર પોતાની મોટી જીત થઇ હોય તેમ માનતા.

પછી તો તેમના સંબંધ ગાઢ થતા ગયા. હરજીવન વારવાર નવનીતરાયને ત્યા આવે અને તેમના દીવાનખાનામાં તેમના મિત્રોની હાજરીમાં નવનીતરાય પાસે સોપારી માગે ને લહેરથી કટકાની કડકડાટી બોલાવે. નવનીત રાયે હરજીવનની ખાતરબરદાસ્ત કરે તે સહજ ગણાય. આથી કોઇને આ વર્તાવમાં કશું અસામાન્ય જણાતું નહીં. આ રહસ્ય સમજતા માત્ર બે જણા, નવનીતરાય અને હરજીવન.

આજે સવારે પણ તે રીતે નવનીતરાયે ને હરજીવને સાથે ચા પીધેલ અને નવનીતરાય પાસે હરજીવને સોપારી માગેલ. નવનીતરાયે પોતાના હાથે સોપારી કાપી સરસ મજાનો મોટો કટકો આપેલ. પોતાના અને હરજીવનના સંબંધમાં અસામાન્ય બની ગયેલ આ સોપારીના કટકા વિષે નવનીતરાયની વિચારધારા ચાલતી હતી. ત્યાં ડૉકટરે આવી તેમની વિચારધારામાં ખલેલ પહોંચાડી.

"ન્યાયાધીશ સાહેબ, બહુ દુઃખદ રીતે મૃત્યુ થયેલ ગણાય."

નવનીતરાયે પૂછ્યું: "શુ થયેલ? ડોકટર સાહેબ!"

"કેટલુ અસામાન્ય! શ્વાસનળીમાં સોપારીનો કટકો ભરાઇ ગયો અને તેથી ગૂંગળામણુને લઇ મૃત્યુ થયું."

નવનીતરાય અવાક્ થઇ ગયા. તેમના મનમાં એક જ વિચાર ઘુમરાઇ રહ્યો, "હાય રે! વટનો કટકો!"

---

## પ્રેરણાના પાન

### હેનરી જેમ્સ અને આંસુ

આધુનિક યુગના મહાન નવલકથાકાર હેનરી જેમ્સની વાત છે. સંજોગવશાત્ જેમ્સને પોતાના પાડોશી સાથે મન ઊંચા થઇ ગયાં. ધીરે ધીરે તો અંતર વધતું જ ગયું. તેમની વચ્ચે એટલુ બધું અંતર વધી ગયું કે એકબીજા સાથે બોલવાનુ તો શું એકબીજાનું મોં જોવાનુ પણ બંધ કરી દીધું. એક દિવસ જેમ્સના પડોશીને ત્યાં કોઇકનું મૃત્યુ થયું. જેમ્સ ભેદભાવ ભૂલી પહોંચી ગયો પાડોશીના ત્યાં. તેણે પોતાના પાડોશીને ખૂબ આશ્વાસન આપ્યું. જેમ્સને આવેલો જોઇ આશ્વાસન આપનારામાંનો એક બોલ્યો, 'જેમ્સ, તમે અહીં ક્યાંથી?' 'જ્યાં આંસુ હોય ત્યાં હું. જ્યા આંસુ વહેતા હોય ત્યાં જેમ્સ લૂછવા ન પહોંચે એ બને જ કેમ?'

*

—બં૦ રા૦ પટેલ

સીતાપતિનું સ્મરણ ને, અન્ય કાજ શુભ કામ;
ધીરા બોલ, ભલાઇના, રીઝે ઘરમાં રામ.

—તનસુખ ભટ્ટ

# કયામતનો એકરાર

શિવપ્રકાશ



[ અઢારમી સદીની આ કહાણી ભારતથી ઈંગ્લેન્ડ જઈ રહેલી હેમ્પ્ટન નામની સ્ટીમરના કેપ્ટન મોસનને અસેન્સન ટાપુ ઉપરથી મળી આવી હતી. સામયિકમાં કોઈ લેખકનું નામ નથી. માત્ર એટલી નોંધ કરેલી છે કે ડચ સત્તાધીશોએ જેને સજા કરેલ એવા એક માનવીના શબ પાસેથી આ મળી આવેલ છે. ]

ડચ નૌકાદળના 'કોમોડર અને કેપ્ટનના હુકમથી ૧૭૨૫ના મે માસની પાંચમી તારીખે અસેન્સન ટાપુ ઉપર મને ઉતારી મૂકવામાં આવ્યો. મારી સાથે સામાનમાં બે ડોલ પાણીની એક મટકી, ચાની કીટલી, એક તવો, કોદાળી, ખાવા માટે થોડીક ડુંગળી, ચોખા અને કઠોળ તેમ જ આવરણ માટે એક કંતાન-મસ, આવડા મોટા ટાપુ પર હું એકલો, આટલી સામગ્રી સાથે, દૈવની દયા ઉપર મૂકાઈ ગયો. મેં કરેલા કુકર્મોની આ સજા હતી. કાળા માથાનો કોઈ માનવી અહીં ભેટે તેવી શક્યતા જ નહોતી. એક ખડકની આડશમાં મેં તંબૂ તાણ્યો અને મારા કપડાં તથા સામગ્રી અંદર મૂક્યાં.

છઠ્ઠીએ રવિવાર હતો. સવારમાં જ ટેકરી ઉપર ચઢીને આખા પ્રદેશનું દર્શન કર્યું. ક્યાંય જાનવર, લીલોતરી અથવા ખોરાક મળે તો. પણ આવી આશા વ્યર્થ હતી. આખી જિંદગી મેં જે અપરાધો કર્યા તેનો ઈશ્વરે આવી સજારૂપે બદલો દીધો હતો. આખો દિવસ રખડીને ગાળ્યો. રાવટી પાસે આવીને ચોતરફ પથ્થરો ગોઠવી દીધા અને કંતાન ચોપાસ વીંટી લીધું જેથી હવામાનથી જાતનું રક્ષણ થઈ શકે.

સાતમી તારીખે ઊઠીને કૂંજામાં તપાસ કરી. થોડુંક પાણી હતું તેને સાચવી રાખવાની જરૂર હતી. એક જૂનું ખમીસ કાઢીને ધોળો વાવટો બનાવ્યો અને ઝાડની ડાળી તોડી રાવટી ઉપર ફરકાવ્યો. વખતે દરિયામાં જતી કોઈ સ્ટીમર અથવા વહાણના ખલાસીની દૃષ્ટિ પડે અને મારી વહારે આવે! બપોરના કકડીને ભૂખ લાગી હતી. પથ્થરના ઘા મારીને બે-ત્રણ પક્ષી માર્યાં અને જેમતેમ ચલાવ્યું.

આઠમીની સવારે ઊઠીને પ્રથમ કાર્ય મુકામ બદલવાનું કર્યું. ધજાને ટેકરી ઉપર ગોઠવી. આવડા વિશાળ ટાપુ ઉપર એકાકીપણું ટાળવા આ ઉદ્યમ ખોટો ન હતો. મેં જોયું કે અહીં કાચબાઓ બેફિકર રીતે ફરતા હતા. ખોરાક માટે એક કાચબો, ખુશીથી બે-ત્રણ દિવસ ચાલે તેટલું મોટું કદ, તે ધરાવતા હતા. એક કાચબાને મારીને, બીજા દિવસ માટે સૂકવવા મૂક્યો. નવમી તારીખ પૂરી થઈ.

૧૦મીએ પાણીની તપાસમાં નીકળી પડ્યો. અહીં કોઈ ઝરણું હોય તો શોધવું જોઈએ. કોઈ જાનવરો પાણી પીવા આવતા હોય તો તેની શોધ પણ કરવી જોઈએ. વળી એવું કોઈ કંદમૂળ પણ મળી આવે જેથી ખોરાકનો પ્રશ્ન પણ હલ થાય. જો કે લીલાં છોડ અવશ્ય મળ્યા પણ તે શું હશે તેમ જ ખાવાનો અખતરો કરવો કે નહીં તેની દ્વિધામાં સાંજે થાકીને લોથ થઈ પાછો ફર્યો. રાત્રે હવે ઊંઘ ઓછી આવતી અને મારા ભૂતકાળના જીવનના કુકર્મોનો ઇતિહાસ તાજો થતો. દિવસ આખો હું ટેકરી ઉપર ઊભો રહી, કોઈ જતા આવતા વહાણની શોધ ચાલુ રાખતો.

અગિયાર અને બાર તારીખે, થોડાક લાકડાં વીણી, ચોખા રાંધીને ખાધા. વળી, મારી પાસે ડુંગળી હતી, તેને જો વાવી હોય તો વધુ થાય એ હિસાબે અનુકૂળ જમીન શોધવા પ્રયાસ કરી જોયો, અને

વાની પણ ખરી. તેરમી તારીખે દરિયાકાંઠે ગયો. બતકાં, જળકૂકડી જો હાથ આવે તો. પણ કંઈજ મળ્યું નહીં. નિરાશ થઈને પાછો ફરતાં એક કાચમી અને તેના, ઈંડા મળ્યાં તે ઉપાડી લીધાં. ભાતની સાથે ઉત્તમ નાસ્તો બની શકશે! ચૌદમી તારીખથી મેં લખવાનું શરૂ કર્યું કેમકે અહીં સમય પસાર કરવો મુશ્કેલ હતું પ્રાર્થનાપોથી હતી તે સવારમાં વાંચી લેતો. રાત પડે અને ભૂતકાળ મારા મનનો કબજો લઈ લેતો. દિવસ આખો શિક્ષા સહન કરવામા જતો. દિવસ ઉગતાંની સાથે નવી આશા બંધાતી અને સંધ્યાટાણે આશા નિરાશામાં પલટાતી. જો કોઈ સહારો હતો તે મારી પ્રિય પ્રાર્થનાપોથી (બાઈબલ) એક જ હતી. તેમાંથી મને બળ મળતું અને ઇશ્વરે મારી કરણીનું જે ફળ આપ્યું તે સહન કરવા પ્રેરણા મળતી.

ચૌદમી તારીખે મને સૂઝયુ કે પાણી માટે ખાડો ગાળ્યો હોય તો ખોટું નહી. આખા ટાપુમા ફરીને યોગ્ય જગા શોધી, છ સાત ફૂટ ખેદી જોયુ. ભીની માટી પણ ન નીકળી તો પાણીની આશા ક્યાંથી?

૧૫મી તારીખે નિરાશાએ મને ઘેરી લીધો. મેં ઇશ્વરને પ્રાર્થના કરી કે હવે બચાવ; કાં જીવનનો અંત લાવ! આખું જીવન મેં અનેક જીવોને દુ:ખ આપ્યું. કોઈની લાગણીની પરવા ન કરી કેવળ મારી ઘેલછા સંતોષવા અને મારા જ સ્વાર્થ ખાતર અને કને બરબાદ કર્યા. ચોરી, અનીતિ, લૂંટ, અધર્મ, લંપટવેડા મેં કાંઈ જ બાકી રાખ્યુ નહીં. હા, મનુષ્યવધ કરવા સુધી મારી જાતને હલકી કરી અને આજે આ શિક્ષા કદાચ કુદરતે યોગ્ય આપી છે... ચાર કલાક સુધી સતત ઘૂમ્યો અને જાણે મારા પશ્ચાત્તાપનો પરિપાક હોય તેમ મહાકૃપાળુની દયાથી એક એવા ખડક પાસે આવ્યો જ્યાંથી એક નાનકડું ઝરણું વહેતું હતું!

સોળમી તારીખે મારો મુકામ ફેરવીને અહીં લાવ્યો. હજુ ચોખા સિલિકમાં હતા તે રાંધી લેતો; બે ચાર પંખીડા મારી લેતો. કાચબો હડફેટમાં આવી જાય તો એનું પણ આવી બનતું ભગવાનનો પાડ માનીને, દિવસ વિતાવતો હતો. જોડા ફાટી ગયા હતા અને પગમા, ખડકના અણીવાળા પથ્થર વાગવાથી લોહી નીકળતુ હતું. સત્તર, અઢાર અને ઓગણીશ. દિવસો પસાર થતા હતા. રાત્રે હવે તો ઊંઘ ઊડી ગઈ હતી. હું સૂતો હોઉં ત્યારે ચોપાસ ભૂતાવળ ખડી થતી. વિચિત્ર અવાજો--મને સંભળાતા જાણે પિશાચોની દુનિયામાં હું એકલો, એક જ મનુષ્ય, આવી ચડયો હોઉં તેમ મને ઘેરી વળતા; મને કંપારી છૂટતી, રૂવાડાં ઊભાં થઇ જતાં. મારી મદદે હું ઇશ્વરને આવાહન કરતો, બાઇબલ મારી પાસે જ રાખતો.-

વીશમી તારીખે, હાથમા કુહાડી લઇને નીકળી પડયો—એક સૂકું ઝાડ થોડે દૂર હતું. તેના ટુકડા કરી, ભારી બાંધી, તબુ તરફ પાછો ફરતો હતો ત્યાં અર્ધે રસ્તે થાક ખાવા બેઠો, અને નિંદ્રા આવી ગઇ. તદ્રામા મેં જોયું કે ભૂત-પલિતોની વચ્ચે હું આવી ચડયો છું અને તે સઘળાં અટ્ટહાસ્ય વેરી, મારી હાંસી ઉડાવી રહ્યા છે:

"આ મનુષ્ય પાપી છે... હા. આઆઆ; ઇશ્વરે તેને તરછોડી દીધો છે... આપણે તેનો નાસ્તો કરી જશું. ગીધડાં તેને ફોલી ખાશે. હા. આઆઆ!"

થોડીવારે મને લાગ્યું કે કોઈ મને ઢંઢોળી રહ્યું છે. હું ઝબકીને જાગી ગયો. ત્યા કોઇ ન હતું! તો આ શું ખાલી ભ્રમણા હતી? હું પરસેવે રેબઝેબ થઇ ગયો હતો.

એકવીશ, બાવીશ. બપોરે ખ્યાલ આવ્યો કે ખડકમાથી જે ઝરણું વહેતું હતું તેની સરવાણી ખૂટી પડી છે અને નષ્ટ થવાની તૈયારીમાં છે. મારી જીવન-શક્તિ પણ ખરચાઇ રહી હતી. હું સાવ અશક્ત થઇ ગયો હતો. હે પ્રભુ! મારી જીવનદોરી ટુંકાવી લે!

ત્રેવીશમીએ વહેલી સવારે ટેકરી ઉપર ચડીને સમુદ્રના અફાટ પાણીમાં આશાભરી મીટ માંડી—ક્યાંય વહાણ દેખાય છે? પેલું ધોળું ધોળું અરે એ તો આકાશની વાદળી છે ત્યાં સઢ કેવું? પરંતુ ટાપુ ઉપર એક ઠેકાણે બકરા ચરતા જોઇ આશાનો સંચાર થયો? હું તરત જ દોડયો. અહીં આટલામાં પાણી હોવું જોઇએ નહીતર બકરાં જીવે કેમ? એટલામાં ક્યાંય પાણીનું ઝરણુ કે નાની વીરડી પણ જોવામા આવી નહીં. મેં વધુ બારીકાઇથી તપાસ કરી. બકરાના વાઘમાં નાના ગાડર પણ હતા અને તે ખડકના પોલાણ-માં મોં નાખી પાણી ચૂસતા હતા! ઓત્તારીની! મેં

પણ ખડકમાંથી ઝરતું પાણી સંગ્રહી લીધું.

ખોરાકમાં બધું જ ખલાસ થઇ ગયું હતું. આ ટાપુ પર પક્ષીઓના ટોળાં ઘણીવાર દેખાવ દેતા ત્યારે સૂર્ય પણ ઢંકાઇ જતો અને મને બીક લાગતી કે એક સામટાં મારા પર હુમલો કરે તો? એટલે કોઇ છૂટું છવાયું પક્ષી જોઉં ત્યારે જ શિકાર કરવાની હિંમત ચાલતી.

ચોવીશ પચ્ચીશ છવીશ. હવે તો ટાપુ ઉપર ફરતા પાછા ફરવાની શક્તિ પણ રહી નથી. આજે તો સૂર્યાસ્ત થતાં રસ્તો સૂઝતો નથી આંખે અંધારા આવે છે. રાવટી કોણ જાણે કેટલે દૂર રહી ગઇ છે! અહીં જ સૂઇ જાઉં! અરે, આ ટાપુના ઉંદરો તો મને કોરી ખાશે. અહીં તો આખી રાત જાગીને જ કાઢવી રહી.

સત્તાવીશ! આજે દરિયા કાંઠે ફરતા લાકડાની હોડીના તૂટેલાં પાટિયાં અને ભાંગેલું હલેસું રેતીમાં દાટેલા દેખાય છે. શું મારી જીવનનૈયા પણ તૂટવાની અણી ઉપર છે? હે ભગવાન, તો તો બહુ સારું! હવે તો આમ રિબાઇને મરવા કરતાં, અંત આવે તો શું ખોટું? ઇશ્વર મારી પરીક્ષા કરે છે કે મને શિક્ષા?

અઠ્ઠાવીશ. ટાપુ ઉપર એક ઠેકાણે વસાહત જેવું, ઘર જેવું શું દેખાય છે. ઉતાવળે હું તે તરફ જાઉં છું. અરે, આ તો ખડકમાંથી આપમેળે કોતરાઇને બનેલું પોલાણ છે! તૂટેલી શીશીના કાચ વેરણ-છેરણ પડેલાં છે. થોડાક લાકડાના પાટિયાં ખીલીઓ. શું કોઇ મારા જેવો હતભાગી જણ અહીં વસ્યો હશે?

તારીખ ૨૯ તથા ૩૦ રાવટીમાં જ પડ્યો છું. હવે બહાર નીકળવું નથી. શક્તિ પણ નથી. પાણી પણ સાવ ખલાસ છે. એ તો મુક્તિ માટે તારણહાર પ્રભુને યાચના રહી. તે દયાળુ વરસાદ મોકલે અને આ ટાપુ પર પાણીના ટીપાં જોવા મળે! તરસે જીવ જાય છે!

તા. ૩૧મી, માસનો છેલ્લો દિવસ હજુ કેટલી જીવનયાત્રા બાકી હશે? મારા જીવનનો છેલ્લો દિવસ ક્યારે આવશે? ભૂખ અને તરસ, ઓહ, કેટલી દારુણ વેદના!

૧લી જૂન. સમુદ્રનું પાણી તો પીવાય તેમ નથી. ત્યારે શું કરું? મોઢું સૂકાય છે હોઠ ચોંટી ગયા છે. હા, મૂત્રનું પાણી ગેરવલ્લે શા માટે જવા દેવું? અરે અભાગી જીવ! સમુદ્ર કરતાં તેની ખારાશ ઓછી હશે. લે, પી જા! બીજા કોઇનું નથી તારું પોતાનું છે!

૨જી જૂન. કચવાતું લોહી ગળે ઊતરે તેમ નથી. હા, ચાના પાંદડા અને માનવ મૂત્રનો ઉકાળો લઇ શકાય ખરો? અખતરો કરું છું. ઠીક લાગે છે.

ત્રીજી ચોથી પાંચમી. હવે તો હું ગાંડો થવાની અણી પર છું. માથું ઘૂમે છે. શરીર કંપે છે; પગ સ્થિર રહેતા નથી; આંખે તમ્મર આવે છે.

તો પણ મરણિયો થઇને, હાથમાં કુહાડી લઇને, નીકળી પડું છું! જો કોઇ હાથ આવે તો. ઉદરાગ્નિ એટલો પ્રબળ છે કે તેને શાંત કરવા મન ઝંખના કરે છે. પણ મન પોતે જ અશાંત છે તેનું શું? સમુદ્ર કાંઠે કાચબો જોઉં છું અને એક ઝાટકે પૂરો કરું છું. લોહી નીગળે છે ત્યાં મોઢું ધરું છું હા તેના શરીરમાં પાણીની કોથળી છે તે કાઢી લઉં છું! પાણી!

૬ઠ્ઠી જૂન. આરામ.

સાતમી જૂન. મેં લખી લખીને કેટલાં પાનાં લખ્યા છે. ખેર જો કોઇ વાંચશે તે જરૂર ખરાબ કર્મ કરતાં અટકશે. મારી સ્થિતિ તરફ અવશ્ય તેને દયા આવશે પણ જો તે ઇશ્વરાભિમુખ થાય તો પણ મારો અવતાર સફળ થયો માનીશ.

આઠમી જૂન. હવે તો મારામાં કાંઇ નથી રહ્યું, ભાઇ. કલમ પણ પકડાતી નથી. માત્ર મારું હાડપિંજર રહ્યું છે. આ શરીર ધારીને જે પાપ કર્યાં છે તે આ ટાપુની ભૂમિ ઉપર પશ્ચાત્તાપના અગ્નિથી બાળીને ખાખ કર્યાં છે.

નવમી જૂન. હે ઇશ્વર! દયાળુ! મેં જે પાપ કર્યાં છે તે માફ કરજે. હું તારા ચરણમાં મારું શીશ નમાવવા આવું છું. મારી કથની વાંચીને કોઇનો આતમરામ જાગશે અને પાપના પંથે જતાં અટકશે એટલા ખાતર હું કયામતનો એકરાર મૂકતો જાઉં છું: કરુણાનિધિ પ્રભુ, મને તારી પાસે લઇ લે! તારો ન્યાય પણ અદલ છે! મેં આ જોયું ન હોત ભોગવ્યું ન હોત તો ખ્યાલ પણ કેમ આવત કે મારે હાથે બીજાને કેટલો અન્યાય થયો છે? હે વિભુવર, તારા ત્રાજવાને કોઇ લગે તેમ નથી! તારા ચોપડામાં જીવતરના કર્મોનો તાળો અજબ થાય છે. આ જીવન તેં જ આપ્યું છે અને તારું તને જ સમર્પણ કરું છું.

## પ્રતિજ્ઞાવીર પાંચાભાઇ

આ વખતે ગુજરાતના ગામડામાં એક અઠવાડિયું ગાળ્યું અને તેની પૂર્ણાહુતિ દાંડીમાં થઈ.

સન ૧૯૩૦માં પૂર્ણ સ્વરાજ્ય માટે મહાત્મા ગાંધીજીએ મીઠાનો સત્યાગ્રહ શરૂ કર્યો, અને અમદાવાદથી ૮૦ સાથીઓને લઈ બસો માઇલની પદયાત્રા કરી સમુદ્રને કિનારે પહોંચ્યા ત્યારથી જ બ્રિટિશ હકુમતની જડ ઢીલી થઇ ગઇ અને પછીના ૧૮ વર્ષના સમયમાં જ ભારતે સંપૂર્ણ આઝાદી મેળવી. આ કારણે, જે જગાએથી ગાંધીજીએ આઝાદીને નામે સમુદ્ર જળ લીધું તે દાંડીનો સમુદ્રતટ દેશને માટે એક તીર્થસ્થાન બની ગયેલ છે. ૨૬ગી જાન્યુવ ૬૫ના રોજ બિલિમોરાથી મોટર મારફત નવ મારી થઇ, સૂર્યાસ્ત સમયે દાંડી પહોંચ્યો અને ઊભાં ઊભા જ ભગવાન સૂર્યનારાયણની પ્રાર્થના કરી. કરાડી-મટવાડમાં સ્વરાજ્યપ્રેમી ખાદી ભક્ત શ્રી દિલખુશભાઇ દીવાનજીના આશ્રમમાં સેવિકા બહેનો સાથે વાર્તાલાપમા રત વિતાવી અને બીજે દિવસે પાછો ફર્યો

અહીં દાંડી-કરાડી-મટવાડની યાત્રા દરમ્યાન ગુજરાતના ટેકીલા સત્યાગ્રહી પાચા પટેલનુ સ્મરણ થયું. તેમના સ્વરાજ્ય સંકલ્પથી જે ભૂમિ પવિત્ર થઇ છે ત્યા જ, તેમનું સ્મરણ કરતાં, વિતાવેલી રાત્રિ હું ભૂલી શકતો નથી.

આ પાંચા પટેલ કોણ? ગુજરાતના એક અભણ ખેડૂત અને દરજી. આ થયો વ્યવહારિક પરિચય પણ મારે કહેવું જોઇએ કે ગાંધીજીની પ્રેરણાથી જેમનામાં ટેક અને ધર્મતેજ સોળે કળાએ ખીલી ઊઠયાં એવા આદર્શ સ્વરાજ્ય વીર હતા.

પાંચા પટેલ સૂરત જિલ્લાના નવસારી બાજુના કરાડી ગામના એક નાનકડા ખેડૂ; બચપણમાં થોડું વાચતાં લખતા શીખેલા; પણ પ્રમાણિકપણે ખેતી કરવી અને દરજીકામમાંથી ખરચી કાઢવી; દર શનિવારે આજુબાજુના લોકોને એકઠાં કરી, નરસિંહ મહેતા, મીરાબાઇ કે કબીરના ભજનો ગાઈ પોતાની જાત તથા આસપાસના વાતાવરણને પવિત્ર રાખવાં—આ હતું તેમનું જીવન.

સંતોના રટણથી જે હૃદય ભક્તિભીનું બન્યું હતું તેમાં ગાંધીજીના જીવનચરિત્રની અસરથી સત્યની ઉત્કટ ઉપાસનાનું બીજ રોપાયુ. ભૂમિ તો તૈયાર હતી જ અને તેમાં ઉત્તમ બીજ રોપાયું—પછી પૂછવું શું? ગાધીજી ભારત પાછા ફર્યા ત્યારે પાંચા પટેલ તેમને મળ્યા. તેમના દરેક સત્યાગ્રહમાં તેમણે ભાગ લીધો-નાગપુરનો ઝંડા સત્યાગ્રહ, દાંડીકૂચનો મીઠા સત્યાગ્રહ, ધરાસણાનો સરકારી મીઠા—વખાર પરનો સત્યાગ્રહ—એમ બધાં જ આંદોલનોમાં પાંચાભાઈ પ્રથમ.

પરતુ મારો તેમની સાથેનો પરિચય સરકારી મહેસૂલ ન દેવાના કારણે થયો. ૧૯૨૧માં જે બારડોલી સત્યાગ્રહ થયો તેના એક ભાગ તરીકે જમીનનો સરકારી ટેક્સ ન ભરવાનું આંદોલન પણ હતું. પરતુ તે ગાંધીજીને પાછું ખેંચી લેવુ પડેલું. પરંતુ પાંચા પટેલે પોતાની પ્રતિજ્ઞા ચાલુ જ રાખી. તેમની પ્રતિજ્ઞા હતી કે 'જ્યાં સુધી સ્વરાજ્ય નહીં મળે ત્યાં સુધી મહેસૂલ નહીં ભરું; ભલે સરકાર જમીન લઈ લે.' ઘણા લોકોએ તેમને સમજાવવાનો પ્રયત્ન કર્યો કે કર નહીં ભરવાનું આંદોલન શરૂ જ થયુ નથી તેથી તેમની પ્રતિજ્ઞા પણ શરૂ થતી નથી. ગાધીજીએ પણ પાચા પટેલને સમજાવવાનો પ્રયત્ન કર્યો પણ જ્યારે તેમણે જોયું કે પાંચા પટેલની પ્રતિજ્ઞાના પાછળ હૃદયની નિષ્ઠા છે ત્યારે તેમને સત્યાગ્રહી તરીકે આશીર્વાદ આપ્યા.

પાંચા પટેલની આજીવિકાનુ મુખ્ય સાધન ગયું. તેઓ દરજીનું કામ કરી શકત અને

પેટિયું રળી શકત પણ તેમણે ચરખો ચલાવીને પેટની અને રાષ્ટ્રની સેવા કરવાનું પસંદ કર્યું.

૧૯૩૭ની સાલમાં પ્રાંતિક સ્વરાજ્યની સ્થાપના થઇ ત્યારે કૉંગ્રેસી સરકારે ખેડૂતોને જમીન પાછી આપી-જે અંગ્રેજોએ જપ્ત કરી હતી. પણ પાંચા પટેલ તો ઊલટા મૂશ્કેલીમા મૂકાઇ ગયા.

'જમીન પાછી લઉં તો કર ભરવો પડે અને હજુ સ્વરાજ્ય ક્યાં મળ્યું છે કે કર આપું. અને જમીન લઇને કૉંગ્રેસી સરકારને કર ન આપવાનો ગુનો કરવો તેના કરતા બહેતર છે કે જમીન જ ન લઉં!'

આ બાજુ આપણી સરકાર પણ કઈ દલી લના આધારે પાચા પટેલની જમીન રાખી શકે? ગાંધીજીએ રસ્તો કાઢી આપ્યો કે પાચા પટેલે જમીન લઈ લેવી અને રાષ્ટ્રને ચરણે ધરવી

પાચા પટેલે તેમ જ કર્યું. પૂર્ણ સ્વરાજની પ્રાપ્તિ પછી પણ તેમણે જમીન ન લીધી. તેમની દલીલ હતી 'જ્યાં સુધી ફોજી મદદથી દેશમા રાજ ચાલે છે ત્યાં સુધી મારી કલ્પનાનું સ્વ-રાજ નથી' તેમણે એવી પણ દલીલ કરી હતી કે સ્વરાજ્ય ન મળે ત્યાં સુધી સાબરમતી આશ્રમમાં પગ ન મૂકવાની ગાંધીજીની પ્રતિજ્ઞા ઊભી જ છે-ગાંધીજી આશ્રમમાં રહેવા આવ્યા કે?

પાંચાભાઇ પટેલ છેવટ સુધી અપરિગ્રહી રહ્યા અને ૫ચોતેર વર્ષની ઉમરે દેવલોક પામ્યા.

હું બે ત્રણ વાર પાચાભાઈ પટેલને મળ્યો છું. તદ્દન સાદા, સરલ અને શાત પ્રકૃતિના માણસ. નમ્રતાની મૂર્તિ પણ ટેક ખાતર પોલાદી મનોબળ!

સતોની રટણા યોગ્ય હૃદયમાં કેટલી તેજ-સ્વિતા પ્રકટ કરી શકે છે તેનો પાચાભાઇ ઉત્તમ દાખલો છે. આ વખતે દાંડી રોકાયો ત્યારે હૃદયમા એક તરફ ગાધીજી બિરાજમાન હતા તો બીજી બાજુ પ્રતિજ્ઞાવીર પાચાભાઇની મૂર્તિ રમી રહી હતી

તેમને શ્રદ્ધાંજલિ અર્પતાં હૃદય શાતા અનુભવે છે. —કાકા કાલેલકર

---

## સોનેરી શિખામણ!

હેસ્ટિંગસના સમયની આ વાત છે

એ વેળા ઓરિસ્સામાં કૃષ્ણચંદ્રસિંહ નામનો એક દિવાન થઈ ગયો.

તે ખૂબ જ દુરાચારી અને પાપી હતો. એનુ આખું જીવન રંગવિલાસ અને મોજમઝામા જ વીત્યુ હતું. મદિરા અને મદિરાક્ષી સિવાય બીજા કશામા તેને ઝાઝો રસ પડતો નહોતો

એક દિવસ એ રસ્તા પરથી પસાર થતો હતો. એવામા એક બાપ અને દીકરી બને રસ્તા પરથી જતા હતાં. એમનાં કપડાં પરથી સહેલાઇથી સમજાય તેવુ હતુ કે તેઓ ગરીબ હતા.

દીકરીએ ઘરડા બાપને કહ્યું: 'બાપુ! રાત પડવા આવી છે. હજુ દીવો પેટાવ્યો નથી. તમે અહીં જ ઊભા રહો. હું દીવો પેટાવી લઉં.'

એ શબ્દો કૃષ્ણચંદ્રસિંહના કાને પડયા અને એના અંતઃકરણને સ્પર્શી ગયા.

વાત સાવ સાચી હતી. 'જીવનની રાત નજીક આવી છે હૃદયરૂપી ઘરમા જ્ઞાનરૂપી દીવો પેટાવવાનો વખત પણ પાસે આવી ગયો છે. એ પ્રકાશ વિના જીવન-સાગરના અંધકારમા હું શી રીતે તરી શકીશ?' એવું જ એ છોકરી સૂચવવા માગે છે, એમ કૃષ્ણચંદ્રસિંહને લાગ્યું.

એ શબ્દોની સોનેરી અસર થઈ. બસ, ત્યારથી એ સદાચારી બની ગયા. —રશ્મિન મહેતા

# આનું નામ સાચું આયોજન

પ્રવાસી

જસદણ તાલુકો એક વખત પછાત તાલુકાઓ માહેનો એક તાલુકો ગણાતો. વખત જતા આ તાલુકામા વિકાસ ઘટકની શરૂઆત થઇ. ગ્રામસેવકો અને વિસ્તરણ અધિકારીઓ ગામડે ગામડે ઘૂમીને વિકાસ અને વિજ્ઞાનનો સંદેશો ફેલાવવા લાગ્યા. તાલુકાના પ્રજાકીય આગેવાનો ઝૂંપડે ઝૂંપડે પહોંચીને લોકોને ઢંઢોળવા માંડ્યા. આખા તાલુકામા જાગૃતિનું મોજું ફરી વળ્યુ. વિકાસ માટે અનુકૂળ વાતાવરણ નિર્માણ થવા લાગ્યુ. ખેતીનો ઢંગ બદલાવા લાગ્યો. ધરતીનો રંગ પલટાવા લાગ્યો.

જસદણ તાલુકાના પલટાતા રંગની પ્રેરણાત્મક વાતો સાભળીને અમે બે ત્રણ મિત્રો જસદણ તાલુકાના પ્રવાસે ઉપડ્યા. ફરતા ફરતા અમે જોયું કે કોઇ ગામમા પાણીની તંગી નિવારવા માટે કૂવો ગળાઇ રહ્યો છે તો કોઈ ગામમા ઢોર માટે સુંદર અવેડો બંધાઇ રહ્યો છે. કોઈ ગામના પાદરમા નિશાળનું મકાન ચણાઇ રહ્યુ છે તો કોઇ ગામમા ચોરાના મકાનનો જીર્ણોદ્ધાર થઇ રહ્યો છે. કોઇ ગામે વૃક્ષારોપણ કરીને ગામના ગોંદરાની શોભા વધારી છે તો કોઇ ગામે રસ્તા સુધારવાની હામ ભીડી છે. ભાગીને ભૂક્કો થઇ ગયેલા ગઈ કાલના ગામડા બેઠા થઇને નવુ રૂપ ધારણ કરી રહ્યા છે.

વિકાસના કાર્યક્રમમા એક બીજા સાથે ભીડી હરીફાઇમા ઉતરેલા ગામડાઓની પ્રગતિ અને પુરુષાર્થ નિહાળતા નિહાળતા. એક દિવસે બપોરનો સમય થવા આવ્યો ત્યારે અમે નદી કાંઠે આવેલા એક ગામના પાદરમા જઇ પહોચ્યા. ઘટાદાર વૃક્ષોની શોભા અને ટાઢકથી થોડો હાશકારો અનુભવ્યો. માન્યુ કે બીજા ગામોની સરખામણીમા આ ગામ વધુ પાણીવાળું અને વિકાસના કાર્યક્રમની દૃષ્ટિએ બે કદમ આગળ હશે. પણ જેવો અમે ગામમા પ્રવેશ કર્યો ત્યા એક જૂનુ, ખખડી ગયેલું શિવાલય નજરે પડ્યું. થોડું ચાલ્યા ત્યા એક ધૂડિયા મકાનની ભીત ઉપર પ્રાથમિક શાળાનું પાટિયું મારેલું જોવા મળ્યું. નિશાળમાં ડોકિયું કર્યું તો શિક્ષકની ગેરહાજરીમા પાચ સાત બાળકો ધીંગા-મસ્તી કરે. થોડા આગળ વધ્યા ત્યા ખંડિયેરની હાલતમા ઊભેલા ગામના ચોરાના દર્શન થયા. ઊંચી નજર કરીને હાલ્યા એટલે પગ ખોટકાણો જ સમજવો એવા ગામના રસ્તા. રડ્યા ખડ્યા માણસો સિવાય ગામમા વસ્તી જેવુ જ લાગે નહી. ગામમા ન વરતાય કશી હલચલ કે ન કળાય કશો જીવ.

આખા તાલુકામા બીજું એક પણ એવું ગામ ન જોયુ જ્યા એક યા બીજા પ્રકારનું એકાદ વિકાસ કામ હાથ ધરવામા આવ્યુ ન હોય. જ્યારે આ ગામમા પૂરૂં થયેલુ કે હાથ ધરેલું એક પણ વિકાસ કામ જોવા મળે નહીં. આખા તાલુકામા જ્યા જુઓ ત્યા ધમધમાટ અને આ ગામમા સ્મશાન જેવી શાંતિ આવો વિરોધાભાસ જોઇને અમારા આશ્ચર્યનો પાર ન રહ્યો.

થોડા આગળ વધ્યા ત્યા નાનકડા એવા એક ચોકમા, પીપળાના ઝાડના ઓથે ઊભેલા એક ધૂડિયા મકાનની ઓશરી ઉપર 'ગ્રામપંચાયત કચેરી'નું પાટિયું લટકતુ જોયુ. અમે પંચાયતની કચેરીમા દાખલ થયા. ઉઠવાની તૈયારી કરતા સરપંચ અને મંત્રીએ અમને આવકાર આપ્યા અને ખબરઅંતર પૂછ્યા. અમે અમારા પ્રવાસનુ પ્રયોજન જણાવ્યું, તાલુકાભરમા જે જાગૃતિના દર્શન થયા એ બદલ અમારી પ્રસન્નતા દર્શાવી અને આ ગામમા જેવા મળેલ અપવાદ બદલ આશ્ચર્ય વ્યક્ત કર્યું.

'બપોરનો સમય થયો છે. તમે થાક્યા-પાક્યા હશો. ભૂખ પણ લાગી હશે. તમે બે ઘડી અહીં આરામ કરો હું જઇને હમણા જ તમને જમવા માટે બોલાવવા મોકલું છુ. પછી આપણે નિરાતે અમારા ગામના વિકાસ કાર્યક્રમ અંગે વાત કરીશુ' સરપંચે એક સામટી બધી વાત કહી દીધી અને

મંત્રીને કંઈક સૂચનાઓ આપી એ રવાના થઈ ગયા.

થોડી જ વારમાં ડાંગ ઠબકારતો પસાયતો અમને બોલાવવા આવ્યો. અમે સરપંચને ત્યાં જઈ પહોંચ્યા. સરપંચે ભાવપૂર્વક અમારી આગતા-સ્વાગતા કરી.

'હવે તમે વિકાસના કાર્યક્રમ અંગે જે કહેવા ધારતા હતા એ કહો.' ભોજન બાદ બેઠકના ખંડમાં સોપારી વાતરતાં વાતરતાં સરપંચે કહ્યું.

'અમે એમ કહેતા હતા કે જસદણ તાલુકો બીજા તાલુકાઓની સરખામણીમાં પછાત ગણાતો હતો. પરંતુ વિકાસ ઘટક શરૂ થયા પછી તાલુકાનો રંગ બદલાવા લાગ્યો છે. અમે તાલુકાના ઘણાં ગામડાં ફર્યાં. પણ તમારા ગામ સિવાય અમે બીજું એકેય એવું ગામ ભાળ્યું નહીં જ્યાં વિકાસનો કશોને કોઈ કાર્યક્રમ હાથ ધરવામાં આવ્યો ન હોય. તમારા ગામની આવી ઉદાસીનતાનું કારણ સમજાવશો?' અમારામાંથી એક સાથીએ વિસ્તારથી વાત માંડી.

'હમણાં જમ્યા છીએ એટલે તમારે થોડી વાર આડે પડખે થાવું હોય તો એમ કરો. અને નહીંતર હાલો મારી હારે. એટલે અમારા ગામની ઉદાસીનતા અને એના કારણ તમને બતાવું.' સરપંચે ઊભા થતાં થતાં કહ્યું.

સરપંચે ભાવપૂર્વક આગ્રહ કરીને જમાડ્યા હોઈને, આડે પડખે પડવાનું મન થાય એવું હતું. પરંતુ એના કરતા આ ગામની ઉદાસીનતાના કારણો જાણવામાં અમને વધુ રસ હતો એટલે અમે પણ સરપંચની સાથે જવા સાબદા થયા.

સરપંચ આગળ અને અમે પાછળ, એ રીતે અમારો સંઘ મૂંગો મૂંગો ચાલ્યો. ગામ આખું વીંધીને અમે બહાર નીકળ્યા. અને સરપંચ નદી તરફ જતા રસ્તા તરફ વળ્યા.

'આપણે ક્યાં જઈએ છીએ?' મેં અધીરા થઈને પૂછ્યું.

'તમે હાલ્યા આવો. અમારું ગામ વિકાસની બાબતમાં કેવું ઉદાસીન છે એ નજરે દેખાડવા તમને લઈ જાઉં છું.' સરપંચના બોલવામાં કટાક્ષ છે એ છાનું રહ્યું નહીં.

અમે થોડા આગળ વધ્યા ત્યાં નદીનો પટ દેખાયો. નદીના પટમાં પુલનું બાંધકામ ચાલી રહ્યું હતું.

'બાંધકામ ખાતા તરફથી નદી ઉપર પુલ બંધાતો લાગે છે.' મારા એક સાથીએ પ્રશ્ન કર્યો.

'ના સાહેબ! અહીં કોઈ ધોરી માર્ગ નીકળતો નથી કે જેથી બાંધકામ ખાતું પુલ બંધાવે. આ તો આપને ઉદાસીન, સુસ્ત અને પછાત લાગેલ ગામ તરફથી વિકાસ યોજનાની સહાય લઈને શ્રમયજ્ઞ દ્વારા હાથ ધરેલું બંધ અને પુલ એમ બેવડી ગરજ સારતું નાનકડું એવું કામ છે.' સરપંચ જાણે ચોગડી મારતા હોય એમ બોલ્યા.

આશ્ચર્યમુગ્ધ બની અમે પુલ તરફ થોડા આગળ વધ્યા તો બાળકો સ્ત્રીઓ અને પુરુષો મળી લગભગ ૨૦૦ જેટલા ગ્રામવાસીઓ ધોમ તડકામાં, કામ કરી રહ્યાં છે. કોઈ કોન્ટ્રેક્ટર તરફથી ચાલતા ધીમા બાંધકામમાં યંત્રવત મજૂરી કરતાં મજૂરોને બદલે જાણે કોઈ ઉત્સવ માણી રહ્યા હોય એવા વાતાવરણમાં આબાલવૃદ્ધ સૌ યજ્ઞભાવે સખત પરિશ્રમ વેઠી રહ્યાં છે.

'તમે પંચાયત કચેરીમાં આવીને અમારા ગામે કોઈ વિકાસ યોજના હાથ ધરી નથી એવું આશ્ચર્ય દેખાડેલું. પણ ત્યાં એનો જવાબ દેવો મને ઠીક ન લાગ્યો. જમ્યા પછી પણ તમે એના એ વાત માંડી. ત્યાં પણ બેઠાં બેઠા જવાબ દેવો એ મને ઠીક નં લાગ્યું. હવે મારે કંઈ જવાબ આપવા પણું કે ખુલાસો કરવા પણું રહેતું નથી. તમારી મેળે જ હવે તમારે અમારા ગામ માટે જે અભિપ્રાય બાંધવો હોય એ બાંધી લેજો.' નદીને કાંઠે આવેલા એક ઝાડ નીચે ઊભા રાખીને સરપંચે આ વાત કરી ત્યારે એના ચહેરા ઉપર પ્રસન્નતાનો ભાવ તરી રહ્યો હતો.

'ગામમાં નિશાળનું ઠેકાણું નહીં, ચોરો સાવ ખંડેર જેવો, રસ્તામાં ગોઠણ ગોઠણના ખાડા, એના ઉપર પૈસા અને શ્રમ ખર્ચવાને બદલે ગામથી આટલે દૂર આ પુલ બાંધવાનું તમને કેમ સૂઝ્યું?' અમારા માંહેના એક સાથીએ સરપંચને પ્રશ્ન કર્યો.

'તમારી વાત મુદ્દાની છે. વિકાસ અધિકારીએ

પણ અમારી પાસે નિશાળનું મકાન બાંધીએ, ચોરાનો જીર્ણોદ્ધાર કરીએ, ગામને પાદર અવેડો બાંધીએ કે રસ્તા સુધારીએ તો સહાય આપવાની જુદી જુદી યોજનાઓ રજૂ કરેલી પણ અમે ગામલોકોએ બહુ વિચાર કરીને આ પુલનું કામ પસંદ કર્યું. ગામની અડધી જમીન નદીને સામે કાંઠે છે એટલે આ પુલ બંધાય તો ખેડૂતને ચોમાસામા તકલીફ નહી. વધારામા પુલની સાથે બંધની યોજના કરી છે પાટિયા ચડાવી દેશુ એટલે પાણી ભરાઈ રહેશે એને પરિણામે અમારી મોટા ભાગની વાડીઓ ઉપજાઉ થઇ જશે અને વાડીએ ઉપજાઉ થઇ એટલે પછી જોજો અમારી ખેતાનો રંગ આવતે વરસે જ દોઢુ ઉત્પાદન દેખાડું' નિશાળ બાંધી હોત તો ગામની સગવડ વધત, ચોરાનો જીર્ણોદ્ધાર કર્યો હોત તો ગામની શોભા વધત, બીજુ કોઈ કામ હાથમા લીધુ હોય તો એટલા પૂરતી ગામને રાહત મળત, અને તમારા જેવા મહેમાનો આવી આવીને અમને શાબાશી આપત. પરંતુ વિકાસ યોજનામા સૌ પ્રથમ એવા કામ હાથ ધરવાથી ગામની ફાળો અને શ્રમ આપવાની શક્તિ ખર્ચાઈ જાત પણ એને પરિણામે ગામની કે લોકોની ફાળો કે શ્રમ આપવાની શક્તિમા વધારો થાત નહી અને એથી અમે નિશાળ કે ચોરાના મોહમા પડ્યા વિના આ બંધ અને પુલનુ કામ પસંદ કર્યું ધાવણા બાળકો અને બુઢ્ઢાઓ સિવાય આખુ ગામ તમે જુઓ છો એમ આ બંધ અને પુલ માટે શ્રમયજ્ઞમા જોડાયુ છે ચોમાસા પહેલા કોઈ પણ હિસાબે કામ પુરૂ કરવાને અમે સંકલ્પ કર્યો છે' સરપંચના એકે એક બોલમા ગામ સમસ્તની ભાવના અને ઉત્સાહનો પડઘો પડતો હતો

'અમે ગામમા દાખલ થયા ત્યારે તમારી નિશાળ ખાલી જોઇને આશ્ચર્ય થયેલુ. પણ હવે એનુ કારણ સમજાય છે' મે કહ્યુ.

'અમારી શાળાના શિક્ષક પણ ખૂબ જ ઉત્સાહી છે નિશાળના બધા બાળકોને લઇને તેઓ પણ આ શ્રમયજ્ઞમા જોડાયા છે અને સૌને ઉત્સાહ આપી રહ્યા છે'

'આ પુલ તમારા કહેવા મુજબ ખૂબ જ ઉપયોગી થશે એ વાત સાચી પરંતુ ધૂડી નિશાળ, ખખડી ગયેલ ચોરો, અને ખાડાખડિયાવાળા રસ્તાથી ગામની આબરૂ અને શોભા ઘટે છે એનો પણ વિચાર કર્યો હોત તો?' અમારા એક મિત્રે ફરી સરપંચને એ જ પ્રશ્ન કર્યો

'તમારી વાત સાચી તમારા જેવા મહેમાનો અમારી ધૂડી નિશાળ જૂનો ચોરો અને બિસમાર રસ્તા જોઇને મે વરહ મેણા મારશે. અમે એ સાંખી લઇશુ પણ મે તમને કહ્યુ એમ આ પુલ અને બંધ થઇ ગયા પછી દર વરસે ગામની પેદાશમા નહી નહી તોય દસેક હજારનો ફેર પડી જશે પરિણામે કેવળ નિશાળ કે ચોરો જ નહી, પણ દર વરસ ગામના વિકાસ માટે એકેક કામ હાથ ધરી શકાશુ અમે જાજુ ન સમજીએ પણ વળતર આપે એવુ કામ પહેલા લેવુ જોઇએ એ અમારો હવિયો હિસાબ' સરપંચે આત્મવિશ્વાસ અને ખુમારીથી જવાબ આપ્યો

'આનુ નામ સાચુ આયોજન' અમારાથી એકી સાથે બોલાઈ ગયુ

બાંયો ચડાવીને શ્રમયજ્ઞમા જોડાવાની તૈયારી કરતા સરપંચને રામ રામ કરીને અમે વિદાય લીધી. અમારા સૌના મનમા કયાંય સુધી એકની એક વાત ઘોળાયા કરી કે 'આનુ નામ સાચુ આયોજન'



*

# ધર્મ કિયે ધન ના ઘટે

દેવેન્દ્રકુમાર કા૦ પંડિત

'ગુજરાતનું મંત્રીપદ મળ્યું, કીર્તિ મળી, ધન મળ્યું, ઇતિહાસને પાને સ્થાન મળ્યું પણ હજુ જે આચરવાનું છે તે તો બાકી છે વડીલ!'

'વહુની તો વાત જ ન સમજાય એવી હોય છે. તો તમે જ કહો ને ભા!' જેઠ વસ્તુપાળ નાનાભાઈ તેજપાળની વહુ અનોપ માને જવાબ વાળતા હતા.

શ્યામવર્ણી, પણ બુદ્ધિમા બૃહસ્પતિ સમી. વસ્તુપાળ-તેજપાળનાં સાચા ઘડતર ઘડનારી અનોપમા પગના અંગૂઠા ભણી જોઇ કહેતી હતી.

'પ્રભુની સેવા નથી થતી. જૈન અને જૈનેત્તર બધા ધર્મનો જે આદેશ છે, તે આપણે પાળી શકતા નથી.'

'બાપલા! તમારી વાતમા મારી મતિ જ ના પહોચે એમાં શું કરું? તમે જ કહી નાખો ને! હર પળે મને ને તેજલને તમે જ માર્ગ બતાવો છો! અને અમે જૈન ધર્મનો આદેશ કે દી નથી પાળ્યો?'

'સાચા અર્થમાં નહિ.'

'એટલો બધો તો હું જ્ઞાની નથી વહુ!'

'દરેક માણસમાં જિન પ્રભુ છે. માણસની સેવા એ પ્રભુ સેવા છે. માણસની દુવા એ ઇશ્વરના પ્રત્યક્ષ આશીર્વાદ છે. આપણે એ પ્રાપ્ત કરવા છે.'

'કઈ રીતે કહેશો?'

'માણસની-જીવ માત્રની દુવા બે રીતે મળે છેઃ બીમાર હોય ત્યારે ચાકરી કરીને, ભૂખ્યા હોય ત્યારે તેને અન્નદાન આપીને?'

મંત્રીપદ મૂકીને રોટલા ઘડવા બેસી જઇએ બીજું શું?' જેઠ વસ્તુપાળ ધીરું હસતા બોલ્યા.

'એ કરવાનું ટાણું તો મહાન પુણ્ય ભાગીને આવે વડીલ! સંસારના જીવોને એવું ઉગે એ તો એનું સદ્ભાગ્ય મનાય!'

'મંત્રીપદું કેમ ચલાવવું એ તમે શીખવાડયું. હવે એ મૂકાવી રોટલા શાક કેમ કરવા એય તમે શીખવાડો બાપલા.'

જિનપ્રભુની કૃપા મેળવવા એય હું કરું. પણ વડીલ, હવે મારી વાત સાંભળો.'

'કહો ભા!'

'આ જન્મારે જિનેશ્વરે આટલી સંપત્તિ આપી. આવતે અવતાર મળી કે ન યે મળી. આ અવતારે આ સંપત્તિનો પ્રભુ કૃપા મેળવવા સદ્ઉપયોગ કરીએ. ધર્મ કહે છેઃ જે માર્ગે પ્રભુકૃપા વરસાવાની હોય તે કાર્યમાં ક્ષણ પણ નકામી ન જવા દેવી. તો વડીલ ઘર આગણે અન્નદાન શરૂ કરાવો. અન્નદાન સમું કોઈ પુણ્ય નથી.'

'સારું, હુ તો આ વાતનો મર્મ સમજી શકતો નથી. ગ્રથોનાં થોથાં તો મેં ય ઘણાં ફેંદયા છે, ઉપાશ્રયોમાં જઈ મુનિ મહારાજોના પ્રવચનોની નોધો કરી છે પણ આ તમારા અન્નદાનની વાત કળાતી નથી, તમને ઠીક પડે તેમ કરો, આ ધન-દોલત તમારી બુદ્ધિએ થયાં છે.'

'તો વડીલ આજ્ઞા આપોઃ કાલથી હુ અહી આપણે આંગણે અન્નક્ષેત્ર ચાલુ કરું.'

'શું આપશો?'

'કંસાર અને તે પર તાંસળીની ધારે ઘી.

'અરે બાપલા, આપણે તો મેમાનોને ય પાવળે ઘી પીરસીએ છીએ, ગુજરાતના ધણી

વીરધવળના દરબારમાં મેમાનોને ય પળીયે ઘી પીરસાય છે, ને અહીં તમારે તાંસળીની ધારે ઘી રેડવાં છે? તો તો આખા ગુજરાતની સંપત્તિ ઓછી પડશે'

'અન્નદાનમાં વેપારી દૃષ્ટિ ના હોય. એમાં તો ભૂખ્યાંઓનો આત્મા કઇ રીતે વધુ તૃપ્ત થઇ આશીર્વાદ ઉચ્ચારે છે એ જ જોવાનું રહે છે. તો પછી વડીલ કહો!'

'ના, બાપો, મારે તમારા માર્ગમાં આડું આવવું નથી કે, કાંઇ બોલવું ય નથી. તમને છૂટ છે. ગુજરાતના ગુણવાનો, સરસ્વતી સાથે તમારી તુલના અમસ્તી નથી કરતા!'

'તો પડો વજડાવી દો, કે, બધા ભૂખ્યા દુઃખ્યા આપણી ભોજનશાળાએ ગમે તે વખતે ભોજન લેવા પધારે.'

'સારું'

બીજે દિવસ વાયુની પાંખે ચડી, અનોપમાના અન્નદાનની વાત ચોમેર પ્રસરી ગઈ.

ભૂખ્યાંઓના ટોળે ટોળાં વણિક મંત્રી વસ્તુપાળ તેજપાળની ભોજનશાળાએ ઊભરાય છે. અને આ બધાને અનોપમા જાતે પીરસી તાસળીએ ઘી-રેડે છે. ઘી ના કુડલાને કુડલા ખાલી થાય છે ને નવા આવે છે. સાંજ પડચે ગાડું એક દ્રમ્મ ભોજન ખર્ચમા વપરાઇ જાય છે. એટલું જ પાછું સામુ બીજે દિવસ આવે છે. જાણે પેલી ઉક્તિ સાચી પડતી હતીઃ 'ધર્મ કિયે ધન ના ઘટે.'

વણિક મંત્રી બંધુઓનાં કીર્તિગાનના ગુંજરવથી ગુજરાતની ધરતી ગાજી ઊઠી.

વીરધવળને થયુંઃ ગુજરાતનો સ્વામી હું અને મારા કરતાં તો વસ્તુપાળ તેજપાળના ઘરની કીર્તિ દિગંતમાં ગાજે છે?

ગુર્જરેશ્વરને ખબર હતી કે, 'આ વાતની પ્રેરક તેજપાળ મત્રીના વહુ છે.'

એને થયુંઃ 'નારી તો નવા વસ્ત્રાલંકારો સજવાની, સ્વામીને સંપત્તિવાન અને સત્તાવાન જોવાની ઈચ્છા હોય પણ આ સ્ત્રી કેવી કે, જેને રાત દિવસ ભૂખ્યાઓને અન્નદાન આપી તેમાં રચ્યા પચ્યા રહેવાની એષણા જાગી?'

નોખી માટીની ઘડાએલ એ નારીનાં દર્શન કરવાની વીરધવળને ઈચ્છા થઇ અને એ વેશપલટો કરી વસ્તુપાળ-તેજપાળની ભોજનશાળાએ જમવા આવ્યો.

વીરધવળ જમવા બેઠો. અનોપમા જાતે ઊભાં રહી પીરસતા હતાં સેવકો દ્વારા કામ કરાવી પુણ્ય મેળવવાની ઈચ્છા તેને ન હતી. ભોજન શાળા એ જાતે ચલાવતાં.

ઘીના કુડલા આવતા હતા અને ઠલવાતા હતા.

અનોપમા ચતુર હતી. જમવા આવનારાઓમાં રાણા વીરધવળ પણ છે એ તે તુરત કળી ગઇ. અને તેની આખમા ઝબૂકતો કીર્તિ-દ્વેષ તે વાચી ગઈ નારીની આંખ પુરૂષના હૈયાના અતલ ઊંડાણુ એક નજરમા જ પામી શકે છે.

ત્યા જ જરા દૂર ઘી નો એક કુડલો ઊધો વળી ગયો.

અનોપમા ત્યાં દોડી અને ભોય પડેલ ઘી ઊસરડી, કુડલામા ભરી તેનું મોં પોતાના રેશમી ચીરથી લૂછી નાખ્યું ને કોઇક બોલી ઊઠયુંઃ 'અરે અરે બાઈ તમારું રેશમી વસ્ત્ર બગડયું?'

'ભાઈ! મારા સ્વામી માથે રાણા વીરધવળ જેવો માલિક છે. મારે આવા કપડાની શી કિંમત? આ બધું એની કૃપાથી ચાલે છે.'

રાણાએ આ સાભળ્યું. એનો દ્વેષ ઓગળી ગયો રહી શકાયું નહિ.

તુરત પ્રગટ થઈ કહ્યું:

'દેવી! સાભળ્યું હતું. આજ નજરે જોયું. ગુજરાતનું રાજ્ય વીરધવળ વસ્તુપાળ અને તેજપાળ નથી ચલાવતા. પણ અનોપમાને સહારે ચાલે છે. પરદેશીઓના હુમલાથી ભાગેલી ગુજરાતનું નવઘડતર-નવસર્જન આ ભૂખ્યાઓની દુવાથી જ થયું છે. ધન લશ્કર કે બુદ્ધિથી નહિ'

# આહારમાં ગોળનું સ્થાન

શુકતાદાર પ્રમાણે પ્રત્યેક માણસે સામાન્ય રીતે દરરોજ પાંચ તોલા ગોળ ખાવો જરૂરી છે. માણસને દિવસ દરમ્યાન જે પ્રવૃત્તિ કરવી પડે છે અને તે પ્રવૃત્તિને પરિણામે જેટલે અંશે શરીર ઘસાય છે તે ઘસારો દૂર કરવા માટે શરીરના જુદા જુદા અવયવોને પોષણ મળી રહે તેવો જુદો જુદો ખોરાક લેવો આવશ્યક છે, એ રીતે માણસના ખોરાકમા પ્રોટીન (નત્રજ), ફેટ (ચરબી, મીનરલ્સ (ખનીજ), સોલ્ટસ (ક્ષાર), કાર્બોહાઇડ્રેટ (કાર્બોહિત પદાર્થો) વિગેરેનું સ્થાન છે. કાર્બોહાઇડ્રેટનું સ્ટાર્ચ (ઘઉં, ચોખ, બટેટા વિગેરે) સુક્રોઝ (ગોળ, ખાંડ) અને ગ્લુકોઝ (મધ) વિગેરેનો સમાવેશ થાય છે. સ્ટાર્ચ, સુક્રોઝ અને ગ્લુકોઝ પૈકી ગ્લુકોઝ સૌથી વધારે સુપાચ્ય છે એ આપણને જુદી જુદી રીતે મળે છ. ફળો અને ગોળ માથી મળે છે ફળોમા રહેલી કુદરતી સાકર અથવા ગ્લુકોઝ શરીરમા સહેલાઇથી પચી જાય છે મિલમા બનાવેલ ખાંડ અથવા સાકરને પચવામા વાર લાગે છ એટલું જ નહી પણ તેના પચાવ માટે શરીર માથી બીજા દ્રવ્યો લેવા પડે છે સ્ટાર્ચને પચવામાં સૌથી વધારે વાર લાગે છે. ગોળ એક એવી વસ્તુ છે કે જે સુપાચ્ય અને સુલભ છે તેમા સુક્રોઝને પચાવવા માટે આવશ્યક કુદરતી ક્ષાર અને ખનીજો પણ છે. એટલે મિલમા બનાવેલ ખાંડ અને સાકર કરતા ગોળ ઘણો જ સહેલાઇથી પચી જાય છે. આ રીતે ફળો અને અન્ય કુદરતી ગ્લુકોઝ છોડીને ખોરાકની દૃષ્ટિએ ગોળનું ઘણું મહત્વનું સ્થાન છે.

શરીરને સશક્ત અને સ્ફૂર્તિમા રાખવા માટે પુખ્ત વયના (સાધારણ) માણસને દરરોજ લગભગ ત્રણ હજાર કેલેરીની જરૂર રહે છે આ કેલેરી મોટે ભાગે કાર્બોહાઇડ્રેટમાથી મળે છે એટલે જે ખોરાકમાથી કાર્બોહાઇડ્રેટ મળે, તે ખોરાક શરીરના પોષણ માટે આવશ્યક બને છે, બલ્કે જે ખોરાકમાથી મળતો કાર્બોહાઇડ્રેટ શરીરમાં સહેલાઇથી પચી શકે અને કેલેરી પેદા કરી શકે તે ખોરાક વધુ મહત્વનો અને ઉપયોગી ગણાય. એ રીતે કોઇપણ કાર્બોહાઇડ્રેટવાળા ખોરાકમાં ગોળનું સ્થાન સૌથી ઉંચુ રહે છે.

એમ માનવામાં આવે છે કે ગોળમાં મીઠાશ છે એટલે મીઠો રસ ઉત્પન્ન કરવાનું એક સાધન છે. શરીર માટે છ એ રસોની જરૂર રહે છે તે પૈકી મધુર રસ અગ્ર સ્થાન ભોગવે છે. અને આ મધુર રસ બનાવવા માટે ગોળની ઉપયોગીતા ઘણી છે. મિલમા બનાવેલ ખાંડ કે સાકર સ્વાદ માટે મધુર રસ બનાવી શકે છે. પરંતુ સ્વાસ્થ્યને પોષે અને સ્વાદને રુચે તેવો મધુર રસ કેવળ ગોળ જ બનાવી શકે છે.

**ગોળનું પૃથક્કરણ :**

| | | |
|---|---|---|
| પ્રોટીન | .૩૫ | ટકા |
| ફેટ | .૧૭ | ,, |
| ખનીજ | .૭૪ | ,, |
| કાર્બોહાઇડ્રેટ | ૯૦ ૬૦ | ,, |
| ભેજ | ૮ ૧૦ | ,, |
| કેલ્શીયમ | .૬૪ | ,, |
| ફોસ્ફરસ | .૫૬ | ,, |
| લોહ | ૨ ૫૦ | ,, યુનિટ |
| કેલેરી | ૩૬૫ ૦૩ | ,, (દર સો ગ્રામ ગોળમા) |

આ પૃથક્કરણ ઉપરથી સમજાશે કે ગોળ ખોરાકની દૃષ્ટિએ માત્ર કેલેરી 'હીટ' આપે છે એટલું જ નથી બલ્કે શરીરને જરૂરી કુદરતી ક્ષાર અને ખનીજ પણ આપે છે.

**દુનિયામાં ગોળનો વપરાશ :**

| દેશનુ નામ | વ્યક્તિ દીઠ વાર્ષિક ખપત |
|---|---|
| ઓસ્ટ્રેલિયા | ૧૧૯૭ પૌંડ |
| ડેન્માર્ક | ૧૧૫૩ ,, |
| આર્યલેન્ડ (પ્રજાસત્તાક) | ૧૦૧.૯ ,, |
| નેધરલેન્ડ | ૧૦૧.૯ ,, |
| ન્યુઝીલેન્ડ | ૧૧૬૦ ,, |
| ઇંગ્લેન્ડ | ૧૦૮.૫ ,, |
| અમેરીકા | ૯૩૫ ,, |
| સ્વીડન | ૯૩૯ ,, |
| ભારત | ૨૮૦ ,, |

આ રીતે ઓસ્ટ્રેલિયામા સૌથી વધારે અને ભારતમા સૌથી ઓછો ગોળ કે ખાંડનો વપરાશ છે ગોળ કે ખાંડના વપરાશ પર દેશના માણસોની તંદુરસ્તી અને કાર્યક્ષમતાનો આધાર રહે છે તેમ મનાય છે.

# બિસર ગયો હરિનામ

કાલિદાસ મહારાજ

રંગબેરંગી હીરા, નીલમ, માણેક, પોખરાજ ને સાચાં મોતી જડીત સપ્તરંગ મેઘધનુષ્યનો પટ્ટો, વરસાદ વરસી રહ્યા પછીનું નીલું ગગન અને લીલી વનરાઇ રચેલા નયનરમ્ય સિંહાસન પર શહેનશાહ અકબર બેઠા છે. સાવ સોનાના બીજાં આસનો પર અબુલ ફઝલ, અબુલ ફૈઝી, તાનસેન, બીરબલ, સુરદાસ, ગંગ રાજા ભગવાનદાસ, ટોડરમલ અને માનસિંહ સહિત નવ રત્નો બેઠા છે. આમંત્રિત ભારતના ખંડિયા રજવીઓ નીચી મૂંડી કરી બેઠા છે.

સીક્રીમાં આજ અકબરે દિલ્હીથી આવી ખાસ દરબાર ભર્યો છે. ભોજન સમારંભ ગોઠવ્યો છે. રોશની પ્રગટાવી છે. આભના પટાંગણમાં હવાઇઓ ફોડી છે.

જગવારમાં જ તાનપુરાના તાર રણઝણ્યા. મૃદંગ પર થાપ પડી અને સારંગી સેંકડો કોયલ જેવા મીઠા સાદે રણઝણી ઊઠી

તાનસેને શુદ્ધ ભારતીય સ્વરાવલીમા ભૈરવ આરાધ્યો. વિલંબિત લયમાં ક્યાંય સુધી એ પ્રભાતી રાગ ગાયો.

તે પછી એ જ અદાથી ભૈરવી ને બાગેશ્રી ગાયા. સુમધુર સ્વર વિસ્તાર અષાઢી મેઘ સમા આલાપ અને મૃદંગના ગત તોડીએ દરબારીઓનાં મન હરી લીધાં.

પછી સ્વર સાથે ઊંચેરી શબ્દલાલિત્ય ભર્યો સારંગ શરૂ કર્યો. વસંત ઋતુ જાણે આકાર ધરી સામે આવી ઊભી હોય એવી સારંગ રાગની જમાવટ કરી. વગર નિમંત્રણે તાનસેનના આલાપથી કોયલો આંબાની ઘટામાં ટહુકવા લાગી. મધ્યાહ્ન તપવા આવ્યાને સારંગ રાગ પૂરો થયો. શબ્દો ખતમ થયા. ઉપરાંત એક નામ આવ્યું જે નામ ઊલટાવી ઊલટાવી તાનસેને ક્યાંય સુધી ઊચાર્યું.

એ નામવાળા તે પદના રચયિતા હતા કુંભનદાસ.

મૃદંગની થાપ બંધ પડી તાનપુરાનો રણઝણાટ બંધ પડ્યો ને સિંહાસન પરથી અર્ધા બેઠા થતા અકબરે આતુરતાથી તાનસેનને પૂછ્યુ :

'આવી અદ્‌ભુત શબ્દરચના કરનાર એ કુંભનદાસ કોણ ?'

'મારા ગુરુ હરિદાસજીના એ પટ્ટશિષ્ય છે જહાંપનાહ'

'ત્યારે તો ગાયક હશે.'

'હા. જી, મારાથી પણ સારું ગાય છે.'

'ક્યાના છે !'

'ગોવર્ધન પર્વતની તળેટીના ગામ જમુનાવતાના.'

'શું કરે છે !'

'કૃષ્ણભજન, વૈષ્ણવ સંપ્રદાયના ચોરાશી વૈષ્ણવ ને અષ્ટ સખામા એ એક 'સખા' છે. ખેડૂત છે. પાકા અપરિગ્રહી છે.'

'એમના વિષે હું કેમ કાંઇ ન જાણું. તો એ વલ્લભાચાર્યજીના શિષ્ય હશે.'

'હા. જી, આલમપનાહનું અનુમાન સાચુ છે.'

'શાહે હિંદોસ્તાને એમના વિષે કાંઇક જાણવું હોય તો હું કહું.' આમેરના મહારાજા માનસિંહે ઊભા થઇ કહ્યું.

'કહો, કહો, વલ્લભાચાર્યજી અને હરિદાસજીના શિષ્ય માટે સાંભળવા દિલ ચાહે છે.'

'હજૂર! એકવાર હું જમુનાવતા તેમના દર્શનાર્થે ગયો. ઘેર જઇ પૂછ્યું તો પૂજામાં બેઠેલ હોવાના સમાચાર મળ્યા. હું સીધો પૂજાની ઓરડીએ ગયો.'

'ત્યાં જઇ શું જોયું ? કુંભનદાસ કપાળમાં તિલક કરતા હતા. પણ તિલક કરવા મો જોવા અરીસો ના મળે. બાજુમાં પાણી ભરેલ પડિયો પડેલ તેમાં મોં જોઇ તિલક કરે.'

'મને થયું તિલક કરવા અરીસો સુદ્ધાં ન મળે આટલી ઘોર ગરીબાઇ. મેં તુરત એક સેવકને આજ્ઞા કરી મારા ઉતારેથી સોને મઢ્યો અરીસો મંગાવ્યો.'

'તિલક પૂરું થઇ ગયે પડિયામાંથી મેં ફેંક્યું' કર્યો પછી તેમના મરજામાં મેં તે અરીસો મૂકી કહ્યું: 'આટલી ગરીબની ભેટ સ્વીકારો.'

જવાબમાં કુંભનદાસે કહ્યું આભારપૂર્વક 'મારે શેને માટે અરીસો ન જોઇએ. પાણીના પડિયાથી કામ સરતું હોય ત્યાં અરીસાના વૈભવ સાથે વૈષ્ણવોને ન હોય.' ને શેને માટે અરીસો મને પાછો આપ્યો.

'વાહ, વાહ, કુંભનદાસ! વાહ વૈષ્ણવ ધર્મ' અકબરે અહોભાવ ઉચ્ચાર્યો.

'ને એક એમની વાત હું પેશ કરું' તાનસેને કહ્યું.

'કહો.'

'એમનું કુટુંબ ખૂબ ગરીબ. કુંભનદાસનો એક દીકરો કૃષ્ણદાસ ગાયો ચારે. એક દિવસ જંગલમાં વાઘ ગાયો પર તરાપ્યો. કૃષ્ણદાસે આ જોયું તેને થયું વૈષ્ણવના દેખતાં ગાય મૃત્યુ પામે તે કરતાં વૈષ્ણવે ગાયો સારુ મરી જવું જોઇએ આથી કૃષ્ણદાસ વાઘની સામે આવ્યા ને વાઘ ગાયને બદલે તેમના પર તરાપ્યો ને તેને ખાઇ ગયો.'

'ગ્રામવાસીઓ ચૂંથાયેલ કૃષ્ણદાસનું શબ ગામમાં લાવ્યા.'

હું આનો ખરખરો કરવા કુંભનદાસ પાસે ગયો. જવાબમાં તેઓએ મને કહ્યું: 'ભાઇ! જગત જ એક વૃક્ષ સમાન છે. સાંજે વૃક્ષ પર અનેક પંખી આવે છે અને પ્રભાત થતાં પાછાં ઊડી જાય છે. વૃક્ષને પંખી આવ્યાનો હર્ષ નથી કે ગયાનો શોક થતો નથી. એમ મને કૃષ્ણદાસ ગયાનો આનંદ કે શોક શા માટે થવો જોઇએ! મારા ઘરરૂપી ડાળમાં કૃષ્ણદાસને આટલો સમય રહેવાનું નિર્માણ હશે.'

આ પછી પણ હજૂર મેં કુંભનદાસને પૂછ્યું: 'આપને પુત્રો કેટલા?'

એમણે જવાબ વાળ્યો 'દોઢ.'

મને અચરજ થયું કે આમને સાત પુત્રો હોવા છતાં ખોટું કેમ બોલ્યા. એટલે નમી મેં પૂછ્યું:

'આપને તો સાત પુત્રો છે!'

જવાબમાં કુંભનદાસે કહ્યું: 'ભાઇ તમારી વાત માની પણ સત્ય આ છે કે મારા સાત પુત્રોમાં પાંચ તો હરિસ્મરણ કે સેવા કાંઇ જ કરતા નથી કે જાણતા નથી એટલે તેને હું દીકરા ગણતો નથી. મારો સૌથી નાનો દીકરો ચતુર્ભુજ સેવા ને સ્મરણ બંને પ્રેમથી કરે છે. એ એક પુત્ર છે. ગાયો માટે હરિશરણ પામનાર કૃષ્ણદાસ કેવળ સેવા જ કરી જાણતો આથી હું એને અર્ધપુત્ર કહું છું. આમ મારે દોઢ પુત્ર છે તે મેં યથાર્થ કહ્યું.'

'શાહે આલમ, આવા છે કુંભનદાસ!'

આ સાંભળી અકબર પાદશાહ ઊંડા વિચારમાં પડી ગયો. સભાજનો તેના મોં સામે જોતા તેની હવે પછીના ફરમાન જાણવા આતુર બની બેઠા છે.

ત્યાં અકબરે કહ્યું:

'માનસિંહ!'

'જી'

'તમે અત્યારે જ જાઓ અને પૂરા આદર સાથે કુંભનદાસને તેડી લઇ આવો.'

શાહી ફરમાન થતાં જ હાથી અને પાલખી તૈયાર કરાવી પોતે અસવાર થઇ માનસિંહ કુંભનદાસને લેવા ગયા.

ગિરિરાજમાં શ્રીનાથજીના મંદિરમાં કુંભનદાસ માનસિંહજીને મળ્યા. તેમને વંદના કરી માનસિંહે ભારતેશ્વરનો તેડી આવવાનો સંદેશો કહ્યો.

જવાબમાં માનસિંહે કહ્યું:

'અરે ભાઇ, મારા જેવા પામરનું દિલ્હીશ્વરના દરબારમાં શું કામ છે?'

'તાનસેનજીએ આપના સંગીતની પ્રશંસા કરતાં અકબરશાહને તે સાંભળવા ઇચ્છા થઇ છે. આપને માટે બહાર હાથી અને પાલખી તૈયાર છે, પધારો.'

'આપ તેના પર બેસો હું તો પગે ચાલીને જ આવીશ.'

કહી તે ઊઠ્યા બહાર આવ્યા.

ત્યાં પણ હાથી કે પાલખી પર બેસવા માનસિંહે ખૂબ આગ્રહ કર્યો પણ કુંભનદાસ ન માન્યા છેક સીક્રી સુધી પગે ચાલીને આવ્યા.

અકબરે તેમના આગમન પછી સીક્રીમાં ખાસ દરબાર ભર્યો. દિલ ડોલાવે તેવું કુંભનદાસનું ભક્તિ-ભાવ ભર્યું સંગીત સાંભળ્યું. અઠવાડિયા સુધી આ કાર્યક્રમ લંબાયો.

અઠવાડિયા પછી શાહી દબદબાથી કુંભનદાસને અકબરે વિદાય આપી નવરત્નો સહિત તે દરવાજા સુધી વળાવવા આવ્યો.

અહીં પણ વળતાંય કુંભનદાસ પગે ચાલી પાછા વળ્યા.

કુંભનદાસના ગયા પછી અકબરે તેમના માટે રથ, પાલખી, જવાહર, હીરા-મોતી આદી અનેક ભેટો રવાના કરી.

કુંભનદાસ ઘેર પહોંચ્યા કે તેના પહેલાં ભેટ-સોગાત પહોંચી ગઈ હતી.

જોતાં જ ચોંકયા અને ભેટ લાવનાર શાહી અમલદારને કુંભનદાસે કહ્યું :

'ભાઈ! શહેનશાહને કહેજો કે અકિંચન-અપરિગ્રહી વૈષ્ણવને આ વૈભવ હારા ના હોય.'

'એટલે!' ન સમજતાં અમલદારે પૂછયું :

'બધું 'પાછું' લઈ જાવ '

આવી ભેટ-સોગાત પાછી વાળવાનું કહેનાર મનુષ્ય તેણે પ્રથમ જ જોયો હતો. એટલે અચરજ પામતાં વળી કહ્યું :

'સાત પેઢી સુધી ખાતાં ન ખૂટ એટલું પાછું મોકલાવશો?'

'હા. અમારું સાચું અખૂટ દ્રવ્ય ભગવતભજન, કૃષ્ણનામ, બીજું અમારે ન ખપે.'

'પણ તો આપના કોઈ ધર્મસ્થાનમાં ભેટ આપી દો, તમારે ન જોઈતું હોય તો.'

'ના બાપલા, ભગવદ્ ધામોમાં સ્થૂલ વસ્તુઓ ભરાવાથી વૈષ્ણવતા વણસે, દેવમંદિરોમાં તો ભક્તિ-વર્ધક સાહિત્ય જ જોઈએ.'

કુંભનદાસ કેમેય ન માન્યા એટલે પેલો બધું પાછું લઈ ગયો.

ત્યાં વલ્લભાચાર્યજીને ખબર થયા કે કુંભનદાસ સીક્રી જઈ આવ્યા છે.

એટલે સમાચાર મોકલી પોતાની પાસે બોલાવ્યા.

નમીને કુંભનદાસ સામે બેઠા કે આચાર્યે કહ્યું :

'કુંભનદાસ, શાહી દરબારમાં સીક્રી જઈ આવ્યા?'

'જઈ આવ્યો પ્રભુ! પણ મારું ત્યાં શું કામ હોય?'

'કાં!'

'કાં શું સાંભળવું છે પ્રભુ લ્યો કહું.'

કહી તાનપૂરો લીધો ને ગાવા માંડયું.

**'ભાગવતકો કહા સીક્રી સન કામ?**
**આવન-જાત પનૈયાં તૂટી, બિસર ગયો હરિનામ**
**જાકો મુખ દેખે દુઃખ લાગે, કરન પરી પ્રનામ**
**કુંભનદાસ લાલ ગિરિધર બિન, યહસબ જૂઠો કામ.**

ભક્તજનોને સીક્રીમાં શું કામ હોય? આવતાં જતા નકામા જોડા કાટયા. શ્રી હરિનું નામ ભૂલાયું, જેનુ મુખ જોતાં દુઃખ થાય તેને પ્રણામ કરવા પડ્યા. જો કે ત્યાં વૈભવ અવશ્ય હતો. પરંતુ મારે મન મારા ગિરિરાજ વિના એ વૈભવ સાવ જૂઠો હતો.'

કુંભનદાસની મસ્તી-ભાવના જોઈ વલ્લભાચાર્ય ગદ્‌ગદ્ થઈ ગયા અને બોલ્યા: 'ધન્ય કુંભનદાસ ધન્ય: તમે સાચા, પરમ વૈષ્ણવ.'



# અંતર જેના ઉજળા....

વનુભાઈ મેવા



આસ્થા ઔષધ અકસીર. આસ્થાથી ધાર્યા કામ થાય. અમેસંગ બાપુના પાળિયા પ્રત્યે આ ગામના લોકોને શ્રદ્ધા અખૂટ. અમેસંગ બાપુના અણિશુદ્ધ પવિત્ર આત્માને મોડપરનું મનખ્ય મનોમન પૂજે.

નવથી આણુંતો સસારને પગથિયે પગ માંડતા પહેલા અમેસંગ બાપુના સ્થાનકને નંદે, સંસાર નિસરણીનું એકેય પગું વછૂટે નહિ તેવુ નવોઢાઓના અંતર આ પાળિયાને પૂજીને યાચે.

અમેસંગ બાપુ આ દોથા જેવડા ગામનો એક ગગસિયો. પણ તેનું મૂડી જેટલું હૃદય શુદ્ધ, અંતર ઉજળું.

નાનપણથી જ અમેસગ બાપુના અતરમા ધર્મની ઝાંય ખરી. અને મોટી ઉમરે તો અમેસંગ બાપુનુ અંતર ધર્મની મઢી બનેલુ.

અમેસંગ બાપુના હૈયામાં શિવ રમે. ઘરવાળી સિવાયની નારી જાતને બાપુ મા–બ્હેન ગણે. પારકી પરણેતર તરફ કુભાવી દૃષ્ટિ કે એવા વિચાર તેના હૈયામાંથી ઊતરે જ નહીં.

ટણુક જાત ગરાસિયાની. પણ અમેસંગ બાપુ એટલે અમેસંગ બાપુ. પારકાના દુઃખ જોઇ તેનો આત્મા દુભાય, પરમાર્થ કરવામા બાપુ પાછુ વાળીને ન જુએ. સત્સંગ તેના દિલમા રમે.

પણ એક દિ' અજાણતાં તેમને મન વકર્મ થઇ ગયુ. સવારનો પહોર છે. બાપુ પૂજા પાઠ કરીને પરવાર્યા છે. ડેલીએ ઘાયજા પાસે દાઢી કરાવવા બાપુ બેઠા છે.

'જરાક જૂઓ તો ખરા બાપુ!' ઘાયજાનું હલકું લોહી બોલે છે.' આ કણુમાવનાય નસીબ છે ને કાંઇ!' ખુશામતખોરનુ મન હણહણે છે.

અને બાપુથી પાછું વાળીને જોવાઇ જાય છે. સુઘડ દેહ પર નવલાં વસ્ત્રો ને રૂપલા ઘરેણાથી સજ્જ કને સાસરિયે જતી નવોઢા પર બાપુની અડાણી નજર પડી જાય છે. એ'હી નહી પણ હલક લોહિયા ઘાયજાના ગોળ ગોળ બોલથી બાપુ છેતરાઈ જાય છે.

'ને બીજી જ પળે જળકમળવત્ બનેલ બાપુનો આત્મા કણકણી ઊઠે છે: 'દીકરી સમી વહુ ઉપર મેં નજર નાખી!' બાપુનું હૃદર રડી ઊઠ્યું. તેના હૈયામા પશ્ચાત્તાપનો ધોધ છૂટયો.

અને તેનું ઉજળું અંતર પાપનું પશ્ચાત્તાપ આદરે છે. બાપુ પોતાની આખમાં મરચાની ભૂકી ભભરાવે છે.!

પણ આખો ફૂટતી નથી. આખોને ઇજાયે થતી નથી!... કારણ કે આત્મા શુદ્ધ છે.

'એક હલક લોહિયાના કે'વાથી મે' વકર્મ કર્યું!' બાપુનું અંતર–દુઃખ શમતું નથી. પ્રાયશ્ચિત્ત કર્યા વિના તેના આત્માને નિરાત વળે તેમ નથી.

આખરે અમેસંગ બાપુ સમાધિ લેવા તૈયાર થાય છે! આપ્તજનો કરગરે છે, ગામ લોક વિનવે છે પણ તેનો આત્મા અડગ છે. પ્રાયશ્ચિત્ત કર્યા વિના તેના આત્માને ટાઢક વળે તેમ નથી. ઉજળા અંતર પર પડેલ એક ડાઘથી તેનો આત્મા સમસમે છે!

અનેક મસ્તકના નમન વચ્ચે અમેસંગ બાપુ સમાધિ લે છે! અસખ્ય આત્માઓમાં ઉરની સુવાસ મૂકીને આ પવિત્ર છત્રકો વિનોન થાય છે!

દેહ વિલીન થાય–આત્મા અમર જ રહે છે. બાપુના આત્માની સુવાસ પણ વિલીન થતી નથી. સમાધિ પર ઊભા કરેલ બાપુના પાળિયાની આસ્થાથી મનખ્યને આજ પણ આકરા કામમાં નિરાત મળે છે!

મોડપર ગામના તળાવની પાળે અમેસગ બાપુના ઉજ્જવળ આત્માની સ્મૃતિ સાચવીને સો–સો વર્ષના ટાઢ–તડકાં વેઠવા છતાં બાપુનો પાળિયો આજે હયાત છે. પાસે જ ઊભેલું આંમલીનું વૃક્ષ તેના આત્માને જાણે શીતળતા પાથરી ના રહ્યુ હોય!

# બન્તાસિંહ ધામિયાં

કાન્તિલાલ શાહ

બબ્બર અકાલી આંદોલન એ હિંદની રક્તરંગી ક્રાન્તિના ઇતિહાસનો એક મહત્ત્વનો બનાવ છે. ચૌરીચોરાના હત્યાકાંડ પછી ગાંધીજીએ સત્યાગ્રહની લડત સંકેલી લીધી એથી દેશ ઉપર તત્કાળ નિરાશાનું મોજું છવાઇ ગયેલું. આઝાદી જંગમાં પોતાનું પાણી બતાવવાનો ખરેખરો મોકો આવ્યો છે એમ જેઓને લાગતું હતું તેઓને આઝાદીની લડત બંધ પડતાં એક જબરો આઘાત લાગ્યો. લડાઈનો ખરો રંગ જામ્યો તો એ વખતે આ આંદોલન સંકેલાઇ ગયું એ મોટી રાજકીય ભૂલ થઇ એમ માનવાવાળા પણ કેટલાક માણસો એ વખતે હતા. દેશવ્યાપી આંદોલન શરૂ થયેલું જોઇ જે જે ક્રાન્તિકારીઓએ પોતાના હથિયાર મ્યાન કરી કોંગ્રેસને લડવાનો પૂરો મોકો આપ્યો હતો તે સત્યાગ્રહની લડત બંધ થતા અંગ્રેજી સલ્તનત સામે ફરીને મેદાને પડયા. આમાં પંજાબના ક્રાંતિકારીઓ મોખરે હતા.

તેમને મનમાં થતું હતું કે બ્રિટિશરોએ હિંદમા રોલેટ એક્ટનો કાળો કાયદો અમલમાં લાવીને, માર્શલ લૉ દ્વારા જલિયાનવાલાનો હત્યાકાંડ સર્જીને અને ગુરુકા બાગમાં શીખોની કતલ ચલાવીને રાષ્ટ્રનો ભારે મોટા અપરાધ કર્યો છે માટે આ બધાનો બદલો લેવાવો જ જોઇએ.

આ વિચારથી પ્રેરિત થઇને પંજાબના કેટલાક વિપ્લવપથી દેશભક્તોએ અંગ્રેજી હકૂમતનો સામનો કરવા સશસ્ત્ર ક્રાન્તિની યોજના ઘડી. એમાંથી બબ્બર અકાલી આંદોલન ઊભું થયું. 'મુકેરનું યુદ્ધ' એ બબ્બર અકાલી આંદોલનનો સૌથી વધારે જાણીતો બનાવ છે. ત્રણ અકાલી વીરો એક મકાનમાં ઘેરાઇ ગયા હતા. મકાનની આસપાસ બ્રિટિશ સલ્તનતની ફોજ વીંટળાઇ વળી હતી. બન્ને બાજુથી ધાણી ફૂટે એમ બંદૂકોમાંથી તડ તડ તડ કરતી ગોળીઓ વરસતી હતી. કલાકો સુધી બન્ને બાજુએથી આ તાશેરો ચાલ્યા કર્યો. બ્રિટિશ ફોજના લશ્કરી સિપાહીઓ સાથે લડતાં લડતાં બે માણસો તો ત્યાંને ત્યાં મરણને ભેટયા હતા પણ એમાંથી ત્રીજો અકાલી વીર દુશ્મનના મુશ્કેલ ઘેરાને ભેદીને આબાદ રીતે છટકી જવા પામ્યો હતો. એ અકાલીનું નામ હતું બર્યામસિંહ દુગ્ગા. જ્યારે મરનાર બે જણના નામ હતાં જવાલાસિંહ કોટલા અને બન્તાસિંહ ધામિયાં. આ છેલ્લા શહીદનો પરિચય આપણે પહેલા કરી લઇએ.

બન્તાસિંહજી ધામિયાં કલાંના રહીશ હતા. એમનો જન્મ ઇ૦ સ૦ ૧૯૦૦માં થયો હતો. નાનપણથી જ એ ચંચળ પ્રકૃતિના હતા. એમને રમતગમતનો ભારે શોખ હતો. પાંચ છ વરસના થયા એ પછી તેમને પોતાના જ ગામની શાળામાં ભણવા બેસાડયા. ત્યા ચાર પાચ ચોપડી ભણ્યા. પણ ભણવું એમને બહુ ગમતું નહોતુ થોડી વખત ઘરની ખેતીવાડી સંભાળી. પણ પછી ગામડાંમાં મઝુ ચેન પડતું ન હોવાથી તેઓ લશ્કરી નોકરીમાં જોડાયા. ત્રણ વર્ષ સુધી ૫૫ નંબરની શીખ પલટનમા તેઓ કામ કરતા હતા. ત્યાં લશ્કરી સિપાહીઓમા મેદાની રમતોની હરીફાઇમાં તેઓ હંમેશા મોખરે રહેતા. દોડવામાં તો તેને કોઇ પહોંચી જ શકતું નહિ.

ત્રણેક વર્ષ લશ્કરી નોકરી કર્યા પછી ત્યા પણ એનો જીવ લાગ્યો નહિ ને નોકરી છોડી ઘેર આવી ખેતીવાડીનું કામકાજ કરવા લાગ્યા. બરાબર એ જ અરસામાં બબ્બર અકાલી આંદોલન પંજાબભરમાં શરૂ થયું. ને કંઇક જુવાનો એ બાજુ આકર્ષાઇ અગ્રેજો સામેની લડાઇમાં ભાગ લેવા તલપાપડ થઇ ગયા. દૌલતપુરના કર્મસિંહ રામગઢના ઉદયસિંહ તથા આંદોલનના મુખ્ય નેતા કિશનસિંહ ગડગજની ક્રાન્તિકારી સાહસપૂર્ણ ઘેલછાઓ સાભળીને બન્તાસિંહના મનમાં પણ ઉત્પાત વ્યાપી ગયું. અને

આઝાદીના જંગમાં સિપાહી બની લડવાની તમન્ના એના દિલમાં પેદા થઈ. તેઓ બબ્બર અકાલી-દળમાં જોડાઈ ગયા.

૧૯૧૪-૧૫ની ગદરની હિલચાલમાં જોડાયેલા અનેક શીખ દેશભક્તોને ફાંસીએ ચડાવીને તેમણે પોતાનું સર્વસ્વ આ હિલચાલ પાછળ અર્પણ કરી દીધું હતું. આમ છતાં જેમ જેમ હિલચાલ જોર પકડતી ગઈ અને સરકારનું દબાણ વધતું ગયું તેમ તેમ રોજબરોજના ખાવાપીવા માટે તેમ જ આંદોલન માટે, શસ્ત્રો એકઠાં કરવા માટે નાણાંની સખત તંગી જણાવા લાગી. આથી તેમને ધાડ પાડવાનો માર્ગ પણ ગ્રહણ કરવો પડ્યો.

એક દિવસની વાત છે. નાણાંની તંગી દૂર કરવા ૧૯૨૩માં બન્તાસિંહના સરદારી નીચે જમશેર નામના ગામમાં બબ્બર અકાલીઓએ ધાડ પાડી. સ્ટેશન માસ્તરના ઘરમાં ઘુસી તેના માલ-મિલકત રોકડ વગેરે જે કંઈ હોય તે લૂંટવાનું શરૂ કર્યું. લૂંટફાટ ચાલુ હતી એ વખતે ટોળીના જ એક માણસે સ્ટેશન માસ્તરની ઘરની સ્ત્રી ઉપર કુદૃષ્ટિ કરી તેની આબરૂ લેવા પ્રયત્ન કર્યો. પણ ધમસાણમાં બીજા માણસોની અવરજવર શરૂ થતાં એ વાત અટકી ગયેલી. આમ બધું ચાલતું હતું એટલામાં બન્તાસિંહ પોતે એ ઓરડીમાં આવી ચડ્યા. તેણે કહ્યું, 'માતાજી ઘરેણાં ઉતારી દો. દેશને જરૂર છે. અમે પુરુષ માણસ. તમે સ્ત્રી જાતિ છો. અમારાથી તમને ન અડાય. અડીએ તો પાતક લાગે.'

આ વાત સાંભળી પેલી સ્ત્રીએ આંસુભરી આંખે એમના જ દળના એક સૈનિકે પોતાની આબરૂ ઉપર હાથ નાખવા કેવો પ્રયત્ન કર્યો હતો એ વાત કહી સંભળાવી.

આ સાંભળતાં જ બન્તાસિંહની આંખોમાંથી તણખા ઝરવા લાગ્યા. એનો ક્રોધ ભભૂકી ઊઠ્યો. ગુસ્સાથી લાલચોળ થઈ એ જ વખતે એ નીચ માણસને શિક્ષા કરવા એના ઉપર તલવારનો ઘા કર્યો. પણ બીજા માણસો આડા પડવાથી નિશાન ચૂકી ગયો ને પેલો માણસ બચી ગયો. દળના બીજા માણસોએ તેને ઝાલી રાખી ખૂબ જ અનુનય વિનય કરવાથી સમજાવ્યો ત્યારે તેનો ક્રોધ શાન્ત પડ્યો.

બન્તાસિંહે તેમને કહ્યું, 'આવા લોકો જો આપણા દળમાં રહેશે તો આપણા સ્વરાજ્ય મેળવવાના કામને પણ કલંક લગાડશે. એક તો લૂંટફાટ અને ધાડ પાડવાનું આ કાર્ય જ પાપથી ભરેલું છે. લાચાર બનીને એ દેશને ખાતર કરવું પડે છે. તેમાં મેં જો દળના લોકો પોતાની પાપી વાસનાની પૂર્તિ કરવા જેટલા અધઃપતનને માર્ગે જશે તો આપણું કામ કદિ સિદ્ધ થશે નહિ. આને કોઈ ધંધાદારી ડાકુગીરી રખે સમજે. એવાનું અહીં કામ નથી. વિપ્લવનું કામ તો ખાંડાની ધાર પર ચાલવા જેવું છે. તમામ પ્રકારના સ્વાર્થ, મોહ ને લાલચ છોડીને દેશને માટે કામ કરે.'

આ બનાવ પછી તે પોતાના કામ વિષે વિશેષ જાગૃત બની ગયા. બબ્બર અકાલી દળના કાર્યક્રમ મુજબ તે બરાબર કામ કરવા લાગ્યા અને અનેક દેશદ્રોહીઓને મૂલ્યદંડ દઈ તેણે યમસદન પહોંચાડ્યા. એ જ વર્ષમાં ૧૯૨૩ના માર્ચની ૧૧મી તારીખે પોલીસના એક માણસ નંબરદાર બુટાના ઘર ઉપર ચડાઈ કરી ઘરમાં ને ઘરમાં જ મારી નાખ્યો. આ માણસ અકાલી વીરો સંબંધી બાતમી પહોંચાડતો હતો અને અકાલીઓને પકડાવી દઈને ફાંસીએ ચઢાવવામાં મદદગાર બન્યો હતો.

હવે તો પોલીસના ચોપડામાં તેના ગુનાઓની નોંધ થઈ ચૂકી હતી અને પોલીસે તેને બહારવટિયા તરીકે જાહેર કર્યો હતો. બન્તાસિંહના માથા માટે મોટી રકમનું ઇનામ પણ જાહેર થઈ ગયું હતું. રાત દિવસ પોલીસ એની પાછળ પડી હતી. પણ બન્તાસિંહને પકડવો સહેલ ન હતો. ઘણીયે વાર પોલીસોની સંખ્યા વધારે હોવા છતાં બન્તાસિંહ એવી તો ઝપટ મારતો કે પોલીસના છક્કા છૂટી જતા. પોલીસના ઘેરાને તોડીને એ નાસી જતો. એક વખત જંગલમાં થોડા ઘોડેસવાર લશ્કરી સિપાહીઓ સાથે તેને ભેટો થઈ ગયો. બન્તાસિંહ એકલાએ તેને પડકાર્યા ને ભરી બંદૂક તેમની સામે તાકીને ઊભો રહ્યો. ઘોડેસવારોએ આ જીવ સટોસટનો

મામએ જોયો. સાચા યોદ્ધાને રંગમાં આવેલો જોઈ તેઓ સામનો કર્યો સિવાય જ ત્યાંથી નાસી ગયા.

બન્તાસિંહ ધામિયાના સાહસ વિષેની અનેક વાતો એ જમાનામાં પ્રચલિત બની હતી. આખા પંજાબમાં ઘર ઘરની કહાણી બની ગઈ હતી. કહેવાય છે કે એક વખત બન્તાસિંહ એકલા એક લશ્કરી છાવણીમા ઘૂસી ગયા હતા ને રસાલાના પહેરેગીરની નજર સામે જ એક સુંદર ઘોડી તથા રાઈફલ છીનવીને નાસી ગયા હતા.

આમ અત્યાર સુધી પોલીસોને હાથતાળી દઈ નાસી જવામા, છટકી જવામા ને બરાબર સફળ થયા હતા પણ ૧૯૨૩ના ડિસેમ્બર મહિનાની ૧૩મી તારીખે એ ભારે મોટી ભૂલથાપ ખાઈ ગયા ને સિપાહીઓના ઘેરામા સપડાઈ ગયા. જગતસિંહ નામના એક દેશદ્રોહીની મદદથી પોલીસ તેમને સપડાવવામા સફળ બની. જગતસિંહ જાલંધરથી દસ બાર માઈલ દૂર આવેલા શામચુરાશી ગામનો વતની હતો. તે ક્રાંતિકારી દળ સાથે જોડાયેલો છે એવી તેના ઉપર પોલીસને શંકા આવતા તેને ગિરફતાર કરવામા આવ્યો. ગિરફતારી પછી પોલીસોએ તેને થોડો મેથીપાક જમાડ્યો ને ડરાવી ધમકાવી બાતમી આપવા ફરજ પાડી. તેણે હાથ જોડી કહ્યું, 'ભાઈ સાહેબ હું કંઈ જાણતો નથી. પણ મને એકવાર છોડી દો તો બબ્બર અકાલી આંદોલનમા ભાગ લેનારા નેતાઓમાથી કેટલાકને હું પકડાવી દઈશ, આથી પોલીસોએ તેને છોડી મૂક્યો. એ પછી જગતસિંહ બબ્બર અકાલી આંદોલન વિષે માહિતી મેળવી. આંદોલનના આગેવાનોને મળી આંદોલનમા સક્રિય ભાગ લેવા તત્પરતા બતાવી. અને એ રીતે થોડા વખતમા જ તે આગેવાનોનો વિશ્વાસપાત્ર બની ગયો. થોડો વખત આમ તેમ વીતાવ્યા પછી એક દિવસ લાગ જોઈ તેણે બન્તાસિંહ, જ્વાલાસિંહ કોટલા તથા વર્યામસિંહ ધુગ્ગાને પોતાને ઘેર નિમંત્રણ આપ્યુ એની સારી એવી સરભરા કરી. થોડા વખત આ રીતે પોતાના જ ઘરમા ત્રણે ક્રાંતિકારીઓને રોકી રાખી તે કંઈક ખાવાનું લેવાને બહાને ઘરની બહાર નીકળી ગયો ને પોલીસ થાણે જઈને ખબર આપી. એ પછી થોડા કલાક વીતી ગયા તુરત જ પોલીસોની મજબૂત ટુકડીઓએ આવી આખા ગામને ઘેરી લીધું.

જ્યારે બન્તાસિંહ ધામિયાં અને તેના સાથીદારોએ જાણ્યું કે પોતે ચારે બાજુથી ઘેરાઈ ગયા છે. સિપાહીઓની ફોજ ચોગરદમ્ વીંટળાઈ વળી છે. ત્યારે તેઓ જગતસિંહના મકાનમાથી કૂદીને બહાર નીકળી ગયા ને ચોરામા જઈ ચઢી ગયા. તેઓ શત્રુઓનો સામનો કરી તેની સાથે ગોળીઓની રમઝટ બોલાવી લડતા લડતા મરવા માગતા હતા. લડાઈના વ્યૂહની દૃષ્ટિએ આ જગા ખૂબ જ યોગ્ય હતી. ચોરાની દિવાલો પાછળ મોરચા બાંધી તેઓ સરકારી ગોળીબારનો સામનો વળતા ગોળીબારથી કરવા લાગ્યા. એક બાજુ ફોજી સિપાહીઓની આખી પલટન અને બીજી બાજુ ફક્ત ત્રણ જણા. પણ ત્રણ જણ એટલા બહાદૂર હતા અને મરણિયા થઈને ઝઝૂમતા હતા કે કલાકો સુધી દુશ્મનો સામે ટક્કર ઝીલવામા તેઓ સફળ થયા. સરકારી લશ્કરના ઉપરી અમલદારોએ જોયુ કે આ રીતે ફક્ત બંદૂકોથી સામનો કરવાથી કંઈ પરિણામ આવશે નહિ ત્યારે તેઓએ સ્ટેનગનનો ઉપયોગ કરવાનો હુકમ કર્યો. આમ છતા યે ત્રણ બહાદૂરો વીરતાથી ઝૂઝના ઝૂઝતા મોરચો સભાળી રહ્યા હતા. છેવટે પોલીસ અમલદારો થાકયા. બધા પ્રયાસો નિષ્ફળ જતા તેમણે મકાનને આગ લગાડવાનો નિશ્ચય કર્યો. અને તેનો અમલ કરવા માટે સિપાહીઓને પંપ વતી પેટ્રોલ છાટવાનો હુકમ કર્યો. ચોરાના મકાન ઉપર પેટ્રોલની લાબી મોટી ગેડ ઉડી. અને એના સતત મારાથી ચોરાની દિવાલ છાપરું વગેરે તરબતર થવા લાગ્યા એ પછી દૂરથી સળગતા કાકડા ફેંકી મકાનને આગ લગાડી.

હવે આ બળતા મકાનમા ઝાઝો વખત ટકાશે નહિ એમ લાગતા તેઓ બહાર નીકળ્યા. બન્ને બાજુથી ગોળીઓનો વરસાદ તો ચાલુ જ હતો એવામા જ્વાલાસિંહ કોટલાને એક ગોળી લાગતા જ તે ત્યા જ ઢળી પડ્યા.

હવે બન્તાસિંહે નાસી છૂટવા પ્રયાસ કર્યો એવામાં સનનન કરતી બીજી ગોળી આવી બન્તાસિંહને વીંધતી ગઇ. લડી લડીને થાકયા હતા તેમાં ગોળી લાગતા જખમમાંથી લોહી નીકળવા માંડયું અને બન્તાસિંહની આંખે અંધારાં ઉતરવા મંડયા હવે. ચાર ડગલાં જેટલી ચાલવાની કે વધારે વખત મોરચો સંભાળીને લડવાની તાકાત તેમનામાં રહી નહિ આથી તેમણે ત્રીજા સાથીદારને કહ્યું, 'બર્યામસિંહ, તમે નાસી છૂટો. હવે વધુ વખત ટક્કર ઝીલી શકાય તેમ નથી. જો તમારાથી આ ઘેરો તોડીને નાસી શકાય તો નાસી જાવ. ફરી કયારેક મોકો મળે ત્યારે આનો બદલો લેજો ને હિસાબ સરભર કરી નાખજો. જતા પહેલાં એક છેવટની વિનંતી કરી લઉં. લો આ રિવોલ્વર ને એક ગોળી મારા માથામાં કે છાતીમાં મારી બેય ખલાસ કરી દો. જીવતે જીવ દુશ્મનના હાથમાં પડવાની મારી ઇચ્છા નથી. તેમને હાથે રીબાઇને અથવા હડધૂત થઇને મરવા કરતાં હું દોસ્તને હાથે છૂટકારો મેળવવાનું વધારે પસંદ કરું છું '

આ સાભળીને બર્યામસિંહની આંખમાં આંસુ આવી ગયા. તેને મનમાં થયું અરે ભગવાન આ કેવી દશા થઇ. એક બાજુ એક સાથી તો ગોળી ખાઇને લોહીના ખાબોચિયામાં પડયો છે, બીજો સાથી જીવનમરણનું છેલ્લું યુદ્ધ ખેલતો ખેલતો એને વિનંતી કરી રહ્યો છે. એક દોસ્ત બીજા દોસ્તને ગોળી મારવાની માગણી કરી રહ્યો છે! કેવી કરુણ પરિસ્થિતિ!'

બર્યામસિંહ ઘડીભર મૂંઝાયો. શું કરવું શું ન કરવું તેની એને સમજ ન પડી. એક બાજુ પોતાને હાથે જ પોતાના પરમ પ્યારા મિત્રને ગોળીએ દેવાની વાત છે બીજી બાજુ એની અંતિમ ઇચ્છા પૂરી કરવાની વાત છે. બેમાંથી એકેય વિચાર અમલમાં મૂકતાં તેનો જીવ ન ચાલ્યો. પણ વિચાર કરતાં કરતાં અંધકારમાં એને પ્રકાશની નાની રેખા દેખાઇ ગઇ. ક્ષણવારમાં તેણે નિર્ણય કરી લીધો. બર્યામસિંહે પોતાની રિવોલ્વર ભરીને લાબો હાથ કરી બન્તાસિંહના હાથમાં આપી ને આંખમાં આંસુ સાથે ગદ્દગદિત કંઠે બોલ્યો,

'ભાઈ, અત્યાર સુધીમાં આ હાથ વડે કેટલીયે હત્યા કરી છે. કેટલીયે વાર જરાપણ અચકાયા સિવાય બેધડક દુશ્મનો ઉપર ગોળીઓ છોડી છે. અને મનમાં એનો જરીયે થડકો લાગ્યો નથી પણ પોતાના પ્યારા સાથી દિલોજાન મિત્ર ઉપર ગોળી છોડવી પડશે એ તો સ્વપ્ને પણ ધાર્યું ન હતું. એ વાત મારાથી બની શકે તેમ નથી. પણ લો આ રિવોલ્વર જ્યારે જરૂર પડે ત્યારે પોતે જ પોતાને હાથે ગોળી ખાઇ છૂટકારો મેળવી લેજો.'

આટલુ કહેતા તો તેની આંખોમાંથી આંસુનો વેગ વધી ગયો ફરી એકવાર ઘાયલ બન્તાસિંહને પોતાના પ્રિય સાથીને છાતીએ લગાવી પ્રેમપૂર્વક ભેટયા અને એમની છેવટની વિદાય લઇ વીજળીના ચમકારાની પેઠે શત્રુઓના દળવાદળને ચીરીને બહાર નીકળી ગયા. બે–ત્રણ પોલીસોએ એને પકડવા પ્રયત્ન કર્યો પણ એની કાળઝાળ બંદુકમાંથી સન સન કરતી છૂટેલી ગોળીઓએ તેમને પાડી દીધા. એ પછી કોઇ પોલીસની એની પાછળ પડવાની હિંમત ચાલી નહિ.

આ બાજુ ચોરાનુ મકાન ભડભડ કરતું બળી રહ્યું હતું ને એની આગની લપટો ભમવા નેજાની જેમ આખા ગામની ઉપર વટ થઇને ઊડી રહી હતી. આકાશના છાપરા સુધી ધૂમાડાનો થાંભલો ઊભો થઇ ગયો હતો. બીજી બાજુ ગોળીઓ વછૂટી રહી હતી. બરાબર એ જ વખતે બન્તાસિંહની ગોળીનો અવાજ સભળાયો. આ રીતે પંજાબના એ ક્રાંતિકારી વીર બ્રિટિશ સામ્રાજ્યની રક્ષણહાર ફોજ સામે લડતા લડતાં જખ્મી થયો ને શત્રુને હાથે જીવતો ઝલાવા કરતા પોતાને જ હાથે પોતાનો અંત આણી પરલોક સિધાવી ગયો. એનું મૃત શરીર ચોરાની એ ધગધગતી આગમાં બળીને ભસ્મીભૂત થઇ ગયું. આ રીતે બન્તાસિંહ ધામિયાં વીરગતિને પામ્યા. બન્તાસિંહની એ વખતે ફક્ત ૨૩ વરસની ઉમર હતી.

# શબ્દની શક્તિ !

ગિરિજાશંકર કે૦ વ્યાસ

[ભાષા-શબ્દની શક્તિ એટલી બધી અસરકારક છે કે ભલભલા માનવી પણ તેથી મુગ્ધ બની જાય છે. પરંતુ ભાષા શુદ્ધ, શબ્દ ચોખ્ખા અને સ્પષ્ટ હોવા જોઈએ. જેટલી ભાષાની વિશુદ્ધિ, જેટલી શબ્દની સત્ય ગૂંથણી અને સાચવણી તેટલી જ એની શક્તિ

આ અંગે એક અનન્ય દૃષ્ટાંત યાદ આવી જાય છે. છે તો એક નાનકડા માનવીનું, અને તે પણ એક નાનકડા ગામમાં રહી શિક્ષકવૃત્તિ કરનારનું છતાં હજુ પણ આપણા માટે તે એક ભવ્ય પ્રેરક પ્રસંગ બની જાય છે.]

જીવરામ માસ્તર જાતે બ્રાહ્મણ. સીનીયર થઈ સરકારી (એ વખતની એજન્સીની) એક ગામડાની શાળાના શિક્ષક. પોતે સંસ્કૃત પણ સારું જાણતા ભણાવવામાં એવા નિષ્ઠાવાન કે ગમે તે વિદ્યાર્થીને પોતાના પુત્ર તરીકે ગણીને ભણાવે સતત કાળજી, આત્મીય વિશ્વાસ અને પ્રેમ, એક ભાવના અને નિખાલસ નિર્મળ નિઃસ્વાર્થ જીવન એટને વિદ્યાર્થીઓની મમતા સાથે ગામલોકોની પણ તેમણે સારી એવી ચાહના મેળવી તેમના અંતરમાં એક જાતનું માનભર્યું સ્થાન મેળવ્યું હતું '

ભાષા અંગે એમને ભારે ગૌરવ શુદ્ધ સચોટ ભાષા; શબ્દના સારા ઉચ્ચાર અને સત્ય સાત્ત્વિક અને સાચા રૂપના લખાણ-એ માટે તો તે જ્યાંને ત્યાં ખાસ કાળજી રાખે. જેમ દરેકે દરેક શબ્દ લખવામાં-તેની જોડણી અને હ્રસ્વ દીર્ઘ માટે ખાસ કાળજી રાખે તેવી જ કાળજી તેમના ઉચ્ચાર માટે પણ રાખે! જરાક ભૂલ દેખાય કે નજીવી ક્ષતિ જણાઈ કે તરત જ તાડૂકી ઊઠતા. "સત્ય ઉચ્ચાર-સાચી ભાષા!'

તેમનો દરેકે દરેક વિદ્યાર્થી પણ આથી ભાષાના લખાણમાં કે ઉચ્ચારમાં પણ ગૌરવ ભર્યું લક્ષ્ય આપે તે જ્યાં ત્યાં કહેતા ભાષા-શબ્દ શુદ્ધિ તે જ તમારી શક્તિ સાચી જેની ભાષા જેના શબ્દ શુદ્ધ અને ભૂલ વિનાના તેની શક્તિ અખંડ દિવ્ય પ્રભાવવાળી, અને જે દેશના માનવીની ભાષા આમ શુદ્ધ અને શક્તિશાળી તે દેશની આબાદી અને સમૃદ્ધિ પણ એવી જ ઉચ્ચ અને તે દેશનું સ્થાન પણ તેટલું જ ગૌરવશીલ. તેમના સંસ્કાર પણ તેવા જ ભવ્ય અને પ્રશંસનીય અને આ સિદ્ધાંતના સમર્થનમાં જીવરામ માસ્તર કહેતા, "સ્વામી શ્રી વિવેકાનંદ જ્યારે અમેરિકા ગયા ત્યારે પ્રથમ તે વિશ્વધર્મ પરિષદમાં જતા હતા ત્યારે તેમને અને તેમના પહેરવેશને જોઈ એક મહિલાએ થોડીક ટીકા કરી લીધી. પૂજ્ય સ્વામીજી જરા પણ તે વખતે બોલ્યા નહિ કે લાગણી-વશ પણ ન થયા. પરંતુ જ્યારે તેઓ ભાષણ આપવા ઊભા થયા અને તેમની એ શક્તિશાળી શુદ્ધ ભાષા તે બાઈએ સાંભળી ત્યારે તે અત્યંત વિમાસણમાં પડી ગઈ. અને ભાષણ પૂરું થયા પછી સ્વામીજીને પગે લાગી તેમની ક્ષમા માગી રહી આવો છે શુદ્ધ ભાષાનો અને તેના જ સત્ય સાત્ત્વિક શક્તિશાળી શબ્દોનો પ્રભાવ ભાષા એ સંસ્કારનો અરીસો છે."

જીવરામ માસ્તર જાતે બ્રાહ્મણ હતા એટલે તેમનો સ્વભાવ પણ તેવો જ નિખાલસ. તડને ફડ કોઈને કહી દેવું હોય તો કહી પણ નાખે એમાં યે ખાસ કરી ભણેલા માણસો જ્યારે ભાષાના શબ્દોનો ઉચ્ચાર ખોટો કરે કે લખવામાં જોડણી અશુદ્ધ કરે ત્યારે તો તેઓ ઉકળી ઊઠતા

એજન્સીની શાળાઓમાં દર વરસે એજન્સી-અંગ્રેજ સરકારનો અધિકારી પરીક્ષા લેવા આવે એક વખત એવા કોઈ અધિકારી આવ્યા કે જે ટને બદલે ત બોલે, રૂ ને બદલે રી બોલે, ળ ને બદલે પણ ર ઉચ્ચારે. પરીક્ષા લેતા લેતા આમ ખોટા ઉચ્ચાર થાય ત્યારે કે શ્રુત લેખન વિદ્યાર્થીને તે અધિકારી લખાવે ત્યારે આવા અશુદ્ધ ઉચ્ચાર કરે ત્યારે તરત જ જીવરામ માસ્તર તાડૂકી ઊઠે. દાખલા તરીકે 'સ્ટેશન' લખાવવું હોય કે 'અમૃત' લખાવવું હોય ત્યારે પેલો અધિકારી 'સ્તેશન' કે 'અમરીત' બોલે

કે નળ'ને બદલે 'નર' ઉચ્ચારે ત્યારે જીવરામ માસ્તર સાચા શબ્દો મોટેથી બોલે આમ જ્યાં ત્યાં જીવરામ માસ્તર પેલા અધિકારીના કામમાં વચ્ચે જ બોલે વળી અધૂરામાં પૂરું થવાનું તે અધિકારીએ લખાવ્યું 'નરરાજા દમયતીના સવયવરમા અશવ જોડીને નિકરયે '

જીવરામ માસ્તરે તરત જ તે વાક્ય સાચી રીતે મોટેથી બોલી તે વાક્ય સાચું કહ્યું 'નળરાજા દમયંતીના સ્વયંવરમાં અશ્વ જોડીને નીકળ્યો.'

બસ, આથી તો અધિકારી ખિજાઈ ઊઠ્યા 'મારા કામમાં દખલગીરી! ગમે તેવો હું તમારો અધિકારી તમે મારા તાબામાં ને તમે મારી ભૂલ કાઢો?'

માસ્તરે તો તડને ફડ કહી દીધું 'ઉપના અધિકારી સાચા ને હું તમારો તાબેદાર પણ સાચો છતાં જ્યારે તમે શિક્ષિત છો વિદ્યાર્થીઓની કસોટી કરી તેમને સાચીજનો બનાવવાનો હેતુ ધરાવો છો ત્યારે મારા કરતાં તો તમારી જવાબદારી વધારે છે તેઓની ભાષા જરા પણ ક્ષતિવાળી ન હોવી જોઈએ જો શિક્ષણ ક્ષેત્રમાં જ આમ તમારા જેવા અશુદ્ધ ભાષી કે ખોટી જોડણી કરનારા અધિકારીઓ હોય તો શિક્ષણ ખાતું લાજે છે'

આમ, બળતામાં ઘી હોમાયું અધિકારીએ તો રાજકોટ એજન્ટને રિપોર્ટ કરી મૂક્યો કે માસ્તરે મને અપમાનિત કર્યો છે તેમણે મારા કામમાં દખલગીરી કરી છે'

આ વખતે એજન્સીની નોકરી કરવી તે ગૌરવ ગણાતું એક નનામા નાની નોકરી પણ જો એજન્સીની મળે તો લોકો ખુશી થઈ જતા અને આવી નોકરી મેળવવા માટે તનતોડ મહેનત કરતા

જ્યારે ગામલોકોને ખબર મળી કે માસ્તર વિરુદ્ધ પેલા અધિકારીએ રિપોર્ટ કરી મૂક્યો છે ત્યારે કેટલાક માસ્તરને સમજાવવા આવ્યા કે 'માસ્તર! ભૂલ માટે ક્ષમા માગી લો' આ સાંભળી માસ્તર તો એવા જ અડગ રહી બોલ્યા 'શા માટે માફી માગું? મેં કંઈ ભૂલ કરી જ નથી'

'પણ પેલા સાહેબને ખોટું લાગ્યું છે'

'તે તેના મનમાં ગમે તે ગણે એવા અશુદ્ધ બોલનારા કે ભાષાના જ્ઞાન વિનાના અધિકારી જો ભાવિ પ્રજાજનોના જીવનમાં આવી બેકાળજીભરી વૃત્તિ દાખવે તો તેને માટે ખરેખર તે જ જવાબદાર છે અને ખાતાએ તેને યોગ્ય શિક્ષા કરી તેમને સાચી સમજણ આપવી જોઈએ.'

ગામલોકો માસ્તરના આદર્શ જીવન વિષે જાણતા હતા છતાં માસ્તર નિર્દોષ હોય ખોટી રીતે હેરાન થઈ જાય કે તેમની નોકરીને હરકત આવે તે માટે તેઓ ચિંતાતુર હતા એટલે વળી કોઈએ કહ્યું, 'માસ્તર! તમે કહો છો એ બધું સાચું, પણ કેટલીકવાર આપણે પ્રસંગ જોઈ વર્તવું જોઈએ'

'એમાં પ્રસંગ જોવા જેવું છે શું?' માસ્તર તો ઊકળી ઊઠ્યા

'પણ સત્તા આગળ શાણપણ શા કામનું?'

'એવી જો સત્તા દુરુપયોગ કરી નિર્દોષને નુકસાન કરે તો તે સત્તા જ નથી' માસ્તર જવાબ દેતા અને નિખાલસપણે જ્યાં ત્યાં કહેતા, 'સત્યના સૂર્યને છાબડે ઢાંકી ઢાંકી રાખવા કોઈ શક્તિમાન નથી'

એવામાં પેલા અધિકારીના રિપોર્ટ અંગે ગોરા એજન્ટ તરફથી માસ્તરને શું કહેવાનું છે તે માટે પ્રત્યુત્તર આપવા હુકમ આવ્યો આ વખતે પણ ગામના સમજુ લોકોએ માસ્તરને ક્ષમા માગી પોતાની નોકરીને કોઈ નુકસાન ન થાય તેવો જવાબ આપવા સલાહ આપી છતાં જીવરામ માસ્તરે તો જે તે હકીકત સાચી રીતે બની તે બધી લખી અને છેવટે ભાષાના શુદ્ધ ઉચ્ચાર તથા શુદ્ધ જોડણીવાળી ભાષા અંગે એક સરસ નાનકડો નિબંધ લખી શકાય તેવો અભિપ્રાય પણ ટાંકી મોકલ્યો

કેટલાકને એમ થયું કે વેદિયો માસ્તર હવે નક્કી નોકરી ગુમાવશે. અને એ જાણવા પણ કેટલાક આતુર થઈ તેવા હુકમની રાહ જોતા રહ્યા પરંતુ તેઓની નવાઈ વધારે મજબૂત બને તેમ થયું ગોરા એજન્ટનો પત્ર આવ્યો, 'પોતે માસ્તરને રૂબરૂ મળી આ અંગે નિર્ણય લેવા વિચારે છે'

ગોરો એજન્ટ જાતે આમ આવે એટલે તો પછી આકાશ-પાતાળ એક થઈ જશે કે શું? એવી અને

બીજી કેટલીયે કલ્પનાઓ લોકો કરવા લાગ્યા. કેટલાક માસ્તર પ્રતિ સહાનુભૂતિ દર્શાવવા માંડયા.

ગોરો એજન્ટ આવ્યો. ગામને પાદર તંબૂમાં પડાવ નાખ્યો. માસ્તરને સવારે મળવા નક્કી થયું. માસ્તર તો સવારે મુકરર કરેલા સમયે ગોરા એજન્ટને મળવા ગયા. માસ્તરે વંદન કર્યાં. ગોરાએ તે ઝીલ્યા. માસ્તરને ખુરશી પર બેસવા કહ્યું અને પછી એક પછી એક વાતની કડી મેળવવા માંડયો. માસ્તરે તો નિખાલસ ભાવે પોતે પોતાના પ્રત્યુત્તરમાં જે કહ્યું હતું તે બધું કહ્યું, અને છેલ્લે પોતે આપેલ અભિપ્રાય પણ આ વખતે તેવા જ ભાવે જણાવ્યા ગોરો એજન્ટ તો સાંભળતો જાય ને મલકતો જાય. અને પછી તો ખુશ થઈ માસ્તર સાથે બીજી કેટલીયે વાતો કરી કે જેમાં શ્રીમદ્ ભાગવતની પણ કેટલીક આધારભૂત શ્રીકૃષ્ણ જીવનની કથા વાર્તા પણ આવી જતી હતી.

ગોરો એજન્ટ શિક્ષિત હતો સાથે સાહિત્યનો પણ શોખીન હતો. તે માસ્તરના વિચાર જાણી માસ્તરની ભાષા શુદ્ધિ માટેની પ્રીતિ જોઈ ઘણો જ ખુશ થયો. તેણે માસ્તરને અભિનંદન આપી સારો એવો માસ્તર માટે અભિપ્રાય પણ આપી દીધો. પેલા અધિકારીનો રિપોર્ટને પરત કરતાં તેણે જણાવ્યું: 'મેં માસ્તરની રૂબરૂ મુલાકાત લીધી તેમની સાથે વાતચીત કરી અને સત્ય હકીકત જાણી છે આથી મારી ખાત્રી થઈ છે કે માસ્તરની જરા પણ ભૂલ થઈ નથી. તેમણે તો પોતાની ફરજ કાળજીપૂર્વક બજાવી છે. તેમને આ માટે યોગ્ય ઉત્તેજન મળવું જોઈએ. એ માટે મારા એમને ખાસ અભિનંદન.'

અને આ આખાય પ્રકરણને ફાઈલે દાખલ કરતાં આખરે ગોરા એજન્ટે નોંધ લીધી. 'જે દેશમાં માસ્તર જેવા ભાષાનાં શુદ્ધ ઉચ્ચાર અને લખાણ માટે કાળજી રાખનારા છે, જે લોકોની ભાષા આટલી શુદ્ધ અને ભવ્ય છે, જેમનાં શબ્દો શક્તિશાળી છે ને જેમનાં ઉચ્ચાર સ્પષ્ટ અને ભાવભર્યાં છે તેમનું જીવન ખરેખર ધન્ય છે. તેવા લોકોથી તેમનો દેશ ખરેખર આબાદ છે અને સર્વ રીતે સમૃદ્ધ છે.'

આપણે ત્યાં પણ ભાષા અંગે આવું આવું બની રહે છે. ભાષાને ઉત્તેજન આપવામાં તેનો બહોળો ઉપયોગ કરવામાં અને એવી રીતે પ્રચાર સારી રીતે થાય છે. છતાં શુદ્ધ ઉચ્ચાર, ખરી જોડણી અને શબ્દની સારી એવી શક્તિને માટે આપણે કેટલી કાળજી રાખીએ છીએ? અથવા એ અંગે કોઈ ખાસ પ્રચાર કે પ્રમાણને સારી રીતે અમલમાં મૂકવા પ્રયાસ થાય છે? આપણે ત્યાં ઘણાં એવા પુસ્તકો, ઘણા પત્રો, અને ઘણી એવી સંસ્થાઓમાં આપણી શુદ્ધ ભાષા કે જોડણી માટે કેવી બેદરકારી બેકાળજી રાખીએ છીએ એનુ કોઈ દિવસ આપણે ધ્યાન આપ્યું છે? ગમે તેમ છાપી નાખો ને પછી જ્યાં ત્યાં જેમ તેમ જેટલા હાથ આવે તેટલા શબ્દો માટે શુદ્ધિ પત્રક મૂકવાથી ભાષા–શબ્દની ક્ષતિ દૂર થઈ શકશે? કે ગમે તેમ ઉચ્ચાર કરવાથી કે ગમે તે રીતે લખવાથી ભાષાનું ગૌરવ ટકી રહેશે?

આવા આવા પ્રશ્નોનો શાંતપણે વિચાર કરવાનો રહે છે.

*

## સાભાર સ્વીકાર

યજ્ઞ પ્રકાશન : વડોદરા

૧. જપુજી પ્રથમ આવૃત્તિ ૧૯૬૫
લેખક : શ્રી વિનોબાજી પૃષ્ઠ સંખ્યા : ૧૩૦ કિંમત ૧/૨૫

૨. વિનોબા સાથે બાળપણમાં
લેખક : શ્રી બાળકોબા ભાવે. પૃષ્ઠ સંખ્યા : ૪૦ કિંમત ૦/૫૦

૩. નામસ્મરણ પ્રથમ આવૃત્તિ ૧૯૬૫
લેખક : શ્રી વિનોબાજી પૃષ્ઠ સંખ્યા : ૮૦ કિંમત ૦/૫૦

## રૂપાયતન પ્રકાશન

### જૂનાગઢ

આવા હતા બાપુ – ૧-૨-૩-૪ ... ૨–૦૦
ગાંધી-ગુરુ ... ... ૧–૨૫
ગીતાંજલિ એક અધ્યયન .... ૧–૨૫
અલ્લાહના બંદાઓ .... ૦–૩૭
મસ્તીની પળોમાં ... .. ૦–૭૫
ગાંધીજી સાથે જીવનયાત્રા .... ૦–૨૦
ગુરુદેવ સાથે જીવનયાત્રા .. ૦–૨૦
શ્રી રામકૃષ્ણ પરમહંસ
સાથે જીવનયાત્રા ... .... ૦–૨૦
શ્રી રમણ મહર્ષિ સાથે
જીવનયાત્રા ... .... ૦–૨૦
શ્રી રામદાસ સાથે જીવનયાત્રા.... ૦–૧૫
શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા.... ૦–૧૫
મા આનંદમયી સાથે જીવનયાત્રા ૦–૧૫
રામતીર્થની રત્નમાળા .... ૦–૩૫

# વૈષ્ણવજન



વર્ષ. ૪ : : અંક ૩ : જૂન : ૧૯૬૫

## અનુક્રમ





સંપાદક : નવીન ગાંધી

### સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલ્લકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે

* * *

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે સંસ્થા તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

*

(લેખકોને)

'વૈષ્ણવજન'મા સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામા આવે છે.

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું.

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઑફપ્રીન્ટ્સ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી મોકલાય છે.

**લવાજમ**

દેશમાં (વરસનું) છ રૂપિયા
પરદેશમાં બાર શિલિંગ

**વૈષ્ણવજન, રૂપાયતન, ગિરિતળેટી**
**જૂનાગઢ**
: ફોન નં. ૮૮

પ્રકાશક અને મુદ્રક : ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

વૈષ્ણવજન



ઉદ્ધરેદાત્મનાત્માનમ્

# દુઃખનું ઓસડ

ગુરુદયાલ મલ્લિક

જ્યારે માણસને કંઇ દુઃખ પડે છે, ત્યારે તેને દૂર કરવા માટે જાતજાતના રસ્તા શોધે છે; એટલે સુધી કે જ્યારે તેની બુદ્ધિ એવું દુઃખ દૂર કરવાનો કોઇ રસ્તો શોધી શકતી નથી, ત્યારે તે જ્યોતિષ પર તેમ જ જંતર-મંતર પર આધાર રાખવાનું શરૂ કરી દે છે.

પરંતુ દુઃખ દૂર કરવાની જે એક અકસીર દવા છે, તે એ અજમાવતો નથી. તે દવા છે દુઃખને શાંતિથી મૌનથી સહન કરવું. જ્યારે તેની બુદ્ધિ યુક્તિ-પ્રયુક્તિઓ શોધવાનું બંધ કરી દે છે, ત્યારે એની બુદ્ધિની પાછળ જે ભગવાન છુપાયેલો છે તે બહાર આવે છે, અને એ દુખી માણસને આશ્વાસન આપે છે.

શાંતિમાં મૌનમાં બેસવાથી માણસનું ઉદ્વિગ્ન થઇ ગયેલું મન ધીમે ધીમે સ્વસ્થ બનતું જાય છે, સરળ બનતું જાય છે. અને એ સ્વસ્થતામાં, સરળતામાં એક અજબ શક્તિ રહેલી છે; કારણ કે જ્યાં સુધી માણસ પોતાના દુઃખનો જ વિચાર કર્યા કરે છે અને તેને કોઇ પણ હિસાબે દૂર કરવાનો રસ્તો શોધ્યા કરે છે, ત્યાં સુધી એનો 'અહમ્' ફુગ્ગાની જેમ મોટો ને મોટો થતો જાય છે. એનું પરિણામ છેવટે એવું આવે છે કે તે એક જાતની ભૂલભુલામણીમાં અટવાઇ જાય છે.

પરંતુ મૌન સેવવાથી મનને લાંબા વખત સુધી કશો ખોરાક મળતો નથી. તેથી મન સૂક્ષ્મ બનતું જાય છે. પછી પ્રભુ જે સર્વજ્ઞ છે તે માણસને રસ્તો બતાવે છે; જેમ કે, ઘણીવાર હોડી ચલાવનાર ખલાસી હલેસાં મારવાનું છોડી દઇ બધું રામભરોસે મૂકી દે છે, અર્થાત હવા—જે પ્રભુનો પ્રાણ છે—ને આધારે હોડી સહેલાઇથી તુફાનમા પણ પાણી કાપતી આગળ ચાલે છે.

'તું-પ્રભુ જે કરે તે ખરું!' એ જ જીવનનો સાચો મૂળ મંત્ર છે. તેથી દુઃખમાં પ્રભુ જે કરવા ઇચ્છે છે તે એને કરવા દઇએ. તેમાં જ આપણું ભલું રહેલું છે. પણ પ્રભુને એનું કામ કરવા માટે અવકાશ તો મળવો જોઇએ ને? અને તે અવકાશ છે માણસના મનની ·

# પરિભ્રમણ

**આશુતોષ**

## શાબાશ વેંકટરામ !

ભારતના બત્રીસ લક્ષણા સપુતને વંદન હજો. ડૉકટરની ડિગ્રી ધરાવતા વેંકટરામ, અમેરિકા ખાતે વિશેષ નિપુણતા મેળવવા પરીક્ષા પણ આપવાના હતા અને અત્યાર સુધીની કારકિર્દી ભારે આશાસ્પદ હોવાથી, યશસ્વી રીતે ઉત્તીર્ણ થવાની અણી પર હતા, દરમ્યાનમાં એક આઠ વર્ષના બહેરા અને મૂગા અમેરિકન છોકરાને નદીમાં ડૂબતો જોતા, અને બચાવ માટે તરફડિયા મારતો જોઇને શ્રી વેંકટરામ નદીમાં કૂદી પડયા. તેમને પોતાને તરતા આવડતુ ન હોતું. તેમણે બાળકને બચાવી લીધો પણ પોતે વહેણમા ફસાઇ પડયા અને મૃત્યુ પામ્યા. તેમની પાછળ એક વિધવા અને બે બાળકો પણ છે અમેરિકામાં તેમની યાદગીરી માટે એક ફંડ શરૂ કરવામા આવ્યું છે.

## સર્વદમન

સીસીલીના પેટરમો શહેરના વીલા ગ્રેઝીઆના પરામા સર્વદમને ફરીથી જન્મ લીધો હતો, અને પાચ વર્ષનો એક બાળક સાપને બિલાડીના મોમાથી છોડાવી અને પોતાના હાથ આસપાસ વીંટી માતાને બતાવવા હર્ષભેર દોડી ગયો હતો. આવું દશ્ય જોઇને માતાને ચક્કર આવી ગયા હતા અને તેણે તાબડતોબ સાપને પૂરો કરી નાખ્યો હતો પાડોશીઓ પણ ભેગા થઇ ગયા હતા. સાપના મૃત્યુથી પાચ વર્ષનો આ ઇટાલિયન બાળક રડવા લાગ્યો હતો અને જ્યારે તેને કહેવામા આવ્યુ કે સાપ કરડે તો તેના ઝેરથી મૃત્યુ થાય ત્યારે તેણે ભારે અસરકારક જવાબ આપ્યો હતો "પણ આ સાપના મોમા દાત નથી તેની ખાત્રી મેં પહેલેથી જ કરી હતી !" સાપને વશ કરતા ગારુડીઓ પાસેથી આ બાળક આ વિદ્યા ક્યારે શીખ્યો હશે તે જાણવા મળ્યું નથી પરંતુ જે બિલાડી પાસેથી તેણે સાપને છોડાવ્યો હતો તે સાપના ઝેરથી થોડા વખતમાં મરણ પામી હતી. આધુનિક સર્વદમનને રંજ એટલી જ બાબતનો છે કે તેની બહાદુરીની પ્રશસા કોઇએ કરી નહીં અને જેને તેણે બચાવ્યો તેને કુટુમ્બીઓએ મારી નાખ્યો !

## ત્રિફલા–રસાયન

મુબઇગરો, ચોપાટી અને ભેળ એ ત્રણનું જે એકમ બને છે તે અવિભિન્ન છે. ૧૫મી એપ્રિલે ભેળપૂરીવાળાઓએ સુવર્ણ જયંતિ ઉજવી અને તેમા ખાસ કરીને કવિઓનો મુશાયરો રાખીને, ચોપાટીના ચમરબધીઓએ ભારે દીર્ઘ દષ્ટિ વાપરી છે. કાવ્યમા જો ભેળપૂરી એકવાર વણાઇ જાય, અને કવિઓના મુખે તેની પ્રશસ્તિ જો લલકારાય, તો પ્રચારની દષ્ટિએ તે અમોઘ શસ્ત્ર બની રહે છે. મુબઇગરો ગમે ત્યા રહેતો હશે અને ગમે તેવી સ્થિતિમાં હશે પણ અઠવાડિયે એકવાર જો ચોપાટીની ભેળ ખાય નહીં ત્યા સુધી તેનો જીવડો અશાતિમા ફફડી મરવાનો. અહીં નાત જાત ભેદ ભાવ ગરીબ તવંગર કોઇ વર્ગ નથી–સૌ કોઇ આમલીના પાણીથી પવિત્ર થયેલ ચવાણુ એક હાથમા પકડી ટીમા ટીમા ખાવામા, પોતાની જાતને સમાજવાદના અગ્રેસર માને છે. મુબઇ શહેરમા જે અનેકવિધ સંસ્થાઓ ચાલે છે તેમા ભેળ–પૂરીનું સ્થાન મોખરે છે. અમેરિકન ઘઉંના લોટની ચવડ પૂરીમા બાકોરૂ પાડી, ચણા નાખી, આમલીનું પાણી અને મસાલો ભભરાવી અને ડુંગળીની કચુંબર છાટવાથી પૃથ્વીલોકનું અમૃત બનાવવાની કળા ભૈયા લોકોએ હસ્તગત કરી અને મુંબઇગરા ઉપર ભૂરકી છાટી, એ વાતને અરધી સદી થવા આવી છે. મુબઇ શહેર છે ત્યાંસુધી ચોપાટી અને ભેળ અમર રહેવાના.

## ગુજરાતની વીરશ્રી

N.C.C. ૯મી ગુજરાત બેટેલિયનના શ્રી અનંતરાય શાસ્ત્રીને ઉત્તમ તાલીમ અધિકારી તરીકે 'મેન ઑફ ઓનર' એનાયત થયું. પુરધર ખાતે તેમણે આ માટેનો અભ્યાસક્રમ પૂરો કર્યો હતો. આવું

પદ મેળવનાર તેઓ પ્રથમ ગુજરાતી છે. આ તાલીમ કેન્દ્રમાં સારાયે ભારતના અધિકારીઓ આવે છે અને તેમાં શાસ્ત્રી પ્રથમ આવ્યા છે. શ્રી શાસ્ત્રી ૩૦૩ ફાયરીંગ નિશાનબાજીમાં પણ પ્રથમ આવ્યા છે. પર્વતારોહણની તાલીમ તેઓ લઇ ચૂક્યા છે. આજે જ્યારે ગુજરાતના સીમાડા સળગી ઊઠયા છે ત્યારે ગુજરાત એક આખી બેટેલિયન ઊભી કરે તેવી ખ્વાહેશ વધુ પડતી નહીં ગણાય.

## સચોટ નિશાન

અર્નાકયુલમથી જે સમાચાર સાંપડે છે તેની સચોટતા પહેલી દષ્ટિએ ભારે કાર્યક્ષમ લાગે છે પણ દાંપત્યજીવનના ઘર્ષણના પ્રસંગોએ હંમેશા અજમાવવા જેવી તે નહીં જ. પતિ અને પત્ની અરસપરસ વિફરે ત્યારે ગમે તે પરિણામ આવી શકે છે. આ કિસ્સામાં પત્ની કોલેજમાં લેકચરર હતાં અને પરીક્ષા સમયે વિદ્યાર્થીઓના પેપર્સ મૂલ્યાંકન માટે તેમની કને આવેલા. આમ તો પતિ–પત્ની વચ્ચે ચકમક અગાઉ ઝરતી; પણ એક ઘર્ષણને અંતે પતિદેવે આબાદ તરકીબ અજમાવી અને જોવાના પેપર્સ ચોરી લીધા. કોલેજમાં પરિણામ માટે જવાબપત્રકો પાછા આપવાનો સમય નજીક આવતા છતા લેકચરર તે શોધી શકયાં નહીં; પતિને વિનવણી કરી તે પણ નિષ્ફળ ગઇ; શ્વસુરે પણ જમાઇને સમજાવવા પ્રયાસો કરી જોયા. પણ આ બાબતમા પોતાને કાંઇ જ્ઞાન હોવાનો પતિદેવે ઇન્કાર કર્યો. પરિણામ સ્પષ્ટ હતું. લેકચરર પત્નીની નોકરી તો જાય, પણ જે વિદ્યાર્થીઓનો કાંઇ વાંક ન હતો તેમનું પરિણામ કઇ રીતે જાહેર કરવું? છેવટે પોલીસની મદદ લેવી પડી. તેમણે પતિદેવની જડતી લઇ પેપર્સ શોધી આપ્યા. આ બનાવ પછી પતિ–પત્ની વચ્ચે સુમેળ સ્થપાયો છે કે નહીં, તેમજ હવે પછીના ઘર્ષણમા આપસ વચ્ચેનો વ્યવહાર કેવો રહે છે તે જાણવા મળ્યું નથી પરંતુ ઝઘડવા માટે ઇંતેજારી રાખતા પતિદેવો અને પત્નીઓએ, બન્ને પક્ષો તરફથી કેવી તરકીબો અને વ્યૂહો રચાઇ શકે છે તેનો ખ્યાલ રાખવો જરૂરી છે. સુલેહમા બન્ને પક્ષો સંપૂર્ણ ચૂપકીદી સેવીને જ, વ્યૂહ અમલી બનાવે છે. તે ભૂલવું ન જોઇએ.

## સંઘર્યો સાપ

"સંઘર્યો સાપ પણ કામ આવે" એ કહેવતમાં ન માનનારાઓને ઑસ્ટ્રેલિયા જઈ નજરે જોઇ આવવા ભલામણ છે. મોટરની ચોરી થતી અટકાવવા, તેના માલિકો સીટ પર સાપનું ગૂંચળું મૂકી રાખે છે અને ભૂલેચૂકે ચોર આવી ચડે તો ફૂંફાડો મારીને તેને ભગાડી મૂકે છે. આવા સાપને દૂધ પાવા ઑસ્ટ્રેલિયા જેવા ડેરીઓના મુલકમા ખાસ ખર્ચ પડતું નથી. વળી માલિક સિસોટી વગાડે ત્યારે સુરની નાદે ડોલતા મણિધરની જેમ આવા સાપો મનહર અભિનય આપી શકે છે. પણ ઑસ્ટ્રેલિયામા બહુ સાપ થતા નથી એટલે બહારથી આયાત કરવાની જરૂર છે અને ભારત જેવો દેશ, જ્યાં આ સાપનું પ્રમાણ સવિશેષ છે, તેને નિકાસ માટે નવું ક્ષેત્ર સાંપડે છે. આનાથી સારું પરદેશી હૂંડિયામણ મળશે. પૈસાને બદલે કોઈ ચીજ ખપે તો પણ ઑસ્ટ્રેલિયા ઘઉં અને દૂધની બનાવટો આપી શકશે. હવે પછી કાળોતરો કમાઉ દીકરો થતા કોઈ શ્રાપ આપતી વખતે 'કાળોતરો કરડે' એમ નહી બોલે. ભારતના માનવીના વાળની પરદેશોમાં ઘણી માગ છે કેમકે તે લીસા, લાંબા અને કાળા હોવાથી 'વીગ' બનાવવા માટે બહુ પસંદ આવે છે અને ૬૪–૬૫ વર્ષ દરમ્યાન પા કરોડ રૂપિયાની કમાણી કરાવી આપી હતી. વાંદરા અને વાળ પછી સાપનો ત્રીજો નંબર આવે છે જે સંપૂર્ણ ભારતીય છે અને બીજા દેશો આને માટે હરીફાઇ નહીં કરી શકે દુ:ખ એક જ વાતનું છે કે ભારતમા તેની કદર નથી. ભારત અને લંકા વચ્ચે ભુતકાળમાં વાનરોએ સેતુ બાંધી આપ્યો હતો. આજે પણ ભારતના ઉત્તર સીમાડા ઉપર રસ્તા બાંધવા, ડુંગરાળ પ્રદેશમા, કૂદકા મારી શકે તેવા હનુમાનપુત્રોની જરૂર છે. તાલીમ આપી હોય તો વાનર, માનવીનો સમોવડિયો થઇ શકે છે. ચોથી પંચવર્ષીય યોજનાનો મુસદ્દો ઘડાઇ ચૂક્યો છે એટલે પાંચમી યોજનામાં વિચારવા જેવો મુદ્દો!!

## અપૂર્વ રક્તદાન

મધ્ય રેલ્વેમાં પોઇન્ટમેન તરીકે કામ કરતા એક રેલ્વે કામદારની પત્ની માલતી બેનનને સગર્ભાવસ્થા

દરમ્યાન કરમા અઠવાડિયામાં, નહીં જન્મેલ બાળકને લોહી આપી બે માસ પછી, સફળ પ્રસૂતિ કરાવવા બદલ ડૉ. શીરોડકર ભારતમાં અજોડ વિક્રમ સ્થાપી શક્યા છે. પતિ અને પત્ની લોહી વિભિન્ન હોવાને કારણે, માલતીબહેનના ૭ બાળકો જન્મની સાથે જ મરણ પામ્યા હતાં સાતમું મરણ અટકાવવા સેન્ટ્રલ રેલવે હૉસ્પીટલમાં ઉપરોક્ત પ્રયોગ કરવામાં આવ્યો હતો અને જન્મ પછી પણ બાળકને રક્તદાન આપવામાં આવેલ. આ બાળક પુત્ર છે અને તેનું વજન ૭ પૌંડ છે તેમજ તબિયત સારી છે. માતા ઉદરમા બાળકને લોહી અપાયનો આ પ્રથમ કિસ્સો છે.

## યુનોનું ભાવિ

જ્યાં જ્યાં બે રાજ્યો વચ્ચે, સરહદ અથવા કોઇ હેતુસર અથડામણ જાગી પડે ત્યારે વચ્ચે કૂદી પડવા યુનોને સત્તા આપવાનું જયપ્રકાશ નારાયણનું સૂચન આવકારદાયક છે. ઉ થાન્ટે પણ ચેતવણી ઉચ્ચારી છે કે યુનો માત્ર ચર્ચા કરવાનું સ્થળ ન બની રહે અને તેની ઉપયોગિતા વધુ સચોટ બને તે માટે જગતના બધા જ રાષ્ટ્રોએ પ્રયત્ન કરવા જરૂરી છે. ખાસ કરીને મોટી સત્તાઓને હાથે યુનોની જે અવહેલના થાય છે તે અટકાવવી જરૂરી છે. રશિયા યુનોના લેણાપેટે પૈસા આપવાની ના પાડે કે અમેરિકા સૌની ઉપરવટ જઈ ફાવે ત્યા સૈનિકો ઉતારે અથવા બોંબમારો કરે તો પછી યુનોની જરૂરિયાત શું રહી? આને માટે નાના રાષ્ટ્રો ઘણુ કરી શકે તેમ છે. તે બધાં ભેગાં થઈ એક અવાજે સૂર કાઢે તો મોટી સત્તાઓએ પણ સ્વીકારવા સિવાય છૂટકો નથી. મોટી સત્તાઓનો અંતરાયમા જરૂર ડખશે—નાની સત્તાઓ નીડરતા બતાવે.

## પાંચમી કતાર

પંજાબના ખેતરોમાં ઘાસ કાપતી ખૂબસૂરત લલનાઓએ નવી હકીકત પ્રકાશમાં આણી છે. કવિવર ટાગોરની પંક્તિનો અતિ સુંદર અનુવાદ શ્રી મેઘાણીએ કર્યો છે: "મારા નાનકડા ખેતરને શેઢે, હું તો એકલડી" જેમ આ કોઇ અબૂધ ગ્રામ્યનારી હોવાનું સાબિત થયું નથી પણ સડસડાટ અંગ્રેજી બોલતી પાકિસ્તાની જાસૂસી ષડ્યંત્રની નાયિકાઓ ટપકી પડી છે અને તેમના પોતાના એકરાર મુજબ 'માતાહરી'ની જાળ બિછાવી દેવામાં આવી છે. તાજેતરમાં કચ્છના આક્રમણ વખતે પણ પાકિસ્તાનનું ગુપ્તચર ખાતું વિશેષ અસરકારક માલૂમ પડ્યું હતું. ચીની આક્રમણ વખતે આ બાબતની આપણી નબળાઇ જાહેરમાં આવી હતી અને હજુ પણ તે નિર્બળતા જેમ ને તેમ ચાલુ છે. ખરેખર લડાઇના સંજોગોમાં પાંચમી કતાર, લશ્કરી બ્રિગેડ કરતા વધુ સારુ કામ આપે છે. આજે ભારતનું કોઇ એવું ગામડું નથી જ્યાં પાકિસ્તાનના એજન્ટો ન હોય. આ એક ખતરનાક પરિસ્થિતિ છે. પાંચમી કતારને નાબૂદ કરવા સવેળા પ્રયત્નો કરવા જરૂરી છે.

## શાસ્ત્રીજીની મૉસ્કોયાત્રા

વડા પ્રધાન બન્યા પછી, શાસ્ત્રીજીએ પ્રથમ મોટી પરદેશયાત્રા મૉસ્કોની કરી છે, અને જે અહેવાલો મળ્યા છે તે પ્રમાણે તે ઘણી સફળ થઇ છે. કચ્છના આક્રમણની પાર્શ્વભૂમાં આ યાત્રાની કિંમત સવિશેષ હતી. વળી અમેરિકી શસ્ત્રોનો પાકિસ્તાને ભારત સામે ઉપયોગ કરેલો અમેરિકાની યાત્રા શાસ્ત્રીજીએ મોકૂફ રાખી. બન્ને દેશના વડા પ્રધાનોની સંયુક્ત યાદીમા બન્ને પક્ષે સાવચેતી રાખી, તેનાથી વિશ્વના રાજકારણને વધુ ન ગૂંચવવાની ઇચ્છા જણાઇ આવે છે. પરંતુ જે ઉમળકાથી શાસ્ત્રીજીનું સ્વાગત થયું અને અનૌપચારિકતાને પ્રાધાન્ય આપવામાં આવ્યું તેનાથી એક વાત સ્પષ્ટ દેખાય છે કે સોવિયેટ યુનિયનને ભારતની તટસ્થતામાં ભારે રસ છે અને તેને ટકાવી રાખવા, દરેક પ્રકારે મદદ કરવા તે તૈયાર છે. નેહરુની બીનજૂથવાદી નીતિનું શાસ્ત્રીજીએ ભારે અસરકારક સમર્થન કરી બતાવ્યું. વળી નેહરુના બાબનમાં જે તત્ત્વ ખૂટતું હતું તે શ્રીમતી શાસ્ત્રીજીની હાજરીથી પૂરાય છે. લલિતાબાઇ સંપૂર્ણ ભારતીય છબી રજૂ કરી શકે છે, અને લાલબહાદુરની સાથે, નિખાલસ જોડી બની શકે છે.

## મત્સ્ય—ઉદ્યોગ

ભારતનો દરિયા કિનારો હજારો માઇલ લાંબો

છે. અનાદિ કાળથી મત્સ્ય ઉદ્યોગે આ દેશમાં સ્થાન લીધું છે અને મત્સ્યગંધાઓ કથાઓમા વણાઈ ગઈ છે. તાજેતરમા આ ઉદ્યોગને માટે અલગ કોર્પોરેશન રચવાનો જે નિર્ણય સરકારે બહાર પાડ્યો છે તેનું કારણ અન્નની પરિસ્થિતિ છે. જો લોકો ખોરાકમા માછલી અપનાવી શકે છે તેનુ પ્રમાણ નાનુંસૂનું નથી. વળી શાસ્ત્રીય રીતે અને આધુનિક યંત્રવાદની મદદથી આ ઉદ્યોગને વિકસાવવામા આવે તો ભારત પરદેશોને માછલી પૂરી પણ પાડી શકે. આ ઉદ્યોગમા લાખો માછીમારો રોકાયેલા છે. દરિયામા તો મચ્છીનો અખૂટ ખજાનો છે—તેના પૈસા બેસતા નથી—વળી અનાજની જેમ પકવવી પડતી નથી—ખાતરની જરૂર નથી—પાણીની જરૂર નથી માત્ર પુરુષાર્થ અને સાધનો એમ બે વાત ખપે છે અને તેથી જ અલગ કોર્પોરેશન થતા હવે પ્રગતિની માત્રા ઝડપથી વધશે.

## જ્વલંત વિજય

ભારતના પર્વતારોહકોએ ૧૦ દિવસના ગાળામા ૨૦ થી ૩૦મે દરમ્યાન ચાર વાર એવરેસ્ટનું શિખર સર કરીને વિક્રમ સ્થાપી દીધો છે. અગાઉ ૧૯૬૩ની સાલમા અમેરિકન આરોહકોએ ત્રણ અઠવાડિયાના ગાળામા ત્રણ વાર શિખર સર કર્યું હતું—જો કે તે વધુ કઠિન ગણાતી પશ્ચિમ બાજુએથી હતુ ભારતીય ટૂકડીએ સાઉથ કોલ તરફથી સાહસ કર્યું હતું. આરોહકોમાના ઘણાખરા તો પચ્ચીસી પણ નહી વટાવેલા અપરિચિત યુવાનો છે તેમ અગાઉ અનુભવ લઈ ચૂકેલા નેપાળી શેરપાઓ પણ છે. વિદ્યાર્થીઓની બનેલી એક બીજી ટૂકડીએ બાવીશમી મે ના રોજ બાવીશ હજાર ફૂટ ઊંચા ચંદ્રા પરબત શિખરને સર કર્યું હતુ. આ બધા કોલેજના યુવાનો પચ્ચીશ વર્ષ નીચેના હતા એવરેસ્ટ આરોહણ દરમ્યાન, મોટે ભાગે ભારતમા બનની સામગ્રીનો ઉપયોગ થયો હતો. આ બનાવનુ મહત્વ એટલા માટે છે કે ભારતનો યુવાન જગતના કોઈ પણ યુવાનની બરોબરી કરી શકે છે, અને એવરેસ્ટ ઉપરનો વિજય ભલેશ ફૂકવા નહીં, પણ રાષ્ટ્રનુ ગૌરવ સ્પષ્ટપણે અવશ્ય વધારશે.

## કરમાયેલું ગુલાબ

એક વર્ષ વીત્યુ—રાષ્ટ્રનુ ગુલાબ કરમાયાને પણ તેનો પમરાટ ભારતને ખૂણેખૂણે કરોડો હૈયા અનુભવી શકે છે. પંડિત નેહરુની પ્રથમ પુણ્યતિથિ સારાયે રાષ્ટ્રે ભારે હૃદયે યાદ કરી. આમા કોઈ વ્યક્તિ—અને તે એક જ વ્યક્તિએ—જો સાથેસાથ તેમના આદર્શોનું પાલન કરી બતાવ્યુ હોય તો તે શાસ્ત્રીજી છે. આ એક વર્ષના ગાળામા, અનેક વિટંબણાઓ વચ્ચે, તેઓ હેમખેમ બહાર નીકળ્યા છે. અનાજની તંગીનો પ્રશ્ન, ભાષાના રમખાણો અને કચ્છમા પાકિસ્તાની આક્રમણ તેમ જ નેહરુ જતા વિદેશોમા રાષ્ટ્રની પ્રતિભાને લાગેલી ઝાંખપ અને ગીધડાની જેમ, જાણે નધણિયાતો પ્રદેશ હોય તેમ તૂટી પડવા તત્પર એવા ચીન—પાકિસ્તાન ધરીમા સાથ આપવા તૈયારી દર્શાવતા ઇન્ડોનેશિયા જેવા દૂર ખસી જતા એશિયાઇ રાષ્ટ્રનો પ્રશ્ન—આમ ચોતરફ દુર્દૈવથી ઘેરાયેલા લાલબહાદુરે નેહરુના પગરખામા પગ ઘાલીને રાષ્ટ્રનુ સુકાન સફળ રીતે ચલાવી બતાવ્યુ છે દુનિયા પણ સમજી શકી છે કે નેહરુ જેવી પ્રચંડ પ્રતિભાશક્તિ ધરાવતા રાજપુરુષનો વારસો સંભાળવો જેવી તેવી વાત નહોતી. નેહરુનુ કરમાયેલુ ગુલાબ ચોડીને પણ શાસ્ત્રીજી રાષ્ટ્રની પ્રતિભાને અખંડિત રાખવા પ્રયત્નો કરી રહ્યા છે

## કરુણ હોનારત

બિહારના હઝારીબાગ જિલ્લામા ધોરીની કોલસાની ખાણમા થયેલી ૨૮મેની ગોઝારી હોનારતે બસ્સો જેટલી માનવ જિંદગી ભરખી લીધી છે. બીજા નુકસાનની વિગતો જેમ મળતી જશે તેમ વધુ ખ્યાલ આવતો રહેશે છેલ્લા સાઠ વર્ષનો આ ખાણનો ઇતિહાસ એક પણ અકસ્માત વિનાનો છે અને તેના યશસ્વી સંચાલનને પ્રમાણપત્રો પણ મળેલા છે બ ગુના અકસ્માતો અટકાવવા તાકીદના અને કડક પગલા, અનિવાર્ય કેમ હજુ સુધી ગણાયા નથી તે નવાઈ પમાડે છે. આ કાર્ડ પદ્ઘેનવકેનો ખાણનો અકસ્માત નથી. ખાણમા અકસ્માત ગમે ત્યારે થઇ શકે છે અને તેની ભય કરતા હમેશા વિકરાળ રહી છે હજુ પણ મોડું નહી ગણાય—જો આ બાબતમા મહીમહામની કાર્યક્રમ બનાવવી હોય તો.

# ત્રણ વીંટી

સરોદ

સલાઉદ્દીનના સમયની વાત છે. ઈસ્લામ અને ખ્રિસ્તી ધર્મ વચ્ચેની જેહાદો ઠંડી પડી અને યહૂદી ધર્મના અનુયાયી પણ ઠીક સખ્યામાં છે તે હકીકત જાહેર કરી શકાય તેટલી સહિષ્ણુતા દેખાણી, ત્યારે સલાઉદ્દીનના ધ્યાન પર આવ્યું કે તેની રાજધાનીમાં જ એક અતિ વિદ્વાન યહૂદી રહે છે અને તેની વિદ્વત્તા તેના સહધર્મીઓમાં અદ્વિતીય ગણાય છે. આ વાત સાંભળતાં સલાઉદ્દીનને થયું કે આવા મરમીને મનને મૂંઝવતા કોયડાનો ઉકેલ પૂછી જોઉં. ચકાસણી કરવાનો વિચાર પણ ઊંડે ઊંડે હશે. કદાચ ઇસ્લામની સર્વોપરીતા સ્વીકારવાનો હેતુ પણ હોય.

યહૂદીને બહુ માન સહિત દરબારમાં બોલાવવામા આવ્યો. યહૂદી કુરનિશ બજાવી રાજાએ નિર્દેશેલ આસન પર બેઠો. સલાઉદ્દીને તેને કહ્યું: 'મારી ખુશનસીબી છે કે મારા રાજ્યમા તમારા જેવા વિદ્વાન વસે છે.' યહૂદીએ વિનયપૂર્વક પ્રણામ કર્યા પણ કશુ કહ્યુ નહીં. સલાઉદ્દીને થોડો સમય મૌન રહી પૂછ્યુ, 'હાલમાં અહીં ઇસ્લામ, ખ્રિસ્તી અને યહૂદી તે ત્રણ મુખ્ય ધર્મો પ્રવર્તે છે. ખરું ને?' યહૂદીએ આ વિધાનમા સમંતિ દર્શાવી. સલાઉદ્દીને વિશેષ પ્રશ્ન પૂછ્યો, 'આ ત્રણ ધર્મમા શ્રેષ્ઠ ધર્મ કયો?' યહૂદી સલાઉદ્દીનની યુક્તિ કળી જઈ વિચારમા પડી ગયો. કોઇ એક ધર્મને સર્વોપરિ કહેવાનું જોખમ તે જાણતો હતો. ઇસ્લામ કે ખ્રિસ્તી ધર્મને શ્રેષ્ઠ કહે તો તેનો તેણે પોતે કેમ સ્વીકાર કરેલ નથી તે જણાવવું પડે. અને યહૂદી ધર્મને શ્રેષ્ઠ કહે તો મૌલવીઓ સાથે ચર્ચામાં ઊતરવુ પડે અને તેમ કરતા તેના પર શું વીતે તેનો તેને પૂરેપૂરો ખ્યાલ હતો.

તેણે થોડો સમય વિચાર કરી સલાઉદ્દીનને પૂછ્યું, 'નામદાર, આપનો જવાબ આપતા પહેલા એક નાન કડી આખ્યાયિકા કહું?' સલાઉદ્દીને હસીને કહ્યું, 'જરૂર કહો.' યહૂદીએ વાત શરૂ કરી. 'ઘણા ઘણાં વર્ષો પહેલા એક ભારે દોલતવંત પુરુષ થઈ ગયા. તેમના પાસે એક અત્યંત કીમતી વીંટી હતી. જ્યારે તેમના દુન્યવી નિવાસના દિવસો પૂરા થવા આવ્યા ત્યારે તેણે પોતાના જ્યેષ્ઠ પુત્રને આ વીંટી આપી. શિરસ્તો એવો કે આ વીંટી મળે તેને પિતાનો તમામ વારસો મળે. આ જ્યેષ્ઠ પુત્રે પોતાના મૃત્યુ સમયે આ વીંટી પોતાના જ્યેષ્ઠ પુત્રને આપી. આ રીતે આ વીંટી વારસામા ઊતરતી રહી. તેમાં એક જ્યેષ્ઠ પુત્રને પોતાના ત્રણે પુત્રો પર અસીમ પ્યાર. મૃત્યુ સમય નજીક જોઈ તેને વિચાર આવ્યો કે આ વીંટી કયા પુત્રને આપવી? બહુ વિચારને અંતે તેણે એક નિષ્ણાત કારીગરને બોલાવ્યો અને તેના પાસે અસલ જેવી જ બીજી બે વીંટી બનાવરાવી. આ બે વીંટી એવી તો અસલ જેવી જ બની કે તે પોતે પણ કઇ ખરી વીંટી અને કયી તેની પ્રતિકૃતિ તે ન પારખી શક્યો. તેણે તેના મૃત્યુ સમયે એક પછી એક પુત્રને બોલાવ્યો અને દરેકને એક વીંટી આપી. તેના મૃત્યુ પછી કોણ મૂળ માલિકનો વારસો લે, તે ચર્ચા ચાલી ત્યારે દરેક પુત્રે વીંટી બતાવી પોતાનો હક રજૂ કર્યો. કોઇ નક્કી કરી શક્યુ નહીં કે કઇ અસલ વીંટી અને કઇ તેની પ્રતિકૃતિ. તે વારસાનો ઝઘડો હજી ય ઊભો છે ને? નામદાર!'

સલાઉદ્દીન માત્ર યોદ્ધો ન હતો. મરમી પણ હતો. તે યહૂદીના ઉત્તરનો મર્મ સમજી ગયો અને તેથી પ્રભાવિત થયો. ઇનામ અકરામની નવાજિશ કરી તેણે યહૂદીને માન સહિત વિદાય આપી.

યહૂદીએ રજૂ કરેલ કોયડો હજી ય અણઉકલ્યો જ રહેલ છે. કોઇ વિરલા તેના પર પુખ્ત વિચાર કરી કહે છે કે જો પ્રતિકૃતિ અસલ જેવી જ હોય તો ઝઘડો શેનો? મૂળ માલિકના વારસામાં અખૂટ સમૃદ્ધિ છે તો તે વહેંચીને શા માટે ન ભોગવવી? પણ ઘણા ખરા તો પોતપોતાની વીંટીના આધારે પોતાની સર્વોપરિતા સાબિત કરી માત્ર પોતે જ ખરા વારસદાર છે અને બીજા બધા લેભાગુ દાવાદાર છે તેવો દાવો કરે છે. ઇતિહાસ જોતાં હજી સુધી તો આ કોયડાનો ઉકેલ આવ્યો હોય તેમ દેખાતુ નથી.

[અંગ્રેજી પરથી]

# સમ્રાટ બહાદુરશાહ

કંદર્પ જોષી

મોગલ સામ્રાજ્યના અંતિમ દીપ સમ્રાટ બહાદુરશાહની જીવન કહાની ભારતીય ઇતિહાસની એક કરુણ કહાની છે. દિલ્હીના તખ્ત પર તેઓ બેઠા તે કોઇએ જાણ્યું નહિ અને જ્યારે ગયા ત્યારે પણ એવી–એટલી દયનીય દશામાં કે પથ્થરનું દિલ પણ બે આંસુ પાડ્યા વિના રહી શકે નહિ. બહાદુરશાહ માત્ર બાદશાહ જ નહોતા. એક સાહિત્યકાર પણ હતા અને 'જફર' નામથી ઉર્દૂમાં કવિતાઓ લખતા. જન્મજાત સાહિત્યકાર હોવાથી રાજકારણી કુટિલતા કે કાવાદાવાની વૃત્તિને બદલે તેઓ અત્યંત ભાવુક હતા, ઉદાર હતા, જિન્દાદિલ હતા. એમના જમાના સુધી ઉર્દૂ સાહિત્યની પ્રકૃતિ ઇશ્કેહકીકી અથવા મીજાજીના નામ પર પરતુ મોટે ભાગે તો ગુલ અને બુલબુલ સુધી જ સીમિત રહી હતી અને અન્ય પરંપરાવાદી કવિઓની જેમ બાદશાહને પણ રદીફ–કાફિયાની તંગીમા જ જાણી લુત્ફ આવતી હતી, પરંતુ બાદશાહ 'જફર' જે કંઇ લખી ગયા છે તેમાં એમના વ્યક્તિત્વની અમીટ છાપ જોવા મળે છે. તેઓ જેટલા ભાવુક હતા એટલા જાગરુક પણ હતા. તેથી પોતાની મર્યાદાઓ સમજતા હતા. અને ચેતનાની આ તીવ્ર ગ્રહણશીલતાના કારણે એમને એ મર્યાદાઓ કઠતી હતી. ટૂંકમાં એમની જિંદગી એમની વાણીમાં એક શેરમાં પ્રકટ થઈ છે:

ન પૂછ મુઝસે 'જફર' તુ મેરી હકીકતે હાલ।
અગર કહૂંગા અભી તુઝકો મૈં રુલા દૂંગા॥

પરંતુ આટલું કહેવાથી કહેનારનું દર્દ જવાનું નહોતું. 'જફર' પોતાની હકીકત સ્પષ્ટ અને વિસ્તૃત રૂપમાં કહી જાય છે અને એમના નિકટવર્તીઓ જ નહિ, ઇતિહાસે પણ એમની કરુણ કહાની પર બે આંસુ ચઢાવ્યાં છે.

જો ખિલ' હુઈ વો બહાર હૂં,
જો ઉતર ગયા વો ખુમાર હૂં।
જો બિગડ ગયા વો નસીબ હૂં,
જો ઉજડ ગયા વો સિંગાર હૂં॥
મેરા હાલ કાબિલે દીદ હૈ,
કિન આસ હૈ ન ઉમ્મીદ હૈ।
મેરી ઘુટકે હસરતેં રહ ગયીં,
મૈં ઉન હસરતોં કા મજાર હૂં॥
મૈં કહાં રહું, મૈ કહાં બસૂં,
ન યે મુઝસે ખુશ, ન વો મુઝસે ખુશ।
મૈં જમીંકી પીઠકા બોઝ હૂં,
મૈં ફલક કે દિલકા ગુબાર હૂં॥
વો હંસી કે દિન વો ખુશી કે દિન,
ગયે હરદ બાકી રહ ગયી।
કભી બાદ જામ-એ-નાજ થા,
મગર અબ મૈં ઉસકા ઉતાર હૂં॥

બાદશાહના ખંડેરમાં મૌન સંતાપ ચાલનારા કવિ-હૃદય પાસે આ શબ્દોથી અતિરિક્ત બીજું શું હોઈ શકે! સાધારણ કવિ તો પોતાની સીમાઓ જાણે છે, તેમાં જ જન્મ લે છે, પળે છે, જ્ઞાન–અનુભવ પ્રાપ્ત કરે છે અને વિકાસના ક્રમમા ઉંમર પૂરી કરે છે. પણ બહાદુરશાહ તો બહાદુરશાહ હતા. બાબર, અકબર, અને ઔરંગઝેબનુ તખ્ત તેઓ શોભાવતા હતા. જ્યારે એમના પર ગુજરી–અને એવી ગુજરી કે તેઓ બીચારા હલી ચલી પણ ન શકે–ત્યારે તેમને કેટલું સહન કરવું પડ્યું હશે?

ચારામર ભર ન સકે મેરે જિગર કે નાસૂર।
એક ઘર બંદ કિયા દૂસરા રોજન નિકલા॥

૬૨ વરસની ઉંમરે એમને રાજગાદી મળી અને તે પણ નામ માત્રની. કારણ સમ્રાટ અકબરશાહના જમાનામા જ કંપની સરકારે એ સઘળા અધિકારો છીનવી લીધા હતા. જેની સંધી કંપનીના અધિકારીઓએ શાહઆલમ સાથે કરી હતી. અકબરશાહે તે બાબત ઊહાપોહ કરવા માટે રાજા રામમોહનરાયને પોતાના વકીલ કરીને વિલાયત મોકલ્યા હતા

તેમનું મરણ ત્યાં જ થયું અને પરિસ્થિતિ જેની તે જ રહી! અકબરશાહની આ અસફળતા પછી તો અંગ્રેજોની હિંમત ઘણી વધી ગઈ અને તેઓ નિર્ભયપણે બાદશાહની અપ્રતિષ્ઠા કરવા લાગ્યા. એટલે બહાદુરશાહ જ્યારે ગાદીનશીન થયા ત્યારે એમની સાથેય અંગ્રેજોનો વર્તાવ એવો જ હતો. વિશેષ અવસરો પર બાદશાહને જે ભેટ-સોગાદો મળતી હતી તે પણ અંગ્રેજોએ બંધ કરી દીધી અને જ્યારે સટન્ પછી ચાર્લ્સ મેટકાફ રેસિડન્ટ થયા, ત્યારે તો એમણે રહ્યો-સહ્યો 'તસલીમ કુર્નિશ' અને મુજરો બધું જ સમાપ્ત કરી આપ્યું. મોગલ સામ્રાજ્યના આ અંતિમ દિવસો હતા.

આ પતનની જવાબદારી બહાદુરશાહની ખરી? હકીકતમાં તેઓ એવી પરિસ્થિતિમાં ગાદી પર બેઠા હતા જ્યારે સામ્રાજ્યની અંતિમ ક્રિયા થઇ જવામા આવી હતી અને સ્વયં બાદશાહની ઉંમર પણ એવી-એટલી હતી કે તેઓ પરિસ્થિતિ સુધારવા માટે કેટલુ કરી શકે?

યું હૈ તબિયત અપની હવિસ પર લગી હુઈ।
મકડી કી જૈસે તાક મગસ પર લગી હુઇ ॥
આજાદ કબ કરે હમેં સૈયાદ દેખિએ।
રહતી હૈ આંખ બાદે-કફસ પર લગી હુઇ ॥

આમેય બાદશાહી તો કહેવાની જ હતી, એમનું જીવન પણ 'રંજો-ગમ'મા શરૂ થયું હતું. એમના પિતા અકબરશાહ જ એમના પર રુષ્ટ રહેતા. તેઓ પોતાના બીજા પુત્રને ગાદી દેવા ઇચ્છતા હતા તેથી પિતાની અકૃપાને કારણે જુવાનીમા એમને ગુજરાન માટે માત્ર મહિને રૂપિયા પાંચસો જ, મળતા તેમાથી જ તેઓ ચાર રૂપિયા દર મહિને પોતાના શિક્ષક જૌકને આપતા. પોતે કલાપ્રેમી હતા તેથી તેમની એક મહત્ત્વાકાંક્ષા એ રહેતી કે દરબારમાં કલાકારોનો એક સારો એવો સમૂહ એકઠો થાય. વિટંબણા તો એ હતી કે તેઓ બાદશાહ થયા ત્યાર પછી પણ પોતાના શિક્ષકને રૂપિયા ૧૦૦ માસિક આપવા ચાહતા હતા છતાં રૂપિયા ૨૫થી અધિક ન આપી શક્યા!

આ ક્રૂર પરિસ્થિતિથી બચવાને બહાદુરશાહ મોટો સમય શાયરીમાં જ ગાળતા. એમની કવિતામાં એક તીવ્ર વ્યથા અને નિરી મજબૂરીની કરુણ છાયા જોવા મળે છે.

મેરી આંખ બંદ થી જબ તલક,
વહ નજરમેં નૂરે-જમાલ થા।
ખુલી આંખ તો ન ખબર રહી,
કિ વહ ખ્વાબ થા કિ ખયાલ થા॥
મેરે દિલમેં થા કિ કહૂંગા મૈં,
જો યહ દિલ પૈ રંજો-મલાલ હૈ।
વહ જબ આ ગયા મેરે સામને,
ન તો રંજ થા ન મલાલ થા॥

બંધનો અને લાચારીમા તડપતા આ વિદગ્ધ જીવનમાં એમની બેગમ જીનતમહાલ જ એક માત્ર એમનો સહારો હતી જ્યારે થાકતા ત્યારે તે દિલ બહેલાવવાની ચેષ્ટા કરતી, જ્યારે રાજકીય આંટીઘૂંટી આવે ત્યારે તે રસ્તો ચીંધવામાં મદદ કરતી. બાદશાહના સુખનો ખ્યાલ કરતી અને પોતાના 'રંજો-મલાલ'ને હૃદયમાં જ સંઘરી રાખતી. ચહેરા પર એની લકીર સરખીય વરતાવા દેતી નહિ. અંગ્રેજો તેની નીતિ-પ્રવીણતાથી ખૂબ પરિચિત હતા. તે એક સાચી સાધ્વી જીવન-સંગિની હતી. તેણે બાદશાહ સાથે પોતાની જુવાની વીતાવી, ક્રાંતિમાં કૂદી પડી કેદમાં જીવન વીતાવીને પોતાનાં અંતિમ શ્વાસ સુધી બાદશાહના સંતાપોનુ ઝેર પોતે પીતી રહી.

બાદશાહ બહાદુરશાહનો પુત્ર જવાંબખ્ત પણ અંગ્રેજોની ગતિવિધિને બરાબર સમજતો હતો. આ કારણે અંગ્રેજો તેનાથી પણ ગભરાતા અને તે કારણે તેઓએ તેને યુવરાજ પણ ઘોષિત થવા દીધો નહિ. બહાદુરશાહના જીવનના વસ્તુતઃ આ બે ચિરાગ હતા જીનતમહાલ એના જીવનનો પ્રકાશ અને જવાંબખ્ત તેના જીવનની આશા.

ઉડા કર આશિયાં સરસર ને મેરા,
કિયા સાફ ઇસ કદર તિનકા ન પાયા।

*

# કળાપ્રેમ

મનુભાઈ ત્રિવેદી

સુંદરદાસ હિંદુસ્તાનના શ્રેષ્ઠ મૃદંગવાદક પૈકીના એક. તેની જોડના મૃદંગવાદક બહુ બહુ તો બીજા ત્રણથી ચાર હશે. મૃદંગ સતત સાધના માગે છે. હાથની ચપળતા, તાલનું તલસ્પર્શી જ્ઞાન અને સાથે મૃદંગમાંથી નીકળતા મંદ્ર અને તાર સ્વર માટે આવશ્યક મુલાયમ અને જોરદાર સ્પર્શ વિના મૃદંગ પર પ્રભુત્વ મેળવવું અશક્ય છે. વળી મૃદંગવાદન સારો એવો શારીરિક શ્રમ પણ માગી લે છે. તદ્દન અછડતી નહીં જેવી ટાપનીથી માંડી ગર્જના થાય સુધીના બધા સ્પર્શ જેને સહજ થઈ ગયા હોય તે જ ગણનાપાત્ર મૃદંગવાદક બની શકે

સુંદરદાસે નાનપણથી મૃદંગ પર રિયાઝ કરેલ કલાકો સુધી એકના એક બોલ પર ધ્યાન કેન્દ્રિત કરેલ. તેની આંગળીઓ અને હથેળી લાકડાની દાંડી જેવા રુક્ષ બની ગયેલ છતાં સુનાયમમાં મુલાયમ બોલ પણ તેને સહજસાધ્ય બની રહેલ જડ અને ચેતનનો આ અદ્‌ભુત તફાવત અહીં સ્પષ્ટ પણે પ્રગટ થતો

સુંદરદાસ મૃદંગ બજાવે કે વાતાવરણ જમાવી દે શ્રાવણી ઝરમરિયાંથી માંડી આષાઢી મેઘધારા તેના મૃદંગ દ્વારા પ્રગટ થતાં મૃદંગ જાણે પ્રકૃતિ સાથે હોડ માંડતું અને તેના પાછળની સભાન કળાના જોરે ઉઠતી જતું જે કોઈ સાંભળતું તે સુંદરદાસ પર આફરિન પોકારતું આખીય ભારતભૂમિમાં સુંદરદાસની મૃદંગકળા વિખ્યાત થઈ ગયેલ તેનું મૃદંગવાદન સાંભળવાની તક મળેલ હોય તે માનવી પોતાને ધન્ય માનતો.

જેવા સુંદરદાસ વિખ્યાત હતા, તેવા જ વિખ્યાત હતા સ્વામી સેવાનંદ સ્વામીજીની ખ્યાતિ સાચા સંત તરીકેની હતી તકસાધુઓના જમાનામાં આ સો ટચ સાધુના સંગ માટે હર કોઈ ઝંખતું. તેમના પરિચયમાં આવેલ પોતાને ધન્ય માનતા.

આ બંને વિખ્યાત વિભૂતિ એક જ સમયે જૂનાગઢમાં ઉપસ્થિત થઈ. જૂનાગઢ એટલે ગિરિરાજ ગિરનારનો દરવાજો. જોગીઓના બેસણા જેવા ગિરિરાજના દર્શને જતા આવતા સંત, મહંત, સિદ્ધ, યોગી સહુ કોઈના પાદસ્પર્શે આ નગર પવિત્ર બનેલ અને બનતું રહે છે આ નગરની શેરીઓમાં નરસૈંયો નટવર નાગરનું નામ લઈ નાચેલ. તેનું નામ લેતા દામોદર કુંડની પવિત્રતા યાદ આવી જતી નરસિંહ મહેતાના પદ સાંભળી સુંદરદાસ દામોદર કુંડમાં સ્નાન કરવા જૂનાગઢ આવ્યા. ગુરુ દત્તની ધૂણી જ્યાં હજી ધખતી રહે છે તે ગિરિવરનું દર્શન ચિત્તને પાવન કરે છે તેમ અનન્ય શ્રદ્ધાથી માનનાર સેવાનંદ પણ ત્રણેક વર્ષના ગાળે ફરી જૂનાગઢ આવ્યા. જોગાનુજોગ એવો બન્યો કે જૂનાગઢના પ્રતિષ્ઠિત શહેરીને ઘરે અન્યોન્યનો મિલાપ વાંછતા આ મહાનુભાવોનું અણધાર્યું મિલન થઈ ગયું.

સાંજનો સમય હતો. સેવાનંદ ગિરનાર ચડી અર્ધોએક કલાક પહેલા જ પાછા આવેલ. સુંદરદાસ બીજે દિવસે ગિરનાર ચડવાના હતા. બંને ખ્યાતનામ વિભૂતિઓ વચ્ચે વાર્તાલાપ ચાલ્યો. સુંદરદાસની સેવાનંદના સત્સંગની ઇચ્છા અમ વગર કહ્યે પૂરી થઈ. ત્યાં સેવાનંદે કહ્યું, 'મને સુંદરદાસની મૃદંગ કળાનો આસ્વાદ લેવા કેટલાય સમયથી ઝંખના છે. તે ભલે પૂરી થઈ શકી નથી, પણ સુંદરદાસના સમાગમનો લાભ મળ્યો તે પણ ઓછા આનંદની બીના નથી' સુંદરદાસે તુરત કહ્યું, 'મહારાજ, આજે રાત્રે જ આપની તે ઇચ્છા પૂર્ણ કરું. આપ આજ્ઞા આપો તેટલી વાર છે' હાજર હતા તે સહુએ સુંદરદાસની વાતમાં સૂર પૂર્યો ને સેવાનંદને પ્રાર્થના કરી, 'આપ સંમતિ આપો તો સુંદરદાસના મૃદંગવાદનનો કાર્યક્રમ ગોઠવીએ.' સુંદરદાસના મૃદંગવાદનનો લાભ મળશે તે વિચાર માત્રથી સહુ ઉત્તેજિત થઈ ગયેલ.

સેવાનંદ થોડી ક્ષણ વિચારમાં પડી ગયા હોય તેમ મૌન ધારણ કરી પછી સુંદરદાસ તરફ હાથ જોડી બોલ્યા, 'મારું કેટલું સદ્‌ભાગ્ય છે કે આપ જેવા કળાકાર આ રીતે મારા પ્રત્યે ભાવ દર્શાવો છો.

ઘણા વર્ષોથી મારી તીવ્ર ઇચ્છા સતોષવા તલપાપડ થઈ રહી છે આપનુ મૃદગવાદન સાભળવા મારા મનમા ખૂબ લોભ પણ છે તે છતાં હુ લાચાર છુ મારુ વૃદ્ધ શરીર ગિરનારની યાત્રા કરી થાકી ગયુ છે આપના વાદનની જમાવટ થાય અને હુ થાકને લઈ રજા માગુ તે મારા માટે વ્યાજબી ન ગણાય આથી હુ ક્ષમા માગુ છુ '

સુદરદાસનુ મૃદગવાદન સાભળવાની સેવાનદની ઉત્કટ ઇચ્છા તેમની વાણીમા પ્રતિબિબિત થતી હતી સુદરદાસે કહ્યુ 'આપને યોગ્ય લાગે તેવો સમય આપ સાભળો મને સહેજ પણ માઠુ નહી લાગે '

સેવાનદે તુરત કહ્યુ 'આમા આપને માઠુ લાગશે તેવી તો મનેય દહેશત નથી પણ જે કળાની આપ આટલા વર્ષોથી સાધના કરો છો, તેને માઠુ લાગી જવાનો પૂરો સભવ છે અને તેમ કરવાની મારામા લેશ પણ હિમ્મત નથી સેવાનદ પ્રત્યે સ્નેહ ધરાવતા સુદરદાસ મૃદગવાદક સુદરદાસથી ભિન્ન છે ખરૂ ને?'

સુદરદાસે હાથ જોડી કહ્યુ સમજ્યો, મહારાજ પ્રભુ કૃપા કરશે તો કોઇ અન્ય સમયે આપની સમક્ષ મારી કળા રજૂ કરીશ '

આમ તે દિવસે સેવાનદ અને સુંદરદાસ ઉભય પક્ષે ઉત્કટ ઇચ્છા હોવા છતા મૃદગવાદન થઇ શક્યુ નહી જૂનાગઢના રસિક શ્રોતાજનો તે લાભથી વચિત રહ્યા

તે વાતને ત્રણ વર્ષના વ્હાણા વાઈ ગયા ૧૯મા કચ્છના પવિત્ર પ્રદેશમા શત્રુઓનાં ધાડા ધસી આવ્યા હિદી જુવાનોએ તેમને બહાદુરીપૂર્વક પાછા ઠેલ્યા પણ આ અકારણ આક્રમણથી શત્રુઓની નાપાક મુરાદો છતી થઇ તે ક્યારે સરહદો સળગાવી મૂકે તે કહેવાય નહી, તેવુ વાતાવરણ જામ્યુ પ્રજાને પ્રાપ્ત પરિસ્થિતિથી વાકેફ કરવા અને સર્વ સમર્પણની હાકલ કરવા જૂદા જૂદા કાર્યક્રમો યોજાયા તેમા જૂનાગઢના આગળો ખ્યાતનામ કલાકાર દ્વારા 'સિંધૂડો' કાર્યક્રમ રાખવાનુ નક્કી થયુ મૃદગવાદક સુદરદાસને તે માટે આમત્રણ આપવામા આવ્યુ રાજ્યે સારી કહી શકાય તેવી રકમ આપવા જણાવ્યુ સુદરદાસે જવાબમા કહેવરાવ્યુ કે કટોકટીના સમયે કળાની અસર એ જ કળાનો બદલો છે રૂપિયા આના પાઇમા તેનો બદલો લેવા જેવો આ સમય નથી

જૂનાગઢના કળાપ્રિય શ્રોતાજનો ઉત્સુકતાપૂર્વક સુદરદાસજીનુ મૃદગવાદન સાભળવાની રાહ જોઈ રહ્યા કાર્યક્રમનો દિવસ આવી પહોચ્યો સુદરદાસના પૂર્વ આગમનનો પ્રસગ ઘણાના હૃદયમાં તાજો થયો સુદરદાસની આખ સેવાનદની સ્મૃતિ થતા ભીની થઈ કળાપ્રેમ શુ, તેની પૂર્ણ પ્રતીતિ સેવાનદ સાથેના આ પ્રસગ દ્વારા જ થયેલ

રાજ્ય તરફથી કાર્યક્રમ યોજાયેલ મેળાવડાના યજમાન પ્રધાન હતા શૌર્યપ્રેરક કાર્યક્રમ હતો તેથી અને વિશેષ તો સુદરદાસની ખ્યાતિથી હજારો માણસો હાજર હતા આખુ પટાગણ ભરાઇ ગયેલ સુદરદાસે મૃદગ પર થાપી મારી કે વાતાવરણમા સનસનાટી ફેલાઈ ગઈ બે–ત્રણ મિનિટમા તો સુદરદાસનું મૃદગ વાતાવરણ પર છાઈ ગયુ શૂરવીરતાના જોશથી સહુ કોઇના હૃદયમા માતૃભૂમિના રક્ષણ માટે મરી ફીટવાની તમના જાગૃત થઈ વીજળીના ઝબકારમા કડાકા અને મેઘના ઘોર ગડગડાટ વચ્ચે કદમથી કદમ મિલાવી આગેકૂચ કરતા સૈનિકોની કૂચ કદમના તાલબદ્ધ અવાજે સહુ કોઇને મત્રમુગ્ધ કર્યાં જુવાનોની ન્યોચ્છાવરી પર સહુ કોઈ ન્યોચ્છાવર થઇ ગયુ ત્યા શત્રુના તોપગોળાના અવાજ મશીનગનોના ધણધણાટ અને રણગાડીઓના ધણધણાટ સભળાયા તુમુલ અવાજથી વાતાવરણ ઘેરાઈ ગયુ જે સમુદ્રના અથડાવાથી જે ઘોર ઘોષ ઉત્પન્ન થાય તેવો ઘોષ ચારે તરફથી ધસમસતો આવતો હોય તેમ લાગ્યુ શત્રુઓની તોપને શાત કરી દેવામા આવી તેની રણગાડીઓનો નાશ થયો તેની મશીનગનો મૂગી બની ગઇ મેઘની ગર્જના પણ શાત પડી ગઈ વીજળી પણ જાણે ઝબૂકતી બધ પડી વાતાવરણમા રહ્યા માત્ર વિજયી સૈનિકોની તાલબદ્ધ કૂચકદમના અવાજ સુદરદાસ ઊંચે અવાજે બોલ્યા જયહિદ મૃદગે તે બોલ ઝીલી લીધો અને અનેકગણો કરી વાતાવરણમા પ્રસરાવ્યો, જયહિદ ત્રણ વખત જયહિદનો જયનાદ કરી સુદરદાસે મૃદગવાદનની સમાપ્તિ કરી ત્યારે છેલ્લા જય નાદ સાથે પોતાનો અવાજ મિલાવતા હજારો કઠમાથી જયહિદનો બુલદ અવાજ ગાજી ઊઠેલ જયહિદ

થોડી ક્ષણોની તદ્દન નીરવ શાંતિ બાદ આખું મેદાન હજારો હાથની તાળીઓથી ગાજી ઊઠ્યું.

સુંદરદાસે મૃદંગ પર ફરી થાપી મારી ત્યાં માઈક પરથી અવાજ આવ્યો, હવે પ્રધાન સાહેબ પોતાનું વક્તવ્ય રજૂ કરશે. સુંદરદાસ મંચ પરથી નીચે ઊતરી ગયા. પ્રધાને મંચ પર હાજર થઇ પોતાનું વક્તવ્ય શરૂ કર્યું. તેમણે દેશની પરિસ્થિતિની છણાવટ કરી, શૌર્યના વાઘા સજવાની સલાહ આપી, સુંદરદાસની કલાસાધનાને બિરદાવી, હજી તો કાર્યક્રમની શરુઆત જ થઇ છે કહી શેષ કાર્યક્રમ શાંતિથી સાંભળવા અને તે દ્વારા વહેતા પ્રેરણાના ઝરણામાંથી પાન કરવા શ્રોતાને અનુરોધ કરી તે બેસી ગયા. આવા જીવતા શ્રોતાઓને આવા અનુરોધની જરૂરત ખરી, તેવો પ્રશ્ન સુંદરદાસના મનમાં ઊઠ્યો ન ઊઠ્યો ત્યાં તેમને ફરી મંચ પર ઉપસ્થિત થવાનું આવ્યું. સુંદરદાસે મૃદંગ પર થાપી મારી કે ફરી વાતાવરણ પલટાઇ ગયું. ઉત્સુકતાના કંપારી છવાઇ ગઇ. તેણે એ બોલ બજાવ્યા કે શૌર્ય જાણે થનગનાટ કરતા પટાંગણમાં પ્રવેશ કર્યો.

ત્યા અચાનક મૃદંગનો અવાજ આછી ધ્રુજારી અનુભવતો બંધ થયો. સહુના આશ્ચર્ય વચ્ચે મેળાવડાના યજમાન પ્રધાન ઊભા થઇ મેળાવડામાંથી પ્રયાણ કરી રહ્યા હતા. તેમની સાથે બીજી પણ ત્રણ-ચાર વ્યક્તિ હતી. સુંદરદાસ તેમનું ગમન આશ્ચર્ય અને



ખેદ સહિત જોઈ રહ્યા. બે ચાર મિનિટમાં તો મોટરના દરવાજા ખૂલવા અને બંધ થવાના અવાજ સાથે મોટર પટાંગણ છોડી ચાલી ગઇ. સુંદરદાસ પળભર અવાક્ થઇ ગયા, જડવત બેસી રહ્યા, જાણે મૃદંગ પર થાપ દેવી કે ન દેવી તેવા વિમાસણમાં.

ત્યાં માઇક પર અવાજ આવ્યો. હવે શ્રી સુંદરદાસ તેમની બીજી ગત વગાડશે. સુંદરદાસે હજી પોતાની જાત પર પૂરો કાબૂ મેળવ્યો ન હોય તેમ લાગતું હતું. તે માત્ર શિર ધૂણાવી રહ્યા. તેમનું હૃદય સેવાનંદના કળાપ્રેમની સ્મૃતિથી છલબલ થઇ રહ્યું હતું. તે સ્મૃતિ જાણે તેના કંઠને રૂંધી રહી હતી. આ અકળામણ આંખમાં ઊભરી આવેલ અને તે અશ્રુબિંદુઓમાં વ્યક્ત પણ થઇ ગઈ.

પટાંગણમાં સંપૂર્ણ મૌન છવાઇ ગયેલ. એકાદ મિનિટ બાદ સુંદરદાસે આત્મસંવરણ કરી કહ્યું, 'મિત્રો, આજે હવે મૃદંગવાદન નહીં થાય. કળાકારના આત્માને મારી તેના અંગ દ્વારા કળાનું પ્રાગટ્ય માગી શકાય જ નહીં'. પોતાને ઘેર આમંત્રી કળાકાર અને આમંત્રિતોને વિસારી ચાલી જનાર યજમાન આજ પુર્વે મેં ક્યારેય જોયા નથી. કળા માત્ર સાધન નથી, સાધ્ય પણ છે, પૂજ્ય છે. દેશદાઝથી પ્રેરાઇ મૃદંગ વગાડવા સુંદરદાસને મન થાય છે ખરૂં. પણ કળાકાર સુંદરદાસ તેમા સંમતિ આપતો નથી. દેશનું સ્વાતંત્ર્ય પણ તેથી વિશેષ મૂલ્યવાન વસ્તુઓના રક્ષણ અર્થે છે. કળા આ મૂલ્યવાન વસ્તુઓ પૈકીની અતિ મૂલ્યવાન વસ્તુ છે. દેશ પ્રત્યેનો ઉત્કટ પ્રેમ પણ કળાનો હ્રાસ સહન કરાવી શકે તેમ નથી. મિત્રો, મને માફ કરવા વિનંતી છે. કળાપ્રેમ શું ચીજ છે તે આપના જ શહેરમાં હું શીખ્યો છું. તે શિક્ષા આપનાર સંત સેવાનંદની સ્મૃતિને વંદના કરી હું મારો કાર્યક્રમ પૂરો કર્યાનું જાહેર કરું છું.'

સુંદરદાસ શ્રોતાવર્ગને નમન કરી મંચ પરથી ઊતરી ગયા. કાર્યક્રમ અધૂરો રહ્યો તે બદલ કોઇએ સુંદરદાસને દોષ આપ્યો, કોઇએ પ્રધાનને. કોઇએ સેવાનંદને પણ તે માટે જવાબદાર ગણ્યા. પણ આગલા પ્રસંગના સાક્ષી સેવાનંદના કળાપ્રેમને અને સુંદરદાસની કળાપૂજાને વંદી રહ્યા.

# શિક્ષણ અને સંસ્કાર

મુનિશ્રી ચિત્રભાનુ મહારાજ

આજે દરેકને ધર્મનું ફળ જોઈએ છે, પણ ધર્મ જોઈતો નથી. પાપનું ફળ જોઈતું નથી પણ પાપ છોડાતું નથી. જુવારને પણ ધાણી બનવા માટે અગ્નિમાં શેકાવું પડે છે. પછી જ તે શ્વેત સુંદર ધાણી બને છે અને પછી જ તે નયનોને ગમે છે. જુવારનો ઢગલો જેટલો સુંદર નથી લાગતો, તેથી વધારે તેની બનેલ ધાણી સુંદર લાગે છે. નયનરમ્ય અને રુચિકર લાગે છે. આવું જ છે માનવનું. સંસ્કાર વગરનો માનવી જુવાર જેવો છે. જેનામાં સંસ્કાર નથી, તેના ખાવાપીવામાં, બોલવા ચાલવામાં કે બેસવા ઊઠવામાં જરાય ઢંગ નહિ હોય. જીવનમાં, વ્યવહારમાં-સંસારમાં ડગલેપગલે એની જરૂર છે. આધ્યાત્મિક દૃષ્ટિએ સંસ્કારની જરૂર તો છે જ, પણ સાંસારિક દૃષ્ટિએ પણ તેની એવી ને એટલી જ અગત્યતા છે.

'કેમ આવ્યો?' 'કેમ આવ્યા?' 'કેમ પધાર્યા?' આ ત્રણ વાક્યોમાં કેટલો ફરક છે? વચન એક છે, છતાંય વાણીમાં ફરક છે. સંસ્કારયુક્ત વાણી માણસને શોભાવે છે.

સુંદર દાગીના પહેર્યા હોય, સુંદર કપડાં સજ્યાં હોય પણ બોલે ત્યારે હંસના વેશમાં કાગડો!

સંસ્કારી બનવાનું સૌથી પ્રથમ સોપાન છે: ભાષા સુધારણા. ભાષાથી માનવીનું મૂલ્યાંકન થઈ શકે છે.

રાજા, મંત્રી ને દરવાન ત્રણેય સાથે ફરવા નીકળ્યા હતા. રસ્તામાં ભૂલા પડ્યા. એકબીજાને શોધવા લાગ્યા. રસ્તામાં એક સાધુને બેઠેલા જોયા.

પહેલાએ કહ્યું: 'પ્રજ્ઞાચક્ષુ, આપે અહીંથી કોઈને પસાર થતાં જોયા?'

જવાબ મળ્યો: 'ના ભાઈ, હું અંધ છું.'

પૂછનારે કહ્યું: 'માફ કરજો, મારી ભૂલ થઈ.' તે આગળ ચાલ્યો.

પછી બીજાએ આવીને પૂછ્યું: 'હે સુરદાસ, અહીંથી કોઈ પસાર થયું?'

જવાબ મળ્યો: 'હા ભાઈ, રાજા આગળ ગયા છે.'

ત્યાર બાદ ત્રીજાએ આવીને પૂછ્યું: 'અબે અંધા, યહાંસે કોઈ નિકલા હૈ?'

સાધુએ જવાબ આપ્યો: 'હા, રાજાજી પહેલા ગયા છે, પછી મંત્રી ગયા છે ને તું દરવાન તેમની પાછળ જા.'

આગળ જતાં તે ત્રણે જણા ભેગા થયા. વાત થઈ પેલા સાધુએ રાજા, મંત્રી ને દરવાનને કઈ રીતે ઓળખી કાઢ્યા એનું એમને ખૂબ જ આશ્ચર્ય થયું. ત્રણેય ગયા સાધુ પાસે. સાધુએ એનો ખુલાસો કર્યો: 'હે પ્રજ્ઞાચક્ષુ' સંબોધનમાં વિવેક-વિનય છે. તે ઉચ્ચ કુળનો સંસ્કારી હોવો જોઈએ, માટે તેને મેં રાજા માન્યો. 'હે સુરદાસ' સંબોધનમાં પહેલાં કરતાં ઓછું માન છતાં ઉદ્ધતાઈનો અભાવ જણાતાં મંત્રી તરીકે ઓળખ્યો. જ્યારે ત્રીજાના સંબોધન-'અબે અંધા'-માં ભારોભાર તિરસ્કાર લાગવાથી એ દરવાન જણાયો.

માટે સમાજમાં, ઘરમાં કે જાહેર જીવન વ્યવહારમાં સંસ્કારી વાણી વાપરો. ફાટેલ તૂટેલ કપડાં ચાલશે, સંસ્કારહીન વાણી નહીં ચાલે. વાણીને સંસ્કારમય બનાવવા માટે વિચારોને સંસ્કારમય બનાવો. વાણી અણધારી આવે છે, માટે વિચારોને તપાસો. તેના પર ચોકી રાખો. વિચારો ગમે તેમ અથડાય છે. મગજ શાંત રહેવા તૈયાર નથી. બોલબોલ કરીએ છીએ, એથી જ્યાં ત્યાં વાણીનો વિકાર થાય છે. વાણીને સંસ્કારમય બનાવવા વિચારોને સંસ્કારમય બનાવવા જોઈએ.

માણસને કામ, ક્રોધ, માન-લોભ આવે છે, માટે વિચારો પર સતત ચોકી રાખો. વિચારોને તપાસો. સંસ્કાર-સંપન્ન વિચાર બને તો જ શિક્ષણ દીપે. ભણેલ હોય ને સંસ્કારી ન હોય તો તે વેદિયો છે. માટે વિચાર, વાણી ને વર્તનને સંસ્કારી બનાવો.

આજે મા-બાપો ફરિયાદ કરે છે: બાળકોમાં

મસ્કાર નથી, તેઓ ઉચ્છૃખલ બનતા જાય છે પણ એ કુસસ્કાર આવ્યા ક્યાથી ? મા-બાપના સસ્કાર, વર્તન ને વ્યવહારની છાપ છોકરાઓ પર પડવાની બાળકો કાર્બન કોપી જેવા છે આજે છોકરાઓ મા-બાપની સામે ગમે તેમ વર્તે છે બીડી પીએ છે 'અમારામા માથુ ન મારો' એમ બોલે છે આમ હવેની પ્રજા જુદા જ પાટે જઇ રહી છે તેનુ કારણ મા બાપો છે મા-બાપ પોતાના છોકરાના સસ્કાર શિક્ષણ કેળવણી પાછળ કેટલો સમય ગાળે છે? બને તેટલા સસ્કાર ઘરમા કેળવો. છોકરા માટે તમે કેટલો ભોગ આપ્યો છે? તમે કપડા ધોવડાવો છો સુદર કરવા પાછળ અર્ધો કલાક ખર્ચો છો વળી ઘડી બગડી ન જાય તેમ સકેલવામા અર્ધો કલાકનો વ્યય કરો છો પણ પોતાના બાળકોમા સસ્કાર રેડવા પાછળ કેટની મિનિટ ખર્ચો છો?

આજે છોકરાઓ પ્રત્યે મા-બાપો બિનજવાબદાર બની ગયા છે માટે બિનજવાબદાર પ્રજા વધતી ચાલી છે ને તથી જ જુગાર, ચોરી લૂટફાટ અનાચાર ને કલહ વધી રહ્યા છે ઘરના બાળકો માટે કાઇ જ સમય ન આપો તે કેમ ચાલશે ?

આ સુદર દાખલો ભીષ્મ પિતામહનો છે ભીષ્મ પિતામહ એટલે પ્રતિજ્ઞાની અજોડ મૂર્તિ વાણી-વર્તન માટે અજોડ તેમને તૈયાર કરનાર કોણ ? માતા ગગાદેવી સસ્કારી માતા કલાકારની માફક પોતાના બાળકને ઘડે છે સસ્કારી બનાવે છે કલાકાર રગ પીછી ને દૃષ્ટિથી ચિત્રને ઉત્તમ બનાવવા ઝખે છે, તેવી જ અજોડ કલાકાર માતા છે તે ગગાદેવીએ અનેક શરતો સાથે શાતનુ સાથે લગ્ન કર્યા હતા સદાય સત્ય બોલનાર રાજાને એક વખત શિકારેથી પાછા ફરતા ગગાદેવીએ પૂછ્યુ

' ક્યા જઇ આવ્યા ? '

શા તનુ જૂઠુ બોલ્યા ફરવા ગયો હતો '

ગગાદેવીએ કહ્યુ શરીર પરના રક્તના ડાઘાથી ફલિત થાય છે કે આપ શિકારે જઇ આવ્યા છો આપે વચનભગ-પ્રતિજ્ઞાભગ કર્યો, માટે આપને ત્યાથી વિદાય લઇશ '

સ્ત્રી એક શક્તિ છે તે શક્તિ સ્વ અને પરને સારા માર્ગે વાળવા માટે છે મહાન બાખરા-નાગલ બધ તૂટે ને પારાવાર નુકસાન કરે, તેમ માણસનો નિયમ તૂટે તો તેથીય વધુ નુકસાન થાય મસ્કાર, શિક્ષણ ને સદાચારની સ્ત્રી પોષાક છે પતિનો નિયમ-ભગ થતા પોતાના સુખ વૈભવ ત્યજી એ ચાલ્યા ગયા પત્ની પિતાને ત્યા ન રહેતા, પિતાના ઉપવનમા નાનકડુ મદિર બધાવી ત્યા રહ્યા સસ્કારને ખાતર સુખની તીવ્ર ઝખનાને લાત મારી અર્ધા ભૂખે રહ્યા, પણ સસ્કાર ન છોડ્યા

ત્યા ચાર મહિના પસાર થતા પુત્રનો જન્મ થયો નામ પાડ્યુ ગાગેય ગાગેયમા અનેક સસ્કારોનુ સિચન માતાએ કર્યું ગાગેયને વીર બનાવવા પ્રયત્ન આદર્યા, મા એટલે સસ્કારથી સયમથી, શિક્ષણથી, સદાચારથી બાળકને ઘડનાર શિલ્પી

કપડા ધોવા કેટલો સાબુ જોઇએ છે? તો તનનો ને મનનો મેલ ધોવા સસ્કારના સાબુની જરૂર છે આલીશાન ઇમારત ફરનીચર કે ઠાઠમાઠના દેખાવથી માનવના નહિ આવે મહાન બગલામા મે વામણા જોયા છે એમને જોઇ દયા આવે છે આવા મહાન મકાન આવા વૈભવશાળી રાચરચીલામા મન તો જાણે સાવ નાનકડુ ! સસ્કારસપન્ન વિના શિક્ષણ નકામુ છે બાળકોમા જરૂર છે સસ્કાર સિચનની, સયમ ને સદાચારયુક્ત શિક્ષણની સસ્કાર ન પોષનાર માતા પિતા બાળકના હિતશત્રુ છે એક સસ્કારી પુત્રથી માતાને જે આનદ થશે તે અસસ્કારી દશ પુત્રથી નહિ થાય

આજે લોકોને મહાપુરુષોના ચરિત્રો યાદ નથી માટે અમારે વારવાર તે યાદ કરાવવા પડે છે

માતાએ ગાગેયને શૌર્યવાન કળામા કુશળ અને અસ્ત્રશસ્ત્રમા પ્રવીણ બનાવ્યો આજે માયકાગલા બાળકો જોઇ દયા ન આવે? દમાથી જીવતા એ બાળકો શુ કરશે? વીર્યહીન પ્રજા સસ્કાર સયમ શિક્ષણ કેમ સાચવશે?

ગાગેયના તેજ, તાકાત કૌવત વધતા ચાલ્યા માની આજ્ઞાને તે અનુસરે છે ધીરે ધીરે બેસીને જગતમા

જાય છે. પાછો આવી માને પગે પડે છે. આશીર્વાદ મેળવે છે.

ગાંગેયને માતાએ કહ્યું : 'બેટા, અહીં આસપાસના વાતાવરણમાં કોઇ પ્રકારની હિંસા ન કરવી, ને થવા પણ ન દેવી.'

માતાનું આ વચન માથે ચઢાવી, ગાંગેય જીવનમાં પ્રગતિ કરે છે.

શિકાર કરતાં કરતાં હરણીની પાછળ પડેલા શાંતનુ એકવખત આ બાજુ આવી ચઢ્યા. હરણુ તો નાસી ગયું, પણ સામે હાથ ઉંચો કરી ગાંગેય ઊભા રહ્યા. ગાંગેયના અવાજથી–રણકારથી શાંતનુ જેવા સમ્રાટ પણ થંભી ગયા. પાછા હઠી ગયા.

કારણ? અવાજ હતો સંયમી યુવાનનો. સંયમી જીવનમાં ઓજસ, તેજ, રણકાર ને વ્યક્તિત્વ જન્મે છે.

શાંતનુ બોલ્યા : 'મને રોકનાર તું કોણ? હું સમ્રાટ છું.'

ગાંગેયે સ્વસ્થ મને જવાબ આપ્યો : 'મહારાજ, આપ જગતના સમ્રાટ હશો, પરંતુ હું આ ભૂમિની મર્યાદાનો સ્વામી છું.'

ચર્ચા વધતાં, શાંતનુની આંખો લાલ બની. શાંતનુએ પણછ ચડાવીને બાણ છોડયુ ત્યાં તો ગાંગેયના બાણે આવી ધનુષ્યના ટુકડા કરી નાખ્યા તલવાર ઉપાડતા શાંતનુને ગાંગેયે કહ્યુ : 'મહારાજ, હિંસા ન કરવાનો નિયમ લેનાર હું આ બાણથી આપનો હવે મુગટ ઉડાવું છું. તલવાર ખેંચવા કરતાં મુગટ સાચવી લો.'

ત્યાં તો ગંગાદેવી આવી પહોંચ્યાં. પુત્રને શાંત કર્યો. ગાંગેય માતાને ચરણે પડ્યો. શાંતનુ આશ્ચર્ય પામ્યા : 'આ મારી પત્ની! તો આ કોણ?'

માતાએ કહ્યું : 'બેટા, આ તારા પિતા છે એમનાં ચરણોમાં પગે પડ ને ક્ષમા માગ.'

શાંતનુને પશ્ચાત્તાપ થાય છે. પત્નીની માફી માગે છે. પગે પડવા જાય છે, પણ આર્ય સ્ત્રી પતિને પગે પડવા દે ખરી? એ તો સંયમી, સંસ્કારી ને સદાચારી છે. શાંતનુનો ગર્વ ગળી જાય છે. તેને ખૂબ જ પશ્ચાત્તાપ થાય છે. ગંગાદેવીને આગ્રહપૂર્વક ખૂબ સન્માનથી–સત્કારથી નગર પ્રવેશ કરવા વીનવે છે.

આમ એક માતાના શિક્ષણે ભીષ્મ પિતામહમાં ઉત્તમ સંસ્કાર સીંચ્યા ને વિશ્વવંદનીય બનાવ્યા. માટે સંસ્કાર વગરનું શિક્ષણ તેલ વગરના દીપ સમાન છે. શિક્ષણ અને સંસ્કાર જીવનરથના બે ચક્ર છે. સંસ્કાર, સ્વચ્છતા ને સુંદરતાની જીવનમાં આવશ્યકતા છે. બાહ્ય હશે તો આંતરિક જન્મશે. અને આંતરિક તથા બાહ્ય સ્વચ્છતા આપણને પ્રભુતા પ્રતિ લઇ જશે. Cleanliness is next to Godliness. સ્વચ્છતા રાખો તન, મન અને આત્મા-ત્રણેને નિર્મળ ને સ્વચ્છ રાખો.

ત્યા હશે શિક્ષણ અને ત્યા હશે સંસ્કાર

---

## મુસ્લિમ દાદા

ભાવનગરના આંબાચોકમાં શરીરે અને કપડે જર્જરિત એવા એક મુસ્લિમ દાદા, રેંકડીમાં બોર વેચે. ખરીદનાર એક ભાઈ બોર વીણી વીણીને લે, તેને દાદા કહે કે 'ભાઈ તું બોર વીણી વીણીને લે પછી બીજા બોરનું મારે શું કરવું?' આમ રકઝક કરતાં કરતાં ખરીદનાર બોર લઇને ચાલ્યો ગયો પછી હું ગઈ. મેં કહ્યું : 'દાદા, બોર તો મારે ય લેવાં છે. પણ વીણી વીણીને જ લેવાં છે જેટલાં સારાં બોર થાય એટલાં બધાં તમે મને આપો અને દર શેરે તમને બે પૈસા વધારે આપીશ.' દાદાએ તરત કબૂલ્યું અને તેણે પોતે જ વીણી વીણીને બોર આપ્યાં. મેં કહ્યા પ્રમાણે દર શેરે બે પૈસા વધારીને પૈસા ચૂકવ્યા. પણ દાદા કોપ્યા. 'બેન, તું માણસ છે ને હું નથી? મારામાં માણસાઇ નથી? તે તું તો પૈસા આપ, પણ મારાથી કેમ લેવાય?' એમ કહીને વધારાના પૈસા એણે મારી સામે ફગાવી દીધા. મારી આંખમાં ઝળઝળિયાં આવી ગયાં. મન પોકારી ઊઠ્યું : 'ભલે શરીર જર્જરિત હોય, કપડાં એથી યે જર્જરિત હોય, પણ દિલ તો પૂરું હર્યુંભર્યું છે. ગરીબાઇએ એના દિલને ગરીબ નહોતું બનાવ્યું, એ જ ખુદાની રહેમ.' ખુદાની રહેમ હમેશા એના પર રહો, એવી પ્રાર્થના કરીને છૂટી પડી.

—વિજયાબહેન પંચોળી (કોડિયું)

# નસીબમાં લખ્યું હોય તો નિરાંતે રાજ કરોને!

**પ્રવાસી**

પંદરેક વર્ષ પહેલાની વાત છે.

સૌરાષ્ટ્રના એકમની સ્થાપના થયા પછી પ્રજાકીય સરકારે લોકોના આર્થિક અને સામાજિક હિતની દૃષ્ટિએ એક પછી એક મહત્ત્વના પગલા લેવા શરૂ કર્યા. સ્થાનિક વહીવટ અને વિકાસની જવાબદારી લોકો પોતે સંભાળે અને એ દ્વારા સ્વરાજનો અનુભવ કરે એ દૃષ્ટિએ ગામે ગામ ગ્રામ પંચાયતની સ્થાપના કરવાનું પગલું એ સૌરાષ્ટ્ર રાજ્ય તરફથી લેવામા આવેલું એક મહત્ત્વનું ક્રાન્તિકારી પગલું હતું.

ગ્રામ પંચાયતની સ્થાપનાને પરિણામે વહીવટ અને વિકાસની જે જવાબદારીઓ આવે એ સ્વીકારવાની ખુશી અને તૈયારી સાથે ગામ સમસ્તના લોકો સાથે મળી પોતાના ગામમા ગ્રામ પંચાયત સ્થાપવા માટેની માગણી કરે ત્યાર પછી જ કોઇ પણ ગામમા ગ્રામ પંચાયતની સ્થાપના કરવામા આવતી હતી.

કેટલાક પ્રગતિશીલ ગામોએ તો રાજ્ય તરફથી ગ્રામ પંચાયત સ્થાપવાની યોજના અને શરતો જાહેર થતાની સાથે જ ગ્રામ પંચાયત સ્થાપવા માટે ઉત્સાહ પૂર્વક માગણી શરૂ કરી દીધી પરન્તુ મોટાભાગના ગામોમા તો ગ્રામ પંચાયતનું મહત્ત્વ અને એની જવાબદારી સમજાવવાનું તેમ જ એ માટે લોકોને તૈયાર કરવાનુ જરૂરી હતું. સૌરાષ્ટ્ર રાજ્ય તરફથી એ માટે પણ ખાસ વ્યવસ્થા કરવામા આવી હતી.

આ વ્યવસ્થા અનુસાર ગ્રામ પંચાયતના એક અધિકારી અને બે પ્રજાકીય આગેવાનો ગામડાઓનો પ્રવાસ ખેડી રહ્યા હતા. ફરતા ફરતા આ મંડળી સોરઠના એક ગામમા આવી પહોચી.

રાત્રે વાળુપાણીથી લોકો પરવારી ગયા એટલે ગામના ચોરા ઉપર ગ્રામવાસીઓની સભા બોલાવવામા આવી. સરકારના કોઇ અધિકારી આવે તો કંઇક નવાજુની અને ફડાફડી કરીને જ જાય એ અત્યાર સુધીનો ગ્રામવાસીઓનો અનુભવ પ્રજાકીય આગેવાનો સાથે સરકારી અધિકારી ફરવા નીકળે અને ગ્રામવાસીઓને ચોરે એકઠા કરીને સભા કરે એ આ ગામ માટે નવી વાત હતી. લોકોના આશ્ચર્ય અને કુતૂહલનો પર ન હતો. જોતજોતામા ગામના બાળકો, બહેનો અને ભાઇઓથી ચોરો ખીચોખીચ ભરાઇ ગયો.

ગ્રામ પંચાયત અધિકારીએ સાદી અને સરળ ભાષામા ગ્રામ પંચાયતનું સ્વરૂપ, એની જવાબદારીઓ એના અધિકારો ઇત્યાદિ જુદા જુદા પાસાઓની વિગતવાર સમજણ આપી. પ્રજાકીય આગેવાનોએ પણ એમની લાક્ષણિક શૈલીમા ગ્રામ પંચાયતની જરૂરિયાત દર્શાવી, એની જવાબદારી સ્વીકારવા માટે કટિબદ્ધ થવા હાકલ કરી. ગામલોકો શાંતિથી બધી વાતો સાંભળી રહ્યા.

'તે આ ગ્રામ પંચાયતનો કારભાર કોણ કરશે?' અધિકારી અને આગેવાનોના ભાષણો પૂરા થયા એટલે થાંભલીને ટેકો દઇને બેઠેલા એક ડોસાએ પ્રશ્ન કર્યો.

'ગ્રામ પંચાયત એટલે ગ્રામરાજ. ગામના લોકોએ જ સાથે મળીને એના કારભારની જવાબદારી સંભાળવાની રહેશે' ગ્રામ પંચાયતના અધિકારીએ સ્પષ્ટતા કરી.

'તો અમારે ધોળે ધરમેય પંચાયત જોતી નથી.' ડોસાએ સડાક દઇને સંભળાવી દીધું.

'એમ ચટ દઇને ના કહી દો એ કંઇ ચાલે? આપણે નિરાંતે વાતો કરીએ. કંઈ મુસ્કેલી હોય તો વિચાર કરીએ. આપણું એકેએક ગામ સાચુ સ્વરાજ ભોગવતુ થાય એવી પૂ ગાંધીજીની કલ્પના હતી. ગ્રામ પંચાયત દ્વારા આપણે ગામેગામ સ્વરાજ સ્થાપવા માગીએ છીએ, આવી રૂડી વાતને તો આપણે આવકારવી જોઇએ.' પ્રજાકીય આગેવાને વિગતથી સમજણ આપવાનો પ્રયત્ન કર્યો.

'હું સમજી વિચારીને ના ભણું છુ. બાપુના દોર કયારેક છૂટી જાય અને ટીંકાડીક ઉપર ચડી જાય પછી એ ઝટ દઇને નાખા તો પડે. અમે ખેડુ

માણસ અમારે રાત દિ ઢોર "હારે પનારો કેવાય કાળિયા ઢારે ધોળિયો બાધીએ તો વાન ન આવે પણ સાન તો આવી જાય ઢોરની હારે રાત દિ રહીને અમારું ય એવુ ભેગા થઈને રાજ કરવાનુ સોપશો એટને અમે તરત આવશુ ઢીકા પાટુએ પછી અમને નોખા પાડવા કોણ આવશે?' ડોસાએ પોતાની તળપદી રીતે, વિસ્તારથી ગ્રામ પચાયત સ્વીકારવાની ના પાડવા માટેના કારણો એમને જણાવીને છેવટે ભારે મહત્ત્વનો સવાલ રજૂ કર્યો

'આપણે ત્યા ગામેગામ ગ્રામ પચાયત સ્થપાતી આવે છે લોકો પણ ભારે ઉત્સાહથી ગ્રામ પચાયતનો કારભાર કરવા માડયા છે કોઈ ઢીકા પાટુએ આવતા નથી એટલે તમારી ભડક ખોટી છે આપણા દેશમા વસતિનુ રાજ સ્થાપવા માટે આપણે સ્વરાજ લીધુ છે હવે છટકીને એની જવાબદારીથી આઘા ભાગવુ આપણને શોભે નહી ' બીજા પ્રજાકીય આગેવાને લોકોને સમજાવવાનો પ્રયત્ન કર્યો

'આ તે રાજ કરવાની રીત છે કે રમત માડી છે! ગાધી બાપાને પરતાપે તમને રાજ મળી ગયુ પણ તમારા નસીબમા રાજ લખ્યુ લાગતુ નથ ' બીજા એક વૃદ્ધ આગેવાને ટટ્ટાર થઈને ટોણો માર્યો.

'કેમ એમ બોલવુ પડયુ? તમારો મરમ સમજાણો નહી ' પચાયત અધિકારીએ આશ્ચર્યથી પ્રશ્ન કર્યો

'એમા સમજાવવુ પડે એવુ શુ છે? દીવા જેવી વાત છે છતાય સાભળવુ હોય તો સાભળો પેલા અમારા ગામમા નવાબનુ રાજ હતુ પછી પાકીસ્તાનનો હોબાળો ઉપડયો અને આરઝી હકૂમતે અમારા ગામનો કબજો લીધો આરઝી હકૂમતનુ રાજ થયુ એટને અમને માડ કાક નિરાત થઈ, ત્યા અમારા ગામમા હિન્દ સરકારનુ રાજ આવ્યુ

હિન્દ સરકારના રાજમા કાક ઠરીને ઠામ થયા ત્યા શામળદાસભાઈની સરકાર આવી શામળદાસ ભાઈના રાજમા સળ પડી ન પડી ત્યા વળી ઢેબર ભાઈનુ રાજ આવ્યુ મનમા થયુ કે હવે રાજની ઉથલપાથલ નહી થાય પણ કાક થાળે પડયા ત્યા તમે વસતિનુ રાજ કરવા આવી પોગ્યા આમ છાશ વારે તે રાજ બદલાવાતા હશે? તમે રાજ કરવા નીમ્યા છો કે છોકરાવની રમત માડી છે? તમને કોઈ કેવાવાળુ છે કે નઈ? વસતિનુ રાજ માગવા ઢેબરભાઈને ઉમરે આવીને કોઈ લાધવા બેઠુ છે? કે તેવડ નથી એટલે રાજ વેચવા નીકળ્યા છો? અમારે તમારી પચાત બચાત કરવી નથી અને વસતિનુ રાજ જોતુ નથી નસીબમા લખ્યુ હોય તો નિરાતે રાજ કરો ને!' આધેડ ઉમરના ત્રીજા આગેવાને તાનમા ને તાનમા ઊભા થઈને ગામ સમસ્ત વતી નિર્ણય જણાવી દીધો

ગામેગામ ફરીને ગ્રામ પચાયતનુ મહત્ત્વ સમજાવવામા અને સ્વરાજની જવાબદારી સભળાવવા માટે લોકોને ઉત્સાહ પ્રેરવામા સફળ થયેલા આગેવાનની આ ગામમા કોઈ કારી ફાવી નહી જોતજોતામા સભા વિખરાઈ ગઈ પચાયત અધિકારી અને પ્રજાકીય આગેવાનો પણ બધા ડાયરાને રામ રામ કરી ચોરના પગથિયા ઉતરી ગયા, અને મોટરમા બેસી રવાના થયા પરતુ મોટરના ઘરઘરાટમા એમને એક જ ભણકારા સભળાયા કર્યો કે 'નસીબમા લખ્યુ હોય તો નિરાતે રાજ કરો ને!'

---

બે મિત્રો સાથેસાથે ફરતા હતા રસ્તામા પડેલી રૂપિયાની કોથળી ઉપર એકની નજર પડી એણે તે ઉપાડી લીધી ને સોબતીને કહ્યુ 'અરે જો મને આ રૂપિયાની થેલી જડી '

'મને જડી એમ શા માટે?' સોબતીએ જણાવ્યુ 'આપણને જડી એમ કહે બને જોડાજોડ ચાલતા હોઈએ તેમા જે કઈ લાભહાનિ થાય તે બનેને ભાગે વહેચાવા જોઈએ '

'ના ભઈ ના મને જડેલુ દ્રવ્ય હુ તને શેનો આપુ?'

'વારુ!' કહી બીજો મિત્ર ચૂપ રહ્યો નસીબસજોગે બન્યુ એવુ કે જે માણસની એ થેલી પડી ગઈ હતી તે બીજા એક પોલીસને લઈ ઉતાવળથી આવ્યો પોલીસને જોઈ પહેલા મિત્રે કહ્યુ આપણે ખોટુ કામ કર્યું હવે તો જેલમા જ જવાનુ!'

'ભાઈ, આપણે ખોટુ કામ કર્યું એમ શા માટે હવે કહે છો! મે ખોટુ કામ કર્યું એમ જ કહે ને!'

# ગુરુ-ગાંધી મિલન

રા૦ ના૦ પાઠક

એકવાર સાબરમતી આશ્રમમાં ગુરુદેવ પધાર્યા હતા. પૂ૦ બાપુના ઓરડામાં ગાદી ઉપર નિરાંતે બન્ને પવિત્ર આત્માઓ આડા પડ્યા જ્ઞાન-ગમ્મત કરી રહ્યા હતા.

ગુરુદેવે બાપુને પૂછ્યું: "તમને કેટલાં થયાં મહાત્માજી, હું તો સિત્તેરનો થયો."

"મને સાઠ થયા '

"ત્યારે તો હું તમારાથી દશ વર્ષે મોટો " એટલે બાપુજીએ કહ્યું. "પણ સાઠ વરસનો વૃદ્ધ ગાંધી ગાઇ નથી શકતો જ્યારે સિત્તેર વર્ષનો યુવાન કવિ નાચી શકે છે." આમ કહીને બાપુ ખડખડાટ હસી પડ્યા. એમા ગુરુદેવનું મીઠું હાસ્ય ભળ્યું.

ગુરુદેવ શાંતિનિકેતન માટે થોડા પૈસા ઉઘરાવવા નીકળ્યા હતા. એમને એ ફાવતું નહોતું.

ઉઘરાણાની વાત નીકળતાં ગુરુદેવ કહે: " સૌથી મોટા ભિક્ષુક તો માલવીયજી.

મહાત્માજી, તમે માલવીયજીને લગો ખરા કે નહીં?"

બાપુ કહે: "પહોંચું ખરો. પણ એમને હીરા મોતી મળે જ્યારે મને કોડી મળે." ફરી બન્ને વૃદ્ધ યુવાનોના હાસ્યથી ઓરડો ગાજી ઊઠ્યો. ચીન જાપાનના પ્રવાસની વાત નીકળતાં કવિ કહે·



'મહાત્માજી, ચીનમાં મજૂરોનાં મોટાં સંગઠન થાય છે આપને એમ નથી લાગતું મહાત્માજી, કે શ્રીમંતો કરતાં ગરીબો–શ્રમજીવીઓ–નાં સંગઠન વધારે સહેલાઈથી થઈ શકે છે?'·

"ખરી વાત છે" બાપુએ ટેકો આપતાં કહ્યું: "કારણ કે શ્રીમંતો અને બુદ્ધિજીવીઓને તો એક બીજાને ભોગે આગળ વધવાનું હોય છે. જ્યારે ગરીબ શ્રમજીવીઓ એક બીજાના સહકારથી આગળ વધી શકે છે "

ભારતવર્ષની મહાનવિભૂતિઓ વચ્ચે ચાલતો વાર્તાલાપ અતિ અદ્ભુત હતો. સનાતન સત્યની પેઠે એ સામાન્ય લોકો સમજી શકે તેવો સાદો છતાં હવા અને પાણી જેવો પૌષ્ટિક અને પ્રાણદાયી હતો.

ત્યારબાદ, આશ્રમવાસીઓએ ગુરુદેવને બે શબ્દ કહેવાની વિનતિ કરી. ગુરુદેવ ઘડીભર આંખો મીંચી બેસી રહ્યા તેમનો ઋષિસદૃશ પ્રભાવશાળી ચહેરો સત્યના તેજે પ્રકાશી રહ્યો હતો. આખરે તેમના મુખમાંથી તપઃપૂત વાણી નીકળી.

"તમારી વચ્ચે જાગ્રત બેઠેલા ગુરુનું જીવન એ જ આ પણને સૌને પ્રેરણા આપતા ઉપદેશ છે."

"બોલવાની મને ટેવ છે ખરી, પણ અનુભવે હું જાણું છું કે એ વૈખરીમાં કશું નથી માત્ર જીભ અને શ્વાસ થાકે છે એટલું જ......

"આપણા દેશની સેવા માટે જે ત્યાગ જોઇએ છીએ તે લાગણી અને વાણીના ઉભરાથી ન થઈ શકે. એમાં ભલે આપણને મજા આવતી હોય; પણ ત્યાગ તો સત્ય પાલન અને તેને અંગે રહેલા કડક નિયમપાલનથી જ આવે. એટલે ભાષણો અને સરઘસો વગેરે તોફાનોમાં આપણે ન પડીએ, ઓથી ન રાચીએ. પણ શાંત અને મૂગાં કામનું વૈતરું આનંદ પૂર્વક કરીએ."

# જે રણછોડ

દેવેન્દ્રકુમાર કાલિદાસ પંડિત

ઓખાનો રાજા સોમૈયો માણેક ડેલીએ બેઠા બેઠા હાથમા માળા લઈ જે રણછોડ જે રણછોડ, જે રણછોડના જાપ જપે છે અરબી સમુદ્રના મોજા ઉપર થઈ વહી આવતો પ્રભાતનો શીળો પવન વિશાળ ડેલીમા ઘૂમરીઓ લે છે ત્યા બહાર વીસ ઘોડાની સાપટી પડઘી બોલી ભેળા જ અવાજ ગોઠ્યો

'કા સોમૈયા માણેક છે ને?'

માળા ફેરવતા સોમૈયા માણેકે ડોકુ શેરી ભણી લબાવ્યુ જોયુ તો બાકરકંધા ઝુકાનીદાર પડછંદ ઘોડા પર બેઠેલા વીસ આદમી હતા જોયાને ઓળખી ગયા

'અરે સાલમીન જમાદાર! આવો ભા આવો '

'ના રાજા અવાય એવુ કે પલાણ છડાય એવુ નથી ચડ્યે ઘોડે વાત કરી લેવી છે '

સોમૈયા માણેક બહાર આવ્યા ને ઘોડાની લગામ પકડી કહ્યુ

'ભા! આંગણે આવેલો મેમાન એમ તે વાતુ કરી શેરીમાથી જ ભાગી જાય તો ઓખો લાજે ને? હેઠે ઊતરો જે કામ હોય એ કહો '

સાલમીન જમાદાર નીચે ઊતર્યા સ્વારોય ઊતર્યા ઘોડા અંદર ઘોડારમા હંકાર્યા

તોતીંગ દરવાજો વટાવી જમાદાર સાલમીન અંદર આવ્યો જોયુ તો ધતુરાના ફૂલ જેવી ડેલી પર મૂઠા મૂઠા હાથના ગાદલા પર મણ મણ રૂના તકિયા નખાયા છે, જેતપરની લાનચોળ જાજમની બિછાત છે મોટી ફળીમા ઊંચી ઓશરીએ આઠ ઓરડા ને સામે ઘોડાર છે ફળીમા નાગરવેલના પાન જેવો લીલુડો લીમડો વાયુના વીંજણા ઢોળી રહ્યો છે

ઓખાના રાજાની આ સાદાઈ જોતા જમાદાર સાલમીન ગાદી તકિયાને અઢેલી બેઠો બાજુમા સોમૈયો માણેક બેઠા ને હાથમા માળા લઈ લીધી

'કો ભા અમરજી દીવાનના જાની દોસ્તનુ શીદ ઓખા આવવુ થયુ શુ કરે છે દીવાન!'

'દીવાનજી કાકાનુ તો ખૂન થયુ!'

'હે! અમરજી દીવાનનુ ખૂન?'

'હા રાજા' આઠ જ દિવસ થયા છે નવાબની મા એ નવાબના સગપણના લૂગડા જોવાના બાને રાતે મહેલમા બોલાવી મેડી પર જતી સીડીની પરશાળમા ચાર મારાઓ રોકી દગાથી ખૂન કરાવ્યુ '

'આંખો બંધ કરી તેના પર હાથ દાબી સોમૈયો માણેક બોલ્યા જે રણછોડ જે રણછોડ ડોક જ છીપમા પાકે એવુ મોતી ગયુ '

'એનો એક મારતલ અહી છે '

'અહી! મારા ઓખાનો આદમી અમરજી દીવાનના ખૂનમા '

'હા એનું નામ ગુલાબસિંહ લુરાણો સનવાન હેરોબની દીકરી વેરે એ પરણ્યો છે '

'હવે!'

'અમરજીના દોસ્ત વડોદરા ગાયકવાડે એનુ માથુ મંગાવ્યુ છે એનો સેનાપતિ સિંધિયા ખંભાળિયે લશ્કર લઈ પડ્યો છે કાલ સાંજ સુધીમા ખૂનીનુ માથુ એના તંબૂએ નહિ આવે તો ગાયકવાડી ફોજ ઓખાને ધમરોળી નાખશે મીઠાના હળ હાંકશે બસ એટલુ કહેવા આવ્યો છુ '

કહી જમાદાર સાલમીન ઊઠ્યો એના સ્વારોય ઊઠ્યા પાછા ઘોડા સજ્જ થયા ને પાછી પડઘી બોલી ને વીરમી ગઈ

સોમૈયો માણેક ક્યાય સુધી સ્થિર બેઠા રહ્યા એના માથામા જમાદાર સાલમીનના બોલ હથોડા બની લાગતા હતા ગાયકવાડી ફોજ મીઠાના હળ હાંકશે '

એ ઊઠ્યા હાથમા માળા સોતા એ રણછોડરાયના મંદિરે આવ્યા અંબી પનારી વાળી રણછોડરાયની મૂર્તિ સામે બેસી ગયા બેસી આંખો બંધ કરી માળા ફેરવવા લાગ્યા મેઘશા બુલંદ અવાજે દેવાલયના ઘૂમટમા એનો જે રણછોડ જે રણછોડનો નાદ પડઘા પાડે છે

મધ્યાહ્ન ઢળ્યા એ મધ્યાહ્નનુ ભોજન લેવા ઊઠતા નથી

સાજ ઢળી, મંદિરમાં સાયં આરતીના દીવા પ્રગટયા. આરતી થઇ ગઈ તે વેળા એ માત્ર આશકા લેવા ઊઠયા ને લઈ પાછા બેસી ગયા.

રાત ઢળી મંદિરના દીવાના તેજ ઝાંખા પડવા લાગ્યા. ચોમેર શાંતિ છવાઇ ગઈ માત્ર અરબી સમુદ્રનું આછું ગર્જન સંભળાયા કરે છે.

મધરાત થઇ ને હાથની માળા થંભાવી રણછોડ-રાયના ચરણે માથું નમાવી એ બોલ્યા: 'બાપ! આવતી કાલે સાંજે જમાદાર સાલમીનની અવધ પૂરી થાય છે, મારે શું કરવું તેની પ્રેરણા મારા અંતરમાં જગાડજે જગતપિતા!'

કહી પાછી આંખો બીડી માળા ફેરવવા માંડયા ને જાપ જપવા લાગ્યા: જે રણછોડ! જે રણછોડ! જે રણછોડ!

પ્રભાત થયું. પૂજારીએ સૂર્યોદયની આરતી કરી લીધી. આશકા લઇ સોમૈયો માણેક જ્યાં હાથમાં માળા લેવા જાય છે કે અંતરના ઊંડાણમાં કશુંક ઊગ્યું ને એ મનોમન બોલી ઊઠયા: 'બરાબર છે ધણી! એ વાત બરાબર છે.'

ને એણે હાક દીધી: 'અલા ઠાક વીરસિંહને બોલાવજો ને જરાવાર મંદિર ખાલી કરજો.'

ઓખાના રાજાની આજ્ઞાનો તુરત અમલ થયો. મંદિર ખાલી થયું. નોકરો સોમૈયા માણેકના વડેરા પુત્ર વીરસિંહ માણેકને બોલાવવા ગયા.

મંદિરમાં ચોમેર શાંતિ છે. સોમૈયા માણેક હાથમાં માળા ફેરવે છે ત્યાં એને કાને અવાજ આવ્યો.

'બાપુ!'

ચમકી સોમૈયા માણેકે અવાજ ભણી જોયું તો થાંભલીની ઓથે એક છોકરી ઊભી છે.

'કેમ બેટા! કોણ તું?'

'બાપુ હું જેના કાજે તમે ઉપવાસ પર ઊતર્યા છો એની ઓરત અને સલવાન હેરોલાની દીકરી.

'કે ભા તારે શું કહેવું છે?'

'બીજું કાંઈ નહિ બાપુ! એટલું જ કે બાપ થઈ દીકરીને રંડાપો દેશો?'

પળવારમાં બધું સમજી જતાં સોમૈયો માણેક બોલ્યા:

'ભલે બેટા, જા, તારો ચૂડી-ચાંદલો અખંડ રહેશે. ઓખાની દીકરી એ મારી દીકરી હું ઓખાનો રાજા. વસ્તીની દીકરી મારી દીકરી પણ બચ્ચાં તારા ધણીએ ખોટું કર્યું છે.'

'આજ તો બાપુ એ ખોટું દેખાશે, પણ લડાઇમાં રાજાના હુકમથી હજારો માણસો સામ સામા કપાય એ સારું ને સાચું મનાય છે તો મારા ધણીએ તો નવાબનો હુકમ માની એ કામ કર્યું છે દોષ હોય તો નવાબનો છે.'

'એય સાચું દીકરી! સુખેથી જા, તારા ધણીને નહિ સોંપું.'

ત્યાં વીરસિંહ આવ્યો. કમરે તલવાર લટકે છે. ભેટમાં જમૈયો છે.

'કાં બાપુ!'

'અહીં બેસ બેટા, અહીં બેસ.'

વીરસિંહ બેઠો. મંદિરમાં નીરવતા છે. મહાસાગરની ઘેરી ગર્જના સંભળાય છે.

'જે ભા! કાલ જમાદાર સાલમીન આવ્યા'તા. જૂનાગઢના નાગર દીવાન અમરજીના ખૂનીને પકડવા.'

સોમૈયા માણેકે પળવાર વિસામો ખાધો ને માળા કરતાં કરતાં બે વાર ઉચ્ચાર કરી લીધો. જે રણછોડ, જે રણછોડ. ને વળી આગળ ચલાવ્યું.

'કહી ગયા ખૂની ઓખામાં છે. આજ સાંજ સુધીમા ખંભાળિયે માથું પહોંચતું કરજો. કાલ સાંજ સુધીમાં જો માથું નહિ આવે તો ગાયકવાડી સેના ઓખા માથે મીઠાનાં હળ હાંકશે. જે રણછોડ, જે રણછોડ.'

પળભર વિશ્રાંતિ; પછી વળી વાત શરૂ

'ઓખા માથે આફત ઊતરી ને મને થયું, આમાં માનુષી બુદ્ધિ કામ નહિ કરે. રણછોડરાયના શરણે જવા દે, એ સુઝાડે તે સાચું એટલે કાલનો બેઠો છું. આજ પ્રભાત આરતીની આશકા લીધા પછી મારા હૈયામાં દેવાધિદેવે જગાવ્યું છે કે ગાયકવાડને માથા સાટે માથું દેવું. ખૂની ગુલાબસિંહને સોંપી તેની

હિસા કરાવવી એ તો ઘોર પાપ છે, આપણે રણછોડરાયના રખોપુ કરવાવાળા આપણે હિસા આચરીએ કે મદદ કરીએ તો ધરણી હલમલી ઊઠે એટલે મે નક્કી કર્યુ છે કે મારે મારુ માથુ ગાયકવાડને ઉતારી દેવુ '

' બાપુ ! '

' બોલમા બેટા ! મારાથી ગુલામસિંહને નહિ સોપાય, એની ઘરવાળી મને બાપ કહી ગઇ ને કહેતી ગઇ કે બાપ ઊઠી દીકરીને રડાપો દેશે ? એટલે એનો ચૂડી–ચાદનો અખડ રાખવા મારુ માથુ ઉતારી દઉ છુ મનુષ્યજીવન તો પરાયા કાજે છે ને આવુ ટાણુ ભાગ્યશાળીને આવે લે બેટા મથુ ઉતારી લે ને સાજે ખભાળિયા આપી આવજે ને કહેજે આ માથુ ગુલામસિંહ લુરાણાના માથા સાટે છે હવે ઓખાને માફ કરજે. '

કહી સોમૈયા માણેકે ગરદન ઝૂકાવી

' બાપુ ! બાપુ ! '

' મારો દીકરો ઊઠીને ડરે છે ? રણછોડરાયની હજુરમા મરવુ છે વાર કર મા સુરજડાડો હમણા આભની વચ્ચે એનો રથ લાવશે. લે બાપ જીવતા–મુવાના જે રણછોડ '

કહી ફરી ગરદન ઝૂકાવી હાથમા માળાના મણકા ફર્યે જતા હતા મોઢેથી જે રણછોડ જે રણછોડ જે રણછોડ નીકળતા નાદ મદિરના ઘૂમટમા પડઘા પાડતા હતા

ત્યા વીજળીનો ઝબકારો થયો એક પળ બીજી પળ તલવાર ગરદન પર પડી સરર કરતુ માથુ ભોય પડયુ જાણે ભીનો અવાજ થયો તોય જે રણછોડ જે રણછોડના નાદ જાણે મદિરની દીવાને દીવાન અને પથ્થરે પથ્થરમાથી પ્રગટતો હતો પડછદા પાડતો હતો

માથુ થાળીમા લઇ વીરસિંહ ઘેર આવ્યો ઘોડો સજાવ્યો ને તે પર પનાણી માથુ રૂમાલમા બાધી સાજ પહેલા ઓખો ચીરી એ ખભાળિયે આવ્યો

પાદરમા ગાયકવાડના સેનાપતિ સિધિયાની છાવણી હતી ઘોડા હણહણતા હતા હાથી ઝૂલતા હતા સાદિયા ગાગરતા હતા સરાણો હથિયાર સજતી ચીસો નાખતી હતી.

વીરસિંહ સિદ્ધો જ તબુમાં ગયો અદર સેનાપતિ સાથે અમરજીનો દીકરો રૂગનાથજી ને જમાદાર સાલમીન બેઠા છે ચરોતરની ઊંચી તમાકુના હુક્કા ગગડે છે

' લ્યો આ માથુ '

કહી નીચે મૂકયુ બધાની નજર એ તરફ ગઇ અને બોલી ઊઠયા

' અરે આ તો સોમૈયા માણેકનું માથુ. '

' હા, મારા બાપનુ માથુ છે '

' પણ એનુ માથુ શા માટે ? આવડો ગઝબ કેમ કર્યો ? '

મારા બાપુએ કહ્યુ ' ગાયકવાડ સરકારને માથુ જોઇએ. એટલે ગુલામસિંહના માથા તારે માથુ આપ્યુ છે '

પણ એમનો શો વાક ? આવી જાનફેસાની કરવા એને શુ કારણ ? '

' બે એક તો ઓખાના રાજા તરીકે વસ્તીના બેટા–બેટીના જીવનુ જતન કરવાનો એ નાતે ગુલામસિંહને બચાવ્યો બીજો હિસાનો પોતાના હાથેથી બીજાના જીવહાની મારો બાપ કેમ કરી શકે ? અમે તો રણછોડરાયના રખેવાળ આમ બે કારણે એણે પોતાનુ જ માથુ ઉતારી દેવાનુ ગનીમત માન્યુ. લ્યો જ રણછોડ '

કહી વીરસિંહ તબુ બહાર નીકળી ગયો

એ જ ઘડીએ ગાયકવાડી સેનાએ પડાવ ઉપાડી વડોદરા ભણી પ્રયાણ કર્યુ ઓખા બચી ગયુ ગુલામસિંહ ઊગરી ગયો એની ઓરતનો ચૂડી–ચાદનો અખડ રહ્યો



# અંધકાર અસ્ત થયો

મગાધર શુકલ

સામેના પાટિયા પર લખ્યુ હતુ. મીનાક્ષીદેવી, પ્રમુખ

અંધ બાળકોની આ સસ્થા જોવા માટે પત્ર-પ્રતિનિધિ તરીકે મને મોકલવામા આવ્યો હતો તે વિષે એક ખાસ લેખ તૈયાર કરવાનો હતો ત્યા પહોચતા કહેવામા આવ્યુ કે પ્રમુખ કંઇક કામમા છે તેથી મારે પાચ-દશ મિનિટ રાહ જોવી પડશે. મારી સાથે મારી પત્ની આશા પણ હતી અહીં અમારા બનેના આવવાનુ મુખ્ય કારણ એ હતુ કે અમારો પોતાનો પુત્ર પોતાની આખો ગુમાવી બેઠો હતો તેના ભવિષ્ય માટે અમે એક રીતે નિરાશ થઇ ગયા હતા આવા કેટલાયે કેન્દ્રો જોયા, પણ શાતિ ન મળી પરતુ ક્યાક તો તેને મૂકવો જ હતો આ સસ્થા વિષે ખૂબ સાભળ્યુ હતુ. અમે કેટલા દુખી હતા તે કહીને શુ ફાયદો? દરેક આનદની પાછળ અમને અમારા બાળકના ભવિષ્યની કાળી છાયા ડોકાઇને દેખાતી અને નસીબની વિચિત્રતા તો એ હતી કે આવા બાળકની માએ–આશાએ આધળા બહેરાના પુનર્વાસનુ શિક્ષણ વિદેશમા લીધુ હતુ જેવી રીતે કોઇ એક સારો ડોકટર પોતાના બાળકનો ઇલાજ વિશ્વાસથી નથી કરી શકતો, બિલકુલ તેવી જ સ્થિતિ આશાની હતી અમે આ સસ્થા વિષે પૂર્ણ માહિતી મેળવી લઇએ ત્યા સુધી અમારા બાળકની વાત અપ્રગટ જ રાખવા ઇચ્છતા હતા

હુ ઊઠીને ભીત પરના ચિત્રો જોવા લાગ્યો સસ્થાના બાળકો દ્વારા જુદા જુદા ક્ષેત્રે થતી જતી પ્રગતિ સબધી અનેક ચિત્રો હતા. કોઇ ચિત્રમા સગીત, શાળામા અભ્યાસ કરતા બાળકોને દેખાડવામા આવ્યા હતા તો કોઇમા વ્યાયામ કરતા ઉપયોગી કામ શીખતા અને રમત-ગમત કરતા દેખાડવામા આવ્યા હતા, મતલબ કે ભાગ્યે જ એવુ કોઇ ક્ષેત્ર હશે જેમા તેઓને દેખતા બાળકોથી જુદા પાડી શકાય સામેની ભીત ઉપર, ઓરડાની વચ્ચોવચ્ચ એક એવા બાળકનુ ચિત્ર હતુ જેણે આ વરસે રમત-ગમતની હરીફાઇમા પ્રથમ ઇનામ મેળવ્યુ હતુ અને સાથે સાથે પોતાના એક સાથીને ડૂબતા બચાવી લેવા માટે પણ ઇનામ પ્રાપ્ત કર્યુ હતુ.

હુ અને આશા થોડીવાર એ ચિત્રને જોઇ રહ્યા તે કિશોર ચકચક લગાડીને શાનથી ઊભો હતો. તેની પીઠને મીનાક્ષીદેવી પ્રેમથી થાબડી રહ્યા હતા. બંનેના ચહેરા પર વિજયભર્યા સતોષનુ સ્મિત રમતુ હતુ. ચારે બાજુ લાગેલા બીજા ચિત્રો જે વાત કહી રહ્યા હતા તેનો પૂર્ણ યશ મીનાક્ષીદેવીને હતો આ દુબળી-પાતળી સામાન્ય દેખાવવાળી યુવતી એ કંઇક બાળકોને એક નવી દુનિયામા પ્રવેશ અપાવીને, તેમને પુનર્સ્થાપિત કરવામા સપૂર્ણ સફળ થઇ હતી. એના ભાગ્યહીનો જેમના માટે દુનિયાનુ સૌંદર્ય, અને ઝગમગાટમા ભાગ લેવા માટે ઇશ્વરનો પ્રતિબધ હતો તેમની અને દેખતાઓની દુનિયા વચ્ચે એક મોટી ખાઈ હતી અધકારની એક એવી દિવાલ જે કોઇથી પણ હટી શકે તેમ ન હતી પરતુ સહેજે વિશ્વાસ નથી આવતો કે આ સાધારણ દેખાતી યુવતી પાસેથી જ,–અધકાર અને નિરાશા પર વિજય મેળવીને સફળતાનો અનુભવ કરવા માટે –તેઓને આધાર મળ્યો હશે થોડીવાર માટે સમાચારપત્ર, વિશેષ લેખ, કિઇ યાદ ન રહ્યુ એ બધુ જ ભૂલી ગયો જે માટે ચારસો માઇલનો પ્રવાસ ખેડીને આજ સવારે અહીં આ યો હતો

એટલામા ઘટડી વાગી ચપરાસીએ આવીને કહ્યુ કે પ્રમુખ તમારી રાહ જુવે છે

સુવ્યવસ્થિત, સુરુચિપૂર્ણ સજાવેલ ઓફિસમા એક બાજુ ખુલ્લી બારીની સામે ટેબલ ગોઠવવામા આવ્યુ હતુ તે લાબા-પહોળા ટેબલની એક બાજુ બેઠેલ મીનાક્ષીદેવી કઇક વધુ દુબળી લાગતી હતી, પાસે જ એક નાનુ ટેબલ તેમની મદદનીશનુ હતુ.

ઊભા થઇને તેમણે અમારુ સ્વાગત કર્યુ મે મારો તથા આશાનો પરિચય આપી કહ્યુ 'તમારા કેદ્ર વિષે હુ થોડી માહિતી મેળવવા આવ્યો છુ.

આ વિષે મારે એક વિશેષ લેખ તૈયાર કરવાનો છે'

'તમે જે કંઈ ઇચ્છશો. તે બધી માહિતી તમને મળશે જે કંઈ બની શકે તેમ છે, સાધી શકાય તેમ છે તે બધુ કરી છૂટવાનો અમારો પ્રયત્ન હોય છે એ તો તમે જ કહી શકો કે અમારુ કાર્ય કયા સુધી સફળ થયુ છે' મીનાક્ષીદેવીએ ઔપચારિક રીતે કહ્યુ

મીનાક્ષીબહેન મે ચક્ષુહીનોના પ્રશ્નો વિષે વિશેષ અભ્યાસ કર્યો છે આ માટે જ વિદેશ જવાનુ થયુ હતુ' આશાએ કહ્યુ

'તમારા જ્ઞાનને જો તમે દેશના તમામ અપગ બાળકોની મદદ માટે લગાવી શકો તો ખરેખર બહુ સારુ થશે' પછી તેમણે મારા તરફ જોઇને પૂછ્યુ 'તમને અમારા કેન્દ્રમા બધ ફરીને જોવુ ગમશે ખરુ?'

'જી હા જરૂર જો તેમા કોઈ અડચણ ન હોય તો'

એ જ વખતે તેમની મદદનીશે આવીને કહ્યુ કે આઠમા ધોરણના વિદ્યાર્થીઓએ પોતાની સગીતની રચના તૈયાર કરી લીધી છે જેને તેઓ પ્રમુખ સમક્ષ રજૂ કરવા ઇચ્છે છે

'માફ કરજો' તુરત ઊભા થતા મીનાક્ષીએ કહ્યુ, પણ પછી કઇક વિચારીને બેસી જતા બોલી 'માલતી, તેઓને અહી જ આવી જવાનુ કહી દો આપણા મહેમાન તેમને જોઇ શકશે અને તેમની સગીત રચના પણ સાભળશે'

થોડી વાર સુધી નિરવતા વ્યાપી રહી.

'ચક્ષુહીનોને સગીત પ્રત્યે વિશેષ અનુરાગ હોય છે' આશાએ નિરવતાનો ભગ કરવાના ઉદ્દેશથી વાત શરૂ કરી મીનાક્ષી કંઈ ન બોલી મૌન જ રહી

'માત્ર અનુરાગ જ નહિ, યોગ્યતા પણ હોય છે આખો ન હોવાથી તેમની સાભળવાની શક્તિ સતેજ થઇ જાય એ સ્વાભાવિક છે. ચક્ષુહીન '
એકાએક મારી વાત કપાઇ ગઈ

'ભગવાનને ખાતર આ એક શબ્દ ફરી ફરી ન બોલો, તે અસ્વભાવિક છે 'એવાઓને' તમારી કરુણા કે દયા નથી જોઈતા મળી શકે તો સહાનુભૂતિ બસ છે' મીનાક્ષીનો ચહેરો ક્રોધથી લાલ થઇ ગયો મુઠ્ઠીમા પેપરવેટ એટલી સખત રીતે દબાવ્યુ કે હાથની નસો ઉપસી આવી અમે ચૂપ થઇ ગયા તે બોલી

'માફ કરજો જે આખોએ ભલા કોઇ દિવસ પ્રકાશ નથી જોયો, દેખતાઓ ની દુનિયામા કદી પ્રવેશ નથી કર્યો, તેઓ માટે, 'આધળા' હોવાનો પ્રશ્ન જ ક્યા છે? આ શબ્દનુ તેમના માટે શુ મહત્ત્વ છે?' ઉત્તેજીત થયેલો સ્વર ધીમે ધીમે કરુણ અને અતે પીડિત બની ગયો

'હુ તમારી સાથે સપૂર્ણ સહમત છુ મીનાક્ષી દેવી આશાએ એક નાની ચોપડી અપગોના મનોવૈજ્ઞાનિક વિશ્લેષણ વિષે લખી છે તમે જોશો?' મે વાત બદલીને પુસ્તક સામે રાખતા કહ્યુ

પહેલા તો લાગ્યુ કે હાથ લબાવીને પુસ્તક લઇ લેશે પણ પછી હસીને હાથ પાછો ખેચી લીધો કહ્યુ, 'ઉતાવળ શુ છે? પછી જોઇ લઇશ'

'મીનાક્ષીબહેન તમને થોડાક ચાર્ટ તથા આકડાઓ દેખાડવા ઇચ્છુ છુ જે મે જર્મન અને ફ્રાસમા રહીને તૈયાર કર્યા છે તેની મદદથી તમે જોઇ શકશો કે ત્યા આ સમસ્યાને ઉકેલવામા કેવા પ્રયત્નો થઇ રહ્યા છે કાર્યની કેવી પ્રગતિ થઇ છે અને કેવા ઉકેલ શોધવામા આવ્યા છે'

આશા ઊઠી ન મીનાક્ષી બેઠી હતી ત્યા ગઈ તેણે ટેબલ ઉપર ચાર્ટ પાથર્યા અને થોડીવાર સુધી સમજાવતી રહી કે કેટલા ચક્ષુહીન બાળકો તથા મોટાઓને વિદેશી સસ્થાઓએ ઝડપ અને તત્પરતાથી એવા કામધધા શીખડાવ્યા કે જેને પરિણામે અપગ હોવા છતા પણ પોતાને હાથે રોજી મેળવવા તેઓ સમર્થ બન્યા હતા મીનાક્ષી આશાની સામે જોઇને ધ્યાનપૂર્વક સાભળતી રહી

એટલામા વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓ આવી પહોચ્યા આશા આવીને પોતાની જગ્યાએ બેસી ગઈ

ત્રણ છોકરીઓ અને ચાર છોકરાઓ હતા, સાતેય આવીને પાસે પડેલ તખ્તા પર બેસી ગયા,

માત્ર સ્પર્શને આધારે તેઓ એકબીજાથી એકસરખા અંતરે ગોઠવાઈ ગયા

પ્રમુખનો આદેશ થતા તેમનુ સગીત શરૂ થયુ સુદર રચના હતી સગીત પછી મોટી છોકરીએ ગીત શરૂ કર્યું સુરદાસનુ અત્યત માર્મિક પદ હતુ તેઓમા એટની તન્મયતા આવી ગઇ હતી કે શ્રોતાને પણ તે વાતાવરણમા ડૂબી જાય તો આશ્ચર્ય નહિ અમે તે જ લાગણી અનુભવી મારી નજર ક્યારેક વાયોલીન પર પડતી ક્યારેક વાસળીના સ્વરોની સાધનામા રત આગળીઓ પર રોકાતી તો ક્યારેક સિતાર તબલા પર લયની સાથે નાચતી તેમની આગળીઓ વચ્ચે ગુચવાઇ જતી વચ્ચે વચ્ચે હુ મીનાક્ષી તરફ પણ જોઇ લેતો તે પોતાની પાસે આવેલ બારી માથી એકીટસે બહાર જોઈ રહી હતી

તેનુ અનુકરણ કરતા મે પણ ત્યા જોયુ

બહાર લૉનનો એક ભાગ દેખાઇ રહ્યો હતો ત્રણ ચાર બાળકો ત્યા રમી રહ્યા હતા તેમા એક મોટો કૂતરો પણ હતો જે બાળકોની આસપાસ કૂદી રહ્યો હતો બાળકો દડો ફેંકતા અને કૂતરો ઝટ જઇને તેને ઉપાડીને તેઓની પાસે લાવી રાખતો તઓમા જોઇ શકે તેવો માત્ર કૂતરો એક જ હતો પરતુ પ્રકૃતિની ખૂબી એ હતી કે મળી રહેલ શિક્ષણે તેઓના જીવનમા તારતમ્યતા ફરી સ્થાપી દીધી હતી તેઓના સ્પર્શમા જોવાની શક્તિનુ રૂપાતર થઇ ગયુ હતુ અને જેણે આ બધાને શક્ય બનાવી પ્રેરણા આપી માર્ગદર્શન કરાવ્યુ તેમના પર જઇને મારી આખો ફરી કેન્દ્રિત થઇ મીનાક્ષી નીસ્પદ રીતે પોતાની જગાએ એમની એમ બેઠી હતી સગીત પૂરુ થયુ અને વિદ્યાર્થીઓ દોરીને ચાલ્યા ગયા

થોડીવાર સુધી કોઈ કઇ ન બોલ્યુ

અમા શમ નથી કે કુદરત તરફથી મળેલી ચીજોમા આખાનુ સ્થાન સૌથી ઉચુ છે નહિ તો આવી ઉણપ પર વિજય મેળવવા માટે આખુ જીવન જોઇએ ' વાતાવરણથી પ્રભાવિત થઇને મારા મો । માથી સહજ શબ્દો સરી પડયા

મીનાક્ષી હસીને બોલી, 'હુ નથી માની શકતી કે આખોનુ ન હોવુ જીવનમા બાધારૂપ બની શકે છે ' હુ ચૂપ રહ્યો આશા પણ મૌન રહી અમે બન્ને એક જ વાત વિચારી રહ્યા હતા અમને શાત જોઇને મીનાક્ષીએ પૂછ્યુ, 'તમે તો દેશ-વિદેશ ફરી આવ્યા છો, આશાદેવી તમે ભલા મારા કથન સાથે ક્યા સુધી સહમત છો?'

આશા શાત રહી તેના ચહેરા પર દુ ખની છાયા ફરી વળી હતી, આશાએ ધીમે ધીમે માથુ હલાવ્યુ પણ કઇ બોલી ન શકી

મીનાક્ષી થોડીવાર તેની સામે જોઇ રહી. મને તેનો ચહેરો પણ ક્ષણભર ધૂધળો લાગ્યો પછી તે મારા તરફ ફરી બોલી કહો હવે તમારે શુ શુ જોવાની ઇચ્છા છે?'

'પહેલા તો મારે અહીના એવા વિદ્યાર્થી ઓને મળવુ છે જેઓ વધુ અપગ હોવા છતા શિક્ષણ મેળવ્યા પછી આત્મવિશ્વાસ અનુભવતા હોય '

એવા એક-બે નહિ પણ કેટલાયે વિદ્યાર્થીઓ અહી છે હુ હમણા જ બોલાવુ છુ ' તેમણે ઘટડી વગાડી ચપરાસી આવ્યો અને કેટલાક નામ લઇને બોલાવી લાવવાનો આદેશ થતા તે ચાલ્યો ગયો અમે રાહ જોતા રહ્યા આ વખતે મે મીનાક્ષીને વધુ વ્યાકુળ જોઈ અને તે બોલી એક વાતનુ ધ્યાન રાખશો કોઇ પણ બાળકને ભૂલથી પણ આધળો કે ચક્ષુહીન ન કહેશો કોઇને પણ અપગ હોવાનો સકેત સુદ્ધા ન કરશો આ વિનતી હુ તમને પહેલા કરી ચૂકી છુ અમે લોકો કોઇને એવુ નથી કહેતા નથી એવુ માનતા એક રીતે આ શબ્દ પર જ અમારે ત્યા પ્રતિબધ છે '

હુ સમજુ છુ, મીનાક્ષીદેવી ' મે કહ્યુ

ત્યારબાદ હુ કેટલીયે વાર સુધી તે નેત્રહીન બાળકો સાથે વર્તો કરતો રહ્યો આશા પણ તેની નોધ કરતી રહી હુ તો જાણે તેમની વચ્ચે ખોવાઈ ગયો અપગ તો જરૂર હતા તે નેત્રહીન બાળકો પણ એ માનવા માટે હુ કદાપી તૈયાર નથી કે તેઓ દૃષ્ટિહીન હતા તેમના ઉત્સાહ અને આત્મવિશ્વાસમા હુ મારી પોતાની સમસ્યાનો ઉકેલ શોધી કાઢવાનો

પ્રયત્ન કરતો રહ્યો.

કામ પૂરું થયું હતું. પાછા જવાનો સમય થયો. મેં મીનાક્ષીદેવીનો આભાર માન્યો. ના પાડવા છતાં તેઓ ઓસરી સુધી આવ્યાં થોડીવાર અમે બધાં ત્યાં જ ઊભાં.

ચારે તરફ શાંતિ હતી. બધું કામ જરાય બાધા કે સંકોચ વિના સરળતાથી થઈ રહ્યું હતું,–જાણે એકવાર કેન્દ્રમાં આવી ગયા બાદ ત્યાંના લોકોની સામેથી નેત્રહીનતાની બધી અડચણો એકસાથે આપો-આપ દૂર થઈ જતી હોય મેં કહ્યું, 'મીનાક્ષીદેવી, આટલું બધું જોવાની તો મેં કલ્પના પણ નહોતી કરી. અહીં આવીને ખરેખર મને લાભ થયો છે.'

'મેં કશું નથી કર્યું. હું તો મારી જાતને માત્ર નિમિત્ત જ માનું છું.' મીનાક્ષીદેવીએ કહ્યું.

'મેં ઘણા કેન્દ્રો જોયા છે, મીનાક્ષીબહેન, પણ મને અહીંનો પાયો માત્ર બૌદ્ધિક જ નહીં, ઘણોખરો આધ્યાત્મિક લાગ્યો છે. આથી હું ઘણી પ્રભાવિત થઇ છું. હું પોતે મારામાં આત્મવિશ્વાસ જગાડી શકી છું.' કહેતા આશાની આંખો છલકાઇ ગઇ.

'સત્ય માત્ર એટલું જ છે કે આ સંસ્થા 'ચલાવવામાં' નથી આવતી. આ કામ અહીંના રહેવાસીઓ વચ્ચે વહેંચી દેવામાં આવે છે. બધાની સંયુક્ત જવાબદારી છે. મેં નહોતું કહ્યું કે એમ માનીને ન ચાલવું જોઇએ કે આંખોનું ન હોવું જીવનમાં સદાય બાધા-રૂપ જ બની જાય છે.'

'પણ તેને શક્ય બનાવવા માટે આંખોવાળી એક વ્યક્તિની જરૂરત તો પડે છે ને!' મેં હસીને કહ્યું.

'કોનો ઉલ્લેખ કર્યો, તમે?' જાણે મશ્કરીમાં મીનાક્ષીએ પૂછ્યું.'

'તમારા જેવાની વાત કરું છું. તમે ન હોત તો આ સંસ્થાનું કાર્ય કેવી રીતે ચાલત? બધા નિરાધાર થઇ જાત.' આશાએ કહ્યું.

પ્રત્યુત્તરમાં મીનાક્ષી માત્ર હસી.

'હું આશાના કથનને ટેકો આપું છુ. તમારી આંખો જ અહીં રહેનારાઓની આંખો છે. તે બધાં તમારે સહારે ચાલી રહ્યાં છે.'

નમસ્તે કરી અમે વિદાય લીધી. વચ્ચે અમે એકાદ વખત એકબીજા સામે જોયું, પણ શબ્દોની જરૂરત ન પડી.

થોડેક દૂર ગયા હોઇશું ત્યાં સંભળાયું:

'જરા સાંભળો તો.'

પાછળ વળીને જોયું. મીનાક્ષીની મદદનીશ અમારા તરફ આવી રહી હતી. પાસે આવીને તેણે કહ્યું, 'માફ કરજો, હું એ જાણવા ઇચ્છું છું કે તમારો અહિં સુધી આવવાનો આશય માત્ર એટલો જ છે જે તમે જણાવ્યો?'

મેં આશા તરફ જોયું, માલતી તરફ જોયું. તે જવાબની રાહ જોઇ રહી હતી.

'વાતચીત દરમ્યાન તમારા પ્રયત્ન છતાંય એ છૂપું નથી રહી શકયું કે તમે મુંઝાયેલા છો.' તેણે ફરી કહ્યુ.

'બહેન, અમારું પોતાનું બાળક....' આશાનો સ્વર દુઃખથી ખરડાઇ ગયો. થોડીવાર રોકાઇને તે ફરી બોલી, 'દુઃખ તો એ વાતનું છે કે તે આગળ ચાલીને શું કરશે? કેવી રીતે જીવન જીવશે?''

તેનો સ્વર ફરી કંપી ગયો.

'તમે મીનાક્ષીદેવીને મળ્યા. તમે તેમના વિષે શું નથી જાણતા?' સસ્મિત તેણે પૂછ્યું.

'શું?' આશાએ ચમકીને પૂછ્યું.

પાછળની બાજુએ, વરંડાના કમાનવાળા દર-વાજાના નીચે ફૂલોની વેલથી ટંકાયેલ થાંભલાની પાસે મીનાક્ષી હજુ સુધી તેવી જ સ્થિતિમાં ઉભી હતી.

હું માલતીના શબ્દોને મનમાં વાગોળી રહ્યો. મેં તેની સામે જોયું.

માલતીએ મારી સામે જોઇને કહ્યું, 'તમારો ખ્યાલ સાચો છે. તેઓ પોતે પણ નેત્રહીન છે.'

'પણ......પણ તેઓએ તો કંઇ જ ન કહ્યુ...'

'કોઇને પણ અંધ કહેવાનો કે માનવાનો નિયમ આ સંસ્થામાં નથી. તો પછી ભલા તેઓ પોતાના વિષે શું કહી શકે? એમ તો તેમના કહેવાનુસાર જ હું તમારી પાસે આવી છું.'

એટલું કહીને માલતી ફૂલોની કયારીઓ વચ્ચે થઇને પાછી વળી ગઇ. દૂર લાંબી, સીધી – સાદો પોશાકપહેરીને હસતી ઊભેલી મીનાક્ષીની આકૃતિમાં અમે તેના પ્રતિપાદીત સત્યને સાકાર જોયું.

અમને ઉદ્દેશ મળી ગયો. અમે બંને સાભાર નતમસ્તક બની ગયાં.

અનુવાદક : જયંત વ્યાસ

# આનું નામ ઈશ્વરભક્તિ

રશ્મિન્ મહેતા

અમૃતસરનું સુવર્ણ મંદિર.

આ મંદિર એક મોટા તળાવની વચમાં આવેલું છે. ત્યાં જવા માટે આરસપહાણનો રસ્તો બનાવેલો છે. મંદિરે જતા આવતા લોકોનું ધ્યાન એક વસ્તુ તરફ દોરાયા વિના રહેતું નથી. સારામાં સારા કપડાં પહેરેલા લોકો પણ તળાવમાંથી ડોલો ભરીને રસ્તા પર પાણી છાંટે છે. જાણે કે થાકયા વિના પાણી છાંટવાનું કામ એમણે માથે લીધું હોય એમ સતત પાણી છાંટયાં જ કરે છે.

ખરું પૂછો તો રસ્તો એટલો ચોખ્ખો હોય છે કે પાણી છાંટવાની કંઈ જરૂર જ હોતી નથી.

પૂછપરછ કરતાં જણાય છે કે એ પુરુષોએ ભગવાન આગળ એવું વ્રત લીધું હોય છે કે મનોવાંછિત ફળ મળશે તો પોતે ભગવાનના મંદિરે લઈ જતા રસ્તા પર અમુક ડોલો પાણી છાંટીને રસ્તો ધોઈ નાખશે. તાપમાં તપેલા પથ્થર પર ઉઘાડા પગે જતા ભક્તોના પગ બળવા દેશે નહિ.

* મંદિર પાસે જ શિતળ પાણીની પરબ માંડીને એક ડોશીમાં બેઠાં છે.

આવતા જતા મુસાફરોને એ ઠંડુ પાણી પીવડાવે છે, એમની તરસ છીપાવે છે, કેટલાય લોકોના કાળજાને ટંડક આપે છે. આ કામગીરી એ હસતા મુખે બજાવે છે. એમાં એ વેઠ ઉતારતી નથી. મુસાફરો થોડુંક પાણી ઢોળી દે તો મોં ચડાવતી નથી.

પહેલી નજરે તો એમ જ લાગે કે બિચારી ડોશી પાણીની પરબ માંડીને થતી કમાણીમાંથી ગુજરાન ચલાવતી હશે. પેટ પૂરતું રળી ખાતી હશે, પણ ના; પાણી પીવાના એ પૈસા લેતી નથી.

સહેજ વિચાર કરતાં વળી એમ લાગે છે કે કદાચ મંદિર તરફથી મુસાફરોના-યાત્રિકોના લાભાર્થે આ વ્યવસ્થા કરવામાં આવી હશે.

પણ ના—એ ડોશીમા પાણી પીવડાવવાની ફરજ બજાવવા બદલ કોઈની પાસેથી પૈસા લેતાં નથી. મંદિર તરફથી એમને કંઈ પગાર મળતો નથી. કેવળ ભગવાનને રાજી કરવા માટે ડોશીમા ભક્તોને પાણી પાય છે—વિના મૂલ્યે. સુવર્ણ મંદિરમાં દર્શને આવનાર ભક્તોની એ આ રીતે સેવા બજાવે છે.

કેવો ઊંચો આદર્શ! નહિ?

* મંદિરના જે ભાગમાં જોડા કાઢવામાં આવે છે ત્યાં પણ તમારા બૂટ–ચંપલની સાચવણીનું કામ સ્વયંસેવકો સંભાળી લે છે.

સ્વયંસેવકો પણ કંઈ રખડતા છોકરા નથી. અથવા બૂટ સાચવવા બદલ એ પૈસા કમાવાની એમની દાનત નથી. પગરખાં સાચવવાની આ જવાબદારી તો સુટ બૂટ અને 'ટાઈ' પહેરેલા શિક્ષિત સ્વયંસેવકો સંભાળે છે. જુવાનિયા અને મોટી ઉમ્મરના પુરુષો સંભાળે છે

અદબ પૂર્વક એ લોકો નીચા વળીને યાત્રિકોના જોડા લઈ એક જગ્યાએ વ્યવસ્થિત ગોઠવે છે. પોતાના રોજિંદા જીવનમાંથી અમુક કલાક તેઓ આ રીતે ઈશ્વરની ભક્તિ કરવા પાછળ ગાળે છે.

જનસેવા એ જ પ્રભુસેવા છે, એ સૂત્ર એમણે બરાબર પચાવ્યું છે, જીવનમાં ઉતાર્યું છે.

* કિનારા ઉપર એક મોટું અન્નક્ષેત્ર આવેલું છે. ત્યાં દિવસમાં એક વખત જમવાનું આપવામાં આવે છે.

અમૃતસર ગયેલો કોઈ પણ યાત્રાળુ કોઈ દિવસ ભૂખ્યો રહેતો નથી, કારણ કે આ અન્નક્ષેત્રમાંથી ઉત્તમ ભોજન મળી રહે છે.

અહીં ધર્મ, જાત અથવા પંથના કોઈ પણ ભેદભાવ વિના જમવાનું અપાય છે. દરરોજ સેંકડો લોકો એનો લાભ લે છે

આ અન્નક્ષેત્રમા કદી અનાજની તંગી જણાતી નથી, કોઈ વસ્તુ ખૂટી પડતી નથી, ભોજન આપવાની આ વ્યવસ્થામાં ભંગાણ પડતું નથી, કારણ કે શહેરના શ્રીમંત લોકો પોતાના ખર્ચે અનાજનો પુરવઠો પૂરો પાડે છે.

કેવડું મોટું રસોઈઘર! રાંધવા માટેનાં સાધનો પણ કેવડાં મોટાં! એક–એક તપેલામાં ચારેક માણસો તો સહેલાઈથી બેસી શકે.

રસોડામાં ઘણા આદણી-વેલણ પડેલાં નજરે પડે છે.

અનેક રસોઈયા અને પીરસણિયાઓ અન્નક્ષેત્રમા કામ કરે છે એનો ખર્ચ કેટલો બધો હશે? પણ ના; પૂછપરછ કરતાં જણાયું કે ગામના લોકોએ જ અન્નક્ષેત્રની જવાબદારી ઉપાડી લીધી છે.

ગામની સ્ત્રીઓ દરરોજ વારાફરતી ભોજન બનાવવા અને પીરસવા માટે રસોડામાં પહોંચી જાય છે. કારણ કે ભૂખ્યાં લોકો માટે અનાજ પકાવવું અથવા પીરસવું એ પણ એમને મન ઇશ્વરભક્તિનો જ એક પ્રકાર છે. ભક્તોને માટે વેઠેલો પરિશ્રમ એ એમને પૂજાપાઠ જેટલો જ આનંદ આપે છે.

રસોડામાં કામ કરતી એક સીધી, સાદી બાઇને પૂછવામાં આવ્યું: 'બહેન, તમારી ઇશ્વરભક્તિની વ્યાખ્યા શું છે?'

બાઇએ કંઇ લાંબો વિચાર કર્યા વિના જણાવ્યું: 'વ્યાખ્યા–બ્યાખ્યામાં તો હું કંઇ સમજું નહિ. પરંતુ જે બાબત ભગવાનને ગમે તે કરવી, એ ભક્તિ નહિ તો બીજું શું છે?'

સીધા સાદા શબ્દોમાં એ બાઇએ કેટલું મોટું સત્ય ઉચ્ચાર્યું હતું! કોણે તેને આ બોધ આપ્યો હશે? શીખોના મહાન અને પવિત્ર 'ગ્રંથ સાહેબ'માંથી એને આ સત્ય લાધ્યું હશે?

* આની સરખામણીમાં આપણે ત્યાંના મંદિરો જુઓ. નાના મંદિરોની વાત જવા દો. પણ વિખ્યાત દેવાલયો જોઇએ તો પણ ઠેકઠેકાણે કચરાના ઢગ પડેલા દેખાય છે. અને છતાં એ આપણાં શ્રદ્ધાળુ ભક્તોનાં યાત્રાધામ! પૂજા-આરતી ટાણે જ્યાં હજારો લોકો ભેગા થાય છે ત્યાં કોઇનું ધ્યાન એ ગંદકી તરફ જતું નથી. જતું હોય તો પણ એ દૂર કરવા અંગે કોઇ કશું કરતું નથી.

યાત્રિકો આવે છે અને જાય છે. મંદિરમાં પુષ્પોની માળા ચડાવે છે. પેટીમાં પૈસા નાખે છે અથવા ભગવાનની મૂર્તિ તરફ છૂટા પૈસા ફેંકે છે. અને સંતોષ અનુભવે છે પૈસા ફેંકીને જાણે બહુ મોટું પુણ્ય મળી ગયું હોય તેવો ભાવ અનુભવે છે. આ બધું જોઇને વિચાર આવે છે કે શું મંદિરમાં મૂર્તિ રૂપે બિરાજેલા ભગવાન ત્યાં ભિક્ષા માગવા બેઠેલા છે? એમને શું જોઇએ છે? પૈસા કે માણસાઇ?

અમૃતસરના સુવર્ણ મંદિરમાં કેવી ઉચ્ચ પ્રકારની ઇશ્વરભક્તિ જોવા મળી. અને એની સરખામણીમાં અહીં! ભગવાન શું ફૂલ, નાળિયેર, પૂજાપો અને પ્રસાદના ભૂખ્યા છે કે?

શું ભગવાને સર્જેલા માનવી માટે આપણે કંઇ જ ન કરી શકીએ? આપણે કદી પણ ઇશ્વરના દૃષ્ટિકોણનો વિચાર કર્યો છે ખરો? આપણું દરેક કામ ફક્ત આપણને ગમે એટલે બસ. આપણી ફરજ પૂરી થઇ. પણ ઇશ્વરને આપણું એ કામ ગમશે કે નહિ એવો વિચાર કદી આપણને આવે છે ખરો?

અમૃતસરથી આવ્યા પછી આ વાત મનમાં ખટક્યા કરે છે. જ્યારે પણ મંદિરમાં જઉં છું, હાથ જોડીને ઊભા રહીને ભગવાન સામે જોઉં છું ત્યારે એવું લાગે છે કે ભગવાન મારા અંતઃકરણમાં નિહાળી રહ્યા છે. એ મને પૂછે છે:

'મારા માટે તું શું કરવાનો? હું અહીં નથી, હું તો તારી આસપાસ ફરનારા દરેક પ્રાણીમાં વસું છું. ત્યાં મને જો. ઓળખ, જા, અહીંથી જા. અને કામે લાગી જા.'

* આપણે મંદિરોમાં જઇએ છીએ, પણ આપણું ધ્યાન તો બહાર મૂકેલા જોડામાં જ જડાયેલું રહે છે. પછી ઇશ્વર પ્રત્યે આપણે શી રીતે એક ધ્યાન થઇ શકીએ?

ચાતુર્માસ આવે છે એ વખતે પ્રૌઢ લોકો વ્રત લે છે. ચાતુર્માસ પાળે છે. એકાદ ધાર્મિક ગ્રંથનું પારાયણ કરવાનું વ્રત લે છે. ગ્રંથનું વાચન પૂરું થાય અને એ ગ્રંથને અભેરાઇએ ચડાવી દેવામાં આવે છે.

વાંચેલા ગ્રંથમાંથી એકાદ ઉત્તમ તત્ત્વ પણ જો આચરણમાં ઉતારાય તો બેડો પાર થઇ જાય ને! જીવન ભર્યો ભર્યો થઇ જાય, હોં! જો એવો સાર ગ્રહણ કરવાની વૃત્તિ ના હોય તો એવા પારાયણની પંચાત શીદને કરવી? ઇશ્વરને પોથીઓનું વાચન ગમતું હશે કે તે મુજબનું આચરણ? એનો આપણે કદી વિચાર કર્યો છે ખરો?

ભક્તિને પણ શું આપણે આધુનિક સ્વરૂપ ન આપી શકીએ? ચાતુર્માસના ચાર મહિના સ્ત્રીઓ સાર્વજનિક હોસ્પિટલમાં જવાનો નિયમ બાંધે ત્યાંના વોર્ડ સાફ કરવાનું માથે લે, ત્યાંના ગરીબ દરદીઓની સેવા-ચાકરી કરે, એમનો સંદેશો એમના સંબંધીઓને પહોંચાડે, વહાલથી એમની ખબર-અંતર પૂછે, અને પીડિતોને દિલાસો આપે। એવી કોઇ વ્યવસ્થા આપણે અપનાવીએ તો?

આપણા અંતરમાં આવું અજવાળું ક્યારે પડશે! અમૃતસરથી આપણે ત્યાં ઇશ્વરસેવાનો આવો ઉમદા રાજમાર્ગ ક્યારે વાળી લાવીશું? [અનુવાદિત]

# ભાઈ બલવંતસિંહ

કાન્તિલાલ શાહ

બલવંતસિંહ પંજાબના વીરપુરૂષ હતા. તે ઘણા ધર્મનિષ્ઠ અને ઇશ્વર ભક્ત હતા. એમની ધર્મનિષ્ઠાને કારણે જ શીખોએ તેમને ગ્રંથી (પુરોહિત) બનાવ્યા હતા. સ્વભાવે તે કોમળ શાંત અને મળતાવડા હતા. એમની જીભમાં અજબ મિઠાશ હતી. શરૂઆતથી જ એમનું મન ઇશ્વરની ઉપાસનામાં જોડાયેલું હતું. લોકોને ધર્મ માર્ગે વાળવામાં એમણે સારો એવો પ્રયત્ન અને પુરૂષાર્થ કર્યા કર્યો. એ પછી લોકોના દુઃખ દૂર કરવામાં અને હિંદની આઝાદી માટે પ્રયાસ કરવામાં એમની જીંદગીનાં વર્ષો ગયાં. આ છેલ્લા પ્રયાસમાં એમને ગોરાઓ સાથે અથડામણમાં આવવું પડ્યું પરિણામ એ વખતના બધા દેશભક્તોને માટે જે નિર્ધારિત થયું હતું તે જ એને માટે આવ્યું. દેહાંતદંડની સજા. અને હસતાં હસતાં તેઓએ સજાનો સ્વીકાર કરી ફાંસીને માંચડે ઝૂલી ગયા!

બલવંતસિંહનો જન્મ પંજાબના જાલંધર જિલ્લામાં આવેલા ખુર્દપુર ગામમાં ઇ. સ. ૧૮૮૩માં સંવત ૧૯૩૯ના આસો સુદ ૧ ને શુક્રવારે થયો હતો. એમના પિતાનું નામ સરદાર બુદ્ધસિંહ હતું. એમનું કુટુંબ પહેલેથી જ શ્રીમંત હતું. એક તો ધનની વિપુલતા, અને બીજું ધાર્મિક અને મિલનસાર સ્વભાવને કારણે પંજાબના અન્ય શીખો તેમના પ્રત્યે ખૂબ જ આદરમાન ધરાવતા હતા.

બલવન્તસિંહ સમજણા થયા એટલે સૌથી પહેલાં તેને આદમપુરની શાળામાં દાખલ કરવામાં આવ્યા હતા. એ વખતે હિંદુ તેમજ શીખ સમાજમાં બાળલગ્નની કુપ્રથા દેશભરમાં પ્રચલિત બની ચૂકી હતી. સરદાર બલવંતસિંહ પણ એ કુરુઢીનો ભોગ બન્યા હતા. હજુ તો એ શાળામાં ભણતા હતા ત્યાં જ એમનું લગ્ન કરી નાખવામાં આવ્યું. પણ લગ્ન પછી તુરતજ એમની ધર્મપત્નીનું અવસાન થઇ ગયું. ત્યારબાદ તે ઝાઝું ભણ્યા નહિ. મિડલ સ્કૂલનું ભણતર પૂરૂં કર્યા પહેલાં જ તેણે શાળા છોડી દીધી. ને થોડા વખતમાં તે લશ્કરી નોકરીમાં જોડાયા.

એ વખતે કર્મસિંહ કરીને એક બીજા શીખ પણ લશ્કરમાં નોકરી કરતા હતા. એ ધાર્મિક પ્રકૃતિના પુરૂષ હતા. ફરજના કામ સિવાયનો બધો વખત ભજન કીર્તન અને ઇશ્વર ઉપાસનામાં ગાળતા હતા એથી લશ્કરમાં તે સંત કર્મસિંહના નામે ઓળખાતા. બલવંતસિંહ આ ધાર્મિક પુરૂષના સંસર્ગમાં આવ્યા અને આ રીતે સત્સંગનો લાભ મળતાં તેમનું જીવન વહેણ પણ બદલાયું. ને તેમણે પણ આખો દિવસ ઇશ્વર ભક્તિમાં ગાળવાનું શરૂ કર્યું. જેમ તેમ કરી લશ્કરી નોકરીના દશ વર્ષ પૂરા કર્યા પછી તેણે એમાંથી રાજીનામું આપી દીધું ને પંજાબના ગામડામાં રહી એકાન્તવાસમાં ઇશ્વર ભજન કરવા લાગ્યા. તેઓ લશ્કરમાં જોડાયા એ દરમ્યાન બીજી વખત એમના લગ્ન થઇ ગયા હતા ને પરિણિત જીવનના પરિપાક રૂપે તેઓ એક પુત્રીના પિતા બન્યા હતા.

લશ્કરી નોકરીમાંથી છૂટા થયા પછી જ્યારે તે પોતાના વતનના ગામડામાં રહેવા આવ્યા ત્યારે એમનું મન ઇશ્વરના ધ્યાનમાં લાગી ગયું હતું. એમના પોતાના જ ગામ પાસે એક ગુફા હતી. બલવંતસિંહ આ ગુફામાં રહી ઇશ્વરનું ધ્યાન ધરી ધર્મનું ચિંતન કરવા લાગ્યા. અગિયાર અગિયાર મહીના આ રીતે ગુફામાં તપ કર્યા પછી તે બહાર આવ્યા. દરમ્યાન ૧૯૦૫ માં કેટલાક શીખ લોકો રોટી કમાવા માટે કેનેડા જઈ રહ્યા હતા તેમની સાથે બલવંતસિંહ પણ બિસ્રો બાંધીને રવાના થયા.

કેનેડામાં ગયા પછી તેમણે પોતાના એક સાથી ભાગસિંહ સાથે મળીને ગુરુદ્વારા સ્થાપવાની યોજના હાથ ધરી અને તેમાં તેમને પૂરી સફળતા મળી. એમના પ્રયત્નથી વાનકુવરમાં અમેરિકામાં સૌથી પ્રથમ શીખ ગુરુદ્વારા સ્થપાયું. એ વખતે કેનેડામાં રહેતા ભારતવાસીઓમાં કોઇ પ્રકારનું સંગઠન ન હતું. ત્યાંના ગોરા લોકો એમને ખૂબ હેરાન પરેશાન કરતા

હતા. એમનું અપમાન કરતા હતા. એમના માર્ગમાં જ્યાં ત્યાં મુસીબતો ઊભી કરતા હતા. બલવંતસિંહે બીજા શીખ દેશભક્તોની સાથે મળી ભારતવાસીઓનું સંગઠન સાધ્યું. ને એમની મુસીબતો ઓછી કરવા તથા એમના સ્વમાન અને દેશાભિમાનનું રક્ષણ કરવા હૃદય રેડીને પ્રયત્ન કર્યો.

એ વખતે હિન્દુઓ તથા શીખોના અંતિમ સંસ્કાર કરવા માટે કેનેડા કે અમેરિકા કોઇ જગ્યાએ કશી સગવડ ન હતી. મુડદાને બાળવાની એમને છૂટ ન હતી. આ સ્થિતિમાં તેમને પોતાના ધર્મના રીત રિવાજ વિરુદ્ધ મુડદાઓને દફનાવવા પડતા હતા અથવા તો જંગલમા દૂર લઇ જઇ ચુપચુપ જલાવી દેવા પડતા હતા. બળવંતસિંહે શીખોનું સંગઠન કરી આખી જાતિ માટે એક સાર્વજનિક જમીન ખરીદી ત્યા ગુરુદ્વારા ઊભું કર્યું. એ પછી આ જમીન ઉપર ભારતવાસીઓ પોતાના રીતરિવાજ મુજબ શબની દહનક્રિયા કરી શકે એ પ્રકારની રજા પણ મેળવી આપી. આ ગુરુદ્વારામા રોજ રોજ શીખ મજૂરો એકઠા થતા અને ત્યાં દેશની પરિસ્થિતિ વિશે તેમજ ભારતવાસીઓના ઉત્થાન માટે ચર્ચા વિચારણા થતી. બલવંતસિંહ આ શીખ લોકોમા ધાર્મિક સંસ્કારો રેડતા તથા તેમના અંતરના પ્રવાહને ઇશ્વરભક્તિ, ચારિત્ર્ય ઉપાસના, મદ્યપાન નિષેધ તથા દેશભક્તિની સરિતા તરફ વાળવા પ્રયત્ન કરતા.

એ વખતે ગુરુદ્વારા મહામહેનતે ઊભું થયું હતું તેમાં સૌથી વધારે પરિશ્રમ બલવંતસિંહજીએ કર્યો હતો. પ્રેરણા પણ એની જ હતી આથી સૌએ સાથે મળીને તેમને ગુરુદ્વારાના ગ્રંથી બનવા અનુગ્રહ કર્યો. પહેલા તો તેમણે ઘણી ના પાડી પણ મિત્રો અને ત્યા વસતા ભારતવાસી તમામે એકીમતે જ્યારે એ આગ્રહ ચાલુ રાખ્યો ત્યારે પ્રેમના એ નિમંત્રણને તે પાછું ઠેલી ન શક્યા ને ગુરુદ્વારાના ગ્રંથી બન્યા.

શીખ લોકો મજૂરી કરવા કેનેડામા આવવા લાગ્યા એથી ત્યાંના ગોરા મજૂરોની મજૂરી બંધ થવા લાગી પરિણામે તેઓ શીખો ઉપર ખૂબ દાઝે ભરાવા લાગ્યા. અને શીખ લોકોને અહીં ન આવવા દેવા ગોરા લોકોએ ચળવળ માંડી. આ ચળવળને પરિણામે કેનેડાની સરકારે ઇમીગ્રેશનના કાયદા કર્યા. શરૂઆતમાં તો ઇમીગ્રેશન ખાતાએ ભારતીય મજૂરોને ફોસલાવી પટાવી હોંડુરાસ મોકલી દેવા અને એ રીતે ટાઢે પાણીએ ખસ કાઢવા પ્રયત્ન કર્યો. હોંડુરાસ ટાપુઓ સ્વર્ગ કરતાયે સુંદર છે અને તેના હવાપાણી બહુ સારાં છે વગેરે જાતનો પ્રચાર કરી ભારતવાસીઓને ત્યાં મોકલવા પ્રયત્ન કર્યો. પણ બલવંતસિંહે પોતાના જ એક મિત્ર નાગરસિંહને હોંડુરાસ ટાપુ નજરે જોવા અને ત્યાની પરિસ્થિતિનો ક્યાસ કાઢવા એ ટાપુ પર મોકલ્યો. કેનેડાના ગોરી સરકારે તેને ૫૦૦૦ ડોલર તેમજ હિંદુસ્તાનમાં તેના વતનમાં જ પુષ્કળ જમીન ખરીદી આપવાની લાલચ આપી ખોટો અહેવાલ રજૂ કરવા લલચાવ્યો. પણ નાગરસિંહ એવી લાલચમાં પડી દેશબંધુઓને કાયમના દુઃખના ખાડામા હડસેલી પાપનો ભાગીદાર થવા માગતો ન હતો. આથી તેણે કેનેડા પાછા આવી રિપોર્ટ રજૂ કર્યો ને જણાવ્યુ કે હોંડુરાસ તો નરક કરતાં યે બદતર છે. ત્યાના હવાપાણી ખરાબ છે જીવજંતુનો પાર નથી. ને એ ટાપુ એની હાલની પરિસ્થિતિ જોતા માણસોને વસવા લાયક નથી. એટલું જ નહિ પણ પોતાને કેનેડાની સરકારે રૂપિયા તથા જમીનની કેવી લાલચ આપી હતી એ પણ જાહેર કરી દીધું. આ રીતે કેનેડામા વસતા શીખો અને ઇમીગ્રેશન ખાતાના અમલદારો વચ્ચે ખુલ્લંખુલ્લા વૈમનસ્ય વધી ગયું.

એ પછી ઇમીગ્રેશનવાળાઓએ હિંદુસ્તાનના લોકોને કેનેડા આવતા અટકાવવા માટે એક બીજો કાનૂન ઘડયો. એ કાનૂનની જાળવણી કરતા છતાં પોતાનો અધિકાર સ્થાપિત કરવા માટે કેટલાયે શીખ આગેવાનો ભારતમા પોતાના કુટુંબ કબીલાને લઇ આવવા ભારત ગયા. તેમા બલવંતસિંહ પણ હતા. ૧૯૧૧ મા ભારતથી તેઓ પોતપોતાના કુટુંબોને લઇ કેનેડા તરફ જવા નીકળ્યા પણ હોંગકોંગ પહોંચ્યા પછી ટિકિટ ન મળવાને કારણે બલવંતસિંહ, ભાગસિંહ તથા ભાઇ સુંદરસિંહ વગેરેને રોકાઇ રહેવુ પડ્યું. ત્યાં રહ્યા રહ્યા તેઓ વાનકુવરના શીખબંધુઓ સાથે પત્રવ્યવહાર ચલાવી રહ્યા હતા. છેવટે ત્રણે જણ હોંગકોંગથી ઉપડ્યા.

સુંદરસિંહ તો વાનકુવર ગયા અને બલવંતસિંહ તથા ભાગસિંહ ત્રણે જણના કુટુંબ કબીલાને સાથે લઇ સાનફ્રાન્સિસકો જવા ઉપડ્યા. તેમાં સુંદરસિંહ તો વાનકુવર પહોંચી ગયા. પણ સાનફ્રાન્સિસકોમાં બલવંતસિંહ તથા ભાગસિંહને બાલબચ્ચાં સહિત ઉતરવાની રજા ન મળી. આથી લાચાર થઇને તેમને હોંગકોંગ પાછા જવું પડ્યું. એ પછી ઘણા દિવસ પછી ખૂબ પરિશ્રમને અંતે તેમને વાનકુવર જવાની ટિકિટ મળી. વાનકુવર પહોંચ્યા પછી ભાઇ બલવંતસિંહ અને ભાગસિંહને ઉતરવાની રજા મળી પણ કુટુંબને બાકાત રાખ્યું. બન્ને પક્ષે ખૂબ રકઝક ચાલી. આખરે ઘણી ધાંધલ ધમાલને અંતે એમના કુટુંબોને જામીન ઉપર કામચલાઉ ઉતરવાની છૂટ આપી ને ઇમીગ્રેશન વિભાગની ઓટાવાની ઉપરી ઓફીસેથી છેવટનો ફેંસલો આવે તે પ્રમાણે તેમણે વર્તવાનું છે એવું ફરમાન થયું. ઓટાવાથી બલવંતસિંહ તથા ભાગસિંહના કુટુંબ કબીલાને ઉતરવા તથા કેનેડામાં રહેવા દેવાની ના આવી. જામીનની અરજીની મુદત પૂરી થયા પછી ઇમીગ્રેશનના સત્તાવાળા કુટુંબોને પાછા લેવા આવ્યા પણ શીખોએ એવી ધાંધલ મચાવી કે તેઓ કુટુંબોના માણસોને લીધા વગર પાછા ચાલ્યા ગયા. આમ ભાઇ બલવંતસિંહ તથા ભાગસિંહના કુટુંબો તો વાનકુવરમાં રહી ગયા પણ બીજા ઘણા કુટુંબોને ભારતથી લાવવાના હજી બાકી હતાં. આથી આ વાતનો ઝઘડો જેવો ને તેવો જ ચાલુ રહ્યો. આ રીતે ઇમીગ્રેશન સત્તાવાળાઓને પ્રવાસી ભારતવાસી વચ્ચે બે વરસ સુધી આ ખેંચતાણ ચાલુ રહી. પણ કંઇ પરિણામ ન આવ્યું.

આખરે આ વાતનો નિકાલ લાવવા માટે ઈંગ્લંડ તેમજ ભારતમાં એક ડેપ્યુટેશન મોકલવાનો નિર્ણય થયો. આ પ્રતિનિધિ મંડળના ત્રણ સભ્યોમાં બલવંતસિંહ પણ એક હતા. તેઓ ઈંગ્લંડ ગયા. ત્યાં પાર્લામેન્ટના સભ્યોને મળ્યા. સરકારમા અરજ કરી. જવાબ મળ્યો કે આ અરજી ભારત સરકાર દ્વારા અહીં મોકલો. લાચાર થઇ તેઓ હિંદુસ્તાન ગયા. ત્યાંની સરકારને પણ અરજ અહેવાલ રજૂ કરી ન્યાયની દાદ માગી. પણ ખાસ કશું પરિણામ આવ્યું નહિ ઉલટું ડેપ્યુટેશનના સભ્યો બળવાખોર છે, રાજદ્રોહી છે એવા એવા તેમના ઉપર આક્ષેપ મૂકવામાં આવ્યા. ડેપ્યુટેશનના સભ્યોએ ભારતના રાજકીય નેતાઓ સમક્ષ પોતાનો કેસ રજૂ કર્યો. તેઓએ તેમની પરિસ્થિતિ પ્રત્યે સહાનુભૂતિ બતાવી પણ દેશ ગુલામ હોવાથી આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે બ્રિટિશ સરકારની નીતિ બદલાવવાની વાતમાં તેઓ કશું કરી શકે તેમ ન હતા, તેની પ્રતિનિધિમંડળને પૂરી પ્રતીતિ થઇ ગઇ. છેવટ નિરાશ થઇ ૧૯૧૪ ની શરૂઆતમાં પ્રતિનિધિ મંડળ કેનેડા પાછુ ફર્યું. રસ્તામાં ચીન અને જાપાનના રાજનીતિજ્ઞ પુરુષોને તેઓ મળતા ગયા.

એ દિવસોમા ભારતીય ક્રાન્તિકારી નેતાઓમાથી સરદાર બરકતુલ્લા ખાન તથા ભગવાનસિંહ વગેરે અમેરિકા પહોંચી ગયા હતા. એ વખતે અમેરિકામાં લાલા હરદયાળ, બાબા સોહનસિંહ ભાખના વગેરેની આગેવાની નીચે હિંદુસ્તાન એસોસિયેશનની સ્થાપના થઇ ચૂકી હતી અને આ એસોસિયેશનના ઝંડા નીચે ગદર દળ, ગદર પ્રેસ, ગદર પત્ર નીકળવાની શરૂઆત થઇ ચૂકી હતી. આમ છતા ભાઇ બલવંતસિંહ તથા તેના સાથીદારોનો એ પહેલાં ક્રાંતિકારી પક્ષ સાથે કોઇ સંબંધ જોડાયેલો ન હતો.

વાનકુવર પાછા ફરીને બલવંતસિંહે શીખોની વિરાટ સભા સમક્ષ એક જુસ્સાદાર પ્રવચન આપ્યુ. તેમાં પ્રતિનિધિમંડળને ઈંગ્લંડ તેમજ હિંદમાં કેવા કડવા અનુભવ થયા હતા તેનું બ્યાન કરી તેણે જણાવ્યું કે આપણી વાત કોઇ સાંભળતું નથી, આપણને કોઈ દાદ દેતુ નથી તેનું કારણ ફક્ત એ જ છે કે આપણો દેશ આપણો નથી. એના પર અંગ્રેજોનું રાજ છે આપણે ગુલામ છીએ. અને જ્યાંસુધી ગુલામ રહીશુ ત્યાં સુધી આપણી દાદ ફરિયાદ કોઇ સાંભળશે નહિ. પછી હક્ક આપવાની તો વાત જ ક્યા રહી? આવી શરમજનક દશામાથી આપણે ત્યારે જ ઉગરી જઇશું જ્યારે ગુલામીના બંધનમાથી ભારતમાતાને છોડાવીશુ."

આ માટે શું ઉપયો હાથ ધરવા તેની ચર્ચા વિચારણા ચાલતી હતી એ દરમ્યાન 'કોમાગાટામારૂ' ભારતીય ઉતારૂઓને લઇને કેનેડાને કિનારે આવી ચડ્યું. આ મુસાફરી ઉપર રસ્તામાં શા શા વીતક વીત્યાં, કિનારા ઉપર તેમને ઉતરવાની મનાઇ ફરમા-

વધામાં આવતાં તેઓ કેવી મુશ્કેલીમાં આવી ચડયાં અને કિનારા ઉપર જ દિવસો વીતાવતાં તેમને સત્તાવાળાઓ સાથે કેમ અથડામણમાં આવવું પડયું તે લોહી ઉકળાવનારી વાત 'કોમાગાટામારૂની' સદરમાં વિસ્તારથી વર્ણવામાં આવી છે એટલે અહીં તેનું વિવેચન કરવાની જરૂર નથી. પણ એટલું ખરૂં કે સત્તાવાળાઓ સાથે આ સ્ટીમરના ઉતારૂઓને કિનારે ઉતરવા દેવા માટે, તેમને ખોરાક પાણી પૂરા પાડવા દેવા માટે બલવંતસિંહ તથા ભાગસિંહ જેવા દેશ ભક્તોને ખૂબ જ જહેમત ઉઠાવવી પડી. સ્ટીમર ભાડે રાખનાર બાબા ગુરુદત્તસિંહને જ્યારે પૈસાને અભાવે ફરજીયાત વહાણ છોડી દેવુ પડે એવી પરિસ્થિતિ ઉભી થઇ ત્યારે બલવંતસિંહે વાનકુવરમા જોશીલું ભાષણ કરી કોમાગાટામારૂના ઉતારૂઓની મદદ અર્થે ફાળાની અપીલ કરી ને તેના જવાબ રૂપે ૧૧૦૦૦ ડૉલર તત્કાલ સહાય ફંડમા ભરાઇ ગયા. ત્યારબાદ દક્ષિણ અમેરિકામા કંઇ કામ અંગે તેમને જવું પડયુ લે ત્યા પણ તેમને અટકાયતમા રાખવામાં આવ્યા. ઘણા પ્રયત્ન પછી આઠ માસ તેમનો છૂટકારો થયો.

કેનેડામા ભારતીય પ્રવાસી શીખોનું સંગઠન થયુ ત્યારથી માંડીને કોમાગાટામારૂના ઉતારૂઓને સાથ અને સહાય આપ્યા ત્યાં સુધીના દરેક પ્રસંગે ભાઇ બલવંતસિંહે ઇમીગ્રેશન વિભાગના સત્તાવાળાઓને ચીડવ્યા હતા. આને પરિણામે તે સત્તાવાળાઓને આંખના કાટાની જેમ ખૂચતા હતા આથી તેમનુ કાસળ કાઢવા ઇમીગ્રેશન વિભાગના સત્તાવાળાઓએ એક દેશદ્રોહી અને પૈસાના લાલચુ શીખને રોક્યો. તે બરાબર કુહાડીનો હાથો બન્યો. સત્તાવાળાની ખાનગી સૂચના મુજબ કેનેડામા ભારતીય સંગઠનના આ નેતાઓને જાનથી મારી નાખવાનું કામ તેણે માથે લીધું. એક દિવસ ગુરદ્વારામા ભાઇ ભાગસિંહ અને બલવંતસિંહ ઇશ્વર ભક્તિમા તલ્લીન બની બેઠા હતા ત્યારે જ એ હત્યારાએ ભાગસિંહ ઉપર ગોળી છોડી તેને મારી નાખ્યો. બીજી ગોળી બલવંતસિંહ પર છૂટવાની હતી એવામા વતનસિંહ સિંહની પેઠે કૂદીને પેલા હત્યારાને પકડવા જતાં છૂટેલી ગોળી એમને વાગી ગઇ અને આ રીતે બલવંતસિંહ બચી ગયા ને વતનસિંહ શહીદ બની ગયા. એ પછી તો પેલો ખૂની પણ ઇમીગ્રેશન વિભાગના સત્તાવાળાઓની દોરી સંચારથી છૂટી ગયો.

આ રીતે કેનેડાના શીખ આગેવાનો અને ઇમીગ્રેશનવાળાઓ વચ્ચે નાની મોટી અથડામણ ચાલતી હતી એ દરમ્યાન યુરોપમાં મહાયુદ્ધ સળગી ઉઠયું. શીખ લોકો પોતાના ભાઇઓના થયેલા ખૂનથી હાડમારીથી, રાષ્ટ્રીય અપમાનથી મનોમન ધૂંધવાઇ રહ્યા હતા, તેમા લાલા હરદયાળ, બાબા સોહનસિંહ ભાખના, કરતારસિંહ સારભા વગેરે ગદ્દરના આગેવાનોના પ્રચારથી બળતામા ઘી હોમાયું હતું. મહાયુદ્ધ ફાટી નીકળ્યું ત્યારે એ તકનો લાભ લઇ દેશને અંગ્રેજોની ગુલામીમાંથી છોડાવી આઝાદ બનાવવા અને એ માટે બળવાની તૈયારી કરવા અસંખ્ય શીખ દેશભક્તો પોતાની પરસેવાની કમાણી દેશના કામમા સમર્પણ કરી સર્વસ્વ હોમવા ને આઝાદીના જંગમાં કૂદી પડવા ભારત જઇ રહ્યા હતા. આવી એક ટોળીની સાથે બળવંતસિંહ પણ કુટુંબ પરિવાર સહિત ચાલી નીકળ્યા.

રસ્તામા શાંગહાઇ પહોચ્યા ત્યાં એમના પત્નીએ એક પુત્રને જન્મ આપ્યો. આથી થોડા દિવસ તેમને શાંગહાઇમાં રોકાઇ જવું પડયુ. એ પછી કુટુંબ કબીલાને તેમણે કરતારસિંહની સાથે દેશમા મોકલ્યું ને પોતે દૂર પૂર્વમા ક્રાન્તિની ભૂમિકા રચવા માટે શાંગહાઇમા રોકાઇ ગયા. ત્યા તેમણે ખૂબ કામ કર્યું. આ જ કામને આગળ ધપાવવા માટે ૧૯૧૫મા તે બેંકોક ગયા. ત્યારબાદ સિંગાપુરમાં બળવો ફાટી નીકળ્યો આઠ દિવસ સુધી સિંગાપુરનો કબજો ભારતના ક્રાન્તિવીરોએ સાચવી રાખ્યો. બન્ને બાજુ ધમસાણ થયુ કંઇક વીરો એમાં કામ આવ્યા. આ વખતે બળવંતસિંહ બેંકોક પહોંચી ગયા હતા. બળવાનો જુવાળ શમી જવા આવ્યો હતો એ વખતે તે એકાએક બિમાર પડી ગયા. ડૉક્ટરે તેમને દવાખાનામાં દાખલ કર્યા. તેના ઉપર એક જરૂરી શસ્ત્ર ક્રિયા કરવામા આવી અને તે પણ ટાંકાટેભા સુધારવા વગર એથી તે ખૂબ જ નબળા પડી ગયા. શરીરમાં હાલવા ચાલવાની તાકાત પણ રહી ન હતી. આમ છતાં કોઇ અકળ કારણે તેમને દવાખાનામાંથી

રજા આપવામા આવી. એ કારણ તો પાછળથી તુરત જ કળાઇ આવ્યુ. જેવા તે દવાખાનામાથી બહાર નીકળ્યા કે તુરત જ રાહ જોઇને ઊભેલા પોલીસો તેમને ઘેરી વળ્યા ને તુરત જ ગિરફતાર કરી જેલમા પૂરી દીધા બેંકોકમા વસતા કેટલાક હિન્દીઓએ તેમને જામીન ઉપર છોડાવવા પ્રયત્ન કર્યો પણ મોટી રકમના જામીન આપવા છતાએ સિયામની સરકારે તેને છોડયા નહિ ઊલટુ બળવત સિહ તથા તેના સાથીદારોને ચૂપચાપ અગ્રેજ સરકારને હવાલે કર્યા ભારત દેશ ગુલામ હતો અગ્રેજોની બોલબાલા હતી બ્રિટિશ સત્તાને ખુશ કરવા માટે સિયામની સરકારે આ પગલુ ભર્યુ હતુ

બ્રિટિશ લશ્કરને સોપવામા આવતા જ બળવત સિહને સિગાપુર પાછા લઈ જવામા આવ્યા ત્યા અનેક પ્રકારની ધાક ધમકી આપી તથા શામ દામ દડ, ભેદ વગેરે ભેદો બતાવી બળવા અગે માહિતી પૂર્ણ વિગતો આપવા તેના પર દબાણ થયુ પણ બળવતસિહ લોખડી નિશ્ચય શક્તિ ધરાવતા હતા અનેક પ્રકારની શારીરિક તથા માનસિક યાતનાઓ સહેવા છતા પોલીસ તેની પાસથી બળવાના કાવતરા અગે એક અક્ષર પણ કઢાવી શકી નહિ ત્યારબાદ

આ પ્રકારનો ખોટો આક્ષેપ મૂકાતો જોઈ તે ક્ષણુનાર હસી પડયા ને પછી ગભીર બની બોલ્યા

'મોત તો સામે જ ઊભુ છે પછી આપઘાત શા માટે કરુ? મોતથી હુ ડરતો નથી તેમ જીવનથીયે ડરતો નથી, હુ તો મારુ કર્તવ્ય કર્મ બજાવતો ઉજળે મોઢે મોતને ભેટુ એટલુ જ ઇચ્છુ છુ આપઘાત કરી મૃત્યુ-સુદરીને હું કુરુપ કરવા ઇચ્છતો નથી દેશને માટે ક્રાન્તિ કરવાના બ્રિટિશ તખ્તની સામે બળવો પોકારવાના અપરાધ બદલ મને દેહાતદડની સજા થાય છે એનો મને ગર્વ છે હું હસતો હસતો ફાસીને માચડે ચડી જઇશ ને વીરતાથી ગૌરવપૂર્ણ મોતને ભેટીશ'

આ પછી જેલમા તપાસ ચાલી તો તેમા જેલના જ પોલીસો અને નબરદાર કેદીઓ સડોવાયેલા જણાયા ભેદ ફૂટી ગયો જેઓ આ ગુનામા સડોવાયેલા હતા તેમને સજા થઇ જેલમા બળવતસિહની મશ્હૂરાઇ અને દેશભક્તિની પ્રશસા થવા લાગી

ફાસીનો દિવસ આવી પહોચ્યો તે દિવસે સવારમા વહેલા ઊઠી બળવતસિહે સ્નાન કરી લીધુ એ પછી ઇશ્વરની પ્રાર્થના કરી સિગાપોરની જેલમા જ એમને બીજા છ સાથીઓની સાથે જ ફાસીના તખ્તા પાસે હાજર કરવામા આવ્યા બળવતસિહે હાસ્યનો ગાળિયો ગળામા ભરાવ્યો પશ્ચિમ તરફ મો ફેરવી ભારતમાતાને અતિમ નમસ્કાર કર્યા ને પછી સ્વતત્ર

## રૂપાયતન પ્રકાશન

### જૂનાગઢ

| | |
|---|---|
| આવા હતા બાપુ — ૧-૨-૩-૪ | ૨—૦૦ |
| ગાંધી-ગુરુ | ૧—૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન | ૧—૨૫ |
| અલ્લાહના બંદાઓ | ૦—૩૭ |
| મસ્તીની પળોમા | ૦—૭૫ |
| ગાધીજી સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા | ૦—૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા | ૦—૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | ૦—૧૫ |
| રામતીર્થની રત્નમાલા | ૦—૩૫ |

# વૈષ્ણવજન



સાંસ્કૃતિક સમન્વય ઝંખતું અનોખું માસિક : જુલાઈ ૧૯૬૫

# વૈષ્ણવજન



વર્ષ. ૪ : : અંક ૪ : જુલાઈ : ૧૯૬૫

## અનુક્રમણિકા



### ગ્રાહક બંધુઓ

કેટલાક અસાધારણ સંજોગોને લીધે જુલાઇનો અંક મોડો બહાર પડે છે અને ઑગસ્ટનો અંક મોડો પડશે તો તેની નોંધ લેવા વિનંતી છે.

વ્યવસ્થાપક

સંપાદક નવીન ગાંધી

### સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

* * *

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે સંસ્થા તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

*

(લેખકોને)

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું.

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઑફપ્રીન્ટસ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી મોકલાય છે.

લવાજમ

દેશમાં (વરસનું) ૭ રૂપિયા

પરદેશમાં બાર શિલિંગ

વૈષ્ણવજન, રૂપાયતન, ગિરિતળેટી

જૂનાગઢ

: ફોન નં. ૮૮

પ્રકાશક અને મુદ્રક: ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

# ખુદી અને ખ્વાએશો

ગુરુદયાલ મલ્લિક

માણસ જો પ્રભુનો એક અંશ છે, તો તે એને સહેલાઈથી કેમ પામી શકતો નથી? કેટલીય વાર આવો પ્રશ્ન પૂછવામાં આવે છે પણ આ પ્રશ્નનો એક સહેલો જવાબ છે, જો કે માણસને તે જવાબ એટલી સહેલાઈથી સમજાતો નથી. 'ખુદા ઔર ખુદી કે બીચમેં ખ્વાએશ હૈ ઔર વહ હી સબ કામ બીગાડ દેતી હૈ" એવું એક વાર એક ફકીરે કહ્યું હતું; અને એ વાત પણ સાચી છે.

માણસની વૃત્તિ ઘણા વખત સુધી એવી હોય છે કે તે જગતની જેટલી સુંદર, સ્વાદિષ્ટ અને સારી વસ્તુઓ હોય છે તેને પોતાના ભોગ માટે મેળવવા અને વાપરવાની ઇચ્છા તે રાખ્યા કરે છે કોઈ દિવસ તેની ખ્વાએશોનો અંત આવતો જ નથી તેને એમ લાગ્યા કરે છે કે, હજી એક વસ્તુ અથવા વિષય હજુ પ્રાપ્ત કરવાનો રહી જ ગયો છે. અને અજબની વાત તો એ છે કે, જે વસ્તુને તે બાકી રહી ગયેલી વસ્તુ સમજે છે અને જેને પામવાથી તે માને છે કે તે શાંત અને સંતુષ્ટ થઈ જશે, પરંતુ એ વસ્તુ જો તેને મળી પણ જાય તો ઊલટો તે વધારે અશાંત અને અસંતુષ્ટ બની જાય છે તેથી તો કામનો અંત કામથી નથી આવતો પણ 'નિષ્કામ'થી.

માણસના મનની શાંતિ કોણ રોજ રોજ ચોરી લે છે? તેની ખ્વાએશો. જે આવે છે તો એક એક કરીને, પણ થોડા જ વખતમાં માણસનું મન તેનાથી ભરપૂર થઈ જાય છે તેથી જ્યારે તે મન-મંદિરમાં દાખલ થાય છે ત્યારે દરેક ખ્વાએશ રૂપે તેની પાસેથી આતિથ્ય માગે છે, અને એનો આખો સમય ખ્વાએશ રૂપી અતિથિઓની સેવા કરવામાં પસાર થઈ જાય છે, જેથી તેને જરા પણ શાંતિ મળતી નથી.

માણસની ખુદીને ખ્વાએશો પોષે છે, એટલે સુધી કે માણસ જે પ્રભુનો એક કેવળ પૃથ્વી પર ગુમાસ્તો છે, એ પોતે જ માલિક બની જાય છે. ખુદી ખ્વાએશોની એક ભારે પોટલી છે, જેને માથા પર મૂકીને માણસ કોઈ દિવસ સ્વર્ગ કે સુખ પામી ન શકે. તેથી જે માણસ ખ્વાએશો મૂકી દે છે તેની ખુદી ધીમે ધીમે ઓછી થતી જઈ મટી જાય છે, તે ખુદાને જોઈ શકે છે.

# વૈષ્ણવજન



વર્ષ. ૪ : : અંક ૪ : જુલાઈ : ૧૯૬૫


## અનુક્રમણિકા



*

## ગ્રાહક બંધુઓ

કેટલાક અસાધારણ સંજોગોને લીધે જુલાઈનો અંક મોડો બહાર પડે છે અને ઓગસ્ટનો અંક મોડો પડશે તો તેની નોંધ લેવા વિનંતી છે.

વ્યવસ્થાપક


સંપાદક નવીન ગાંધી


### સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

*   *   *

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંસ્થા તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

*

(લેખકોને)

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું.

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઓફપ્રીન્ટ્સ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી મોકલાય છે.


લવાજમ

દેશમાં (વરસનું) ૭ રૂપિયા

પરદેશમાં બાર શિલિંગ

વૈષ્ણવજન, કૃપાયતન, બિલિતળેટી

જૂનાગઢ

: ફોન નં. ૮૮

પ્રકાશક અને મુદ્રક: ધીરેન ગાંધી • કૃપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

# ખુદી અને ખ્વાહેશો

ગુરુદયાલ મલ્લિક

માણસ જો પ્રભુનો એક અંશ છે, તો તે એને સહેલાઈથી કેમ પામી શકતો નથી? કેટલીય વાર આવો પ્રશ્ન પૂછવામાં આવે છે. પણ આ પ્રશ્નનો એક સહેલો જવાબ છે, જો કે માણસને તે જવાબ એટલી સહેલાઈથી સમજાતો નથી. 'ખુદા ઔર ખુદી કે બીચમેં ખ્વાહેશ હૈ ઔર વહ હી સબ કામ બીગાડ દેતી હૈ" એવું એક વાર એક ફકીરે કહ્યું હતું; અને એ વાત પણ સાચી છે.

માણસની વૃત્તિ ઘણા વખત સુધી એવી હોય છે કે તે જગતની જેટલી સુંદર, સ્વાદિષ્ટ અને સારી વસ્તુઓ હોય છે તેને પોતાના ભોગ માટે મેળવવા અને વાપરવાની ઇચ્છા તે રાખ્યા કરે છે કોઈ દિવસ તેની ખ્વાહેશોનો અંત આવતો જ નથી તેને એમ લાગ્યા કરે છે કે, હજી એક વસ્તુ અથવા વિષય હજુ પ્રાપ્ત કરવાનો રહી જ ગયો છે. અને અજબની વાત તો એ છે કે, જે વસ્તુને તે બાકી રહી ગયેલી વસ્તુ સમજે છે અને જેને પામવાથી તે માને છે કે તે શાંત અને સંતુષ્ટ થઈ જશે, પરંતુ એ વસ્તુ જો તેને મળી પણ જાય તો ઊલટો તે વધારે અશાંત અને અસંતુષ્ટ બની જાય છે તેથી તો કામનો અંત કામથી નથી આવતો પણ 'નિષ્કામ'થી.

માણસના મનની શાંતિ કોણ રોજ રોજ ચોરી લે છે? તેની ખ્વાહેશો. જે આવે છે તો એક એક કરીને, પણ થોડા જ વખતમાં માણસનું મન તેનાથી ભરપૂર થઈ જાય છે તેથી જ્યારે તે મન-મંદિરમાં દાખલ થાય છે ત્યારે દરેક ખ્વાહેશ રૂપે તેની પાસેથી આતિથ્ય માગે છે, અને એનો આખો સમય ખ્વાહેશ રૂપી અતિથિઓની સેવા કરવામાં પસાર થઈ જાય છે, એથી તેને જરા પણ શાંતિ મળતી નથી.

માણસની ખુદીને ખ્વાહેશો પોષે છે, એટલે સુધી કે માણસ જે પ્રભુનો એક કેવળ પૃથ્વી પર ગુમાસ્તો છે, એ પોતે જ માલિક બની જાય છે. ખુદી ખ્વાહેશોની એક ભારે પોટલી છે, જેને માથા પર મૂકીને માણસ કોઈ દિવસ સ્વર્ગ કે સુખ પામી ન શકે. તેથી જે માણસ ખ્વાહેશો મૂકી દે છે તેની ખુદી ધીમે ધીમે ઓછી થતી જઈ મટી જાય છે, તે ખુદાને જોઈ શકે છે.

# પરિભ્રમણ

આશુતોષ

## રાષ્ટ્રસમુહ પરિષદ

આજથી બરાબર એક વર્ષ પૂર્વેની પરિષદ યાદ આવી છે શ્રી નહેરુનું તાજેતરમાં અવસાન થયું હતું અને ભારતમાં રાજકીય શૂન્યાવકાશ જેવી સ્થિતિ હતી અને લથડેલી તબિયતને કારણે શાસ્ત્રીજીએ ટી. ટી. કે. તથા ઇન્દિરા ગાંધીને પ્રતિનિધિ તરીકે મોકલેલા ત્યાર પછી તો ત્યાં મજૂર પક્ષ સત્તા પર આવ્યો. પરંતુ આ વખતે શાસ્ત્રીજીએ પ્રગલ્ભ પ્રતિભાનું દર્શન કરાવ્યું. મોસ્કોની તેમની યાત્રા ઘણી સફળ થઈ હતી તેમજ લંડન જતા પહેલા કેનેડાની મુલાકાત લઈ, ધારી અસર પાડી હતી. આ વર્ષની પરિષદ બે કારણોસર ઐતિહાસિક કહી શકાય. વિયેટનામના સવાલના પ્રશ્ન ઉપર, શાંતિદૂત મોકલવાની દરખાસ્ત મૂકીને, ઝઘડતા દેશોને, આમરુનો અયનો ફગાવી, મંત્રણા કરવાની તક પૂરી પાડી છે. અલ્જિરિયાની કટોકટી આ ટાંકણે જ ઊભી થઈ બેનબેલાને ફગાવી દઈ, આફ્રો એશિયન શિખર પરિષદનો રાજકીય લાભ ખાટી જવાની ખટપટખોરોની ખ્વાહિશ હશે રાષ્ટ્રસમુહના ૧૩ દેશોએ સૂચિત શિખર પરિષદ મોકૂફ રાખવાનો પ્રસ્તાવ મૂકી એશિયા અને આફ્રિકાના રાષ્ટ્રો વચ્ચેના શક્ય ભંગાણને અટકાવ્યું છે. અલ્જિરિયાના ફેરફારથી ઘણા આફ્રિકી રાષ્ટ્રો નારાજ થયા હતા અને નવા તંત્રને ચીને તાત્કાલિક સ્વીકૃતિ આપી તેથી પણ છંછેડાઈ પડ્યા હતા આ બન્ને કામગીરી ઉપરાંત બ્રિટને જે પ્રસ્તાવ મૂક્યો—કે રાષ્ટ્રસમુહના પછાત દેશોના ઉત્કર્ષ માટે કેવળ નાણાં પૈસા ધીરવા કંઈ નથી—તેમને પગભર કરવા, આર્થિક સ્થિતિ સુધારવા તેમજ ઔદ્યોગિક કૌશલ્ય વધારવા, વિકસેલા અને સાધનસંપન્ન દેશોએ યોગ્ય ભૂમિકા રચી દેવા આગળ આવવું—એ દલીલની વાસ્તવિકતા સૌને સ્પર્શી ગઈ. વિયેટનામના પ્રશ્ને, ભારતે પડદા પાછળ ઘણો મોટો ભાગ ભજવ્યો. શાસ્ત્રીજીનું પ્રવચન તર્કબદ્ધ અને સુનિશ્ચિત રહ્યું. બ્રિટિશ વડાપ્રધાન હેરોલ્ડ વિલ્સને પરિષદનું સંચાલન ઘણું જ સરસ કર્યું.

## પાંગરતી પ્રતિભા

કેરો, કેનેડા, લંડન અને પાછા કેરોના પ્રવાસ દરમ્યાન આ વખતે શાસ્ત્રીજીની ભારે પરીક્ષા થઈ. અલ્જિરિયામાં પરિષદ ભરાણી હોત તો એક વધુ ચક્ર સર્જી હતી ખાસ કરીને ચાઉ-સુકર્ણો અને અયુબની ત્રિપુટી સામે શાસ્ત્રીજી એકલા હતા. પહેલી મુશ્કેલી લંડનમાં ઊભી થઈ કેનેડાના શ્રી પિયર્સન તેમજ હેરોલ્ડ વિલ્સન, અયુબખાનને મળવા શાસ્ત્રીજી ઉપર દબાણ લાવી રહ્યા હતા. તેમનો ઉતારો લંડનની હોટેલમાં ઉપર નીચેના કમરામાં રાખેલો, અને આવતા જતા, બન્ને ભેગા થઈ જાય અને વાતચીત કરે તેવી ભૂમિકા તૈયાર જ હતી પરંતુ શાસ્ત્રીજી કચ્છના પ્રશ્ન પર મક્કમ રહ્યા. જો એ પતી જાય તો પછી પાક પ્રમુખ જ્યારે ગમે ત્યારે ગમે ત્યાં મળવા તૈયાર છે એમ જણાવી, વિલ્સનને બેનના વધ કરી ... આવી બીજી ફજેતી સ્થિતિ કેરોના વિમાનગૃહ ઉપર થઈ સુકર્ણોનું વિમાન મોડું થતાં શાસ્ત્રીજી વિમાનગૃહે હતા ત્યાં જ ચાઉ સુકર્ણોને આવકારવા આવી પહોંચ્યા નાસરે શાસ્ત્રીજીને પૂછ્યું પણ ખરું કે અમસ્તું મળવું છે? "આપ કેમ છો" સિવાય બીજી વાત ન કરવી. આ વખતે પણ શાસ્ત્રીજીએ ના પાડી અને જે ઓરડામાં ચાઉ-નાસર સુકર્ણો હતા તેની બાજુમાં બીજા ઓરડામાં જ બેઠા! છેલ્લા વિદેશ પ્રવાસ પછી, શાસ્ત્રીજીના ટીકાકારો પણ વિચારતા થઈ ગયા છે અને તેમની પ્રતિભાની બીજી બાજુ જોઈ શકે છે.

## ત્રિભાષી

ઇંગ્લેન્ડની એક મેના અમમારોમ અખરી છે. તે તેના ત્રણ ભાષાના જ્ઞાનને લીધે ભારતમાં સારો રસ જગાડે તેવી શક્યતા છે આ મેના ૭ વર્ષની થઈ છે અને એક દંપતીને ભેટમાં મળી છે દંપતી સાથેના વિદેશ પ્રવાસમાં તે ફ્રેન્ચ અને અંગ્રેજી ભાષા શીખી છે થાઈ ભાષા તો એને આવડે છે.

આહારમાં તેને તાજા અને ઉકાળેલ ઇંડા મળે ભાવે છે ભૂલેચૂકે પડતર ઈંડુ કાચુ આપવામા આવે તો તરતજ ત્રણ ભાષામા ચિચિયારી પાડે કે 'આ તો બહુ ખરાબ છે'

આ મેના ભારતના ૧૪ રાજ્યોમા પ્રવાસે લાવવામા આવે તો આપણે ત્યા ભાષાના પ્રશ્નની ઉકેલ દિશામા મહત્ત્વનો ફાળો તે આપી શકશે. અંગ્રેજીનો મોહ છૂટતો ન હોય, અને હિન્દી સાથે માતૃભાષાને પણ રાખવી હોય તો પછી થાઇલેન્ડની આ મેનાની રાહબરી નીચે, સૌએ ત્રિભાષી ફોર્મ્યુંલા સ્વીકારવી રહી–એક નાનકડુ પખી જો ત્રણ ભાષા બોલી શકે તો ભારતનો નાગરિક શુ પાછો પડશે?

## ૧૪૪મી વર્ષગાઠ

૧૯૬૫ની પહેલી જુલાઇએ ગુજરાતી ભાષાના એક દૈનિક 'મુંબઇ સમાચારે'' તેની બારને બારે ખુશીએ તેટલામી વર્ષગાઠ ઊજવી તેના પ્રથમ અંકની ફોટો નકલ જોતા સૌને આશ્ચર્ય થાય ગુજરાતી ભાષાને જ્યારે તેનુ સ્પષ્ટ કે વિશિષ્ટ સ્વરૂપ ન હોતુ–તેમજ એ ભાષાને કોઇ આગવુ સ્થાન ન હતુ–ત્યારે એક પારસી ગૃહસ્થે 'મુંબઇ' નગરીમા જુલાઇ ૧૮૨૨મા આ દૈનિક શરૂ કર્યું અને આજે દોઢ સદી પછી પણ તે ચાલુ છે આટલા લાંબા ગાળામા, આ દૈનિકે અનેક લીલી સૂકી જોઇ છે, અને બીજા દૈનિકોનો ઉદય અને અસ્ત પણ જોયો છે છતા પોતાની મઝીનને સમયના પ્રવાહમા વહેતી રાખી છે તેનુ ધોરણ એક સરખુ રહ્યું છે, નીતિ પણ તટસ્થ રાખી છે અને દરેક રુચિને સંતોષવા આ દૈનિકે સફળ પ્રયાસ કર્યો છે તીખાતમતમતા લખાણો કે શિર્ષકો આપી કે રાજકારણના વહેતા પ્રવાહોનો લાભ લઇ, સસ્તી લોકપ્રિયતા મેળવવા તેણે કદી પ્રયત્ન કર્યો નથી પારસીઓમની પેઠે આ અખબાર મિતભાષી, અને મૃદુભાષી રહ્યુ છે વિવાદનો પથ હમેશા વર્જ્ય ગણ્યો છે ભારતભરના દૈનિકોમા 'મુંબઇ સમાચાર'ની કારકિર્દી અજોડ ગણાય તેવી છે, અને તેની લોકપ્રિયતા પણ તેવી જ અજોડ છે

## પાવળું પાણી

કાયદો અને વ્યવસ્થા જાળવવાની જવાબદારી જેના ઉપર રહેલી છે એવા બે પોલિસ કોન્સ્ટેબલો પાણી ખાતર મુંબઇમા મારામારી ઉપર આવી ગયા અને એકે બીજાને મહાત કર્યો ઈજા પામેલા પોલિસને સારવાર માટે હોસ્પિટાલમા ખસેડવો પડેલો બન્ને ફરજ ઉપર ન હતા પણ પાણીની ચકલી ઉપર વારા માટે ભાન ભૂલી ગયા આવા તો અનેક પ્રસંગો હમેશ બનતા હશે તેનાથી કોઇક પ્રકાશમા આવે આ વરસે મુંબઇમા પાણીની તંગીએ ખૂબ ઉકાપેલ મચાવ્યો ગામડાઓમા સ્થિતિ વિકટ અને કરુણ છે દર ઉનાળામા ભારતના મોટા ભાગના ગામડાઓ પાણીની અપાર હાડમારી અનુભવે છે આના સંદર્ભમા આંતરરાષ્ટ્રીય વારિ દશકાનું મહત્ત્વ ભારે અગત્ય ધારણ કરે છે ૧૯૬૫–૭૪ના દશ વર્ષના ગાળામા પાણીની શોધ માટે જગતના તમામ દેશો પ્રયત્નો કરશે અને આ વિચારના પ્રચાર અપનો કરશે ખાસ કરીને સમુદ્રના ખારા પાણીને મીઠુ બનાવવા જે જે દેશોએ પ્રયત્ન કર્યા છે તેની ચકાસણી સંશોધન તેમ જ ફેરફાર કરીને જગત આખામા પાણીની વધતી જતી તંગીને પહોંચી વળવા વૈજ્ઞાનિકોએ કમર કસી છે દુનિયામા તાજા સ્વચ્છ પાણી સંગ્રહ જૂજ છે જ્યારે વપરાશ વધી રહ્યો છે ખાસ કરીને ઉદ્યોગોને વિશેષ પાણી જોઇએ છે વીજળી ઉત્પાદન કરવા પાણી જોઇએ આજે મોટા ભાગનુ પાણી નકામુ વહી જાય છે ગુજરાતમા નર્મદા તાપી સાબરમતી જેવી નદીઓ હજુ સુધી કોઇએ નાથી નથી ખરી વાત એ છે કે જેટલુ પાણી પ્રાપ્ય છે તેનો સદુપયોગ કરી લેવા તૈયારી પણ નથી ગામડે ગામડે અને કસ્બે કસ્બે પાણીની સગવડ કર્યા વિના ચાલવાનુ નથી

## વૃકોદર

ગણપતિ એક એવા દેવ છે જેની સાથે સૌ કોઇ છૂટ લે છે તેમને મોટી ફાંદ છે એટલે કટાક્ષનુ પાત્ર બને છે પણ આજના જમાનામા સાચા વૃકોદરો હેમખેમ સમાજમા રહીને હરેફરે છે અને ક્યારેક અખબારમા ચમકી જાય છે દક્ષિણ

રશિયાના બ્રિયાન્સ્ક શહેરમાં શેતરંજ ખેલતાં, એક ખેલાડી રાણીને ખાઈ ગયો અને સર્જ્યનની મદદથી તેને બહાર કાઢવી પડી! આવા વૃકોદરો સમાજમાં કેટલે અંશે વિદ્યમાન છે તેની સાબીતી સર્જ્યન સાહેબે આવી વસ્તુઓનું સંગ્રહસ્થાન બનાવીને આપી છે પેટમાંથી જે જે વસ્તુઓ નીકળી છે તેમાં સિક્કાઓ, બટન, બોનમેરીંગ, પીન, સોય વગેરેનો સમાવેશ થાય છે અને ઓપરેશન બાદ બહાર કાઢીને, સંગ્રહાલયમાં રાખવામાં આવી છે. તેમાં છેલ્લો ઉમેરો એક વિદ્યાર્થીના પેટમાથી નીકળેલી રીસ્ટવૉચ છે! આ બધા વિરાટ વૃકોદરોની સરખામણીમા ગણપતિ વામન બની જાય છે!!

## ઘેરાતી કટોકટી

પ્રત્યેક દિવસના જવા સાથે, વિયેટનામમાં કટોકટી વધુ ઘેરી બની રહી છે. અમેરિકા વધુ અને વધુ લશ્કરી કુમક અને દળ મોકલી રહ્યું છે. વિયેટકોંગનો પ્રતિકાર વધુ ઉગ્ર બનતો જાય છે. ચીન પડદા પાછળ રહીને વધુ અને વધુ અસરકાર દાવ ખેલી રહ્યું છે. રશિયાની ધીરજ ખૂટવાની અણી ઉપર છે. રાષ્ટ્રસમુહના શાંતિયત્નને દાદ દેવા હેનોઈ, પેકીંગ કે મોસ્કો તૈયાર નથી. વાદળા ઘેરાઇ રહ્યા છે, બફારો અસહ્ય છે પવન સાન પડી ગયો છે—ક્યારે કોણ ત્રાટકશે?

## પાઠ્ય પુસ્તકો

નિશાળો–શાળા–કોલેજો શરૂ થવાની સાથે જ જૂન જુલાઈમા પાઠ્યપુસ્તકો માટે દરોડા પડે છે. ઘણીવાર પુસ્તકો મળતા નથી; કેટલીકવાર ગરજને અક્કલ નથી હોતી એટલે પાઠ્યપુસ્તકની સાથે ગાઇડ લ્યે તો જ મળવાની શકયતા રહે છે. તદુપરાત પાઠ્યપુસ્તકો હજુ પ્રેસમા છપાતા હોવાનું પણ કહેવામા આવે છે. આ પરિસ્થિતિ એટલી અસહ્ય છે કે સરકારી જાહેરાતો તરફ તિરસ્કાર છૂટે છે. સરકાર પગલાં વિચારી રહી છે–દરેક રાજ્યમા પાઠ્ય પુસ્તકોનું એક જ ધોરણ રહેશે–સરકાર પોતે છાપશે. આટલી ગુચવણો ઓછી હોય ત્યાં મતુભાઈ શાહની પાઠ્ય પુસ્તકો નિકાસ કરવાની સલાહ ભળી જ હોય! આફ્રિકા અને બીજા મધ્યપૂર્વના દેશોમાં માગ બહુ મોટી છે–પણ ભભૂકાંબ ઘર આંગણે કાંઈ ઠીક થાય ત્યારેને?

## ભીમ અગિયારશ

જામ કંડોરણા મહાલના સાતોદડ વાવડી ગામના એક કણબીએ આત્મહત્યા કરી. કારણ! બૈરીને ભીમ અગિયારશ કરવા પિયર તેડી ગયા અને બેચાર દિવસનો વિરહ સહન ન થયો!! આ તે કેવી વાત? જગતનો તાત ગણાય–અને આવા સપરમા દિવસે તેણે વાવણીમાં ગળાડૂબ ખૂપી જવાનું હોય–આવા લાગણીવેડા અને આવી મૂર્ખાઇ ખેડૂતને શોભે? અને બૈરીને પિયર જવાનો પણ હક્ક નહી? આમા જીવની આહુતિ આપવા જેવું શું હતું?

## એડલાઇ સ્ટિવન્સ

અમેરિકાના પીઢ રાજપુરુષ એડલાઈ સ્ટિવન્સનનું ૬૫ વર્ષની ઉમરે લંડનમા અચાનક અવસાન થયું છે તેઓ વિચાર વિનિમય માટે અમેરિકાથી લંડન આવેલા અને હેરોલ્ડ વિલ્સન તેમજ માઈકલ સ્ટુઅર્ટ સાથે ચર્ચા કરી હતી. બન્ને વાર, ડેમોક્રેટીક પક્ષ તરફથી તેઓ અમેરિકન પ્રમુખપદ માટે ઊભા હતા પણ તેમને સફળતા મળી ન હતી. યુનો ખાતે અમેરિકાના કાયમી પ્રતિનિધિ તરીકે તેમણે ૧૯૬૦થી છેલ્લા થોડા વર્ષ કામગીરી બજાવી હતી. ગોઆના પોલિસ પગલા વખતે તેમણે, ભારત તેમજ પંડિત નહેરુ ઉપર આકરા પ્રહારો કર્યા હતા. તેમના જવાથી, યુનોએ પણ એક વિલક્ષણ રાજપુરુષની સેવાઓ ગુમાવી છે. શ્રી નહેરુના અવસાન નિમિત્તે અંજલિ અર્પતા કહેલું: "આપણા યુગનું ઈશ્વરનું ઉત્તમસર્જન"

## મેઘરાજનો કોયડો

વરસાદ સમયસર ન આવે અથવા મોડો થાય ત્યારે સૌ કોઇનાં મન ચિંતાથી ઘેરાઇ જાય છે લોકો ધર્મ તરફ સજાગ બને છેઃ રામધૂન બોલાય છે; યજ્ઞાદિ શરૂ થાય છે; કોઇ મહાદેવજીને પાણીમા ડૂબાડી ગુંગળાવે છે તો કોઇ દૂધના ઘડા

રેડે છે; કૂતરાને રોટલા અપાય છે; ઘણા ગાયને ઘાસ નીરે છે; બ્રાહ્મણોનો અને જ્યોતિષીઓનો ભાવ વધુ પૂછાય છે. આટલી સ્તુતિ પછી, મેઘરાજા આવે છે અને પડાવ નાખે છે. તો પણ માનવી અકળાઈ જાય છે. "હવે ખમૈયા કરો," "વરાપ નીકળે તો વાવણી થાય," "તડકા પડે તો અન્ન પાકે"–એમ તરેહતરેહની દલીલો સંભળાય છે. નદીઓમાં પૂર આવે તો ચુંદડી, મોરિયો પધરાવીને નાળિયેર વધેરવામાં આવે છે, અને લોહીના છાંટણા પણ થાય છે જેથી નદીમાતા પૂર સમાવી દે. સારું વર્ષ જાય, અને મબલખ પાક થાય, તો કાળાબજારના ભાવ સિવાય લોકોને એક દાણો પણ ન મળે, તેવો સંકલ્પ પણ સાથે જ થાય! આ બધામાં મેઘરાજાની મુશ્કેલીનો કોઈ ખ્યાલ કરતું નથી. પૃથ્વીના પાંચે ખંડોમાં તેમણે સમયપત્રક જાળવવાનું હોય છે અને સૃષ્ટિના તમામ જીવો તેમને મન સરખા છે. પૃથ્વી ઉપરનો માનવી જ્યાં હશે ત્યાં મેઘરાજાની પ્રતીક્ષા અમુક સમયે અવશ્ય કરતો હશે. વળી આ પાંચે ખંડો સાત સમુદ્રની વચ્ચે પથરાયેલા છે. માનવી જે રીતે ઉપગ્રહોને અવકાશમાં તરતા મૂકે છે, અને પૃથ્વીની પ્રદક્ષિણા ૯૦ મિનિટમાં પૂરી કરે છે, તેવી રીતે મેઘરાજા વાદળોને આદેશ આપી શકે નહીં. વાદળો તેમની રીતે જ સંચાર કરે. આવી સ્થિતિમાં, વરસાદે ક્યારે, ક્યાં કેટલા પ્રમાણમાં વરસવું, ક્યારે વિરામ રાખવો તેનું, સમગ્ર સૃષ્ટિને આવરી લેતું સમયપત્રક કોઈ વિદ્વાન, મેઘરાજા માટે બનાવી આપશે!

## તૈયાર ભાણે

'મહારાષ્ટ્ર અને મૈસૂર વચ્ચે ગોવાના ભાવિ અંગે' જે ખેંચતાણ ચાલી રહી છે તે જોતાં ખેદ થાય છે કે દીવ, દમણ અને ગોવાની આઝાદીનો સંગ્રામ આટલા ખાતર ખેલ્યો? ગોવાના લોકો નક્કી કરે કે તેમને કોની સાથે જોડાવું છે એટલા ખાતર મૈસૂરની સરકારને રાજીનામું ધરી દેવું પડે–તો પછી ગોવાનો જંગ ખેલનાર તો કેન્દ્ર ગયું હતું તે વાત કેમ ભૂલાય છે? તૈયાર ભાણા ઉપર બેસવા માટે ઝઘડા કરવો તે શોભાસ્પદ લાગે ખરું? સાચું ખોટું બાજુએ રહેવા દઈએ, તો આ બાબતમાં મહારાષ્ટ્રે મોટું મન રાખવું જોઈએ કેમકે તેની પાસે મુંબઈ છે. મૈસૂરને એક સારા બંદરની જરૂર છે. રાષ્ટ્રનું હિત આમાં છે–અને તેની પાસે બીજી બધી બાબત ગૌણ છે. આ તો ભયંકર નામોશી છે–ડૉ. સાલાઝાર છાતી ફૂલાવીને કહેશે, "જોયું ને–ગોવા અમારી પાસે હતું તેમાં શું ખોટું હતું? આ તો હિંદીઓ અંદરોઅંદર કપાઈ મરશે." કેન્દ્રની સલાહ રાજ્યો ન માને, અને એટલા ખાતર ચૂંટણી કરવી, તે સારું ઉદાહરણ નહીં બને. જે રોગમાં વાઢકાપની જરૂર હોય ત્યાં પાટાપીંડી શા કામની?

## ન જાનામિ કેયુરમ્

ભોપાલમાં બેતુલ ગામે બે જાન પરણવા ગઈ. નવવધૂની અદલાબદલી થઈ ગઈ! વિદાય થવા એક જાન બસ સ્ટેશન ઉપર હતી, અને બીજી રેલ્વે સ્ટેશને હતી ત્યાં જ ભૂલ પકડાઈ ગઈ. રેલ્વે સ્ટેશને સૌ જાનૈયાઓ નાસ્તોપાણી કરતાં હતાં અને કોઈનું ધ્યાન ગયું કે નવવધૂ, માયરામાં બેઠેલી તે નથી! તાબડતોબ બસ સ્ટેશને તપાસ થઈ અને ખરી વહૂ મળી આવી!! આ કિસ્સામાં બિચારા વરરાજાની સ્થિતિ દયાજનક છે અને તેને માટે અનુકંપા સૌને થાય. રામાયણના ઉદાત્તપાત્ર લક્ષ્મણની જેમ, 'ચોતરફથી આભૂષણોથી લપેટાયેલી નવોઢાનું મુખ તેણે જોયું હોતું નથી'; વળી લક્ષ્મણની જેમ નિત્ય પાદસ્પર્શનો મહાવરો નહીં હોવાથી તે નુપૂર પણ ઓળખી શકતો નથી. એટલે નવવધૂ બદલાઈ જાય તો પણ વરરાજાની કિસ્મત, તે અટકાવી શકે નહીં. આટલી 'કરુણ' અને હમદર્દ પરિસ્થિતિ નિવારવા બે વિકલ્પો સ્ફુરી આવે છે. લગ્ન ખુલ્લે મોઢે થાય–ઘુંઘટને તિલાંજલિ આપવામાં આવે અને વિદાય વખતે પણ નવવધુ લાજનો આગ્રહ ન રાખે, તો વરરાજાની બદનસીબીમાં સુધારો થશે.' આ શેકર ન હોય તો, એક ગુજરાતી કવિએ "છાતીએ છૂંદણાં"નું કાવ્ય લખ્યું તે યાદ આવે છે. છૂંદણામાં પોતાના હાથ ઉપર દરેક કન્યા નામ ટકાવે, તો ભવિષ્યના પતિએ, પરણતી વખતે, અને નવવધુ વિદાય લે ત્યારે, માત્ર સૂચક દૃષ્ટિએ થી ચોકસાઈ કરી લેવાની રહેશે!! બોલાવી જોવી પડે નહીં થાય અને 'લક્ષ્મણની જેમ, પૈના શ્લોક પણ યાદ 'નહીં' કરવો પડે!

# અભિમાન ઓગળી ગયું

એક સંત પુરુષ ફરતા ફરતા એક તીર્થધામમાં આવી ચડયા. એમણે ભગવા લુગડા ધારણ કર્યાં ન હતા; પરન્તુ ત્યાગ અને તપથી વાસના માત્રને ભસ્મ કરીને, ધખધખતા અંગારા જેવું દિલ અને કાન્તિ ધરાવતા એ સાચા સંન્યાસી હતા. ટીલા ટપકા કે માળાનો એમની પાસે ઠાઠમાઠ ન હતો, પરન્તુ ફકીર સમા સદાય તરબોળ રહીને જીવનની દરેકે દરેક પળ પરહિત કાજે ખરચનારા એ સાચા ભક્ત હતા. પંડિત કે શાસ્ત્રીની એમની પાસે કોઈ ઉપાધિ ન હતી, પરન્તુ નિર્દોષ, જાગૃત અને ઈશ્વરમય જીવનને પ્રતાપે અંતરમાંથી ફુટેલી જ્ઞાનની સરવાણીઓ વહેંડાવતા એ પરમ જ્ઞાની પુરુષ હતા. ધર્મ અને સમાજમાં વ્યાપેલા ભ્રામક ખ્યાલો અને અનિષ્ટોને નષ્ટ કરવાની હાકલ કરતી એમની વેધક વાણીમાં અજબ પ્રકારનું તેજ હતું, તો સુખી સમૃદ્ધ અને કલ્યાણકારી સમાજ રચવા માટે નૂતન દૃષ્ટિ પ્રદાન કરતી એમની સચોટ વાણીમાં અનેરો જાદુ ભર્યો હતો.

એમના ત્યાગ, તપ, સેવા, ભક્તિ અને જ્ઞાનની જોતજોતામાં ચોમેર સુવાસ ફેલાવા લાગી. એમનો સત્સંગ કરવા અને એમની વાણી સાંભળવા લોકોની ઠઠ જામવા માંડી, અંધશ્રદ્ધામાં અને ભ્રામક ખ્યાલોમાં અટવાયા કરતા લોકોના સામાજિક અને ધાર્મિક વિચારોમાં ભારે પરિવર્તન થવા લાગ્યું. તીર્થધામમાં નવી હવા પેદા થવા લાગી.

સંત પુરુષનો વધતો જતો પ્રભાવ અને લોકોના વિચારોમાં થતું પરિવર્તન જોઈને તીર્થધામના મહંત ચોંકી ઉઠયા. અંધશ્રદ્ધા, વહેમ, અને ભ્રામક માન્યતાઓના આધાર ઉપર ટકેલું પોતાનું સ્થાન એમને ડોલતું લાગ્યું. એમનાથી આ સહન થઈ શકયું નહીં. એમના દિલમાં તેજોદ્વેષ અને ઈર્ષાની આગ સળગવા લાગી. ધીરે ધીરે એમાંથી રોષની જ્વાળા ભભૂકી ઉઠી. ગભરાટથી બેચેન બની ઉઠેલા મહંત છેવટ તીર્થધામની પ્રણાલિકા ભૂલ્યા અને એમણે પોતાના એક ચેલા મારફત સતપુરુષને સંદેશો મોકલાવ્યો. આ સંદેશામાં એમણે સતપુરુષને પાખંડી, દંભી ઇત્યાદિ અનેક વિશેષણોથી નવાજ્યા અને લોકોને અવળે માર્ગે દોરવાની પ્રવૃત્તિ બંધ કરવા અને નહીં તો તીર્થધામ છોડી જવાની ચેતવણી આપી.

તીર્થધામના એક શાન્ત ખુણામાં, ઘટાદાર શીતળ વૃક્ષની છાયા નીચે, થોડા જિજ્ઞાસુઓ સાથે પોતાની લાક્ષણિક શૈલીમાં જ્ઞાનગોષ્ઠિ કરતાં કરતાં, ચરખાચક્ર દ્વારા શ્રમયજ્ઞ કરી રહેલા સંત પુરુષ પાસે જઈને ચેલાએ મહંતનો સંદેશો કહી સંભળાવ્યો. મહંતનો સંદેશો સાંભળીને સંતપુરુષ ઘડીભર આછું આછું હસ્યા. ઘડીભર સર્વત્ર શાન્તિ વ્યાપી ગઈ.

થોડીવાર પછી, ચરખા ચક્રની ગતિ સહેજ મંદ પાડીને, સંત પુરુષે મહંત તરફથી આવેલા સંદેશાના જવાબમાં, બાજુએ બેઠેલ એક જિજ્ઞાસુ પાસે પત્ર લખાવવો શરૂ કર્યો. પત્રમાં એમણે લખાવ્યું કે, "માણસ પોતાની આંખોથી સારીએ દુનિયા જોઈ શકે છે પરન્તુ પોતનો ચહેરો જોઈ શકતો નથી. મોઢા ઉપર મેશનો ડાઘ લાગી ગયો હોય તો એ દૂર કરવા માટે એણે અરિસાની મદદ લેવી પડે છે. એજ રીતે હું આખી દુનિયાના દોષ જોઈ શકું પરન્તુ મારામાં પાખંડ, દંભ ઇત્યાદિ દોષ ભર્યા હોય તો એ જોવા માટે મારે અરિસો જોઈએ. અત્યારસુધી મારા દોષ જોઈ શકું એવો અરિસો મને મળ્યો ન હતો અને એથી હું મારામાં રહેલા દોષ જોઈ શકયો ન હતો. પરન્તુ હવે તમે મારો અરિસો બનવાનું પસંદ કર્યું અને હું જાતે જોઈ શકતો ન હતો એવા મારામાં રહેલા દોષોનું તમે મને દર્શન કરાવ્યું એને હું ઈશ્વરની કૃપા લેખું છું. જડ અરિસો તો મોઢા ઉપર લાગેલા ડાઘનું કેવળ દર્શનજ કરાવી શકે, એ દૂર કરવા માટે અરિસો કંઈ પ્રવૃત્તિ કરી શકતો નથી. પણ તમે તો જીવતા અરિસા છો. મારા દોષનું કેવળ દર્શન કરાવવાને બદલે, એ દૂર કરવામાં પણ સહાયભૂત થવા મારી તમને પ્રાર્થના છે."

પત્ર વાંચીને હિંડોળા ખાટ ઉપર બેઠેલા મહંત સડાક દઈને ઊભા થઈ ગયા, અભિમાન ઓગળી ગયું અજ્ઞાનના પડળ ચિરાઈ ગયા. સંતના પત્રે જાણે જાદુ કર્યો. દોડીને વૃક્ષની છાયા નીચે બેઠેલા સંત પુરુષ પાસે પહોંચી જઈ, એમના ખોળામાં માથું મૂકી દીધું. તીર્થધામના મહંત એજ ક્ષણથી સંતપુરુષના પરમ ભક્ત બની રહ્યા. -પ્રવાસી

# અણગમાનાં આંસુ

જૂનાગઢ સ્ટેશને હું ફર્સ્ટ ક્લાસ કમ્પાર્ટમેંટમાં દાખલ થયો કે તેનો શાર્કસ્કિનનો પોશાક ઊડીને મારી આંખને અથડાયો. હું ખાદીધારી, છતાં મિલના કાપડ સામે મને અણગમો નહિ. પણ કીમતી કપડાં પહેરી પોતાની દોલતનું પ્રદર્શન કરનાર સામે મને સ્વપ્નમાં સ્વપ્ન અણગમો. તેમાં આ તો મુસાફરી દરમ્યાન પહેરાયેલ ભારે કીમતનો પહેરવેશ. મારો અણગમો આંખમાં ડોકાઇ ગયો હશે તે પોશાકધારીએ મારા સામે નજર ઠેરવ્યા સિવાય હકારી લીધી.

કમ્પાર્ટમેંટમાં હું અને તે બે જ જણા. તેની બેગ પરના લેબલ પરથી તે આફ્રિકનિવાસી હોવાનું જણાયેલ. પ્લેટફોર્મ તરફની સીટ પર હું બેઠો. તે સામી સીટ પર બેઠેલ. પ્લેટફોર્મની ધમાલમાં ભીખારીનો અવાજ અફળાતો લાગ્યો. તેણે ખીસા-માંથી પરચુરણ કાઢ્યું ને તે ગણ્યા વિના મારા તરફ હાથ લંબાવી કહ્યું "આ ભીખારીને આ પૈસા આપી દેશો?" તેના અવાજમાં સરકારિતા હતી. પણ તેની ગુસ્તાખીએ મારો અણગમો વધારી મૂક્યો. સામી સીટ પર બિસ્તરને અઢેલી તે બેઠો હતો. કમર સુધી ઓઢેલ રેશમી શાલ અસ્તવ્યસ્ત પડેલ હતી. તેણે ઊભા થવા સ્હેજ પણ તકલીફ લીધી નહીં અને મને આ કામ સોંપ્યું તે મને જરાય ગમ્યું નહીં. ભીખારીની દુર્દશા નજરે પડતાં મે ઊભા થઇ પૈસા લીધા અને તે ભીખારીને આપ્યા. તેણે કહ્યું, "થેંક યુ" મેં જવાબ ન આપ્યો. મારો આ રીતે વ્યક્ત થતો વિશેષ અણગમો પણ એના ધ્યાન બહાર ગયો નહીં. તે કંઇક બોલવા જતો હતો, પણ પછી હોઠ દબાવી જાણે પરાણે મૂંગો રહ્યો.

ટ્રેઇન ઊપડી. તેણે બે ત્રણ વખત મારા સામે જોયું. મેં તેની નજર ટાળી. થોડો સમય મૌન રહ્યું. આ સ્થિતિ અપ્રિય હોય તેવા મજબૂરીના ભાવથી તેણે વાતની શરૂઆત કરી. કોઇ પણ ઔપચારિક પ્રસ્તાવના વિના તેણે કહ્યું, 'મારે કંપાલામાં કાર-ખાનાં છે. પ્રભુની દયાથી સારી સંપત્તિ સંપાદન કરી શક્યો છું. નહીં નહીં તોય પંદર વર્ષે દેશમાં આવ્યો છું. માત્ર અઠવાડિયા માટે. વિમાનમાં આવ્યો છું, પરમ દિવસ વિમાનમાં પાછો જઇશ."

મે તેની વાતનો એકાક્ષરી જવાબ આપ્યો. વિશેષ રસ દર્શાવ્યો નહીં તેથી તેની વાત ટુંકાવી. આપ બંધ પડી. જેતલપર જંકશને તેની સીટ તરફ પ્લેટફોર્મ આવ્યું. જે ભીખારી આવ્યો તેને તેણે ખીસામાંથી જે નીકળ્યું તે પરચુરણ આપ્યું. દોલતના આ પ્રદર્શનથી મારો અણગમો ઉનટાનો વધી પડ્યો. હું તેના તરફ લગભગ પીઠ ફેરવી ગયો.

મારા મનમાં વિચારોની પરંપરા ચાલી. ટ્રેઇન ઊપડી તેણે ગતિ પકડી તેમ મારા વિચારોએ પણ ગતિ પકડી. આ આફ્રિકાવાસી. દેશમાં આવે કે પોતાની સમૃદ્ધિનું પ્રદર્શન કરે. ગરીબ ગુરબાંને મુઠ્ઠી ભરી પૈસા આપે. પોતાનાં સગાં સંબંધી પ્રત્યે દયા દર્શાવે. પણ તેના મનમાં આ દેશના વાસી પ્રત્યે હમદર્દી ખરી? સગપણનો સાચો નાતો ખરો? તે પોતાને ઊંચી કક્ષાનો ગણે. પોતે જ કેન્દ્રસ્થાને રહે જીવનની જરૂરિયાતોથી ભીંસાતાં સગાવહાલાં તેની ખુશામત કરે. આમ થોડો સમય દેશમાં ગુજારી જાણે મૃત્યુલોકમાં સફર કરી પાછો પોતાની દેવભૂમિ આફ્રિકા તરફ પ્રયાણ કરે આવા નફરત ભર્યા વિચારો ચાલુ હતા ત્યાં નવાગઢ સ્ટેશને ગાડી ઊભી રહી.

આ સ્ટેશનનું પ્લેટફોર્મ મારી સીટ તરફ હતું. ગાડી ઊભી રહી કે એક બાઇ હાથમાં બાળકને તેડી ડબ્બા પાસે દોડી આવી. આરામથી બિસ્તરને અઢે-લીને બેઠેલા આફ્રિકાવાસીની આંખમાં ચમક આવી. પછી ચેરા વિષાદની લાગણી ફેલાઇ ગઇ. એ બાઇનું આગમન તેને ન ગમ્યું હોય તેમ જણાયું.

બાઇનું તે તરફ ધ્યાન ન હતું. તે બારી પાસે ઊભી શ્વાસે બોલવા લાગી, "અરે ભાઇ! કેટલા વરસે આવ્યો, મારા વીરા! ઊતરી જવું જોઇએ ને! પણ નહીં એક ટંક."

તેણે કહ્યું, "બે નમેતુ ને બેન, કે મને વખત નથી. આવા તાપમાં સ્ટેશને આવવા કેમ તકલીફ લીધી?"

'શું કરું, ભાઇ! જીવ ઝાલ્યો ન રહ્યો."

"હું સમજુ છું, બેન. પણ આ ગાડી તો માંડ બે મિનિટ રોકાય એટલે ના લમી."

"ઊતરી જવું જોઇએ ને!"

"ઉતરાય તેમ નથી, નહીંતર ગીતડું જ, હો!" તેના અવાજમાં મીઠાશ અને મમતા હતી. પણ તેનું વર્તન સ્પષ્ટ બતાવતું હતું કે તે ઉપરછલો દેખાવ જ હતો. તેણે સીટ પરથી ઊભા થવા સ્હેજ પણ પ્રયત્ન ન કર્યો. અદબીમ બેઠો હતો તે ટટ્ટાર બેઠો એટલું જ.

"ભાઇ, તબિયત તો સારી છે ને?" બહાર પ્લેટફોર્મ પર ઊભી રહી સાથમાં શેકાતી બહેને પૃચ્છા કરી.

"સારી તબિયત છે, બેન. બધાય સારી પેઠે છીએ."

"થોડા દિ દેશમાં રોકાઈ જા તો?"

"માંડ અઠવાડિયું આવી શક્યો છું. ત્યાંની સ્થિતિ ડામાડોળ છે. મારી ગેરહાજરી પોસાય નહીં. સોમનાથ ભગવાનની માનતા હતી તેથી આવ્યા વિના છુટકો નહીં. નહીંતર આવવું જ અશક્ય."

"ઠીક ભાઇ, આ બે મિનિટ મળ્યો તે ય મારે મન, ઘણી વાત છે. આ તારો ભાણેજ." બાઈએ કેડે તેડેલ છોકરાને સ્હેજ ઊંચો કરી છેલ્લું વાક્ય કહ્યું.

"વાહ! બહુ રૂપાળો છે. કેમ છો બેટા?"

બાઇ હસી પડી. "આવડો નાનો છોકરો શું સમજે? તોય કેવો હસે છે!" છોકરો કિલકિલતો હતો.

બાઇની સ્થિતિ સાધારણ લાગી પણ મોઢા પર ખાનદાની તરવરતી હતી. છોકરો રૂપાળો હતો. હસતો હતો તેથી વધારે સુંદર લાગતો હતો.

ત્યાં ગાર્ડે સીટી વગાડી. એન્જિનની વ્હીસલ વાગી. આફ્રિકાવાસીએ હાંફળા ફાંફળા થઈ અંદરના ખીસામાંથી નોટનું બંડલ કાઢ્યું. તેમાંથી થોડી નોટ કાઢી મને કહ્યું, "બેનને આપશો?"

ગાડી ઊપડી. મેં બેનને નોટો આપી. સો, સો રૂપિયાની નોટ હતી. બાઇએ નોટ લઇ તો લીધી પણ પછી તુરત જ તેના મોઢા પર રોષની રેખા ખેંચાણી તેણે નોટ પાછી મારા હાથમાં મૂકતાં તેના ભાઇને કહ્યું "ભાઇ, હું તો તારું મોઢું જોવા સ્ટેશન સુધી આવી છું. પૈસા લેવા નહીં. ભગવાન મારું ગુજરાન ચલાવે છે. સો વરસનો થા ભાઈ, ને તારી સુખ સમૃદ્ધિ અનેક ગણી થાવ."

ભાઈ જવાબ આપે તે પહેલાં ગાડીએ સ્પીડ પકડી લીધી. બાઇ ગાડી સાથે ચાલતી હતી તે પાછળ રહી ગઇ.

મેં બાઇએ પાછી આપેલ નોટ તેના હાથમાં મૂકી. તે એકી ટશે આ નોટો સામું જોઇ રહ્યો. તેની આંખમાં પાણીનાં ટીપાં ડળાયાં, તેણે નિઃસાસો નાખી નોટો ગજવામાં મૂકી દીધી. તેને ભારે આઘાત લાગ્યો હોય તેમ જણાતું હતું, પણ હું મનોમન ખુશ હતો. મને થયું કે આ ભાઇસાહેબ એમ માને છે કે દુનિયાની બધી વસ્તુના તોલમાપ પૈસા જ છે. તેથી અનેક ગણી કીમતી વસ્તુઓ છે તે હકીકત તેની બેને તેને દર્શાવી દીધી. તે સારું થયું. તેને ઠીક બોધપાઠ મળ્યો.

આ બનાવ પછી તેને કશીય વાત કરવાનું મન ન હોય તેમ લાગ્યું. હું તો મારી મેળે એની સાથે વાત કરવા ખુશી જ ન હતો. આથી રાજકોટ જંકશન સુધી અમે મૂંગા રહ્યા.

રાજકોટ જંકશને તેને તેડવા તેના એક સંબંધી આવ્યા. સાથે પૈડાંવાળી ખુરસી હતી. સંબંધી ડબ્બામાં ચડયા. મને કહે, "જરા હાથ આપશો? આમને ખુરશી પર બેસાડવા પડશે."

મારા સહપ્રવાસીએ ટૂંકાતાં કહ્યું, "ભાઈ, તમને મારા અર્થે ભારે અણગમો છે તે હું જાણું છું પણ હાથ દેશો તો કૃપા થશે."

હું તો પૈડાવાળી ગાડી જોઇ દિગ્મૂઢ થઇ ગયેલ તુરત ઊભો થઇ તેનો હાથ પકડયો. તેના સંબંધીએ કહ્યું, "જરા બગલમાંથી પકડો તો અનુકૂળતા પડશે." તેણે તેને બીજી બગલથી પકડયો ત્યારે માંડ માંડ ઊભો થયો. તેણે કહ્યું, "મારા બન્ને પગ ખોટા પડી ગયા છે. સોમનાથ ભગવાનની માનતા ઘણા વરસોથી અધૂરી રહેલ. તેમાં આ બન્યું. એટલે માનતા પૂરી કરવા તુરત આવ્યો છું. અહીં સગાંવહાલાંને ખબર આપી નથી. તેમને કેટલું દુઃખ થાય! એક મારી આ વ્હાલસોયી બેન. તેને ખબર આપ્યા વિના ન રહી શક્યો. તે સ્ટેશને આવ્યા વિના ન રહી શકી. પણ હું તેને ન હેતપ્રિતથી મળી શક્યો, ન ભાણાને વહાલ કરી શક્યો. તેને મારા અપંગપણાની વાત કરું તો ભાંગી જ પડે. તેણે મારા વિષે શું માન્યું હશે? ખેર! જેવી ભગવાનની મરજી."

આટલી વાત કરતાં તેની આંખમાંથી આંસુ ખરવા લાગ્યાં. પણ તે લુછવા માટે તેના હાથ મુક્ત ન હતા. મેં મારા છૂટા હાથથી ખીસામાંથી રૂમાલ કાઢી તેનાં આંસુ લૂછ્યાં. પણ ત્યાં તો મારી આંખમાંથી આંસુની ધારા છૂટી. મારાં આ આંસુ કોણ લૂછશે?

–સરોદ

# અજંપો

પ્રવિણચન્દ્ર એચ. શાહ

અજંપો એ માનવજીવનનું અનિવાર્ય લક્ષણ છે. કોઈ પણ કક્ષાની વ્યક્તિ, પછી ભલે તે યુવાન હોય યા વૃદ્ધ, સ્ત્રી અથવા પુરુષ, વિદ્વાન કે મૂર્ખ, શેઠ કે નોકર, અશક્ત યા બળવાન, કોઈ ને કોઈ પ્રકારના અજંપાની નાગચૂડમાં હમેશાં ભેરવાયેલી હોય છે. આ સંસારમાં એવી કોઈ પણ વ્યક્તિ નહિ હોય, જે નિખાલસતાથી એકરાર કરી શકે, કે પોતે કોઈ પણ પ્રકારના અજંપાથી મુક્ત હોય.

માનવ સ્વભાવની રચના જ પરમેશ્વરે એવી કરી છે, કે તેને પ્રાપ્ત પરિસ્થિતિમાં કદી પૂરેપૂરો સંતોષ થતો જ નથી. પરમેશ્વરે માનવને દૈવી અસંતોષ (અં. ડિવાઈન ડિસ્કન્ટેન્ટ)ની ભેટ આપેલી છે. અને એથી જ માણસ અજંપામાં પડેલો હોય છે અને સૂત્રકારે પ્રશ્ન કર્યા મુજબ "અશાન્તસ્ય કુતઃ સુખમ્?" (અજંપાવાળાને સુખ ક્યાંથી?) સાચું અને નિર્ભેળ સુખ એ અનુભવી શકતો નથી.

આવા પ્રકારના અજંપાને માનવ સ્વભાવનું ખાસ વૈશિષ્ટ્ય ગણીને તેનું ગૌરવ કરવાનો પણ પ્રયત્ન કરવામાં આવે છે. અસંતોષને અશાંતિની માતા માનવામાં આવે છે, અને અસંતુષ્ટ વૃત્તિને પ્રગતિપથની પ્રેરણાદાત્રી માનવામાં આવે છે. માનવીના ઉત્કર્ષની ચાવી તેની અસંતુષ્ટ વૃત્તિમાં રહેલી છે, અને માનવીએ જુદાં જુદાં ક્ષેત્રોમાં આજ સુધી પ્રાપ્ત કરેલી સિદ્ધિ તેના અજંપાને લીધે જ છે એમ માનવામાં આવે છે. અજંપો માણસને પ્રવૃત્તિમય બનાવે છે, અને એ જોતાં "અનિર્વેદઃ શ્રિયોમૂલમ્।" (અસંતોષ એ ઉત્કર્ષનું મૂળ છે) એવું સૂચન કરવામાં આવે છે.

"તુણ્ડે તુણ્ડે મતિર્ભિન્ના" એ સૂત્ર મુજબ વ્યક્તિ-વ્યક્તિમાં દેખાઈ આવતાં અજંપાના કારણો પણ ભિન્નભિન્ન હોઈ શકે. માનવસ્વભાવની રચનાજ એવી છે કે એકાદ ઇષ્ટ ધ્યેયસિદ્ધિથી તેનાથી સંતુષ્ટ બેસી રહેવાતું નથી. સફળતા તેને અધિકતર સાફલ્ય પ્રાપ્ત કરવા માટે પ્રેરે છે, અને ફરીથી તેનો અજંપો શરૂ થાય છે. 'આશાના અંતને કોણ પામી શકયો છે?' એ કથન અનુસાર માનવીનો આશામાથી ઉત્પન્ન થતો અજંપો કદી મટતો નથી.

જેમ દીવાનાપણામાં પણ એક પ્રકારની યોજનાબદ્ધતા હોય છે તેમ માનવીના અજંપામા પણ સુસૂત્રતા હોય છે હાલના સમયમાં સંસારના મોટા ભાગના માનવીઓના અજંપાનું મુખ્ય કારણ ધન હોય છે. તદ્દન દરિદ્રીથી કરોડપતિ સુધીનો કોઈ પણ માણસ આ અજંપામાંથી મુક્ત નથી. એક સંસ્કૃત સુભાષિતમા આ અજંપો ચઢતી ભાંજણી પ્રમાણે કેવો વધતો જાય છે તેનું સમર્થક વર્ણન નીચે મુજબ કર્યું છે:

તદ્દન કંગાલ સો રૂપિયાની ઇચ્છા રાખે છે, સો રૂપિયાવાળો હજાર ઇચ્છે છે, હજારનો ધણી લાખ ઇચ્છે છે, લખેશરી રાજ્યપદ વાચ્છે છે, રાજા ચક્રવર્તીત્વને ઝંખે છે અને ચક્રવર્તીને ઇન્દ્રપદ જોઈતું હોય છે. ઇન્દ્ર બ્રહ્મપદ ઈચ્છે છે ને બ્રહ્મા શિવપદને ઝંખે છે જ્યારે શિવને હરિપદ માટે અજંપો હોય છે." આવી રીતે આશાના અવધિને કોઈ પામી શકતું નથી.

આમ સંસારી જીવો કનક અથવા તો કામિની માટે અજંપો અનુભવતા હોય છે, ત્યારે વ્યવહારી માનવો સત્તા કે સન્માનની ભૂખથી અજંપો પામતા હોય છે. સંસારને છોડીને વિરાગી બનેલાઓ પરમ તત્ત્વને પ્રાપ્ત કરવાની ઝંખનાથી અજંપો અનુભવે છે અહીં એક બાબત ખાસ ધ્યાનમાં રાખવાની હોય છે, તે એ કે, જ્યારે જ્ઞાનીઓ યોગીઓ અને ભગવદ્‌ભક્તોનો અજંપો આત્મકલ્યાણ સાથે જનકલ્યાણ ખાતર હોય છે, ત્યારે સામાન્ય જનનો અજંપો સ્વાર્થવૃત્તિથી મર્યાદિત થયેલો

હોવાથી પોતાના અને અન્ય માટે પણ દુ:ખ અને આપત્તિનું કારણ બને છે

જીવનમા અજંપો હોવો એ એક આવકારદાયક વસ્તુ છે, પરંતુ વ્યક્તિનો અજંપો યોગ્ય વસ્તુ વાસ્તે હોવો જોઈએ ગુલામીની શૃંખલાઓથી જકડાયેલા માદરેવતનને સ્વતંત્ર બનાવવાની ઝંખનાથી કોઈ દેશભક્તને થતો અજંપો, કલાની પરાકાષ્ઠાએ પહોંચવાને માટે પ્રયત્નશીલ કલાકારનો અજંપો, દુનિયાના દુ:ખ અને દારિદ્રય જોઈને તેમની વિરુદ્ધ જંગ ખેલનાર કોઈ પુણ્યમૂર્તિ કે સમાજ સેવકનો અજંપો-આવા પ્રકારના અજંપા આદરણીય અને અનુકરણીય ગણાય તેવી રીતે વિજ્ઞાનનો કોઈ ગૂઢ કોયડો ઉકેલવા મથતો વૈજ્ઞાનિક અથવા દુર્ગમ પર્વતશૃંગોને પદદલિત કરવા ઝંખતો ગિરિ-આરોહક, અથવા મરુભૂમિને મોટા બંધ અને નહેરો દ્વારા સમૃદ્ધ બનાવવાની સિદ્ધિ માટે મથતો અને ઝંખતો આધુનિક ભગીરથ—આ સર્વના અજંપા સમાજને માટે કલ્યાણ અને ઉન્નતિ કરનાર હોય છે

બીજી દૃષ્ટિએ શક્તિ કે સત્તાના ઘેનમા વધુ ને વધુ સત્તાધીશ અને શક્તિશાળી બનવાના અજંપો, અઢળક ધન પાસે હોવા છતા પણ વધુ ધનપ્રાપ્તિ માટેનો અજંપો કોઈને કંઈ મળ્યુ હોય, અને પોતાની પાસે તે વસ્તુ હોવા છતા પણ બીજાને મળી તેથી ઈર્ષાથી થતો અજંપો ખરેખર, આવા અજંપાવાળાઓની સ્થિતિ દયનીય હોય છે

આજકાલ માનસિક વિકૃતિઓથી પીડાતા રોગીઓની સંખ્યામાં કૂદકે ને ભૂસકે વધારો થઈ રહ્યો છે અનેક લોકોની માનસિક વિકૃતિનું ખાસ કારણ અજંપો છે પોતે અજંપો કરે છે તે યોગ્ય નથી એ અજંપો કરનારને સમજાતુ હોય છે છતા તેનામા એવા પ્રકારની મનોદુર્બળતા આવી જાય છે, કે જાણવા છતા તેનો ભોગ બની પોતાના જીવનને દુ:ખી બનાવે છે, અને સાથે સાથે પોતાની સાથે સંકળાયેલાઓના જીવન પણ ખરાબ બનાવી દે છે આવા પ્રકારે કોઈ પણ જાતનો અજંપા અનુભવનાર વ્યક્તિ પોતાનુ સ્વાસ્થ્ય ગુમાવીને ભારે બેચેની અનુભવે છે

આજકાલ અજંપાનુ મુખ્ય કારણ ચિંતા હોય છે ધારેલુ ન મળવાની ચિંતા, ભાવીની ચિંતા વગેરે અનેક ચિંતાઓ માનવીને વધારે પડતો અજંપો આપે છે આવા પ્રકારના અજંપામાથી મુક્ત થવાનો સુવર્ણમાર્ગ સૂચવતા એક વિદ્વાને કહ્યુ છે કે, 'ચિંતા કરતા અટકી જાઓ તમને ભાવી વિશે જે ચિંતાઓ ડરાવતી હોય છે તેમાની નેવુ ટકા અસ્તિત્વમા આવતી જ નથી બાકીની દશમાથી નવ તો ધાર્યા કરતા મામૂલી નીવડે છે અને એક ખરેખર ભારે અસ્તિત્વમા આવે છે તે ક્યારે આવી અને ક્યારે ગઈ તેનો ખ્યાલ સરખો પણ તમને આવતો નથી' આ કથનનો બોધ એ સમજવાનો કે આવા અજંપાને લઈને ઉત્પન્ન થતુ નકારાત્મક જીવન (અ નેગેટિવ લાઈફ) ગુજારવાને બદલે આપણે જીવન પ્રત્યે હકારાત્મક વલણ (અ પૉઝિટિવ એટીટ્યુડ) કેળવવુ જોઈએ અને તેમ થતા આપણે આપણુ જીવન સુખમય બનાવી શકીએ

નાસ્તિકતાનો પ્રભાવ વધારે પ્રમાણમા જોવામા આવતા આજના જમાનામા અને જ્યારે નિરીશ્વરવાદિત્વમા મોટાઈ માનવાની ફેશનમા માનતા અનેક સુશિક્ષિત અને સરકારી જનો જોવામા આવે છે, ત્યારે પણ અજંપા ઉપર જે એક ખાસ અકસીર ઈલાજ છે તેનો નિર્દેશ આવશ્યક છે લુબ્ધ ને વ્યથિત મનને શાંત માર્ગ પર લાવવા માટે એક જ માર્ગ છે અને તે છે ભક્તિનો અને શ્રદ્ધાનો ભક્તકવિ દયારામે ગયુ છે કે, 'ચિંત તુ શીદને ચિંતા કરે, હરિને કરવુ હોય તે કરે' અથવા નરસિંહ મહેતા કહે છે કે 'આપણો ચિંતવ્યો અર્થ કંઈ નવ સરે' એમ વિચારીને આપણે સંપૂર્ણ શ્રદ્ધાથી અને નિષ્ઠાથી પરમેશ્વરની ઈચ્છામા પરમ વિશ્વાસ રાખીશુ તો અજંપાની પીડાથી જરૂર મુક્ત થઈ શકીશુ

# સાચું ગાન

દેવેન્દ્રકુમાર કાલિદાસ પંડિત

રણુગુણુ ઝણુણુણુ રણુણુણુ ઝણુણુણુ તાનપુરાના તાર ઝણેણે છે, અષાઢના મેઘ સમા મૃદંગના ઘોષ ગાજે છે

બ્રમીના કનૈયાની માફક મૂર્તિસમી શ્રીમીવૂપ સુગંધ વહી રહે છે ને તેમાં ગુલાબ ને મોગરના ફૂલો ઉમેરો કરે છે અમીન ગુલાન હજારને કંકુમર્યાં ચાંગીના કલાત્મક કેરાઓ ધરતી પર રૂપ ઠાલવે છે

સામે પીળા કેસરીનથી શોભતા તિલક ધરી વૈષ્ણવ સમુદાય વચ્ચે વૈષ્ણવાચાર્ય વલ્લભાચાર્યજી બેઠા છે એ નાનું શું ગોપાળપુર ગામ જાણે બીજું વ્રજ દેખાય છે

મૃદંગ પર ઓર થાપ પડી

સામે મશહૂર ગાયક તાનસેન ખાપ વૈષ્ણવાચાર્યોને સંગીત સમજાવવા ગોપાળપુર આવ્યા છે બેઠા કલાકારોનો કાફલો છે

તાનસેનની મહત્તા વલ્લભાચાર્યને વિદિત કરવા એક તેના સાથીએ ગાયું

વિધિના યહ જીવ જાનકે, શેષ દિયે નહિ કાન
ધરા મેરુ સબ ડોલને સુન તાનસેનકી તાન
વિધાતાએ સારું કર્યું કે પૃથ્વીને માથા પર લઈ રહેલા શેષને કાન ન દીધા નહિતર તાનસેનનું સંગીત સાંભળતાં એનું માથું હલી જાત ને પૃથ્વી પર્વતો ડોલી ઊઠી ઉલ્કાપાત મચાવત

બધા વૈષ્ણવી સમાજે એ સાંભળ્યું

તાનસેને ગાવું શરૂ કર્યું

બિનબ્લિન સરગમા બીનતીન ગાતા એ ડંગો શુદ્ધ ભારતીય રાગાવલીમાં ક્યાંય સુધી સ્વર વિસ્તાર કરી મૃદંગના સાથમાં રાગ સુંદર લાગ્યો

એ ગાન પૂરું થયું

પછી ગૌડ સારંગ ગાયો વૈષ્ણવી સમાજ એક કાને સાંભળતો હતો

સ્વરગાન પૂરું થયું કે, વલ્લભાચાર્યજીના એક સેવકે ચંદીનો થાળ તાનસેન પાસે ઢંકેલો મૂક્યો

એ પુરસ્કાર હતો

તાનપુરાનો તાર રણઝણાવતા માથું નમાવી તાનસેન બોલ્યા

'પ્રભુ ! પુરસ્કારની આશાએ અહીં નથી આવ્યો. આપના દર્શને આવ્યો છું ધર્માચાર્યો પાસે ખાલી હાથે ન જવાય મારી પાસે શ્રેષ્ઠ ભેટ કંઈ સંગીત હતું તે ચરણે ધરી દર્શન કર્યાં છે કોઈ વાંછના નથી'

'નિયમ એવો છે તાનસેનજી કલા તો અમેય અમૂલ છે—તો પણ પારિતોષક અપાય વિના એનો ઉપભોગ નથી થઈ શકતો આમ શાસ્ત્રો કહે છે. અકબરશાહ તમને કલાના ભૂપ તરીકે રાજદરબારમાં બેસવા માન અને અપૂર્વ વૈભવ આપે છે દેવ દરબારમાં ગાંધર્વોને ઇંદ્ર સ્વર્ગનો વૈભવ આપે છે કલા માત્ર કલા સાટે છે'

તાનપુરાનો રણઝણાટ અખંડ રાખતા બીજા સાથીદારના હાથમાં આપી તાનસેને થાળ પરથી રૂમાલ હટાવ્યો, ને એની દૃષ્ટિ અંદર પડી અંદર પાંચસો સોનામહોરો ચમકતી હતી. પણ એના આશ્ચર્ય વચ્ચે એણે એક એવી ચીજ જોઈ કે જેથી એની આંખો ફાટી રહી

થાળમાં એક નાની કોડી પડી હતી

સાશ્ચર્ય એણે માથું ઊંચું કરી વલ્લભાચાર્ય સામે જોયું

વલ્લભાચાર્યજી તાનસેનની પલટાતી મુખરેખા વાંચી ગયા હતા એટલે બોલ્યા

'કેમ તાનસેનજી ! આશ્ચર્ય થયું ? પુરસ્કાર ઓછો પડયો ?'

'ના પ્રભુ આ પુરસ્કાર નથી. આપનો ચિરજીવ પ્રસાદ છે આની પાસે ભારતનું રાજ્ય મળે તો તે પુરસ્કારેય ઉતરતો છે પણ .. .'

'કેમ પણ કહી અટકી ગયા ?'

'સોનામહોરો સાથે આ કોડી ?'

હા છે જ.'

'મને એમ કે, ભૂલથી થાળમાં મુકાઈ હો !'

'ના, સમજીને જ મેં મૂકાવી છે'

'આચાર્યશ્રી મને એનું હાર્દ કહેવા કૃપાવંત થશો

'શાહી દરબારના ગાયક છે., સાંભળતા રંજ નહિ થાય, ને ?'

'ના પ્રભુ.'

'જુઓ એના મહોરો, એ એક દુન્યવી દષ્ટિએ આપની કલા આરાધનાનું સ્વરૂપ મૂલ્ય છે. પણ બીજી રીતે એ સંગીતનું મૂલ્ય કોડી જેટલું જ છે.'

'હેં !' તાનસેનની આંખ ફાટી રહી.

'હા'. મહાસાગર સમી શાંતિથી આચાર્યે જવાબ વાળ્યો.

'એમ કેમ ?'

'જોવું છે ?'

'હા જી.'

તુરત વલ્લભાચાર્યે વૈષ્ણવી સમાજ તરફ જોયું. ને તેમાંથી એક તિલકધારી વૈષ્ણવ ઊભા થઈ આગળ આવી તાનસેનની બાજુમાં બેસી ગયા.

એ બેસતાં વલ્લભાચાર્યજીએ કહ્યું :

'ગોવિંદ સ્વામી !'

'એક કીર્તન ગાઓ.'

વણથંભ્યો રણઝણતો તાનપુરો ગોવિંદ સ્વામીએ પોતાના હાથમાં લીધો ને પદ ઉપાડ્યું.

'શ્રી વલ્લભનંદન રૂપ અનૂપ સ્વરૂપ કહ્યો ન જાઈ'

પદ શરૂ થયું. ધીરે ધીરે મૃદંગની લયમાં જામ્યું. શબ્દો એનાં સુમધુર સ્વરો સાથે ભળી જઈ ધરતી પર એક સુંદર રૂપ પ્રગટાવવા માંડયા.

ગોવિંદ સ્વામીની આંખો બંધ થઈ ગઈ. એનો દેહ આખો રામમય બની ગયો. કૃષ્ણ પ્રતિમા પાસે મહેકતી મીઠી ધૂપ સુગંધ અને ફૂલોનો પમરાટ આ કીર્તનના સ્વરોને શબ્દોને વળુંભી વાતાવરણને જાણે ભરી દેતા હતા. સાંભળનારા તમામની મન-ઇંદ્રિયો એ પદમાં વશીભૂત બની ગઈ.

કીર્તન સમાપ્ત થયું.

તાનપુરો તાર ક્યાંય સુધી એ નીરવતામાં રણઝણતો રહ્યો.

ઘણી વારે ગોવિંદ સ્વામીએ આંખો ખોલી કૃષ્ણ મૂર્તિને વંદના કરી.

તાનસેને જીવનભરમાં કોઈ સ્થળે આવું સંગીત સાંભળ્યું ન હતું. એણે બે હાથ જોડી નમીને વલ્લભાચાર્યજીને કહ્યું:

'પ્રભુ સાચે જ આ સંગીત પાસે મારા સંગીતની કિંમત કોડીની જ છે. ગોવિંદ સ્વામિના સર્વ સમા સંગીત પાસે મારું સંગીત તારાના દીવા સમું જ છે. મને આ સંગીત શીખવો.'

'શીખશો છતાં પણ એ સંગીતમાંથી આટલી દિવ્યતા નહિ પ્રગટે !'

'કેમ પ્રભુ !'

આ સંગીત પેટ ભરવા, સંસારમાં લુબ્ધ મનુષ્યોને રીઝવવા નથી પણ ઇશ્વરમય કૈમવવા સારુ કેવળ એક અગોચર ઇશ્વરને રીઝવવા જ છે. ગોવિંદ સ્વામી સચરાચરના સ્વામીને રીઝવવા જ ગાય છે. એટલે એ અદ્‌ભૂત તત્ત્વ અર્થે જે પ્રગટે એ અદ્‌ભૂત જ હોય.'

સામળી તાનસેન મૂક બની ગયો એને અંતરમાં ખોજ આદરી, સાચેજ સંગીત ચિત્ર, શિલ્પ, કાવ્ય ચાહે તે કલા હો, જે ઇશ્વર પ્રિત્યર્થે છે, એજ દિવ્ય છે, સંસારના કોઇ જીવને રાજી કરવા નિષ્પન્ન થતી કલા એ કલા નથી. આત્માને ઊર્ધ્વગામી બનાવે એ જ સાચી કલા.

'પ્રભુ ! હું એ દિવ્ય કલા આરાધનાના માર્ગે જઇ શકું ?'

'જઇ શકો,જગતનો વહેવાર અને આસક્તિ છોડીને.'

'ક્યાં જાઉં ?'

'જ્યાં તમારી ચિતવૃત્તિ સ્થિર થાય વિતરાગ પ્રભુ સ્મરણોમાં દઢ થાય, ત્યાં.'

તાનસેન પછી નમી ઊઠયા ને જવા રજા માગી આશિષ આપી આચાર્યશ્રીએ વિદાય આપી.

તાનસેન ત્યાંથી દિલ્હી આવ્યા.

બીજેજ દિવસ અકબરને ભર કચેરીમાં વિનંતી કરી

'શાહેઆલમ ! તાનસેન આપની હજુરમાં ઘણું રહ્યો હવે રજા માગે છે !'

તાનસેનના આ બોલ સાંભળી કચેરીમાં ઘડી ભર સન્નાટો છવાઇ ગયો.

'કેમ તાનસેન ! શાહી દરબારનાં પારિતોષક ઓછાં

પડયા ? વૈભવ ઓછો પડયો ? ભારતેશ્વરના ખાસ રખારીનું માન મૂકી બીજે કયાં જશો ? હીરા મોતી જડીત સોનાના રાજસિંહાસન બીજે કયાંય જડવાના । ? કહેશો ?'

'ના.'

'ત્યારે ગુલીસ્તાં રુમું દિલ્હી શીદ છાંડવું પડે છે ?'

'સંગીતની આરાધના સારુ'

'અરે તમારા રુમોવડીયો સંગીતજ્ઞ તો પૃથ્વી તલ નથી.'

'આલમપનાહ ! એવા ગાયકો વસે છે કે જેની હું તુચ્છ છું.'

'તુચ્છ !' તાનસેનના શબ્દ બેવડાવી અકબર યો, 'તાનસેનજી ! શાયરોની ભાષા તો નથી લતા ને !'

'જી નહિ. રાજ સાચ્ચા સખુન ઉચ્ચારું છું. મારે યું સંગીત શીખવા જવું છે. કલાની સાચી ાધના કરવા જવું છે.'

'આ કલા મેવન ખોટું છે ?'

'હા, જી માનવીને રીઝવવા ઉભરી આવતી હ‍ેક । એરી છે. પ્રભુ કેમ રીઝે એ કલા જ સાચી । છે, ને એ કલા શીખવા જ મારે જવું છે.'

'કયાં જશો ?'

'ગોકુળ.'

'જાઓ, કલાકારો તો ધરતી પરના સુવાસિત કોમળ ફૂલ છે. એના પર કોઈ બળ આચરી શકાતું નથી. તેને રોકી શકાતા નથી. તો એ મૂરઝાઇ જાય. એને આરઝુ થઈ શકે છે. એવી એક મારી આરઝુ છે. સાંભળશો ?'

'ફરમાઈશ કરે શાહે હિંદોસ્તા.'

'મહિનામાં એક વાર શાહી દરબાર પાવન કરતા રહેશો ?'

'હા આનંદ.'

કહી તાનસેન એજ ક્ષણે શાહી દરબાર છોડી ગયા ને દિલ્હી મૂકી ગોકુળ વસ્યા.

ગોકુળ જઇ શિષ્ય બની, ગોવિંદ સ્વામી પાસે સંગીત શીખવા માંડયા

અકબર એક દિવસ તાનસેનની હાલત જોવા ગોકુળ ગયા. એણે શું જોયું !

ગોકુળની ધૂળમા સોંયબેસી તદ્રુપ બની ગોવિંદ સ્વામી પાસેથી તાનસેન સંગીત શીખી રહ્યા છે.

જોઈ અકબરે મનોમન વિચાર્યું, આ તાનસેન નવ રૂપે અવતર્યા છે. હવે એને દિલ્હી દરબારમાં બેસાડી સંસારમાં લુબ્ધ મનુષ્યો પાસે સંગીત સંભળાવવું અયોગ્ય છે.'

## શેનાં આંસુ

"તમારાં નેત્રોમાં દાવાનળ સમાં શેના આંસુ શાને ?"

ગેલિલીના રક્તવર્ણું સમુદ્રને આરે જ્યારે સૂર્ય અસ્ત પામતો હતો ત્યારે એક સમીસાંજે ભગવાન ઈશુના એક પ્રિય શિષ્યે તેમને પૂછ્યું.

ભગવાન પ્રશાંત જ રહ્યા.

"સ્વામી, તમને શું વ્યથિત કરે છે?" ભગવાનની મુખાકૃતિ પર વ્યથાની રેખાઓ અંકાયેલી જોઇને દરીયા એ શિષ્યે એમને પૂછ્યું.

ભગવાન હજુય શાંત જ રહ્યા.

"કહો નાથ, કહો!" આજંવસરી આંખે ઘુટણીએ પડીને એ શિષ્યે ત્રીજીવાર સ્વામીને વિનંતી કરી.

ભગવાને છેવટે મૌન તોડયું. "પુત્ર, હું રડુ છું, કારણ કે જેઓ મારુ નામ ઉચ્ચારે છે તેઓએ મારા પુણ્ય ઉપદેશને ખંડિત અને કુરૂપ કરી નાખ્યો છે. 'તમે એક બીજાને ચાહો, કારણ કે ઇશ્વર એ જ પ્રેમ છે અને પ્રેમ એજ ઇશ્વર છે' આ મારા ઉપદેશને તેઓએ 'તમે એક બીજાને ધિક્કારો કારણ કે સેતાન એ જ ઇશ્વર છે અને ઇશ્વર એજ સેતાન છે' એવી કુરૂપ રીતે વ્યક્ત કર્યો છે."

પછી ભગવાન અને શિષ્યનાં નેત્રોમાંથી અશ્રુબિંદુઓ ગેલિલીના રક્તવર્ણું સમુદ્રમાં ભળી ગયાં અને ... રાત્રિ માનવીઓની માનવી પ્રત્યેની નિર્દયતાથી શરમાઇને પોતાના મુખને ઢાંકી દીધું. સમુદ્રનાં મોજાં ... પણ વિષાદમય ક્રંદન કરતાં ઉછળવા લાગ્યાં.

— ગુ. મ.

# પ્રેરકપ્રસંગો

## હૈયાસુઝ

ધોમ ધખતા વૈશાખમા બસની મુસાફરી કેટલી ત્રાસદાયક હોય છે તે સૌના અનુભવની વાત છે એમા કુંડાવાવ જંક્શન એટલે સૌરાષ્ટ્રનુ મધ્યબિંદુ ત્યાંથી આખો દિવસ ચારે દિશામા જવાની બસ મળી રહે છે અને પેસેન્જરોનો ધસારો પણ એવો જ રહે છે તેમાયે વૈશાખ એટલે સાથે લગનગાળો પણ ખરો અહી માત્ર રેલવેનુ સ્ટેશન અને ગાડીઓને જોડતી બસની અવર જવર સિવાય બીજી વસ્તી ઓછી હોવાથી મુસાફરો માટે અન્ય સુવિધાઓ આપવાનુ રેલવે અથવા એસ ટી બેમાથી કોઈને મન થતુ નથી

કંઈ નહી એનો પણ સમય આવશે જે તે થઈ રહેશે પરંતુ ગયા અઠવાડિયે કુંડાવાવથી એક બસમા ચડી બેઠો ત્યા ભારે અનુભવ મળ્યો અહી થાય છે એવુ કે ગાડી ઉભી રહે એટલે પેસેન્જરો બસમા સારી જગા મેળવવા દોડાદોડી કરી મૂકે અને બળિયાના બે ભાગ જેવુ થાય એમા વૃદ્ધ અશક્ત નાના બાળકોવાળી સ્ત્રીઓ પાછળ રહી જાય, અને બેસવાની જગા તેમને ન મળે

આપણે તો ભમતારામ હતા અને એક બાલ થેલો લટકાવીને ઝડપથી જગા લઈ લીધી ગિરદી વધવા લાગી બેસવાની બધી જ જગાઓ પૂરાઈ ગઈ એક સાસુ તેમની વહુ અને કાખમા નાની બાળકી બસને આગલા ભાગમા આવીને ઊભા રહ્યા કુંડાવાવ સ્ટેશન છોડતા થોડીવારે ગામ આવે અને પછી અમરપુર આવે ત્યા સુધી ગિરદી પુષ્કળ રહે

આગળની સીટમા જે થોડા બેઠેલા તે બધા દીદાર ઉપરથી ભણેલા—ગણેલા લાગે , પણ તેમા ખરો ચિક્કાર ભરેલી બસ નિયત સમયે ઉપડી

ઊભેલામા સાસુ સ્થૂળકાય હતા વળી વહુને લાજ કાઢવી ફાવે એટલે બાળકીને તેણે તેડી હતી સામે એક આધેડ ડોશી બેઠા હતા કણબી હશે એમ લાગ્યુ તેણે તાલ જોયો ભણેલાનુ પાણી નહી હોય એમ જોઈ તેમણે પેલા સાસુને કહ્યુ

'તમે અહી આવતા રહો તમે છોકરી તેડી છે ઊભા રહેવુ કેમ ફાવે?'

ડોશીમાએ સૌને સંકોડાવાની સૂચના આપી આધેડ બાઈ બેસી ગયા ખોળામા છોકરીને બેસાડી બેસતા બેસતા તેમનાથી આભાર મનાઈ ગયો

'તમે સારુ કર્યુ બેન! એક તો મારુ શરીર જાડુ અને છોકરીને તેડેલી એટલે પગમા ખાલી ચડી હતી મને થયુ પડી જઈશ!'

કણબી ડોશી બોલ્યા 'ના રે બુન! કના આપણી ગાડી છે સૌ બેસે"

હજુ વહુ ઊભી હતી ડોશીમાને નિરાત ન થઈ થોડે દૂર એક સીટ ઉપર એક શિક્ષિત બહેન નિરાતે બેઠા હતા તેમને હાકોટો કર્યો

'આમને બેસવા દો બેન! ક્યારના ઊભા છે અમરાપુર આવતા પછી ગિરદી નહી રહે!' કચવાતે મને પેલા બહેને જગા આપી

વળી તકલીફ થઈ એક બેનનો બાબો ગાઠિયા માટે રડવા લાગ્યો! અહી ગાઠિયા ક્યાથી કાઢવા? પણ જેવી બસ ઊભી રહી કે ડોશીમાએ બૂમ મારી બહાર એક છોકરો ઊભો હતો

'અલ્યા જીવલા ઝટ દોડ સામેથી બે આનાના ગાઠિયા જલ્દી લઈ આવ!"

ડોશીમા આ પંથકના જાણીતા લાગ્યા જીવલો એક મિનિટમા ગાઠિયા લઈ આવ્યો અને તે લઈ, તેને બે આના આપવા ગમ ઊપડી હવે પાણીની તકલીફ થઈ એક બ્રાહ્મણબેનનુ બાળક પાણી માટે રડી રહ્યુ બાજુમા એક સોની બેન પાસે કૂજામા પાણી ખરૂ અને તેમણે કહ્યુ અમે સોની છીએ જો ખપે તો આપુ!' બ્રાહ્મણબેન મૂઝાયા! બધાની હાજરીમા તેમના પસેથી પાણી લેતા તેમને શરમ થતી હોય તેમ લાગ્યુ

ફરીથી પેલા કણબી માજી તેમની મદદે આવ્યા

અરે બેન બાળક રડે છે ત્યારે નાતજાત શુ

કરો છો? પાણી લઇને એને પાવ!"

ચાવતી બસે જેમ તેમ બાળકને પાણી મળ્યુ અને તેની તૃષા શાંત થઇ.

એટલામા અમરાપુર આવ્યુ અને ડોશીમા ઉતરી ગયા અને જાણે આત્મીયતાનુ આખુ વાતાવરણ સાથે લેતા ગયા થોડીક પળોમા મનુષ્યો વચ્ચેના વહેવારનુ એવુ ઉદાહરણ તેમણે અમની કરી કે તેમની અભણતા ભણેલાને શરમાવી રહી' જાણે વ્યગમા કહેતા ન હોય–

' આજના ભણતરે તો હૈયા સૂઝ રહેવા જ નથી દીધી નકરી સૂઝ આપી છે!"

—શિવપ્રકાશ

## "નિષ્કામ સેવાભાવી"

રામજીદાદા તો આજે હયાત નથી પણ એમના ત્યાગવૃત્તિ અને પરોપકારી સ્વભાવથી માનવતાની સુવાસ એમણે ફેલાવેલી તે આજે પણ ગામલોકોના હૈયામા એમની સ્મૃતિ બનીને સચવાઇ રહી છે આજે પણ કોઈ રામજીદાદા વિષે વાત કરે તો એમનો નમ્ર સહાનુભૂતિભર્યો ચહેરો નજર સમક્ષ ખડો થાય છે અને હુ મનોમન માનવતાના એ પૂજારીને પુણ્યસ્મરણની અજંલિ અર્પણ કરુ છુ

રામજીદાદા ન હતા પડિત કે ન હતા વેદોના જાણકાર તેઓ એટલુ જ સમજતા કે 'કોઈની સાથે ભલાઈ કરીએ તો ભગવાન આપણાથી રાજી હે' તેઓ શાસ્ત્રોના અભ્યાસી ન હતા કે ગીતાનુ એમને જ્ઞાન ન હતુ તેઓ તો 'બીજાની સાથે ભલાઇ કરવી' એને જ પોતનો ધર્મ સમજતા અને ભલાઇ કરવાથી જ ઇશ્વર પ્રસન્ન થાય એમ માનતા કોઈના માથે દુખ આવી પડે તો પોતાનાથી બનતી તમામ મદદ કરે એટલુ જ નહિ પણ બદલાની લેશ માત્ર આકાંક્ષા ન રાખે

ગામબહાર નાનકડી ઝૂપડીમા તેઓ એકલા રહે અને દસબાર વીઘા જમીન ખેડી પોતાનુ ગુજરાન ચલાવે એવા ભલા ભોળા માણસ કે ગામ પરગામનુ માણસ ઘડીક તેમની ઝૂપડીએ જઇ બેસે તો કોઇ સ્વજનને મળવા જેટલી શાંતિ અનુભવે રામજીદાદાના જીવનનો એક પ્રસગ તો મારી સ્મૃતિમા હમેશા સચવાઇ રહેશે

અમારા ગામમા ગગામહેતાનુ અવસાન થતા તેમનો ચાર વર્ષનો પુત્ર હીરો મા વિહોણો થયો. માતાના મરણ બાદ બાળકના પિતાએ તેની પ્રેમપૂર્વક સભાળ રાખી અને તેને માતાની ખોટ જણાવા ન દીધી એકાદ વર્ષ વીતી ગયુ પણ દુર્ભાગ્યે થોડા દિવસની માદગી ભોગવી હીરાના પિતા પણ મરણ પામ્યા હીરો અનાથ બન્યો ગામડામા અનાથ બાળકની સભાળ કોણ લે? ત્યા ન મળે અનાથાશ્રમ કે ન મળે ખ્રિસ્તી મિશનરી બાળકના સગાસબધીઓએ શબ્દો દ્વારા બાળક માટે દિલસોજી બતાવી પણ આગળ પડી કોઈ બાળકને પોતાના ઘેર લઇ જવા તૈયાર ન થયુ કોઇ બાળકની નિરાધાર અવસ્થા માટે ઇશ્વરને દોષ દેતું તો કોઇ એને શહેરમા અનાથાશ્રમમા મૂકવાની સલાહ આપતુ દરેક પોતાના કામમા લાગી ગયુ પણ રામજીદાદાએ પ્રેમથી આ નિરાધાર અનાથ બાળકના માથા ઉપર હાથ ફેરવ્યો અને તેને પોતાની ઝૂપડીએ લઇ ગયા

રામજીદાદા હીરાની પોતાના પુત્રની જેમ સભાળ રાખતા સમય પસાર થયો અને હીરાએ પ્રાથમિક શાળાનુ શિક્ષણ પૂરુ કર્યુ એટલે રામજીદાદાએ તેને નજીકના શહેરની માધ્યમિક શાળામા દાખલ કર્યો માધ્યમિક શાળાનો અભ્યાસ પૂરો થતા હીરાને સારી એવી નોકરી પણ મળી ગઈ ત્યારપછી તો રામજીદાદાએ હીરાના લગ્ન પણ કરાવી આપ્યા અને હીરો પોતાની પત્ની સાથે સુખમય જીવન ગાળવા લાગ્યો હીરાને સુખે રહેતો જોઇ રામજીદાદાના મુખ ઉપર કૃતકૃત્યતાની સ્પષ્ટ રેખાઓ તરી આવી પણ દૈવયોગે આ સુખ જોવા રામજીદાદા ઝાઝો સમય ન જીવ્યા હીરાના લગ્ન પછી બેચાર માસમા તેમનું અવસાન થયુ જાણે આ નિષ્કામ સેવાભાવી માણસ પોતાનું સેવાકાર્ય પૂરુ કરવા માટે જ ન જીવતા રહ્યા હોય!

પોતના પાલક દાદાના સ્મરણાર્થે હીરાએ ગામમા એક અનાથાશ્રમ સ્થાપવાનો નિર્ણય કર્યો ગામલોકોના સહકારથી ફાળો ભેગો થયો અને રામજીદાદાની ઝૂપડી પાસે એક અનાથાશ્રમ સ્થપાયો અને 'રામજીદાદા અનાથાશ્રમ' નામ આપવામા આવ્યું.

આજે ગામપરગામના અનેક અનાથ બાળકો એ આશ્રમમાં રહે છે અને તેમની પૂરતી સંભાળ રાખવામાં આવે છે એ જોઈ રામજીદાદાનો આત્મા કેટલી કૃતકૃત્યતા અનુભવતો હશે?

## "કર્તવ્યપરાયણતા"

મારો એક મિત્ર સુ. અ. મુનશીની સુરત જિલ્લાના ટાવલ ગામે પ્રાથમિક શાળાના શિક્ષક તરીકે નિમણૂક થઈ એક તો જંગલ વિસ્તારમાં આવેલું ગામ અને વળી આદિવાસી ભાઈઓની વસ્તી એટલે સંબંધીઓએ એમને એ નોકરી ન સ્વીકારવાની સલાહ આપી પણ સેવાભાવ અને કર્તવ્યપરાયણતાથી પ્રેરાઈને મારા મિત્રે એ નોકરી સ્વીકારી એટલું જ નહિ પણ એમની નિમણૂકને આદિવાસી ભાઈઓની સેવા કરવા માટેની એક સુંદર તક સમજી સહર્ષ વધાવી લીધી શરૂઆતમાં તો એ ભાઈને થોડી મુશ્કેલી સહન કરવી પડી પણ થોડા જ સમયમાં નમ્રતા અને વિવેકથી એમણે સહુના હૃદય જીતી લીધાં આ ગામના લોકોની આર્થિક સ્થિતિ સારી નહિ થોડીઘણી જમીન ખેડી અને જંગલમાંથી શિકાર કરી તેઓ પોતાનું ગુજરાન ચલાવે એટલે મા-બાપની ઈચ્છા એવી કે તેમના બાળકો શાળામાં જઈ સમય બગાડે તેના કરતા ખેતરે જઈ કામ કરે કે જંગલમાં જઈ લાકડાં વીણી આવે તે વધુ સારું એટલે શરૂઆતમાં તો કુલ સિત્તેર વિદ્યાર્થીઓની સંખ્યામાંથી માંડ દસેક બાળકો શાળામાં હાજરી આપે પણ ધીરે ધીરે મારા મિત્રે બાળકોના વાલીઓ સાથે બેસવાનું શરૂ કર્યું દરરોજ સાંજે ગામમાં નીકળે બે પાંચ માણસો બેઠા હોય ત્યાં જઈ બેસે તેમની વાતચીતમાં ભાગ લે તેમની મુશ્કેલીઓ જાણે અને છેવટે તેમના બાળકો કેળવણી લે તો તેમની મુશ્કેલીઓ કઈ રીતે દૂર થાય એ સમજાવવાનો પ્રયાસ કરે એમની પૂર્વે આવેલા શિક્ષકોએ આ રીતે ગામમાં ફરી આદિવાસી ભાઈઓના પ્રશ્નો જાણવામાં કે તેમને કેળવણીનું મહત્ત્વ સમજાવવામાં રસ લીધેલો નહિ એટલે મારા મિત્રના સહાનુભૂતિ ભરેલા વર્તનથી લોકોના મનમાંથી શિક્ષક પ્રત્યેની ઘૃણા અને ભય દૂર થયાં તેમને લાગ્યું કે આ માણસ આપણા લાભની વાત કરતો હોય એમ જણાય છે એટલે ધીરે ધીરે તેમણે પોતાના બાળકોને કેળવણીમાં રસ લેતા કર્યા ખેતરેથી આવતા જો કોઈ નિશાળ પાસેથી પસાર થાય તો મારા મિત્રને પૂછે, 'કાં માસ્તર સાબ, મારો છોરો કેવું ભણે છે?' એટલે હસતા હસતા મારા મિત્ર એમને આવકાર આપે અને બાળકને સંબોધી કહે 'જો છોકરા તારા પિતાજી આવ્યા, એમને પ્રણામ કર'' આમ મારા મિત્રે આ બાળકોમાં વિવેક સંસ્કાર સિંચ્યા આવી સદ્‌ગુણે કેળવ્યા બાળકો સાથેનું એમનું વર્તન એવું પ્રેમાળ હતું કે તેઓ હોંશે હોંશે નિશાળે આવતા

આમ બે વર્ષો પસાર થયાં મારા મિત્રને શાસનાધિકારી તરફથી તેમની બીજા સ્થળે બદલી થઈ હોવાનો હુકમ મળ્યો પણ કંઈક અંશે ગામના લોકોના આગ્રહને વશ થઈ અને કંઈક પોતે સેવેલો આદર્શ હજુ સંપૂર્ણ સિદ્ધ થયો નથી એવા વિચારે મારા મિત્રે ફરીથી અધિકારીને પોતાની બદલીનો હુકમ રદ કરવા વિનંતી કરતો પત્ર લખ્યો મંજૂરી મળી ગઈ એટલે મારા મિત્ર વધુ ઉત્સાહથી પોતાનું કાર્ય આગળ ધપાવ્યું આજે પછાત વિસ્તારમાં નોકરી કરવા ન જવું પડે એ માટે કેટલાક શિક્ષકો લાંચ આપવા પણ તૈયાર થાય છે અને જો જંગલ વિસ્તારના કોઈ ગામડામાં નિમણૂક થાય તો વહેલી તકે બદલી માગે છે આવા સંજોગોમાં અનેક મુશ્કેલીઓનો સામનો કરી આદિવાસીઓના એ ગામમાં કેળવણીના પ્રચાર અર્થે મારા મિત્રે જે કાર્ય કર્યું એ ખરેખર દાદને પાત્ર છે આજે તો ગામલોકોની મદદથી એમણે શાળા માટે એક મકાન પણ બાંધી દીધું છે જે શાળામાં પાંચ વર્ષ પૂર્વે માંડ દસ બાળકો હાજરી આપતા ત્યાં આજે લગભગ સો બાળકો કેળવણી લે છે આપણા દેશને આજે આવા સેવાભાવી અને કર્તવ્યપરાયણ શિક્ષકોની જરૂર છે જો આપણાં બાળકો આવા સેવાભાવી અને આદર્શ શિક્ષકોના હાથે તાલીમ પામે તો દેશમાં કેળવણીનું ધોરણ સચવાય દેશમાં કેળવણીનું પ્રમાણ વધારવું હોય તો શહેરોના ઊંચા મકાનોમાં બેસી ભણાવવાથી નહિ પણ ગામડાઓમાં જઈ ઝૂંપડીઓમાં કે વૃક્ષો નીચે બેસી શિક્ષણ આપવાથી જ એ શક્ય બનશે

— અહમદ દકારવી

# ક્ષમા

કાલિદાસ પંડિત

મુંબઈની ઝવેરી બજારમાં સર્વત્ર એક જ વાત ચર્ચાઇ રહી હતી. ઝવેરાતના સતત ભાવ વધારાની અને કાઠિયાવાડના એક વાણિયાએ ઝવેરાત ખરીદવા કરેલ દસ્તાવેજથી તેને વગર વેપારે મળનાર લખલૂટ કમાણીની.

'રાયચંદ શેઠ ફાવી ગયા.'

'રોજરોજની દેવ પૂજાનું ફળ મળ્યું.'

'ના, ભાઈ ના. આ તો વાણિયા, તેમાંય કાઠિયાવાડી વાણિયા એને ખબર જ હોવી જોઇએ કે ભાવ ઉછાળો આવવાનો છે.'

'એ ખોટું, ઝવેરાતના ભાવ તાલની કોઇ આગાહી જ ન થઇ શકે.'

'તો પછી કર્મે જોર કર્યું.'

'હા ઈ હો.'

'રાયચંદ શેઠ ક્યાંના ?'

'મોરબી પાસે વવાણિયાનાં'

'ફાવ્યાં'

ફરતી ફરતી આ વાત રાયચંદ શેઠના કાને ગઈ.

એની નજર સામે થોડા સમય પહેલાં, એક વેપારી સાથે ઝવેરાતનો સોદો કરવા લખત કરેલ એ વાત તરી રહી.

એ દસ્તાવેજ પછી રોજ રોજ વધતો જતો ઝવેરાતનો ભાવ વધારો એણે તપાસ્યો.

જોયું, અધોલાખ રૂપિયા તો ખરીદી પછીયે પણ તે માલ પર બજાર ભાવે નફો ઉપજે તેમ છે.

થોડા દિવસ પછી બીજી વાત કાને આવી.

'પેલા શેઠે દુકાને તાળું માર્યું.'

'કાં.'

'રાયચંદ શેઠને ઝવેરાત પતાવવા–ખરીદવા દુકાનનું ઝવેરાત વેચવું પડશે.'

'હા પણ શું થાય સોદો તો પતાવવો જ પડે ને ! વેપારીની આંટ જાય.'

'અરે આંટ તો આવે ને જાય પણ રાયચ શેઠે તો પાકો દસ્તાવેજ કર્યો છે. ઝવેરા પૂરું ન પડે તો શેઠ જાય કોર્ટમાં. આ કાઠીયાવાડી વાણિયા છે.'

'અરરર !'

'અરરર શું ! મકાન પણ વેચવા ઘર ગોતે છે.'

'નસીબ'

એ વખતના અર્ધો લાખ રૂપિયા જેવ રકમ હાથ આવની હતી સાટાખત કરનાર માટે ઉલ્લાસવંતો સમય હતો. પણ રાયચ શેઠના હૈયામાં કરવત ફરતી હતી.

આ બધા સમાચાર મળ્યા પછી બીજે દિવસે એ ઊઠયા.

અંગ પર કસુંવાળું લાંબુ અંગરખું ખભે ખેસ નાખી માથે મોટી આંટીવાળી પા મૂકી. પછી પેલો દસ્તાવેજ, અંગરખાની ક બાંધી વેપારીના ઘેર આવ્યા.

સમૃદ્ધિવાળા ઘરમાં જાણે સોપો પડી ગ હતો. અંદર નીરવતા હતી. કારણ કે ઝવેરા આવતી કાલે જ રાયચંદ શેઠને પૂરું પાડવા દિવસ હતો.

ઘરધણી શેઠ કમરામાં ભોંયગાદીને અઢે બેઠા હતા. એની આંખોમાં ભય અને બ્હાવર પણું એ બેઊ હતા.

બૈરાં છોકરાઓ શુન્યમનસ્કપણે અવ ઘરમાં બેઠાં હતાં. વરસો સુધી માયા મમતા વસેલ ઘરનો આવતી કાલે ત્યાગ કરવા દુઃખદ તૈયારી સાથે.

રાયચંદ શેઠે આ બધું જરા વાર ઊભા ર જોયા કર્યું પછી વેપારીની સામે આ ઊભા રહ્યા.

ચમકીને ઘરધણી બોલ્યો :

'આવો રાયચંદ શેઠ, હું તૈયારીમાં જ છું.'

'શાની ?' સામે બેસી ખેસ એક બાજુ મૂકતા રાયચંદ શેઠ બોલ્યા.

'દસ્તાવેજ પ્રમાણે તમને માલ પૂરો પાડવાની.'

'હું એટલા સારુ..................'

'ભલે આવ્યા. વેપારીની–શાહુકારીની રીતે તમે આવ્યા છો. કાંઇ નવાઈ નથી. બધું વેચી નાંખ્યું છે. મકાનનો ઘરાક મારવાડી ઘડી બે ઘડીમાં આવે એટલે ઘર પણ વેચી દઉં અને દસ્તાવેજમાંની વિગતના અંગે રાતના આજના બજાર ભાવે નાણાં ચૂકવી દઉં. કે તો એટલું ઝવેરાત ખરીદી પૂરું પાડું.' કહેતાં એની આંખમાં આંસુ આવ્યા.

'ભાઇ રડો મા'

'એમાં તમારો ક્યાં વાંક છે? મારા કરમનો, મારા નસીબ વાંકા.'

'તમારા નસીબ પાધરા છે. આંસુ લૂછો.'

'એ આંસુ હવે જીંદગીભર નહિ લૂછાય રાયચંદ શેઠ! આવડો ભાવ ઊછાળો મેં ક્યાં કલ્પ્યો'તો ? તમારું નસીબ ચડીયાતું ભાગ્ય રળે તે આનું નામ, જરાક વહેલું મોડું થાય તો કૃપા કરી કોર્ટે ન ચડતા.'

'હું એ દસ્તાવેજ કોર્ટમાં જવાની ધમકી સારુ નથી લાવ્યો.'

'ત્યારે ?'

'તમને પાછો આપવા.'

'હેં!' ગાદી પરથી અર્ધા બેઠા થતાં વેપારી બોલ્યા.

'હા બાપલા' મારે આ ભાવ વધારાનાં નાણાં કે ઝવેરાત ખપતું નથી. રાયચંદ કોઇનાં જીવને ગ્લાની ઉપજતી એક પાઈ પણ લેવા ખુશી નથી. તમ તમારે મોજમાં રહો, આપણો સોદો ફોક છે.'

'રાયચંદ શેઠ! આ તમે શું બોલો છો ?'

'હા ભાઇ, સત્ય બોલું છું કે મારે તમારી પાસેથી ઝવેરાતનાં ભાવ વધારાની એક પાઈ જ ખપતી નથી.'

'દસ્તાવેજ!'

'આ રહ્યો.'

કરી ચરરર ચરરર ચરરર કરતાં રાયચંદ શેઠે ચીરાડિયાં બોલાવ્યાં.

'ઓ રાયચંદ શેઠ તમે માણસ નથી! દેવતા છો.' કહી એના પગમાં માથું નાખ્યું.

'નમન પાર્શ્વનાથ, નેમીનાથ ને ભગવાન મહાવીરને હોય મારા જેવા પામર માણસને ના હોય, ઊઠો મને ક્ષમા કરો, મારાથી તમારા ઘરનાં અનેક જીવોને દુઃખ ઉપજ્યું છે એની મને ક્ષમા આપો.'

'ક્ષમા તમે માગો છો ?'

'હા, આપને કષ્ટ પહોંચાડવાની ક્ષમા માગવી જ રહી એક પાર્થીવ વસ્તુના બદલે અનેક જીવોને ચિંતા ઉપજતી એ મારો અપરાધ દેવતાઓ તો જ માફ કરશે'

'અરેરે રાયચંદભાઇ દેવતાઓ તો આજ તમારા પર આશિષની વૃષ્ટિ કરતા હશે અમારા અંતર તો આજ આનંદથી ઉછળે છે.'

પછી ખભે ખેસ નાખી રાયચંદ શેઠ ઊઠયા. ઘરના તમામ સ્ત્રી બાળકોને બે હાથ જોડી કષ્ટ પહોચાડયા બદલ ક્ષમા માગી ઘર છોડયુ.

એ ગયા ત્યાં સુધી સૌએ એની પીઠ પછવાડે જોયા કર્યું બધાને લાગ્યુ કે અહીંથી થોડી વાર પહેલાં કોઈ દેવદૂત જ ગયા.

સારીયે ઝવેરી બજારમા આ વાત પ્રસરી ગઇ ત્યારે સૌ બોલવા માંડયા.

'એ વેપારીના લક્ષણ નથી આમ મુંબઈમાં વેપાર ન થાય.'

'હાથમાં આવેલ તક જવા દીધી.'

'ખોટા લાગણીવશ બની ગયા.'

ને જીવતરનાં ડગલે ને પગલે ધર્મ અધર્મ જોતા રાયચંદ શેઠે પછીથી આ વપાર છોડયો. શતાવધાનીપણું મૂકયું. ચિત ધર્મને સમર્પિત કર્યું.

મહાત્મા ગાંધીજીએ એમને ગુરુ ગણ્યા.

મોરબીથી ઉત્તર બાજુ આમરણ કાંઠે સોળ માઇલ દૂર એમની જન્મભૂમિ વવાણિયામાં એમનો આશ્રમ છે. એમનું રચેલ સાહિત્ય ગ્રંથસ્થ થયું છે અને તે જીવનનો સર્વતોમુખી વિકાસ કરનારું છે.

મહાત્મા ગાંધી, મહર્ષિ દયાનંદ અને શ્રીમદ્ રાજચંદ્ર સોરઠની શોભા, સોરઠનું ગૌરવ અને સોરઠનો શણગાર છે.

# ત્યાગમૂર્તિ વીરજી

**કનૈયાલાલ મગનલાલ વાઘાણી**

સંવત ૧૮૭૬ની સાલ હતી. સૌરાષ્ટ્રના ભાડલા ગામે વરતા શેઠને ઘેર પુત્ર અવતર્યો. પુત્રનું નામ વીરજી પાડ્યું.

વરતા શેઠ જૈન વણિક હતા. પંચાળના ચોટીલા ગામમાં દાના ખાચરના કારભારી બન્યા. વીરજી પણ ચોટીલામાં મોટો થયો.

વરતાશેઠની સ્થિતિ કથળતી હતી. વીરજીને બે ત્રણ ચોપડી ભણાવી નિશાળેથી ઉઠાડી મૂક્યો. વીરજી પરચૂરણ કામકાજ કરવા માંડ્યો.

વીરજીને ચાર બહેનો હતી અને એક નાનો ભાઈ હતો. બે બહેનોનાં લગ્ન કર્યાં એમાં પણ ખર્ચ કુટુમ્બની કથળતી સ્થિતિ એટલે બોજ પણ વધવા લાગી, ઓછામાં પૂરું વરતાશેઠ અને લાડકી શેઠાણીએ ગામતરાં કર્યાં એટલે વીરજી ઉપર બોજો વધવા લાગ્યો. વીરજીની સ્થિતિ ખૂબ કપરી બની.

વીરજી દિલનો પણ દાનો હતો. અભ્યાગતો અપંગો વગેરેને લોટ-દાળ-ખીચડી આપ્યા કરે. પોતાનું પછી અભ્યાગતો પહેલાં એવો હતો એ ઓલિયો જીવ.

નાની બહેનનો પણ ઉંમર લાયક થતાં વીરજીએ બહેનોનાં લગ્ન પણ કરી નાખ્યા. હવે ઘરમા રહ્યા માત્ર બે ભાઇ વીરજી અને નાનોભાઇ ઝવેર. ઝવેરને ભણાવવા માંડ્યો હતો.

વીરજીએ નાની હાટડી માંડી હતી. તેનાપણી કરીને માંડ માંડ ગુજરાણ જેટલું મેળવતો હતો. આવી કફોડી સ્થિતિમાં પણ અભ્યાગતો, અનાથોને દાળ-લોટ આપવાનું ચૂકતો નહીં. પોતાને એક બે ટંક ખાવાના સાંસા પડી જાય તો મુંગો મુંગો ચલાવી લેતો એવો હતો એ જીવડો.

બહેન કુંવરના પતિનો સ્વર્ગવાસ થયો એટલે બહેન પણ ચોટીલા વીરજી સાથે આવીને રહી. વીરજી બહેન કે ભાઇને જરાપણ ઓછું આવવા દેતો નહીં.

ચોટીલાના સમજુ લોકો વીરજીની વૃત્તિથી જાણીતા થયા હતા. વીરજીને રામરોટી બાંધી આપી એટલે વીરજી રામરોટી ઉઘરાવી સાધુસંતો, અભ્યાગતોને જમાડવા લાગ્યો.

વીરજીની ત્યાગવૃત્તિથી ચોટીલાના લોકો વધારે ખુશ થયા હતા. વીરજીની સેવાવૃત્તિને ગામલોકો તરફથી પ્રોત્સાહન મળવા માંડ્યું. ચોટીલામાં સંત સાધુઓની અવરજવર વધવા લાગી વીરજી ભગત રાત કે દિ' જોયા વગર સંત સેવા કરવા લાગ્યા. દુકાનનું કામ કરે, બીજો બોજા ઉપાડે અને ઉઘાડા પગે સંતસેવા કરે.

વીરજી ભગતનું ઘર સંતોનું ધામ બનવા લાગ્યું. સાધુસંતો, અભ્યાગતોને દાળરોટી મળવા માંડી. વીરજીનું ઘર વીરજી ભગતની જગ્યા કહેવાવા લાગ્યું. જગ્યાની ખ્યાતિ વધવા માંડી અને લોકોનો સહકાર સાંપડવા માંડ્યો.

વીરજી ભગતની જગ્યાની ખ્યાતિ પણ ધીરે ધીરે વધવા લાગી વીરજી ભગત પણ સેવામૂર્તિ બની સેવા કરતા રહ્યા.

એક વખત વીરજી ભગત ગામબહાર સીમ ભણી ગયા હતા. એક વૃદ્ધ આદમી ચીંથરેહાલ માથા ઉપર લાકડાનો ભારો ઉપાડી ચાલ્યો આવતો હતો. અતિ વૃદ્ધ હોઇને ડોસાની ડોક ભારાના ભારથી ડગ ડગ થઈ રહી હતી. તેની પાછળ ડોસાનો દીકરો પણ ભારો ઉપાડી ચાલ્યો આવતો હતો. ડોસો વૃદ્ધ હતો એટલે ઉતાવળે ચાલી શકતો ન હતો.

છોકરાએ ડોસાને તાડુકીને કહ્યું, "ડોસલા! ઝટ કરને આમ કીડી થેડે(જેમ) શું હીડે છે. વખત હાલ્યો જાશે તો ભારા નઇ વેચાય."

વીરજી ભગતે છોકરાના શબ્દો સાંભળ્યા, ડોસાની કાયા જોઇને ભગતનું હૈયું કકળી ઊઠ્યું. ડોસા પાસે ગયા અને તેના માથા ઉપરનો ભારો લઈને પોતાના માથા ઉપર મૂકી દીધો.

"ભગા! ડોસા પાસે ભારો ઉપડાવતા શરમાતો

ા ! તારો બાપ ઘરડો છે એ બચારા જીવની રથા સામું તો જો ! તું બે ભારા ઉપાડ તો ા ક્યાં પડવાનો હતો !"

વીરજી ભગત માથા ઉપર ભારો મૂકી ચાલવા ા. ડોસો બાપડો ગળગળો થઈ ગયો. છોકરો શરમીંદો બની ગયો ભગત તો માથે ભારો ને ગામ ભણી ચાલવા લાગ્યા. ડોસાએ ભારો લેવા ઘણું કર્યું પણ ભગતે ભારો માથા ઉપર જ ો.

ચાલતાં ચાલતાં રસ્તામાં ભગતે કહ્યું "બજારમાં બે ભારાના માંડ ચાર આના મળશે. જગ્યામાં ા બેના આઠ આના આપીશ."

ભગત ભારો લઈને જગ્યામાં આવ્યા. છોકરાને ઠ આના આપ્યા અને કહ્યું, "ગગા ! દાદા તો અહીં રહેશે"

છોકરો વિચારમાં ડૂબી ગયો ભગતની મહત્તા ! એનું મન ડોલી ગયું.

"દાદા ! તમે હવે અહીં જગ્યામાં જ રહો. ઘરડા રહે હવે ભારા નહીં ઉંચકાય. અહીં ગ્યામાં જ રહેજો અને બને ઇ કામ કરજો. દાણા ા મારો રામ આપી રહેશે."

ડોસો તો ગળગળો બની ગયો. એ દખિયા ને કોઈ દેવ મળી ગયો હોય એવું લાગ્યું આ થાએ સહારો દેનાર ભગવાને મોકલ્યો હોય ડોસાને લાગ્યું.

'ગગા ! તારા બાપની જરાપણ ફિકર કરીશ . તું એની પાસે ગમે ત્યારે આવજે. તારા મારા બાપ જેવા જ રહેશે તું રોજ ભારો અહીં ાવજે તને ચાર આના રોકડા અને લોટ મળશે"

ભગતની દિલાવરીથી છોકરાને અનેરો આનંદ ડોસાને જગ્યામાં રહેવાનું મળ્યું એથી ને ટકક વળી

ચોટીનામાં પાણીની તંગી રહ્યા કરતી હતી. ની જગ્યામાં પણ મુસાફરોની અવરજવર હતી તેથી પાણીની તંગી વધારે લાગી ભગત પાણીની તંગીથી ખૂબ અકળાતા હતા.

એક રાત્રે ભગત તથા બેચાર જણા બેઠાં બેઠાં પાણીની તંગીની વાત કરતા હતા "ચોટીલાનું પાણીનું દુખ મટે તો સારું. રામ ધા સાંભળે તો સારું."

"ભાઈલા ! મને પણ ઈજ વચાર ચયા કરે છે. પણ જમીનમાં ક્યાંય પાણીના વાવડ મળતા નથી. ક્યાંક વાવડ મળે તો કૂવો ખોદાવીએ. રામ ધણીએ ધાર્યું ઇ થાશે. મારો વા'લો ઇ દખ ટાળશે." ભગતે અન્ય લોકોને કહ્યું.

આ સમયે એક અભ્યાગત ત્યાં સુતો સુતો આ વાતું સાંભળતો હતો. ઇ સડપ દેતો બેઠો થયો અને બોલ્યો,

"ભગતજી ! પાણીના વાવડ હું આપું. હું પાણી પારખો છું."

"ત્યારે તો મારા રામે ધા સાંભળી તમને અહીં મોકલ્યા હોય એમ લાગે છે મારા નાથ ! તારી ગતયું ન્યારી છે."

બીજે દિવસે સવારે પાણીકળાને લઈને ભગત અને બેચાર જણા પાણી નીકળે એવી જમીન જોવા નીકળી પડયા.

ફરતા ફરતા પાણીકળાએ ચોટીનાની ઉગમણી બાજુમે એક જગ્યાએ નિશાન કર્યું અને કહ્યું, "ભગતજી ! અહીં નવાણ ગળાવો પાણી જરૂર નીકળશે"

ભગતે ચોટીલાના વેપારીઓને વાત કરી પાણીનું દખ મટાડવા વેપારીઓએ નાણાંની મદદ આપવા વચન આપ્યું.

મજૂરો રાખીને કૂવો ખોદવાનું કામ શરૂ કર્યું. ખોદવાનું કામકાજ શરૂ થઈ ગયું. કૂવાનું ખોદાણ પણ સારા પ્રમાણમાં થઈ ગયું ખોદતા ખોદતા જમીનમાં કાળમીંઢ પથ્થર આવ્યો મજૂરોએ ખૂબ મહેનત કરી પણ એ કાળમીંઢ ન તૂટ્યો સૌ નિરાશ થવા લાગ્યા. કરેલી મહેનત એળે જશે એમ લાગવા મંડયું. વીરજી ભગત નિરાશ ન થયા. ભગવતને તો અતૂટ શ્રદ્ધા હતી.

[અનુસંધાન પૃષ્ટ ૧૧૮મે]

# મીનુનો મહેલ

ભૂપેન્દ્ર ત્રિવેદી

એ હતું મીનુનુ ઘર
દિવાસળીના ખોખામાથી બનાવેલુ
તેમા કાઈ કરતા કાઇ ન હતુ
ન રુપ ન રગ ન હવા ન ઉજાસ

તોય દુનિયાની બધી દોલત એમા ઠલવાયેલી મીનુનું મન એમા પરોવાયેલુ એના હૃદયની વીણાનો તાર એ ઘર સુધી લંબાયેલો ને એ તારમાથી એના હૃદયમા પળે પળ ઉલ્લાસ ને નવજીવનનુ સગીત ઝણઝણી રહેતુ

સુદામાને તો ભગવાન શ્રીકૃષ્ણે ભવ્ય મહેલ આપ્યો પણ મીનુને તો એવો જ ભવ્ય મહેલ એના મનના એકતારે ખડો કરી દીધો

એનુ સર્વસ્વ ઝખનાનુ જાણે કે આ અમૃતફળ એમા એણે એની સાગર જેટલી ઊંડી જિજ્ઞાસાઓને મૂર્ત થતી જોઇ એ તો ઘરની સામે ટીકી ટીકીને જોતી જ રહી.

'સ્હેજ પવનની ઝપટ વાગે તો ! નૈ રે ના કોની મગદુર છે કે મહેલને કોઇ પાડી દે !' આમ વિચારતી એ મુગ્ધ મને મહેલને જોતી બેસી જ રહી

અને ઘરનુ આખુય વાતાવરણ મઘમઘતું બની ગયુ

* * *

સધ્યા થઇ
આકાશે આભૂષણો બદલ્યા

મીનુનો બાપ ઘરે આવ્યો ત્યારે એણે ઘરમા બધીય તસ્વીરો હસતી જોઈ વાતાવરણ તો મઘમઘતું હતું જ હવામા ધીમા મધુર ને અલૌકિક સ્વરો ગૂજતા સભળાયા એણે કાનને સચેત કરી જોયા હા ! એ જ, મનને આનદના તકિયા પર પોઢાડી દે એવુ મધુર એ સગીત હતુ પણ એના મનમા ઘૂમરા કરતો હતો સટ્ટાબજારનો શોરબકોર, એ અને આ દિવ્ય સગીત એક સાથે અફળાઇ પડયા

એ તો સીધો બગીચામા નળ પાસે મો ધોવા ગયો ત્યા એણે મધુમાલતીની વેલની કુંજોથી લચી પડેલી ડાળીઓ વાતા પવનની સાથે એકરૂપ થતી, હરીફાઇને નૃત્ય કરતી જોઇ

એને ચડી ચીડ અને ડાળીઓને કહ્યુ 'મારા મનના વિષાદને જાણીને જ તમે આનદો છો ને !'

'ના રે ના,' મલકાતું એક પુષ્પ બોલ્યુ

'તો ?' એણે સામુ પૂછ્યુ

'એ તને નહિ સમજાય' બીજા પુષ્પે મો મચકોડતુ હોય તેમ પડખે વળી જઈ બોલ્યુ '

સટ્ટાબજારનો આ ખેલાડી આજે વેપારમા પદર હજાર કમાયો હતો ને વીસ હજાર ખોઇને આવ્યો હતો પુષ્પોને આવો જવાબ સાભળી એ જરા વધારે ઉદ્વિગ્ન થઇ ગયો અને ફૂલના કહેવાનો મર્મ જાણે સમજી ગયો હોય એમ એણે એક ડાળીને જરા નીચી કરતા કહ્યુ 'હમ ! અત્યારે તો મારા અતરમા છે અજપો અજપો ને અજપો'

આ સાભળી ડાળીઓ પરના બધા જ પુષ્પો ખડખડાટ હસવા મડી પડયા

ચીડાઇને એ ઘરમા આવ્યો એને લાગ્યુ એ હતી કે આવડા ટચુકડા ફૂલડા મારું અપમાન કરે ? ઘરમા આવીને એણે ખમીસનો ઘા કર્યો અને ધબ દઈ પાટ પર બેસી અકળાઇ જઇ મીનુની માને બૂમ મારી

'સાભળે છે ! મીનુની માસ્તરાણી મળી હતી શુ આજે મીનુ નિશાળે ગઈ નહોતી ?' પણ આ શબ્દો કાને પડતા મીનુના મનના તાર ડિડીંગ કરતા તૂટી ગયા

'આજે એને થોડો તાવ હતો એટલે એ ન ગઇ' મીનુની મા ગભરાતા અવાજે બોલી

'અને પપ્પાજી !' મીનુ હોસમા આવી બોલી 'કાઈ ગમતું નહોતું એટલે મે મજાનું ઘર બનાવ્યુ જુઓ તો ખરા મારો આ મહેલ !'

પણ સટ્ટાના આ ખેલાડીની આખોમા દોલતથી ઝાખપ આવી ગઇ હતી એણે ડોળા '

પોપાજી !' કહેતા મીનુના ગળામા ડૂમો ભરાઇ આવ્યો અને એ બોલતી અટકી ગઈ

'કા શુ! આવી નકામી રમત કરે છે !' કહેતા બાપે એના મહેલને લાત મારી મહેલ કડડભૂસ કરતો તૂટી પડ્યો મીનુનો હીરા માણેક ને રત્નોથી મઢેલો મહેલ અસ્તવ્યસ્ત થઇ ગયો

મીનુ મોટા અવાજે રડતી રડતી માના ખોળામા લપાઇ ગઇ

બાપનો ગુસ્સો ઓર વધ્યો 'એઇ ચૂપ રહે !' કહેતા મારવા હાથ ઊપાડ્યો પણ માએ આડા હાથ દઇ દીધા પણ એ તો ગુસ્સામા ને ગુસ્સામા લાલ લાલ થઇ બોલ્યો 'તમે જ તુ છોકરાઓને બગાડે છે' કહેતો એ પાછો બગીચામા પગ પછાડતો ચાલ્યો ગયો પણ ત્યા હવે પહેલાનુ પ્રાણમય વાતાવરણ નહોતુ ડાળીઓ ને ફૂલો બધા આસુ સારતા દેખાતા

એક ફૂલ જમીન પર આળોટતુ આળોટતુ એના પગ પાસે આવ્યુ એ કાઇ કહેવા મથતુ હતુ આખરે એ બોલ્યુ

'હુ તો હવે કરમાઇ જઇશ મીનુ કરમાઇ ગઇ એમ તને ખરુ કહુ !'

'શુ ?'

'અમને તારા પદર-વીસ હજારમા દિવાસળીના ખોખા દેખાતા હતા જે મીનુએ બનાવેલા ઘરમા હીરા મોતી ને માણેક દેખાતા હતા

'પછી અમે હસીએ જ ને !'

*——————————*

પૃષ્ઠ ૧૧૬થી ચાલુ [ત્યાગમૂર્તિ વીરજી]

હવે ભગત પોતે જાતે ખોદકામ કરવા લાગી ગયા કાળમીંઢ ઉપર ત્રિકમના ઘા કરવા લાગ્યા આખરે એ સતના અને પરિશ્રમે કાળમીંઢ પત્થર પણ તૂટ્યો અને નીચેની પાણીની સરવણી ફૂટી નીકળી ચોટીલાના લોકોના આનદની સીમા ન રહી ભગત વધારે મહેનત કરવા લાગ્યા અને [જેમ જેમ પથ્થર તૂટતો ગયો તેમ તેમ નીચેની પાણીના વહેણ વધવા માડ્યા

ભગતના પરિશ્રમે ચોટીલાના લોકોનુ પાણીનુ દુખ મટ્યુ ચોટીલાની પૂર્વબાજુએ આજે પણ એ કૂવો ભગતના કૂવાને નામે ઓળખાય છે

વઢવાણથી] ગિરનાર જતા યાત્રાળુઓ ચોટીલ થઇને ગિરનાર જતા ચોટીલામા યાત્રાળુઓને રહેવાની ખૂબ અગવડ પડતી ભગતને આથી ખૂબ દુખ થતુ ભગતે ચોટીલાના વાઘ ખાચરની વિધવા પાસે અને ભોજ ખાચરના માતુશ્રી પાસે આ વાત મૂકી ટેલ નાખી બન્ને તરફથી ભગતને સારો સહારો મળ્યો

સવત ૧૯૨૫મા ચોટીલામા ધર્મશાળા બધાઇ તથા રામજી મદિર પણ બધાયુ વીરજી ભગતના સેવાભાવે ચોટીલાનુ ગૌરવ વધ્યુ

સવત ૧૯૪૩ના ચૈત્ર વદ પાચમને ગુરુવારે વીરજી ભગતે એમના નશ્વર દેહનો ત્યાગ કર્યો

એ સેવામૂર્તિ સેવાધર્મના મહાન આદર્શો આપતા ગયા એમની એ સેવાની સુવાસ આજ પણ ચોટીલામા દેખાઈ આવે છે



# કુદરતનો સાદ !

હરિલાલ ઉ પંડ્યા

શહેરોમા કે ગામડામા સાર્વજનિક કે ધર્માદાય દવાખાના કે હોસ્પિટલોના ખાટલાઓ ઉપર કે દવા લેવાની બારી પાસે હાથમા ખાલી શીશીઓ સાથે, માથે કે કેડે રોતા કકળતા રોગીષ્ટ માંદા છોકરાઓને તેડી ડાક્તર સાહેબ પાસે પહોંચવાનો ક્યારે વારો આવશે એની અગર કમ્પાઉન્ડર કે પાટાપીંડી કરનારી નુરસની રાહ જોતી માતાઓની હારમા ઊભા રહેવાનો પ્રસંગ સાંપડ્યો હોય અગર ઇન્ડોર પેશંટ તરીકે કે તેના અંગત સંબંધી તરીકે સામે તેની પથારી પાસે રહેવાનો પ્રસંગ મળ્યો હોય તો મનુષ્યજીવન કેટલુ કરુણ છે તેનો ખ્યાલ આવે આવી લંગારોમા ઊભા રહેતા કે હોસ્પિટલની પથારીમા કણસતા દર્દીઓ મુખ્યત્વે હે ભગવાન તે કેમ માંદા પાડ્યા ! અમારી શી કરમની કઠણાઈ છે કે આવાં દુઃખદર્દ અમારી માથે નાખ્યા' એવા નિસાસા નાખીને બધા દોષનો ટોપલો ભગવાનને ભળાવી દઈ પોતે સાવ નિર્દોષ છે, પોતાનો માંદા પડવામા કોઈ હિસ્સો નથી અને પ્રભુએ જ જન્મ આપી દુખી જ કર્યા છે એવી લાગણી વ્યક્ત કરતા હોય છે

પરતુ કુદરત સાદ પાડીને પૂછે છે કે

'હે માનવીઓ ! મે તો તમને સાજા સારા તંદુરસ્ત અને હસતા રમતા બાળકો તરીકે જન્મ આપ્યો હતો તમે જે દવાની બાટલીઓ ગોળીઓ અને ઇંજેક્શનો માટે ફાંફા મારો છો તે તો મે તમારી સાથે મોકલ્યા ન હતા પરતુ તમે કુદરતના અને આરોગ્યના નિયમોના અજ્ઞાનને કારણે અથવા મનુષ્યગત અહંકારને લઈને મારા કુદરતના-નિયમો પાળ્યા નહી અને મે આ જગતના પાલન અર્થે વિના મૂલ્યે સહજ પ્રાપ્ય અને છૂટે હાથે અનેક વસ્તુઓ જીવવા માટે આપી છે તેનો તમે વિકૃત કરીને ઉપભોગ કર્યો. તમારી માંદગી મે નથી મોકલી પણ તમે વહોરી લીધી છે"

પણ દરદીઓ આ વાત માનશે નહી કારણ કે કુદરતના નિયમોની અવગણના કરીને તેઓ બીમાર પડ્યા છે મનુષ્યો ભાગ્યે જ પોતાની ભૂલ કબૂલ કરે છે અને જ્યારે દાક્તરો દવા અને વિજ્ઞાને શોધેલી અને સર્જેલી બધી પથી' (Pathy) અને સાધનોથી અવધિ આવી જશે ત્યારે થાકીને કહેશે કે હે પ્રભુ ! બચાવો- મારો નાથ કરે તે ખરુ '

પણ ત્યારે ઘણુ મોડુ થયુ હશે કુદરતે શરીરમા આપમેળે ચાલતા અને સ્વયં સુધરતા સંચાઓ કાંતો સડી ગયા હશે કે તૂટી ગયા હશે આવે પ્રસંગે દરદીઓ કુદરતને ફરિયાદ ને કહેશે કે તે અમને વખતસર કેમ ચેતવ્યા નહી ? અમે અવળે રસ્તે ખોટે ચીલે જઈએ છીએ એનુ સમયસર કેમ ભાન કરાવ્યુ નહી ? પરતુ ખરુ જોતા તો માતા કુદરત આપણને સાદ પાડીને કહ્યા જ કરે છે લાલ બત્તી બતાવ્યા જ કરે છે પણ આપણે કૃત્રિમ જીવનસુખ મેળવવાની ઘેલછામા અને ભોગ વિલાસ અને ઇન્દ્રિય સુખના અતિરેકમા એ સાદ સાંભળી શકતા નથી ક્યારેક સાદ સંભળાય છે તો પણ અંતરઆત્માના અવાજ ગુંગળાવી દઈએ છીએ આમ છતા મહાન દયાળુ માતા કુદરત ચેતવણી માટે સદેશવાહકો મોકલે છે તેને પણ આપણે આપણા ઇન્દ્રિય સુખમા અડચણ કરતા સમજી ન નચ દવા મરણી અને સુવાળી સરભરાની લાચ દઈને મોકલી દઈએ છીએ

કુદરતના અવાજને ફરી સાંભળવાની તક આપણને એક એવી ઉપચાર પદ્ધતિ દ્વારા મળી શકે છે જેથી મનુષ્ય હમેશા આરોગ્યમય રહી લાંબુ જીવી શકે છે અને એ છે નિસર્ગોપચાર-કુદરતી ઉપચારની પદ્ધતિ

કુદરતમય જીવનથી અને કુદરતમય ઉપચાર અપનાવવાથી મનુષ્ય સદાય તંદુરસ્ત અને પ્રફુલ્લિત રહી શકે છે

પૂ. ગાંધીજીએ દેશને જીવનની જે નવી દૃષ્ટિ

આપી એને આધારે અનેકવિધ રચનાત્મક કાર્યક્રમ આપો એમા કુદરતમય જીવનની દષ્ટિ અને કુદરતી ઉપચારની પદ્ધતિનો પણ સમાવેશ થાય છે ગાધી સ્મારકનિધિ અને અખિલ ભારતીય પ્રાકૃતિક ચિકિત્સા સભા તરફથી દેશભરમા કુદરતી ઉપચાર કેન્દ્રો શરૂ થઈ રહ્યા છે જૂનાગઢ જિલ્લામા રચાયેલ નિસર્ગોપચાર સઘ તરફથી વથલીના વિલાવરનગરમા આવુ જ એક કુદરતી ઉપચાર ધામ શરૂ થઈ રહ્યુ છે લોકો કુદરતીમય જીવન તરફ અભિમુખ બને, કુદરતના નિયમોનું પાલન કરતા થાય અને છતા માદગી આવી પડે તો કુદરતી ઉપચાર દ્વારા એનુ નિવારણ કરે એ આ ધામનો મુખ્ય આશય છે

આ કુદરતી ઉપચાર ધામ કુદરતના સદને ઘેર સભળાવવાની કોશિષ કરવા માગે છે વૈષ્ણવજન' દ્વારા એ સાદ સાભળતા રહેવા વિનતી છે

# શાંતિનું સ્થાન

એક સમયની વાત છે કાશીના રાજાએ પોતાને ત્યા એક મોટી સભા યોજી સભામા વિદ્વાનો આવ્યા હતા અને રાજા મહારાજાઓની પણ હાજરી હતી જનતા પણ મોટા પ્રમાણમા આ સભામા હાજર હતી

નિયત સમયે રાજાએ ઊભા થઈ કહ્યું

'બધુઓ, દુનિયામા દરેક મનુષ્ય શાતિ ચાહે છે પરતુ તે શી રીતે મળે? એ પ્રશ્નની વિચારણા કરવા માટે આ સભા યોજવામા આવી છે આ પ્રશ્ન અગે પોતપોતાના વિચારો દર્શાવવાનુ પડિતોને મારુ નિમત્રણ છે અને શાત રહીને સાભળવાની વિનતી છે'

વિદ્વાનોએ આ પ્રશ્ન પરત્વે પોતપોતાના વિચારો દર્શાવવા શરૂ કર્યા અતે સભા સર્વાનુમતે જે નિર્ણય પર આવી તે નિર્ણય જાહેર કરવા રાજપુરોહિત ઊભો થયો અને બોલ્યો

'વેદાભ્યાસથી માણસને શાતિ મળે છે માટે દરેકે વેદાભ્યાસ કરવો જોઈએ'

આ સાભળીને સૌને આનદ થયો અને 'વેદ'ના જયનાદથી સભા ગાજી ઊઠી એટલામા એક યુવાન તપસ્વી ઊભો થયો અને બોલ્યો

'વેદાભ્યાસથી શાતિ મળે છે એમ કોણ કહે છે? આ તદ્દન ખોટી વાત છે વેદાભ્યાસથી કદી શાતિ મળી શકે નહી'

રાજાને આ સાભળી આશ્ચર્ય થયુ સભા પણ વિચારમા પડી ગઈ રાજાએ પૂછ્યુ

ત્યારે શાંત શી રીતે મળે? શાતિનુ સ્થાન કયા? શાતિનો માર્ગ કયો છે? તે આપ બતાવવા કૃપા કરો'

તપસ્વીએ કહ્યુ 'રાજન! વેદાભ્યાસથી શાતિ મળતી નથી, જ્ઞાન મળે છે પરતુ સાચી શાંતિ સયમથી જ મળે છે'

રાજાને તેમજ આખી સભાને આ વાતનુ સત્ય સમજાયુ સૌએ એક મતે જાહેર કર્યું કે, 'સયમથી શાતિ મળે છે'

કહેવાનુ તાત્પર્ય એટલુ જ છે કે, શાતિ સયમથી ઉદ્‌ભવે છે માટે ખરી શાતિ મેળવવા માટે સયમી બનવાની જરૂર છે. જેમનામા સયમ હોય છે તે ઓછામા ઓછુ લઈને સમાજને વધુમા વધુ આપે છે આ છે સયમી જીવનની કસોટી મન, વચન અને કાયાને અશુભમાથી પાછા વળીને રોકવા તેનુ નામ છે સયમ, અને એ છે શાતિનો રાજમાર્ગ

—મહાસતી ઉજ્જ્વળ કુવરજી

# સંતોની સુવાસ

પૃથ્વીસિંહ ઝાલા

૧

અલહુસેન નુદી બગદાદીને કોઈએ પૂછયું કે "ઇશ્વર કદી આપની સેવા કરે છે" ત્યારે તેમણે ઉત્તર આપ્યો કે: "હા! હું નહાઉં છું ત્યારે ઇશ્વર મારા કપડાં સાચવે છે.' પેલા માણસે પૂછયું કે: "કેવી રીતે?" તેમણે કહ્યું કે: "હું નહાવા ગયો ત્યારે એક માણસે આવી મારા કપડાં ઉપાડયા. મેં બૂમ પાડી કે 'ઓ ઇશ્વર પેલો ચોર મારા કપડાં ચોરી જાય તું મારા કપડાં પાછા લાવ.'

તરત જ પેલો માણુસ મારા કપડાં પાછા આપી ગયો ને પોતાન । ગુનાની માફી માગી.

૨

એક માણુસે તપસ્વી અબુ માજમને પૂછયું કે: "હું જે ધંધો કરું છું તેજ ધંધો કર્યા કરવા છતાં હું સંસાર તરી શકું એવો કોઈ ઉપાય છે?' અબુ આજમે કહ્યું: "હા છે, અને તે એ કે: તું એક પણ પૈસો કમાય તે ન્યાયપૂર્વક કમાજે; અને જે કાંઇ ખર્ચે તે સન્માર્ગે જ ખર્ચજે."

૩

ઓલિયા અબુહસન ખર્કાનીને એક કજિયાળી પત્ની મળી હતી છતાં તે સ્ત્રીના વચનો સહન કરીને પોતાનો ઘર સંસાર ચલાવતા હતા. એક દિવસ તેની કીર્તિ સાંભળી એક માણુસ તેમને ત્યાં આવ્યો ત્યારે સંત ઘેર નહોતા. બારણે આવી પેલા માણસે પૂછયું કે 'સંત કયાં ગયા છે?' તેની પત્નીએ કહ્યું: 'અરે એ પાખંડી ને ધુતારાનું તારે શું કામ છે?' આ પ્રમાણે અનેક કુવચનો તે બાઇએ કહ્યા. આવનાર તો આ સાંભળી સ્તબ્ધ બની ગયો. મનમાં ને મનમાં તે વિચાર કરવા લાગ્યો કે: 'અહો, આ મહાત્માની સ્ત્રી આવી નઠારી છે તો તેમને કેટલા દુઃખ સહન કરવાં પડતાં હશે?' આમ વિચારતો વિચારતો રસ્તે પડયો. રસ્તે જતાં તેણે સંતને આવતા જોયા. તેમની સાથે એક વાઘ હતો, અને વાઘના ઉપર લાકડાનો ભારો મુકેલો હતો, આવનાર માણુસ આ જોઇને આશ્ચર્ય પામ્યો અને બોલ્યો: "મહાત્મન! આ શો આશ્ચર્યજનક વ્યાપાર!"

સંત બોલ્યા: "હું પેલી વાઘણ (પત્ની)નો ભાર ઉપાડું છું માટે આ વાઘે મારો ભાર ઉપાડયો છે ભાઈ." ને પેલો માણુસ કંઇપણ બોલ્યા વિના મનોમન વંદન કરી આગળ ચાલ્યો!

૪

તપસ્વી હુસેન મન્સુરને કોઈએ પૂછયું: "તમે આટલો બધો કલેશ શા માટે ભોગવો છો?"

તેમણે કહ્યું કે: "જેમ મડદાને સુખ કે દુઃખનો અનુભવ થતો નથી તેમ પ્રભુ પ્રેમીને પણ થતો નથી." લોકોએ મન્સુરને આગ્રહ કર્યો કે તમે 'અનલહક' એટલે 'હું ઇશ્વર છું' એવું ન બોલો, પણ 'અલઅક' 'તે ઈશ્વર' એવું બોલો."

મન્સુરે કહ્યું. 'હા, બધું તે છે અને તેનો મહાસાગર ચારેકોર ઉછાળા મારી રહેલ છે, એમાં મારું 'હું પણું' મળી એક રસ થઇ ગયું છે, જેને લીધે હું તેનાથી વિખુટો પડી શકતો નથી. મન્સુર પોતાનું મન્સુરપણું ભૂલી પ્રભુપણાને પ્રાપ્ત થયો છે; હવે તે મહાન પદ મુકી લઘુપદ શા માટે ગ્રહણ કરે?'

૫

તપસ્વી ઐયાસ એક વખત જંગલમાં જતા હતા. રસ્તામાં તેમણે એક સૌંદર્યવાન સ્ત્રીને ઉઘાડા માથે દોડતી જોઈ આથી તેમણે

સ્ત્રીને ઉપદેશ કર્યો કે ભદ્રે, તું તારું માથું ઢાંક" ત્યારે તે સ્ત્રીએ આ સંતને સામો જવાબ આપ્યો કે : "આપ આપના નેત્રો બંધ કરો!'

તપસ્વીએ કહ્યું 'હું તો પ્રભુ નમી છું, અમે પ્રભુ પ્રેમીઓ કાંઈ નેત્ર બંધ રાખતા નથી, આ તો અચાનક મારી દૃષ્ટિ તમારા પર પડી.'

ત્યારે તે સ્ત્રીએ કહ્યું કે "હું તો ઉન્મત્ત અને ગાંડી છું ગાંડા માણસો પોતાનું માથું ઢાંકીને રાખતા નથી'

અને સંત ચુપચાપ પોતાને માર્ગે આગળ વધ્યા ... !

૬

એક વાર સંત જુ-ઉન્ન-નુન મિસ્રી રોજી કમાવાની ચિંતમાં ડૂબ્યા હતા ત્યાં તેમની સામે એક બનાવ બન્યો અને તેમના પર તેની ભારે અસર પડી તેમણે જોયું કે એક વૃક્ષ પરથી એક અંધ પક્ષી નીચે ઉતર્યું તેણે ચાંચ વડે જમીન ખોદી ત્યાં એક સોનાની પ્યાલી નીકળી કે જેમાં તલ હતા, ફરી ખોદતાં બીજી ચાંદીની પ્યાલી નીકળી જેમાં ગુલાબજળ હતું, તેણે તલ ખાધા અને પછી ગુલાબજળ પીધું અને પછી વૃક્ષ પર બેસી ગયું પેલી પ્યાલીઓ થોડી વારમાં અદૃશ્ય થઈ ગઈ ત્યારે તેમને લાગ્યું કે 'જેને ઈશ્વર ઉપર હમેશા ભરોસો રહે છે તેને કોઈ જાતની ચિંતા ન હોય!'

ધરતીના ધણી પર થોડી શ્રદ્ધા રાખીએ તો આપણી ભારેમાં ભારે મુશ્કેલીઓ ને દુઃખ હલ થાય તેમાં કોઈ જ શંકા નથી જ!

૭

એક વખત લોકોએ હાતીમતાઇને પૂછ્યું "આપે દુનિયામાં આપનાથી ચઢિયાતો માણસ જોયો છે?" તેણે કહ્યું કે "હા! એક દિવસ જંગલમાં મે લાકડાનો ભારો બાંધીને બેઠેલા એક મજૂરને જોયો મે તેને પૂછ્યું "તમે હાતીમને ત્યાં કેમ જતા નથી!"

પેલા માણસે પૂછ્યું કે "શા માટે?" હાતીમે કહ્યું 'ત્યાં સેંકડો માણસને પરિશ્રમ વિના જ ભોજન મળે છે"

ત્યારે પેલો માણસ બોલ્યો કે "જે માણસ શ્રમ કરીને જ પોતાનો રોટલો મેળવીને ખાય છે તે કદી પણ હાતીમનો ઓશિયાળો થવા નહિ ઇચ્છે"

'ત્યારે આવા માણસોને હું મારા કરતાં પણ શ્રેષ્ઠ સમજું છું'

૮

એક વેળા બસરાના સંત રાજવી ઇબ્રાહીમ એક નદી કાંઠે બેસી પોતાની ગોદડી સીવતા હતા ત્યારે એક માણસે તેમને પૂછ્યું કે 'સામ્રાજ્ય છોડીને આપને શું મળ્યું ?"

ઇબ્રાહીમે તરત જ પોતાની સોઈ દરિયામાં નાખી દીધી અને ઇશારો કર્યો કે હજારો માછલિયો મોમાં એક એક સોનાની સોઇ લઈને બહાર સામે આવી 'મારે આ સોઈ નથી જોઈએ, મારે તો મારી જ સોઈ જોઈએ'

પછી એક નાની માછલી આગળ આવી, તેના મોમાં એ જ સોય હતી કે જે તેમણે ફેંકી દીધી હતી તે સોઇ લઈને કહ્યું કે 'સામ્રાજ્ય છોડીને પણ એક નાની વાત મને એ શીખવા મળી છે કે આ સમયમાં જ મારું પરીક્ષણ થઈ રહ્યું છે એક વખત કૂવામાં ડોલ નાખીને ખેંચી તો તેમાં સોનું બહાર આવ્યું બીજી વખતે ચાંદી નીકળી પાછી અંદર નાખી ત્યારે વળી મોતી નીકળ્યા પછી મેં અલ્લાહને બૂમ પાડી કહ્યું કે 'મારે તો પાણી જ જોઈએ એ જ મને આપ.' પછી પાણી નીકળ્યું અને પીને હું મારા માર્ગે આગળ ચાલ્યો—

૯

બળખના સંત રાજવી ઇબ્રાહીમ અદહમ!

પણ પાછલી જિંદગીમાં સર્વસ્વનો ત્યાગ કરી ફકીરી લીધી.

એક વાર મહેલના ઉપલા માળે સૂતા હતા ત્યાં કોઈના પગલાનો અવાજ સંભળાયો, અવાજ એવો તો જોરથી આવતો હતો કે માળ કાંપતો હતો આથી ચમકીને બોલ્યા કે 'કોણ છે એ?'

'હું તમારો શત્રુ નથી પણ મિત્ર છું. મારું ઊંટ ખોવાઈ ગયું છે તે શોધવાને હું અહીં આવ્યો છું' ઈબ્રાહીમ બોલ્યો: 'આટલે ઊંચે માળે ઊંટ શોધવાનું હોય?' આવનાર બોલ્યો 'ત્યારે તમે પણ આટલા ઊંચે રાજના સુવર્ણ સિંહાસન પર બેસી તથા મૂલ્યવાન વસ્ત્રો ઈશ્વરને શોધવા ઇચ્છો છો?'

આટલું કહીને તે સડસડાટ નીચે ઉતરી ગયો—

અને રાજવી ઇબ્રાહીમે પણ રાજનું વૈભવ અને સ્વામીપણું છોડીને જંગલમાં જઈ ફકીરી લીધી.

ધન્ય છે આવા રાજવીઓને કે જેમણે એક શબ્દ પર સુખ વૈભવનો ત્યાગ કર્યો—

## દિલની ઉદારતા

એક દિવસ ઈમામ હુસેન સાહેબ મદીનાની બહાર ફરવા ગયા રસ્તામાં એક ખજૂરનો બગીચો આવ્યો એ બગીચામાં હુસેન સાહેબે એક સીદી ગુલામને નીચે બેસી રોટલો ખાતો જોયો. એની પાસે એક કૂતરો ઊભો હતો. ગુલામ પોતે રોટલો ખાતો જાય અને બીજો કટકો કૂતરાને આપતો જાય.

ઈમામ સાહેબ આ જોઈને નવાઈ પામ્યા તેમણે પેલા સીદી પાસે જઈને પૂછ્યું, "અરે ભલા માણસ, તારી પાસે તારું માંડ માંડ પેટ ભરાય એટલો રોટલો છે એમાંથી તું આ કૂતરાને શા માટે અરધોઅરધ ભાગ આપી દે છે."

પેલા ગુલામે કહ્યું, 'સાહેબ, હું મારું એકલાનું પેટ ભરતો રહું અને અહીં આવેલું આ મૂક પ્રાણી ઊભું ઊભું મારું મોં જોયા કરે, એથી તો હું લાજી મરું, ભલે મારું પેટ ન ભરાય, પણ આ બાપડા કૂતરાની આંતરડી સંતોષ અનુભવે એ મારે માટે કંઈ જેવી તેવી વાત નથી"

આ સાંભળીને ઈમામ સાહેબ વિચારમાં પડી ગયા કે, આટલો નેક માણસ આવી ગુલામ સ્થિતિમાં સબડે છે એ ખરેખર બહુ અયોગ્ય કહેવાય, તેમણે ગુલામને પૂછ્યું, "ભાઈ, તારા માલિકનું નામ શું છે?"

ગુલામે પોતાના માલિકનું નામ કહ્યું

ઈમામ સાહેબ તરત જ એના માલિક પાસે ગયા અને બોલ્યા, 'તમને મારી એક વિનંતી છે એ કબૂલ કરશો?"

માલિક બોલ્યો, 'હે ઈમામ સાહેબ, આપ શું બોલ્યા? આપ જે ફરમાવશો તે તે મારે કબૂલ છે?"

ઈમામ સાહેબે કહ્યું, "તમારો પેલો ખજૂરનો બાગ અને એમાં રહેતો ગુલામ એ બંને મને વેચાતા આપો એની જે કિંમત તમે કહેશો તે હું આપવા તૈયાર છું."

માલિકે તો ઇમામ સાહેબ પાસેથી એક પાઈ સુદ્ધાં લેવાની ના પાડી પણ ઈમામ સાહેબ એ શી રીતે કબૂલ કરે? છેવટે માલિકે યોગ્ય કિંમત લઈ બાગ અને ગુલામ એમને સોંપ્યા

પછી ઈમામ સાહેબ પેલા સીદી ગુલામ પાસે આવીને બોલ્યા, "ભાઈ, તારા દિલની ઉદારતા જોઈને હું તારા પર ખુશ થયો છું. તારા માલિક પાસેથી તને ને આ બાગને મેં ખરીદી લીધા છે હું તને આ બાગ બક્ષિસ આપું છું. અને તને તારી ગુલામીમાંથી છૂટો કરું છું, અલ્લા, તારા જેવા નેક-દિલ માણસ પર હંમેશા રહેમ રાખે.'

# ડૉ. મથુરાસિંહ

કાન્તિલાલ શાહ

ડૉક્ટર મથુરાસિંહ પંજાબના ક્રાન્તિકારી વીરોમાં ઘણું આગળ પડતું સ્થાન ધરાવે છે. તેઓ શિખ જાતિના જ નહિ પણ ભારતના એક નરરત્ન હતા. દેશની મુકમ્મલ આઝાદીના સંગ્રામમાં લડાઈ લડવા માટે જ જેમ તેઓ ભારતમાં અવતર્યા હોય એમ એમની જીવન કિતાબનાં પાનાં ઉખેળતાં જાણવા મળે છે.

ડૉક્ટર મથુરાસિંહનો જન્મ ઇ. સ. ૧૮૮૩માં પંજાબમાં આવેલા જેલમ જિલ્લાના ઢુડિયાલ નામના ગામમાં થયો હતો. એમના પિતાનું નામ સરદાર હરિસિંહ હતું શરૂ શરૂમાં તેઓ પોતાના ગામડાની નિશાળમાં જ ભણ્યા ને પ્રાથમિક શિક્ષણ પૂરું કરી ચકવાલની હાઈસ્કૂલમાં દાખલ થયા. એમની બુદ્ધિ ઘણી તીવ્ર હતી. ભણવામાં તે હંમેશા પહેલો નંબર રાખતા હતા ચકવાલ હાઈસ્કૂલમાંથી ઉંચા નંબરે મેટ્રિકની પરીક્ષા પસાર કર્યા પછી તેમણે દવની પેઢીમાં દાક્તરી વિદ્યાનું શિક્ષણ લેવાનું શરૂ કર્યું. રાવળપીંડીમાં મેસર્સ જગતસિંહજી એન્ડ બ્રધર્સ નામની એ વખતે દવા આપનાર અને વેચનારની એક મોટી દુકાન હતી ત્યાં નિયમિત રીતે જઈને શ્રી. મથુરાસિંહે વિદ્યા અંગેનું જરૂરી જ્ઞાન મેળવી લીધું. ત્રણ જ વરસમાં તે એટલા હોશિયાર બની ગયા કે સ્વતંત્ર રીતે પ્રેક્ટીસ કરવી હોય તો પણ તેમને કશો વાંધો ન આવે. આટલી સિદ્ધિ મેળવ્યા પછી નૌશેરા છાવણીમાં તેણે પોતાની દવાની દુકાન શરૂ કરી, આ કાર્ય હજી પૂરું ગોઠવાયું ન ગોઠવાયું એટલામાં એમની પત્ની અને પુત્રી બંનેનું ટુંકા દિવસોના અંતરે અવસાન થયું. આથી એમના દિલને જબરો આઘાત લાગ્યો. થોડા દિવસ એમને કંઈ ચેન પડયું નહિ. દરમ્યાન પંજાબથી ઘણા લોકો અમેરિકા પેટગુજારા માટે જતા હતા. ડૉક્ટર મથુરાસિંહને પણ દાક્તરી વિદ્યાની વિશેષ તાલીમ મેળવવા માટે અમેરિકા જવાની ઇચ્છા થઇ. અને એ ઇચ્છા પૂરી કરવા માટે તે ઘરેથી નીકળી પડયા. પાસે હજી પૂરા પૈસા પણ હતા નહિ આથી રસ્તામાં શાંગહાઈમાં રોકાઇ જવું પડયું ત્યાં તેમણે ચિકિત્સા કરવાનું શરૂ કર્યું. તેમાં તેને સારી સફળતા મળી. ધનલાભ સાથે સાથે થોડો કીર્તિ લાભ પણ મળ્યો. પણ શાંગહાઈમાં જ સ્થિર થઈ જવાની તેની ગણતરી ન હતી. તેને તો કેનેડા જવું હતું. આથી વાટ ખરચી જેટલી પૈસાની જોગવાઈ થઈ કે તુરત જ કેનેડા જતા શિખોની સાથે પોતે પણ સ્ટીમરમાં બેસી ગયા ને લાંબા દિવસોની મુસાફરી પછી કેનેડા જઇ પહોંચ્યા ત્યાં તેમને અનેક પ્રકારની મુશ્કેલીઓનો સામનો કરવો પડયો. સૌથી પહેલાં તો સ્ટીમરમાં જે હિન્દી ઉતારુઓ હતા તેમાંથી ડૉક્ટર મથુરાસિંહ તથા બીજા એક સાથીને કેનેડાને કિનારે ઉતરવાની રજા મળી. બીજા લોકોને આ રજા મળી નહિ. ડૉ. મથુરાસિંહે કહ્યું કે રજા આપવી હોય તો સૌને આપો. અમે સૌ સાથે જ આવ્યા છીએ. છતાં જ્યારે સત્તાવાળાઓએ રજા ન આપી ત્યારે તેમણે પોતે પણ કેનેડામાં ઉતરવાનું યોગ્ય ન માન્યું. છેવટ સાથીઓ અને મિત્રોના આગ્રહથી તેઓ કિનારે ઉતર્યા તો ખરા પણ પોતાના સ્વાર્થ માટે નહિ પણ સૌના હિત અને હકની રક્ષા કરવા માટે.

કિનારે ઉતરતાં વેંત જ ઇમીગ્રેશન સત્તાવાળાઓ સાથે તેમણે ભારતીય પ્રવાસીઓના હક્ક માટે ઝઘડો શરૂ કર્યો. આથી તેઓ પકડાયા અને કેનેડાની અદાલતમાં તેમના પર કામ ચાલ્યું. ડૉ. મથુરાસિંહે બહુ દલીલો કરી પણ અદાલતે તેની વિરુદ્ધ ફેંસલો આપ્યો. ફેંસલાનો સાર એ હતો કે કેનેડામાં નવા પાસ થયેલા કાયદા મુજબ જે કોઇ હિંદી છેક હિન્દુસ્તાનમાંથી સીધો એ દેશમાં ન આવે તેને એ દેશમાં ઉતરવા દેવામાં આવશે નહિ. જ્યારે ડૉ. મથુરાસિંહ અને બીજા શિખો તો શાંગહાઇથી જ સ્ટીમરમાં ચડયા હતા, આ રીતે ફેંસલો અપાયા પછી શાંઘહા-

ઇથી આવેલા તમામ શિખોને એજ સ્ટીમરમાં બેસાડી રવાના કરવામાં આવ્યા. આમ હડધૂત બનીને ડૉ. મથુરાસિંહ તથા બીજા શિખો શાંગહાઈ પાછા આવ્યા. ડૉ. મથુરાદાસને આ અપમાનનો ઘા બરાબર વાગી ચૂક્યો હતો. તેમણે શાંગહાઈના ગુરુદ્વારામાં શિખોની સભા ભરી પોતાની આપવીતી આંસુભરી આંખે કહી સંભળાવી અને વ્યાખ્યાનને અંતે કહ્યું કે જ્યાં સુધી હિંદીઓને પોતાની અલાયદી સ્ટીમરની જોગવાઈ નહિ થાય ત્યાં સુધી તેઓ હિન્દને કિનારેથી કેનેડા સીધા જઈ શકશે નહિ અને ત્યાં સુધી કેનેડાની સરકાર એક પણ શિખને કેનેડાના કિનારા ઉપર પગ મૂકવા દેશે નહિ. એજ સભામાં બાબા ગુરુદત્તસિંહ કરીને એક શ્રીમંત કોન્ટ્રાક્ટર હતા. ડૉ. મથુરાસિંહની વાત સાંભળી તેમનું હૃદય ભરાઈ આવ્યું ને હિંદીઓ તરફથી એક નવી સ્ટીમ નેવીગેશન કંપની ઊભી કરવાની યોજના મૂકી. આ યોજના સભામાં હાજર રહેલા સૌએ વધાવી લીધી. એ માટે તુરત જ ફાળો એકઠો થયો અને ગુરુનાનક સ્ટીમ નેવીગેશન કંપની અસ્તિત્વમાં આવી અને એ કંપની દ્વારા ‘કોમાગાટામારૂ’ નામની સ્ટીમર ભાડે રાખવામાં આવી.

દરમ્યાન ડૉ. મથુરાસિંહને કોઈ અગત્યના કામ પ્રસંગે પનામા જવાનું થયું એટલે તેઓ કોમાગાટામારૂમાં જવા માટે નક્કી કરેલા દિવસે વખતસર પહોંચી શક્યા નહિ. આથી સિંગાપુરથી તે બીજા ૩૫ સાથીઓ સહિત એક બીજી સ્ટીમરમાં રવાના થયા. શાંગહાઈ બંદરે ભેગા થઈ જવાની ગણતરી હતી પણ હોંગકોંગ પહોંચ્યા ત્યારે ખબર મળ્યા કે કોમાગાટામારૂ શાંગહાઈ બંદરેથી નીકળી કેનેડા તરફ જવા રવાના થઈ ગયું છે. આથી તેમને હોંગકોંગ રોકાઈ જવું પડ્યું. હોંગકોંગમાં રહીને તેઓ અમેરિકાથી જે જાતનું ‘ગદર’ અખબાર નીકળતું હતું એ જ જાતનું ક્રાંતિકારી પત્ર ગુપ્ત રીતે છપાવી અને લોકોમાં વહેંચવા લાગ્યા અને એ દ્વારા અંગ્રેજી રાજ્ય વિરુદ્ધ લાગણી લોકોમાં ફેલાવી સ્વતંત્રતા માટે જોરદાર સંગઠન ઊભું કરવા લાગ્યા. કોમાગાટામારૂને હડધૂત બનીને પાછું ફરવું પડે તેમ છે એ સમાચાર તેમને મળ્યા ત્યારે તો એમણે ઉત્તેજિત લોકલાગણીને પ્રચાર ઝુંબેશ દ્વારા વિશેષ ઉત્તેજિત બનાવી દીધી.

આ અરસામાં લંડનમાં એક શીખ પોલીસ અફસર આ પ્રકારનાં આંદોલનોને દાબી દેવા કોશિશ કરતો હતો. પણ મથુરાસિંહના સંસર્ગમાં આવ્યા પછી તેની દેશદાઝનો તણખો એને પણ લાગી ગયો. અને ત્યારથી ગમે તેવું જોખમ ખેડીને પણ ડૉ. મથુરાસિંહના કાર્યમાં સાથ આપતો થઈ ગયો. દરમ્યાન એક કામ અંગે તેને શાંગહાઈ જવાનું થયું. જતી વખતે એ સૌને કહેતા ગયા કે જેવું કોમાગાટામારૂ અહીં આવી પહોંચે તેવા જ સૌએ તેમાં બેસીને હિંદ પાછા ફરવાનું છે અને ત્યાં જઈ અંગ્રેજો સામે લડી તેની સલ્તનત ખતમ કરવાની છે. પણ આ બધી વાત હોંગકોંગ, શાંગહાઈ તેમજ રસ્તાના બીજા બંદરોમાં ફિરંગીઓના એજન્ટો પાસે અગાઉથી પહોંચી ગઈ હતી એટલે કોમાગાટામારૂને તેમણે શાંગહાઈ ઊભું રહેવા દીધું નહિ. આથી દેશ માટે લડવા ને મરવા તૈયાર થએલા કેટલાયે પંજાબી શીખો બીજી સ્ટીમર દ્વારા ભારત પહોંચી ગયા અને કોમાગાટામારૂ હજી કલકત્તા પહોંચ્યું ન હતું ત્યાં પેલી સ્ટીમર કલકત્તા પહોંચી ગઈ. સરકારી અમલદારોએ આ સ્ટીમરના તમામ ઉતારૂઓને સરકારે પંજાબની ટિકિટ આપી સ્પેશિયલ ગાડીમાં ચઢાવી દીધા. આ બધા મુસાફરોમાં ડૉ. મથુરાસિંહ પણ સામેલ હતા. આ ખાસ ગાડી અમૃતસર પહોંચી ન પહોંચી એટલામાં તો બજબજના હત્યાકાંડનો કરુણ બનાવ બની ચૂક્યો. આના સમાચાર પંજાબ પહોંચી ગયા. સાંભળતાં જ દેશાવરથી પાછા ફરતા શીખ દેશભક્તોના માથા ફરી ગયા. ક્રોધથી તેઓ ધુંવાપુંવા થઈ ગયા. ડૉ. મથુરાસિંહે તેમને જેમ તેમ સમજાવી કરી શાંત કર્યા અને આવતા જંગને માટે ગુપચુપ તૈયાર કરવા ઉદ્યત કર્યા.

ડૉ. મથુરાસિંહ એ બોમ્બ બનાવવાનું જ્ઞાન પણ સારી રીતે જાણતા હતા. આથી ભવિષ્યની લડાઈની તૈયારી માટે તેમણે બોમ્બનું કારખાનું ચાલુ કરી દીધું. આ અરસામાં અમેરિકાથી સેંકડો જુવાનો પાછા ફરતા હતા અને વિપ્લવ કાર્યમાં લાગી જતા હતા. આખરે વિપ્લવનો દિવસ નજીક આવવા લાગ્યો. પણ એ દિવસ આવે તે પહેલા કૃપાલસિંહ નામના દેશદ્રોહી હિન્દીએ બાતમી સરકારને પહોંચાડી દીધી. પરિણામે વિપ્લવવાદીઓ હજી બળવાનું એલાન કરે

પહેલો ઘા કરે એ પહેલા જ સરકારે છાપો મારી દીધો. પંજાબમા સંખ્યાબંધ શીખ દેશભક્તોની ધરપકડ થઈ. મથુરાસિંહ ઉપર પણ ધરપકડની તલવાર તોળાઈ રહી હતી પણ સરકારે તેમનો બીજી રીતે ઉપયોગ કરવા ધાર્યો. એટલે પહેલા તેમને પકડ્યા નહિ. તેમને એવુ કહેવડાવી મોકલવામા આવ્યું કે જો તે સરકારના પક્ષમા ભળી જઈ આ કાવતરા સાથે સંકળાયેલા અગત્યના લોકોના નામ ઠામ આપે અને એને લગતી બીજી વિગતો આપે તો તેને શાહીમાફી આપવામા આવશે એટલુ જ નહિ પણ ઉપરથી ઘણું મોટું ઇનામ પણ મળશે. પણ જે જાસુસ દ્વારા આ સંદેશો મથુરાસિંહને મોકલવામા આવ્યો હતો તે જાસુસને તેમણે રોકડું પરખાવી દીધું કે હુ આ બધા કાવતરા વિષે કાંઈ જાણતો નથી અને સરકારના ઇનામને હું ઠોકરે મારું છું. અહીંથી રસ્તો લઈને ફરી મારી સામે કદિ આવતો નહિ નહિ તો પાછા ફરવાનું મુશ્કેલ બની જશે.”

બિચારો જાસુસ તો આ જવાબ સાંભળી હાક્યો બાક્યો બની ગયો અને એ જ વખતે પાછું જોયા વિના જ પોબારા ગણી ગયો.

પણ થોડા દિવસ વીત્યા ન વીત્યા ત્યા બીજો જાસુસ આવી પહોંચ્યો ને ડોક્ટર મથુરસિંહને તંગ કરવા લાગ્યો. મથુરસિંહે જોયું કે પંજાબમા વાતાવરણ એટલુ બધુ ઉકળી ગયું છે કે સરકાર તેને ઠરીને ઠામ બેસવા દેશે નહિ. આથી હવે વતનને સલામ કરી ભાગી નીકળવું જોઈશે. આથી મન સાથે પાકો નિશ્ચય કરી રેલગાડીમા બેસી એ જ દિવસે કાબુલ તરફ રવાના થઈ ગયા. પણ સરકારી પોલીસ તો તેની પાછળ પડછાયાની માફક પડેલી જ હતી. આથી વઝીરાબાદ જંકશને તે પહોંચ્યા ન પહોંચ્યા ત્યાં જ તેમને ગિરફતાર કરી લીધા. એમને પકડીને પાછા પંજાબ લઈ જવાના હતા પણ ડોક્ટર મથુરાસિંહે પોલીસ અધિકારીઓને ગોળી રમતી વાત અને છૂટકારો મેળવ્યો ને ત્યાથી ફરીને ગાડીમા ચડી ગયા. એ ગાળામા તો મથુરાસિંહ છટકી ગયાના સમાચાર પોલીસના વડાને મળતા તેણે ઠેકઠેકાણે તાર કર્યાં હતા. કોહાટ સ્ટેશન ઉપર તો પોલીસની એક મોટી ટુકડી એમને પકડવા માટે તૈયાર થઈને જ ઊભી હતી. જેવી ટ્રેન સ્ટેશનમા આવીને ઊભી રહી કે તુરત જ હથિયાર બંધ પોલીસ પણ ગાડીમા ચડી જઈ ડબ્બે ડબ્બે તપાસ કરવા લાગી. પણ ડોક્ટર મથુરાસિંહ વેશપલટો કરી એવી સિફતથી છુપાઈ ગયા હતા કે પોલીસ એમને પકડી ન શકી. પોલીસ આ બાજુ તપાસ કરતી રહી ને મથુરસિંહ મુસાફરોના ટોળામા ભળી દરવાજા બહાર નીકળી શહેરમા પહોંચી ગયા. અહીં કોહાટમા તેઓ બે ત્રણ દિવસ રહ્યા ને પ્રવાસનો થાક ઉતારી આગળની બધી ગોઠવણ કરી કાબુલ પહોંચી ગયા. કાબુલમા રહીને તેણે પોતાની દાક્તરી પ્રેક્ટીસ શરૂ કરી દીધી. થોડા વખતમા જ તે એટલા બધા લોકપ્રિય બની ગયા કે એમની કાર્યકુશળતા તથા સેવાવૃત્તિ જોઈ અફઘાનિસ્તાનની સરકારે તેમને ચીફ મેડિકલ ઓફિસર બનાવી દીધા.

પંજાબ અને ઉત્તર હિંદમા સશસ્ત્ર ક્રાંતિનો પ્રયત્ન નિષ્ફળ નિવડ્યો હતો પણ ભારતની બહાર વિદેશોમા જર્મનોની મદદથી બ્રિટિશ સલ્તનતને ઉથલાવવા માટે જોરદાર પ્રયાસો થઈ રહ્યા હતા. કાબુલમા એ વખતે સ્વતંત્ર ભારતની કામચલાઉ સરકારની સ્થાપના થઈ ચૂકી હતી. જર્મનીમા સ્થપાયેલી ભારતીય કમિટીની મદદથી આ સરકાર બરાબર કામ કરી રહી હતી. ડો. મથુરાસિંહના દિલમા દેશપ્રેમની આગ એવા જ જોરથી સળગતી હતી. એના ભડકા હજી શમ્યા ન હતા. એટલે કાબુલમા સ્થિર થયા પછી તેઓ ફરીને ક્રાન્તિના કામમા લાગી ગયા. એ વખતે અરબસ્તાન ઇજીપ્ત મેસોપોટેમિયા તથા ઇરાન વગેરે દેશોમા ભારતના ક્રાન્તિકારીઓ—જેમા હિંદુ મુસલમાન શીખ વગેરે સૌ સામેલ હતા—ભારતમા ફરીને ક્રાન્તિ કરવા માટે કોશિશ કરી રહ્યા હતા. ડોક્ટર મથુરાસિંહ તેઓના કામમા પૂરેપૂરા ઓતપ્રોત બની ગયા. આ કામ અંગે તેમને એકવાર જર્મની જવાનું થયું. ત્યા થોડો વખત રહી આપ ભારતની કમિટીને મળી પાછા કાબુલ આવી પહોંચ્યા અને શસ્ત્રો એકઠા કરવાના સૈન્ય ભરતી કરવાના અને જર્મનોને હાથે કેદ પકડાયેલા લશ્કરી સિપાહીઓનો માનસ પલટો કરી તેને ક્રાન્તિ-આંદોલનમા સામેલ થવાનું સમજાવવા ડોક્ટર રાતદિવસ મહેનત કરવા લાગ્યા.

દરમ્યાન વિદેશમાં રહેતા ક્રાન્તિકારી આગેવાનોએ રશિયાના ઝાર સમક્ષ એક ડેપ્યુટેશન પ્રતિનિધિ મંડળ મોકલવાનો અને એ દ્વારા ઝારને ભારતની ક્રાન્તિમાં સક્રિય મદદ કરવા વિનંતિ કરવાનો ઠરાવ કર્યો. એ પ્રતિનિધિ મંડળમાં ડોક્ટર મથુરાદાસનું નામ પણ હતું. તેઓ સૌ ઝારને ધરવા માટે વિવિધ પ્રકારનો માલ સામાન અને અનેક ભેટ સોગાદોથી લાદેલા ઊંટોની વણઝાર લઈ મોટા ધામધૂમથી રશિયા જવા રવાના થયા. પણ એક દેશદ્રોહી હિન્દી જાસુસે આ પ્રવાસની બધી માહિતી સરકારને અગાઉથી મોકલાવી જ દીધી હતી આથી સરકારી છુપી પોલીસ ડોક્ટર મથુરાસિંહને રસ્તામાંથી પકડી લેવા માટે જાળ બિછાવીને બેઠી હતી. ડોક્ટર મથુરાસિંહ આ વાતથી અજાણ હતા. ખૂબ શાનશૌકત અને ધામધૂમથી આ કાફલો તાશકંદ નગરમાં પડેલો એ વખતે જ છુપી પોલીસના માણસોએ અચાનક છાપો મારી મથુરસિંહને પકડી લીધા અને ઇરાનમા લાવી એમી ઓળખવિધિ કરી જેલમાં મોકલી દીધા. એમને ભારતમા ન મોકલવા માટે ઘણા માણસોએ કોશિશ કરી. પણ મિત્ર રાજ્યો અંગ્રેજી સરકારને નારાજ કરવા માગતા ન હતા આથી ધરપકડ પછી તુરત જ તેમને હિંદ મોકલવામા આવ્યા. ત્યા લાહોર કાવત્રા અંગે જે મુકદ્દમો તૈયાર થયો હતો તેના આરોપીમા ડો. મથુરસિંહને પણ સામેલ કરવામાં આવ્યા.

લાહોરમા ઓડવાયરના શાસન નીચે ચાલતી અદાલતમા એમનો મુકદમો શરૂ થયો અને બીજા કેટલાકની સાથે ડો મથુરાસિંહને પણ દેહાન્તદંડની સજા કરવામા આવી.

આ સાંભળીને ડો. મથુરાસિંહ ભર અદાલતમાં હસી પડયા ને પોતાને ફાંસીનું માન મળવાનું છે એ બદલ ખુશી બતાવી.

જેલમાં છેલ્લા દિવસો દરમ્યાન એમને નાનો ભાઈ મળવા ગયો ત્યારે તેઓ ખૂબ લ્હેરથી એમને મળ્યા આનંદ પૂર્વક બધી વાતચિત કરી. ને કહ્યું "ભાઈ, મારા મરવાની તું બિલકુલ ચિંતા જ ન કરીશ અને આનંદથી રહેજે."

આ વાત સાંભળતા જ નાના ભાઈની આંખમાં આંસુ આવી ગયા, તે જોરથી રડી પડયો. એ જોઈ તેઓ જરા ગુસ્સે અને પ્રેમથી સમજાવતા હોય તેમ મીઠો ઠપકો આપતા બોલ્યા 'અરે આ શું અટલી વાતમાં રડી પડયો? આમાં રડવાનું શુ છે? આ તો આનંદની રળિયામણી ઘડી છે આ વખતે શોક કરવાનો હોય! શીખ લોકો શું દેશ માટે મરતી વખતે રોવા બેસે છે? ભારતીય વિપ્લવને સફળ બનાવવા માટે મરાથી જે કાંઇ બની શકયુ તે તમામ હું કરી ચૂકયો છુ એમા મારી તમામ શક્તિ ખર્ચી શકયો છું એથી મને તો આનંદ થાય છે. હવે હું ખૂબ જ શાન્તિથી ફાંસીને માચડે ચડી મારા પ્રાણ ત્યાગ કરીશ."

આખરે ફાંસીનો મુકરર કરેલો દિવસ આવી પહોંચ્યો. અને ૧૯૧૭ના નવેંબરની ૨૭મી તારીખે હસતા હસતા ફાંસીને માચડે ચડી ગયા. એમને મૃત્યુનો ભય ન હતો. જીવવાનો મોહ ન હતો હસતાં હસતા તેમણે ક્રાન્તિનું કાર્ય કર્યું હસતા હસતાં લડાઇ લડયા ને હસતા હસતા છેવટ તેમણે પોતાના પ્રાણની આહૂતિ આપી દીધી

---

બે ચાર સાધુઓ એક દિવસ સંત એકનાથજીને ત્યા જઈ પહોંચ્યા સાધુને જોઇને એકનાથજી તો ઘેલા ઘેલા થઈ ગયા. ગમે તેવા સાધુ હોય પણ પૂરા પ્રેમપૂર્વક તેમની સેવા કરે, આ ત્રણ સાધુઓને જોઇને એકનાથજીએ તરત ઘરમા જઈને પત્નીને કહ્યુ કે, "સાધુઓ અહીં જ જમશે" અને પાછા ફરતાં પત્ની તરફ જોયું તો પત્નીને ઉદાસ જોઈ તેથી વિચારમાં પડી ગયા અને બોલ્યા: 'કેમ કંઈ ઘરમાં નથી?' પત્નીએ જવાબ આપ્યો, 'ગરમ પાણી કરવા ય એકે લાકડું નથી તો રસોઇ શેનાથી કરું?' એકનાથજી બોલ્યા, અરે, એમાં ગભરાય છે શું? આ આપણું માળિયું છે ને!' અને માળિયું તોડવા જાય છે ત્યાં પાસે બાજુએ પડેલો ખાટલો દેખાયો એટલે રાજી થતા, 'લે લે, જલદી રસોઇ કર.' એમ બોલતા ખાટલો તોડી નાખ્યો, અને બંનેએ ખૂબ આનંદથી સાધુઓને જમાડયા.

## રૂપાયતન પ્રકાશન

જૂનાગઢ

*

| | |
|---|---|
| આવા હતા બાપુ—૧-૨-૩-૪.. | ૨—૦૦ |
| ગાંધી-ગુરુ .... ... | ૧—૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન .... | ૧—૨૫ |
| અલ્લાહના બંદાઓ .. | ૦—૩૭ |
| મસ્તીની પળોમાં .. .. | ૦—૭૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા .. | ૦—૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા ... | ૦—૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા ... ... | ૦—૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા ... ... | ૦—૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા.... | ૦—૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા.... | ૦—૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | ૦—૧૫ |
| રામતીર્થની રત્નમાલા ... | ૦—૩૫ |

# વૈષ્ણવજન



વર્ષ : ૪ : : અંક : ૫ : ઓગસ્ટ : ૧૯૬૫

અનુક્રમણિકા





સંપાદક નવીન ગાંધી

## સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઓફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક સિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

* * *

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો તે તે લેખકોના છે. સંસ્થા તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

*

(લેખકોને)

- "વૈષ્ણવજન"માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું.

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઓફપ્રીન્ટ્સ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી મોકલાય છે.

### લવાજમ

દેશમાં (વરસનું) છ રૂપિયા
પરદેશમાં બાર શિલિંગ.

વૈષ્ણવજન, રૂપાયતન, ગિરિતળેટી
જૂનાગઢ
ફોન નં. ૮૮

પ્રકાશક અને મુદ્રકઃ ધીરેન ગાંધી રૂપાયતન મુદ્રણાલય જૂનાગઢ





# અહંકારનો પડદો

ગુરુદયાલ મલ્લિક

ગરીબ લોકો તો હમેશા આપણી વચ્ચે છે જ, એવુ એક વચન એક ધર્મપુસ્તકમા છે, તેથી ગરીબ લોકો તરફ આપણી કઇ ફરજ હોવી જ જોઈએ આમ તો બધા તરફ આપણી એક વિશેષ ફરજ છે, અને તે છે સર્વને પ્રેમ કરવો પણ ગરીબ લોકો પ્રત્યે ઘણી વાર જાણ્યે અજાણ્યે માણસનો પ્રેમ સહજ અને સરળ હોતો નથી

એમ તો દરિદ્રની સેવા એ પ્રભુસેવા કહેવાય છે પણ દરિદ્રમા દેવ કેટલા સમાજ સેવકો જોઈ શકે છે? ગાધીજી જેવી કોઈક જ વિરલ વ્યક્તિ દરિદ્રમા નારાયણના દર્શન કરી શકે છે દરિદ્રની સેવામા દેવની આરાધના સમાન આનદ અને શાતિ અનુભવી શકે છે એનુ કારણ ફક્ત એક જ હોઈ શકે છે, અર્થાત્, માણસનો અહકાર!

અહકાર એક જાતનુ આવરણ છે જે પ્રભુના મુખને ઢાકી તો દે જ છે પણ આત્મા ઉપર પણ એક જાતનો પડદો નાખી દે છે જેથી માણસ પ્રભુને જોઇ શકતો નથી પ્રભુ પર્દેનશીન છે અને માણસ પણ પર્દેનશીન છે પરતુ બને જુદી જુદી રીતે માણસનો પડદો–અહકાર માણસને એટલો આવરી લે છે કે તે પ્રભુને જોઈ જ શકતો નથી જ્યારે પ્રભુનુ 'અહમ્' તો એવુ સૂક્ષ્મ છે કે તે પોતે પડદાની પાછળ એવી રીતે છુપાઇ જાય છે કે તે દરેક માણસને જોઇ શકે છે, પણ દરેક માણસ એને જોઇ શકતો નથી

સમાજ સેવકોને વારવાર એમ કહેતા સાભળીએ છીએ કે, તેમની વરસો સુધીની સેવા સફળ નથી થતી એનુ એક કારણ એ હોઇ શકે કે તેમની સેવા પાછળ હજી સુધી અહકારનો ભાવ છે એ અહકાર ભાવવશ થઇ તેઓ જે વ્યક્તિની સેવા કરી હોય તેના સબધમા કહેશે, 'મે અમુક માણસને મદદ કરી' તેઓ ભૂલી જાય છે કે દરેક દુખી, દર્દી માણસનો સાચો મદદગાર તો પ્રભુ જ છે આપણે તો કેવળ એના લોકોની સેવાના નિમિત્ત રૂપ જ છીએ

જે દિવસે આપણી સેવામાથી અહકારનો ભાવ ઓછો થઈ જશે તે દિવસ આપણા નમસ્કાર પ્રભુને અને પ્રભુના પ્યારા ગરીબ લોકોને સાચા નિવડશે

# પરિભ્રમણ

**આશુતોષ**

## ભૂતાન

ભૂતાનના યુવાન રાજવી જીગ્મે દોરજી વાંગ્ચુક તાજેતરમાં જ એક હત્યારાના કાવતરાનો ભોગ બની જતાં સહેજે બચી ગયા. ચૌદ માસ પૂર્વે જ ભૂતાનના વડા પ્રધાનનું ખૂન થયું હતું હિમાલયની ગિરિમાળામાં આવેલું આ નાનકડું રાજ્ય ભારત પ્રત્યે કુણી લાગણી ધરાવે છે, અને એટલા ખાતર તેના બીજા પડોશી ચીનને ખટકીનો ભોગ બની રહ્યું છે. ઠેકઠેકાણે બળવાઓ અને સત્તા પલટો કરાવવામા ચીનની મેલી રીત રસમો ધાર્યું કામ પાર પાડી શકે છે. ભૂતાન ચીનને ગમતું નથી એ વાત માઓને આંખના કણાની જેમ ખૂચે છે એટલે ખૂના મરકી તથા અશાંતિ જગાડીને પણ, ભારત વિરુદ્ધ વાતાવરણ ભૂતાનમાં ઊભુ થાય તો ચીની ખિદમતગારોને બહુ જ ગમે દેખીતી રીતે જ આ પ્રશ્ન પરત્વે આપણી સરકાર સજાગ તો છે જ પ્રશ્ન હવે મદદ કરવાનો છે, અને ચીનની વિરુદ્ધ મદદ કરવી એટલે શું તે આપણે વિએટનામના પ્રશ્નથી જાણી લેવુ ઘટે. બાબત જેમ તાકીદની છે, તેમ ગંભીર પણ એટલી જ છે.

## શ્રી કાનુન્ગો

ગુજરાત રાજ્યના નવા રાજ્યપાલ શ્રી. નિત્યાનંદ કાનુન્ગો આમ કાંઈ અજાણ્યા નથી તેઓ ભારતની રાજધાનીમા મશહૂર રહ્યા છે અને સારો દેશ તેમને ઓળખે છે વળી કેન્દ્રમા રહીને તેમણે વેપાર, ઉદ્યોગ, વાણિજ્ય, નાગરિક ઉડ્ડયન એમ ઘણા ખાતા સંભાળ્યા છે મધમાખી ઉછેરમા તેમને રસ છે તેઓ સારા તરવૈયા છે અને રાજકારણના નીરમા અત્યારસુધી અણનમ તર્યાં કર્યું છે ગુજરાત તેમજ રાજ્યપાલપદ તેમને માટે નવા હશે પરંતુ યુવાન જેટલી સ્ફૂર્તિ અને કાર્યશક્તિ ધરાવતા આપણા નવા રાજ્યપાલની શક્તિઓ અમદાવાદમા દીપી ઊઠશે તેમા શંકા નથી.

## દાનાંગ

દક્ષિણ વિયેટનામમાં જે જંગી યુદ્ધ મથક અમેરિકાએ ઊભુ કર્યું છે અને જેના બચાવ માટે રાક્ષસી તૈયારીઓ ખડી કરવામાં આવી છે તે દાનાંગની પાદરમા વીશ હજાર કયુબિક મીટર પેટ્રોલ તેલના ડેપો ઉપર વિયેટકોન્ગ ગેરીલાઓની મરજીવા ટૂકડીએ સફળ હુમલો કરી બતાવ્યો. ન જોઈ શકાય તેવી કાંટાળી તારમા તેઓ ઘૂસ્યા અને નવ તોતીંગ ટાંકીઓને આગ ચાંપી અહીંથી લડાયક બોમ્બરોને તેલ પુરવઠો પૂરો પડાય છે. આ ઘૂસણખોરીમાં થયેલ ઝપાઝપીમા બન્ને પક્ષે ભારી ખુવારી થઈ છે. લોઢાના ચણા ચાવવાનો અમેરિકી પુરુષાર્થ ઢીલો પડ્યો નથી

## વનિતાનું વજન

સદાચાર મણની કાયા કહી છે તે પુરુષની કે સ્ત્રીની? અગર કોઈ પરોપકારી વકીલ ઝઘડો તૈયાર હોય તો અમેરિકની મહિલા પોલીસ રાહ જુએ છે ત્યાં વિશેષ વજનને કારણે દસ મહિલા પોલીસોને છૂટી કરવામા આવી છે. જોકે વજન ઘટાડવા માટે તેમને ૭ માસની મુદત આપવામા આવી હતી. તેમનુ વજન નક્કી કરેલ મર્યાદા કરતા ૫૦ પૌંડ વધારે હતુ વજન ન ઘટે તેમા તેમનો શું વાંક? રહીરહીને કહેવાનુ મન થઈ આવે છે કે જો તેમણે ૭ માસ ભારતમા ગાળ્યા હોત, તો અહીંના ખોરાક અને વાતાવરણથી જરૂર તેમનું વજન ઘટી જાત વળી અહીંના અનુભવો લખીને પણ વધુ કમાણી થઈ શકી હોત મીજુ કાંઈ નહી, પણ ઉપરાઉપરી સુવાવડથી નખાઈ ગયેલી, પોષણના અભાવે વક્ષિણી પેઠે કૃશ અને મરવાવાંક દિવસો પસાર કરતી ભારતની મહિલાઓના દર્શન તેમને બેચેન કરી મૂકત હોત, અને તેમનુ વધારાનુ લોહી અને ચરબી અનુકમ્પાથી બળીને ઘટી જાત!

## ડૂબક કિશ્તી

સબમરિનની શોધમાં ભારત ઘણું સમયથી ફાંફાં મારે છે અને રશિયા પાસેથી મેળવવા હવે તૈયાર થયું છે. આની સામે પશ્ચિમી રાજ્યો નારાજી વ્યક્ત કરી રહ્યા છે. પરંતુ વિશેષ સમય ગુમાવવો હવે પોસાય તેમ નથી. ભારત જેવડો વિશાળ સાગર કાંઠો હોય અને તેની પાસે ડૂબક કિશ્તી હજુ સુધી ન હોય તે સંરક્ષણની દૃષ્ટિએ નામોશી ભર્યું ગણાય. ઇન્ડોનેશિયા અમુક ટાપુઓ ઉપર દાવો કરી રહ્યું છે. સિલોનમાં નૌકા મથક મેળવવા ચીન ધમપછાડા કરી રહ્યું છે. માલદીવ ટાપુને આઝાદી મળી તેની સાથે જ ચીનના માણસોએ પ્રવૃત્તિ શરૂ કરી છે અને ત્યાં જો પગદંડો જમાવી શકાય તો ભારતની છાતી સામે હિંદી સમુદ્રમાં ગમે ત્યારે નિશાન તાકી શકાય. આ બધા સંદર્ભમાં આપણી જરૂરિયાત તાકીદની છે.

## અનોખા માસ્તરજી

માસ્તરજીનો અર્થ શિક્ષકમાં કરીએ તો એક નિર્દોષ, નિરુપદ્રવી પ્રાણી તરીકે થાય. પરંતુ તારાસીંગની આગળ આ વિશેષણ મૂકવાથી, ભારતની ત્રણ બુઝર્ગ વ્યક્તિઓમાંની એક બને છે. બીજા બે જણ છે ગુજરાતના ઇન્દુચાચા અને મદ્રાસના ચક્રવર્તી રાજાજી. આ ત્રિપુટી ધારે ત્યારે ધમસાણ મચાવી શકે છે. સ્વ. કૈરોં માસ્ટરજીના સમોવડિયા હતા અને તેમની સામે મેદાનમાં ઊતરી શકતા. તારાસીંગના છેલ્લા ઉચ્ચારણો તંદુરસ્ત તો નથી જ. તરણોપાય તરીકે હજુ પણ તેઓ શેખ અબ્દુલ્લા અને પાકિસ્તાનને ગણે છે એ દુઃખદ છે. માસ્ટરજી એમ માને છે કે હવે પંજાબમાં કોઈ સિંહ નથી તેથી તેમની ગર્જનાઓથી સૌના હૈયાં બેસવા માંડશે! શાસ્ત્રીજીના રાજ્યમાંથી તેમને મરેશું નીકળશે તે કહી શકાય નહીં.

## વીણા મધુર કણમોલ!

સિંહણનું દૂધ સુવર્ણપાત્રમાં જ રહી શકે અને સિંહનું બચ્ચું જ તેને પચાવી શકે જમાનો એવો અવનવો બની રહ્યો છે કે જૂની કહેવતો હવે બદલવી પડશે. કેમકે ગંગેડી અને ઊંટડીનું દૂધ પીધા પછી એમ ભાગ્યે જ કહી શકાશે કે 'ફળ્યો ગધેડા જેવો છે!' અથવા "ઊંટના અઢારે વાંકા!" તેથી નગુણા તો કહેવાઈએ વળી જેવું દૂધ પીતા હોઈએ તેના અંશો પીનારમાં આવે જ. ગર્દભની જેમ લનકારવાનો અવારનવાર ઉમળકો થઈ આવે. અથવા માળવામાં જઈને વમવાનું મન કે પછી રેતીમાં મોટી ડાંફો ભરીને દોડવાનું મન થાય તો નવાઈ પામવાનું નથી. સુકા રણમાં મીઠી વીરડી જેવા સમાચાર પણ સાંપડે છે અને સંગીતના સૂરની મદદથી દૂધનું ઉત્પાદન વધારી શકાય તો ઉપરોક્ત જાનવરના દૂધનો ઉપયોગ પાછો ઠેલી શકાશે. શ્રી બ્રહ્માનંદ રેડ્ડીએ, અખતરા તેમજ પ્રયોગને આધારે કહ્યું છે કે દોહવાના સમય વખતે રેડિયોગ્રામ ઉપર વીણા, બંસરી, અને વેંકટેશ્વરની સ્તુતિના ભજનો સાંભળી, ગાય અને ભેંસોએ પોતાના આંચળમાંથી વધારે દૂધ આપ્યું છે. સંગીતની અસર વનસ્પતિ અને છોડ ઉપર તો થાય છે પરંતુ ચોપગાં પશુ ઉપર થયાનો વૈજ્ઞાનિક દાખલો પહેલવહેલો છે. વિવિધ ભારતીના સંગીતથી જેટલો આનંદ ભારતના નાગરિકને થાય છે તેથી વિશેષ વીણાના સૂરથી પશુને થાય છે અને દૂધ મળવાની માત્રા તેનાથી વધતી હોય તો મજવૈયાઓનો આપણે ત્યાં તોટો નથી.

## જયપ્રકાશ

શ્રી. જયપ્રકાશ નારાયણને ચાલુ વર્ષે મેગસાયસે એવોર્ડ અર્પણ થયો છે. આ સર્વોદય નેતા રચનાત્મક કાર્યકર તરીકે જાણીતા છે. વળી તેમના વિચારો મૌલિક તેમજ સ્વતંત્ર હોવા ઉપરાંત ચાલુ પ્રવાહથી ભિન્ન વિચારસરણી રજૂ કરવા તેમણે હમેશા હિંમત દાખવી છે. કશ્મીર અને નાગભૂમિના પ્રશ્નો ઉપર સુમેળ અને સમાધાનનો માર્ગ સ્વીકારવા તેમને દબાણ કર્યું જ છે. ભૂદાન ચળવળમાં વિનોબાજીને તેમના જેટલો સહકાર બીજી કોઈ એક વ્યક્તિએ આપ્યો નથી. જયપ્રકાશજી જુદી રીતે જ વિચારે છે, બોલે છે અને આચરે છે. ચીનના ત્રાસવાદ અને દમનસામે તિબેટના લોકોના દુઃખને પણ તેમણે વાચા આપી છે. તેમના અનુયાયીઓ ઓછા છે. તેમના વિચારોને કોઈ તાર્કિક રીતે હરાવી શકતું નથી.

પૂછશો મા !

આકડાશાસ્ત્ર ભણજના અર્થશાસ્ત્રીઓને પણ મ્હાત કરી શકે છે અને આપણી એક પછી એક આવતી વિરાટકાય યોજનાઓમા આકડા ઉપર જ બધી રમત છે દુધની વાત જેમણે ઉપર વાચી છે તેમને ઇડા વિશે કુતૂહલ થવાનુ જ. ઈડા આપણને મરઘા-બતકા પાસેથી મળે છે આ પક્ષીઓને ખોરાક માટે મકાઈ અપાય છે વિશ્વ અન્ન યોજના તળે ભારતને વીસ હજાર ટન મકાઈ, મરઘા ઉછેર કેન્દ્ર માટે બહારથી મળશે ઈડાનો અત્યારનો વપરાશ વાર્ષિક માથાદીઠ દસનો છે ચોથી યોજનામા તે વધારીને પચાસ સુધી લઈ જવાનું લક્ષ્યાક છે આને માટે ૨૫ કરોડ મરઘ-બતકા જોઇએ અને તેમને ચણ માટે એક કરોડ ટન અનાજ જોઇએ તેમાથી ૫૦ ટકા મકાઇ અને બાકીના ૫૦ ટકા બીજુ અન્ન ચાને હવે જો આ પક્ષીઓને પિંજર-ગૃહમા રીતસર રાખવામા આવે તો તેમની ચરકનો ખાતરમા ઉપયોગ થઇ શકે અદાજ એવો છે કે પચીશ કરોડ પક્ષીઓ વાર્ષિક ૬૦ લાખ ટન ચરક આપી શકે આ ખાતરના ઉપયોગથી એકર દીઠ પોણો ટન વધુ અનાજ ઉતરે ખાતરના ઉપયોગથી જ વિશેષ ચણ પણ મળી રહેશે અને ખોટ પૂરાઈ જશે. આ બધી આકડાની કરામત છે કોઈએ પ્રશ્ન પૂછવાનો નથી !

## વાસાસિ જીર્ણાનિ

યુગબળે કરીને આદતો પણ બદલાતી હશે અને રીતરસમ માનવી તેમજ જીવજતુ અખત્યાર કરતા હશે ગીતાના પેલા શ્લોકમા કહ્યુ છે તેમ જૂના વસ્ત્રો ફેકીને નવા ધારણ કરે છે આ યાદ કરવાનુ સકારણ છે તાજેતરના સમુદ્રકાઠે એક કૂતરાએ માછલીને પકડી, પણ તે સામેથી દૂરતાને ગળે બાઝી પડી અને પાણીમા લઈ ગઈ અને નાસી છૂટી સાઉથેમ્પ્ટનમા વિધવા બનેલી એક નારીએ, હાથમા સાપને પકડી પોતાના બે બનેવી તથા એક નણદને કરડાવીને પૂરા કરી નાખ્યા રમણી જ્યારે રોષે ચડે છે ત્યારે અબળા મટી રણચડી બની શકે છે તે આમાથી જાણવા મળે છે મરનારનો શુ વાક હતો તે જાણવા મળતુ નથી પણ પોતે વિધવા બની તેનુ તેને દુખ હતુ. સાન્સફ્રાન્સિસ્કો રાજ્યના લીમા શહેરમા મેયર બનીજ્યો કાકાની સાથે દલીલબાજી થઇ તેમા નાક કરડી ખાધુ એક મેયર દરજ્જાનો માનવી આમ કરે તેથી પણ નવાઇ તો લાગે જ. આ બધા કિસ્સાઓ જુદે જુદે ઠેકાણે અનગ અનગ બન્યા છે અને તેથી જ માનવાને કારણ છે કે આદતો બદલાતી જાય છે !

## માર્શલ ટીટો

યુગોસ્લેવિયાના પ્રમુખ ટીટો એક બહુરગી રાજપુરુષ છે તેમની નીતિરીતિના અભ્યાસી પણ તેમનો તાગ લઈ શક્યા નથી તેઓ કઈ છાવણીમા છે તે નક્કી કરવાનુ અમેરિકા તથા રશિયા બન્ને માટે અઘરુ બન્યુ છે તગ્સ્થો તરફનો તેમનો પ્રેમ અને મમતા વળી કાઇ ઓર રગત જમાવે છે પડિત નહેરુ તરફ તેમને અસાધારણ માન હતુ તાજેતરમા શાસ્ત્રીજી બેલગ્રેડ ગયા ત્યારે નહેરુજીના અનુગામી તરીકે તેમને અસાધારણ ગણાય તેવુ માન આપ્યુ એટલુ જ નહી પણ ત્રણ દિવસના પ્રવાસમા બધે જ તેમની સાથે રહ્યા અને પ્રમુખે જાતે બધે ફેરવ્યા ટીટો સ્વતત્ર વિચારના રાજપુરુષ છે મહાસત્તાઓ તરફ તેમને સુગ હશે એમ લાગે છે તટસ્થ પરિષદમા પણ તેઓ ઘણો જ રસ લે છે અને નેતાગીરી પણ સ્વીકારે છે નાસર સાથે તેમને ખાસ ભાઈબધી છે આપણા રાષ્ટ્રપતિ પણ આ વર્ષે મહિને યુગોસ્લાવિયા જવાના છે અને તેમણે પણ ભારત આવવાનુ સ્વીકાર્યુ છે

## બીજો વિક્રમ !

ગર્ભમા રહેલ બાળકને રક્તદાન આપવાનો પ્રસગ મુબઇમા નોધાયા પછી એવોજબીજો વિક્રમ મુબઇની કે ઇ એમ હોસ્પીટલમાથી બહાર પડે છે આ કિસ્સામા, એક દરદીનુ લીવર કામ કરતુ અટકી પડતા તે બેભાન થઈ ગયેલ તરત મૃત્યુ પામેલા એક માણસનુ લીવર આ દરદીને દાખલ કરાયુ અને તે ભાનમા આવ્યો શસ્ત્રક્રિયાની બાબતમા ભારતના ડોકટરો અને સર્જનો દુનિયામા મોખરાનુ સ્થાન લઈ

શકે તેમ છે તેની પ્રતીતિ આનાથી મળી રહે છે. આપણે ત્યાં મંશોધન જોઈએ તેટલું થતું નથી અને તેને માટે સગવડો પણ નથી. તબીબી ક્ષેત્રે ભારતમાં વિશાળ શકયતાઓ છે.

### કુર્યાત સદા મંગલમ્

ગયા વર્ષના નવેમ્બર માસની ૨૮મી તારીખે મંગળ ગ્રહ તરફ અમેરિકાએ મરીનર–૪ રવાના કરેલું તે વાત સૌ ભૂલી જવા આવ્યા ત્યારે જ તેના વિષે સાંપડતા છેલ્લા સમાચારોથી મંગળ વિષે કુતૂહલ જાગ્રત થયું છે. આ ૭ માસના ગાળામાં, મરીનર–૪ સાડાઅગીઆર કરોડ માઈલની મુસાફરી પૂરી કરી, મંગળની સપાટીથી પાંચ હજાર માઈલ દૂર–અને નજીકમાં નજીક પહોંચી ગયેલ છે અને વીશેક જેટલી તસ્વીરો ખેંચવાની કામગીરી સફળતા પૂર્વક બજાવી, પૃથ્વી તરફ આવી રહેલ છે. અમેરિકા અને રશિયાએ અત્યાર સુધીમાં જે સિદ્ધિઓ મેળવી છે. તેમાં મંગળનું સંશોધન અદ્વિતીય બની રહેશે. આ ગ્રહ ઘણુાને નડે છે. અને તેનો ઉપચાર વિધિ કરાવવો પડે છે. મરીનર–૪ ઉપર મંગળને નિર્દોષ સાબીત કરવાની જવાબદારી આવી પડી છે, ૧૯૭૦ સુધીમાં, મંગળ ઉપર માનવી વિનાનું અવકાશયાન મોકલી, તેની સંપૂર્ણ માહિતી મેળવવાની અમેરિકાની અભિલાષા છે.

### જાગીને જોઉં તો

વેનેઝૂએલાના ભાઈશ્રી માર્સેલો મોન્ટીવર્ડે, તમારી માથે જે વીતી તે માટે સારી દુનિયાને હમદર્દી છે. હૃદયરોગથી તમારું અવસાન થયું છે માની, અતિ ક્રિયા માટે, તમારા દેહને કોફીનમાં નાખી, લઈ જવાતો હતો ત્યારે ધમપછાડા કરી, તમે ડાઘુઓને આશ્ચર્યમાં ગરકાવ કરી દીધા. સંભવ છે કે તમારો આત્મા બ્રહ્માંડની મુસાફરી કરી, ફરીથી પાછો ફર્યો હોય. તમારી સમાધિને મૃત્યુ ગણવાની ભૂલ જેમણે કરી છે તે માફીપાત્ર છે. અમારે ત્યાં એક કવિએ ગાયું છે 'જાગીને જોઉં તો જગત દીસે નહીં, ઉંઘમાં અટપટા ભોગ ભાસે.' આ કવિ ધન્ય સોની હતો. જ્યારે તમે મોચી હો-તમને બન્નેને જે અનુભવ લાધ્યો છે તે અણમોલ છે. યમદૂતોને છેતરીને ભૂલોક ઉપર જ્યારે પાછા ફર્યા છો, ત્યારે મૃત્યુનો અનુભવ કેવો હોય તે જાણવા સૌ આતુર છે અને તમે લખી શકો તો, ટંકશાળ તમારી બની રહેશે.

### સીંગાપુર

મલેશિયન ફેડરેશનમાંથી સિંગાપુરના ટાપુએ છેડો ફાડીને સ્વતંત્રતા પોકારી છે. ૨૦ લાખની વસ્તી ધરાવતા આ ટાપુમાં મોટો ભાગ ચીનાઓનો છે. સિંગાપુરનો ઇતિહાસ રોમાંચક રહ્યો છે અને ભૌગોલિક પરિસ્થિતિને કારણે અગ્નિ-એશિયામાં, મુગટમણિ પેઠે તેનું મહત્ત્વ સર્વોચ્ચ રહ્યું છે. અહીં બ્રિટિશ નૌકામથક છે, ૫૦ હજાર બ્રિટિશ સૈનિકો જમાવટ નાખીને પડયા છે અને ઘણુંખરો આર્થિક બોજ બ્રિટન વહન કરે છે મલેશિયા સંઘમાં સિંગાપુર, સારાવાક અને બોર્નિયો એ ત્રણ મહત્ત્વના ટાપુઓ હતા તેમાંથી હવે બે રહ્યા છે. હજુ તો તે સ્વતંત્ર થયું છે અને ભાવિમાં શું છૂપાયું છે તે કોઈ કહી શકે નહીં. ઇન્ડોનેશિયા તેને પોતાની પાંખમાં સમાવી લેવા બધું જ કરી છૂટશે. અત્યારે મળતા નિર્દેશો બહુ જ વહેલા છે. ચીનનું જોર ત્યાં વધી જાય તો ભારત માટે નોકાદળનો કોયડો બની રહેશે. વધુ નાજુક સ્થિતિ મલાયાની છે. તેની છાતીપર પિસ્તોલ તાકનારાઓની વધી રહી છે.

### પાઠ પહેલો

ચીનની આળગોથીમાંથી સહુ પહેલો પાઠ શીખીને અમલમાં મૂકી બતાવીને, અયુબ ગુરુ-તર્પણ કર્યું છે–પાકિસ્તાનના અયુબખાને આવા આદર્શ શિષ્યને વધુ જ્ઞાન આપવામાં વધો નથી–તે પચાવી જાણે છે તેવી જાણકારી તેણે જગતને બતાવી આપી છે. વળી એકમ જુથી કચ્છ કંજરની મંત્રણાઓ માટે તખ્તો રચાય છે, યુદ્ધ કેદીઓની સોંપણી થાય છે તો તેજ વખતે બીજી તરફ. છૂપા વેપારી સૈનિકોને કાશ્મીરમાં ઘૂસાડી દેવામાં આવે છે! યુદ્ધવિરામ સરહદ પર યુનોના વડા જનરલ નીમ્મો કહે છે કે તેમનું કામ સશસ્ત્ર સૈનિકોને અટકાવવાનું છે– સાદા વેપારી નાગરિકોની અવરજવર તો થઈ શકે છે, બે ત્રણ હજાર મુજાહિદો ઘૂસી ગયા છે કાંઈ સહેલાઈથી સાફ નહીં થાય અને જો ઘૂસી આવે તો દેખીતી રીતે જ

પરિસ્થિતિ નિર્માણ થાય એક તરફ સરહદનું રક્ષણ અને બીજી તરફ ઘૂસણખોરો પણ લક્ષ રોકી રાખે ગેરીલા યુદ્ધની તરકીબો આપણે પણ શીખવી પડશે

ખરી વાત એ છે કે ભારતે પ્રગતિનો પથ સ્વીકાર્યો છે– તેની યોજનાઓ આગળ ધપી રહી છે અને સરક્ષણ સહિત દરેક બાબતમા સ્વાવલબી થવાની તેની મુરાદ છે એટલે નિરાતનો દમ કયારે પણ ખેચી ન શકે તે જોવા ચીન તથા પાકિસ્તાન કટિબદ્ધ થયા છે આજે શુ–કયારેય પણ ભારતને ચિતામુક્ત રહેવા દેવાની આ બે પાડોશીઓની ઇચ્છા નથી

કાળનો ઘોડો

અશ્વમેધયજ્ઞના ઘોડાને પણ ઇર્ષા આવે એવી કારકિર્દી મુબઇના કાળા ઘોડાની"ની બની રહી ૧૮૭૫ની સાલથી તેના જીવનની શરૂઆત ગણીએ તો એક સૈકામા દશકા જેટલુ ઓછુ તેનુ આયુષ્ય! અને મુબઇગરાઓનુ ફોર્ટ વિસ્તારમા પ્રિય સકેત સ્થાન' બસમા જનારાઓ કાલાઘોડાની જ ટિકિટ ફડાવે' ઘોડાની જાતમા કોઇ શ્વેત અશ્વ તેનો પ્રતિસ્પર્ધી, એક સૈકા સુધીમા નીવડી શકયો નહી' ભારતનો ઇતિહાસ–ગુલામીથી માંડીને આઝાદી સુધીનો આ કાળા ઘોડાએ જોયો છે કઇક સમારભો તેણે જોઇ નાખ્યા અને પોતાની રુઆબભરી અદા પેઠે હમેશા સરકી જતા મહાકાળના દામન સરવા ધ્યાન કરીને તેણે સભળ્યા છે પોતાના શિર તરફ કેનાકારોને આકર્ષી રાખ્યા છે પીઠપર રાજકુમારોને ઘૂમાવી જાણ્યા છે મુબઇના દિવસના રગ અને રાત્રિઓની રગત તેણે ચુપચાપ નિહાળી છે આઝાદી પછી પણ પ્રજાની આખોમા અસુ જોયા છે તે માત્ર કાળો ઘોડો નથી રહ્યો કાળની એધાણી તેણે જોઇ– સમજી છે સમાજવાદી સમાજ રચનામા પ્રજાને રોટલાનું મહત્ત્વ છે ઘોડાની રેવલ ચાલનુ નથી એટલુ જ્ઞાન તેને અવશ્ય લાધ્યુ છે અને તથી જ એક રાત્રિના અધકારમા તેણે ગુપચુપ સગ્રહસ્થાનનો આશરો લઇ લીધો છે પોતાનો પ્રિય કાળો ઘોડો હવે તેની અસલ જગ્યાએ જોવા નહી મળે તેનો મુબઇગરાને અફસોસ છે!

વાનર વંશજ

રખે કોઈ ભૂલ કરી બેસે કે માનવીના બાપદાદા તેની હજારમી પેઢીએ વાનર નહોતા, તો જવાબ તૈયાર છે' કનગરામા ટ્રામ ભાડુ વધાર્યું, સળગાવો બસને તથા ટ્રામને' ફીમા વધારો કર્યો તો કરી દો પટણાને બધ' પરીક્ષામા વધારે કેમ નપાસ કર્યા કરો હોળી "દરાબાદમ ' અને ઝાઝા જણ ભેગા થાય, મોટો સઘ થાય તેનો ખ્યાલ લોકોને કયાથી આવે તો પછી જોઇ લો ઇન્દોર! રાષ્ટ્રના પ્રશ્નો ગમે તેટલા હોય ભલે વિકટ હોય આક્રમણનો સામનો કરવાનો હોય, ખાવા ધાન ન હોય, કરોડોનો પતન ફૂકાતો હોય આ બધુ તો રોજનુ થયુ! થોડાક અળવીતરાવેડા ન કરીએ અને સાવ ગભીર થઇને બેસીએ તો શુ વિદેશી દ્વિ ભાષણ થોડુ મળી જવાનુ હતુ? જરીક અમથા, વાદરા ભાઇની જેમ બે ઠેકડા મારી લઇએ તો શુ, ભાષાના પ્રશ્નનો તોડ ચોક્કો જ અંગ્રેજીએથી કેડે પડવાનો હતો? ગુજરાતના એક કવિએ ગાયુ છે કે હુ માનવી માનવ બનુ તો ઘણુ પણ પ્રથમ વાનર તો બની જુઓ! કાઇ સહેલુ નથી વનમા રહેવુ કદમૂળ અને પદડા ખાવા સપૂર્ણ અહિસક, શાકાહારી અને નિજાનદમા મસ્ત રામચદ્રજીએ અમસ્તા ભક્ત કર્યા હશે'

અપગોનો આનદ

આઝાદીપર્વનો ઉમગ અને ઉત્સાહ મોટા શહેરોમા વિશેષ દ્દષ્ટિગોચર થાય છે તેનુ કારણ જનસમુદાયનુ પ્રમાણ તો ખરુ જ મુબઇ જેવા શહેરમા કઇ મણા રહે નહી તો પણ ૧૫મી ઓગસ્ટની આ વખતે ઉજવણી થઇ તેમા ઊડીને આખે વળગી અધીપાડા મ્યુનિસિપલ શાળાના પચાસ જેટલા અપગ બાળકોએ મનોરજન કાર્યક્રમમા દર્શાવેલી દિલચસ્પી આમા હૃદયના તારને ઝણઝણાવી મૂકે તેવી આગવી કરુણતા પાર્શ્વભૂમિમા હતી અને તે આ બાળકોની અપગતા બીજુ કાઇ નહી ઘોડીના ટેકે ઊભા રહીને કે ચાલીને પદરમી ઓગસ્ટને અજલિ અપતી હોય ત્યારે દેખીતી રીતે જ સાજાનરવા અને સમગ્ર શહેરીઓની આખમા શરમની પીડા અદૃશ્ય રીતે ફરી રહી હોય અને પૂછતી હોય, તમારો ફાળો શુ?'

# જય જયકાર

સરોદ

"ખુશી છે ખૂબ કે જગમાં અમારું નામ નથી ;
અમે તો એના છીએ, ના, નમક હરામ નથી." (મકરન્દ દવે)

ડુંગરની ટોચ ઉપર સંત ફ્રાન્સિસના અનુયાયીઓએ બાંધેલ મઠ છે. તેને લક્ષ્યમાં રાખી એક વૃદ્ધ પુરુષ વાંકી ચૂંકી પગ કેડી પર થઈ ઉપર ચડી રહ્યો છે. સૂર્યપ્રકાશમાં લીલોતરી સભર ડુંગર, ઝળહળતો શ્વેત મઠ, નીચે પથરાયેલ નીલવર્ણાં ખેતરો અને તે વચ્ચે થઇ કિલ્લોલતું જતું ઝરણું આહલાદક છે. પણ આ વૃદ્ધ પુરુષ પર તેની કશી અસર પડતી હોય તેમ જણાતું નથી. તેનું શરીર ભાંગી પડેલ છે, આંખની જ્યોતિ પણ ઝાંખી પડી હોય તેમ જણાય છે. ગણીને પગલાં પાડતો હોય તેમ તે આગળ ને આગળ, ઉપર ને ઉપર જઇ રહ્યો છે. તેના હોઠ ફફડે છે, પણ કશી વાણી નીકળતી નથી તે થાક ખાવા ઊભો રહે છે ત્યારે ચારે તરફ નજર કરે છે, પણ કોઇ દૃશ્ય તેની આંખ દ્વારા અંતરમાં ઊતરતું નથી. તે દીર્ઘ નિઃસાસા નાખતો ફરી આગળ પગલાં માંડે છે.

તેના હૃદયમાં એક જ નામની રટણા છે. તે નામ છે બર્નાર્ડો. ઉપર નજર કરતાં જે હવે તદ્દન સ્પષ્ટ દેખાય છે તે અલ્વર્ના મઠનો તે અધિપતિ છે. અધિપતિ તો કેમ કહી શકાય? સંત ફ્રાંસિસના અનુયાયીઓમાં આધિપત્યની ભાવનાનો અભાવ હતો તે સમયનો તે સંતનો પ્રિય શિષ્ય, પરિવ્રાજકની જિંદગી વિતાવી મઠમાં સ્થિર થયેલ છે. ગત વાતના સ્મરણને ટેકે જીવનારની જેમ વૃદ્ધ પુરુષ બર્નાર્ડોના નામને આધારે ઉપર ને ઉપર ચડી રહ્યો છે. તેના મનમાં તુમુલ ઘમસાણ જામેલ છે ક્યાં સર્વસ્વનો ત્યાગ કરી ક્રિસ્તના આદેશ અનુસાર જીવવા મથનાર બર્નાર્ડો અને ક્યાં રોટી અને લંગોટીના ભાગ માટે ઝગડનાર મઠાધીશો? વૃદ્ધ પુરુષની આંખ આંસુથી ડબડબી જાય છે. તે કેડી પર બેસી પડે છે. ફરી બર્નાર્ડોના નામનું સ્મરણ કરી માંડ શરીર સમાલતો ઉપર ચડે છે. શ્રમની જીવતી જાગતી પ્રતિમા જેવો આખરે મઠના દરવાજે પહોંચે છે.

થોડો સમય દરવાજાને અઢેલી તે વૃદ્ધ પુરુષ ઊભો રહે છે. મઠનું આંગણું સ્વચ્છ છે. કશીય સમૃદ્ધિસૂચક ચીજ વસ્તુ આંગણામાં નથી તે જોઇ જાણે કે તેના પગમાં જોર આવે છે, હૈયામાં તાકાત અને આંખોમાં તેજ. તે દરવાજો વટાવી આંગણામાં દાખલ થાય છે. ઉગમણી બાજુ ઓરડાની હારમાળા છે. ઓરડામાં નજર કરતાં ફરી તેનું હૈયું હરખાઇ ઊઠે છે. ગરીબાઇને સ્વેચ્છાથી વરેલા સંઘનો મઠ જેવો હોવો જોઇએ તેવો જ આ મઠ છે. એક પાથરણું, કાષ્ઠનું જળપાત્ર અને ક્રુસ, માળા અને બાઈબલના પુસ્તક સિવાય આ ઓરડામાં કશું નથી. કોઈ તેને રોકતું નથી, કોઇ તેને ટોકતું નથી. સહુ કોઇ તેના નિત્યપાઠમાં નિમગ્ન જણાય છે.

વૃદ્ધ પુરુષ એક પછી એક ઓરડામાં ડોકિયું કરતો જાય છે. તેના ચહેરા પર પ્રસન્નતા છે. શરીરતોડ થાક પણ જાણે વિસારે પડયો છે. છેક છેલ્લા ઓરડામાં ડોકિયું કરે છે ને જૂવે છે કે બર્નાર્ડો ધ્યાનનિમગ્ન સ્થિતિમાં આંખો બંધ કરી માળા ફેરવી રહ્યો છે. કયારેક માળા ફરતી બંધ પડી જાય છે. અને તેના મુખ પર આનંદની આભા ફરી વળે છે. તે આભા ઓસરે છે કે ફરી માળા ફરવી શરૂ થાય છે. વૃદ્ધ પુરુષની આંખોમાં હર્ષનાં આંસુ આવે છે. તે હાથ પહોળા કરતો ઓરડામાં દાખલ થતાં કોમળ અવાજે કહે છે, "બર્નાર્ડો, મારા પ્રિય બર્નાર્ડો!" તેના અવાજની આરત કોમળતા આરપાર ગુંજી ઊઠે છે, પણ બર્નાર્ડોના હૃદય

સુધી પહોંચી શકી હોય તેમ જણાતું નથી. બર્નાર્ડોની આંખો બંધ છે, હાથની માળા ફરતી રહે છે. વૃદ્ધ પુરુષના હાથ હેઠા પડે છે. તે બર્નાર્ડોની નજીક જઈ ફરી કહે છે, "બર્નાર્ડો, મારા પ્રિય બર્નાર્ડો !" બર્નાર્ડોની આંખો ખુલે છે, વૃદ્ધ પુરુષ સામુ જૂવે છે અને ફરી ઢળી જાય છે ક્ષણભર ફરતી બંધ પડેલ માળા ફરી ફરવા લાગે છે. વૃદ્ધ પુરુષના મુખ પર વિસ્મય મિશ્રિત દુ:ખની ગાઢ રેખાઓ દોરાય છે ફરી આંખોમા આંસુ આવી જાય છે પણ તે હર્ષના નથી, તીવ્ર, અતિ તીવ્ર વેદનાના છે એક ઊંડો નિસાસો નાખી તે પાછો ફરે છે ઓરડાના દ્વાર પાસે ઊભો રહી અંદર નજર કરે છે તો બર્નાર્ડોના મુખ પર આનંદની આભા છે, માળા ફરતી બંધ થયેલ છે, પણ આંખો તદ્દન બંધ છે વૃદ્ધ પુરુષને લાગે છે કે બર્નાર્ડો તેના તરફ દૃષ્ટિ કરવા પણ ખુશી નથી શ્રમના પોટલા જેવો તે માંડ પાછો વળે છે, જેમ તેમ કરી મઠનું આંગણુ વટાવે છે અને મઠના દરવાજાને અઢેલી ઊભો રહે છે તે આંગણા પ્રતિ નજર ફેંકે છે તો આંગણુ શૂન્ય ગગનના એક ભાગ જેવુ લાગે છે, તદ્દન શાંત, સ્પંદન હીન, નિસ્પૃહ

હવે તો ઘોર નિરાશા જ જાણે તેને બળ આપે છે જે પગદંડી પર તે માંડ માંડ એક એક પગલુ ગણતો ચડેલ છે તે પગદંડી પર તે ઝડપથી પગલા માંડે છે તેનું કશુ ધ્યેય નથી કયાં જવુ છે તેની સૂઝ નથી, શું કરવુ છે તેનુ જ્ઞાન નથી શુ કરે છે તેની પણ જાણે સજ્ઞા નથી આમ લગભગ અર્ધો ડુંગર તે ઊતરી પડે છે અને ફરી થાકથી લોથપોથ થઈ તેની ઇચ્છા વિરુદ્ધ બેસી પડે છે જાણે કે તેનાથી પરાણે બેસી પડાય છે તેના ફફડતા હોઠમાથી શબ્દો સરી પડે છે, "હે મારા પ્રભુ ! હે મારા એક માત્ર આધાર !" આ શબ્દો તે પોતે પણ સાભળે છે અને જાણે વિસ્મયચકિત થઈ ચારે તરફ જૂએ છે તેની આંખમાથી આંસુની ધારા વહે છે. તે ઘુંટણિયે પડે છે.

અને પરમ પિતાને પ્રાર્થના કરે છે. હવે તેના મુખ પર નથી હર્ષ, નથી વિષાદ, કેવળ સ્વસ્થતા છે

થોડી ક્ષણો શાંત બેસી રહ્યા પછી તેને ફરી બર્નાર્ડો યાદ આવે છે. થાક ખાઈ નીચે ઊતરી જવાના વિચારને આ યાદ હટાવી દે છે બર્નાર્ડોને મનોમન કરેલ અન્યાય બદલ માફી માગવી જોઇએ, તેમ નિશ્ચય કરતું તેનું મન ફરી અદવર્નો મઠ તરફ દૃષ્ટિ કરે છે. તેને થાય છે કે આ મઠ તો પ્રભુનું ધામ ત્યાં આધિપત્ય કેવળ પરમ પિતાનુ તે પરમ પિતાના પવિત્ર સાન્નિધ્યમા રહેવા કોશિષ કરવી એ જ માત્ર ધર્મ. ત્યારે તેની પોતાની હસ્તીની ગણના શું ? બર્નાર્ડો પરમ પિતાની હજૂરમાં હોય ત્યારે પોતાને ન આવકારે તેમાં અનૌચિત્ય શુ ? એજ પરમ પિતાના સાચા સંતાનને ઉચિત ગણાય તે વૃદ્ધ પુરુષના મુખ પર ગાભીર્ય છવાય છે, વધારે શાંતિ પથરાય છે.

"હે મારા વહાલા પ્રભુ ! હે મારા પરમ પિતા !" કહેતો તે ફરી ઊભો થાય છે ફરી એક પછી એક પગલુ ગણતો તે ઉપર ચડે છે. પણ હવે તેના હૃદયમા બર્નાર્ડોના નામની રટણા નથી પરમ પિતાના નામની ધૂન ચાલે છે શરીરના શ્રમ સાથે જાણે તેને લેવા દેવા નથી સંઘના મઠાધીશોના ઝગડા વિસારે પડયા છે માત્ર કલાક પર હૃદયને વલોવી રહેલી કોઇ વાત તેને યાદ રહી નથી તે 'હે નાથ ! હે દયાળુ ! હે કૃપાનિધાન" ના ઉદ્‌ગાર સાથે આગળ ધપે છે ફરી મઠના દરવાજે આવે છે હજી જયા આંગણામા પગ મૂકે છે ત્યા ચારે તરફથી મઠવાસીઓ દોડતા આવે છે, મોખરે છે બર્નાર્ડો બધા તેને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરે છે થોડી ક્ષણો બાદ સહુના મુખમાથી એક સાથે "સંત ફ્રાંસિસનો જય જયકાર હો" નો પોકાર ઊઠે છે વૃદ્ધ પુરુષ બેબાકળો થઈ બોલી ઊઠે છે, "ફ્રાંસિસ તો માટીનુ પૂતળુ છે, બોલો, પરમ પિતાનો જયજયકાર હો." મઠનુ આંગણુ પરમ પિતાના જયજયકારથી ગાજી ઊઠે છે

[અનુસંધાન પાન ૧૬૦]

# નિષ્કામ ઓલિયો

કનૈયાલાલ વજલાલ વાઘાણી

સૌરાષ્ટ્રમા આવેલુ નાનકડુ થરદરી ગામ આ ગામમા એક વાઘેલા કુટુમ્બમા એક બાળક જન્મ્યો બાળકનુ નામ પાડ્યુ મોરાર

મોરારની નાની વયમા તેના પિતાનુ અવસાન થયુ મોરારના પિતાનુ અવસાન થતા રળનાર કોઈ ન રહ્યુ એટલે ઘરની સ્થિતિ કફોડી બનવા લાગી થોડુ રાચરચીલુ હતુ એ ધીરે ધીરે વેચીને મોરારની માતાએ માડમાડ ઘર ચલાવ્યુ મોરારની માતા છેવટે લાચાર બનીને એકનાએક દીકરા મોરારને લઈને ભાઈને ઘેર સજોસરા આવી ને રહી

ભાઈને ઘરે કેટલો સમય રહેવુ એ ચિન્તા મોરારની માતાને કોરી ખાતી હતી ઉપર આભ નીચે ધરતી એવી હતી મા અને દીકરાની સ્થિતિ મોરાર હજુ નાનો હતો કઈ કામ કાજ કરી શકે એવડો થયો પણ ન હતો વળી કરમ કોગીના અને જાત ગરાસિયાની એવી સ્થિતિમા ગરાસણીથી પારકા કામ પણ ન થાય મોરારની માનુ હૈયુ કકળી રહ્યુ હતુ

મોરારના મામાને ત્યા ખભાળિયાનો ભરવાડ વીરમ અવારનવાર આવ્યા કરતો હતો વીરમને ત્યા ઠીક પ્રમાણમા માલ હતો વીરમ સુખી જીવ હતો વીરમને સાધુસતો તરફ ઠીક ભાવના હતી વીરમ મોરાર અને તેની માતા તરફ પણ લાગણી રાખતો હતો

એક વખત તક મળી જતા મોરારની માતા વીરમ આગળ રડી પડી અને કહ્યુ વીરા વીરમ ! તુ મારા મા જણ્યા ભાઈ જેવો છે અહિ ભાઈ પણ મને અને મોરારને ખૂબ સાચવે છે પરન્તુ અમારા બન્નેનો ભાર એના ઉપર ક્યા સુધી રાખવો ? મોરાર હવે મોટો થયો છે પણી બાજરો મળી રહે એવુ કઈ કામ બતાવો તો તમારો પાડ હુ તો ગરાસિયાની દીકરી મેથી પારકા કામ ન થાય ! ”

"બેન ! મારે ઘેર ખભાળિયા આવો ત્યા મોરાર સાટુ કઈક મળી જાશે રોન ! આસુડા ન પાડો ભગવાન જેવો ધણી છે ઈ સૌને ચાવણુ આપે છે"

વીરા વીરમ ! બાપ ! સો વરસનો થા નોધારને આશરો આપનારનુ મારો રામ રૂડુ કરશે"

થોડા સમય બાદ મોરારની માતાએ ભાઈ પાસેથી ખભાળિયા જવાની માડ માડ રજા મેળવી અને વીરમને ત્યા ગઈ

વીરમને ત્યા તો માણસ તો આવા કરે ભજનુ ની જુક લાગતી કેય મોરાર પણ એ રંગેરગાણો મોરાર કોઈ એનિયે જીવ હતો એના અતરની ઈચ્છા જુદી જ હતી સમરના બધનમા પધાનુ એને ગમતુ નહિ

એક વખત મોરારે વીરમને કહ્યુ 'મામા ! મને કઠી બધેને ”

'ભાણુભાઈ ! હુ કઠી બાધનારો કોણ ? હુ તો રહ્યો ભરવાડ ! મારુ ઈ ગજુ ને ”

વીરમ અને મોરાર રચ્ચ આ બાબત રકજક ચાલ્યા કરતી છેવટે વીરમે મોરારને રવિસાહેબ પાસે કઠી બધાવવા લઈ જવાનુ નક્કી કર્યુ

શેખડીમા રવિસાહેબનો મકામ હતો ત્યા વીરમ, મોરાર અને તેની માતા આવ્યા વીરમે રવિસાહેબને મોરારને કઠી બાધવા વિનતિ કરી મોરારને જોઈને જ રવિસાહેબ એને પારખી ગયા હતા

રવિસાહેબે મોરારને કઠી બાધી અને કહ્યુ બચ્ચા મોરાર ! અબ્યા તોની સભા કરે કાવડનુ ફેરવી રમના નામે રામરોટી દે ભગવાન તારી

ભેરે થાશે મા અન્નપૂર્ણાની મહેર થાશે ખભાળિયામા બ્રહ્મદેવે યજ્ઞ કર્યો હતો ત્યા નિશાન ખોડજે '

રવિસાહેબના ચરણોમા પ્રણામ કરીને ગુરુના આશિર્વાદ મેળવીને મોરાર ખભાળિએ આવ્યો રવિસાહેબે કહ્યુ હતુ ત્યા નિશાન ખોડયુ અને ગુરુ આજ્ઞા પ્રમાણે ખભે કાવડ લઇને 'ધનુર્ધારી સીતા રામ' નામની ટેલ નાખી ઘરે ઘરે ભિક્ષા માગી લોટ ભેગો કરે

મોરારની માતા રોટલા ટીપે બપોર ટાણે મોરાર 'હરિહર'નો સાદ પાડે ભૂખ્યા દુખ્યા અભ્યાગતોને પ્રેમથી પીરસી પીરસી જમાડે અને પછી મા અને દીકરો જમે રાતપડે એકતારો લઇને રામની આરાધ્ધ્યું કરે ભજનુની જુક બોલે

ધીરે ધીરે મોરારની ખ્યાતિ વધવા લાગી એ નિષ્કામ ઓલિયાના નિષ્કામ કાર્યમા સૌનો સાથ મળવા લાગ્યો ગુરુ રવિસાહેબના આશીર્વાદ ફળ્યા

જામનગરની ગાદી ઉપર એ ટાણે જામ રણમલ હતા જામ રણમલના કાને પણ મોરારની ખ્યાતિ પહોચી જામ રણમલ ખભાળિયા આવ્યા અને મોરારની માનવ સેવાથી આકર્ષાયા અને મોરારને ગુરુ માન્યા દર અજવાળી બીજે જામરણમલ ગુરુ મોરાર પાસે આવવા લાગ્યા અને આખી રાત ભજનો સાભળવા લાગ્યા

રવિસાહેબને ખભાળિયા પધારવા મોરાર સાહેબ વારવાર વિનવતા રવિસાહેબે ખભાળિયા આવવા સમતિ દર્શાવી મોરારસાહેબના ગુરુ રવિસાહેબ ખભાળિયા પધારે છે એ સમાચાર જામ રણમલે જાણ્યા ખભાળિયાની પ્રજાના આનદનો પાર નહતો

રવિસાહેબના સ્વાગતની તૈયારી થઇ રહી હતી રવિસાહેબ ખભાળિયા આવવા નીકળી ચુકયા હતા વાકાનેર પહોચ્યા ત્યા તેમની તબિયત કથળી ખભાળિયા પહોચે તે પહેલા જ રસ્તામાજ નશ્વર દેહનો ત્યાગ કર્યો

ગુરુદેવ રસ્તામજ સ્વર્ગવાસી બન્યા એ સમાચારે મોરાર સાહેબ, ખભાળિયાની પ્રજા અને જામરણમલને પારવાર દુઃખ થયુ મોરારસાહેબે ખભાળિયા ગુરુદેવના નશ્વરદેહને સમાધિમા પધરાવ્યો જામરણમલ ખૂબ નીરાશ થયા ગુરુના ગુરુ પાછળ દ્વારકામા સતવરા મડપ કરવાનો જામરણમલને નિશ્ચય કર્યો અને એ સતવરા મડપમા આવવાનુ વચન મોરારસાહેબ પાસેથી લીધુ

કાળની ગતિ ન્યારી છે રામની રમતુ પણ અનોખી છે સતવરા મડપ થાય એ પહેલા અજવાળી બીજે મોરારસાહેબે સમાધ લીધી જામરણમલ તો પોતાના નિયમ પ્રમાણે બીજને દિવસે ગુરુ પાસે ખભાળિયા આવ્યા ત્યા ખબર પડ્યા કે મોરારસાહેબ સમાધિસ્થ થઇ ગયા છે

આ સમાચાર સાભળી જામરણમલની આખો માથી આસુડા વરસવા લાગ્યા સમાધ પાસે જઇ મસ્તક નમાવી બે હાથ જોડી બોલ્યા ગુરુદેવ ! આમ કા ? આપે તો મને વચન આપ્યુ હતુ કે રવિસાહેબના સતવરા મડપમા આપ જરૂર પધારશો આપ વચનભગ કેમ કર્યો ! આપ વચનભગ કરો એમ હુ માની ન શકુ "

જામરણમલે સમાધ ખોદવા હુકમ કર્યો ભાવિકો સમાધ ખોદવા નારાજ હતા જામની એક જ હઠ હતી કે ગુરુ વચનભગ કદાપી ન કરે' મોરાર સાહેબને સમાધિસ્થ થયા હજુ થોડા કલાક થયા છે માટે એની તપાસ કરો

સમાધ ખોદવામા આવી અને મોરારસાહેબના દેહને બહાર કાઢવામા આવ્યો ત્યારે મોરારસાહેબે આખો ખોલી આ અદ્ભુત દૃશ્ય જોઇ સૌ પ્રભાવિત બન્યા

જામ રણમલ હાથ જોડી બોલ્યા ગુરુદેવ ! આપ વચનભગ નહિ કરો એની મને ખાત્રી હતી

જામ ! મારુ વચન ફોક નહિ થાય હુ એક વરસ સુધી આ દેહ ટકાવીશ સતવરા મડપની તૈયારી જલ્દી કરાવો '

જામ રણમલને સતરામંડપની તૈયારી ઝપાટાબંધ શરૂ કરાવી. સતરા મંડપમા મોરારસાહેબે હાજરી આપી વચનપાલન કર્યું. સતરામંડપ પૂરો થયા પછી મોરારસાહેબે સમાધની તૈયારી કરવા માંડી. મોરારસાહેબે જામરણમલને આપેલી અવધિ પૂરી થવા આવી હતી એ અનખનો યાત્રી અલખના દરબારમા જવા તૈયાર થઇ રહ્યો હતો જામ રણમલ બે હાથ જોડી આસુડા સારી રહ્યા હતા ખંભાળિયાના નગરજનોની આખો પણ આસુડાથી ભરી હતી ખંભાળિયાનો એ નિષ્કામ ઓલિયો મહાભિનિષ્ક્રમણની તૈયારી કરી રહ્યો હતો.

"બાપ રણમલ! આસુડા શા માટે? જન્મે છે ત્યારે આસુડા કોઈ સારે છે? જન્મે છે એ જવા માટે જ. રામ જેવાએ માનવદેહ ધર્યો અને છોડયો તો આપણે કોણ! કોઇ અજર નથી, કોઇ અમર નથી અમર છે આત્મા અમર છે માનવીના મનવતાના કામો. બાપ! દુખિયા અભાગતોના દુખ દૂર કરજે. જય ગુરુદેવ જય રામ"

આટલું બોલી મોરારસાહેબ ફરીથી સમાધિસ્થ થઇ ગયા. ભજનિકો ભજનની જુકો બોલાવી રહ્યા હતા –

ગાવે બજાવે કરન કીરેલા, કનેજે ન ચડયા છે દયા
જૈસા પત્થર પાણીકે માહી કહેથી ભીંતર ન ભેદયા.
મારગ વકા કર લે ડંકા નહિં કાયરકા કામા
રવિરામ કહે ભણ પ્રતાપે સમજ મમજ મન મેરા
ચૂકયા ચોરાશી બોત ફીરેગા, ખાઇને હેરા ફેરા.

સૌરાષ્ટ્રના ભીષ્મે જામ રણમલને આપેલા વચન ખાતર મૃત્યુને એક વર્ષ ઠેલ્યુ. અને અવધિ પ્રમાણે પોઢી ગયો આવા અનેક સંત મહંતો સૌરાષ્ટ્રની પુણ્ય ભૂમિ ઉપર અવતર્યા છે અને સૌરાષ્ટ્રની ધરણી એવા સંતોના ચરણ સ્પર્શથી પુનિત બની છે

---

વીછી અને કરચલા વચ્ચે ભાઇબધી હતી. ભાઈબધીના દાવે એક વખત વીછીએ કરચલાને વિનતિ કરી 'કરચલાભાઈ, જળમા વિહાર કરવાની મને ઘણા વખતથી પ્રબળ ઇચ્છા થયા કરે છે જો તુ મને સહાય કરી શકે તો મારી એટલી ઇચ્છા પાર પડી શકે'

પોતાના દોસ્ત વીછીની એટલી ઇચ્છા પાર પાડીને કરચલાએ વિચાર્યું. તેણે વીછીને કહ્યુ:

'ભાઈ વીછી, મારી પીઠ પર બેસાડીને તને જળવિહાર કરાવવામા મને કઈ વાંધો નથી, એમ કરવામા મને આનદ પણ થાય પરતુ તારા ડખ મારવાના સ્વભાવનુ શુ? કદાચ અધવચ્ચે તે ડંખ માર્યો, તો આપણે બેય જણા ડૂબી જઇએ ને!'

કરચલાની વાતને હસી કાઢતા વીછીએ કહ્યુ:

'અરે ભાઇ, તું આ શુ વાત કરે છે? તને ડખ મારીને શુ મારા મે તને હાથે કરીને નિમંત્રીશ?

એટને કરચલાએ વીછીની વાતમા વિશ્વાસ કર્યો અને તેને પોતાની પીઠ પર ચડાવી દીધો પછી બને જણા પાણીમા વિહાર કરવા લાગ્યા

લાબા સમયની પોતાની આ પ્રબળ ઇચ્છા પાર પડવાથી વીછીના હૃદયને ખૂબ જ આનદ થતો હતો, પછી તો તેના આનદની કોઈ સીમા રહી નહિ આનદના અતિરેકમા આવી જઈને તે ભાન ભૂલ્યો તેનો સ્વભાવ સળવળી ઊઠયો તેણે કરચલાને બરોબર ડખ મારી દીધો પોતાના મૃત્યુનુ ભાન તેને રહ્યુ નહિ

બંને આ રીતે ડૂબવા લાગ્યા, ત્યારે કરચલાએ આમ હાથે કરીને મોતને નિમત્રવાનું કારણ વીછીને પૂછ્યુ.

જવાબમા વીછી બોલ્યો 'ભાઇ, કરચલા, સ્વભાવ ઉપર વિજય મેળવવો ખૂબ જ દોહ્યલો છે. અરે, બીજુ તો શુ મોતનો ભય પણ વ્યક્તિને તેના સ્વભાવથી દૂર કરી શકતો નથી. દેવદેવતાઓ, મોટા મોટા માણસો, મુનિવરો–સૌ પોતપોતાના સ્વભાવથી હારેલા છે. આમાંયે જે સ્વભાવ પર વિજય મેળવે છે, સ્વભાવ પર અકુશ રાખવા જે સતત પ્રયત્નશીલ રહે છે તે ખરેખર ધન્યવાદને પાત્ર છે.

# સંત નંદા

દલપતભાઈ ડા. શ્રીમાળી

ભક્તિની મધુર લહરો, વાતાવરણની સૌરભતા, અને મંદિરોની ભવ્યતા એ દક્ષિણ ભારતની એક આગવી સંસ્કૃતિ છે હરરોજની મધુરી સંધ્યા શ્રીરંગમ્ પર કોઈ ચૂંદી હોય તેમ લાલચોળ બની હતી રંગમના મંદિરની દિગંતમા ફરફરતી ધજા તેના પગથારે થતા પાપથી જાણે કે ત્રાસી ગઈ હોય તેમ જોરથી ફડફડાટ કરી રહી હતી ઘોર નિરાશા છાઈ હોય તેમ મહારાત્રીના અંધકારભર્યા ઓળા પૃથ્વી પર ઉતરતા હતા સત્કાર, ભય કરતા અરે શું ગળાઇ જવાય તેવું બેકરવું વાતાવરણ સર્જાયું હતું

સંધ્યા સમયે થતા પવિત્ર ઘંટારવને બદલે સનાતની બ્રાહ્મણોના ગળામાથી તુચ્છકારભર્યા અવાજ નીકળતા હતા ભાવિકોની ભીડને બદલે તમાસો જોવા લોકોના ટોળેટોળા ઉમટયા હતા મંદિરમા જલતી નાનકડી જ્યોતના દર્શન કરવા કરતા મંદિરને પગથારે ભડભડતી અગ્નિની જ્વાળાઓના દર્શન કરવા થોકે થોકે માનવમેદની ઉમટતી હતી, ચારે બાજુ માનવ મહેરામણ હિલોળે ચડ્યો હતો

શ્રીરંગમ્મા વસતો હરિજન સંત નંદો કોઈ દિ' નહી ને તે દિવસ પ્રભુ રંગાના દર્શન કરવા મંદિરે ગયો 'રંગા રંગા' રટતા તેણે પહેલે જ પગથિયે પગ મૂક્યો ત્યા સનાતનીઓ ચોંકી ઊઠ્યા જાણે કે પૃથ્વીપર ઉલ્કાપાત મચવાનો હોય તેમ ચારે બાજુ હોહા સાથે મારો કાઢો ના અવાજો શરૂ થઈ ગયા ક્ષણવારમા વાતાવરણ બદલાઈ ગયુ મંદિરમાના ઘંટારવને બદલે બ્રાહ્મણોના ઘાટા સંભળાવા લાગ્યા

મંદિરમાથી પૂજારી બહાર આવ્યો લાલ આંખો કરી માનવસમુદાયને સંબોધી તે બોલ્યો 'આ નંદા ઢેડે ભગવાનના મંદિરને અપવિત્ર કરી મૂક્યુ છે સંધ્યા ટાણે આવી આ અછૂતે ભગવાનને હડધૂત કર્યો છે ધર્મનો નાશ થવા બેઠો એક અછૂત મંદિરમા પેસવાની આટલી હિંમત કરે? આપણે ધર્મના રખેવાળ, પ્રભુના પૂજારી આ સહન કરીએ?" કહી તેણે ગર્વભરી દ્રષ્ટિથી લોકસમુદાય ઉપર નજર ફેરવી. ચારેબાજુથી માણસોની ભીડ વધવા લાગી ને ટોળામાથી 'મારો, કાપો, ફૂંકી નાખો" ના ગગનભેદી અવાજો વધવા લાગ્યા

ત્યારે સંત નંદા મધુર સ્મિત વેરતા મોહક વાણીમા બોલ્યા, "ભાઈઓ, આપણે સૌ એક ઈશ્વરના બાળકો છીએ, તેના સામ્રાજ્યમા કોઈ ભેદભાવ નથી, તમારામા ને મારામા શું ફરક છે? મારો નાથના મને દર્શન કરવા દો તે ત્રાસશે નહી પણ રીઝશે તેના દર્શન સિવાય અમે ટળવળીએ છીએ એનું જ આપેલું તમારા જેવુ આ પણ શરીર છે તેના નામનુ રટણ કરતો કોઈપણ માનવ પર પ્રભુને અપાર પ્રેમ છે" સંત નંદાની આ સીધી સાદી વાણીને કોઈએ ગણકારી નહી જેણે સાંભળી તેણે હસી કાઢી સનાતનીઓ ક્રોધિત નયને બોલી ઉઠ્યા, 'નંદાએ મંદિર અભડાવ્યુ છે, તેને શિક્ષા કરવી જ જોઈએ" ચારે બાજુથી હવામા પોકારો ઉઠ્યા. "બાળી નાખો પાપ જાય" ને સંત નંદાને બાળવા માટે રંગમના મંદિરને પહેલે પગથારે, જ્યા નંદાનો પગ અડયો હતો તે અપવિત્ર જગ્યાએ પાંચસો મણ લાકડાની ચિતા ખડકાઈ।

નંદાને ઊંચકી ચિતામા નાખવા માટે ચાર ભંગીને પકડી મંગાવ્યા ભંગીઓ કરગરવા લાગ્યા કે, 'સાધુપુરુષને બાળવાનું પાપ અમને શીદ આપો છો?' પણ તેમની વિનંતી કોઈએ સાંભળી નહી. ભંગી પાસે આગ મૂકાવી મહાકાળની જીભના લબકારા પેઠે અગ્નિજ્વાળાઓ લાંબી ટૂંકી થતી આસમાને ચઢવા લાગી તેના ભયંકર શેકથી માણસો રાશવા રાશવા દૂર ઊભા ચિતા ભડ ભડ બળતી હતી બ્રાહ્મણોએ ભંગીને હુકમ કર્યો કે, "નંદાના હાથપગ અંગળા બાંધી ચિતામા નાખો" કળકળતા ચારેય ભંગીઓએ મનમા વિચાર કર્યો કે, પવિત્ર

પુરૂષને બાળી જીવવા કરતા તેની સાથે બળી મરવું શુ ખોટું ? બળતા પહેલા સંત નંદાએ તેના એક તારા પર આંગળીઓ ફેરવી; પ્રભુને આરાધ્યા.

હે રંગા તારો રંગ લાગ્યો રે મારો આતમ જાગ્યો રે
તૂ કિરતારી કામણગારો નાચ્યા સિવાય મારે નથી આરો
તારે ભરોસે ઝૂકાવુ હું તો, ઝૂકાવીને ઝીલનારો
રંગા તારો રંગ લાગ્યો રે

અગ્નિજવાળાઓ આજે ચઢી વા બન્યો વિકરાળો
એ જવાળામાં તારી જુગત ભાસે, હું તારા ખોળાનો ખુંદનારો
રંગા તારો રંગ લાગ્યો રે

પ્રહલાદને પ્રભુ તે રે બચાવ્યો, સુધનવને હુના યો
હુતાશની રે હરિ હોળી ખેલી, તૂ નટખટ ખેલણહારો
હું તારા ખોળાનો ખુંદનારો,
રંગા તારો રંગ લગ્યો રે

આમ, એકાકારતાને પામનારૂ ભજન પૂરૂ કરી સંત નંદા બે હાથ જોડી બેલ્યા, 'હે પ્રભુ અણુ અણુમાં તારા જ દર્શન કરું છું આ ધગધગતી જવાળા રૂપે તૂ કેવો નાચે છે. સ્વામી! તારા ખોળામા આળોટવાની, રમવાની વર્ષોની ઇચ્છાને તૂ આજે પૂરી કરે છે, તે બદલ હું તારા શું વખાણ કરું ! હે અશરણશરણ તને કોટિ કોટિ વંદન " કોઇને ય દાઝ આપ્યા વગર અણુ અણુમાં ઇશ્વરને નીરખતા સંત નંદ સમાધિસ્થ થઇ ગયા.

અગ્નિથી દાઝી ચિતામાંથી બહાર નીકળી ન શકે તે માટે સનાતની બ્રાહ્મણોએ ભંગી પાસે તેના હાથપગ બંધાવ્યા ને ઉંચકાવી ભડભડતી જવાળામા હોમી દીધા સાથે ચારેય ભંગી પરાણે થયેલા પાપનું પ્રાયશ્ચિત્ત કરવા ધગધગતી ચિતામાં કૂદી પડયા. પોતાના જીવતા નંદાને અગ્નિની આંચના લાગે તે માટે તેને ચારે બાજુ ચારેય ભંગી વીટળાઇ વળ્યા "ધન્ય બલિદાન."

પાંચસો મણ કાષ્ટની એ ધગધગતી ચિતા સળગતી હતી. તેની તીખી જવાળાએ સંત નંદાના બંધનો બાળ્યા કુંતાના ખોળામા પાંડવો ખિલેલાને તેમ પ્રભુના એ પાંચેય પ્યારા બાળકો 'રંગા રંગા' રટતા હતા ચિતાની જ્વાળાઓ શાંત થઈ. ધગધગતા અંગારા જાણે કુસુમ બની ગયા. એ સંતની ચરણરજથી સનાતનીઓના હૈયામા ઝગઝગતો પ્રકાશ થયો ને એ ભવ્ય રાત્રીએ સંત નંદાને ઊંચકી બ્રાહ્મણો નાચ્યા, કૂદયા. સારી યે રાત ગગનભેદી ગર્જનાઓ પડી 'જય રંગા, જય નંદા, જય રંગા" તામિલનાડના તાંજોર જિલ્લામા આધનુર ગામમા એક પરાયા કોમમા (ભંગી) આશરે છ સો વર્ષ પહેલા જન્મી સંત નંદાએ પરાયાના-(પારકાના) પાપ ફેડયા

આજે પણ શ્રી રંગમના મંદિરને પહેલે પગથારે શ્રી ફળને ફૂલ ચડાવી ભાવિકો રંગાને દર્શને પ્રવેશે છે.

---

## મુંઝવણ અને અભિરુચિ

એક વખત ચાર તપસ્વી મહાત્માઓ એક વિશાળ વૃક્ષની નીચે બેઠા બેઠા વિચાર કરવા લાગ્યા કે તપના ફલ-સ્વરૂપ શુ વરદાન માગવુ ?

એકે પોતાનો મત દર્શાવ્યો, 'અઢળક પ્રમાણમા અન્ન માગવું જોઇએ, જેથી જીવન નિશ્ચિતપણે વિતી શકે' બીજાએ કહ્યું, 'ના, બળ માગવુ જોઈએ, કેમકે બળ વિના અન્ન ઉત્પન્ન નહી થઇ શકે' ત્રીજાએ જુદો જ મત દર્શાવ્યો, 'વરદાન માગવુ હોય તો બુદ્ધિ જ માગવી બુદ્ધિ વિના બળ નિરર્થક છે' ચોથાએ કહ્યું-'શાંતિ માગવી જોઈએ અશાંતિથી બુદ્ધિ પણ નષ્ટ થઇ જાય છે'

વિવાદનો અંત ન આવ્યો છેવટે વૃક્ષે સલાહ આપી, 'નકામી મુંઝવણમા સમય બગાડવો યોગ્ય નથી આપ સહુ પોત-પોતના અભિરુચિનુ વરદાન માગી લો તો કેમ?'

—મુકુન્દ જે. ગુજરીવાલા

# એ ન ચાલે

રતિભાઈ ગોધિયા

"હો, હો, હો, સાવજ પડયો સાવજ પડયો !"

ગિર પ્રદેશમા જગલથી ઘેરાયના એક ગામમા રાતના સાડા દશ વાગ્યા હતા ગામનો ચોરો અને મેદાન લોકમેદનીથી ભરાઇ ગયુ હતુ, અને ગામમા આવેના માનવતા મહેમાનનુ ભાષણુ ચાલુ હતુ ત્યા વચ્ચે ગોકીરો મચ્યો કે, 'સાવજ પડયો સાવજ પડયો !" અવાજની સાથે સભામા થોડી ગડમડ થઇ ત્યારે ઊચે ચોરે નિરાતવાળાને આખો મીચીને દોઢ કલાકથી પ્રવચન કરતા મુબઇ રાજ્યના એક ઉમર લાયક ધારાસભ્યે આખ ખોલી અને બોલ્યા 'ચૂ પ શાતિથી સાભળો !" અને ગોકીરો કરનારાઓ નિરાશ થયા !

વાત એમ હતી કે સાતેક વર્ષ પહેલા સૌરાષ્ટ્રના આદિવાસી પ્રદેશમા રચનાત્મક કામ કરતી એક સસ્થાની મુલાકાતે મુબઇ રાજ્યના એક સેવાભાવી ધારાસભ્ય આવતા સસ્થાના કાર્યકરોએ ગામમા સભા ભરી હતી હજાર મણુસની વસ્તીના આ ગામમાથી સભામા લગભગ ૭૦૦ ઉપરાત માણુસોએ હાજરી આપી હતી કારણુ કે મહેમાનનું માન કરીને સાભળવાની સાથે ગામના જુવાનડાઓ રાસ રમીને પોતાની કળાનુ પ્રદર્શન કરાવી મહેમાનનું બહુમાન કરવા માગતા હતા ગામનો ઉત્સાહ હિલોળે ચડયો હતો અને મહેમાનનુ ભાષણુ પૂરૂ થાય કે તુરત જુવાનડાઓ રાસ રમવા માટે થનગની રહ્યા હતા

પણુ બીજી બાજુ ગામનો ઉત્સાહ જોઇને ધારાસભ્યશ્રી ખૂબ ભાવાવેશમા આવી ગયા હતા અને પોતાની પાસેનુ બધુ જ જ્ઞાન આ ગામને આજને આજ આપી દેવાની સેવભાવી ઇચ્છાથી તેઓ આખો મીચીને પ્રવચન કરી રહ્યા હતા નવ વાગે પ્રવચન શરૂ કર્યું હતુ અને સાડા દશ વાગ્યા હતા ત્યારે ગામના જુવાનડાઓએ જોયુ કે મહેમાન આખો મીચીને પ્રવચન કરે છે તેથી તેમને સમયનો ધ્યાન લાગતો નથી માટે કઈક નુસખો કરો ! અને તેમણે આ ગામમા રોજ દેખાતા સિહને ધ્યાનમા રાખી નુસખો કરી મહેમાનનુ ધ્યાન દોરવનો પ્રયત્ન કર્યો કે, 'હો હો હો સાવજ પડયો, સાવજ પડયો" પણ અફસોસ મહેમાનની ધીરજ ઘણી હતી, એટલે ગડમડ થતા તેમણે આખો ખોલીને સભાજનોને શીખામણ આપી કે ચુપ શાતિથી સાભળો"

ધારાસભ્યનું પ્રવચન આગળ ચાલ્યુ ! પોતાના બાળપણથી અત્યારસુધીની પોતાની ઉમદા જીદગીનું આમપ્રજાને દર્શન કરાવી તે પ્રમાણે જીવનનું ઘડતર કરવાની સલાહ આપવાનો તેમણે નિશ્ચય કર્યો હતો અને પોતે ખૂબ જ શ્રદ્ધા અને ભાવનાથી પોતાનુ માનનીય પ્રવચન આપી રહ્યા હતા સભામા ઇરાદા પૂર્વક ફેલી કરાયની અશાતિ પછી ફરી પોણો કલાક પસાર થઈ ગયો અને લોકોની ધીરજ ખૂટી ત્યારે ફરી જુવાનડાઓએ મહેમાનને જગાડવાનો એક વધુ અખતરો કરી જોયો ! ફરી સભામા ધાધલ કરવામા આવ્યુ અને બૂમો પડી કે સાવજ આવ્યો સાવજ આવ્યો ! પ્રયત્ન નિષ્ફળ ગયો અને ફરી ધારાસભ્યે આખો ખોલીને પ્રજાજનોનો શિસ્તનો ધ્યાન આપ્યો કે અવાજ નહી, શાતિ રખો"

બસ થઇ રહ્યુ ! રાસ રમનરા જુવાનડાઓએ પોતાની આશા છોડી દીધી ! ગામ લોકોએ સ્થિતિ સમજી લીધી અને સહુ ધીરે ધીરે વિખરાવા લાગ્યા અને માનનીય મહેમાને જ્યારે સાડા અગિયાર વાગે પોતાનુ પ્રવચન પૂરૂ કરી આખો ખોલી ત્યારે ૭ માણસો હતા જેમા ત્રણ રચનાત્મક સસ્થાના કાર્યકરો હતા જેઓ મહેમાનને લાયા હતા અને ત્રણ ગ્રામજનો હતા જેમના પાથરણા ત્યા હતા !

આશ્ચર્યની સીમા ત્યારે આવી કે આ સભ્યે પ્રવચન પૂરૂ કરીને સભામથી બધા કેમ ચાની ગયા તેને વિશે ન તો આશ્ચર્ય વ્યક્ત કર્યું કે ન તો

કઇ પૂછપરછ કરી અને એ રીતે પોતાની ઉત્તમ સ્થિતપ્રજ્ઞતા સિધ્ધ કરી

જૂના વખતની એક લેક-કથા છે કે, "મહારાજ કથ કહેતા હતા આ મહારાજની કથાથી થાકીને કથા સાભળનારા બધા ચાલી ગયા અને માત્ર એક જ વ્યક્તિ બાકી રહી ત્યારે મહારાજે એ વ્યક્તિને કહ્યુ કે, તમે સાચા ભક્ત છો" ત્યારે એ વ્યક્તિ એ જવાબ આપ્યો કે, 'મહારાજ હુ આપની કથામા કંઈ સમજતો નથી પણ આપ બેઠા છો તે શેત્રજી મારી છે એટલે આપ કથા પૂરી કરો તો એ શેત્રજી લેવા હુ બેઠો છુ"

આ લોકકથા માત્ર કાલ્પનિક નથી તેની ખાત્રી જગલમા વસેલા એ ગામને થઇ તેનુ પણ મૂલ્ય છે

ધારાસભ્યનો કાર્યક્રમ આગળ ચાલવાનો હતો

બીજે દિવસ ૭ માઇલ દૂરના એ ૨૦૦ માણસની વસ્તીના નાનકડા ગામે મુખ્ય મહેમાન આવ્યા ત્યારે ગામના ૨૫-૩૦ પુરુષોએ તેઓનુ સ્વાગત કર્યું અને પોતાના ગામમા રચનાત્મક સસ્થા દ્વારા કેવુ સારુ કામ થઇ રહ્યુ છે અને પોતે સહુ એ કામમા કેવા જોડાયા છે તેનો ખ્યાલ આપ્યો

મહેમાન આ અહેવાલ સામળીને ખુશી થયા પણ પછી તુરત તેમના ધ્યાનમા આવ્યુ કે સભામા કોઇ સ્ત્રી નથી એટલે તેઓએ ગ્રામજનોને કહ્યુ કે, ' તમે બધા સર્વોદયમા માનો છો પણ તો પછી અહી કોઈ બહેન કેમ નથી ? બહેનોને તમે બહાર નથી લાવતા એ ન ચાલે "

ગામ લોકોએ જવાબ આપ્યો, સાહેબ અમારા બૈરાને કામ હોય એટલે અત્યારે કયાથી આવી શકે ?'

મહેમાને સમાનતાની નીતિ સમજાવતા કહ્યુ, "એ ન ચાલે જાઓ તમે બહેનોને તેડી લાવો હુ ત્યાર પછી જ વાત કરીશ એ ન ચાલે "

ગામ લોકો મુઝવણમા પડયા કારણ કે આ નાના ગામમા હજુ એટલી બધી પ્રગતિ નહોતી થઇ કે સ્ત્રી પુરુષો આવી ચર્ચામા ભાગ લઇ શકે વળી પાછુ અત્યારે કામનો સમય હતો તેથી સ્ત્રીઓ કા તો રસોઈ કામમા પડી હતી અથવા ખેતરે ગઈ હતી

ગામ લોકોની મુઝવણ જોઈ ધારાસભ્યશ્રી ઊભા થઇ ગયા અને કહ્યુ "તમે નથી જતા તો ચાલો હુ જઉ છુ હુ બહેનોને બોલાવી લાવીશ " અને મહેમાન સહુને ઘરે જવા ઊપડયા ગામ લોકો મુઝાતા મુઝાતા સાથે ચાલ્યા

આ સરઘસ કોઇને ઘેર પહોચે ત્યા ગામ લોકોના નસીબે ધારાસભ્યનુ ધ્યાન એક બીજી બાબત પ્રત્યે દોરાયુ તેમણે જોયુ કે ગામમા ગટર નથી અને પાણી આજુબાજુ ઢોળાયેલુ છે તેથી તેમણે ગામ લોકોને કહ્યુ કે, ' તમે કેમ ગટરની વ્યવસ્થા કરી નથી ?" લોકોએ જવાબ આપ્યો " સાહેબ અમે હજુ તેવુ કઇ કર્યુ નથી અને અમને એવી કઈ મુશ્કેલી નથી"

' એ ન ચાલે " ધારાસભ્યે કહ્યુ અને ઉમેર્યુ કે " જાવ કોદાળી પાવડા લાવો અને હુ તમને આ કામ કેમ થાય તે શીખડાવુ "

ગામ લોકો રાજી થઇ ગયા અને બોલવા લાગ્યા, ' જી સાહેબ, જી સાહેબ હમણા લાવીએ " કારણ કે બહેનોને બોલાવી લાવવાના મહા-ઉપાધિવાળા કામ માથી તેમનો આ રીતે આપોઆપ છુટકારો થઇ ગયો

પણ મુખ્ય મહેમાન ખૂબ જ સેવાની ભાવનાવાળા હતા એટલે તેઓની નજરમા પડતી કોઇપણ ખામી તેઓ તુરત સુધારી લેવા માગતા હતા આથી ગટર સફાઇનુ કામ હાથ પર લેવાય તે પહેલા તેઓની નજરે એક બહેન હાથમા કમડુ લઇને જગલ તરફ જતી દેખાઇ અને તેમણે લોકોને કહ્યુ ' એ ન ચાલે આ બહેનો માટે તમે જાજરૂની વ્યવસ્થા નથી કરી ?'

ગામ લોકોએ કહ્યુ, 'સાહેબ, અહી તેની જરૂર નથી આપ જુઓ, અહી ઘરોને અડીને જ કેટલુ બધુ જગલ છે માટે અહી ખાસ જાજરૂની વ્યવસ્થાની જરૂર નથી"

ધારાસભ્ય અકળાઈને બોલ્યા "એ ન ચાલે ચા ને વાસ-વળી લવો હુ તમને જરૂર શીખુ કરતા શીખડાવુ"

લોકો બાઘાની જેમ ઊભા રહ્યા અને ન સૂઝ્યુ માથી કયુ પહેલુ માનવુ તેની ચિતામા પડ્યા પણ ત્યા નસીબ તેમની મદદે આવ્યુ અને યજમાન કાર્યકરે મહેમાનને યાદી આપી કે આપણે આગળના કાર્યક્રમમા એક કલાક મોડા થઈ ગયા છીએ માટે આપણે હવે અહીથી આગળ જવા રવાના થવુ જોઈએ

ધારાસભ્ય નારાજગી અને લાચારીથી આગળના કાર્યક્રમમા જોડાવા મોટરમા બેઠા અને ગામલોકોને ખાસ યાદી આપી કે "એ ન ચાલે"

---

## ભગવાનના દર્શન કરો

એક સુદર ચિત્ર જોતા, આપણા હૃદયને આનદ થાય છે, તે આનદથી આપણા હૃદયમા એવો ભાવ જાગે છે કે આ ચિત્રનો કલાકાર કોણ હશે ? ચાલો એને શોધી કાઢીએ અને તેના દર્શન કરીએ ! એ જ રીતે એક કાવ્ય એક ગ્રથ કે એક સુદર કૃતિના દર્શન થતા આપણા હૃદયમા જે સદભાવના જાગે છે તેથી તે કૃતિના કર્તાના દર્શન કરવાની ઇચ્છા જાગે છે અને તેના દર્શન થતા સુધી હૃદયને સતોષ કે શાતિ થતા નથી

આ જગતની અનેક રચનાઓ તરફ આપણી નજર ખેચાય છે કોઈક સુદર ફૂલ, કોઈક મનોહર પક્ષી કોઈક આકર્ષક પ્રાણી, કોઈક સૌમ્ય, મધુર બાળ આ બધી કૃતિઓના દર્શન થતા, આપણા હૃદયમા એક ભાવના જાગે છે કે, 'આવી સુદર કૃતિઓનો રચનાર કોણ હશે ? આ જગતની મધુર કૃતિઓ કોણે નિર્માણ કરી હશે ?' જગતના આ સુદર પદાર્થો જોઈને સૌ કોઈના હૃદયમા આવા પ્રશ્નો જાગતા નથી જેની પર પરમેશ્વરની કૃપા થાય અને જેનુ હૃદય નિર્મળ સ્ફટિક સમાન હોય, તેના જ હૃદયમા આ પ્રકારના પવિત્ર પ્રશ્નો જાગે છે ભક્તિભાવના માટે આ પૂર્વ ભૂમિકા છે પરમેશ્વરના દર્શન કરવાની ભક્તને જે આતુરતા જાગે છે તે આતુરતાને વિશેષ સ્પષ્ટ રૂપે પ્રગટ કરવા માટે પરમેશ્વરની કૃતિઓ મદદરૂપે બને છે ભક્ત સસારની સર્વ કૃતિઓને જોઈને ખૂબ જ આનદ પામે છે ભગવાનની કૃતિઓમા તેને ભગવાનના દર્શન થાય છે વિશ્વરૂપ ભગવાનના દર્શન થયા પછી તેને ભગવાનના યોગ સ્વરૂપના દર્શન કરવાની ઇચ્છા જાગે છે ભગવાનના વિશ્વરૂપના જેને દર્શન થતા નથી, વિશ્વમા જેને ભગવાન દેખાતા નથી અને જે આખો મીચીને ધ્યાન ધરીને ભગવાનના દર્શન કરવાની ઇચ્છા રાખે છે, તેનો તે પ્રયત્ન સફળ થાય એમ નથી ભગવાને જે કૃતિઓ રચી છે, તેનાં દર્શન કરવામા ભક્ત આનદ પામે તેને જ પોતાનુ મન માને છે ઋગ્વેદ જણાવે છે કે સર્વ વ્યાપક પ્રભુ વિષ્ણુના આ બધા કાર્યો જુઓ આ વ્યાપક કાર્યોના આધારે માણસના બધા કાર્યો ચાલી રહેલા છે તે જ મનુષ્યોનુ વ્રત છે

પ શ્રીપાદ દા સાતવળેકર

# રવીન્દ્રનાથ
# એક કેળવણીકાર

નગીનદાસ પારેખ



આજે શ્રી રવીન્દ્રનાથને જગત કવિ તરીકે ઓળખે છે તે કવિ, સાહિત્યકાર, વિચારક વગેરે હતા પરંતુ તેમણે જીવનનો સૌથી મહત્વનો કાળ અને વધારે સમય તો કેળવણીના ક્ષેત્રને આપ્યો છે લગભગ ૪૦ વર્ષ શાન્તિનિકેતનના શિક્ષણની જવાબદારી તેમણે ઉપાડી હતી સંસ્થાની સ્થાપના ૧૯૦૧મા થઇ. તેની પાછળ સર્વસ્વ હોમી દીધુ

પૂ ગાંધીજીએ સંસ્થાની મુલાકાત લીધી ત્યારે વિદાય વખતે ( મોઢે ન કહી શકવાથી કાગળમા લખ્યુ, 'મારા પછી સંસ્થાને પાંખમા લો અને નિભાવો!' એવી એમની સંસ્થા માટે પ્રીતિ બંધાઈ ગઇ હતી

તેઓ રાજકીય અને સામાજિક લેખોમા દેશના પ્રશ્નોના મૂળમા ઊંડા ઉતરી ચર્ચા કરતા બધા દુઃખ અને દારિદ્રનુ મૂળ તેમને અજ્ઞાનતામા લાગ્યુ અને તેથી શિક્ષણ જ એક માત્ર ઉપાય તેના નિવારણ માટે છે એમ તેઓ ભારપૂર્વક કહેતા જીવનના સર્વ પ્રશ્નો સાચી કેળવણીથી ઉકલશે એમ તેઓ માનતા વળી સંસ્થાની સ્થાપનામા નવી ફિલસૂફી હતી

તેમને નવી શિક્ષણ સંસ્થા કાઢવાનું મન થયુ તેના બે કારણ છે તેઓએ જ એક જગાએ લખ્યુ છે તેમ મને બાળપણમા શિક્ષણ સંસ્થાઓના જે અનુભવો થયા તે અને પિતાજીએ કરાવેલા અનુભવો, તે બે કારણોને લઇને સંસ્થા કાઢવાનું મન થયું

બાલ્ય કાળ:–

તેઓ ૧૪મા સંતાન હતા માતાનો સંગ કેટલો મળે તે વિચારવા જેવુ છે એક મહાન કુટુંબની જવાબદારીનો ભાર તેમની માતા ઉપર હતો લગભગ ૨૦૦ કરતા પણ વધારે માણસની વ્યવસ્થાનો ભાર જેમને માથે હોય તેણે તેના નાના સંતાનને કેટલુ રમાડ્યુ હોય? માતાના મૃત્યુ પછી તેઓએ લખ્યુ છે, 'માને હું ઓળખતો નથી તેનો સાથ મને મળ્યો નથી.' મા બપોરના ગંજીપો રમતા હોય ત્યારે અમે ત્યા પહોંચી જતા તે વખતે નોકર અમને ખેંચી જતો. કેમ જાણે અમે કાંઇ ઉપદ્રવ ન હોઇએ?" માતાની મમતાની તેમના બાલ્યકાળમા ઘણી ઊણપ હતી જેનો પડઘો તેમના સર્જનમા પડયો છે તેમનો આખો ઉછેર નોકરને હાથે થયો હતો. મોટા અને સભ્ય ગણાતા કુટુંબના બાળકો નોકરને હાથે ઉછરે છે આ બીજાને સદ્ભાગ્ય લાગે છે પરંતુ હંમેશા તે દુર્ભાગ્ય જ બની રહે છે બાળ રવીન્દ્રને નવરાવવા ખવરાવવાથી માંડીને સુવરાવવા સુધીની બધી જ ક્રિયા નોકર કરતો. તેઓ લખે છે નોકર અમને કતારમા બેસાડી કૂતરાને નાખે તેમ એક બે પૂરી નાખી જતો બીજી

પૂરી જોઈએ છે એમ એવા અનાજે પૂછતો કે શું જવાબ આપવો તેની ખબર પડી જતી. તેને દૂધ ખૂબ જ ભાવતું તેથી અમારે ભાગે તે આવતું જ નહિ અને બાળપણની ટેવ નહીં તેથી મોટી ઉંમરે પિતા સાથે રહેવામાં મુશ્કેલી પડી. વિના દૂધના શોખીન, બે કટોરા ભરાવે ત્યારે નોકરને વિનંતી કરવી પડતી ભાઈ! કટોરામાં ફીણુ વધારે નાખ જેથી વધારે દેખાયા છતાં દૂધ ઓછું રહે.

અઠવાડિયે એક દિવસ અમને પૈસા મળતા. તેમાથી મન ગમતો નાસ્તો મંગાવવાનો હતો. વધારાના પૈસા નોકરોને મળે અને તેઓ ખુશ થાય તેથી અમે મમરા–ચણા મંગાવતા. ઘણી વાર નોકરો ગુસ્સે થતા. અમે રડતા ત્યારે તેઓ આખું માથું ગોળીમા નાખી દેતા. (આટલા મોટા કુટુંબનું આખા વર્ષનું પાણી એક સામટું ગંગામાથી ભરી લેવામાં આવતું. એક મોટા ઓરડામા તેને માટે ઘણા મોટા વાસણ રહેતા.) નોકરની શીરજોરી ભારે હતી. એક કુંડાળુ કરીને તેમા બાળ રવીન્દ્રને બેસાડી રાખતો. કહેતો અહીંથી ખસીશ નહિ, 'સીતાનું શું છે તેની ખબર છે ને? નોકર હોશિયાર માળી હતો તેથી બાળકોને પીંજરના પંખીની માફક જોતો. ૮ વર્ષ સુધી રવીન્દ્રે ગરમ કપડું ન હોતું જોયું. તેને ફક્ત સુતરાઉ કપડા જ પહેરવા મળતા. તે કલકત્તા છોડીને બહાર ગયા ન હતા. ઘરના બધા ઓરડાઓમાં ફરવાની પણ છૂટ ન હતી

નોકર તેને એક બારી આગળ કુંડાળું કરીને બેસાડી રાખતો. બાહ્ય જગત અને પ્રકૃતિનો અનુભવ તેમને આ બારી મારફત થયો. દૂરના મેળામાથી આવતા લોકોના ટોળા તે જોતા અને દૂર સુદૂર દેખાતી ડુંગરમાળની પાછળ શું હશે તે જોવા જાણવાની તીવ્ર જીજ્ઞાસા ઉઠતી. તેનો પ્રતિઘોષ 'પોસ્ટ ઓફિસ' નાટકમા છે. અમલ એ પોતે જ છે. અને તે રાજા (ઈશ્વર) ની ટપાલ આવવાની રાહ જુએ છે. તેમની સંવેદન શક્તિ ખુબ જ તીવ્ર હતી. તેઓ જે જે જોતા, અનુભવતા તેની ઊંડી છાપ અંકાયેલી પડી હતી. બાગની નાળિયેરી કે તાડના ઝાડ, અને તમામ બધું છેક ૭૦ વર્ષની ઉમર સુધી અંકાયેલાં. એક માણસ ટુવાલ પલાળીને જ ન્હાતો બીજો માણસ પાણી દાટેલી મેલ દૂર કરી ડુબકી મારીને બહાર નીકળી જતો. આવા બાળપણનાં માનસ ચિત્રો અનેકવાર કાવ્યો, વાર્તાઓ અને ઇતર ચિત્રોમા વાગોળ્યા કર્યા છે.

શાળા :–

તેઓ બહુ ભણ્યા નહિ. ૫ ૬ વર્ષમાં ૪ ૫ શાળાઓ બદલી શાળાનો સુખદ અનુભવ ન થયો. એક શાળામા હાથ પહોળા કરાવી ઉપર સ્લેટનો થોકડો મુકાતો. બીજી શાળામાં શિક્ષક તરફ તેમને અણગમો થયેલો. તેઓ જવાબ ન આપતા. પ્રથમ નંબરે પાસ થયા ત્યારે પરીક્ષકે ગોટાળો કર્યો હતો એમ તેણે માન્યું પરિણામે તેઓ દુઃખી થયા અને શાળા છોડી તે શિક્ષક વિશે તેમણે લખ્યું છે, "ઘણા પ્રાણીઓને ડંખ હોય છે અને કેટલાકને નહોર પરંતુ આ શિક્ષકને બન્ને હતા." ચિત્ત ઠરે એવી એકે શાળા ન મળી. ન ચિત્ર ન બાગ કે ન સૌંદર્ય–સુકુમારતા. બધુ વેરાન લાગે. આથી શાળામાથી ભાગવા માટે તરકીબ કરતા. શિયાળાની ઠંડીમા પણ ખુલ્લી અગાશીમા સુતા. કાંઈ તાવ આવે છે જેથી શાળામાથી છુટકારો મળે? બૂટમા પાણી પણ ભરતા પરંતુ શરીરની ઘણી સારી તંદુરસ્તી અને કુસ્તી વગેરેથી સારું આરોગ્ય. પરિણામે આવા તરકીબો કામ ન આવતી અને છેવટે સનાતન કારણ પેટમા દુઃખવાનુ મા પાસે રજૂ કરવુ પડતુ.

પિતા:–

પિતા આવ્યા પછી ૧૫મે વર્ષે ઉપનયન સંસ્કાર કર્યો. પિતાએ તે વખતે તેને હિમાલય સાથે જવા માટે પુછ્યુ. જીવનમા પહેલી જ વાર માપ આપી કપડા કરાવ્યા (ત્યા સુધી અન્યના કાતરેલાં પહેરવા પડેલા), એક માસ શાંતિનિકેતન રહ્યા. ખુલ્લા વેરાન કોતરો, નદી, ઝરણા, ફરવાની ખુબ છૂટ. તેમણે જુદા જુદા આકાર અને રંગના પથ્થર ખીસ્સામા માય તેટલા ભર્યા. "પિતાજી હું સુંદર પથ્થર લાવ્યો છુ." પિતાએ માળીને બોલાવ્યો અને તે પથ્થરથી બાગની ધાર બાંધવા કહ્યું. એક દિવસ બાળ રવીન્દ્રે પિતાને એક સુંદર અને મીઠા

ઝરણાની શોધની વાત કરી પિતા ત્યાથી પાણી મગાવી પીતા. આમ બાલ રવીન્દ્રની કિમત પિતા આગળ વધી ગઈ (Recognisation મળ્યુ) પછી તો તેને ખરીદી અને હીમાયતનુ કામ સોપાયુ, પિતાની કિમતી ઘડિયાળને ચાવી પણ તેણે જ આપવાની અને સામાન્ય રીતે બને છે તેમ જ બન્યુ સાતમે દિવસે ઘડિયાળ કલકત્તા મોકલવુ પડયુ તો પિતામા એટલી પણ સમજ નહિ હોય કે આવી કિમતી ચીજ બાળકને ન સોપાય ? તેમને મન ઘડિયાળ કરતા પુત્રના શિક્ષણની કિમત વધારે હતી તેથી તેમણે તેનો વિચાર જ ન કર્યો પરતુ આ બધાથી રવીન્દ્રનાથમા વિશ્વાસ જાગ્યો આત્મવિશ્વાસ વિના કોઇ વિકાસ ન થઇ શકે હિમાલયમા ત્રણ માસ રહ્યા ત્યા થોડુ અગ્રેજી અને સસ્કૃત શીખ્યા નહા વાનુ બરફના ઠડા પાણીથી તેઓ નોકરને વિનવતા ભાઈ ! મારી નહિ તો પાણીની ટાઢ ઉડવા તુ એક ગરમ પાણીની ડોલ રેડ ? નોકર પિતાની ધાકથી તેમ ન કરતો કોઇને પણ થાય કે બાપ કજુસ કે ક્રૂર હશે શ્રી રવીન્દ્રનાથ કહે છે કે, ના તેઓ કજુસેય ન હતા અને ક્રૂર પણ ન હતા તેઓ મને ખડતલ બનાવવાની સમજથી જ કષ્ટ પડે તે રીતે ઉછેરતા રવીન્દ્રનાથને આ સિદ્ધાત સ્વીકારવા જેવો લગ્યો તેથી તેમણે શાતિનિકેતનના શિક્ષણ ક્રમમા સ્થાન આપ્યુ

બાળપણમા તેઓ લખે છે કે રોજ સવારે સૂર્ય ઊગે ત્યારે ખુરશી નાખીને બાગમા બેસતો, અને નાની તેફાની છોકરી મૂઠી વાળી પૂછતી બોલ આમા શુ છે ' તે મૂઠીમા શુ ન હોય ? તેની મૂઠીમા શુ હશે તે જાણવાનુ કુતુહલ જીવનના અત સુધી રહ્યુ. તેમની સવેદનશીલતામા પણ બાળપણના ઉછેરનો કાઇક હિસ્સો હોવો જોઇએ

(૧) તેમણે પ્રકૃતિના સપર્કને પ્રધાન સ્થાન આપ્યુ. સાચો વિકાસ પ્રકૃતિના સાનીધ્યથી જ થઇ શકે આથી બાળકોને કપડા-ઘરેણા પહેરાવવાની વિરૂધમા તેઓ હતા તેઓ માનતા બાળકોને ધૂળમા પાણીમા રમવુ ગમે છે તેજ સાચા વિકાસનુ પગથિયુ છે મા બાપ પોતાના શોખનો બોજો બાળકો ઉપર નાખે છે, બાળકને કપડા ન પહેરવા હોય છતાં પહેરવા પડે બાળકને તો વૃક્ષની માફક ધૂળ, વાયુ, પ્રકાશ બધાનો સીધો જ સબધ થવો જોઇએ. તેઓ કહે છે " નગ્નતામા એક સુખ છે. તેની દરિદ્રાઇ હોય જ નહિ ગીતાજલિનુ ગીત-જેને તું રાજા જેવા કપડા શણગાર પહેરાવે છે તેનો રમતનો શોખ મરી જાય છે

(૨) બોલપુર આશ્રમ પહેલા બ્રહ્મચર્યાશ્રમ તરીકે સ્થપાયેલો ત્યા વિદ્યાર્થી અને શિક્ષકોએ જોડા ન પહેરવાનો નિયમ હતો આ નિયમ જીવનને ખડતલ બનાવવા કરાયો હતો ત્યા મકાન સાવ સાદા હતા અસબાબને સ્થાન ઘણું અલ્પ હતુ. ભારતીય સસ્કૃતિમા અસબાબ ઐશ્વર્યની ચીજ ગણાતી પરતુ સસ્કારીતાની તો નહિ જ. કેળના પાત્રમા જમતા કોઇને શરમ ન હોતી આવતી તેઓ પ્રથમ અભ્યાસીઓને બેગા કરવામા માનતા અભ્યાસીઓ પછી પુસ્તકો, અસબાબ અને છેલ્લે મકાનો આજે તો ઉલટી ગગા વહે છે ટેબલ-ખુરશી સામે તેમને વેર ન હતુ પરતુ જ્યા સુધી બાળક ભણે છે ત્યા સુધી સાદાઇ પાળવી જોઇએ જેથી ગરીબ અને તવગરનો ભેદ ન રહે આ ભેદ જ સમાજ માટે ભયકર વસ્તુ બની રહે છે.

(૩) શિક્ષણનુ માધ્યમ – કોઈ પણ પ્રકારનું શિક્ષણ માતૃભાષામા થવુ જોઇએ એમ તેમનુ માનવુ હતુ તેમના શિક્ષણની વ્યવસ્થા તેમના મોટા ભાઇએ પહેલા બગાળીમા અને પછી અગ્રેજીમા કરી તે માટે તેઓ તેમને પ્રણામ કરે છે તેઓ કહેતા "સ્વભાષા એ તેજાબ જેવી છે વિચાર ગ્રહણ અર્થ ગ્રહણ અને અભિવ્યક્તિથી તે સમૃદ્ધ બને અને તેનો વિકાસ થાય અગ્રેજી માધ્યમને કારણે દેશ ભિખારી રહ્યો, આપણા યુવાનો ખી એ કે એમ એ થયા છતા દેશ ભિખારી રહ્યા તેઓ બાળક જ રહ્યા તેમનામા પ્રૌઢતા ન આવી અગ્રેજી સીમેન્ટના કુડ જેવી છે કુડમા નીચે કે અજુબાજુ પાણી પચતુ નથી તેથી આવા ખેતરને લાભ નથી મળતો તે રીતે વિદેશી માધ્યમને કારણે શિક્ષણ પણ સમાજમ પ્રસર્યું દેખાતું નથી

(૪) તેમણે કળાને સ્થાન આપ્યું હતું. ચિત્ર, નાટક, નૃત્ય, સંગીત, ઉત્સવો વગેરે ખૂબ. વૈષ્ણવો જેમ અનેક પ્રકારના ઉત્સવો ઉજવે છે તેમ જ. વર્ષા આવે ત્યારે ઉત્સવ, વર્ષા રહે તેનો ઉત્સવ, વર્ષા જાય તેનો પણ ઉત્સવ. અને આવા તો કેટલાયે ઉત્સવો ત્યાં સતત ચાલ્યા જ કરે. વાતાવરણ આનંદથી ભરપૂર રહેવું જોઈએ, એમ તે માનતા. તેઓ કહેતા મનુષ્ય આનંદથી જીવે છે અને આનંદથી લય પામે છે. તેથી આનંદના તરંગો જ બાળકને ભણાવે છે.

(૫) સ્વાતંત્ર્યઃ– તેઓએ વિદ્યાથી સ્વરાજ્યની સ્થાપના કરી હતી. નાના દોષોનું નિરાકરણ વિદ્યાર્થીઓ જાતે જ કરી લેતા. કોઇ પણ ગુના માટે સજા કરવામાં આવતી નહિ પરંતુ વિદ્યાર્થીઓ જાતે જ પ્રાયશ્ચિત્ત કરે અને ફરી ભૂલ ન કરવાનો નિશ્ચય કરે. આ રીત ઊંચે લઇ જનારી છે. દંડ કરવામાં દંડ કરનારનું અપમાન છે અને વિદ્યાર્થીમાં શિસ્તનો અભાવ જ રહે છે. શિસ્ત આંતરિક વસ્તુ હોવાથી વિદ્યાર્થી પોતાની મેળે પ્રાયશ્ચિત્તથી જ કેળવે.

(૬) હેતુઃ– તેમનો હેતુ શિક્ષણ મારફતે સંપૂર્ણ વ્યકિતત્વના વિકાસનો હતો. તેથી વિદ્યાર્થીનું વ્યકિતત્વ પ્રગટ થાય તેવું મુક્ત વાતાવરણ અને વિષમ વ્યવસ્થા હતી. તેમણે બંધન લાદવાનો પ્રયત્ન કર્યો જ નથી. સંસ્થામાં તેથી જીવનની સુસંગત સુમેળવાળી એકતા છે. બધાજ કાર્યકર્તાઓ અને વિદ્યાર્થીઓ તેમના વ્યકિતત્વને સ્વીકારતા. એમની શિક્ષણ વ્યવસ્થામાં મહેનત મજૂરીને પણ સ્થાન હતું. શાળામાં બીજા વિષયો સાથે એની ગૌપાલન વગેરે ઉદ્યોગોની વ્યવસ્થા હતી.

(એક પ્રવચન : **શ્રી વિમળાબહેન પટેલ** તરફથી)

---

## ગતિમાન પ્રવાહ

પૃથ્વીમાં જે કોઇ આવે છે તે ચાલ્યું જાય છે. આ પ્રવાહને કારણે જ જગતનું સ્વાસ્થ્ય જળવાઇ રહે છે. એક કણ સરખાની જો આવજાવ બંધ થઈ જાય તો જગતનું સામંજસ્ય ભાંગી પડે. જીવન જેમ આવે તેમ ચાલ્યું જાય છે; મૃત્યુ પણ જેમ આવે છે તેમ ચાલ્યું જાય છે એને પકડી રાખવાનો પ્રયત્ન શા માટે કરો છો? હૃદયને પથ્થર જેવું બનાવીને એ પથ્થરની અંદર એને શા માટે પૂરી રાખો છો? એ જ અસ્વાસ્થ્યનું કારણ થઇ પડે છે. એને છોડી દો, એને ચાલ્યું જવા દો; જીવનમૃત્યુના પ્રવાહને રૂંધો નહીં. હૃદયનાં બન્ને દ્વાર એક સરખાં ખુલ્લાં રાખો. પ્રવેશના દ્વારમાંથી બધાં પ્રવેશ કરે, પ્રસ્થાનના દ્વારમાંથી બધા પ્રસ્થાન કરે.

રવીન્દ્રનાથ ઠાકુર



# અન્નનો પ્રભાવ

પ્રદ્યુમ્નરાય મુ. વૈદ્ય

મહાભારતના યુદ્ધે ભયકર સ્વરૂપ પકડયુ છે. પાડવોને મારી નાખવા કોઈ સહેલી વાત નથી તેમ દુર્યોધનને ખાત્રી થઇ ગઈ છે પાડવોને કઈ રીતે મારી શકાય તેની બાતમી કોઇપણ રીતે મેળવવી જોઇએ તેમ દુર્યોધનને લાગ્યુ તેને વિચાર આવ્યો કે ' યુધિષ્ઠિર મહારાજ સત્યવકતા છે અને તને આ બાબતમા પૃછવામા આવે તો જરૂર પાડવોને શુ કરવામા આવે તો તેનુ મોત થાય તેની માતમી મળી જશે"

સાજ પડયા પછી લડાઇ બધ થઈ વાણીપાણી પૂરા થયા પોતાના વિચારનો અમન કરવા દુર્યોધન પોતેજ યુધિષ્ઠિર મહારાજને મળવા સીધાવ્યો આ તો ધર્મયુધ્ધ હતુ દુર્યોધન આ રીતે મળવા આવે તો તે કાંઈ નવાઈ ઊપજાવે તેવી વાત ન હતી યુધિષ્ઠિરે દુર્યોધનને પ્રેમથી આવકાર્યો, 'કેમ પધારવુ થયું, દુર્યોધન ?"

દુર્યોધને બેઠક લેતા જવાબ આપ્યો. 'આપના ખુશી સમાચાર લેવા આવ્યો છુ ધર્મરાજ, કુશળ છો ને?" ધર્મરાજે સૌની કુશળતાના સમાચાર આપ્યા. થોડો સમય આડીઅવળી વાતો કરી છેવટે દુર્યોધને પોતે પોતાના આવવાનુ પ્રયોજન જણાવ્યુ. 'ધર્મરાજ, મારે તો જાણવુ છે કે પાડવોનુ મોત કઇ રીતે થાય એમ છે? પાડવોને મારી કોણ શકે એમ છે?"

ધર્મરાજ હસ્યા અને બોલ્યા "બસ એટલુ જ જાણવા માટે તસ્દી લીધી? દુર્યોધન, પાડવોને બે જ જણ મારી શકે તેમ છે"

"કોણ કોણ તે જણાવવા કૃપા કરશો?" દુર્યોધને સવાલ કર્યો ધર્મરાજે ઠડે કલેજે જવાબ દીધો. 'એક કૃષ્ણ ધારે તો મારી શકે' તુરત જ દુર્યોધન બોલી ઊઠયો "અશક્ય છે કારણ કે શ્રી કૃષ્ણ ભગવાન તો આપના પક્ષે છે અને પાડવોને કૃષ્ણ મારે તેવુ વિચારવુ પણ શકય નથી. ધર્મરાજ બીજી વ્યક્તિ કોણ છે?"

"બીજા ભીષ્મપિતામહ." ધર્મરાજે જવાબ આપ્યો

"તે પણ તેવુ જ અશકય છે દરરોજ યુદ્ધે ચડતા, રથમા બેસતા પહેલા "પાડવો વિજયતે" કહીને રથ ઉપર ચઢે તે પિતામહ પાડવોને મારે કઈ રીતે? દુર્યોધને નિસાસો મૂકીને ન્યાય દીધો. "હા છતા પણ ધર્મરાજ એક વાત છે પિતામહ અમારા પક્ષે છે તેથી શકય બનાવવુ હોય તો બનાવી શકાય ખરુ પિતામહ એવો વિચાર કઇ રીતે આવે તેનો રસ્તો દેખાડશો ધર્મરાજ"

"તેનો રસ્તો સહેલો છે પિતામહને જો કોઈ ચાડાળના હાથનું રાધેલુ અન્ન ખાય તો તેઓને પાડવોને મારવાનો વિચાર આવી જાય' ધર્મરાજે રસ્તો દેખાડયો.

"મહારાજ તે પણ અશકય છે પિતામહ પોતે હાથેજ અન રાંધી ખાય છે પરતુ ચડાળ કહેવો કોને અને શોધવો કયાથી" દુર્યોધને તે પણ જાણી લેવા પ્રયાસ કર્યો

યુધિષ્ઠિરે માર્મિક હાસ્ય કર્યું, અને સ્હેજ ભાવે કહ્યુ "ચાડાળ શોધવા જવાની જરૂર જ નથી દુર્યોધન, તારાથી ચડિયાતો બીજો ચાડાળ હોયજ નહિ જે દરરોજ સવારે ઊઠતાવેત પોતાના ભાઇઓનું મોત કેમ આવે તેનો વિચાર કરે તે ચાડાળ નહિ તો બીજુ શુ?"

દુર્યોધન ઊઠીને ચાલતો થયો પરતુ તેના મનમા યુધિષ્ઠિરના શબ્દોનુ રટણ રહી ગયું. ગમે તેમ કરીને પોતે પોતાના હાથે અન રાધીને પિતામહને ખવરાવી દેવુ તેવો નિશ્ચય પણ કર્યો

બીજે દિવસે સવારે દુર્યોધન વહેલો ઊઠીને

ઝાડ નીચે ભીષ્મ પિતામહ પોતાના ભાત બનાવવા બેઠા હતા ત્યાં તે છુપાઈને ઊભો ગયો. હાથમાં થોડા ચોખાના દાણા પણ લેતો આવ્યો. પિતામહે ચૂલા ઉપર હાંડલું ચઢાવ્યું અને જરા તેઓની નજર બીજી તરફ ગઈ કે તુરત જ દુર્યોધને પોતાના હાથમાં રાખેલ દાણા તે હાંડલામાં નાખી દીધા અને ચુપ ચુપ ચાલતો થઈ ગયો.

રસોઈ તૈયાર થઈ ગઈ. પિતામહે જમવાની શરૂઆત કરી. એક બે અને ત્રણ કોળિયા ગળેથી ઉતર્યા કે તુરત જ પિતામહ ક્રોધાવેશમાં આવી ગયા. અને ગમે તે થાય પણ આજે યુદ્ધમાં પાંડવોને ખતમ કરવા જ જોઈએ તેવો વિચાર તેમના મનમાં આવવા લાગ્યો એ લડવા માટે તૈયાર થઈને રથમાં બેસવા પિતામહ આવ્યા કે તુરત જ દુર્યોધન પડખે આવીને ઊભો રહી ગયો. પિતામહ તેને જોઈને બોલી ઊઠ્યા, "દુર્યોધન, આજે મેં નિશ્ચય કર્યો છે આજે કાં હું નહીં અગર તો પાંડવો નહીં એવો મે નિશ્ચય કર્યો છે."

દુર્યોધનને યુધિષ્ઠિરે કહેલ વાત સાચી લાગી અને બોલી ઊઠયો 'અન્નની અસર થઈ ખરી!"

ઉપરનો પ્રસંગ યાદ આવે છે ત્યારે આપણી સમક્ષ આપણા અત્યારના સમાજનું ચિત્ર ખડું થાય છે. ભારતનું નૈતિક ધોરણ દિન પ્રતિ દિન નીચું ને નીચું ઉતરતું જાય છે. શક્તિ કરતાં ખર્ચ વધારે, દંભ, એક યા બીજા વ્યસનોનો ગુલામ ભારતવાસી થતો જાય છે. મોંઘવારીએ માઝા મૂકી છે, વેપારીઓએ નીતિ છોડી છે, એકબીજાની આંખ શરમ નથી રહી. એકબીજાને સહાયરૂપ થવાની વૃત્તિનો પણ નાશ થયો છે.

આ બધનું કારણ પરદેશી અન્ન પોતાની માનું ધાવણ ન ધાવી શકનાર બાળકના સંસ્કાર જેવું ધાવણ ધાવે તેના સંસ્કાર મેળવે છે. તેવી પોતાની ધરતી માએ ઉત્પન્ન કરેલ પોષણના તત્ત્વો મેળવી ન શકે અને પરદેશી અન્ન ઉપર રહે તેના જીવન ધોરણ ઉપર પરદેશી અન્નનો જ પ્રભાવ પડેને....!

---

પરખ

એક બાદશાહને પોતાનો વજીર બની શકે એવા માણસની જરૂર હતી. ઘણાં ઉમેદવારોમાંથી ત્રણ જણને બાદશાહની સમક્ષ રજૂ કરવામાં આવ્યા.

બાદશાહે ત્રણે ય ને પૂછયું, "જો મારી અને તમારી દાઢીમાં એકી સાથે આગ લાગે તો તમે પહેલાં કોની દાઢીની આગ ઓલવશો?'

એકે કહ્યું, "પહેલાં આપની દાઢી ઓલવીશ.." બીજાએ કહ્યું, "પહેલાં મારી દાઢી ઓલવીશ." "ત્રીજો બોલ્યો," એક હાથે મારી અને એક હાથે આપની દાઢી ઓલવીશ.'

બાદશાહે દરબારીઓને સંબોધી કહ્યું, "જે પોતાની ઉપેક્ષા કરીને બીજાનું ભલું કરે છે એ અવ્યવહારિક છે. જે સ્વાર્થને જ સર્વોપરિ માને છે એ નીચ છે અને જે પોતાની અને બીજાની ભલાઇને સમાન ગણે છે એ સજ્જન છે. મને સજ્જનની જરૂર છે."

બાદશાહે ત્રીજાને પોતાનો વજીર રાખી લીધો.

ગુલરુખ જે. ગુજરીવાલા

# લવારૂં લાડકવાયું

કાન્તિલાલ શાહ

સ્વીસ દેશમાં આલ્પ્સ પર્વત ઉપરની ઊંચી ઊંચી ટેકરીઓ લીલીછમ વનસ્પતિથી છવાયેલી રહે છે અને ટેકરીઓની વચ્ચે વચ્ચે ઊંડી ઊંડી ખીણોમાં લાલ અને આસમાની રંગના રંગબેરંગી ફૂલો ખીલ્યાં છે. એવા એ રમણીય પ્રદેશમાં પંખીના માળા જેવું આવતકર્ચ નામનું ગામ આવેલું છે. ગામની વચ્ચોવચ્ચ ઝૂંપડાઓના ઝુમખાં વચ્ચે ઊજળા દૂધ જેવા ચૂનાથી ધોળેલું અને ઉપર લાલ ટાવરવાળું નાનું છતાં સુંદર દેવળ શોભી રહ્યું છે. ગામ નાનું છે, પણ ચારે દિશાના તોફાની વાયરાઓથી કુદરતી રીતેજ એ રક્ષાયેલું છે કારણ એની ત્રણ બાજુ ઊંચી ઊંચી ટેકરીનાં બરફ ઢાંકેલાં શિખરો દીવાલ બનીને ઊભાં છે ને ચોથી બાજુ જે પ્રમાણમાં ખુલ્લી છે ત્યાં રેશગર્ગ પહાડનું ગાઢ જંગલ આવેલું છે. જંગલની કિનાર ઉપર રેશગર્ગ ગામના વૃક્ષોના ઝુંડ વચ્ચે ઇંટ ચૂનાનાં પાકાં મકાનો અહીં તહીં વેરાએલાં નજરે પડે છે.

ખીણમાં ઝીનર નદીનાં તોફાની જળ ધસમસતા પૂરની પેઠે ઘુઘવાટા કરતાં જોશભેર વહ્યાં જાય છે. નદીને કાંઠે કાંઠે આવતકર્ચ ગામને વીંટળાઈને ઠેઠ રેશગર્ગ ગામ સુધી વાંકોચૂંકો રસ્તો ચાલ્યો જાય છે. રસ્તો એટલો લાંબોને અટપટો છે કે તેને પાર કરતાં પાકા [illegible] લાગે. પણ એ કરતાં ટૂંકો પગદંડીનો રસ્તો વધારે સારો છે. તેનો ઢોળાવ ટેકરી પરથી ખીણથી નીચે થઈ સીધો નદીના કાંઠા સુધી ચાલ્યો જાય છે. ત્યાંથી સામે પાર જવા માટે નદીના જોશબંધ વહેતાં જળ ઉપર લાકડાનો ઝૂલતો પુલ છે. આ પુલ એટલો સાંકડો છે કે એકજ જણ એની ઉપરથી તેના ઉપરથી પસાર થઈ શકે. પુલ ઉપર બંને બાજુના દોરડા પકડીને ચાલવાની ખૂબ જ મજા પડે છે. પુલ ઉપર જરા સરખું વજન આપતાં તે ખૂબ જ ઝૂલે છે ને ઉપર ચાલનારને જોરથી હિલોળી તેની કુશળતા ને હિંમતની કસોટી કરે છે.

આવતકર્ચ પૈસે ટકે ખૂબ નબળું ગામ છે. એની સ્થિતિ તદ્દન સાધારણ છે. વસ્તી બધીજ સાવ ગરીબ છે પણ સૌથી વિશેષ ગરીબ ઘર તો પાદરી વીલો જોસેફનું છે. વીલો જોસેફ ટેકરી ઉપર આવેલા દેવળ પાસેના નાના ભંગાર ઝૂંપડામાં રહે છે. ઝૂંપડા ઉપર વીલો વૃક્ષની ડાળીઓ એવી તો અડાબીડ વીંટળાઈ વળેલી છે કે એની ચારે બાજુની ભીંસથી મકાન આખું પડું પડું થઈ રહેલું દેખાય છે. આમ છતાં એનું બાંધકામ મજબૂત હોવાથી હજી સુધી એને આંચ આવી નથી. જોસેફનું ઝૂંપડું આ રીતે વીલો વૃક્ષની ડાળીઓથી વીંટળાએલું હોવાથી પાદરી જોસેફ વીલો-જોસેફના નામથી ઓળખાય છે.

વીલો-જોસેફનો જન્મ આ ઝૂંપડામાં થયો હતો અને નાનેથી મોટો પણ આજ ઝૂંપડામાં થયો હતો. એના પિતા પણ ત્યાંજ જન્મ્યા હતા, ત્યાંજ ઊછરીને મોટા થયા હતા અને વૃદ્ધાવસ્થા પૂરી કરી પાકેલા ફળની પેઠે ત્યાંજ ખરી પડી આયખું પૂરું કર્યું હતું.

જોસેફ પાદરી પોતે પણ હવે આ ઝૂંપડામાં રહીને ઘરડો થયો હતો અને પોતાની બૂઢી અને માંદી સ્ત્રી સાથે હજીયે અહીં રહેતો હતો. એની સાથે એનો એક પોતરો ને એક પોતરી રહેતાં હતાં. પાદરીને પોતાને એક સેમ નામનો દીકરો હતો. દીકરો એકનો એક જ હતો. પણ તે દીકરાએ અત્યારે [illegible] તેની કશી જાણ તેનાં આ બિચારાં ઘરડાં માબાપને ન હોતી.

સેમના લગ્ન ટાન્ઝી નામની એક સુંદર અને વિનયી કન્યા સાથે થયા હતાં તે એટલી બધી મળતાવડી સુશીલ અને નમ્ર હતી કે તેના ઉપર સૌ કોઈને વહાલ હતુ બાજુના જ પ્રદેશના ક્લેમેન્ટ નામના પાદરી અવાર નવાર જોસેફને મળવા આવતા તે કહેતા "તમારુ ઘર ઘણુ જ સારુ છે જોસેફ ! આ ઘરમા તમારે કાને કદિ કોઈનો ગુસ્સાભર્યો શબ્દ પડવા પામ્યો નથી એ કંઈ જેવી તેવી વાત ન કહેવાય"

સેમ અને ટાન્ઝીને બે બાળકો થયા હતા ટાન્ઝેની નામની નાની છોકરી અને સેમલી નામનો છોકરો સેમલી હજુ સાવ નાનો બાળક હતો ત્યારે આ ઘરમા સૌથી વધુ દુખ દાયક બનાવ બની ગયો ઘરના આભુષણ જેવી લાવણ્યમયી ટાન્ઝી આ ઘરને સૂનુ બનાવી પરલોકને પથે ચાલી ગઈ આખા કુટુબ ઉપર જાણે દુખનુ આભ તૂટી પડયુ

એ ગયા પછી સેમ દુખથી લગભગ ગાંડા જેવો બની ગયો કેટલાયે દિવસ તેને અકળવિકળ દશામા ગાળ્યા પણ જે ઘરમા એની પ્રિય પત્ની ગુજરી ગઇ હતી એમા એ હવે લાબો વખત રહી શકયો નહિ આથી પત્નીને ભૂલી જવા અને બીજા કામમા ચિત્ત પરોવવા તેણે ઘર મૂકયુ, ગામ મૂકયુ ને બીજે ઠેકાણે નોકરી કરવા ચાલ્યો ગયો

જતી વખતે માબાપને વચન આપ્યા પ્રમાણે તેણે થોડો વખત સુધી તો ઘરખરચીના પૈસા મોકલ્યા કર્યા પણ પછી ધીમે ધીમે તે થોડા થતા ગયા ને એક દિવસ એ સાવ બધ થઈ ગયા એ પછી વધારે પૈસા આવ્યા નહિ આમ કરતા કરતા લાગા છ વરસ વીતી ગયા પણ ફાધર જોસેફને નથી પૈસા મળ્યા કે નથી એનો કાગળ પત્ર મળ્યો હવે તો એ કયા રહેતો હશે એની પણ કશી ભાળ મળી નથી એ હવે જીવતો છે કે નહિ એ પણ એના બૂઢા માબાપ જાણતા નથી દરમ્યાન બિચારા ડોસાડોસી દિવસે દિવસે ગળતા ગયાં, એમનાં શરીર નબળાં પડતા ગયા ને પેસેટકે પણ ઘસાતા ચાલ્યા ઘરમા તેની આવકનુ એક માત્ર સાધન ઘરડો પાદરી વીલો વૃક્ષોના કુણા ડાળી ડાખળામાથી ટોપલી બનાવતો તે જ હતુ આવી ટોપલીઓ તે પનીરવાળાને વેચી આવતો પનીરવાળો એમા પનીર ભરી નજીકના શહેરમા જઈ વેચવા જતો આમાથી બહુજ નજીવી આવક થતી અને ડોસીને ઘરના માણસોના પેટના ખાડા પૂરવા માટે ને દરેકને ખાવાનુ મળી રહે એ માટે રોટીની વહેચણીમા ભારે ગડભાજ કરવી પડતી આમ છતા રોજ પેટ ભરીને તેઓ પૂરુ જમવા પામતા નહિ

ટાન્ઝેની અત્યારે લગભગ નવેક વરસની અને સેમલી સાત વરસનો થયો હતો. ટાન્ઝેનીને એના ઘરડા દાદાને આખો વખત ઘરકામમા મદદ કરવી પડતી કારણ કે છેલ્લા છ મહિનાથી દાદીમા એટલા બધા માદા ને પથારીવશ હતા કે ઘરના કોઈ કામમા તે હવે જરાપણ ધ્યાન આપી શકે એવી સ્થિતિમા ન હતા. આથી ઘરડા દાદા અને ટાન્ઝેની બન્ને જણ રોજ રાધવા ચીધવાનુ કામ કરતા રસોઇમા ઝાઝુ કરવાપણુ જ નહોતુ રોજ રોજ બટાટા કા તો બાફવાના હોય કે પછી મકાઇની રાબ બનાવવાની હોય આ સિવાય ત્રીજુ વાનુ સાધારણ રીતે રાધવનુ રહેતુ નહેતુ કારણ તેઓ એટલા ગરીબ હતા કે બીજી કોઈ ચીજ લેવાનુ તમને પોસાતુ જ નહિ હા, કયારેક કયારેક ખાસ વાનગી તરીકે તેઓ કોફી બનાવતા ખરા પણ એ તો જવ ની જ ઘરડા દાદા અને નવ વરસની નાની છોકરી બન્ને મળીને ઘરની રસોઇનુ કામ ચલાવતા. પણ બન્નેને એકબીજા વગર ચાલે તેમ ન હતુ કારણ બેમાથી એક ન હોય તો રસોઇનુ કામકાજ સાવ અટકી પડે ટાન્ઝેની બિચારી એટલી બધી નાની હતી કે એનાથી રસોઇના મોટા તપેલા ઉપાડી શકે તેમ ન હતા ને દાદાજી

એટલા ભૂલકણા હતા કે રસોઇ બનાવતી વખતે કઈ ચીજ પહેલાં ઓરવી ને કઈ પછી એ કંઇ સંભારી શકતા નહિ. પણ ટાન્ઝેલીની સ્મરણશક્તિ ઘણી તીવ્ર હતી. તેને એ બધી વસ્તુ બરાબર યાદ રહેતી. અને આથી એકબીજાને ટેકે ટેકે ઘરની રસોઇનું કામ ચાલ્યા કરતું. સાત વરસનો નાનો સેમલી રસોઇમાં તો શું મદદ કરે ? પણ ઘરના બન્ને જણ રસોડામાં કામમાં રોકાયા હોય ત્યારે તે પણ નવરો કેમ બેસી શકે ? આથી તે પણ વચ્ચે વચ્ચે રસોડામાં આવીને ડખક ડોયાં કરી જતો.

ઉનાળાના એક સુંદર દિવસે આકાશમાં સૂર્ય ઝળહળતો હતો અને તેનાં કિરણો આલતકર્ચ ગામની લીલી વનરાઈથી ઢંકાયેલી ટેકરીઓને સોનેથી રસી રહ્યાં હતાં એ વખતે પાદરીના ઝૂંપડામાં દાદીમાના ખાટલા ઉપર સૂર્યના થોડાં કિરણો પડયાં. કિરણો જોઇ વૃદ્ધ ડોશીની આંખો પણ ચમકી ઊઠી. 'ઓ પ્યારા' તે બોલી ઊઠયાં, 'આકાશમાં કેવો સુંદર સૂર્ય ઝગમગી રહ્યો છે. અરેરે, હું જો જરાક ઊઠીને ઊભી થઈ શકતી હોત અને ઝૂપડાં બહાર આમતેમ ફરી શકતી હોત તો કેવું સારું થાત! પણ હવે તો પગમાં જોર રહ્યું નથી. ઊઠવાની તાકાત રહી નથી. એટલે ઊઠીને ઊભા થવાની તો કયાં વાત કરવી ? પણ પથારીમાં પડયા પડયા પણ આરામ મળી શકતો હોત તોય જીવને સંતોષ થાત. આ તો પથારી જ કઠણ લાકડા જેવી બની ગઇ છે. ગાદલામાં મોટા મોટા ગાંઠા પડી ગયા છે. એ એવા તો કઠે છે કે ન પૂછો વાત. ઓશિકું પણ હવે દબાઈ દબાઈને ચાપટ બની ગયું છે. ને માથે સૂસવાટા કરતો શિયાળો આવી રહ્યો છે. હૈયામાં શારડી ફરતી હોય એવી કડકડતી ટાઢના આ દિવસો આવી ઢંગધડા વગરની પથારી અને જર્જરિત ધાબળાથી કેવી રીતે પાર કરી શકાશે ? આવતા શિયાળાનો વિચાર કરતાં જ હું અત્યારે ટાઢથી થરથરી ઊઠું છું. મને લાગે છે કે આ વખતે તો હું નક્કી ટાઢથી ઠુંઠવાઇને લાકડું થઈ જવાની.'

'શિયાળાની અત્યારથી જ ફિકર ચિંતા ન કર' દાદાજીએ પ્રેમથી કુમાશભર્યા શબ્દો ઉચ્ચારતાં કહ્યું. 'પ્રેમમય ભગવાન એ કપરા દિવસોમાં આપણને હજીયે સાથ આપશે. અગાઉ જ્યારે ખરાબ વખત આવ્યો ને બધું ઘોર અંધાર જેવું દેખાતું હતું ત્યારે તેણે જ આપણને સહારો આપ્યો હતો એ વાત તું ભૂલી ગઈ શું ? હું તો કહું છું કે બધું દુઃખ ભૂલીને એક ઈશ્વરમાં જ શ્રદ્ધા રાખ અને શિયાળાનું દુઃખ તું ભૂલી જા ને હવે બીજી વાત. ચાલ તારે માટે જરા કોફી બનાવી દઉં. અત્યારે તને એ ઠીક પડશે. શરીરમાં જરા ગરમાવો આવતાં હુંફ રહેશે.'

દાદીમાના મનમાં પણ એ જ વિચાર આવ્યો હતો તેને થયું હતું કે કોઈ મને એકાદ પ્યાલી કોફી બનાવી આપે તો સારું. ત્યાં જ દાદાજીએ એ સંભારી આપ્યું ને દાદીમાની સંમતિ મળતાં જ દાદાજી સીધા રસોડામાં ગયા ને ટાન્ઝેલીને પાછળ આવવા ઈશારત કરી. સેમલી પણ એની પાછળ પાછળ ઘસમસતો ગયો. એ તો જાણે લાગ જોઇને જ બેઠો હતો.. ખાવા માટેનો આવો મોકો તે હાથથી જવા દે તેમ ન હતો.

રસોડામાં જઇ દાદાજીએ તપેલી લીધી તેમાં પાણી નાખ્યું ને પછી ટાન્ઝેલીને પૂછયું, "હવે બીજું આપણે શું કરીએ છીએ ?"

"પહેલાં વહેલાં તો મારે બુંદદાણા પીસી નાખવા પડશે." નાની છોકરીએ કહ્યું અને ખોળામાં બુંદદાણા પીસવાની નાની ઘંટી લઇ તે નાના ટેબલ પર બેઠી ને હાથો હલાવી શ્રમપૂર્વક દળવા લાગી. પણ ઘંટીમાં કંઇક ખોટકો હતો એટલે પૈડું બરાબર ચાલતું નહોતું ને મહેનત ખૂબ પડતી હતી. શું ખામી છે તે જોવા તેણે તળિયાનું ખાનું ઉઘાડી જોયું તો

તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ કોફીનો ઝીણો ભૂકો દળવાને બદલે એમને એમ અડધા અડધા ખુદદાણા નીકળ્યા નીચે જોયુ તો ઘટીના પડના બે કટકા થઈ ગયેલા ટાન્ઝેની ચિંતામા પડી ગઈ તેણે દાદાજીને બોલાવી તૂટી ગયેલી ઘટી બતાવી અને પ્રશ્નાર્થ સૂચક સ્વરે કહ્યુ, 'હવે શુ કરશુ ?"

દાદાજીએ એને ઈશારાથી ચૂપ રહેવા સમજાવી, ને કહ્યુ "શી ..શી હમણા એ વાત કરતી નહિ તારી દાદીમા એ સાભળી જશે તો નકામી કકળાટ કરી મૂકશે હવે મને કોફી નહિ મળે તો શુ કરીશ એમ કહી કહીને ગામ ગજાવી મૂકશે. તુ જરા પળવાર ઊભી રહે હુ આ આવ્યો"

એટલુ કહી દાદાજી ઉતાવળા ઉતાવળા બહાર ગયા ને ગયા એવા જ એક મોટો પથરો લઈને પાછા આવી ગયા પછી તેમણે ખુદ્દાણા કાગળ ઉપર મૂકયા ને ઉપર બીજો કાગળ ઢાંકી દઈ પથરા વતી તેનો વાટીકૂટીને ઝીણો ભૂકો કરવા લાગ્યા જેવો તેવો ભૂકો તૈયાર થયો એટલે ટાન્ઝેનીએ એ ભૂકો ચૂલા ઉપર ઉકળતા પાણીમા નાખ્યો

કોફી બનીને તૈયાર થઈને પ્યાલો ભરીને દાદીમા આગળ મૂકાયો ત્યારે દાદીમા રોતા રોતા કકળાટ કરવા લાગ્યા "અરેરે આ તે કોફી બનાવી છે કે કઇ બીજુ ? જુઓ તો ખરા કોફીને બદલે પ્યાલામા આખેઆખા ખુદદાણા તરે છે કેઇએ તેને દળવાની કે ખાંડવાની તસ્દી જ લીધી લાગતી નથી પણ સાધન હોય તો દળે ખાંડેને ! મને લાગે છે કે કોફી દળવાની ઘટી હતી તેજ ભાગી ગઈ જણાય છે બીજું બધુ તો ઠીક પણ હવે હુ કેટલા વરસ જીવવાની છુ ? વધારે નહિ તો યે એટલા વરસ પણ જો ઘટી સાજી રહી હોત તો કેવુ સારુ થાત ! અમારા વખતમા સાચવણ ઘણી હતી આમને આમ બેદરકાર રહીને કામ કરીએ તો ઘરના રાચ રચીના બધા ટગી જાય ને ભૂખે મરવાનો વારો આવે કેવી રૂપાળી ઘટી હતી તે ગઈ અને હવે બીજી ઘરમા આવી રહી !'

"એમ દુ ખ લગાડ મા" દાદાજીએ દાદીમાને આશ્વાસન આપતા કહ્યુ "ધીરજ ધર ધીરજ ધરવાથી સૌ સારા વાના થાય છે ને બગડેલી બાજી પણ સુધરી જાય છે"

'બગડેલ બાજી સુધરી જતી હશે પણ કોફી દળવાની ઘટી જે ભાગી ગઇ તે સાજી નહિ થાય" દાદીમાએ તડાક દઇને ઉત્તર વાળ્યો

ટાન્ઝેની અને સેમવી બન્ને નાના બાળકોને શિરામણમા દાદીમાની કેફીમાથી થોડા થોડા ભાગ મળ્યો ને વધારામા બાફેલા બટાટા મળ્યા કારણ એ વખતમા રોટી વધારે મોઘી મળતી આથી અઠવાડિયામા એક વખત ફક્ત રવિવારના દિવસે જ તેમને પાઉ રોટીનો એક એક ટુકડો મળતો બાકી નાસ્તામા બટાટા ને થોડી થોડી કોફી

નાસ્તાનુ કામ પતી ગયા પછી બુઢ્ઢા દાદાજીએ ટોપલીઓનો જથ્થો બહાર કાઢયો ને તેમાથી બે નાના નાના પોટલા બનાવી તેને દોરીથી બાધી છોકરાઓને એક એક પોટલુ પકડાવી કહ્યુ જાવ છોકરાઓ જલદી જલદી પહોચી જાવ અને સાજના મોડુ કરતા નહિ કયા જવાનુ છે એ છોકરા જાણતા હતા કારણ આઠ આઠ કે પદર પદર દિવસે તેઓ પનીર વેચનારની દુકાને જતા અને તેમને પોટલીઓ વેચી આવતા એની દુકાન આલ્લન કર્ય ગામથી ઘણી દૂર દેવળની પેલી પાર ઊચે ટેકરી પર હતી

બન્ને છોકરાઓ તૈયાર થઈ ટોપલીઓનુ બડલ પીઠ પાછળ લટકાવી બહાર જવા નીકળ્યા આજ્ઞાધારી ને કર્તવ્યશીલ ટાન્ઝેની આડુ અવળુ જોયા સિવાય સીધી નજર રાખી ઉત્સાહભેર રસ્તો કાપવા લાગી પણ સેમવીને

એની સાથે રહેતા જરા મહેનત કરવી પડતી હતી એનું એક કારણ તો એ હતું કે રસ્તામા અવારનવાર આજુબાજુની ખીણો, ટેકરીઓ, વૃક્ષો અને એવા સુંદર સ્થળો જોવામા તે રોકાઇ જતો અને પછી દોડીને મોટીબેન સાથે થઈ જતો.

એમ કરતા કરતાં દેવળ આવતું ત્યારે જ ટાન્ઝેલી અટકતી અને સેમલીને કહેતી 'ભાઇ તારું બડલ નીચે મૂકી દે ને દેવળમા મારી સાથે ચાલ આપણે ત્યા સ્વર્ગમા રહેતા પિતાને પ્રાર્થના કરી લઇએ ટોપલીનાબડલ અહી બહાર પડી રહેશે"

પણ સેમલી એમ માને તેવો ન હતો તે કંઈક આડા અવળા બહાના કાઢતો ને કહેતો, "મારે તો અદર નથી આવવુ મને ઘામ થાય છે" આટલુ કહી તે દેવળ બહાર જમીન ઉપરી બેસી જતો.

ટાન્ઝેલી એને સમજાવતી, "ભાઈ એવી આડોડાઈ ન કર સારો થા આપણે પ્રાર્થના કરવા દેવળમા જવુજ જોઈએ ફાધર કલેમેન્ટે શુ કહ્યું હતુ તે ભૂલી ગયો? તેણે નહોતું કહ્યુ કે જ્યારે જ્યારે તમે દેવળ પાસેથી પસાર થાવ ત્યારે ત્યારે તમે દેવળમા જજો ને પરમ પિતાની પ્રાથના કરજો. માટે ચાલ જલદી ઊભો થા ને મારી સાથે અદર આવ"

સેમલી તોફાની હતો મોટીબહેનનુ કહ્યુ તેણે માન્યુ નહિ. પણ ટાન્ઝેલીયે એમ હિમત હારે તેવી ન હતી તેણે પોતાનો પ્રયત્ન છોડયો નહિ સેમલીને સાથે આવવાનો આગ્રહ તેણે જારી જ રાખ્યો ને તેનો હાથ ખેચી તેને ઊભો કરવા લાગી. 'ભાઈ સેમલી ઊઠ ઊભો થા તારે દેવળમા આવવુ જ પડશે. નહિ આવ તો ખોટુ થશે વળી તારે પ્રાર્થનાની જરુર પણ છે"

એ જ વખતે ખીણમા થઈને એક બુઝર્ગ આદમી ટેકરી ઉપરી ચડી દેવળની નજીક આવતો હતો. તેમના તરફ નજર નાંખતાં જ બન્ને ભાઇબહેને તેને ઓળખી લીધા. એ જ ફાધર કલેમેન્ટ હતા, એને જોતાવેંત જ સેમલી પલકારામાં ઊભો થઈ ગયો. અને બન્ને બાળકોએ ફાધર કલેમેન્ટને સલામ કરવા હાથ લંબાવ્યો.

'સેમલી, સેમલી,' ફાધરે મિત્રતાભર્યા માયાળુ સ્વરે તેને પ્રેમથી બોલાવ્યો 'આ હુ શુ સાભળું છુ! તુ તારી બહેન સાથે દેવળમા જવા ને પરમપિતાની પ્રાર્થના કરવા આનાકાની કરે છે! હવે મારી વાત ધ્યાનથી સાભળ આપણા પરમપિતા આપણને પ્રાર્થના કરવા કે દેવળમા જવાનો હુકમ કરતા નથી, તેમ ફરજ પાડતા નથી એ તો આપણને તેમ કરવાની રજા આપે છે અને જ્યારે જ્યારે આપણે પ્રાર્થના કરીએ છીએ ત્યારે ત્યારે દરેક વખતે તે આપણને નાની મોટી ભેટ સોગાદ આપે છે આશીર્વાદ આપે છે જો કે તે આપણે જોઇ શકતા નથી તેમ જાણી શકતા નથી, છતા દરેક પ્રાર્થના વખતે તે આપણને કઇ ને કઇ આપે છે તે ચોક્કસ છે"

આટલુ કહી એ ભલો પાદરી પોતાને રસ્તે પડયો ને સેમલી જરાપણ બબડાટ કર્યા વિના મોટીબેન સાથે દેવળમા ગયો ને ત્યા તેણે પરમપિતાની પ્રાર્થના કરી.

થોડીવાર પછી બન્ને બાળકો જ્યારે દેવળ માથી બહાર નીકળ્યા ત્યારે નીચે નદીકાઠે જતી પગદડી ઉપરથી કોઈના તીણા સ્વરો અને ધમધમણ તેમને કને પડયા. થોડા વખતમા જ ત્રણ માથા પગદડી ઉપર દેખાયા. પહેલા એક છોકરીનુ માથુ અને પછી બે છોકરાના માથા ને બીજી જ ક્ષણમા ત્રણે છોકરા તેમની સામે આવીને ઊભા પાચેય જણ એક બીજાની સામે આશ્ચર્યથી ડોળા ફાડી ધરી ધારીને જોવા લાગ્યા.

# વનમાં વેણુ

'શિવપ્રકાશ'

બસ, આજે તો દૂર દૂર પડ્યો છું!

શહેરથી દૂર–ગામડાથી–દૂર–માનવીથી પણ દૂર.

ધાંધલિયું શહેર તો ક્યાંય છેટે રહી ગયું છે અને ખોબા જેવડું ગામડું તેને પણ પાછળ રાખી દીધું છે. ટેકરીઓની પાછળ તે અદૃશ્ય થયું છે ગામનાં ઝાડવા પણ દેખાતાં નથી!

અને આ ટેકરીઓના રચનાની તો વાત જ શી કરવી? ત્યાં ગામડામાંથી આ તરફ દૃષ્ટિ કરીએ તો આ ટેકરીઓ રૂડી રૂપાળી નાની ઢીંગલીઓ જેવી લાગે અને અહીંથી ગામ તરફ નજર કરતાં, કરૂણાશંકર ગોરની સૌથી ઊંચી મેડીનો ક્યાંય પત્તો નથી!

ચારે તરફ પથ્થર, કાંકરા અને શિલાઓ વેર વિખેર પડ્યાં છે. એમ થાય છે કે ઊંચી એકાદ ટેકરીની ટોચે બેસીને, નાના અને મોટા, ચોરસ અને ગોળ, વીણી વીણીને ગમડાવ્યે રાખીએ!

પણ આજે તો કોણ જાણે કેમ, હું આગળ ચડ્યો જાઉં છું. સંસ્મરણો જાગ્યા છે ભૂતકાળની ભૂતાવળ ખડી થાય છે; વર્ષો જતી ક્ષુધા પ્રદીપ્ત થઈ છે. જે પગદંડી પર ચાલું છું તે પણ આગળ જઈને અદૃશ્ય થઇ જાય છે અને અહીં વનરાજીમાં મારગ કાઢવો કે સૂઝવો અઘરું બનતું જાય છે.

અને છતાં હું આગળ ધપ્યે જાઉં છું ભૂતકાળનો વૈભવ આળસ મરડીને બેઠો થવા માગે છે તેને શું કામ રોકવો?

ખળખળ!

આ તો શૈશવકાળની કરમડી (કાલિન્દી!) હજુ પણ એ જ છટા અને એ જ બંકી ચાલથી રુમઝૂમ કરતી વહી રહી છે! આખું શૈશવ તેના અંકમાં ગાળ્યું છે. પણ તેણે પોતાનું રૂપ હાથી લીધું છે. લીલી વનરાજીનો સાળુ પહેરી લીધો હોય તેટલો ફેર લાગે છે! બચપણમાં એના તટનું સૌંદર્ય આકંઠ માણ્યું છે. પણ અત્યારે આ નિબિડ વૃક્ષવેલીઓથી પોતાનું હૈયું કાલિન્દીએ ઢાંકી લીધું છે–બાલિકા મુગ્ધા બની છે!

લાગ ત્યારે એનાં શીતળ જળમાં દેહ ઝબોળી લઉં! નાનપણમાં તો કલાકોના કલાક નહાવામાં જતા! કેટલાં વર્ષ થયા? દસ? વીસ? ત્રીસ? યુગ વીત્યો હોય તેમ લાગે છે. આ કરમડી જેવી નદીને પણ નવાઈ લાગે છે! રે, માનવી, અહીં શીદને ભૂલો પડ્યો? તારા મનની સ્થિતિ તો જો! તને શહેરનો રંગ લાગ્યો છે. તારી આંખો ચીતનાં ભૂગળાં જોવા ટેવાયેલી છે! તારા કાનમાં, આસ્ફાલ્ટના રસ્તા ઉપર દોડી જતા મોટર–બસ–ઓટોરીક્ષા સ્કૂટરના કર્કશ અવાજો ગૂંજે છે.–તારો થાકેલો આત્મા બહુ બહુ તો શહેરના કોઈ ઉદ્યાનમાં પ્રકૃતિની મોજ માણી સંતોષ અનુભવે, તારે અહીં શીદ આવવું પડ્યું? પાછો ફર, ભાઈ!

પણ મેં નિશ્ચય કર્યો છે હું પાછો ફરનાર નથી. મારે તો આગળ જવું જ છે. અહીં કરમડીને કાંઠે જ બપોર નમી ગયા છે; મને લાગે છે હું ભૂલો પડીશ નહીં. ભોમિયા વિના જરૂર હું ગમે ત્યાં ફરી શકીશ. ડુંગર ઉપર ખીણમાં... ..અને ઝરણાંને પાર. પાછી આફત!

કવિ યાદ આવ્યા: "ભોમિયા વિના મારે ભમવા'તા ડુંગરા જંગલની ખીણ જોવી હતી!" કવિનું તાદાત્મ્ય કેટલું બધું સહજ લાગે છે! અનુભૂતિ એ જ કવિતા હશે?

સમીરની લહેર આહ્લાદક લાગે છે. "રૂડો મીઠો કુમુદવનનો માતરિશ્વા વહે છે!" આ બાજુ આકાશમાં વાદળીઓ રમવા નીકળી પડી છે અને સમીસાંજના કિરણો શીતળતા પાથરી રહ્યા છે.

આવા એકાંત અને નિર્જન વગડામાં પંખીનાં ગાન જાણે સાંભળ્યા જ કરીએ એવો અહોભાવ

સહજ રીતે જન્મે છે કુદરતના રેડિયો ઉપર સંગીતની રેલમછેલ ચાલુ જ છે!

'મે આવ મે આવ!'

મયૂરની કેકા!

હમ! સમજ્યો! અહીં મસ્તમયૂર કળા કરી રહ્યા છે અને ઢેલ મુગ્ધ ભાવે નીરખી રહી છે

'કુઉક—કૂકઉક—કૂકેગ્રેકે'

અહીં કોઇ શક્તિશાળી ટ્રાન્સમીટર નથી છતાં કેમને દૂરથી કોયલના પંચમસૂર વાતાવરણને સભર બનાવે છે?

સાંજ નમી રહી છે પશ્ચિમનું આકાશ સાંધ્ય રંગ ધારણ કરી રહ્યું છે આખા દિવસના ઉડ્ડયન પછી ઉડુગણ વૃક્ષોની ડાળીઓએ બેસી સૂર્યને વિદાય ગીત ગાઇ રહ્યું છે કેટલાક પંખીને તો હું ઓળખતો નથી—માત્ર તેનો મધુર લહેકો મારે કાને અથડાય છે

વાસળીમાથી નીકળતા તૂક તૂક સૂર જેવો આ મીઠો અવાજ કોનો હશે? ચોતરફ નજર ફેરવું છું વૃક્ષ ઉપર, વૃક્ષની ડાળી ઉપર, પણ મારી આંખો કાંઇ જોઇ શકતી નથી બીજી તરફ સિસોટીનો તીણો અવાજ આવે છે ઊંચા નીચા આરોહ—અવરોહ સાથે અને એક નાજુક નાનકડું પંખી આ બાજુથી પેલી તરફ ઉડી જાય છે સામે વૃક્ષ ઘણા બે પંખીઓ સામ સામુ ગાઇ રહ્યા છે, નર અને માદા હશે? અને ગાય છે તે પ્રેમનું ગીત હશે? હા પેલું દૂરથી જે આલાપમય સભળાય છે તે તો સારસબેલડીનું જ ગીત છે! નદી તટેથી જળ કૂકડી અને ટિટોડીના આક્રન્દમય અવાજો શરૂ થાય છે આકાશમાં ક્રમબદ્ધ ઉડી રહેલા કૂજડા કોઇ કાવ્યની પ્રથમ પંક્તિ વાતાવરણમા લહેરાવે છે, અને કર્ણપ્રિય અવાજો વગડામાં વેરી રહે છે

કુદરતની આ Orchestra હશે? બસ તેમ જ હમણાં જ સૂર્યાસ્ત થશે અને નિદ્રાદેવીને આધીન થતા પહેલા અને આવતી કાલની ઉષાને વધામણીનો સંદેશ પહોંચાડવા સમસ્ત પક્ષી ગણ સંગીતની આરાધના કરી કુદરતને રીઝવતુ હશે? દિવસની પૂર્ણાહુતિનો યજ્ઞ? આવતી કાલની આશાનો શુભ સંકેત?

જે હોય તે સૂર્યાસ્ત થઈ ગયો છે અને ચારે કોરથી અધકારના ઓળા ઉતરી રહ્યા છે હું અહીં આસન જમાવીને બેસી ગયો છું, અને પ્રકૃતિના પરિવર્તનને મનભર માણી રહ્યો છું આજે હું ખરેખર મસ્ત ફકીર બન્યો છું!

દિવસભરના પરિશ્રમ પછી કોઇ ગાડાખેડુ ઘર ભણી જઈ રહ્યો છે શ્રમના આનંદથી તે એટલો વ્યાપ્ત છે કે તેના કંઠમાથી સહજ રીતે કોઇ ગીત સરી પડયુ છે અને વાડો તે ઝીલી રહ્યો છે તેના બળદની જોડ તાલમા તાલ પૂરાવી રહી છે અને ડોકે બાધેલી ઘૂઘરીઓમાથી એકધારો મીઠો રૂપેરી અવાજ સળંગ પ્રવાહની પેઠે વાતાવરણમા ફેલાઇ રહ્યો છે બધુ જ એકાકાર થઇ ગયુ છે— વનવગડો અંધારુ—ગાડું—બળદ—ખેડુ અને તેનુ સંગીત! વૃક્ષ અને ઝાડીની ઘટામા હું કાઇ જોઈ શકતો નથી માત્ર કર્ણ દ્વારા અનુભવ કરુ છું રૂપેરી ઘટડીનો મૃદુ રણકાર, કાને અથડાઇ દૂર અને દૂર ઓગળતો જાય છે

આકાશમા ચંદ્રનો ઉદય થયો છે વગડો હવે સૂનસામ થતો જાય છે તમરાનું સંગીત ચોતરફ શરૂ થઇ ચૂકયુ છે મારે પાછા ફરવુ જોઈએ

પણ મને હવે તમા નથી મે આજે વનવગડાની વેણુ સાંભળી છે અને મારું મન આનંદ વિભોર બની ગયુ છે વગડાનો જામ મે પીધો છે અને હું ચકચૂર બન્યો છું શ્રમના ગીતનું રહસ્ય મે મેળવી લીધુ છે

વનવગડાને મે લૂંટયો છે!

---

લડવા હિંદ આવી રહ્યા હતા. તેઓ પણ એ વીરોની સાથે એ સ્ટીમરમાં ચડી બેઠા અને ચીન, જાપાન, સિયામ વગેરે પ્રદેશોના બંદરો ઉપર ક્રાન્તિનો પ્રચાર કરતા, બળવાની આગ ફેલાવતા બ્રહ્મદેશમાં આવી પહોંચ્યા. ૧૯૧૫ના ગદ્દરના એ દિવસો હતા. હિન્દી ક્રાન્તિકારીઓનો સિંગાપુરનો સશસ્ત્ર બળવો અંગ્રેજી સરકારે ભારે લશ્કરી પગલાં લઈને દાબી દીધા પછી ત્યાંથી કેટલાક દેશભક્તો બ્રહ્મદેશમાં આવી લગ્યા હતા. અને ત્યાં નવાં પગલાંની તૈયારી કરી રહ્યા હતા. તેમની ગણત્રી ૧૯૧૫ના ઓક્ટોબરમાં બકરી ઈદને દિવસ બકરા ઘેટાંની જગાએ ગોરા અમલદારોની કુરબાની કરી આઝાદીની બલિવેદી પર ચડાવવાની હતી. અને આ હેતુને પાર પડવા બધી તૈયારીઓ ચાલતી હતી પણ પોલીસ પાસે અગાઉથી બાતમી પહોંચી ગઈ હતી એટલે ભારતીય ક્રાન્તિકારીઓ હજુ પહેલું પગલું ભરે એ પહેલાજ સરકારે છાપો મારી લીધો ને ત્યાંના મુખ્ય મુખ્ય માણસોને પકડી લીધા હરિનામસિંહ પણ એ પકડાયેલા આગેવાનોમા એક હતા. માંડલેમા રહી તે હથિયાર અને દારુ ગોળો એકઠો કરી રહ્યા હતા એ વખતે જ એમને એકાએક ગિરફતાર કરી લેવામા આવ્યા બ્રહ્મદેશમા પકડાએલા આ બળવાખોરો ઉપર સરકારી અદાલતમા કેસ ચાલ્યો તેમા બીજા કેટલાકની સાથે તેમને પણ દેહાંતદંડની શિક્ષા ફરમાવવામા આવી. જેલમા મજબૂત ચોકી પહેરા નીચે હતા અને ફાંસીની સજાનો અમલ હજુ થયો ન હતો ત્યાંજ એક દિવસ તે જેલ તોડીને નાસી ગયા. પણ પોલીસને જેવી આ ખબર મળી કે તુરત જ ચારે બાજુ મોટરો દોડાવી બધા રસ્તા પર મજબૂત પહેરા બેસાડી દીધા અને ભાગી ગયા પછી થોડા જ દિવસોમાં એમને ફરીને પકડી પાડયા. હવે ઢીલ કરવામાં સાર નથી એમ જાણી સત્તાવાળાઓએ તુરત જ ફાંસીની સજાનો અમલ શરૂ કરી દીધો ને એક દિવસ પ્રાતઃ કાળે તેમને ફાંસીએ લટકાવી દીધા.

હરિનામસિંહ કવિ ન હતા પણ દેશભક્તિની ભાવનાથી ભરેલી કવિતા એમને બહુજ ગમતી અને જેલની બંધ કોટડીમાં તેઓ ખુલ્લા દિલથી હિન્દી 'હૈ વતન હૈ હિન્દોસ્તાં હમારા તથા મરના ભલા હૈ ઉસકા જો અપને લિએ જિએ' એ ગીતની પંક્તિઓ ગાતા ત્યારે જેલના તમામ કેદીઓ પોત પોતાની કોટડીના સળિયાવાળા બારણા પાસે આવીને ઊભા રહેતા ને તેમનું ગીત સાંભળતા.

ભાઈ ત્યાગસિંહ, બલવંતસિંહ અને હરિનામ સિંહ ત્રણે ગાઢ મિત્રો હતા. ત્રણેએ મહેનત મજૂરી કરીને સાહસ કરીને વેપાર રોજગાર કરીને પુષ્કળ ધન ભેગુ કર્યું હતુ ને દેશની આઝાદીના કાર્ય માટે ધરી દીધુ એટલું જ નહિ પણ તનમન ધન અને જીવન કુરબાન કરવાની આખરી કસોટી આવી ત્યારે ત્રણમાંથી એક પણ પાછો પડયો નહિ, પણ બહાદુરીથી હસતા હસતા માતૃભૂમિની મુક્તિ અર્થે પોતાનુ જીવન ધરી દીધુ. તેઓ દેશને માટે જીવ્યા ને દેશને માટે મર્યા.

---

જય જયકાર : [ પાન ૧૩૬ થી ચાલુ ]

બનીર્ડો વિનય પૂર્વક કહે છે. "મહારાજ, હુ પરમ કૃપાળુના સાનિધ્યમા હતો તેથી આપને ન આવકારી શકયો, તે માટે ક્ષમા માગું છુ" વૃદ્ધ પુરુષ હસીને કહે છે. 'ક્ષમા તો મારે માગવાની છે મારા પ્યારા મિત્ર ! મારા પર શેતાન સવાર થઈ ગયેલ અને હું પરમ પિતા સાથે હોડમાં ઉતર્યો પરમ કૃપાળુની કેવી કૃપા કે મને સમયસર ઉગારી લીધો. બોલો મિત્રો તે પરમ કૃપાળુ પિતાનો જય જયકાર હો. મઠનું આંગણુ ફરી પરમ પિતાના જય જયકારથી ગાજી ઊઠે છે.

આજે પણ તે વૃદ્ધ પુરુષ સંત ફ્રાંસિસનું સ્મરણ થતા પરમ પિતાના જયજયકારની ગર્જના સમજાય છે. મઠાધીશોના વિખવાદ, સ્પર્ધા લોલુપતા તુચ્છ છે. સંપ્રદાયના ઝગડા કશી ય વિસાતના નથી. તન અને મનનુ ભાંગી પડવું પણ કશી ગણનાને પાત્ર નથી. ગણના યોગ્ય છે કેવળ પરમ પિતાનો જય જયકાર.

# રૂપાયતન પ્રકાશન

| | |
|---|---|
| આવા હતા બાપુ – ૧-૨-૩-૪.... | ૨—૦૦ |
| ગાંધી-ગુરુ . . | ૧—૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન ... | ૧—૨૫ |
| અલ્લાહના બંદાઓ | ૦—૩૭ |
| મસ્તીની પળોમાં .. | ૦—૭૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા .. | ૦—૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા .. ... | ૦—૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા .. ... | ૦—૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા.... | ૦—૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા. .. | ૦—૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | ૦—૧૫ |
| રામતીર્થની રત્નમાલા .... | ૦—૩૫ |

# વૈષ્ણવજન



વર્ષ. ૪ : : અંક ૬ : સપ્ટેમ્બર : ૧૯૬૫

અનુક્રમણિકા



સુધારો : [પાન ૧૭૭ પર આચાર્યશ્રી રશનીશજીના સાન્નિધ્યમાં એમ ભૂલથી છપાયું છે આચાર્યશ્રી રજનીશજીના સાન્નિધ્યમાં એમ વાંચવા વિનંતિ ]



સંપાદક નવીન ગાંધી

## સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

* * *

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે સંસ્થા તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ

*

(લેખકોને)

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું.

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઑફપ્રીન્ટ્સ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી મોકલાય છે.

લવાજમ
દેશમાં (વરસનું) ૭ રૂપિયા
પરદેશમાં બાર શિલિંગ
વૈષ્ણવજન, રૂપાયતન, ગિરિતળેટી
જૂનાગઢ
: ફોન નં. ૮૮

પ્રકાશક અને મુદ્રકઃ પીરેન ગાંધી રૂપાયતન મુદ્રણાલય જૂનાગઢ





# ઇચ્છાની સ્વતંત્રતા

ગુરુદયાળ મલ્લિક

પ્રભુએ માણસને અનેક બક્ષિસો આપી છે, પણ તેમાં જે વિશેષ રીતે મુખ્ય અને મૂલ્યવાન છે, તે છે માણસની ઇચ્છાની સ્વતંત્રતા. જો આ સ્વતંત્રતા માણસને ન મળી હોત, તો હમેશ માટે તે ગુલામ દશામાં પડી રહ્યા હોત. અને એની જે સાચી પદવી છે-અર્થાત્ પ્રભુનું એ સંતાન છે-તે કોઈ દિવસ પામી શક્યો ન હોત. કારણ કે તે પ્રભુની સાથે પ્રેમનો સબંધ પોતાની સ્વતંત્ર ઇચ્છા દ્વારા જ ઘટાવી શકે છે.

પણ માણસ જ્યાં ભૂલ કરે છે તે એ છે કે પ્રભુએ આપેલી ઇચ્છાની સ્વતંત્રતા —Freedom of the will—ને તે કેવળ સ્વચ્છંદતા—Self will—સમજે છે તેથી તે એમ માને છે કે તે મન ફાવે તેમ વિચારી શકે છે, વર્તી શકે છે. પરંતુ તે ઇચ્છાની સ્વતંત્રતાનું રહસ્ય જાણતો નથી. તેની ઇચ્છા સ્વતંત્ર એટલા માટે છે કે તે પોતાની ઇચ્છાથી જ, દબાણને વશ થઇને નહિ, પ્રભુની જે ઇચ્છા છે તેનો સ્વીકાર કરે અને પ્રભુની જ ઇચ્છામાં પોતાની ઇચ્છાનો સમાવેશ કરી દે. કારણ કે જ્યા સ્વતંત્ર ઇચ્છા છે, સ્વેચ્છા છે, ત્યાં જ પ્રેમ થઈ શકે છે. અને જ્યા પ્રેમ હોય છે ત્યાં જ પોતાનું સર્વસ્વ સમર્પણ કરવાની વૃત્તિ, ત્યાગવૃત્તિ ઉદ્ભવે છે. તેથી જ માણસ માટે સર્વોત્તમ પ્રાર્થના એ જ હોઇ શકે કે, 'હે પ્રભુ! તારી ઇચ્છાને સમજવાની અને સ્વીકારવાની બુદ્ધિ તેમ જ શકિત મને આપ.'

સ્વેચ્છાથી કોઇ બીજાનો દાસ બને કે ગરીબાઈની સાથે સગાઈ કરે એ એક વસ્તુ છે, અને દબાણને વશ થઇ કોઇ બીજાનો ગુલામ બને કે સંજોગવશ થઇ ગરીબ બનવું પડે એ બીજી વસ્તુ છે. બન્નેમાં બહુ મોટો તફાવત છે.

પરંતુ માણસ પોતાની ઇચ્છાનો પ્રભુની ઇચ્છામાં સમાવેશ કરે, એનો અર્થ એવો તો નથી જ કે તે પોતાના અહમ્‌નો એકદમ નાશ કરી દે તેની એટલી તો સ્વેચ્છા હોવી જ જોઈએ કે જેથી તે પ્રભુને પ્રેમ કરી શકે અને તેનો અંતરઆત્મા આનંદથી પ્રભુના ચરણમાં પોતાનું મથું રાખીને પ્રતિજ્ઞા કરી શકે કે, 'મૈં હું તેરા, પ્રભુજી!' કારણ ત્યારે જ પ્રભુ એને જવાબમાં કહી શકશે 'તું હૈ મેરા!'

# પરિભ્રમણ

'આશુતોષ'

## કાલાવધિમાં ડાંડિયું

આજથી બરોબર ૧૦૧ વર્ષ ભૂતકાળમાં પીછેહઠ કરી શકો છો? જો કરી શકો, તો 'ડાંડિયો' પીટતા બત્રીશ વર્ષની ઉમરના નવયુવાન વીર નર્મદની સામે તમે ઊભા રહેજો! જેની દેશદાઝને કોઈ સીમાડા ન હતા, પોતાની માતૃભાષા ગુજરાતીને સ્વમાનભર્યું સ્થાન અપાવવા જીંદગીની પળેપળનો હિસાબ માંડનાર એવી એક વિરલ વ્યકિતની વિરાટ ઇચ્છાશક્તિથી જ તમે અંજાઈ જશો! ૧લી સપ્ટેમ્બર ૧૮૬૪ના રોજ 'ડાંડિયો'નો પ્રથમ અંક બહાર પડયો. નર્મદ સુધારક હતો, પ્રચારક હતો અને કવિ પણ હતો. એક સમર્થ ઇતિહાસકાર હતો અને આર્ષદ્રષ્ટા ઋષિ હતો. ગુજરાતી ભાષાનો વિરલ તપસ્વી હતો. 'ડાંડિયો' મહિનામાં બે વાર બહાર પડતું. તેને વાંચનારાઓ ગાડાની માફક એ ક ઉપર તૂટી પડતા. એ જમાનામાં આધુનિક સામયિકના બધા જ વિભાગો 'ડાંડિયો'માં આલેખાતા. કટાક્ષ, ટીકા, સામાજિક લેખ, રેખાચિત્ર, રાજકારણ, બ્રિટિશ હકુમતની મનસ્વિતા, કુરિવાજોની ઝાટકણી એમ અનેક રંગોના સાથિયા પૂરતા. કવિ દલપતરામ નર્મદના પ્રતિસ્પર્ધી હતા અને આ બન્ને સક્ષરોની રકઝકમાં વાચકોને બહુ જ મઝા પડતી. નર્મદના ગદ્યની મસ્તશૈલી ઉપર સૌ આફરીન હતા. 'ડાંડિયો'માં આવતી સરકારની ટીકાથી ગોરા હાકેમો પણ ધ્રુજી ઊઠતા અને તેના પ્રત્યેક અંકનું ભાષાંતર અંગ્રેજીમાં ગોરા અમલદારોના ટેબલ પર મૂકાતું. દલપતરામ સરકારી પક્ષે હતા અને તેથી નર્મદાશંકર અવારનવાર તેમની ખબર લઈ નાંખતા. 'ડાંડિયો'નું પ્રકાશન પાંચેક વર્ષ ચાલેલું અને ૧૮૭૦ પછી તે બંધ પડેલું. છતાં આજે એક સૈકા પછી પણ ગુજરાતી ભાષાના સામયિકોમાં આદ્ય એવા 'ડાંડિયા'ની કારકિર્દી, ઇતિહાસને ચોપડે, એટલા જ તેજથી ઝગઝગી રહી છે.

## ગૌચર

દૂધ આપતા પશુધનની કિંમત ખેતીપ્રધાન દેશમાં કેટલી હોઇ શકે તેનો દાખલો આણંદે પૂરો પાડયો છે. પરંતુ ભારત જેવડા વિશાળ દેશમાં દૂધાળા ઢોરને ઘાસચારો પૂરો પાડવાનો પ્રશ્ન નાનોસુનો નથી. અન્ય પોષણયુક્ત સામગ્રી અને યોગ્ય ઘાસ ન મળે તો દૂધ કાંઇ આપમેળે કામધેનુના આંચળમાં પેદા થતું નથી. એટલે પશ્ચિમના દેશોમાં આ બાબતમાં જેટલી ઝીણવટભરી રીતે વિચાર થાય છે તેનો આપણે ત્યાં સદંતર અભાવ છે. દાખલા તરીકે ઓછામાં ઓછા સમયમાં ઊગી નીકળે તેવા ઘાસના ત્યાં પ્રયોગો થાય છે. ત્યાર પછી અમુક ક્ષેત્રફળ નક્કી કરીને ત્યાં ચોમેર તારની વાડ કરી, અંદર ઘાસનું વાવેતર થાય છે. ઘાસ ઊગી નીકળે એટલે ધણને ત્યાં લાવવામાં આવે છે અને ફરતી તારની વાડમાં વીજળીનો બહુ જ ઓછા દબાણનો પ્રવાહ રાખવામાં આવે છે જેથી ઢોરઢાંખર ઓળંગવાનો પ્રયાસ કરે તો નરમ આંચકો લાગે છે અને તેથી મર્યાદા બહાર જતાં નથી. એક ક્ષેત્રમાં ઢોરનું ચરાણ થઇ રહે, એટલે તારની વાડ કાઢીને, બીજે એ જ રીતે બંધાય છે. આનાથી ઘાસ ચારા માટે ઢોરને દૂર લઇ જવા પડતા નથી અને તેઓ વધુ દૂધ આપી શકે છે. ભારત જેવા દેશમાં દર વર્ષે નાણાંમાં ઘાસચારાની તંગી માલધારીને મૂંઝવી રહી છે. પ્રજાએ આગળ આવવું હોય તો દષ્ટિ, પુરુષાર્થ,

પ્રયોગ અને સાહસ કેળવતાં શીખી લેવું જરૂરી છે. બીજાનું જોઈને પણ આગળ વધવાની એક રીત છે.

## પાઘડીએ પનોતી

ટોપીનો સ્વીકાર નહીં કરનાર શીખ કોમ પાઘડીપરસ્ત છે. ભારતની મહિલાની સાડીએ દુનિયાના અનેક દેશોમાં આકર્ષણ પેદા કર્યું છે અને સાડીની માંગ વધી રહી છે. ભારતના પુરુષવર્ગની પાઘડી કોઈ રીતે કમ નથી અને જો કે તે માત્ર માથાનું રક્ષણ કરવા પહેરાય છે પણ તેના ઉપયોગ અનેક રીતે થઈ શકે છે બ્રિટનના બ્રિસ્ટન નામના શહેરમાં ૨૪ વર્ષના જશપાલસિંહ પાઘડીના જોરે બળતા ઘરમાંથી સહીસલામત નીચે ઊતરી શકયા છે. બે મિત્રો સાથે તેઓ જે ઓરડીમાં ઘસઘસાટ ઊંઘી રહ્યા હતા તેને આગ લાગતાં, એક મિત્રે છાપરા ઉપર ભૂસકો માર્યો–હાથનું કાંડુ ખડી ગયું. બીજા મિત્રે પાઈપ વાટે અંગ ખેલ કરી બતાવ્યો. જ્યારે શ્રી જશપાલે પોતાની પાઘડીનો એક છેડો પલંગ સાથે બાંધી, બીજો છેડો પકડીને હેમખેમ મોતના મુખમાંથી ઉગરી ગયા. આપણામાં કહેવત છે કે પાઘડીનો વળ છેડે–પણ એ છેડો જાન પણ બચાવી શકે છે.

## મને ચાકર રાખોજી !

માઈસોર રાજ્યમાં એક નવી કૃષિ વિદ્યાપીઠ શરૂ થવાની છે તે એક બાબતમાં ભારતભરમાં અદ્વિતીય બની રહેશે. આ વિદ્યાપીઠમા કારકુનો તેમ જ ચોથા વર્ગના હમાલોની જગાઓ જ નથી. બધા જ વિદ્વાન પ્રોફેસરો, સંશોધકો અને પંડિતો હશે અને સૌ પોતાનું કામ પોતાની મેળે કરી લેશે. સમાજવાદમાં આનાથી વિશેષ સારો વિચાર બીજો કોઇ હોઈ ન શકે. પંડિત નહેરુને ચપરાશીઓ અને પટાવાળાઓનો અણગમો હતો. ધીમે ધીમે આ વર્ગ ઓછો કરવાની જરૂર છે. શ્રમનું મહત્ત્વ સુધરેલો દેશોમાં પણ ઓછું નથી. પશ્ચિમના રાષ્ટ્રોમાં આ વહેલું બન્યું છે. ત્યાં મજદૂરો ઓછા છે. ઘરકામ સૌ પોતાની મેળે–કરે છે. ગૃહિણી વાસણ ધોઈ નાખે છે–કપડાંને ઇસ્ત્રી પણ કરે છે. મ્હેસૂરની નવી વિદ્યાપીઠને મીરાંબાઈના ભજનનો ધ્વનિ લાગુ પડી શકશે નહીં કેમકે ત્યાં ચાકરની જરૂર રહેશે નહીં. પણ ભકતવત્સલ પ્રભુ હવે બદલાતા જમાનામાં ભક્તને ચાકર તરીકે રાખવા સંમત થશે ?

## નગરશિલ્પી

વિશ્વવિખ્યાત સ્થપતિ લા કાર્બૂઝિયરનું ફ્રેન્ચ રીવિયેરા ખાતે તરવા જતાં, ડૂબી જવાથી અવસાન થયું છે. વિશ્વના ખૂણેખૂણેથી અપાતી શોકાંજલિમાં સૂર પૂરાવવાનું ભારતને ખાસ કારણ છે પંજાબની આધુનિક રાજધાની ચંદીગઢના તેઓ અજોડ શિલ્પી હતા. શહેરો અને નગરોના પ્રણાલિગત આયોજનના તેઓ સખત વિરોધી હતા. નગરના સમગ્ર બાંધ કામમાં શિલ્પ, પ્રકાશ અને અવકાશને તેમણે અનોખી દૃષ્ટિ આપી અને ચાલી આવતી પ્રણાલિમાં આમૂલાગ્ર ફેરફાર કર્યો. વસતિ પ્રમાણે શહેરની બાંધણી કરવાનો તેમનો ખયાલ હતો. ઔદ્યોગિક વિસ્તાર અલગ–શિક્ષણસંસ્થા માટે તદ્દન અટૂલો વિસ્તાર–પહોળા રસ્તાઓ–ઠેરઠેર ઉદ્યાનો–બાગ અને બગીચાઓ–રહેણાક વિસ્તાર વચ્ચે અંતરની વિપુલતા– આવી હતી નગરબાંધણીની તેમની વિશેષતાઓ. હવાઉજાસ માટે બારીબારણા તેમણે કદી રાખ્યા નથી–તેને બદલે બાંધકામમાં કુદરતી રીતે જ પ્રકાશ તેમજ તાજી હવાની મુકત હેરફેર માટે સગવડો રાખી છે. સંગ્રહસ્થાનો માટે ઇમારતો રચવાનો તેમનો ખ્યાલ અનોખો જ હતો અને તેને માટે અમદાવાદમાં તેમણે રચેલો નમૂનો જોવા આપણે સદ્‌ભાગી છીએ. વિશ્વના ઘણાખરા દેશોએ આ અજોડ

શિલ્પીનો લાભ લેવા કુતૂહલતા બતાવી હતી છેલ્લે ફ્રાન્સમા પેરીસખાતે અદ્યતન સગ્રહાલય માટે તેમની સેવાઓ માગવામા આવી હતી પરતુ પેરીસનુ આ સ્વપ્ન હવે અપૂર્ણ રહેશે યુનેની કલાવિષયક સાસ્કૃતિક સમિતિમા તેઓ સલાહકાર હતા વ્યક્તિ મૂર્તિ કે કોઇ પ્રતિભાને વ્યક્ત કરનાર શિલ્પી અવશ્ય મળશે પરતુ વિશાળ નગરોનુ રુચિકર સયોજન કરી શકે તેવો સ્થપતિ દુનિયાને નજીકમા તો નહી મળે

## ચદ્ર દૂર નથી

લાગલાગટ આઠ દિવસ સુધી અવકાશમા રહીને, સહીસલામત પાછા ફરનાર ગોર્ડન કૂપર અને ચાર્લ્સ કૉનરાડે અમેરિકાની અવકાશ સિદ્ધિના પડઘમ બજાવ્યા છે ચન્દ્ર લોક સુધી જનાર માનવીએ ઘણા લાબા સમયસુધી અવકાશમા વજનરહિત દશામા રહેવુ પડશે અને તેની પૂર્વભૂમિકા જેમિની ૫ના પ્રયોગ દરમ્યાન તૈયાર થઈ ગઈ છે વધુમા તો આ અવકાશયાનને તરતુ મૂકયા પછી તેમા થયેલા ખોટકાને ચાલુ પરિભ્રમણ દરમ્યાન નિયમિત કરીને, તેમ જ જે સ્થાન ઉતરાણ માટે નક્કી થયુ હતુ ત્યા તે સમયે તોફાની હવામાન હોવાને કારણે ભ્રમણના છેલ્લા ફેરાને ભારે સિફતથી નિયત્રિત કરવામા મળેલી સફળતાને કારણે હવે માનવાને કારણ છે કે મનુષ્ય દ્વારા છોડવામા આવતા ઉપગ્રહો પણ ડાહ્યા ડમરા થઈને વર્તે અને છૂટછાટ ન લે તે માટે પણ પૃથ્વી ઉપરના નિમત્રણો સફળ નીવડયા છે

## રાજ્યોને લશ્કર આપો !

મધ્યપ્રદેશમા સેવની ખાતે એક જાહેર સભામા બોલતા આચાર્ય વિનોબાજીએ કહ્યુ હતુ કે ઇશ્વરનો પાડ માનો કે રાજ્યો પાસે લશ્કર નથી ! નહીતર ગોવાના પ્રશ્ને મૈસૂર-મહારાષ્ટ્ર સામસામા લશ્કર ઉતારીને રણમેદાને જ પડત ! વાસ્તવમા તો હજુ પણ મોડુ થયુ નથી ગુજરાતને તેના પ્રશ્ને અવાર નવાર કેન્દ્ર પાસે લાચારી કરવી પડે છે જો તેની પાસે લશ્કર હોય તો નિકાસમાથી ફર માવવા લશ્કરી કાયદો જ ઘટે એ જ પ્રમાણે પજાબી સુબા માટે ફરોસિહને ઉપવાસનો આશરો લેવો ન પડત વળી બળના જોરે પ્રશ્નો ઉકેલવાની જેઓ હિમાયત કરે છે તેમને કાયમને માટે અજપો દૂર થાય, અને બળના ઉપયોગથી કેવોક ઉકેલ આવી શકે છે તેનો પણ ખ્યાલ મળી રહે

## એક ભ્રમ નથી !

બૃહદ્ મુબઈની મધ્યમા વાડરા ખાતે ખેરવાડી નામે ઓળખાતા ગદા પલ્લી સમાજમા આજે વર્ષોથી એક પાવનકારી અખતરો થઈ રહ્યો છે અને તેના ધીમા પણ સગીન પરિણામો જોવા મળી રહે છે અહી દેશના તમામ ભાગમાથી દરિદ્રનારાયણ કુટુબો આવી વસ્યા છે અને તેની સખ્યા સેકડોમા થવા જાય છે લોકસેવાની જેને હૈયે દાઝ છે એવા સામાજીક કાર્યકરોની એક ટુકડી (જેમા માનસ શાસ્ત્ર તેમજ ડાક્ટરનો સમાવેશ થાય છે) ને વિચાર આવ્યો અને આજથી એક દસકા પહેલા અહીના રોગ અજ્ઞાનતા અને ગરીબીમા સબડતા લોકો માટે કલ્યાણ કેન્દ્ર સ્થાપ્યુ, અને પોતાની પાખ નીચે સેકડો કુટુબોને આવરી લીધા તેમને ડાક્ટરી મદદ આપી, શિક્ષણની વ્યવસ્થા કરી, અજ્ઞાનતા દૂર કરી, રોગ અને ગરીબી સામે ઝઝૂમતા દરેક કુટુબને મદદ કરી રોજગારી મેળવી આપી, શિક્ષણ લેતા બાળકોને આગળના અભ્યાસ માટે દોરવણી આપી અને યોગ્ય ધધે પડવામા સક્રિય મદદ કરી સેકડો કુટુબોના ગણીએ તો, હજારોની સખ્યામા જે સમાજ કાયમી ગરીબી અને ઘોર અજ્ઞાનતામા સબડતો હતો

તે આખા સમાજનું સ્તર પાયામાંથી ધીમે ધીમે ઊંચુ આવ્યુ. હવે આ સમાજના બાળકો નિશાળે જાય છે, સ્ત્રીઓ આપ મેળે દવાખાને દોડી જાય છે, સામાજીક તેમજ કૌટુમ્બિક સમસ્યાઓ ઉકેલવામા કેન્દ્રના કાર્યકરો મદદ કરે છે; હવે કોઈ રખડતુ નથી, રઝળતુ નથી, સૌ કમાતા શીખી ગયા છે આજથી દશ વર્ષ પહેલા જ્યા પગ મૂકતા શરમ ઉપજે, અને અરેરાટી થાય ત્યા એક મધ્યમ વર્ગી સમાજ અસ્તિત્વમા આવી ગયો છે, જે વાસ્તવમા તરછોડાયેલા ભિખારીઓથી વિશેષ ન હતો આ આખી પ્રક્રિયા ધીમી બની સેવાની ભાવનાએ સામાજીક કાર્યકરોના હૃદયનો રામ જગાડયો ન હોત, તો આમ ન બનત અને આ બધુ મુબઇમાજ બન્યુ, જ્યા એક બાજુ ભારતીય ભવન જેવી સસ્થા ઝળહળતી હોય છે અને બીજી બાજુ ઉપર લખી તેવી કગાળ વસાહત! ખપે છે આવી અનેક ખેરવાડીઓ

## અમાનુષી

ફીલીપાઇન ટાપુના મનીલા શહેરમા એક દીચકારી પ્રવૃત્તિ ભેદી રીતે ચાલી રહી છે જેમા નિશાળે તથા કોલેજે જતા કુમળા કિશોર તથા કિશોરીઓના ચહેરા ઉપર છરીના ઘસરકા કરી તેમને બેડોળ બનાવવામા આવે છે. આ પ્રવૃત્તિનો હેતુ શુ હશે તે જાણવા મળતુ નથી પણ આવા ભયકર સમાજવિરોધી દુષ્કૃત્ય બદલ ત્યાના પ્રમુખ મેક્પેગલને જાતે દરમ્યાનગીરી કરવા ફરજ પડી છે, અને છૂપી પોલિસને તકેદ કરવી પડી છે અત્યાર સુધીમા, આ ટોળકીના ગોરખધધાથી ૪૦૦૦ બાળકોના ચહેરા વિકૃત બન્યા છે માનવીની સભ્યતા ઘટતી જાય છે? કે તેના માનસનો સેતાને કબજો લીધો છે?

## ૩૯૭

જાન્યુઆરી ૬૫ થી જૂન ૬૫ સુધીના છ માસના ગાળામાં, મુંબઈ શહેરમાં ૩૯૭ મોટર-ગાડીઓની ઉઠાંતરી થઇ તેમ પોલિસ કમિશનરનો અહેવાલ જણાવે છે વધુ તેત્રીસ ગાડીઓની ચોરી થઈ હોત તો આકડાનો મેળ ઉઠાઉગીરોના વિશેષણ રૂપે વધુ શોભી રહેત! પણ જે આકડો છે તે જોતા, મુબઈની બુદ્ધિપ્રધાન ચોરની જમાત માટે અવશ્ય માન પેદા થાય ખિસ્સુ કાપવુ, ચેઈન કાઢી લેવો તેમા પણ ચાલાકી જોઈએ છે પરતુ કેટલાક ટન વજનની મોટરગાડીને સરિયામ રસ્તા ઉપરથી સૌની નજર વચ્ચે હાકી જવી તે કાઇ બુદ્ધુ માણસથી બની શકે નહી. વળી મોટરગાડી કોઇના ખિસ્સામા સતાડી શકાતી નથી છેવટે તો અમુક અતરે રસ્તા ઉપર અથવા બાજુએ, તેને છોડી દેવી પડે છે ઘણા કિસ્સાઓમા મોટર પાછી મળી આવે છે પણ ચોર પકડાતો નથી, જેથી પોતાની પ્રવૃત્તિ તે ચાલુ રાખી શકે છે આ બાહોશ વ્યક્તિઓ જો પકડાય, તો સજા કરવાને બદલે, સમાજને તેમની સેવાઓ આપવાનો પ્રયોગ કરવો જોઈએ પોલિસના જ ગુપ્તચર ખાતામા તેઓ વધારે ફાળો આપી શકે તેમની ચાલાકી તક શોધે છે અને તેથી જ મોટરની ચોરી પૂરતી મર્યાદિત બને છે

## નવી ટિકિટો

ભારતીય તાર અને ટપાલ ખાતુ નવી નવી ટિકિટો બહાર પાડવામા રાષ્ટ્રીય લાક્ષણિકતાને ઠીકઠીક આગળ લાવે છે લગભગ દર એક બે માસે તેની પાસે દેશ સમક્ષ રજૂ કરવા પ્રસગ અથવા પ્રતિભા મળી રહે છે છેલ્લા એક માસની વાત કરી હોય તો એવરેસ્ટ વિજયની યાદમા એવરેસ્ટ પર બે વીરને ઝળકાવ્યા, અને ત્યાર પછી આસામના ચાના બગીચામા પત્તી ચૂટતા રમણીને મઢી લીધી. રખે આપણે ભૂલી જઈએ એ બીકે સપ્ટેમ્બરમા આવતી પડિત ગોવિંદ

વલ્લભ પતની ૯૮મી જયતિને પણ, સ્વર્ગ-સ્થની ખાસ ટિકિટ બહાર પાડી યોગ્ય અજલિ આપી છે જે શિઘ્રતાથી ટિકિટો જનતાં સમક્ષ મૂકાય છે તે દાદ માગી લે છે

## અધૂરી રામાયણ

એક વર્ષ પહેલા તેલની રામાયણ શરૂ થઇ તે હજુ અધૂરી જ રહી છે, બલ્કે જ્યાથી શરૂ થઇ ત્યા જ અટકી છે દરમ્યાનમા નવી વિટબણા ઉભી થતી જય છે ગયે વર્ષે નિકાસબધી કરવામા આવી, પછી છૂટ આપી અને હવે પછી નિકાસબધી આવી મીલરોએ કહ્યુ કે અમે સરકારને ૩૫ ટકા તેલ ગમે ત્યારે આપશુ, એક કોર રાખી મૂકશુ. સરકારે જણ્યુ કે તેલ તો એક કોરાણે પડ્યુ છે પછી શુ વાધો ? દરમ્યાન જેને ડબ્બા કહેવામા આવે છે તે કેરોસીનના ખાલી ડબ્બા તેમ જ જૂના ડબ્બા પચપાચ રૂપિયાના ભાવે લઈને, તેલ ભરીને, વર્ષની શરૂઆતમા, બીજા રાજ્યોમા ધકેલી દેવાય, આજે કેરોસીન પણ છૂટક મળે છે કોઇ ડબ્બો આપતુ નથી આવી સ્થિતિ છે હવે ખરી મુશ્કેલી તો સરકારને છે મીલરો તો કહે છે કે તેલ ટાકામા ભર્યુ છે લઇ જાઓ પણ શેમા લઈ જાવુ ? સરકાર કયા ડબ્બા લેવા જાય ? અને પ્રથમથી જ, તેલ ભરી શકાય તેવી કોઇ પણ વસ્તુ વેપારીઓએ બજારમા રહેવા દીધી જ નહી એટલે સરકારને મૂઝવવાની ચાલબાજી શરૂ થઈ ગઇ તેલ કાઈ થેલીમાં કોથળામા ભરાય છે ? એટલે એક વર્ષના અનુભવનો નિચોડ આટલો જ અને તે એ કે તેલ કોથળામા રહે નહી ! કહેવતને પણ બદલવી પડશે કોથળામાથી બિલાડાને બદલે કોથળામાથી તેલ ધીમે ધીમે લોકજીભે ચડી જશે

## જાતની ખોજ

શ્રાવણ અને ભાદ્રપદના સગમ વચ્ચે દર વર્ષે ત્રણ ધાર્મિક તહેવારો લોક હૃદયનો કબજો લે છે શ્રાવણ માસ બેસતાની સાથે જ ધર્મ શ્રદ્ધાનો દ્યોતક બની રહે છે જન્માષ્ટમી ઉપર લોક રમણા હેલે ચડે છે અને "સભવામિ યુગે યુગે" સૂત્રને સાર્થક કરવા કૃષ્ણ કનૈયો આંખ સમક્ષ દેખાય છે અને તેના જન્મને વધાવવા મુબઇ જેવા શહેરમા, મટકીમા દહીને બદલે રુલદાર ભરીને, 'ગોવિદા આલા'ની ધૂન વચ્ચે, ખેલાડીઓ શેરી શેરીએ પિરામિડ રચી રહે છે. ત્યાર પછી બીજા દેવ ગણપતિનો મહોત્સવ આવે છે અને સાથે સાથે જ પર્વાધિરાજ પર્યુષણનો પણ આરભ થાય છે ગણપતિ સકટને હરનારા દેવ છે આજ કાલ ડગલે અને પગલે વિઘ્નો નડતા હોય છે એટલે વિઘ્નેશ્વરની આરાધનામા ભારો ભાર ઔચિત્ય રહેલુ છે આ બધામા પર્યુષણનુ મહત્ત્વ અનોખુ રહે છે જગતના સર્વ ધર્મોમા જૈન ધર્મ એક રીતે વિશિષ્ટ છે તપશ્ચર્યા, આત્મવિલોપન, સમભાવ અને ક્ષમા આ ચાર ગુણોનુ મિશ્રણ જૈન ધર્મમા એટલા ઊડાણથી ભળી ગયુ છે કે ભૌતિક સુખ તરફ માનવીની એષણા દોટ માડી રહી છે ત્યારે પણ ત્યાગ અને તપશ્ચર્યા આ ધર્મ સપ્રદાયમા મોખરે છે જગતના જીવ માત્ર તરફ સમભાવ, દયા અને સહાનુભૂતિ કોઇ જૈનેતર ધર્મમા આટલા ઊડાણથી અભિપ્રેત નથી કહેવાનુ તો એટલુ જ હતુ કે શ્રાવણ માસ પૂરો થાય અને ભાદ્રપદ બેસે ત્યારે ભારતનો મૂળભૂત માનવી અધ્યાત્મિક વાઘાથી સજ્જ બની જીવનમા આગળ વધે છે કૃષ્ણ, ગણપતિ કે મહાવીર એ તો એની શ્રદ્ધાનો વિષય છે વાસ્તવમા તો દરેકે પોતાની આતરિક ખોજ કરવાની રહે છે અને પ્રશ્ન જીવનની મઝધારમા, પાપ-પુણ્યની કેડી પર સચરતા સમતુલા મેળવી લેવાનો છે

# હૈયાસૂનાં

'સરોદ'

ગોમતીબહેનના અવસાનથી આખા મહોલ્લામાં હાહાકાર મચી ગયો ભાગ્યે જ કોઈ આંખ કોરી રહી હશે ફૂલ ખીલે છે ને આપમેળે સુવાસ પ્રસરે છે ગોમતીબહેનના જીવનમાંથી એમ જ સુવાસ નિર્ઝરેલ જે કોઈ તેના પરિચયમાં આવે તેનું હૈયું સુવાસ શ્વાસી પ્રફુલ્લ બન્યા વિના રહે જ નહીં તેના અસ્તિત્વની ખોટ હર કોઈને જણાય તેમાં નવાઈ જેવું ન હતું તેના દેહના અંતિમ પ્રયાસ સમયે ઘણાખરા ધ્રૂસકે ને ધ્રૂસકે રોઈ પડેલ તેના પતિ અને બે પુત્રની તો દશા થઈ હશે તે તો કલ્પવું જ રહ્યું

મારે ગોમતીબહેનના પતિ વિઠ્ઠલ સાથે નિકટનો સંબંધ. અમારી ઉંમરમાં ખાસો તફાવત પણ વિઠ્ઠલના ગમતીલા સ્વભાવે તે કળાવા દીધેલ નહીં આ તફાવતે મને અસામાન્ય કહી શકાય તેવો લાભ આપેલ હું વિઠ્ઠલ ઉપરાંત તેના બન્ને પુત્ર ગૌરાંગ અને તાપસનો નિકટનો મિત્ર બની ગયેલ ગોમતી બહેનનો તો હું પૂરો પ્રશંસક હતો તેના સંપર્કમાં આવેલ સહુ કોઈ તેને દેવી તુલ્ય માનતું

વેકેશનના દિવસો હતા હું હિમાલયના પ્રવાસે ગયેલ વડોદરા તો દૂર રહેલ છેક દિલ્હીમાં સમાચાર મળ્યા કે ગોમતીબહેન હવે આ દુનિયામાં નથી હું આ વાત સાંભળી આભો બની ગયો કળ વળી ત્યારે વિઠ્ઠલ, ગૌરાંગ અને તાપસ યાદ આવ્યા તેમની શું સ્થિતિ થઈ હશે તે વિષે કલ્પના કરવાનું પણ ગજા બહારનું લાગ્યું આ વાતને આઠેક દિવસ થયા હશે પણ ઘા એવો કારી હતો કે વર્ષો વીતે પણ તલભર રૂઝાય નહીં

દિલ્હીથી વડોદરા સુધીની મારી મુસાફરી લગભગ તંદ્રિલ અવસ્થામાં થઈ ઘરે જઈ જલદીથી મોઢું ધોઈ હું વિઠ્ઠલના ઘરે ગયો. ઘરે તાળું હતું પાડોશીએ આપમેળે કહ્યું 'વિઠ્ઠલભાઈ, ગૌરાંગ અને તાપસને લઈ સિનેમા જોવા ગયા છે" પછી હળવે અવાજે ઉમેર્યું "ત્રણે હૈયાસૂના છે ગોમતીબહેન ગયા તેનું અમને લાગે છે તેથી સોમા ભાગનું પણ તેમને લાગતું નથી રોજ કેરમની બાજી મંડાય છે, ગંજીફો ખેલાય છે અને સિતાર પણ બજાવાય છે હા, એ ફરક કે પહેલાં જે કિલ્લોલ દીવાનો વીંધીને બહાર નીકળતો હતો તે હવે દીવાનમાં જ રહે છે પણ એટલી નોંધ આમન્યા તો તદ્દન અજાણ્યા ય પાળે" હું આ સાંભળી સ્તબ્ધ થઈ ગયો શું ખરેખર વિઠ્ઠલ ગૌરાંગ કે તાપસને ગોમતીબહેનના જવાથી કશું ય દુઃખ નહીં થયું હોય ? આવી વાત પળભર પણ સંઘરવા મન તૈયાર ન હતું પણ તે પાડોશીને હું ઓળખતો પારકી પંચોજણમાં પડે તેવા તે ન હતા નહીં રહેવાયું હોય ત્યારે જ આટલું બોલ્યા હશે તેની મને મનોમન ખાત્રી હતી હું મનમાં ને મનમાં સમસમી રહ્યો

હું ઘરે જઈ આડે પડખે પડ્યો શરીરનો થાક તો હતો જ સાથે મનનો થાક ભળ્યો મને થયું કે વિઠ્ઠલ માલેતુજાર માણસ નોકર ચાકર રસોયો, તેને શી કમીના ? ગોમતીબહેનના આગ્રહથી પોળમાં રહેવાનું સ્વીકારેલ, પણ રહેવાનું તદ્દન આધુનિક ઢબથી વર્ષોથી મોટર વસાવેલ સંગીતનો પૂરો શોખ આવો લહેરી માણસ અંતરમુખ તો ક્યાંથી હોય ? વેદ ઉપનિષદની વાતોમાંથી 'ખાવ, પીઓ ને લ્હેર કરો'ના સૂત્રો શોધી કાઢી પોતાના જીવન રસમની પુષ્ટિ મેળવે ગૌરાંગ ફાઈનલ એમ. બી. બી. એસ. નો વિદ્યાર્થી તેને મડદા ચૂંથવાના, તેને મન કદાચ મોત અસામાન્ય બનાવ નહીં હોય પણ તાપસ તો સાહિત્યનો વિદ્યાર્થી, ગુજરાતનો ઊગતો કવિ તેને પણ ગોમતીબહેન જેવી માતાના અવસાનથી કશો જ આઘાત નહીં થયો હોય ? માનવ સંબંધની વિચિત્રતા અને માનવમનની ગહનતા વિષે તરેહવાર વિચાર કરતો હું ક્યારે સૂઈ ગયો

તેનો મને ખ્યાલ ન રહ્યો ગોમતીબહેનના અવસાને મારા બાહ્ય મન ઉપરાંત આંતરમન પર પણ ભારે અસર કરી હશે અને સ્વપ્નામાં ગોમતીબહેન દેખાણા. આ ગોમતીબહેનનું શરીર હાડમાંસનું ન હતું. નરી સાકરનું બનેલ હતું. વિઠ્ઠલ, ગૌરાંગ અને તાપસ તેને ચાટતા હતા. કેટલા જોશથી ચાટતા હતા આ ત્રણે જણા ! કેટલી જલદ હતી આ ચાટણ ક્રિયા ! ગોમતીબહેનને આ ક્રિયા ગમતી હશે ! તેમનું મો હસતું હતું. પણ થોડી વારમાં શરીર ચટાઈ ગયું. તૃપ્તિના ઓડકાર ખાતા ત્રણે જણા ગોમતીબહેનને વિલીન થતા જોઈ રહ્યા માત્ર સ્વાદેન્દ્ર આનંદની આભા તેમના મુખ પર રહી. શોકનો કશો ય ભાસ દેખાણો નહીં. ત્રણે જણા હાથમાં હાથ મેળવી ત્યાંથી રવાના થઈ ગયા બીજી સાકર પૂતળીની શોધમાં ગયા હશે કે શું ? જતા જતા વિઠ્ઠલે પાછું વળી જોયું તેના મુખ પર હાસ્ય હતું, વિનોદ હતો. આ અસહ્ય ઉપહાસ્યતાપણું જોતા મારાથી રાડ પડાઈ ગઈ. તે સાથે જ મારી આંખ ઉઘડી ગઈ. મારી પત્ની દોડી આવી. તેણે બેબાકળા થઈ પૂછ્યું, "શું થયું ?" હું તેના સામે જોઈ રહ્યો ન તો હાડચામની હતી; સાકરની પૂતળી નહોતી. મેં કહ્યું "કંઈ નહીં. સ્વપ્નું આવ્યું" તેણે પાસે આવી મારા કપાળે હાથ મૂક્યો તે મારી વ્યથા સમજી ગઈ હોય તેમ લાગ્યું.

"ગોમતીબહેનને ત્યાં જઈ આવ્યા ?" તેણે પૂછ્યું

મેં કહ્યું "હા" પછી તુરત મારી મેળે ઉમેર્યું, 'ઘરે તાળું હતું. વિઠ્ઠલ, ગૌરાંગ ને તાપસ સિનેમા જોવા ગયેલ"

'સ્વપ્નામાં ગોમતીબહેન આવેલ ખરું ને ?"

"તે કેમ જાણ્યું ?"

મારો સવાલ ટાળતા તેણે કહ્યું, "તમારા મિત્રો ભલે રહ્યા, પણ અન્ય માણસો છે. ગોમતીબહેન ગયાનું દુઃખ શેરીના કૂતરાને પણ છે. આ ત્રણ જણને જ નથી."

'આશ્ચર્યની વાત છે" કહી હું તે વાત વિસરતા રહ્યા જતો હતો, ત્યાં કોઈ બનાવી લાવ્યું કહી તે ચાલી ગઈ. તેના શબ્દોએ પાડોશીની વાતને સમર્થન આપ્યું. મારું તો જાણે હૈયું કપાઈ ગયું.

ગોમતીબહેનની સ્મૃતિ પત્નીના આદરે મને બીજે દિવસે સવારે વિઠ્ઠલને ત્યાં જતાં રોક્યો પણ સાંજે મારા પગ પરાણે તેના ઘર તરફ વળી ગયા. સાંજના પાંચેક વાગ્યા હશે. ત્રણે જણા અપટુડેટ કપડાં પહેરી કલબમાં જવા તૈયાર થઈ બેઠેલ. મોટર મંગાવેલ તેની રાહ જોતા હતા. મને જોઈ વિઠ્ઠલ આગળ ધસી આવ્યો ને મારા હાથ પકડી કહ્યું, "ઘણા વખતે દેખાણો ગૌતમ !" મેં તેના હાથ પકડી તો લીધા પણ મને થયું કે આને પરદેશ કરી કોઈ અદાલતમાં ખડો કરી દઉં. થોડી ક્ષણો આંખમાં આંખ પરોવી રાખી તેણે હાથ છોડી દીધા. તેની આંખ મારા હૃદયની ખોજ કરતી દેખાણી. હું સ્તબ્ધ બની ઊભો હતો ત્યાં ગૌરાંગે અને તાપસે મારી સાથે હાથ મેળવ્યા. ગૌરાંગે પૂછ્યું, 'કેમ, ટ્રિપમાં મજા આવી ?" મેં હા તો પાડી, પણ મારા મનમાં સટાકો બોલી ગયો. ગોમતીબહેન ગયા તે આમને ઈશારો ય નહીં ! ખેર ! મેં જ વાત ઉચ્ચારી, 'ગોમતીબહેન અચાનક...' હું મારું વાક્ય પૂરું કરું તે પહેલા જ વિઠ્ઠલે કહ્યું, "જીવનસફરમાં એક સંગાથનો સાથ છૂટી ગયો. પણ માણસે પ્રાપ્ત પરિસ્થિતિનો સ્વીકાર કરી જીવવું જોઈએ જીવન જીવવા માટે છે. ખાવ, પીઓ, લહેર કરો" પણ, કહી હું કંઈક કહેવા જતો હતો. ત્યાં ગૌરાંગે કહ્યું,

'બાપુજી કહે છે તે સાચી વાત છે. વાગોળવાની પ્રક્રિયા પશુની ગણાય. ગઈ વાતને વાગોળવી નહીં. વર્તમાનમાં જીવો." તાપસ મૂંગો હતો. પણ તેણે ય મારા પક્ષે કશી યે વાત ઉચ્ચારી નહીં. હું આ ત્રણે હવે મારી દૃષ્ટિએ અજબ દેખાતી વ્યક્તિઓને જોઈ રહ્યો. તેમનું વર્તન મેં પોતે સગી આંખે જોયેલ ન હોત અને કોઈએ કહેલ હોત તો કોટિ કાળે ય માની શકત નહીં. તેમના અસામાન્ય વલણથી વિસ્મિત થઈ હું અવાક ઊભો હતો, ત્યાં

[અનુસંધાન પાન ૧૮૬]

# દેવોનો અનાદર: દાનવોનો આદર!

**ક્ષિતિમોહન સેન**

ઘણા પ્રાચીન કાળની કથા છે. એક રાજ્યમા હરણોનુ એક સુદર ઝુડ રહેતું હતુ. ત્યાનો રાજા ઘણો જ ઉદાર અને ન્યાય-નિષ્ઠ હતો રાજ્યની પ્રજા ધન ધાન્યથી પૂર્ણ તૃપ્ત હતી અને દૂધની તો નદીઓ વહેતી વનના અન્ય જીવજતુઓની પેઠે હરણો પણ એ રાજ્યમા ખુબજ સુખચેનમા રહેતાં હતા. રાજા તરફથી સઘળા જનાવરોને અભયદાન હતુ-ચોરી છૂપીથી જ કોઈ શિકાર કરે તો જુદી વાત પણ તે ય તે જો રાજાને ખબર પડી જાય તો તો તેઓ અપરાધીઓને સજા કર્યા વગર છોડતા નહિ.

પરતુ સુખ સગવડમા સુરક્ષિત આ હરણો કવચિત્ કયારેક અકસ્માત જ આવનારુ આ દુખ સહવા તૈયાર નહોતા એક દિવસે હરણોનો નેતા રાજા પાસે ગયો અને બોલ્યો 'મહારાજ! આજ સુધી તો અમે આપના રાજ્યમા અત્યત શાન્તિપૂર્વક રહ્યા પણ હવે જો આ આકસ્મિક શિકારો રોકવામા ન આવે તો આપના રાજ્યમા રહેવુ અમને ભારે થઈ પડવાનુ. પહેરેગીરોના હોવા છતા પણ આ શિકારીઓ અમારો શિકાર કઇ રીતે કરી જાય છે ?'

રાજાએ જવાબ દીધો 'ભોળા વનચરો! પ્રજા તરીકે તમે મને માનવીઓ જેટલા જ પ્રિય છો. તમે જાણો છો કે, નથી હુ ખુદ શિકાર ખેલતો કે નથી તો બીજા કોઈને તમને હેરાન કરવાનો રજા આપતો. મારા રાજ્યમા તો એક દિશાથી બીજી દિશા સુધી કોઈ પણ તમારુ દુશ્મન નથી પરતુ બહારથી જ અકસ્માત આવી ચડનારા શત્રુઓની બાબતમા તો હું તમને કેવી રીતે આશ્વાસન આપુ? આ શત્રુઓથી બચવાનુ તો ખુદ તમારી વશમા જ છે આટલા બધા સ્વચ્છદ અને ઉચ્છૃખલ ન બનો. મર્યાદા પાળો-સીમાની બહાર જવાની કોશિશ ન કરો.'

હરણોના રાજાએ આક્રોશપૂર્વક જવાબ આપ્યો · 'જો આપ અમને સુરક્ષાનુ આશ્વાસન આપવાને અસમર્થ હો તો પછી અમારે વસવાટ ખાતર બીજો પ્રબધ કરવો પડશે આવી સ્થિતિમા અહી રહેવુ સાચે જ અમને પાલવે નહિ અમે આ રાજ્ય છોડીને ચાલ્યા જઈશુ'

રાજાએ મ્લાન ભાવે કહ્યુ: 'જેવી તમારી ઇચ્છા. જો મારા રાજ્યની બહાર તમને વધારે રક્ષણ તથા સુખસગવડ મળે તેમ હોય તો તમે જરૂર જાઓ મને તો તેથી પણ આનદ જ થશે!

રાજાનો સ્પષ્ટ જવાબ સાભળીને ઝુડ તો પોતાની ઇન્દ્રધનુષી કલ્પનાના સ્વર્ગદેશની ખોજમાં નીકળી પડયુ લાબી સફરને અતે તેઓ એક વનમા આવ્યા. ત્યા લખ્યુ હતુ. 'અહી શિકાર ખેલવાની મનાઈ છે'

હરણોના આનદનો પાર ન રહ્યો. વિજય મસ્ત ભાવે ગર્વપૂર્વક હરણનેતા બોલ્યો: 'ભાઈઓ, આ છે મારી કલ્પનાનો સુવર્ણદેશ' આશાની આવી પરિપૂર્ણ પૂર્તિ પોતાની નજર સામે જોઈને સઘળા જ હરણો રાજી રાજી થઈ ગયા અને નાચવા-કૂદવા લાગ્યા.

બીજે દિવસે હરણોના નેતા એ દેશના રાજા પાસે ગયો તેને જોઇતુ આશ્વાસન મળી ગયુ કે શિકાર ખેલવાની મનાઈ કરતું સૂચના-પાટિયુ સાચુ છે અને તે રાજાએ જ ત્યા લગાવ્યુ છે

પછી તો પૂછવુ તું જ શુ? હરણોનુ ઝુડ તો રાજાનાની આણ જાણી એ વનમા જ રહેવા લાગ્યુ. ચારેમેર સુરક્ષાનું રામરાજ્ય હતુ હરીભરી ભૂમિ, નિર્મળ જળાશય, ચારેકોર સુખ જ સુખ! ઉત્તરથી દક્ષિણ અને પૂર્વથી પશ્ચિમ સઘળે જ નિર્દ્વન્દ્વ અને સ્વચ્છદનું વાતાવરણ! સોનાના દિવસો વીતવા લાગ્યા અને ચાદીની રાતો પસાર થતી ગઈ.

થોડા વખત પછી એક દિવસે એ દેશનો રાજા પોતે જ પોતાના હજાર હજાર અનુચરો સાથે એ મૃગાવનમા શિકાર ખેલવા જઇ ચડયો અને મનની ક્રિડાનો અભાવ પૂર્ણ કરવા માટે પશુઓને મારવા લાગ્યો અન્ય પશુઓ સાથોસાથ તેણે હરણો પણ માર્યા. સાજ સુધી વિનાશનો આ તાડવ ચાલ્યા જ કર્યો પોતાની આસપાસ આ કાળરાત્રિનો આક્રોશ જોઇને હરણોને લાગ્યુ કે નક્કી આજે વશપરપરાની છેલ્લી ઘડી પાકી ચૂકી છે

વિપર્યય અને વિનાશના આ રકતરજિત વાતાવરણમા હરણોનો નેતા ભયવિકપિત થઇ રાજા સમક્ષ ગયો અને કહેવા લાગ્યો 'મહારાજ, આ તે કેવો અનર્થ–આ તે શો વિશ્વાસઘાત ? આપે ખુદે જ અમને આશ્રય આપ્યો, હવે ખુદ આપ જ ઊઠીને શિકાર કરવા લાગ્યા ? શિકાર ખેલાવાની મનાઇનો હુકમ તો આપે જ ફરમાવ્યો છે'

રાજાએ સસ્મિત ઉત્તર આપ્યો 'એ આદેશ જરા ધ્યાનથી વાચી જુઓ ! એમા લખ્યુ છે કે મૃગવનમા શિકાર ખેલવાની મનાઈ છે શુ એનો અર્થ એવો કરો છો કે આ સૂચના મને પણ બધનકર્તા છે?

સત્યના આ આકસ્મિક ઉદ્દ્ઘાટનથી ડઘાઇ ગયેલા મૃગનેતાએ ઊડી આહ ભરીને કહ્યું 'સારુ મહારાજ ! મારી ભૂલ થઈ હતી આ ભૂલનુ ભયકર પરિણામ અમારે ભોગવવુ પડવાનુ' રાજાએ પૂછ્યુ ભયકર શાથી, ભોળા મૃગ ? મૃગે નિશ્વસ સાથે કહ્યુ 'જો શિકાર કરનારો કોઇ બીજો જ હોત તો તો અમે જાણતે કે કોઇ ભાગ્યશાળી મૃગલુ બચી જાય પણ જ્યારે આપ જ અમારા રક્ષક થઈને પાતાના ધનુર્ધારી અનુચરો સાથે શિકાર કરી અમને રોળી રહ્યા છો, પછી અમારો બચાવ કેમ થાય !' * * *

સિદ્ધ પરપરામા પ્રચલિત એવી આ એક કથા છે એક દિવસે મે ગુરુદેવ રવીન્દ્રનાથ ટાગોરને પૂછ્યુ 'આ કથાનો અભિપ્રાય શો છે?'

પોતાની સ્વાભાવિક રેખાંકિત મુદ્રામાં ગુરૂદેવ બોલ્યા આ યુગમા જીવતા આપણે સૌ જ હરણો છીએ. હજી થોડા જ સમય પહેલા સુધી તો આપણે લોકો ધર્મની છત્રછાયામા વિચરણ કરી રહ્યા હતા અને શ્રેયસાવનાના સાધક હતા ધર્મનું આશ્વાસન જ નહિ અખડ સમ્બલ પણ આપણને પ્રાપ્ત હતુ. પરતુ એની સાથે જ કેટલીક મર્યાદાઓ પણ હતી જેનુ પાલન કરવું આપણા માટે અનિવાર્ય હતુ એ મર્યાદાઓ આત્મરક્ષા માટે હતી પણ આપણને આ મર્યાદાઓ બોજારૂપ લાગી અને આપણે એવુ જીવન સમ્બલ શોધવાને નીકળી પડયા કે જેમા આપણી પ્રત્યેક સુખાભિલાષાની કલ્પ-પૂર્તિ હોય આ શોધમા, એક દિવસે, વિજ્ઞાનનો મેળાપ આપણને થઇ ગયો આપણા અભાવો સાથે આત્મીયતા દર્શાવીને વિજ્ઞાને આપણને કહ્યુ 'મારે શરણે આવી જાઓ હુ તમને તન મનના સઘળા જ અભાવોથી મુકત કરી દઇશ હુ તમારી "શરદ શત જીવેમ"ની કલ્પના ચરિતાર્થ કરી દેખાડીશ અને તમને સુખ સમૃદ્ધિનુ એવુ તો સ્વર્ગ સજાવી આપીશ કે દેવોને ય એવુ તો અનતકાળની તપસ્યા પછી પણ ન મળે'

બસ દિશા-ભ્રમને કારણે, આ ક્ષણેથી જ આપણે વિજ્ઞાનને આપણુ સર્વસ્વ માની બનાવી લીધુ વિજ્ઞાનને કારણે આપણને મોટી મોટી સુખ-સગવડો મળી ગઇ પ્રકૃતિના કેટલાયે બધનોથી મનુષ્ય મુકત થઇ ગયો તનની સાથે જ મનને પણ વૈભવ-વિનાસ મળ્યા પરતુ, કથામા વર્ણવેલા હરણોની પેઠે આપણને પણ એક દિવસે એવા દુર્દિનથી કડવો અનુભવ થઇ ગયો કે આ વિજ્ઞાન પેલા રાજાની જેમ સ્વયવિધ્વરક છે'

ગુરુદેવની આ મર્મભરી વ્યાખ્યા પર જ્યારે મે વિચાર કર્યો ત્યારે મને લાગ્યુ કે શતાબ્દિઓથી સેકડો કઠે વહેતી રહેલી આ અર્થગરિમાપૂર્ણ પુરાતન કથાનુ સત્ય આજે પણ કેટલુ નવીન છે!

# આમળા

જ. ઓ. કાનૂગા

હજારો વરસ પહેલાની વાત છે. ચ્યવન ઋષિ જગલમા તપ કરી રહેલા હતા વર સોથી તે સમાધિમા હતા તેમના શરીરની આસપાસ કીડીઓએ રાફડો બાધ્યો હતો માત્ર આખની જગા ખુલ્લી હતી ત્યા બે કાણા જણાતા હતા શર્યાતિ રાજાની કુવરી સુકન્યા તે જગલમા સખીઓ સાથે સહેલ કરવા આવી ચડી આ વિચિત્ર રાફડો તેની નજરે પડયો એમા શુ હશે તે જાણવાને પેલા બે કાણામા તેણે શૂળ ભોકી તેમાથી લોહીની ધાર છૂટી મહમુનિ ચ્યવનની આખો ફૂટી ગઈ તેમની સમાધિ ઊતરી ગઈ બધા ગભરાઈ ગયા કુવરીના રક્ષણ માટે આઘા ઊભેલા સિપાઈઓ દોડી આવ્યા રાજા શર્યાતિ પણ ત્યા દોડતો આવી રહ્યો રાજાના મનમા થયુ 'ગુસ્સે થઈ જઈ મુનિ શાપ આપશે તો મારા અને મારી પ્રજાનો સર્વનાશ થશે ગમે તે ભોગે મુનિને રાજી કરવા જોઈએ આમ વિચારી તેણે ઋષિને પગે લાગી કહ્યુ 'ભગવન, મારી કન્યાએ બહુ અવિચારી કામ કર્યું છે આપ ઘરડા તો છો જ તેમા વળી અણે આપની આખો ફોડી નાખી આપને આધળા બનાવ્યા છે આપની સભાળ કોણ લેશે? આ મારી કુવરી સુકન્યા આપને અર્પણ કરૂ છુ તેને આપની પત્ની તરીકે સ્વીકારો તે આપની સેવા કરશે' મુનિ બોલ્યો 'મૂરખ રાજા, તારી કન્યાએ તો ભૂલથી મારી આખ ફોડી, પણ તુ છતી આખે આધળો છે તેથી તુ તારી ખીલતા ફૂલ જેવી કન્યાને મારી સાથે પરણાવવા તૈયાર થયો છે. આવી ગભરુ બાળા સાથે મારા ઘડપણમા હુ પરણુ તો મારુ ઋષિપણુ લાજે, મારુ તપ લાજે.' પણ સુકન્યા બોલી ઊઠી 'મહામુનિ! મારુ વાગ્દાન થઈ ચૂકયુ હુ આપને વરી ચૂકી દુનિયા પરના બીજા બધા પુરુષ હવે મારા ભાઈ ને બાપ મારુ અહો-ભાગ્ય કે દેવલોક જેને નમતા આવે તેવા મહાતપસ્વી પતિ મને મળ્યા આપ મારા પતિ મારા પરમેશ્વર હુ આપને છોડીશ નહી. જીવનભર આપની સેવા કરીશ આમ રાજકન્યા સુકન્યા ઘરડા અને આધળા ચ્યવન-ઋષિને પરણી તેમની રાતદિવસ ભક્તિભાવથી સેવા કરવા લાગી

સ્વર્ગમા બે ભાઈઓ વૈદુ કરે તેમનુ નામ અશ્વિનકુમાર સ્વર્ગનો રાજા ઇન્દ્ર તેમને યજ્ઞમા ભાગ ન આપે ઈન્દ્ર કહે, અલ્યા તમે દેવ તો ખરા, પણ વૈદકનો હલકો ધધો કરો છો, માટે પૃથ્વી પર જે યજ્ઞો થય છે, તેમાથી તમને ભાગ નહી મળે' સ્વર્ગના બધા દેવોને યજ્ઞમા ભાગ મળે અને એમને ન મળે તેથી એમને દુખ થાય પણ રાજાની સામે થઈ શુ કરે! આખરે તેમને એક ઉપાય સૂઝયો એ બે અશ્વિનીકુમારો ચ્યવનમુનિ પાસે આવ્યા નમન કરી તેમણે ઋષિને કહ્યુ 'ભગવન, દવા ખવાડી અમે આપને દેખતા કરીએ આપની કાયા કાચન જેવી કરી આપીએ આપને જુવાન બનાવી દઈએ. પણ એક શરતે ઈન્દ્ર રાજાએ યજ્ઞમા અમારો ભાગ બધ કર્યો છે, તે તમારે ચાલુ કરાવવો'

ઋષિએ શરત કબૂલ કરી અશ્વિનીકુમારોએ ઋષિની દવા કરી ઋષિ દેખતા થયા. ખડખડ પાચમ જેવા ઘરડા મુનિ પચીસ વરસના જુવાન જેવા બની ગયા તેમની કાયા કાચન બની.

મુનિએ શર્યાતિ રાજા પાસે યજ્ઞ કરાવ્યો. તેમા બધા દેવોની સાથે અશ્વિનીકુમારોને પણ નિમત્રણ આપ્યુ બધા દેવોની સાથે તેમને પણ યજ્ઞનો ભાગ આપ્યો ઇન્દ્રને તે ચાલુ

રાખવા કહ્યું ઇન્દ્રની મગદૂર નહોતી કે મહા મુનિનો બોલ ઉથાપે

વિચારનો મુદ્દો આ છે દેવના વૈદ્યોએ મુનિને એવી કઇ દવા ખવડાવી હશે? અશ્વિનીકુમારો સ્વર્ગમાથી જડીબુટ્ટી નહોતા લાવ્યા આ ધરતી પરની વનસ્પતિ તેમણે દવા તરીકે વાપરી હતી એ દવા તે આમળા ખાટા, તુરા, અને કાંઇક મીઠા આપણા વૈદો એ મુનિના નામ સાથે જોડી જેને 'ચ્યવનપ્રાશ' કહે છે તે આમળાનુ બને છે તેમા બીજી વનસ્પતિ ભેળવે છે, પણ તેમા મુખ્ય ગુણ આમળાનો છે

આમળા શક્તિ આપનારા, લોહી સુધારનારા છે શરીરમા વધી પડેલા વાયુ, પિત્ત કે કફનો નાશ કરનારા છે હવે વિલાયતના ડોકટરો પણ કહે છે કે એક આમળુ નણ નારંગી જેટલું ફાયદાકારક છે

માટે વાડામા એક આમળી ઉછેરો છોકરાને તેના આમળા ખાવા દો—કોઠા આમલી, બોર ખાય છે તેમ આમળાની ચટણી કરો—કેરીની કરો છો તેમ તે ચટણી ખાઓ, આમળામા મીઠુ ભેળવો પછી તે બરણીમા ભરો દસ પદર દિવસ પછી અથાવા માડશે, ત્યારે અથાણા તરીકે વાપરો પરવડે તેમ હોય તો આમળાનો મુરબ્બો કરો બાળકોને રોટલા રોટલી સાથે એ મુરબ્બો ખાવા આપો

ભગવાનની દયા તો જુઓ! કેળ, આબા, લીંબુ જેવા ફળઝાડ ઉછેરવા રસાળ જમીન જોઇએ પણ આરોગ્યવર્ધક ફળ આપતી લીબણ અને આમળી તો બધે ઉછેરી શકાય છે

*

## અદ્ભુત સ્મરણ શક્તિ

૧૯૦૧ની સાલમા સ્વામી શ્રી વિવેકાનંદની તબિયત સારી ન હતી બેલુરમઠમા રહીને શાંતિથી તેઓ પોતાની તબિયત સુધારવા મથતા હતા

એક દિવસ એક ભાઇ સ્વામીજીને મળવા આવ્યા સ્વામીજીની આસપાસ અગ્રેજી ભાષાના વિશ્વકોષ—એન્સાઇક્લોપીડિયા બ્રિટાનિકા—ના ગ્રથો પડેલા હતા આ જોઇને તે ભાઇએ કહ્યુ 'સ્વામીજી આટલા બધા પુસ્તકો એક જિદગીમા વાચવા એ બહુ અઘરુ કામ છે, માણસનુ ગજુ નહી!

સ્વામીજીએ આછા સ્મિતસહ જવાબ આપ્યો 'જુઓને મે પથારીમા પડયા પડયા દશ ગ્રથો તો પૂરા કર્યા અને આ અગિયારમો ગ્રથ વાચુ છુ આ દશ ગ્રથ વાચવામા ખૂબ જ આનદ આવ્યો તમારે એમાથી મને કશુ પૂછવુ હોય તો ખુશીથી પૂછો'

પછી પેલા ભાઇએ દસે ગ્રથોમાથી એક પછી એક પ્રશ્નો પૂછવા માડયા અને સ્વામીજીએ તેના જવાબો ગ્રથમા લખ્યા મુજબ જ બરાબર આપવા માંડયા કેટલેક ઠેકાણે તો મૂળ પુસ્તકના શબ્દો પણ બરાબર ટાકી બતાવ્યાં આ સ્વામીજીના જવાબો સાભળીને પેલો ભાઇ તો સ્વામીજીની સ્મરણ શક્તિ ઉપર આફરીન થઈ ગયો

# ભકત ચોખા મેળા

ક્ષિતિમોહન સેન

મહારાષ્ટ્ર અને મધ્ય પ્રદેશમાં 'મહર' અથવા 'માહાર' જાતિનું નિવાસસ્થાન છે, વસતીગણતરી પ્રમાણે તેમની સંખ્યા આશરે પાત્રીસ લાખની છે. આ લોકો અછૂત ગણાય છે. ગામ અને નગરની બહાર આ લોકો રહે છે. ભકત રવિદાસ (રૈદાસ) આ જાતિમા જન્મ્યા હતા.

હોળીના ઉત્સવમાં માહાર લોકો વિશેષ રસ લે છે. ઉચ્ચવર્ગના લોકો પણ માહાર લોકોના ઘરોમાથી દેવતા લાવી, હોળી પ્રગટાવે છે. વિષ્ણુ અથવા વિઠોબા શિવ અથવા ખંડો બાની ભકિત કરવા છતાય, આ લોકો ખાસ કરીને ગામદેવી આઇ ભવાની, ભૈરવ, હનુમાન, દુન્હાદેવ, મહાસોબા આદિ દેવતાઓના ઉપાસક છે માહોરાના ઘરમા આ દેવતાઓની જ મૂર્તિઓ હોય છે.

નાગપંચમીના ઉત્સવ સમયે આ લોકો નાગની પૂજા કરે છે. લોટ અને ગોળ મેળવી નાગ મૂર્તિ બનાવી, પૂજા કર્યા પછી એ મૂર્તિને જ પ્રસાદરૂપે આ લોકો ખાઇ જાય છે! હોળીમા અને દુર્ગાપૂજા માટે નવરાત્રિમા તેમનો ઉત્સવ થાય છે અમાવાસ્યા અને પૂર્ણિમાએ પણ આ લોકો પૂજા-અર્ચના કરે છે માહારોમા સરલ ભકિતમાર્ગ સ્વીકારનારા અનેક જોવામા આવે છે કોઇ કોઈ શિવરાત્રિ કે એકાદશીના ઉપવાસ કરે છે, ઘણામા કીર્તન અને ભજનમા ખૂબ અનુરાગ જોવામા આવે છે. કોઇ કોઇ માહારના મધુરકંઠે ગવાતા ભગવત્ કીર્તનથી કેળવણી પામેલા ને વિદ્યાનો ગર્વ રાખનાર બ્રાહ્મણો પણ અશ્રુ વહાવતા થઈ જાય છે.

આવા જ એક ભકિતમય માહાર કુટુંબમા ભકત 'ચોખા મેળા'નો જન્મ થયો. તેમની જન્મતિથિનો પત્તો લાગતો નથી મંગલબેડા ગામમાં 'ચોખા'નો જન્મ થયો. પંઢરપુરની બાજુમાં સાંગલી રાજ્યનો એક તાલુકો છે. એ જાતિનો વ્યવસાય રસ્તાઓ સાફ કરવાનો અને મરેલા ઢોરને ઘસડી જવાનો હતો. એ દ્વારા 'ચોખા' પોતાની આજીવિકા મેળવતા

ચોખા પંઢરપુરના દેવતા વિઠોબા અથવા વિઠ્ઠલના મહાન ભકત હતા આ હતું એમનું જીવનધ્યેય, એ પ્રદેશમા બંગાલની જેમ વિષ્ણુને 'વિઠ્ઠ' અને કૃષ્ણને 'ઠિઠ્ઠ' નામથી લોકો પૂજે છે. ભકત હોવા છતા 'ચોખા' અંત્યજ હતા, એટલે તે જમાનાના રિવાજ અનુસાર એમને મંદિરમાં પ્રવેશ કરવાનો અધિકાર ન હતો. બહાર બેસીને જ તેઓ ભજનકીર્તન કરતા. સાધક જ્ઞાનદેવ અને નામદેવ જ્યારે પંઢરપુરમા આવીને મળ્યા, તે પુણ્ય ક્ષણે 'ચોખા' પણ ત્યા જ હાજર હતા. અહીં જ એમણે નામદેવને પોતાના ગુરુ તરીકે સ્વીકાર્યા બહારના ભકતોની પદ-રજમા આળોટી-આળોટીને જ્યારે ભકત-રાજ 'ચોખા મેળા' કીર્તન કરતા ત્યારે કઠોર પથ્થર પણ પીગળી જતા. તેમની બહેન નિર્મળાબાઈ પણ ભકિતમા લીન રહેતા એક માહાર ભકત-કુટુંબમા 'ચોખાના લગ્ન થયા તેમની પત્ની અને સાળો પણ ભકત હતા

વિવાહ પછી ઘણા દિવસો સુધી તેમને કંઇ સંતાન ન થયું બધાએ કહ્યું 'ચોખા ભગવાનને પુત્ર માટે તો પ્રાર્થના કર!

ચોખાએ કહ્યુ 'જો ભગવાન મારા ઘરમા ભકત બાળકને જન્મ દે, તો જ હું સંતાનભિક્ષા માગી શકુ શું હું મારા પોતા માટે કોઇ ચીજ પ્રિય ગણી શકું? જો હું એમ કહીશ, કોઈ ચીજ ચાહીશ તો કહીશ કે તેમના દાસ માટે આ ઘર પણ ઉત્સુક છે. જો તેમને ઠીક લાગશે તો પોતાના સેવકને આ ઘરમા મોકલી આપશે.'

પોતાના પુત્રજન્મ પર ચોખાએ આશીર્વાદ દીધો: 'પ્રભુની સેવા અને કાર્ય જ તમારું વ્રત બનો!' આ માટે તેમના પુત્રનું નામ થયું 'કર્મા.' 'કર્મા' પણ મોટા ભક્ત હતા.

ચોખાનાં ગીતોથી ફલિત થાય છે, કે ઘૃણા કરનારા લોકો તેમને દૂર ચ લ્યા જવાનું કહેતા, બધા મળી કહેતા: 'મંદીરથી દૂર ખસી જા. દેવતાના સ્થાનને અપવિત્ર ન કર'

ચોખા ત્યારે ગાતા. 'મંદીરથી દૂર કયાં જાઉં? આ દેહ પણ મારું મંદિર જ છે ને? મારા અંતઃકરણમાં જે ચિન્મય દેવતા વિરાજમાન છે, બહાર પણ સર્વત્ર એનું ધામ છે'

તેમણે કહ્યું છે: 'ઠાકોર! હું તો તમારા દ્વારનો કૂતરો છું પથરો માર્યા છતાંય હું તો અહીં જ પડયો રહીને આર્તનાદ કરીશ તમારો દીનહીન સેવક 'ચોખા' અત્યજ હોવા છતાં એના હૃદયની ભક્તિ શીતળ અને શાન્ત છે ઠાકોર! આ ભક્તિથી જ હું તો તમારી પૂજા કરવાનો વરસાદ આવે છે ત્યારે ઊંચા સ્થાન પર પાણી નથી રોકાતું, પણી તો જ્યાં ઢાળ છે ત્યાં જ એ નીચાણને આધારે ભરાય છે. દયા કરી જો મને નીચ બનાવ્યો છે, તો તમારી પ્રસાદ-સુધાથી મારા જીવનને પરિપૂર્ણ કરી દો. મારી શુન્યતા દૂર થાઓ. એ જળમાં જ સંસારની તૃષ્ણા, તપ અને મલિનતા દૂર થઇ જાઓ. તમારી કૃપા સર્વત્ર સાર્થક હો ઠાકોર',

જેમને માટે મંદિર નિષિદ્ધ હોય તેમને ભગવાનને વસાવવાના બે સ્થાનો છે- પોતાનું જીવન અને સંસાર 'ચોખાએ' પોતાના જીવનમાં ભગવાનને શ્રદ્ધાપૂર્વક પ્રતિષ્ઠિત કર્યા. તેમણે પોતાના શયન અને જાગરણમા, કામ અને વિશ્રાંતિમા, આહાર ને વિહારમા ભગવાનને પોતાના સાથી બનાવી દીધા. ભોજન પર બેસતી વખતે ભગવાનને જ તેઓ નિવેદન કરતા ને તેમનો પ્રસાદ થઈ જતો ત્યારે અન્ન ગ્રહણ કરતા.

માહાર થઇને ભગવાનને અન્ન માટે નિવેદનથી લોકો ખૂબ વાંધા ઉઠાવતા ને તેમને ખૂબ હેરાન કરતા. પણ એમ થવાથી તો 'ચોખા'ની ભક્તિ વધુ દઢ થવા લાગી. એક માહારની આવી ભક્તિથી વિરોધ પક્ષના લોકોની આગ ભભૂકી ઊઠી પ્રતિદિન આ અગ્નિમાં જલી જઈને ભક્ત 'ચોખા'નું જીવન કાંચન સમું વિશુદ્ધ થવા લાગ્યુ. આપત્તિકાળમા ચોખાની પ્રેમભક્તિ સર્વ પ્રકારના મેલથી મુક્ત થઇ ગઇ.

તેમના સબંધમાં એક વાત પ્રચલિત છે. કહેવાય છે કે પંઢરપુરમાં ભગવાન વિઠોબા મનુષ્યનું રૂપ ધારણ કરી, એક દિવસ ચોખાને બોલાવી પોતાના મંદિરમાં લઈ ગયા. અછૂત ચોખા મંદિરના જવાનું નહોતા ઈચ્છતા. પણ ભગવાન જબરદસ્તીથી એમને ખેંચી ગયા. મંદિરની અંદર જઈ ઠાકોરે કહ્યું: 'ચોખા, આ લોકો ખુલ્લા દિલથી ભજનો સંભળાવતા નથી, કેવળ બાહ્યાચાર ખાતર જ તેઓ ભજનો ગાય છે મારા હૃદયને એવા ગીતોથી પરિતૃપ્તિ થતી નથી. અત્યારે કોઈ માણસ હાજર નથી તું પ્રેમિક છે તું જ ગીત ગા બેઠો બેઠો હું એકલો સાંભળીશ!' 'ચોખા' ગાવા લાગ્યા એ ગીતમા ધનદોલત, બાળમન્ચા અને ઐશ્વર્ય માટે પ્રાર્થના નહોતી, પણ પ્રેમ અને ભક્તિથી એ ભરપૂર હતુ, ભાષા અને સ્વર પણ પ્રેમરસથી પરિપૂર્ણ હતા.

ભગવાને કહ્યું. 'આટલા દિવસે મારી હૃદયક્ષુધા મટી, સમજ્યો ચોખા! હું તો પ્રેમનો ભૂખ્યો છુ. લોકોની લોભભરી પ્રાર્થનાથી અને માત્ર અનુષ્ઠાન ખાતર જ કરાતા 'પવિત્ર' આચારથી મારી તરસ નથી બુઝાતી. તને હું નિત્ય ચાહું છુ. હંમેશા મને તારા અંતઃકરણના ગીતો સંભળાવવા!' છૂટા પડતી વખતે ભગવાને ચોખાને પોતાના ગળાનો પુષ્પહાર પહેરાવી દીધો.

આ ક્રમ રોજ ચાલવા લાગ્યો. લોકોએ સાંભળ્યુ કે મંદિરની અંદર મોડી રાત્રે, જળ

છવ-જંતુ જપી જાય છે ત્યારે કોઈ ગાય છે અને ચોખના ઘેર દિવસે ભગવાનની માળા દેખાઈ ગઈ એક દિવસ પુરોહિતો, પંડિતો અને બ્રહ્માણોએ મધ્યરાત્રિએ ગીત સાભળ્યુ. તુરત જ મદિર ખોલીને જોયું, તો મદિરની અદર 'ચોખા' બેઠા છે ઠાકોરની સમીપ બેસીને પ્રેમથી એ ગીતો ગાય છે તુરત જ લોકો લાકડીથી મારવા ઝૂકવા લાગ્યા ઠાકોરે 'ચોખા'ને પકડી રાખ્યા લોકો એમને તો જોઈ જ શકતા ન હતા પાછળથી જણાયુ કે મૂર્તિમાથી લોહીની ધારા વહી રહી છે પણ ચોખા તો બેપરવા બનીને ગાએ જ જતા હતા, મદિરના મહાવ અધિકારીઓએ 'ચોખા'ને નિર્દયતાપૂર્વક માર મારી મદિરની બહાર કાઢ્યા.

બીજે દિવસે પ્રાત કાલે 'ચોખા'એ ભકિત કરતી વખતે ગાયુ 'કોની જાતિ અને કુળ? તમારા પ્રેમની કણમાત્ર જો જીવનમા મળે, તો હુ જન્મ જન્માતર નીચ રહુ મને ઉચ્ચ ન બનાવતો પ્રભો ! નીચ જ રાખી મારી સપૂર્ણ શૂન્યતાને તમારા પ્રસાદરૂપથી સભર કરજો ને પોતા પરાયાનો મારો ભેદ ટાળી દેજો, વિશ્વભર!'

આ બધાં ગીતોથી શુ પડા પુરોહિતોનુ દિલ પીગળે ? નહિ જ તેમણે તો સ્થાનિક મુસલમાન રાજા પાસે ફરિયાદ કરી 'ચોખા મેલા અત્યજ-મહાર હોવા છતા રાતે છૂપા રૂપે વિઠોબાના મદિરમા પ્રવેશ કરે છે, એટલે એનો યોગ્ય વિચાર થવો જોઈએ' આશ્ચર્યની વાત તો એ છે કે આ બનાવમા મુસલમાન શાસનકર્તાએ પણ ચોખાને દોષિત ઠરાવી, નિષ્ઠુરતાથી દેહાતદડની શિક્ષા ફરમાવી, રાજાએ કહ્યું 'એના હાથપગ બાધી, બળદો દ્વારા જમીન સાથે ઘસડવી એનો વધ કરો!'

પણ આ સકટ સમયે સકટહારી સર્વેશ્વરે જ એમની રક્ષા કરી. એ વિષે ભક્તોમા જે વાત પ્રચલિત છે તે આ છે 'ચોખાને દેહાત દડની આજ્ઞા થયા પછી પુરોહિતો મદિરમા જઈને જુએ તો સર્વનાશ ! ઠાકોરની મૂર્તિ જ મદિરમા નહોતી બધાએ મળીને ચોતરફ ખૂણેખાચરે શોધ કરી, પણ મદિરની અદર ઠાકોર ક્યાય ન દેખાયા તે ન જ દેખાયા.

પૂજા કરવા આવનારાઓ ને દર્શન માટે આવનારાઓ, બધાએ આવીને જોયુ તો, મદિરમા ભગવન ન મળે ! સૌને થયુ ત્યારે ભગવાન ક્યા હશે ? ચોખા જ્યારે મરેલા પ્રાણીઓ ખેચતા હતા ત્યારે જાણે કોઈ અદૃશ્ય મૂર્તિ પણ તેમની સાથોસાથ તેમનો બોજો ઓછો કરતી ચાલતી હતી એ મૂર્તિ સ્વય દેખાતી નહોતી, પણ દેખાતા હતા માત્ર એના ગળાની પુષ્પમાળા ને રત્નહાર. એની સૌરભથી દિશાઓ મહેક મહેક થઈ ઊઠી હતી

લોકોએ ચોખાની ક્ષમા યાચી ચોખાએ કહ્યુ 'ભાઈઓ, આપ સૌ મારી ક્ષમા કેમ યાચો છો ? મને તો પ્રહારોની ચોટ નથી લાગી, તમારા આઘાતથી જેને ચોટ લાગી છે, એની ક્ષમા યાચો'

કહેવાય છે કે ત્યાર પછી છેવટે મૂર્તિ આપોઆપ મદિરમા આવી ગઈ અને ચોખાની મૃત્યુદડની સજાનો આ પછી અમલ કરવામા ન આવ્યો

ભકતવત્સલ ભગવાન માટે પ્રેમીનુ હૃદય એ પ્રિય સ્થાન છે રાજસી પૂજા-અર્ચનાથી શુ ક્યારેય કોઈ તેમને પામી શકયુ છે? ભક્ત તુકારામના અભગોમા પણ આ વાતની પ્રતીતિ થાય છે

ભકિતના શ્વાસોશ્વાસમા અભિમાની બની, ક્યારેય 'ચોખા' પોતાના સાસારિક કર્તવ્યથી ચલિત નહોતા થયા એકવાર તેમના ગામની ઊચી દીવાલ એક જગ્યાએથી ભાગી પડી લોકરક્ષા માટે એની મરામત ન કરવાથી કામ ચાલે એમ નહોતુ એટલે લોકો એની મરામત કરવા તૈયાર થયા પાકો બધ હતો. એનુ એક

સ્થાન બહુ જ ભયગ્રસ્ત હતુ. બીજાં બધાને હઠાવી આ અતિ વિષમજનક સ્થાનમા ભક્ત 'ચોખા' કામ કરવા લાગી પડયા. કહેવાય છે કે ત્યારે એકાએક એ દીવાલ તૂટી પડી અને કેટલીયે વ્યક્તિઓ સાથે 'ચોખા' પણ એની નીચે દબાઈને અવસાન પામ્યા સને ૧૩૩૮મા આ પ્રસગ બન્યો હતો

'ચોખા'ના આ આત્મસમર્પણથી લોકો વિપત્તિથી મુક્ત થઈ ગયા આટલા દિવસો સુધી ચોખાને નીચ સમજી લોકોએ એનો સ્પર્શ પણ કર્યો નહોતો હવે 'ચોખા'ની મહત્તા સજ્જનોને સમજાય, છતા, ત્યારે પણ અનેક લોકો ચોખાના આત્મવિસર્જનના મહત્ત્વને ન સમજી શકયા લોકો ભલે એ સમજે કે ન સમજે, પણ ભગવાનના સેવક 'ચોખા' તો જનકલ્યાણ અર્થે પોતાની જાતનો ઉપયોગ કરી ધન્ય થઈ ગયા એ દેહ તો એક દિવસ પચભૂતમા મળત જ એ જ દેહથી જો બધાનુ કલ્યાણ થઇ શકે, તો એના જેવી સૌભાગ્યની વાત બીજી કઇ હોઈ શકે?

ભક્તોનું કહેવું છે કે જે સાલમા ચોખાનુ મૃત્યુ થયુ એ જ વર્ષે વસતોત્સવ પહેલા એક દિવસ ભગવાન ચોખાને ઘેર આવી હાજર થયા. ચોખાએ કહ્યું 'આ શી લીલા છે પ્રભો ?'

ભગવાને કહ્યુ ' આ લોકોના સામાન્ય રગથી મારી તૃપ્તિ થતી નથી, એટલે તારી સાથે હોળી ખેલવા આવ્યો છુ '

ચોખાએ કહ્યું પ્રભો ! જીવનભર તો આ પ્રેમના પાવકમા જલી જઇને આપના રૂપની દેદીપ્યમાન શોભાને નિહાળી છે એ અગ્નિમય હોળી રમવા માટે હજી શુ બાકી છે !'

ભગવાન બોલ્યા · 'કેમ વળી ? પ્રેમના રંગમા તો તે મને હજી સુધી રગ્યો જ નથી લાગી પિચકારી કયા ?

ચોખાએ કહ્યુ · 'બાગની પિચકારીમા બજારમાથી ખરીદીને રગ ઘોળી શું તમારી સાથે 'પ્રેમની હોળી' રમી શકાશે ? જે દિવસે મારી રક્તધારાથી તમારા શ્રીચરણોને રગીશ, તે જ દિવસે મારુ રગે રમવુ પૂર્ણ થશે સસ્તા રગની રમતથી તમારા પ્રેમનુ અપમાન નહિ કરુ, પ્રભો !'

બીજાઓને બચાવવા જે દિવસે ચોખા પથ્થરોની અદર દબાઈ ગયા, તે દિવસે જ ચોખાએ પ્રભુની સાથે રગ રમવાની ઈચ્છા પૂરી કરી ચોખાનો દેહ પથ્થરોથી જરૂર દબાઈ ગયો, પરંતુ તેમનો દિવ્ય આત્મા તો પ્રભુના આલિગનથી ધન્ય જ થઇ ગયો એ રાતે બધાએ ચોખાનુ અપૂર્વ ભજન સાભળ્યુ

'પ્રભો ! આટલા દિવસો પછી મારું હોળી ખેલવાનુ સપૂર્ણ થયુ જીવનવેદીમા આટલા દિવસો સુધી આગ જલતી હતી આજે મારી રક્તધારાથી આપના શ્રીચરણ રગ્યા. શુ હજી પણ હોળી ખેલવાનુ પૂર્ણ નથી થયુ ?'

મદિરમાથી ધ્વનિ પ્રકટયો 'ધન્ય ચોખા ! ધન્ય તારુ રગે રમવુ ! ધન્ય તારી હોળી ! ધન્ય છે તારી પ્રેમભક્તિ !'

*

અમેરિકાના પ્રમુખ અબ્રાહમ લિકન બહુ લોકપ્રિય હતા એક વાર તેઓ એક ગામમાથી પસાર થઈ રહ્યા હતા ગામ લોકોએ એમને કદી જોયા ન હતા એક ગ્રામ્ય બાળકે પોતાની માને કહ્યુ કે મારે લિકનને નજીકથી જોવા છે મા એને મુખ્ય માર્ગ પર લઇ ગઇ સરઘસ નજીક આવ્યું અને બાળકે લિકનને નજીકથી જોયા કે તરત બોલી ઊઠયો, He is a very common-looking man –આ તો સાવ સામાન્ય લાગતો માણસ છે લિકને આ સાભળ્યુ એણે બાળક પાસે જઇને કહ્યુ, My child God likes common-looking man and that is why he makes more common-looking men–બેટા ! ઈશ્વરને સામાન્ય લાગતા માણસ ગમે છે, અને તેથી જ તે સામાન્ય લાગતા માણસ વધારે પેદા કરે છે.

# આચાર્યશ્રી રજનીશજીના સાન્નિધ્યમાં

સુ શ્રી ક્રાંતિદેવી

એક અપરિચિત વ્યક્તિ આવી. એમણે કેટલાક ફૂલો આચાર્યશ્રીને ભેટ આપ્યા. તે ફૂલો સુંદર છે. આચાર્યશ્રીએ કહ્યુ કે, 'ફૂલો કેટલા સુંદર છે? પરંતુ મિત્ર, તમે એને તોડીને સારું કામ નથી કર્યું. જે સૌંદર્યને પ્રેમ કરે તે ફૂલોને ડાળીઓ પરથી તોડવામા અસમર્થ બને તોડવાથી જીવંત મૃત થઈ ગયા અને જીવંતને મૃત કરવાથી વધુ અસુંદર બીજુ કંઈ જ નથી. હિંસા મોટામા મોટી કુરુપતા છે, અને અહિંસા સર્વથી મોટું સૌંદર્ય છે" કોઈએ પૂછ્યું, 'આપણે ફૂલને પ્રેમ કરીએ છીએ, એટલા માટે તો તેને તોડીએ છીએ."

તેઓ બોલ્યા, "પ્રેમ અને ફૂલોને તોડવાની ક્રિયામા વિરોધ છે ફૂલો વિષે પ્રેમ હોય તો કોઈ એને તોડી જ કેમ શકે? એને તોડવાની ક્રિયા પ્રેમનું નહિ પણ ક્રૂરતાનું પ્રતિક છે એ તો આપણી અધિકારલિપ્સા છે. જે કંઈ આપણને સુંદર લાગે છે એના માલિક બનવાની આપણે ઇચ્છા રાખીએ. પછી ભલેને એ અધિકાર પ્રાપ્ત કરવામા એ અભિપ્સિત વસ્તુ જ નષ્ટ થઈ જાય. આ વસ્તુ માત્ર ફૂલોની બાબતમા જ નહીં, પણ આપણા સમસ્ત જીવનવ્યવહારમા પણ એટલી જ સત્ય છે માનવીય સબંધોમા પણ આપણે એમ જ કરીએ છીએ જેમને આપણે પ્રેમ કરીએ છીએ એમની સાથે પણ આપણે આવી જ ક્રૂરતા આચરીએ છીએ. ત્યા પણ અધિકાર મેળવવાનો અને એનુ આરોપણ કરવાનો જ પ્રયાસ થાય છે ત્યા પણ ફૂલો તોડી નાખવામા આવે છે અને જીવનની ડાળીઓ આ લેવા-ઝાપટવામા જ અકાળે નષ્ટ થઈ જાય છે.'

કેટલોક સમય વ્યતીત થયા પછી એમણે કહ્યુ, "જ્યા પ્રેમ છે ત્યા અધિકાર અને બંધન નથી હોતા પ્રેમ તોડતો નથી પણ જોડે છે. પ્રેમ મારતો નથી, પણ જીવાડે છે વળી પ્રેમ બાંધતો નથી, પણ મુક્ત કરે છે. ફૂલો માટે જો પ્રેમ હોય તો સ્વયં ફૂલો જેવા બની જાઓ. પરંતુ એમને તોડીને એમના માલિક ન બનો. પ્રેમ માત્ર આપવાનું જ જાણે છે માગવાની ભાષા એને અપરિચિત છે. છીનવી લેવાની ભાષાનો તો ત્યા સવાલ જ ક્યા રહ્યો? અને યાદ રાખો કે આ બધુ હું સંપૂર્ણ જીવન વિષે કહી રહ્યો છું. જે આ સત્યને નથી પિછાનતો તે પ્રેમના ઓઠા હેઠળ પોતાની ક્રૂરતા અને હિંસાને જ પોષતો હોય છે એના એ કહેવાતા પ્રેમમા એની તૃષ્ણા જ છૂપાયેલી હોય છે અને એમના સૌંદર્યની વ્યાખ્યામા ઊંડે ઊંડે કુરુપતા જ સમાયેલી હોય છે."

એકવાર અમે સાથે મુસાફરી કરતા હતા. જે મુસાફરોનુ સ્ટેશન આવતુ તેઓ પોતાના ઊતરવાના સ્થાન પહેલા જ ગાડીમાથી ઊતરવા માટે પોતાનો સામાન તૈયાર કરી લેતા હતા આચાર્યશ્રીએ કહ્યુ, "જુઓ, આ સાધારણ યાત્રામા પણ યાત્રીઓ કેટલા સજાગ છે? પરંતુ જીવનની મહાયાત્રામા આપણી સજાગતા જરા પણ હોતી નથી. ન તો ગન્તવ્ય સ્થાનની ખબર હોય છે કે ન કોઈ પૂર્વ-તૈયારીની! મૃત્યુ જ્યારે આપણને જીવનથી અલગ કરે છે ત્યારે આપણે સ્તબ્ધ થઈ જઈએ છીએ. એ વખતે આપણને ભાન થાય છે કે મૃત્યુ પણ છે અને એને માટે આપણે પૂર્વ તૈયારી કરવાની આવશ્યકતા હતી"

મે પૂછ્યુ, "અમે પૂર્વતૈયારીરૂપે શું કરીએ?"

તેઓ બોલ્યા, "પ્રથમ તો એ જ જાણવાની અને યાદ રાખવાની જરૂર છે કે જીવન એક યાત્રા છે આપણે કોઈક બિંદુથી ચાલી રહ્યા છીએ અને કોઈક અમુક બિંદુએ પહોંચવાનું છે. આપણું હોવુ એ જ તો વિકાસ છે, આપણે પૂર્ણ છીએ નહિ પણ પૂર્ણ થવાનુ છે. પૂર્ણતાને માટે ન તો કોઈ વિકાસ છે ન તો કોઈ યાત્રા છે. બધો જ વિકાસ અને બધી જ યાત્રા

સંપૂર્ણતાને માટે છે આપણે યાત્રામાં છીએ એ જાણકારીનો અર્થ જ એ છે કે આપણે અપૂર્ણ છીએ આપણી આ અપૂર્ણતાને ધ્યાનમાં રાખીએ આપણી આ અપૂર્ણતાઓનો વિચાર કરવાથી અપૂર્ણતાનું ભાન જાગ્રત થાય છે અને અપૂર્ણતાનું એ ભાન પૂર્ણતાની અભીપ્સાને ઉત્પન્ન કરે છે જે જાણે છે કે તે અપૂર્ણ છે તે પૂર્ણ થવાની આકાંક્ષાથી વ્યાકુળ બને છે જે અનુભવ કરે છે કે તે અસ્વસ્થ છે, તે સ્વાભાવિકપણે જ સ્વસ્થતા મેળવવા માટે કામના કરવા લાગે છે અંધકારનો અનુભવ થતાં જ પ્રકાશની તૃષા જાગે છે"

એક સહયાત્રીએ પૂછ્યું, 'જો અપૂર્ણતાનો અનુભવ થવા લાગે તો એથી શું થાય?'

એમણે એ યાત્રીની સામે જોયું અને કહ્યું કે, 'જ્યારે કોઈને તૃષાનો અનુભવ થાય છે ત્યારે શું થાય છે? શું તરત જ પાણીની શોધ નથી બની જતી? એવી જ રીતે અપૂર્ણતાનો અનુભવ પૂર્ણતાની તૃષા અને ખોજ બની જાય છે તે સમયે જીવનમાં ગન્તવ્ય આવે છે અને આપણે નિશ્ચિત જગ્યાએ પહોંચવાનો પ્રારંભ કરીએ છીએ ગન્તવ્ય શૂન્ય જીવન ભોગ છે, જ્યારે ગન્તવ્યયુક્ત જીવન યોગ બની જાય છે ભોગનું જીવન એ સરોવરનું જીવન છે તે ક્યાંય જતું નથી તે માત્ર સુકાઈ જાય છે અને સમાપ્ત થઈ જાય છે. યોગમય જીવન સરિતાનું જીવન છે તે સાગરની તરફ સતત ગતિ કરે છે સરિતા બનો અને સાગરની તરફ પ્રયાણ કરો કેમ એ જ રીતે સાર્થકતા પ્રાપ્ત થશે સરોવર પોતાનામાં જ જીવે છે તે યાત્રા નથી એને ક્યાંય પહોંચવાનું કે કંઈ જ બનવાનું નથી સરિતા પોતાનામાં જ નથી જીવતી એ તો પોતાના અતિક્રમણને માટે જીવે છે તે પોતાનાથી પાર જવા માટે જીવે છે, તે પોતાનાથી અતૃપ્ત છે, અને પોતાની સીમાઓની પાર જઈ અસીમ બનવાની એને આકાંક્ષા છે એવી જ આકાંક્ષાઓ મનુષ્યમાં સ્વર્ગની અપૂર્ણતાની જાણકારીમાંથી ઉત્પન્ન થાય છે અપૂર્ણતાનો અનુભવ કરવો એ મનુષ્યનું સૌથી મોટું સૌભાગ્ય છે, કેમકે એની દ્વારા જ પૂર્ણતાની તરફ પ્રથમ પગલું ભરી શકાય છે"

કોઈએ પૂછ્યું, "આપણાં દુઃખોનું કારણ શું છે?" તેઓ બોલ્યા, 'દુઃખો' ન કહો 'દુઃખ' નું બોલો કેમકે વસ્તુત અનેક દુઃખો નથી પણ એક જ દુઃખ છે પરમાત્માની બહાર હોવું એ જ આપણો એક માત્ર સંતાપ છે આ વસ્તુનું આપણને ધ્યાન નથી રહેતું દુઃખોની ભીડમાં આપણને મૂળ દુઃખને ભૂલી જઈએ છીએ અને પછી 'દુઃખ'માંથી જ અનેક દુઃખો ઉત્પન્ન થાય છે પરમાત્માથી દૂર હોવું એ જ મૂળ દુઃખ છે બાકીનાં બધાં દુઃખો તો એની જ સંતતિ છે જેમ કોઈ મનુષ્ય વૃક્ષના મૂળને કાપ્યા વગર માત્ર એની શાખાપ્રશાખાઓને જ કાપતો રહે અને આશા રાખે કે વૃક્ષ નાશ પામી જશે, એવી જ ભૂલ દુઃખને ભૂલીને દુઃખોને દૂર કરવાનો પ્રયાસ કરનાર વ્યક્તિ પણ કરે છે" [પ્રબુદ્ધ જીવન]

*

## સાહિત્યનું ક્ષેત્ર

વાલ્મીકિએ રામાયણ લખવાનો વિચાર કર્યો તેઓ સમાધિમાં બેઠા તેમના ધર્મવીર્યના બળે આખી રામાયણની કથા તેઓ તાદૃશ જોઈ શક્યા વ્યાસમુનિએ તપ અને બ્રહ્મચર્યની સાધના કરી અને પછી જ વેદના વિભાગ કર્યા ભક્ત કવિ તુલસીદાસે પણ 'વિમલ વિવેક વિલોચન' કરીને પછી જ રામકથા વર્ણવી પહેલાં તેઓ ભાગમાંથી તુલસી થયા ને પછી રામનામના કલ્પતરુનો મહિમા ગાયો પહેલી હૃદયશુદ્ધિ ને પછી જ સાહિત્ય સેવા પ્રથમ તપ ને પછી વેદાધ્યયન, એ આપણી સંસ્કૃતિનો મંત્ર છે સાહિત્ય સેવા સૌને માટે નથી, જેની પાસે પવિત્રતા છે તે જ એ ક્ષેત્રમાં હળ નાખે, એ આ સમર્થ કવિઓએ પોતાના દૃષ્ટાંતથી સમજાવ્યું છે સાહિત્યક્ષેત્રમાં પ્રતિભા બુદ્ધિચાતુર્યની નથી પણ ધર્મવીર્યની છે.

ચન્દ્રશંકર શુક્લ

# ધર્મ અને જીવન

શૈલજાનન્દ મુખોપાધ્યાય

માનવજીવનમા કોઈ કોઈ ઘટના ખરેખર યાદગાર બની જાય છે

વરસાદના દિવસો હતા પરમ દિવસ રાતથી વરસાદ વરસવો શરૂ થયો તે આજ સાજ સુધી એકધારો વરસ્યા જ કર્યો મુબઈના નીચાણવાળા ભાગોમા તો જાણે પાણીના તળાવો ભરાઇ ચૂકના, રેલ્વે માર્ગો પર પાણી ફરી વળ્યા, રેલ્વે વ્યવહાર બધ થઈ ગયો પરામા રહેતા માનવીઓ જાણે કલાકો સુધી મુબઈથી સાવ જુદા જ પડી ગય મુબઈની નાની નાની ગલીઓ દ્રાવત્ર ગીચ્રઇથી લદાબદી ગઇ ઘરબહાર નીકળવુ મુશ્કેલ બની ગયુ

પણ સાજે વરસાદનુ જોર ધીમુ પડયુ ચાળીસ કલાક સુધી મુસળધાર વરસાદ પડયો હતો ચારેકોર અધકાર-કાળા વાદળાઓ અને વરસાદના પાણી જોઇ જોઇને માણસો હેરાન હેરાન થઇ ગયા હતા કે૭ સાજે સૂર્યના દર્શન થયા ત્યારે મારુ મન હર્ષથી નાચી ઊઠયુ છત્રી લઇ હુ બહાર નીકળી પડયો

ક્યા જવુ છે એનો કોઇ પણ જાતનો મે નિશ્ચય કર્યો ન હતો જ્યા પગ લઇ જાય ત્યા જવુ હતુ એક વખત મોટરના પૈડાથી ઊડેલ છાટાથી મારા સ્વચ્છ કપડા બગડી ગયેલા તે સહેજે ભુલાય તેમ નહેતુ તેથી યથાસભવ કપડા સભાળી ફૂટપાથ પર હુ આગળ વધતો હતો જૂના પુસ્તકોની એ દુકાન રસ્તે ન આવી હેત તો કોણ જાણે હુ ક્યા સુધી આમ ઉદ્દેશ વગર રસ્તે આથડયા કરત ?

સામાન્ય રીતે વરસાદના દિવસોમા દુકાનદાર પુસ્તકો આકર્ષક રીતે ગોઠવતો નહી પણ આજે જરા તડકો નીકળ્યો એટલે જૂના પુસ્તકો આકર્ષક રીતે ગોઠવ્યા હતા

કોઇ સારુ પુસ્તક હોય તો ખરીદી લેવાના વિચારથી હુ પુસ્તકો જોવા રોકાઈ ગયો પ્રથમ પુસ્તક અને લેખકના નામ જોઇ ગયો, પછી એમાથી થોડા પુસ્તકો હાથમા લઇ મે જોવા માડયા મને કોઈ પણ પુસ્તક ખાસ પસદ ન પડયુ પણ વેપારી કોઇ ને કોઈ પુસ્તક વેચવા ઘણો જ ઉત્સુક હોય તેમ લાગ્યુ એટલામા ફરી પાછુ ચોતરફ અધારુ છવાઈ ગયુ, મેઘ-ગર્જનાના ગડગડાટ વળી પાછા સભળાવા શરૂ થઇ ગયા પુસ્તકો ફરી કોઇ દિવસ જોઇશુ એમ વિચારી હુ પાછો ફરવા લાગ્યો ત્યા દુર્ભાગ્યવશ મારી છત્રીનો ધક્કો લાગવાથી એક પુસ્તક સડક પર પડી ગયુ ઓહ, કેટલુ ખરાબ થયુ ?

સડક પરથી મે પુસ્તક ઊચક્યુ જોયુ તો એના કેટલાક પાના કાદવથી ખરાબ થઇ ગયા હતા દુકાનદારનુ મો બગડી ગયુ પુસ્તક મારાથી બગડયુ હતુ ભૂલ મારી હતી, તેથી નુકશાન પણ મારે જ ભરી આપવુ જોઈએ દુકાનદારે શા માટે સહન કરવુ ?

મે પૂછયુ આ પુસ્તની કિમત કેટલી ?' દુકાનદારે દયામણુ મો કરી કહ્યુ શેઠ વધુ કઈ નથી માત્ર ચાર આના આજ ચાર ચાર દિવસથી મુદ્દલ વેપાર જ નથી '

બિચારાનુ દયામણુ મો જોઈ મને દયા આવી ગઇ ખીસામાથી ચાર આના કાઢી એને આપ્યા તે ઘણો જ ખુશ થયો હોય તેમ જણાયુ એણે મારા હાથમાથી પુસ્તક તરત જ લઈ લીધુ કાપડના ટુકડાથી સાફ, કરી કાગળમા વીટી મારા હાથમા સેરવી દીધુ

પુસ્તકને લઇને મારે કરવુ પણ શુ હતુ ?

કહ્યું 'ભાઈ તારી પાસે જ રાખ, કોઈ ઘરાક હોય તો વેચી નાખજે'

દુકાનદાર નારાજ થયો હોય તેવુ સ્પષ્ટ દેખાયુ એને પુસ્તકની કિંમત મળી ગઇ હતી, તેથી પુસ્તક મારા હવાલે કરવાની એની ઈચ્છા હતી જોયુ પુસ્તકનુ નામ હતુ 'ધર્મ અને જીવન'

આ પુસ્તકને મારે શુ કરવુ હતુ ? આ તો ફરજિયાત હાથમા આવી પડયુ કયાક ફેંકી દઇશ એમ વિચારી પુસ્તક બગલમા દાબી હુ તરત જ ધૂનમા ને ધૂનમા જ આગળ વધ્યો

મજેદાર વાત તો હવે બની અનિચ્છાએ હુ પુસ્તક લઈ રસ્તે આગળ ચાલ્યો જતો હતો થોડે દૂર ગયો હોઇશ ત્યા એક છોકરો દોડતો દોડતો નજદીક આવ્યો ને બોલ્યો 'સાહેબ, સાભળો તો.'

અચાનક બ્રેક લાગતા મોટર ઊભી રહે તેમ હુ ઊભો રહી ગયો પૂછ્યુ શુ છે ?'

કાગળમા વીંટેલુ પેલુ પુસ્તક મારા હાથમા પકડાવતા છોકરાએ કહ્યુ આ પુસ્તક તમાર હાથમાથી પડી ગયુ, તમને ખબર પણ ન પડી ?'

પુસ્તક મે પોતે જ ફેંકી દીધેલુ તે આ છોકરાને શી રીતે સમજાવુ ?

પુસ્તક હાથમા લીધુ ફરી પાછો હુ ચાલવા મડયો ચાલતા ચાલતા હુ થભી ગયો ડાબી બાજુએ એક મકાનની સામે એક ખાલી ચબૂતરો દેખાયો આજુબાજુ કોઈ માણસ દેખાતુ નહોતુ હળવે રહીને પુસ્તક ચબૂતરા ઉપર રાખી દીધુ જેને જોઇશે તે લઈ જશે, મારે એ પુસ્તકની બિલકુલ જરૂર નથી હુ ચાલી નીકળ્યો ફરી પાછો વિચિત્ર બનાવ બની ગયો

થોડા ડગલા આગળ વધ્યો હોઇશ ત્યા એક નાનકડો–માસુમ બાળક કાગળમા વીંટેલુ પેલુ પુસ્તક હાથમા લઈ મારી નજીક આવી ઊભો રહી કહેતો હતો 'આ પુસ્તક તમે ત્યા શા માટે ફેંકો છો ? ચબૂતરો અમારો છે'

ફરીથી પુસ્તક મારા હાથમા આવી પડયુ. હવે તો એવી કોઇ જગ્યાએ ફેંકી દઉં જયા કોઈની નજર સુદ્ધા ન પડે બાજુની નાની ગલીમા ઘૂસ્યો ગલી સાવ સૂની હતી હવે આ પુસ્તકને કયાં ફેંકુ એના વિચારમા હું આગળ વધતો હતો સામે બગીચો દેખાયો બગીચામા કોઈ માણસ નહોતુ બગીચાની પાછળના ભાગમા મોટુ ચાર મજલાનુ મકાન હતુ વચ્ચે છ ફૂટ ઊંચી દીવાલ હતી મનમા ને મનમા જ હુ ખૂબ ખુશ થયો દીવાલ પાસે જઈને હાથ જરા ઊંચો કરી પુસ્તક તે પર મૂકી દીધુ દીવાલ ઉપરથી ગોળાકાર હતી, તેથી પુસ્તક પેલી બાજુ પડી ગયુ પુસ્તક પડવાનો અવાજ મારા કાને અથડાયો હુ ખૂબ ખુશ થયો થોડી વાર બાગના બાકડા પર બેસી હુ ચાલતો થયો છુટકારાનો દમ ખેંચી હજુ બાગની બહાર નીકળુ છુ ત્યા તો એક યુવાન સ્ત્રીનો અવાજ સાભળી હુ ચોકયો પાછુ ફરીને જોયુ એક સોળ સત્તર વર્ષની સુદર યુવતી હસતી હસતી દોડતી મારા તરફ આવતી હતી એ નજદીક આવી હુ સ્તબ્ધ થઇ ગયો જોયુ તો એના હાથમા એ જ પુસ્તક હતુ

'ત્રીજે માળે ગેલેરીમા હુ ઊભી હતી તેણે કહ્યુ તમે દીવાલ પર પુસ્તક મૂકી બાકડે બેઠા પુસ્તક પેલી બાજુ પડી ગયુ માની તમે વધુ તપાસ ન કરી, ખરુ ને ?'

હવે શો જવાબ આપવો ? સ્મિત કરી પુસ્તક એના હાથમાથી લઈ લીધુ પુસ્તક જાણે ભૂતની જેમ મારી પાછળ પડયુ હતુ મારાથી એને છૂટુ જ નથી પડવુ તો હવે ફેંકી દેવાની જરૂર નથી

ઘેર પહોંચ્યો પુસ્તકનુ કબાટ ખોલી એમા

આ પુસ્તકને પણ એક ખૂણામાં મૂકી દીધું. મનોમન કહ્યું: 'કોઇ પણ રીતે પીછો છોડતું નથી તો પડયું રહે.'

પત્નીનો અવાજ આવ્યો; 'ચાલો ચા પી લો.'

રસોડામાં ચા પીવા ગયો. ચા પીતાં પીતાં ગપ્પાં-સપ્પાં માર્યાં. સાંજ તો વીતી ગઈ. વરસાદ ફરીથી શરૂ થઈ ગયો હતો. સર્વત્ર અંધકાર છવાઇ ગયો હતો. રીડીંગ રૂમમાં આવ્યો, સ્વીચ દબાવી બત્તી કરી. લાવને કંઇક વાંચું, એમ વિચારી કબાટ નજીક ગયો. આશ્ચર્યચકિત થઇ ગયો. કબાટની નીચેના ટેબલ પર પેલું જ પુસ્તક ખુલ્લું પડયું હતું. ઘરમાં હું ને પત્ની સિવાય બીજું કોઈ તો હતું જ નહી. મારી નાની બહેન નયના બોર્ડિંગ હાઉસમાં રહેતી હતી, તો આ પુસ્તક કબાટમાંથી કાઢયું કોણે, ને આમ ખુલ્લું કોણે મૂકયું ? વાંચતાં વાંચતાં જાણે કોઇ અધૂરું મૂકી છોડી ગયું હોય તેમ તે પડયું હતું. ઘરમાં કોઈ નોકર પણ નથી. કદાચ બોર્ડિંગમાંથી નયના તો ન આવી હોય ? દોડીને પત્નીની પાસે ગયો. પત્નીએ કહ્યું :

'અહીં તો કોઇ નથી આવ્યું. નયનાબહેન પણ નથી આવ્યાં.'

પુસ્તક કાં તો પોતાની મેળે પડયું અગર તો બિલાડી પાડી ગઈ તેમ જ મારે તો માનવું રહ્યું. બિલાડીથી તો પુસ્તક પડે તેમ હતું નહીં.

પુસ્તકને અડકયા સિવાય નીચે પડવાનું કારણ શોધવા હું ઉપરનીચે જોવા લાગ્યો. બારીકાઇથી પુસ્તકનું અવલોકન કર્યું. ખરીદતી વખતે જોયું હતું તે કરતાં વિશેષ રીતે હું તે જોવા લાગ્યો. પુસ્તકમાં લાલ પેન્સીલથી લીટીઓ તાણીને કોઈએ ધ્યાનપૂર્વક એ વાંચ્યું હોય તેવું સાફ દેખાતું હતું. ખુલ્લા પાના પર લાલ પેન્સીલની લીટીઓ વાળું લખાણ હું ધ્યાનપૂર્વક વાંચી ગયો. લખ્યું હતું: જિંદગીનો કંઇ ભરોસો નથી. મૃત્યુ કયારે આવશે કંઇ કહી ન શકાય. કોઈ પણ ક્ષણે મૃત્યુ આવી ઊભું રહે છે. મૃત્યુ પહેલાં તમારૂં ઋણ ચુકાવી દો. નહીંતર......'

હું વિચારમગ્ન થઇ ગયો. કોનું દેવું છે, કેટલું દેવું છે તે વિચારવા લાગ્યો. યાદ આવ્યું. એક મિત્ર પાસેથી પચાસ રૂપિયા ઉધાર લીધા હતા: 'દઈ દેવાશે, દઇ દેવાશે' કરતાં કરતાં મહિનાઓ વીતી ગયા હતા. મેં પચાસ રૂપિયા પાછા નહોતા આપ્યા. પાંચ-છ મહિનાથી તો મિત્ર મને મળ્યો પણ નહોતો, તેમ મેં પણ એની ખબર નહોતી કાઢી રૂપિયાની વાત તો સાવ વિસરાઈ ગઇ હતી તરત જ કબાટ ખોલ્યું. પચાસ રૂપિયા ખીસામાં નાખી ટેક્ષીમાં ગ્રાંટરોડ તરફ ચાલી નીકળ્યો. મિત્ર ત્યાં રહેતો હતો. જઇને જોયું તો છેલ્લા બે મહિનાથી મિત્ર ખાટલે પડયો હતો. સુકાઇ ગયો હતો; ચિમળાયેલા ફૂલ જેવો થઇ ગયો હતો. ઓળખવો પણ મુશ્કેલ પડે તેમ હતો. બિમારીથી એને પણ શુદ્ધિ નહોતી. એ મને ન ઓળખી શકયો. એની વિધવા બહેન મારી નજદીક આવી. બિચારીની આંખોમાં આંસુ ચીટ્ટી ગયાં હતાં.

પાછા ફરતી વખતે ખીસામાંથી દસ દસની પાંચ નોટ કાઢી મેં બહેનના હાથમાં મૂકીને કહ્યું : 'અજિતભાઇ પાસેથી મેં ઉધાર લીધેલા.'

બહેનનુ મોં અનેરી દીપ્તિથી ચમકી ઊઠયું. આંખોમાંથી આંસુની ધારા છૂટી પડી. ગળગળે સાદે તેણે કહ્યું : 'ભાઈ, તમે તો આજે અમારા પર ભારે ઉપકાર કર્યો. આજ સવારથી જ હું પૈસાની ચિંતામાં હતી. ડોકટરનું બીલ પણ ચડી ગયું છે. આજ તો ડોકટર સાહેબ કહી ગયા હતા કે, આગળના રૂપિયા નહીં આપો તો ઈંજેકશન નહીં આપું.'

અજિતની જિંદગી બચી ગઈ. ઘેર જઈ મેં 'ધર્મ અને જીવન' એ પુસ્તકને મનોમન નમસ્કાર કર્યા.

# અહિંસાનો ઉદય

સુ. કે.

અહિંસા એ ઉચ્ચ પ્રેમનું–સર્વવ્યાપી પ્રેમનું સ્વરૂપ છે એનું સ્વરૂપ જેટલું વ્યાપક કરી શકાય એટનું ઓછું જ છે એ ઉચ્ચ પ્રેમની દૃષ્ટિએ જોઈએ તો–

'વિશાળે જગવિસ્તારે નથી એક જ માનવી
પશુ છે, પંખી છે, પુષ્પો, વનોની છે વનસ્પતિ'

[ઉમાશંકર જોશી]

પણ આ અહિંસા સત્યમાથી જ પરિણમે જ્યા સત્ય છે ત્યા હિંસાનો વિચાર જ ન સંભવે જ્યારે સત્યને વીસરી જવામા આવે છે અને અસત્યનું આચરણ કરવામા આવે છે ત્યારે જ હિંસા થાય છે તેથી હિંસાનું મૂળ અસત્ય છે માનવી જ્યારે સત્યને સ્થાને અસત્યને પ્રાધાન્ય આપે છે, ત્યારે એની પ્રેમની ભાવના લુપ્ત થાય છે અને બીજાને મારીને એ પોતે જીવવા મથે છે

પરંતુ આ કંઇ જીવનની પ્રકૃતિ નથી એ તો એની વિકૃતિ છે એ કંઇ જીવનનું સત્ય નથી તેથી એ સનાતન પણ નથી, એ ક્ષણિક છે નાશવંત છે, દુઃખપ્રદ છે

પણ માનવના અંતરના અંતરતમ ખૂણે સત્ય જ રહેલું છે અને એ જ્યારે કાર્યમા વ્યક્ત થાય છે ત્યારે જ માનવી માનવ બને છે સત્યના આવિર્ભાવમા જ માનવીની માનવતા રહેલી છે જ્યારે માનવી સત્યને બાજુએ મૂકીને વર્તે છે, ત્યારે જીવનમા પાશવતા જન્મે છે અને માનવી ભાન ભૂલી હિંસાને માર્ગે વળે છે પરંતુ જ્યારે એનામા રહેલું સત્ય પ્રગટ થાય છે ત્યારે એ ઉચ્ચ માનવતા દાખવે છે, અહિંસાને પ્રસ્થાપિત કરે છે

વર્ષો પહેલાની એક વાત છે રશિયા અને જર્મની વચ્ચે ખૂનખાર યુદ્ધ ફાટી નીકળ્યું બન્ને પક્ષોએ વહેલી સવારથી ઘોર સંગ્રામ ચલાવ્યો કેટલાયે સૈનિકોનો સંહાર થયો બધે હિંસાનું વિકરાળ સામ્રાજ્ય પ્રસરી ગયું માનવી ભાન ભૂલી માનવીને જ ક્રૂરતાથી મારી રહ્યો હતો

રાત પડી એટલે લડાઇ બંધ થઈ રણસંગ્રામ પર અસંખ્ય સૈનિકો ઘવાયેલા તેમ જ મરેલા પડ્યા હતા બધે શાંતિ પ્રસરી ગઈ હતી પણ વચ્ચે વચ્ચે ક્યાંક ક્યાંકથી ઘવાયેલા સૈનિકોની હૃદયદ્રાવક ચીસો સંભળાતી હતી અને તેથી શાંતિ વધારે ભયાનક લાગતી હતી

શિયાળાના દિવસો હતા રાતે ટાઢો સખત વાવા લાગી બધે ટાઢો પવન સુસવાટા મારતો હતો

એવામા એક ઘવાયેલા રશિયન સૈનિકે પડખું ફેરવ્યું તેણે જોયું તો એની બાજુમા સામા પક્ષનો એક ફ્રેન્ચ સૈનિક ટાઢે ઠુંઠવાતો પડ્યો છે રશિયન સૈનિકને થયું મને તો જીવલેણ ઘા વાગ્યો છે સવાર સુધી જીવીશ કે કેમ એ જ નિશ્ચિત નથી આ ફ્રેન્ચ સૈનિક જીવશે એવું લાગે છે પણ એ બાપડો ટાઢથી થથરે છે મારો આ હૂંફાળો રુવાટીવાળો કોટ મને શા ખપનો છે? લાવને એને જ ઓઢાડી દઉં!"

એમ વિચાર કરી તે પોતાની થોડીઘણી શક્તિ વડે ધીમે ધીમે ખસતો પેલા ફ્રેન્ચ સૈનિક પાસે ગયો તેણે પોતાનો કોટ કાઢીને થથરતા ફ્રેન્ચ સૈનિકને ઓઢાડી દીધો

સવાર પડી ફ્રેન્ચ સૈનિકની આંખ ઉઘડી ત્યારે એણે જોયું કે એના શરીર ઉપર રુવાટીવાળો હૂંફાળો કોટ ઓઢાડીને એક રશિયન સૈનિક ચિર નિદ્રામા પોઢેલો પડ્યો છે, અરે હા ન પામ્યો છે,

પેલા ફ્રેન્ચ સૈનિકની આંખમાથી પ્રેમના અશ્રુ વહેવા લાગ્યા અને તે રશિયન સૈનિકના ચરણે નમી પડ્યો.

આમ અસત્યનુ તિમિર-આવરણ દૂર થતા સત્યનુ દિવ્ય તેજ બધે ઝળકી ઊઠ્યુ હિંસાનો નાશ થયો અને અહિંસાનો-પ્રેમ-ઉદય થયો

ખરેખર સત્યમા જ માનવીનો ઉત્કર્ષ રહેલો છે એમાથી અહિંસા-પ્રેમ-પ્રગટે છે અને એની ઝાંખી થતા આપણને થઇ આવે છે

× × ×

નથી યુદ્ધમાં લોક કલ્યાણ કાંયે,
ટૂંકા સ્વાર્થ કાજે લડે ભાઇ ભાઈ,
નથી મારવામા જરાયે ભલાઈ.

જગતના બધા ક્લેશને ટાળવાનો
કરી ન્યાય, સ્વાતંત્ર્ય સંભાળવાનો,
ખરો માર્ગ ન્યાયાર્થ સૌ દુઃખ જાતે
સહી પ્રેમથી સત્યને રાખવુ તે.

[ કિશોરલાલ મશરૂવાળા ]

*

# આપ મૂઆ પીછે ડૂબ ગઇ દુનિયા

એક વખત એક રાજાને એક વિચિત્ર વસ્તુ જડી તે ચકચકની જેમ ચળક ચળક થતી હતી અને ગેડી જેવડી હતી

આ વિચિત્ર વસ્તુ શુ છે એ જાણવા માટે રાજાને અત્યંત તાલાવેલી થઇ તે માટે ખાસ દરબાર ભર્યો પરંતુ દરબારના કોઈ પંડિતો આ વસ્તુ પર સંતોષકારક પ્રકાશ પાડી શકયા નહિ

આ બધે તાલ જોઇ રાજાને થયુ 'બીજુ બધુ તો ઠીક પરંતુ આ વસ્તુનુ વજન તો જોઇએ'

આ વિચારે રાજાએ સેવકોને એ વસ્તુનુ તોલ કરવાની આજ્ઞા કરી રાજાની હાજરીમા જ મોટા ત્રાજવા લાવવામા આવ્યા એક પલ્લામા એ વસ્તુ મૂકવામા આવી અને બીજા પલ્લામા શાહી મહેલનુ એક પછી એક જર ઝવેરાત મૂકવામા આવ્યુ પરંતુ આ શુ ? શાહી ખજાનાનુ તમામ જરઝવેરાત ત્રાજવામા મૂકી દેવમા આવ્યુ તોપણ પેલી વસ્તુનુ પલ્લુ સહેજ પણ ઊચુ થતુ નહોતુ ! આથી રાજાનુ આશ્ચર્ય વધતુ જતુ હતુ પેલી વસ્તુ વિશે જાણવાની તેની આતુરતા વધતી જ ચાલી છેવટે રાજાએ એક જાહેરનામુ બહાર પાડયુ 'જે કોઇ માણસ આ વસ્તુની સાચી ભાળ આપશે તેને સારુ એવુ ઇનામ આપવામા આવશે'

આ ઇનામ જાહેર કર્યા છતા કેટલાય દિવસો સુધી આ વસ્તુના કોયડાને ઉકેલનાર કોઇ આગળ આવ્યુ નહિ છેવટે એક મહાન સંત ફરતા ફરતા આ રાજાના દરબારમા આવી ચડયા સાધુ મહાજ્ઞાની હતા રાજાએ સાધુ પાસે વિચિત્ર વસ્તુ વિશે વાત કરી જાણે એ વસ્તુનો મર્મ પામી હાથમા ચપટી ધૂળ લઇને તેઓ ત્રાજવા ભણી આગળ વધ્યા જ્યા તેમણે પેલી ચળક ચળક થતી નાનીશી વસ્તુ પર ધૂળ નાખીને તેને ઢાંકી દીધી એટલે તરત જ એ વસ્તુ જાણે આપોઆપ હલકીફૂલ થઇ ગઇ અને એ પલ્લુ એકદમ ઊંચે ચડી ગયુ !

આથી રાજાની નવાઇનો કોઇ પાર ન રહ્યો રાજાએ સાધુને પૂછ્યુ મુનિવર્ય, આ વિચિત્ર વસ્તુ શુ છે !

સાધુ સ્મિત કરતા બોલ્યા રાજન આ તો માનવીનુ ચર્મચક્ષુ છે બીજુ કંઇ નથી જ્યા સુધી તે દુનિયાની બધી વસ્તુઓ દેખતુ હતુ ત્યા સુધી આખી દુનિયાનો ભાર તેને લાગતો હતો હવે દુનિયાને તે દેખતુ બંધ થયુ છે એટલે તે માત્ર હળવુ ફૂલ બની ગયુ છે આપ મૂઆ પીછે ડૂબ ગઇ દુનિયા, એ કેમ ભૂલી જાય છે !

# ચૌદમું રતન

અવિણચંદ્ર એચ શાહ

હિન્દુ ધર્મશાસ્ત્રમા એવી એક દંતકથા છે કે, પુરાણ કાળમા દેવ અને દાનવોએ મળી સમુદ્રમંથન કર્યું એ સહિયારા મંથનને અંતે ફળપ્રાપ્તિમા ધ્યાની કરવા યોગ્ય ઘણી ઘણી ચીજો નીકળી આ, કૌસ્તુભમણિ, પારિજાત ઐરાવત, હળાહળ ને અમૃત એમ કુલે તેર રત્નો મળી આ યા કહે છે કે એમાની બધી યે સારી ચીજો ભગવાનની મદદથી દેવો લાઇ ગયા અસુરોને વિષ મળ્યુ આમ દેવ કે દાનવ બનેને કઇ ને કઇ મળ્યુ. પણ આ તો સુર અસુરો વચ્ચેની વહેચણી હતી, માનવીના નસીબમા એવા રત્નો પ્રાપ્ત કરવાનુ ક્યાથી હોય?

પણ ના, દેવો તો દયાળુ ખરા ને એમણે માનવીની વિનવણીને માન આપી મંથન થઇ ગયેલા એ જ સમુદ્રમાથી નીપજતા રત્નનુ મનુષ્યને દાન કર્યું એ દાન, એ અણમોલ જવાહર એ ચૌદમુ રત્ન તે આપણે દરરોજ લાક્ષણિક અર્થમા ચૌદમુ રતન'' એટલે મારપીટ કહીએ છીએ તે નહિ પણ સમુદ્રની સમગ્ર સંપત્તિ સમુ ને રતન તે સબરસ-લુણ-નિમક મીઠુ સુર કે અસુર બીજા કોઈને યે મંથનમાથી મળેલા રત્નથી વાસ્તવિક જીવનમા દરરોજનો ફાયદો નહિ મળ્યો હોય કે નહિ મળતો હોય એટલો ફાયદો આ સબરસ આપણી જિંદગીમા કરતુ આવ્યું છે

અને સબરસની મહારાજાધિરાજ વીર વિક્રમે પણ બરાબર પિછાની પોતાની શરૂ થયેલી નવી સંવતના પ્રથમ દિને વહેલા પ્રભાતે સબરસને શુકનવતુ ગણ્યુ એની મરીન પછી જ આપણા જીવનના વ્યાવહારિક કાર્યોમા આજે ય આપણે પડીએ છીએ જેમ એક વખત કોઇ માણસ સારો સારો ગવાઇ જાય ને લેકો પણ પછી એને સારામા જ ખપાવે તેમ જાણે કે ન થયુ હોય એ રીતે આપણે તે પછી ઘરનુ વાસ્તુ કરવાના પ્રસંગે પણ એના ગાગડા મંગળ ક્રિયામા વાપરીએ છીએ પણ સબરસનો સૌથી મંગળ ને શુકનવતો ઉપયોગ તો ભાઇના લગ્ન પ્રસંગે વરરાજાનું લુણ ઉતારનારી કઇ બેન વિસરી શકે એમ છે? જો કે રેશનિંગના જમાનામા તો પુરોહિત કે ગોરને દરરોજ સીધુ આપવાની રીતિ ઘસાઇ જતી જોવાય છે, પણ એ સીધાસામગ્રીમા પણ બીજો કોઇ મસાલો ન આપીએ તો ચાલે પણ મીઠુ તો મૂકીએ જ છીએ

જગતમાં નામ તેવા ગુણ હોતા નથી એવુ આપણે જાણીએ છીએ, પણ સબરસના સંબંધમા એવુ નથી પડતુ હોતું એનું નામ 'મીઠુ' પાડનારે એનો સ્વાદ ખારો હોવા છતા, એને મીઠું કહેનારે એના ઉપયોગને એક જ શબ્દમા કેવો આબાદ ને સુચક રીતે વણી લીધો છે! આપણી પાસે ગળી ચીજો છે જ દા.ત. સાકર ખાંડ સાકર, પીપર, ગોળ અને મધ એ કોઇને ગળી ચીજને આપણે 'મીઠુ' નામે સંબોધતા નથી આ બધાય વગર માનવીને ચાલી શકે પણ નિમક વિના તો નહિ જ માણસ ઉપવાસ કરે ત્યારે નિમકને બદલે સિંધવ લે પણ એનો ઉપયોગ તો થવાનો જ આપણા ભોજનનો સાચો જ એ અમૃતરસ છે હિન્દીમા એને 'સબ-રસ' કહેનારે પણ એની પૂરેપૂરી અગત્ય પિછાની લીધી છે બધા ય રસો એ મીઠાની કાંકરીમા સાચેજ સમાયા છે! લગ્ન સમા માંગલિક પ્રસંગે ને મરણ જેવા અશુભ પ્રસંગે પણ આપણે નિમકને અપનાવી લીધુ છે

આપણે ત્યા ઘી અને તેન ઢોળાય તો અપશુકન ગણાય કારણ એનુ કારણ એમ હશે કે આવી મૂલ્યવાન ચીજોના યોગ્ય ને ઉત્તમ વપરાશને બદલે તે ઢોળાય જાય તેનો દુરુપયોગ થાય એ ગેરફ ગણાય માટે એમા આ અપશુકનની માન્યતા ઘુસાડી દેવામા આવી હોય આ તેલ-ઘી ઢોળાય તો એને આપણે કિંમતને કારણે નકામુ જવા દેતા નથી, પરંતુ નિમકને તો વેરાવા જ ન દેવુ જોઇએ અને જો વેરાય એમ થાય તો કહેવાય છે કે, મૃત્યુ પછી ધર્મરાજના આદેશથી વેરાયેલા મીઠાની રજકણો આપણી પાંપણેથી સમળી લેવાનુ ચિત્રગુપ્ત આપણા પર મારે દબાણ કરશે નજીવી કિંમતની

હૈયાસૂના [પાન ૧૯૮ થી ચ ાલુ]

વિઠ્ઠલે વાસામા ધબ્બો મારી કહ્યુ, "ચાલ દોસ્ત ક્લબમા એક બે સેટ ટેનિસના રમી ભ્રિજ જમાવશુ મારામા ના પાડવાના હોશ પણ ન હતા હુ મૂગો મૂગો તેમની સાથે મોટરમા બેઠો ક્લબમા તે ત્રણે જણા બધા સાથે હળતા મળતા હતા, સ્વાભાવિક વાતો કરતા હતા અને હંસી મશ્કરીમા પણ ભાગ લેતા હતા જાણે થોડા જ સમય પહેલા તેમના જીવનમા કશુ ય અસામાન્ય અને દુ ખદાયક બન્યુ જ ન હતુ.

ક્લબથી વળતા તેઓ મને મારા ઘરે મૂકી ગયા મારી પત્નીએ જતા વેત સવાલ પૂછયો, 'સાવ હૈયાસુના છે ને?' મારે હા પાડયા સિવાય છૂટકો ન હતો પણ મારા મનમા ગોમતીબહેન સાથેનો તેમનો પૂર્વ વહેવાર ઘોળાયા કરતો હતો મારા પ્રત્યેનો તેમનો સ્નેહભાવ પણ મને ભારપૂર્વક કહી રહ્યો હતો કે આવા સ્નેહાળ મિત્રોને રખે હૈયાસૂના કહેતો પણ મે સગી આખે જોયેલ તેમનુ વર્તન અનિવાર્યપણે એ જ નિર્ણય પર આવવા પૂરતુ લાગતુ હતુ

બીજે દિવસે બપોરે હુ સોફા પર પડયો પડયો મારા મનને નવી ખરીદેલી નોવેલમા પરોવવા મથી રહ્યો હતો ગોમતીબહેનની સ્મૃતિ જાણે કે મારી આખે અને નવલકથાના પાના વચ્ચે તરવરતી હતી તે વીધાને મારે મનને નવલકથામા પરોવવુ હતુ. લગભગ નિષ્ફળ પ્રયત્નોથી થાકીને નવલકથા મૂકવા જતો હતો ત્યા હલ્લો ગૌતમભાઇ કહેતો ગૌરાગનો અવાજ સભળાયો, હુ સફાળો ઊઠીને ગૌરાગને બથમા ઘાલી ગયો તેણે ય ક્ષણેક તેનુ માથુ મારા ખભા પર નાખી દીધુ. પછી મારી બથમાથી છૂટો પડી ખુરસી પર બેઠો ખીસ્સામાથી સિગારેટ કેસ કાઢી મારા સામે ધરી મે અને તેણે સિગારેટ ચેતાવી હુ તેના મો સામે જોઈ રહ્યો તેણે સ્હેજ સ્મિત કરતા કહ્યુ "ડિટેક્ટિવની અદાથી શુ જોઇ રહ્યા છો? ડિટેક્ટિવ નવલકથા વાચતા લાગો છો!" મે ગભીર સ્વરે પૂછ્યું, 'સાચુ કહેજે ગૌરાગ, ગોમતીબહેનના જવાથી તને કાઈ લાગતુ નથી?' ગૌરાગ ગભીર બની ગયો. તેણે ધીમા સ્વરે કહ્યુ, 'લાગે તો ખરૂ, પણ મારે બાપુજીનો અને તાપસનો વિચાર કરવાનો છે" તેનાથી તેની ઇચ્છા વિરૂદ્ધ નિસાસો નખાઈ ગયો થોડી ક્ષણો શાત રહી તેણે કહ્યુ 'આપણે બીજી વાતો કરીએ' મે તેની સાથે આ વાત પછી ન છેડી, પણ હુ તેનુ દુ ખ દર્દ જોઈ શકયો તેના ખુશખુશાલ બાહ્ય વર્તનનુ કારણ પણ જાણી શકયો મે તેને મારી મુસાફરીનુ વિગતવાર વર્ણન કર્યુ એક કલાક ઉપરાંત ઉધરના ગપ્પા મારી તે ગયો

તે સાજે હુ ફરી વિઠ્ઠલના ઘરે ગયો વિઠ્ઠલ એકલો ઘરે હતો ગૌરાગ અને તાપસ તેમના મિત્રો સાથે મોટરમા રઝળપાટ કરવા ગયેલ વિઠ્ઠલ ગઝલોનો શોખીન અનવરીબાઇએ ગાયેલ ગઝલો ટેપ રેકર્ડ કરી લીધેલ, તે વગાડતો બેઠો હતો પણ તેનુ ધ્યાન ગઝલોમા ન હોય તેમ લાગ્યુ આખો બધ હતી કોઇ ઊડા વિચારમા ગરકાવ થઇ ગયો હોય તેમ જણાયુ મે ટેપરેકર્ડનુ મશીન બધ કરી દીધુ સફાળા આખ ખોલી મને જોઇ તે તુરત ઊભો થયો તેણે હાથ મેળવતા કહ્યુ, વેલકમ ગૌતમ તારી જ રાહ જોતો હતો' આમ કહી તેણે રામાને બૂમ મારી ગૌતમભાઇ આવ્યો છે સરસ ચા બનાવી લાવ' મારો હાથ પકડી તે સોફા પર લઇ ગયો પછી ખૂબ ભાવથી પૂછ્યુ, 'મુસાફરીમા મજા આવી ને? માડીને વાત કર, દોસ્ત" મે જવાબ ટાળતા કહ્યુ, 'વિઠ્ઠલભાઇ આ ઘરમા આવુ છુ ને ગોમતીબહેનની યાદથી હૃદય ભરાઇ આવે છે,' આટલુ કહેતા મારુ મન ભરાઇ આવ્યુ આખો છલકાઇ ગઈ તેણે ગભીર સ્વરે કહ્યુ 'ગૌતમ રોવુ પોસાય તે રૂવે મારે ગૌરાંગ ને તાપસનો વિચાર કરવાનો છે હુ રોઉ તો તે ભાગી પડે' મે તેનો હાથ પકડી લીધો તેણે તે છોડાવવા પ્રયત્ન ન કર્યો ચા નાસ્તો આવ્યો કે તેણે ટેપરેકર્ડ ફરી ચાલુ કરી અનવરીબાઇનો મીઠો અવાજ ગુજી ઊઠયો ગૌરાગ અને તાપસ આવ્યા ત્યા સુધી ગઝલોની વાતો ચાલતી રહી કોઇને એમ લાગે કે મારા હૃદયમાથી પણ ગોમતી બહેન વિસારે પડયા

તાપસ તે પછી ત્રણેક દિવસે મળ્યો અને તે પણ અચાનક એક રેસ્ટોરાંમાં સાહેબજી સલામ કરી હું તેના ટેબલ પર ગોઠવાયો સરસ પીણાં મંગાવી અમે વાતમાં ગુંથાયા તે આડી અવળી વાતો કરતો હતો, ત્યાં મેં તેને અધવચ્ચ અટકાવી સીધો સવાલ પૂછ્યો, "તાપસ તને ગોમતીબહેન ગયાનું દુઃખ નથી? તેણે કહ્યું, 'હું સમજું છું', ગૌતમભાઈ, બધાય ગુસપુસ કરે છે કે આ બાપ-દીકરા પણ ગજબના હૃદય હીણ છે બાપુજી અમને સમજાશે છે, અમે બાપુજીને સમજીએ છીએ પણ તે આવું ક્યાંથી સમજે? પણ મારા હૃદયની એક વાત કહું? બહુ ખાનગી છે. બાને અમારા પ્રત્યે અસીમ સ્નેહ ભારે પુણ્યશાળી જીવ ભગવાનનેય એમની વાત માનવી પડે બા અમારી સાથેનો સંબંધ આમ પૂરો કરે જ નહીં. તે સંબંધ ચાલુ જ છે બાનો સ્થૂળ દેહ નથી એટલું જ કોઈ સૂક્ષ્મ તંતુથી અમે સંકળાયેલા જ છીએ તે સ્થૂળ દેહે અહીં હતા ત્યારે અમારું રહેંજે કરમાણું મોં જોતા તો ફરી ઊઠતા અમને પ્રફુલ્લિત કરવા આકાશ પાતાળ એક કરતા. હવે અમે રોઈએ તો તેમને કેવું દુઃખ થાય? અમને આશ્વાસનના બે શબ્દો પણ કહી શકે નહીં તેવી પરિસ્થિતિ તેમના કોમળ હૃદયને સાવ ચૂર્ણ કરી નાખે. આ એક જ વિચાર અમારા બધાય આંસુ પ્રગટ થાય તે પહેલાં સૂકવી નાખે છે તેમને એમ થવું જ ન જોઈએ કે અમને કોઈ પ્રકારનું દુઃખ છે તેમનું સુખ એ જ અમારું સુખ હોવું જોઈએ ને, ભાઈ!"

તાપસની વાત સાંભળી હું સાવ અવાક થઈ ગયો વાણી વામણી બની જાય તેવી આ વાત હતી થોડો સમય મૂંગા બેસી અમે છૂટા પડ્યા

મેં ઘરે જતા વેંત મારી પત્નીને કહ્યું "વિક્રમ ગૌરાંગ ને તાપસ હૈયાસૂના નથી, મર્મ જુદો જ છે હો!"

"મારે એ હૈયાસૂના વિશે નથી સાંભળવું તમે વાર્તાકાર છો, માના ગોતો ને વાર્તા લખો" મારી પત્નીના અવાજમાં કડવાશ હતી હું બોલવા જતો હતો ત્યાં તેણે છણકો કર્યો હોય તેમ મોટે અવાજે ઉમેર્યું "ગોમતીબહેનને ભૂલી ગયા! ધિક્કાર છે એને"

પણ સાંભળ તો ખરી!"

"તેઓ એક બીજાને સમજે છે, તેમ કહેવું છે ને? તો ય આવો ફિલ્ટોવ ન હોય આ તો સ્વાભાવિક આનંદ છે" આટલું કહી વાતનો બંધ વાળતી હોય તેમ તે મારા તરફ પીઠ વાળી ગઈ.

મારા મનમાં શંકા જાગી આવી દારુણ વેદના મનમાં જ રાખી શકાય ખરી? આટલું પ્રફુલ્લ બાહ્ય વર્તન હોઈ શકે? હું ઘોર વિમાસણમાં પડી ગયો હું મૂંગો રહ્યો એટલે મારી પત્ની પાછી ફરી મારા તરફ ઝડપથી આવતા તેણે કહ્યું, "તમારું આવું મોં જોઈ મારા જીવ કપાઈ જાય છે" હું તેના સામું જોઈ રહ્યો મારી વ્યથા તેના મુખ પર પ્રતિબિંબિત થતી હતી તેના તરફનો મારો સ્નેહ ભાવ ઊભરી આવ્યો ક્ષણમાત્રમાં પીડા ઊંડે ઊતરી ગઈ અને મોં પર સ્મિત ચમકી ઊઠ્યું મારી પત્નીએ સ્મિતનો જવાબ સ્મિતથી વાળતા કહ્યું, 'હાશ! હું તો એવી ગભરાઈ ગયેલ!" મારી શંકાનો ખુલાસો મને મળી ગયો વિક્રમ ગૌરાંગ અને તાપસના કહેવાતા હૃદયહીનપણાને હું મનોમન વંદી રહ્યો મારે આ વાત મારી પત્નીને સમજાવવી હતી, દુનિયાને કહેવી હતી પણ શાંતિથી સાંભળે કોણ? લખું તો કદાચ કોઈ વાંચે આથી આ વાત મેં લખી જોઉં છું, શું પ્રત્યાઘાત પડે છે મારી પત્ની પર અને પછી દુનિયા પર!



# તું તારો દીવો બન

પ્રકાશ ગજ્જર

વૈશાલિની અતિસુંદર નગરનારી આમ્રપાલી ભગવાન તથાગતને મળવા માટે વૈશાલિનગર બહારના ઉપવનમાં આવી તથાગતને ચરણે ઢળીને એણે કહ્યું

'ભગવન્ ! આજે સવારે હું ભ્રમણ માટે બહાર વનવાટિકામાં જવા નીકળી ત્યારે મારે કાને શબ્દો પડ્યા કે "તથાગતને શરણે જવાથી નિર્વાણ મળે' તપાસ કરતાં જણાયું કે એ બોલનાર આપનો શિષ્ય આનંદ હતો મેં રથ એ તરફ વાળ્યો પ્રવચન અને પ્રાર્થના પૂરાં થતાં હું ભિખ્ખુ આનંદને મળી ને કહ્યું

'આનંદ ! તમારી દિવ્ય વાતો તો મારા અંતરને સ્પર્શી ગઈ પણ મારા જેવું જીવન જીવનારી નગરનારીને નિર્વાણ મળે ખરું ?"

"જરૂર મળે, દેવી ! ઈશ્વરની આંખ અંતરને ઓળખે છે તમે તથાગતને મળો એમની એક જ આશિષથી તમારાં પાપ ધોવાઈ જશે." ભિખ્ખુએ મને કહ્યું ને એટલા માટે હું આપની પાસે આવી છું" તથાગતને ચરણે ફરીવાર પ્રણિપાત કરતાં આમ્રપાલીએ પોતાની વાત પૂરી કરી ને આતુર નયને તથાગત તરફ જોયું.

તથાગતની મૌન આંખો અને અંતરમાંથી પ્રેમ અને કરુણાની અનર્ગલ ધારા વહી જ રહી હતી ત્યાં શાંતિ હતી સામે ઉત્તપ્ત આમ્રપાલીના એ ઉત્તપ્ત ફરી પાછાં છલક્યાં એ બોલી 'ભગવન ! મારા વૈભવોનો પાર નથી સપ્તકોટિ પ્રાસાદ વૈભવોથી છલકાઈ રહ્યા છે મારે કશાનીય ખોટ નથી ને છતાં કદીકદી મને એવું લાગે છે કે મારી પાસે કાંઈ જ નથી એક ગૂઢ વિષાદ મારા અંતરમાં પથરાય છે દેવ ! મને આશિષ આપો કે એ વિષાદ ઓગળે ને આનંદની અનર્ગલધારે મારું અંતર ઉભરાઈ જાય."

" આમ્રપાલી !" રજત રણકાર જેવી તથાગતની સૌમ્યસુંદર વાણી પ્રગટી, "તારી



ઝંખના ઉત્તમ છે. વૈભવોમાં શાંતિ ન જ લાધે. જે વીતી ગયું એ ભૂલી જા. ભૂલને યાદ ન કરીશ. તને એક વાત પૂછું: શાંતિ મળે પછી શું કરીશ?"

"બસ પછી નગરનારીનો મારો વ્યવસાય ચલાવીશ. આપના આશિષ મળે પછી શું!"

"ત્યાં જ તારી ભૂલ છે અમ્બપાલી! પહેલી વાત તો એ કે તથાગતના આશિષ ભૂતકાળને ભૂંસવા માટેના જ નથી, ભાવિને ઉજ્જવળ કરવા માટેના પણ છે. કુમકુમથી એકવાર હાથ રંગીને તું પંકમાં પ્રવેશે એનો શો અર્થ? કુમકુમના રંગ સનાતન બની રહેવા જોઈએ. ક્ષણિકનો સથવારો શો? સંગ કરીએ તો સનાતનનો."

"એ ખરું દેવ, પણ આશિષથી હું શાંતિ જ ઇચ્છું છું. બાકી આજ સુધીનાં પાપ એમ સહેલાઈથી ધોવાય એવા નથી." અસહાય આમ્રપાલી બોલી.

"એવું નથી દેવી! હજારો વર્ષનો અંધકાર ગુહામાં હોય, પણ એક નાનકડી દીપશિખા પ્રગટે તો તરત જ એ અંધકારને ઓગળવું પડે છે. એ માટે બીજા હજાર વર્ષની રાહ જોવાની નથી હોતી. અંતરને ઉજ્જવળ કરનારી દિવ્ય પ્રજ્ઞાજ્યોતિ જ્યારે અંતરમાં જાગે છે ત્યારે એનાં સર્વ કલ્મષ ધોવાઈ જાય છે." તથાગતે જવાબ આપ્યો.

"એનો ટૂંકો રસ્તો બતાવો દેવ," આમ્રપાલીની કાકલૂદી કહી ઊઠી.

"અમ્બપાલી! અહીં લાંબા રસ્તા ટૂંકા હોય છે. ને ટૂંકા લાંબા હોય છે. તોય એક રસ્તો સૂચવું. તારી બહાર ભમતી વૃત્તિઓને અંતર્મુખ કર. એ વિષવમન કરતી નાગણીઓ તારા માટે અમૃતમય બની રહેશે. એ વિના બીજો કોઈ જ રસ્તો નથી."

"ભગવન્! માત્ર આપના આશિષથી નહીં જ ચાલે? આ બધી તો કઠણ વાતો છે. મારા જેવી નગરનારીથી આ બધું શે થાય?"

"ગાંડી! તું સમજતી નથી તારા પ્રાસાદની દીપમાળાથી મારી અંધારી કુટિરને શો લાભ થાય! તારે ત્યાંથી દીપક પ્રગટાવી લાવું તો એને ઝળહળતો રાખું ત્યારે જ મને તેજ મળે. અન્યથા એ ઓલવાતાં ફરીવાર અંધકાર પથરાઈ જાય. આમ્રપાલી! દેવી! આ વાત બરાબર સમજી લે. નવજીવનને પંથે ડગ ભરનારને તથાગતના આશિષ હોય જ. પણ એ આશિષ તારા અંતરમાં પણ ઊગવા જોઈએ. જીવનની કુટિરમાં ઉછીનાં અજવાળાં કયાં સુધી ચાલશે? આમ્રપાલી! આત્મદીપો ભવ-તું તારો દીવો બન! ઉજ્જવળ બન, અન્યને ઉજ્જવળ કર."

આમ્રપાલી ત્યાં જ વૈભવો, કિંમતી વસ્ત્રો ને અલંકારો ત્યજીને ભિખ્ખુણી બની ગઈ, ત્યારે એની આંખમાં આંસુ હતાં. તથાગતનાં નયનોમાં કરુણા ને ભિખ્ખુસંઘ ગાતો હતો:

બુદ્ધં શરણં ગચ્છામિ।
સંઘં શરણં ગચ્છામિ।
ધર્મં શરણં ગચ્છામિ।

એ ઉદ્‌ઘોષના પડઘા દિગંતમાં પાતા હતા.



બે નવા મિત્રો

# સવારું લાડકવાયું

કાંતિલાલ શાહ

[ ગતાંકથી ચાલુ ]

નવા આવનાર ત્રણે બાળકોમા સૌથી ઊંચી છોકરી હતી તે આશરે અગિયારેક વર્ષની હેય એમ તેના દેખાવ ઉપરથી લાગતુ હતુ બે છોકરા માથી મોટા છોકરો દશેક વર્ષની ઉમરનો દેખાતો હતો. અને તેનો નાનો ભાઈ દેખાવે આનદી જણાતો હતો પણ બન્ને કરતા ઉમરમા ઠીક ઠીક નાનો હોય એમ સ્પષ્ટ દેખાતુ હતુ છોકરી તુરત જ આ બન્ને ભાઇ બહેન પાસે આવીને કહેવા લાગી, "તમારા નામ શુ છે ?"

બહેને બન્ને જણના નામ જણાવ્યા, "મારુ નામ ટાન્ઝેની ને આ મારા નાના ભાઇનુ નામ સેમની"

છોકરીએ તુરત જ બીજો સવાલ પૂછયો, 'અને તમે રહો છો કયા ?"

"જુઓ સા... મે પેલુ ગામ દેખાય." છોકરીએ ટેકરીઓ વચ્ચે ઊચે લાલ ઘુમટની ફરતા મકાનોના ઝુમખા બતાવી કહ્યુ, "એ ગામનુ નામ આલતકચ", અમે એ ગામમા રહીએ છીએ."

"ઓ હો ! ત્યારે તમારા ગામમા પણ દેવળ છે ખરુ ? અમે જે ગામમા રહીએ છીએ ત્યા પણ એના જેવુ જ દેવળ છે માત્ર એ રવિવારને દિવસે જ ઉઘાડુ રહે છે બાકી આના જેવુ નાનુ મદિર અમારે નથી અને મટે પણે જો, ત્યા પણ જગલમા ટેકરીના શિખર ઉપર એક નાનુ દેવળ છે તમારે ત્યા ટેકરીએ ટેકરીએ ટોચ ઉપર આટલા બધા દેવળ કેમ છે એની જ મને સમજણ પડતી નથી"

'તે એટલા માટે છે કે જ્યારે એ રસ્તેથી પસાર થઈએ ત્યારે આવતા જતા આપણે એ દેવળમા જઈએ ને શાન્ત-મન રાખી પ્રાર્થના કરીએ' ટાન્ઝેનીએ તુરત જ ઉત્તર વાળ્યો

"પણ પ્રાર્થના કરવી હોય તો ગમે ત્યા કરી શકાય ફકત દેવળમા જ શુ કામ ?" પેલી છોકરીએ કહ્યુ "આપણા પરમ કૃપાળુ પિતા આપણે ગમે ત્યા પ્રાર્થના કરીએ ત્યાથી સાભળી શકે છે કારણ એ સર્વ સ્થળે છે કોઇ જગા એનાથી ખાલી નથી"

'એ વાત સાચી પણ આપણે ગમે ત્યા પ્રાર્થના કરવા મડી પડતા નથી ગમે ત્યા એ આપણને યાદ પણ આવતુ નથી પણ જ્યારે જ્યારે આપણે રસ્તા ઉપર દેવળ જોઈએ છીએ ત્યારે ત્યારે એ પરમ પિતાની યાદ આવી જાય છે ને સાથે સાથે એની પ્રાર્થના કરવાનુ પણ સાભરી આવે છે" ટાન્ઝેનીએ ગભીરતાથી કહ્યુ.

"લીસા, ચાલને હવે આપણે જઈએ આપણને બહુ મોડુ થાય છે હો" લીસાનો ભાઇ કટ જે ઉપરથી વાત સાભળીને કટાળી ગયો હતો તે બોલ્યો

પણ લીસાએ તો જરાય ઉતાવળ ન કરતાં નિરાતે વાત ચાલુ રાખી નવા નવા મિત્રો બનાવવાનુ એને ગમતુ હતુ વળી ટાન્ઝેનીની સીધી સાદી ને હૃદયમા સોસરવી ઊતરી જાય એવી વાત સાભળવી તેને ગમતી હતી પોતે ગમે તેટલુ બુદ્ધિથી વિચારે તો પણ ટાન્ઝેનીની વાત કાપી શકાય તેમ ન હતુ બનેને 'આપણે પ્રાર્થના ગમે ત્યા કરી શકીએ' એ વાત તેણે ટાન્ઝેનીને કરી છતા ટાન્ઝેનીની વાત સાચી હતી. પોતે જ્યારે જ્યારે ગામડાઓમા બહારની ટેકરીઓમાં ફરતી હોય અને કુદરતના સુદર દશ્યો નિહાળતી લહેર કરતી હોય ત્યારે રસ્તામા કદિયે ઇશ્વરને યાદ કરવાનુ કે તેની પ્રાર્થના કરવાનુ તેને સૂઝયુ નહોતું રસ્તા પર આવેલા દેવળ પ્રત્યે હવે લીસા જુદી જ દૃષ્ટિથી જોવા લાગી અત્યાર સુધી આ દેવળનો એને મન

કશો અર્થ ન હતો એ જૂનું પુરાણું દેવળ છે ને વર્ષોથી અહીં ઊભું છે, માટે એની કશી જ ઉપયોગિતા નથી ફક્ત લાંબા વખતથી ચાલ્યા આવતા રૂઢ રિવાજ કરતા એનું વિશેષ મહત્ત્વ નથી એમ તેને લાગતું, પણ હવે તેને લાગ્યું કે સ્વર્ગમાં વસતા પરમ કૃપાળુ પિતા જ આગળી ચીંધીને તેને આ દેવળ બતાવી જાણે કે કહી રહ્યા છે જો પેલું દેવળ ત્યાં ઊભું તે અમસ્તુ નથી ઊભું એ તો તને કોઇ કોઇ વાર મારી યાદ આપવા સારુ ઊભું છે"

આ બધાનો વિચાર કરતી લીસા ક્યાંય સુધી શાંત ઊભી રહી આથી ટાન્ઝેનીએ આગળ ચલાવ્યું

તમે સમજ્યા ને બેન? એ કંઇ ઇશ્વરી હુકમ નથી એ તો ઇશ્વરે મનુષ્યને આપેલી છૂટ જેવું છે એ તમને રજા આપે છે ને કહે છે જુઓ ને રસ્તાની ધારે મંદિર ઊભું ત્યાં તમારે જવું હોય તો જઇ શકો છો જાઓ ને! અંદર જઇ ઇશ્વરની પ્રાર્થના કરતા આવો તમે જેટલી વાર દેવળમાં જઇ ઇશ્વરની પ્રાર્થના કરો તેટલી વાર એ તમારી પ્રાર્થના અચૂક સાંભળે જ છે ને તમને આશીર્વાદ આપે છે એટલું જ નહિ પણ તમને કોઇને કોઇ ચીજની ભેટ આપે છે પછી તે ભેટ આપણે જોઈ શકતા ન હોઇએ પણ ભેટ આપે છે તે ચોક્કસ ફાધર ક્લેમેન્ટ એમ કહેતા હતા"

શું તમે ફાધર ક્લેમેન્ટને પણ ઓળખો છો કે! લીસાએ હર્ષમાં આવી જઇને પૂછ્યું કારણ ફાધર ક્લેમેન્ટને દૂર અને નજીકના તમામ બાળકો ઓળખતા હતા એટલું જ નહિ પણ પ્યાર પણ કરતા હતા જ્યારે જ્યારે બાળકો તેને જોતા કે તુરત જ દોડીને તેને ઘેરી વળતા તેની સાથે હસતુંબોલતું કરતા ફાધર પણ બચ્ચાંઓને જઈ તેની પ્રેમની તરતી આંખોમાંથી આશીર્વાદ વરસાવતા અને પછી પોતાના કોટના ખિસ્સામાંથી રંગીન ચિત્ર આપતા લીસા પાસે આવા ઘણા ચિત્રો ભેગા થઇ ગયા હતા. જેમાંથી કેટલાક બાળકોના કેટલાક ઇશુ ખ્રિસ્તના હતા નાના નાના પાંખવાળા લાલ રંગના દેવદૂતો ફૂલો વેરતા હોય એવા પણ કેટલાક સુંદર ચિત્રો હતા અને એક ચિત્ર ખૂબ જ ફાલ આવેલી ગુલાબની ઝાડીનું હતું અને તે ઝાડીમાં એક ફૂલઝાડની ઊંચી ડાળી ઉપર રોકીને પક્ષી બેઠું હોય એમ લાગતું હતું આ સિવાય બીજા અનેક રંગબેરંગીન સુંદર ચિત્રો લીસા પાસે હતા

"કેમ વળી ફાધરને કોણ ન ઓળખે. તે અમારા ગામમાં જ પેલા જૂના મઠમાં રહે છે અને અમને અવારનવાર મળવા પણ આવે છે" ટાન્ઝેનીએ કહ્યું

'અને ઘણીવાર તે અમારા દાદીમા માટે મોટી પાઉ રોટી લઈ આવે છે" સેમનીએ સૌથી વધુ જે વાત બહુ જ વિગતથી યાદ રાખી હતી તે હોંશથી કહી નાખી

'ચાલો ચાલો હવે આપણે જલદી જઇએ બહુ મોડું થઈ ગયું છો" ટાન્ઝેનીએ ટોપલીનું એક ઝૂમખું પોતાના હાથમાં લઇ અને બીજું સેમનીને દઇને કહ્યું 'પનીરવાળાની દુકાન અહીંથી હજી ઘણી દૂર છે ઉતાવળ નહિ કરીએ તો પહોંચતા વાર લાગશે"

બેન ટાન્ઝેની' તમે બન્ને બહેનભાઇ એક દિવસ અમારે ગામે રજામાં મને મળવા ન આવો? આવશો તો મને ખૂબ જ મજા પડશે' લીસાએ કહ્યું તે પોતાના નવા મિત્રોને ફરી મળવા માગતી હતી

'હું જરૂર તારે ઘેર આવું' ટાન્ઝેનીએ કહ્યું પણ મને રસ્તાની ખબર નથી અમે નદીને સામે પાર એ બાજુ કદી ગયા નથી"

અરે રસ્તો તો સાવ સહેલો ને સટ છે એક દિવસ રવિવારે બપોર પછી જરા વહેલા નીકળજો ને!' લીસાએ કહ્યું, તો પછી આપણે છેક સાંજ સુધી રમી શકીશું અહીં આવવામાં જરા પણ મુશ્કેલી નથી તમારે નદી ઉપર નીચે પેલો લાકડાનો પુલ છે તે ઓળંગી જવો ને પછી સામી કેડીએ ઊંચે ને ઊંચે ચડતા જવું છેક ટેકરી ટોચ આવે એટલે બસ ત્યાં જ થોભી જવું એ જ

અમારું રૈશબર્ગ ગામ, અને એ રાય ઉપર સૌથી મોટું મકાન છે એ જ અમારું ઘર. જરૂર આવજો હો."

આ રીતે નવા બાળ મિત્રો એકબીજાની વિદાય લઇને જુદા પડયાં. ટાન્ઝેલી સેમલી સાથે ઊંચે પહાડ ઉપર ગઇ અને લીસા પોતાના ભાઇઓ કયાં ગયા છે એ જોવા આસપાસ નજર ફેરવવા લાગી, કર્ટ દેવળ પાસેના પાઇન વૃક્ષની ડાળી ઉપર ઊંચે ચડી ગયો હતો અને નાનો રમકડા જેવો કાર્લ તો જમીન ઉપર જ એવો ઘસઘસાટ ઉંઘી ગયો હતો કે લીસા મોટેથી સાદ પાડીને તેને ઉઠાડવા લાગી તો પણ તે તે ઊઠયો નહિ.

પણ એવામા એકાએક એ ટેકરીની નીચેથી ખડબડ ખડબડ, ઠચડ પચડ, બેબે બેબે કરતા અવાજો આવવા લાગ્યા એ અવાજ સાભળી કર્ટ પાઇનવૃક્ષની ડાળી ઉપરથી નીચે કૂદી આવ્યો ને તેણે કાર્લને એકદમ જગાડી દીધો. ટેકરીની નીચે જ ઘેટાનુ એક મોટુ ટોળુ ચરતું ચરતું ઉપર આવતુ હતુ. એમા મોટા શીંગલા ઘેટા હતા, ભરેલ આકૃતિવાળી ઘેટીઓ પણ હતી અને નાના નાનાં બચ્ચાં પણ હતા બધા અહીં તહીં નાચતા કૂદતા પડતા આખડતા પથરાળ જમીન સાથે ખરીઓ અથડાતી ખડબડ ખડબડ કરતા ચાલ્યા આવતા હતા, અને બાજુમાં જ એની રખેવાળી કરતો ડાઘિયો કૂતરો વે વે વે કરતો ભસતો હતો. એના ભસભસાટથી કોઇ ઘેટું બીજે રસ્તે ચડી જતુ નહિ ને છૂટુ પડેલુ ઘેટું પણ પાછું ટોળા સાથે થઇ જતુ. ત્રણે બાળકો ઘેટાના આ વાઘને ખૂબ જ આશ્ચર્યપૂર્વક જોઇ રહ્યા. ઘેટાનો ગોવાળ ડચડચ ડચકારા મારતો એમને હાંકી રહ્યો હતો ને બાળકો-ની આખ્ય સામે ધોળી ઊનનુ ગાભના જેવુ વાદળ આભમાથી જમીન ઉપર નીચુ ઊતરીને દરિયાના મોજાંની જેમ કેમ જાણે ધસયુ આવતુ હોય એમ દેખાતુ હતુ. આવુ સુંદર દશ્ય જોઇ ત્રણે બાળકો-ની કલ્પનાશકિત ઉત્તેજિત બની ગઇ, તેઓ ચિત્ર-વત બનીને ઘેટાના ટોળાને અને હાંકનારા ભરવાડને અને ઘેલા ડાઘિયા કૂતરાને ગામ ભણી જતાં જોઇ રહ્યાં. તેમની નજર ખાસ કરીને મોટી ઘેટીઓની બાજુમાં સ્ફૂર્તિથી કૂદતાં ને માથાં નચાવતાં નાનાં નાના બચ્ચાં ઉપર વિશેષ ચોંટી ગઇ હતી.

જ્યારે બધાં જ ઘેટાં ચાલ્યા ગયાં ને એકલ દોકલ છુટાં પડેલા ઘેટાં જ બાકી રહ્યાં ત્યારે નાના કાર્લે એક ઊંડો પહાડ જેવડો નીસાસો નાખ્યો. પછી ધીમેથી બોલ્યો, 'અહાહા કેવા રૂપાળાં ઘેટા છે! આપણી પાસે આવુ એક ફકત એક જ નાનું રૂપાળુ બચ્ચુ હોય તો કેવું સારું!"

કર્ટ અને લીસાના મનમાં પણ એ વખતે એ જ વિચાર રમતો હતો આથી તેમણે કાર્લની વાત ઝીલી લીધી. સૌ એકમત બની ગયાં લીસાએ કહ્યું, "ચાલો આપણે જલદી ઘેર જઇએ ને બા બાપુજીને આજીજી કરીને કહીએ કે અમને એક નાનું ઘેટું અપાવો, અપાવો ને અપાવો જ. અમને એના વિના ચેન પડતું નથી. આપણે ખૂબ આજીજી કરીશું એટલે તે જરૂર આપણને ઘેટું અપાવશે જ."

થોડીવારે એણે પોતાના ભાઇબહેનને કહ્યું, "આપણી પાસે આવુ એક બચ્ચુ આવશે પછી કેવી મજા પડશે? પછી તો આપણે બધા જઇશું ત્યા એને ઘાસ ચરાવા લઇ જઇશુ. નદી કિનારે પાણી પાવા લઇ જઇશું. ત્યા ટેકરીઓ ઉપર તે કેવુ કૂદશે, નાચશે! અહા! એ જોવાની તો ખરી મજા પડશે. ને જુઓ, બીજું ખાસ ધ્યાન પણ રાખવુ પડશે કે એને કદી વીતું તો મૂકવુ જ નહિ હો! એની મા જેમ એની સંભાળ રાખે એવી સંભાળ પછી આપણે રાખવી પડશે. વળી પાછું એકલું પડી જાય ને તેને કોક ઉપાડી જાય તો?"

આવી આવી કલ્પના કરતા ને બાળસહજ વાતો કરતા ત્રણે ભાઇબહેન એવાં તો આનંદમા આવી ગયા કે એના જુસ્સામા ને જુસ્સામા તેઓ દોડતા ટેકરી ઉપરથી નીચે લાકડાના પૂલ ઉપર કયારે ધસી આવ્યા તેની તેમને પોતાને જ ખબર પડી નહિ. કમશ

અમારું ગેશબર્ગ ગામ, અને એ ટોચ 'ઉપર સૌથી મોટું મકાન છે એ જ અમારું ઘર. જરૂર આવજો હોં."

આ રીતે નવા બાળ મિત્રો એકબીજાની વિદાય લઇને જુદાં પડયાં. ટાન્ઝેલી સેમલી સાથે ઊંચે પહાડ ઉપર ગઇ અને લીસા પોતાના ભાંડુઓ ક્યાં ગયા છે એ જોવા આસપાસ નજર ફેરવવા લાગી, કર્ટ દેવળ પાસેના પાઇન વૃક્ષની ડાળી ઉપર ઊંચે ચડી ગયો હતો અને નાનો રમકડા જેવો કાર્લ તો જમીન ઉપર જ એવો ઘસઘસાટ ઉંઘી ગયો હતો કે લીસા મોટેથી સાદ પાડીને તેને ઉઠાડવા લાગી તો પણ તે તે ઊઠયો નહિ.

પણ એવામાં એકાએક એ ટેકરીની નીચેથી ખડબડ ખડબડ, કચડ પચડ, બેબેં બેબેં કરતા અવાજો આવવા લાગ્યા એ અવાજ સાંભળી કર્ટ પાઇનવૃક્ષની ડાળી ઉપરથી નીચે કૂદી આવ્યો ને તેણે કાર્લને એકદમ જગાડી દીધો. ટેકરીની નીચે જ ઘેટાનું એક મોટું ટોળુ ચરવું ચરતું ઉપર આવતું હતું. એમાં મોટા શીંગલા ઘેટા હતા, ભરેલ આંકડાવાળી ઘેટીઓ પણ હતી અને નાના નાનાં બચ્ચાં પણ હતાં. બધા અહીં ત્હીં નાચતા કૂદતાં પડતાં આખડતાં પથરાળ જમીન સાથે ખરીઓ અથડાતી ખડબડ ખડબડ કરતા ચાલ્યા આવતા હતાં. અને બાજુમાં જ એની રખેવાળી કરતો કાળિયો કૂતરો વે વે વે કરતો ભસતો હતો. એના ભસભસાટથી કોઇ ઘેટું બીજે રસ્તે ચડી જતુ નહિ ને છૂટું પડેલુ ઘેટું પણ પાછું ટોળા સાથે થઇ જતુ. ત્રણે બાળકો ઘેટાના આ વાઘને ખૂબ જ આશ્ચર્યપૂર્વક જોઇ રહ્યા. ઘેટાનો ગોવાળ ડચકારા મારતો એમને હાંકી રહ્યો હતો ને બાળકો-ની આંખ સામે ધોળી ઊનનું ગાભના જેવુ વાદળ આભમાંથી જમીન ઉપર નીચુ ઊતરીને દરિયાના મોજાની જેમ ડેમ ડેમ જાણે ધસ્યું આવતું હોય એમ દેખાતું હતું. આવું સુંદર દશ્ય જોઇ ત્રણે બાળકો ની કલ્પનાશક્તિ ઉત્તેજિત બની ગઇ, તેઓ ચિત્ર-વત બનીને ઘેટાના ટોળાને અને હાકનારા ભરવાડને અને પેલા કાળિયા કૂતરાને ગામ ભણી જતાં જોઇ રહ્યાં. તેમની નજર ખાસ કરીને મોટી ઘેટીઓની બાજુમાં સ્ફૂર્તિથી કૂદતાં ને માથાં નચાવતાં નાનાં નાનાં બચ્ચાં ઉપર વિશેષ ચોંટી ગઇ હતી.

જ્યારે બધાં જ ઘેટાં ચાલ્યાં ગયાં ને એકલ દોકલ છુટાં પડેલા ઘેટાં જ બાકી રહ્યાં ત્યારે નાના કાર્લે એક ઊંડો પહાડ જેવડો નીસાસો નાખ્યો. પછી ધીમેથી બોલ્યો, 'અહાહા કેવાં રૂપાળાં ઘેટાં છે! આપણી પાસે આવું એક ફક્ત એક જ નાનું રૂપાળું બચ્ચું હોય તો કેવું સારું !"

કર્ટ અને લીસાના મનમાં પણ એ વખતે એ જ વિચાર રમતો હતો. આથી તેમણે કાર્લની વાત ઝીલી લીધી. સૌ એકમત બની ગયાં લીસાએ કહ્યું, "ચાલો આપણે જલદી ઘેર જઇએ ને બા બાપુજીને આજીજી કરીને કહીએ કે અમને એક નાનું ઘેટું અપાવો, અપાવો ને અપાવો જ. અમને એના વિના ચેન પડતું નથી. આપણે ખૂબ આજીજી કરીશું એટલે તે જરૂર આપણને ઘેટું અપાવશે જ."

થોડીવારે કર્ટે પોતાના ભાઇબહેનને કહ્યું, "આપણી પાસે આવું એક બચ્ચું આવશે પછી કેવી મજા પડશે? પછી, તો આપણે જ્યાં જઇશું ત્યાં એને ઘાસ ચરાવા લઇ જઇશું. નદી કિનારે પાણી પાવા લઇ જઇશું. ત્યાં ટેકરીઓ ઉપર તે કેવુ કૂદશે, નાચશે! અહા! એ જોવાની તો ખરી મજા પડશે. ને જુઓ, બીજું ખાસ ધ્યાન પણ રાખવું પડશે કે એને કદી વીલું તો મૂકવું જ નહિ હો! એની મા જેમ એની સંભાળ રાખે એવી સંભાળ પછી આપણે રાખવી પડશે. વળી પાછું એકલું પડી જાય ને તેને કોઇ ઉપાડી જાય તો?"

આવી આવી કલ્પના કરતાં ને બાળસહજ વાતો કરતાં ત્રણે ભાઇબહેન એવાં તો આનંદમાં આવી ગયા કે એના જુસ્સામાં ને જુસ્સામાં તેઓ દોડતા ટેકરી ઉપરથી નીચે લાકડાના પૂલ ઉપર ક્યારે ધસી આવ્યા તેની તેમને પોતાને જ ખબર પડી નહિ.

ક્રમશ:

# વૈષ્ણવજન

દિવાળી વિશેષાંક



સાંસ્કૃતિક સમન્વય ઝંખતું માસિક : ઑક્ટોબર ૧૯૬૫

# વૈષ્ણવજન



વર્ષ-૪ : : અંક-૭ : ઑક્ટોબર : ૧૯૬૫

## અનુક્રમણિકા



સંપાદક નવીન ગાંધી

### સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તે પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવુ. અંક શિલકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

* * *

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંસ્થા તે વિચારોમાં સમ્મત છે જ તેમ માનવુ નહિ.

*

(લેખકોને)

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ મૌલિક, તાજુ હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવુ.

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઑફપ્રીન્ટ્સ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી મોકલાય છે.

લવાજમ
દેશમાં (વરસનું) ૭ રૂપિયા
પરદેશમા બાર શિલિંગ.

"વૈષ્ણવજન"
૨, રામકૃષ્ણનગર
રાજકોટ-૨.

પ્રકાશક અને મુદ્રકઃ ધીરેન ગાંધી, સુરુપ મુદ્રિકા, રાજકોટ.





# દુઃખો નિવારવાનું દર્દ

ગુરુદયાલ મલ્લિક

દુઃખીઓનું દુઃખ આપણે ઓછું કરી શકીએ દૂર કરી શકીએ એવો વર તો ગાંધી કે ગૌતમ જેવા જ માગી શકે. અમે તો રાજ્ય, મુક્તિ, ધન, કીર્તિ જ્ઞાન માગીએ છીએ.

શા માટે ગાંધી અને ગૌતમ જેવા મહાપુરુષો પ્રભુ પાસેથી એવો વર માગતા હશે ? એક જ કારણ – પ્રભુને દીનબંધુથી સંબોધન કરીએ છીએ. દીનબંધુને મળવાની ઉત્સુકતા અધીરાઈ હોય તો જે તે કરે છે તેટલું અને તે આપણે કરવું. એને મળવાનો રસ્તો જ એ કે જે એને ગમે તે આપણે કરવું. દીનબંધુ, દયાળુ, કૃપાળુ ભગવાનને દર્દીઓનું દુઃખ મટાડે એ જ સૌથી વધારે ગમે.

— દુઃખ દર્દમાં 'એ' જ યાદ આવે છે. બાકી ભૂલી જઈએ છીએ. ત્યારે જ ખબર પડે છે, મારું દુઃખ, મારી માંદગી, મારા જીવનું દર્દ 'એ' જ દૂર કરી શકે છે. અંત સુધી એવી ઇચ્છા ગાંધી અને ગૌતમના હૈયામાં રહી.

ગૌતમ તો નિર્વાણ પદ પામ્યા. ગાંધી પણ અમુક હદ સુધી નિર્વાણ પદ પામ્યા. બંનેને શરીર છોડતા પહેલાં પૂછવામાં આવ્યું.

"આપ તો જીવન મુક્ત થયા છો. ફરીથી જન્મ ન થાય." બુદ્ધે જવાબ આપ્યો.

"હું તો ભગવાન પાસેથી એક જ પ્રાર્થના માગીશ કે જ્યાં સુધી જગતમાં એક પણ દુખી છે ત્યાં સુધી વારંવાર મને જન્મ આપ."

ગાંધીજીએ પણ એમ જ કહ્યું ગુરુદેવે પણ એવી જ રીતે કહ્યું. એ માંદા હતા. કવિતા સ્ફુરી. દુર્બળતાને કારણે સેવિકા પાસે હતી તેને લખવા કહ્યું કવિતામાં પ્રભુને એક જ પ્રાર્થના હતી. "મારા પ્રભુ મને મુક્તિ નથી જોઈતી બીજો જન્મ આપજે. દુઃખી દીન-હીન, દરિદ્ર હરિજન કુટુંબમાં એમના દુઃખ જોયા છે, જાણ્યાં છે, દિલમાં સહાનુભૂતિ પણ જાગી છે. ગીત, કવિતા, નાટક અનેક સ્વરૂપે વ્યક્ત કરી છે. ઘાયલકી ગત ઘાયલ જાણે એ પ્રમાણે મારે એમનાં દુઃખો અનુભવવાં છે. ત્યારે હું એમનો સાચો મિત્ર બની શકીશ."

આપણે પ્રભુ પાસેથી એવી ઇચ્છા કેળવીશું કે એવી વિવેકબુદ્ધિ આપ, એ તો સદાનો ભંડારી અમે વિકારી. ધનદોલત, માન, કીર્તિ રાજ્ય નથી જોઈતાં. પણ આત્મજ્ઞાન કરાવ. અને એક જ વરદાનની ઇચ્છા પ્રગટ કર કે દયાળુ તું દુઃખીઓ દર્દીઓની સેવા કરી દુખ ટાળે છે, મને પણ એવું બળ આપ. મારો જન્મ કૃતાર્થ કર. ધન્ય કર પ્રભુ !

# પરિભ્રમણ

"આશુતોષ'

## પીઠ પાછળ ઘા

કાશ્મીર પ્રશ્ને વિદેશીઓ જે કાંઈ બોલે છે તેના કરતા, ભારતના મહાનુભાવો જે ઉચ્ચારણો કરે છે તે હવે બંધ થવા જોઈએ સર્વોદય નેતાઓ અને રાજાજી એ સૌ વંદનીય વ્યક્તિઓ છે સર્વોદયના મુખપત્રમા હમણા હમણા એવા લખાણો ઉતારવામા આવે છે જે વાચીને સામાન્ય વર્ગ વિચિત્ર લાગણીઓ અનુભવે છે ભારતના પ્રધાનમંત્રીએ કાશ્મીર વિષે એક મક્કમ અને સ્પષ્ટ ખ્યાલ રજૂ કરી દીધો છે તેના અમલ માટે આપણા લશ્કરને આદેશ પણ અપાઈ ગયો છે તે ભૂમિ આપણી છે—અને તેથી પવિત્ર છે એટલે તેને માટે જાનની કુરબાનીઓ આપણા જવાનો આપી રહ્યા છે જાનને હથેળીમા લઇ, તેઓ કાશ્મીરને બચાવવા પેટન ટેન્કના નાળચામા કયારેક હોમાઇ ગયા છે ત્યારે બીજી બાજુ દૂધમાથી પોરા કાઢવા જેવી નિર્માલ્ય વાતો લખીને કે બોલીને સર્વોદય નેતાઓ કોનુ ભલુ કરી રહ્યા છે? જેઓ જાનનુ પ્યારા દેશને માટે બલિદાન આપે છે તેઓ એક હરફ પણ બોલતા નથી—તો પછી જ્યા સ્વાર્પણનુ નામ નથી—અને હવામા બાચકા ભરી લે કરતૂતને દિમાગમા રમાડવાની પેરવી કરવી એ પીઠ પાછળ ઘા નથી? કયા મોરચાનો વિરાટ જવાન અને કયા નિર્માલ્ય વામણી ભષણવૃત્તિ! ખરી વાત એ છે કે જેનુ કામ તેને કરવા દેવુ જોઈએ બીનજવાબદાર વ્યક્તિઓએ ઊભે તાળુ મારવુ જોઇએ લડાઈની પરિસ્થિતિમા સ્વૈરવિહાર ગુનો બને છે

## ફેર–વિચારણા

પરિસ્થિતિ ઝડપથી બદલાઇ રહી છે પાકિસ્તાન સાથે છેલ્લી અથડામણે પહેલી જ વાર ભાન કરાવ્યુ કે કોઈ પડખે ન હોય અને એકને હાથે તાળી પાડવાની હોય ત્યારે શી મુશ્કેલી પડે છે ઇસ્લામના નામે પાકિસ્તાને ડઝનબંધ માઈબાપો મેળવી લીધા દેશમાં ચોમેરથી બૂમ ઊઠી કે નમાલાને સૌ કોઈ ડરાવી જશે માટે અણુબોમ્બ બનાવો સંસદમા પણ ઘણા સભ્યોએ માગણી કરી છે સાથે સાથે અગ્રણી નેતાઓ એમ પણ જાહેર રીતે ઉચ્ચારે છે કે ભારતે અણુબોમ્બ ન બનાવવો જોઈએ આપણે શસ્ત્રસજ્જ અને લશ્કરો રાખીએ છીએ અને તાજેતરની લડાઈને અહિંસક કહેવાની ભૂલ કોઈ નહી કરે વળી જે નેતાઓ અણુબોમ્બનો વિરોધ કરે છે તેમણે એટલી હિંમત ક્યારેય નથી બતાવી કે તેઓ લડાઇને મોરચે પેટન ટેન્ક સામે જઈને ઊભા રહેશે જેમણે આવી ટેન્કો સામે બલિદાન આપી ન ચૂકવી શકીએ તેવુ ઋણ આપણા ઉપર લાદ્યુ છે તે ભડવીર મા ભારતીના સુપુત્રો કાંઈ બોલતા પણ નથી ભારતનો દરિયા કિનારો અતિ ઘણો લાંબો છે દેશની અંદરની સીમાઓ વિશાળ છે જબરજસ્ત લશ્કર તથા લશ્કરી તંત્રને નીભાવવુ પોસાય નહી. આવી સ્થિતિમા અણુબોમ્બનુ મહત્ત્વ બે રીતે વિશિષ્ટ છે એક તો તે સસ્તો પડે છે અને તે આપણી પાસે હોય તેના ખ્યાલમાત્રથી સંભવિત લડાઇ અટકી પડે છે એટલે નિષ્ણાતો સિવાય બીજા ચૂપ રહે તો સારુ બોલીને બગાડીએ નહી

## જાતને હોમી

શ્રી બળવંતરાય મહેતા દમકાઓથી કોંગ્રેસ સંસ્થાના પ્રાણ હતા અને ભારતભરમા તેમની ખ્યાતિ તે રીતે જ પ્રસરી હતી સૌરાષ્ટ્રમા અનેક કઠીયાવાડી રજવાડા પ્રજા ઉપર સીતમ વરસાવતા તે કાળમા જવાબદાર રાજતંત્રની ચળવળમા તેઓ મુખ્ય વ્યક્તિ હતા આઝાદી પછી શ્રી નહેરુએ તેમની સેવાનો અનેક ક્ષેત્રોમા ઉપયોગ કર્યો હતો અને નહેરુના તેઓ નિકટવર્તી સાથી હતા છેવટે છેવટે, અકસ્માત જ, તેમને ગુજરાતનુ મુખ્યપ્રધાન પદ મળ્યુ હતુ પાકિસ્તાનનુ આક્રમણ સૌ પ્રથમ ઝીલનાર ગુજરાતનો કચ્છ પ્રદેશ હતો અને ત્યાના

પોલિસદળે જે કાર્યક્ષમતા બતાવી તેનાથી કરાચીનું પેટશૂળ ઊભુ થયુ હતુ. જીવનભર એક કર્મયોગી તરીકે તેમણે સેવાઓ આપી, એટલુ જ નહી, ઉમર વધવાની સાથે તેમની કાર્યશક્તિ, ચપળતા અને તરવરાટ વધતા જ રહ્યા. જે રીતે મૃત્યુએ તેમની અંતિમ પળોનુ નિર્માણ કર્યું તે નિઃશંક કરુણ અને દુઃખદ લાગે છે, પણ તેમ કહેવામા જરાપણ અતિશયોક્તિ નથી કે જે વિજય-યજ્ઞ રાષ્ટ્રે માંડયો તેમા જ્યારે આહુતિની જરૂર પડી ત્યારે તેમણે જાતને હોમી દીધી વીરોચિત મૃત્યુએ બાજી તબાહીને બડભાગી બનાવ્યા.

## આલ્બર્ટ શ્વાઇટ્ઝર

એક જૂનો પડેલો આત્મા; ભારોભાર માનવતાવાદી; સંપૂર્ણપણે સંવેદનશીલ, વળી પાછા તબીબ શાસ્ત્રી, આધુનિકતાના વિરોધી – જૂનું તેટલું સોનું એ સૂત્રમા માનનારા; દેખાવ અને આડંબર પ્રત્યે ભારે સૂગ પશુ-પંખી અને જાનવર માટે મનુષ્ય જેટલી જ અનુકમ્પા અને દયા ધરાવનારા અને આ બધા ઉપરાંત સંગીતજ્ઞ[1] આફ્રિકાના જંગલમા-ભૂત પણ જતા ડરે-ત્યા પ્રાકૃત, અણઘડ મનુષ્યો વચ્ચે રહ્યા, તેમની સુશ્રુષા કરી; તેમને માટે ખખડધજ 'હોસ્પિટલ' ઊભી કરી, ટાંચા સાધનોથી ચલાવ્યુ; જરૂરિયાતો વધારી નહી–સુધરેલા જગત તરફ તેમણે મમતા બતાવી જ નહી. સાથી તરીકે આફ્રિકાના બબૂન વાંદરાને તથા જંગલી પોપટને, અને વફાદાર કૂતરાને વધુ પસંદગી આપી અસાધ્ય દર્દ અને દરદીઓમા તેમણે વધુ રસ લીધો કોઢિયાઓ વચ્ચે આત્મસંતોષની માત્રાઓ તેમને વધૂ લાધી એક પરિચારિકા સાથે લગ્ન કરેલુ તે પણ અગાઉ ચાલી નીકળી ૯૦ વર્ષની ઉમરે તેમણે પોતાની જંગલ વચ્ચે સ્થાપેલી ઇસ્પિતાલમા શાંતિથી દેહ છોડયો દુનિયાએ તેમને નોબેલ પ્રાઇઝ આપીને અચૂક તેમની કદર કરી હતી એક તત્ત્વજ્ઞાની તરીકે ડૉ આલ્બર્ટ પૌર્વાત્ય સંસ્કૃતિનુ ફરજંદ હોવાની ઘણાને શંકા થાય.

## સિક્કીમ

પશ્ચિમમા નેપાળ; પૂર્વમા ભૂતાન, ઉત્તરમા હિમાલયમાથી નીકળતી નદીઓથી રક્ષાતી સરહદ વચ્ચે ઊંચી ઊંચી પર્વતની હારમાળાઓ જેમા મુખ્ય નકુલા (૧૮૦૦૦) કોંગ્રાના (૧૬૦૦૦) અને સેસેના (૧૭૦૦૦) દરિયાની સપાટીથી કૌંસમા દર્શાવેલ ઊંચાઇએ છે માત્ર ચુંબીની ખીણમાથી તિબેટમા જવાના માર્ગો છે. તેને માર્ગ ભાગ્યે જ કહેવાય-પર્વતની ખરબચડી, ઢંગધડાવગરની વાંકીચૂંકી પગદંડી કહેવી યોગ્ય છે આ ખીણમાથી પશ્ચિમ બંગાળના મેદાનો નજીક પડે નજીકનુ મોટુ ભારતીય શહેર દાર્જિલીંગ છે ત્રણ ચોરસ હજાર માઇલનો આ પ્રદેશ ઇતિહાસના પાને આલેખવા સર્જાયો છે ભવિષ્યનો ઇતિહાસકાર આલેખશે ૮૦૦ ઘેટા, ૭૯ ગાય અને ચાર ચીનાઓના અપહરણના આરોપથી ભારત ઉપર આક્રમણ કરવા જે પ્રદેશનો ચીને ઉપયોગ કર્યો તે આ સિક્કીમ

## કોયલી

૧૧મી ઓક્ટોબરના રોજ કોયલી રિફાયનરીના પાંચ કારીગરોના હાથે જ પ્રથમ તબક્કાનુ ઉદ્ઘાટન થયુ તેનાથી પશ્ચિમ ભારતને તેલ, પેટ્રોલ, પ્રવાહી બળતણ અને કેરોસીનના પુરવઠામા નોંધપાત્ર ઉમેરો મળી રહેશે ત્રીસ કરોડ રૂપિયાના ખર્ચે વાર્ષિક વીસ લાખ ટન તેલનુ શુદ્ધિકરણ કરી શકે તેવી પ્રથમની યોજનામા કરકસર અને કાર્યક્ષમતાથી, ત્રીસ લાખની કેપેસીટી વધારવામા આવી છે કેમકે અંકલેશ્વર ઉપરાંત કલોલ અને નવાગામના નવા તેલક્ષેત્રોમાથી વિપુલ જથ્થો મળવાની શક્યતા દેખાતા આ ફેરફાર કરવો યોગ્ય તો લાગે, પણ તેને અમલી બનાવ્યો તે એક સિદ્ધિ છે હજુ તેલક્ષેત્રો મળ્યે જ જાય છે આજથી એક દસકા પછીનું ચિત્ર કેવુ હશે તે તો સૌ કોઇના અનુમાનનો વિષય છે પરંતુ સંરક્ષણની દષ્ટિએ તેલક્ષેત્રોની સંભાળ એક જુદો જ વિષય બની રહે છે અને હાલના મેનેજર મેજર જનરલ શાહનવાઝ દસિંહના ખ્યાલ બહાર તો નહીં જ હોય.

## અદ્યતનની વ્યાખ્યા

હવાઈ મથક કેટલું અદ્યતન હોઇ શકે ? આનો જવાબ આપવો મુશ્કેલ છે. સૂરજ ઊગે અને અદ્યતનની વ્યાખ્યા બદલાઇ જાય છે. અમેરિકામા ન્યુયોર્કનું આતરરાષ્ટ્રીય હવાઇ મથક આધુનિકતમ ગણાય છે. તેમા મુસાફરોને પ્લેઇન સુધી હવાઇ પટી ઉપર જવાનુ નથી પરંતુ રેલવેના પ્લેટફોર્મની જેમ હવાઇમથકમાથી પરબારા વિમાનમા જઇ શકે તેવી રચના છે. ન્યુઝિલેન્ડમા ઓકલેન્ડ ખાતે જે હવાઈમથક છે તેને ઊડતા પખીઓની અથડામણથી સર્જાતા અકસ્માતમાથી મુક્ત રાખવા એક ખાસ યોજના વિચારાય રહી છે. હવાઇમથકથી થોડે દૂર પખીઓ માટે એક ઉપવન રચાશે. તેમા ઊંચા ઝાડ, માળા બધાઈ શકે તેવા ડાળી ડાળખા–ઝાખરા સારા પ્રમાણમા રખાશે. પોતાને અનુરૂપ રગની વનસ્પતિમા લપાઇ જવાની પક્ષીઓને કુદરતી ટેવ છે. જેથી વિવિધ રગના પક્ષીઓ માટે, ઇન્દ્રધનુની જેમ, વિવિધ રગની વૃક્ષ, લતાઓ અને વેલીઓ ઊગાડાશે. સમુદ્રકાંઠાના કેટલાક પક્ષીઓને રનવેની સિમેન્ટ ઉપર બેસી આરામ કરવાની ટેવ પડી ગઇ હોય છે. તેથી તેઓ ભૂલેચૂકે હવાઇમથકના રનવે ઉપર ન બેસે તે માટે પક્ષીઓના અલગ વિસ્તારમા સિમેન્ટના ધાબાઓ પણ બનાવવામા આવશે. માન્યતા એવી છે, આ પ્રમાણે, એક આદર્શ ઉપવન તૈયાર થઇ જતા, ઓકલેન્ડના વિમાની સત્તાવાળાઓ પખીઓને સબોધીને કલાપીને યાદ કરશે :

"ખુલ્લું મારુ ઉપવન સદા, પખીડા સર્વને છે!" અને પછી તેઓ હવાઈ મથક પર ફરકશે નહી. પાણી પેલા પાળ બાધવી તે આનું નામ. ગીધ–સમડી કે ગરુડ જેટવિમાનને માટે ભારે ખતરારૂપ છે અને ૧૦૦–૨૦૦ કિમતી માનવજીદગીઓ ગુમાવી બેઠા બાદ આવુ જ્ઞાન લાધે તે શા કામનુ ?

## પોપ યુનોમાં

નામદાર પોપ ત્રીજીવાર પરદેશનો પ્રવાસ ખેડી આવ્યા પરતુ આ વખતે તેઓ અમેરિકા નહીં પરતુ યુનોના વડામથકે ખાસ સદેશ આપવા ગયા એમ કહી શકાય. જગતના તમામ રાષ્ટ્રોને લડાઇથી દૂર રહેવા તેમણે દર્દભરી અપીલ કરી. યુનોની સસ્થાને વધુ તાકાતવાન બનાવવા તાતી જરૂર છે ત્યારે કેથોલિક સંપ્રદાયના વડાની આ મુલાકાતથી યુનોની પ્રતિષ્ઠામા અવશ્ય વધારો થશે. કેવળ ધર્મના સંપ્રદાયો આજે જગતને દોરવણી આપી શકે તેવુ રહ્યું નથી. કેમકે ધર્મ કરતાં રાજકારણનું જોર વધુ પ્રાબલ્ય દર્શાવે છે અને જગતના એક મહાન ધાર્મિક વડા આ સત્યને સ્વીકારે છે તેથી યુનોની સંસ્થાએ પણ તેની બહાર રહી જતા દેશા માટે વિકલ્પ શોધવો રહ્યો.

## પાડાને વાંકે

મલાયાના યુનો ખાતેના કાયમી પ્રતિનિધિ શ્રી. રાધાકૃષ્ણ રામાણીએ સલામતી સમિતિની બેઠકમાં ભારત–પાક લડાઈ વિષે જે પ્રવચન કર્યું ત્યારે નવાઇ તો એ લાગી કે આ વક્તવ્ય ભારતના પ્રતિનિધિનું તો નથી ને? તેમણે આમેહૂબ સત્ય પરિસ્થિતિનો ચિતાર ખડો કરી દીધો, અને મગનુ નામ પાડીને ચોખ્ખુ સૂણાવી દીધું કે પાકિસ્તાન આક્રમણખોર છે. ચીને ભારત ઉપર આક્રમણ કર્યું ત્યારે પણ મલાયાએ છડેચોક ભારતને ટેકો જાહેર કર્યો હતો મુસ્લીમ રાષ્ટ્ર હોવા છતા મલાયાએ રાજકારણમા ધર્મને લાવવા સામે સખ્ત વિરોધ કર્યો છે કાશ્મીરના પ્રશ્ને આટલો હાર્દિક ટેકો કોઈ રાષ્ટ્રે હજુ સુધી આપ્યો નથી. પરતુ રામાણીના પ્રવચનથી પાકિસ્તાનને એટલો ગુસ્સો ચડી ગયો છે કે મલાયા સાથે રાજદ્વારી સબધો તોડી નાખવાની ભૂતાએ જાહેરાત કરી છે. ભારત સામે યુદ્ધે ચડ્યું હોવા છતા, ભારત અને પાકિસ્તાન વચ્ચે રાજદ્વારી સબધો ચાલુ જ છે. પણ આ કિસ્સામા પાડાને વાકે પખાલીને ડામ દેવા જેવુ થાય છે. ભારતની નૈતિક ફરજ છે કે હવે પછી તેણે મલાયાને ડગલે પગલે સાથ આપવો પડશે.

## કૃષ્ણ – અર્જુન ફરી જન્મે છે.

ઇતિહાસે ભારતને ગીતા ચીખ્યો શક લેવાનો અવસર આપ્યો છે ત્યારે કૃષ્ણના પાઠમાં સર્વપલ્લી

રાધાકૃષ્ણ અને અર્જુનના પાત્રમા લાલબહાદુર શાસ્ત્રી આજે મહાભારતનુ યુદ્ધ ખેલી રહ્યા છે જેમણે આ બન્ને મહાનુભાવોના રાષ્ટ્ર પ્રત્યેના ઉદ્બોધનો સાભળ્યા છે તેમને ખાત્રી થઇ ચૂકી છે કે ધર્મયુદ્ધ લડી લેવા સિવાય બીજો કોઇ આરો હવે નથી શાતિમય સહ અસ્તિત્વ માટે કહેવાય તેટલ કહ્યુ ' લડાઇ નહી '' કરારો માટે પણ સમજા યા પાકિસ્તાન સુખ શાતિ અને આબાદીમા રહે તેવી શુભેચ્છા પણ બતાવી બધુ જ વ્યર્થ ઘો મરવાની થઇ છે પ્રથમ કાઠમા ભારતે સારો પરચો બતાવ્યો મર્યાદાનુ ઉલ્લઘન ક્યાય કર્યુ નહી યુનો સસ્થાના માતબર વડા જાતે આવીને જોઇ ગયા અને કોને પક્ષે ન્યાય છે અને કોણ ગુનેગાર છે તે સમજનારા સમજી ગયા રાજદ્વારી દાવપેચનો બીજો કાઠ ચાલે છે તેમા કૌરવોને જીતાડવા અનાડી તત્વો આકાશપાતાળ એક કરે છે પાડવોને કહેવામા આવે છે તમે સજ્જન છો, સગ્જ્ઞ છો, ત્યાગી છો તમને આવુ શોભે ? કૌરવોને જોઇતુ હોય તે આપી દો અને કજીયાનુ મો કળુ કરો

પણ તે બની શકે તેમ નથી શાસ્ત્રીજી વડાપ્રધાન બન્યા ત્યારે તેમના વયોવૃદ્ધ માતુશ્રીએ કહ્યુ હતુ "જાન જાય તો ભલે જાય પણ દેશ બનવો જોઇએ બેગ !" વામન શાસ્ત્રીજીએ હજુ તો એકજ પગનુ ભર્યુ છે પણ જ્યારે તેઓ ત્રણ પગના ભરશે ત્યારે પૃથ્વી નીચે રહી જશે અને સ્વર્ગના દેવોમા પણ હલચલ મચી રહેશે નહેરુના આ અનુગામીએ દુનિયા આખીના રાજપુરુષોને અચબામા નાખી દીધા છે કે જે નહેરુ ન કરી શકયા તે તેમના વારસે ચરિતાર્થ કર્યુ પાકિસ્તાન માટે હવે બે વિકલ્પો છે એક સારા પાડોશી તરીકે ભારત સાથે મિત્રતા રાખી સુખ સમૃદ્ધિ અને આબાદીનો માર્ગ લેવો અથવા કાશ્મિરના પ્રશ્ન ઉપર ફના થઇ જવુ

## રાજાજીની મૌલિકતા

ભારત માટે પાકિસ્તાન સાથેના દ્વદ્વથી જે રોગ ઉભો થયો છે તેનો બુદ્ધિગમ્ય ઉપાય સ્વતત્ર પક્ષના વયોવૃદ્ધ નેતા શ્રી રાજાજીએ 'સ્વરાજ્ય'મા લાલ બહાદુર શાસ્ત્રીને ઉદ્દેશીને લખેલા પત્રમા સૂચવ્યો છે અમેરિકાએ જે અઢળક મૂડી રોકાણ પાકિસ્તાનને લશ્કરી મદદ આપવામા કર્યું છે તે વ્યર્થ જવા દઇ શકે નહી એટલે તેનો પક્ષપાત સમજી શકાય તેવો છે બ્રિટન તો પહેલેથી જ બધુ છે-પાકિસ્તાનનુ સર્જન તેણે કર્યુ છે એટલે આ બન્ને દેશો ભારતને પાકિસ્તાનની સરખામણીમા નબળુ રહે તે જોવા ઇચ્છે છે હવે રહે છે રશિયા ચીન સાથે આપણે સઘર્ષ થાય તો રશિયા પાસેથી મદદની આશા રાખવી વ્યર્થ છે અમેરિકાની લાગવગ ઘટાડવા જ રશિયા આપણને મદદ કરે છે અને તે જ પ્રમાણે પાકિસ્તાનને પણ કરે આ બધા મહારાજ્યો તેમની સ્વાર્થની નીતિના ચોકઠામા રહીને જ કઠપૂતળીના ખેલ કરે છે

એશિયામા પોતાની સ્વતત્ર તાકાત ઊભી કરવા ભારતે જાપાન તરફ દૃષ્ટિ દોડાવવી રહી જાપાન યોગ્ય સાથીને શોધી રહ્યું છે અને એશિયામા ભારત તેનુ એકરૂપ થાય તે બાબત તેને માટે શ્રેયસ્કર પણ છે સામ્યવાદ–ચીની સામ્યવાદનો ભય અગ્નિ એશિયામા દાવાનળ ભડકી રહ્યો છે જાપાન અને ભારતની ધરી થાય તો બીજા રાષ્ટ્રો, જેવા કે, મલેશિયા, સિલોન, નેપાળ, બર્મા કબોડિયા લાઓસ, વિયેટનામ ફરીથી વિચારતા થાય અને ચીનની ગોદમાથી બહાર નીકળે જાપાન દુનિયામા સૌથી આગળ પડતો ઉદ્યોગપ્રધાન દેશ છે અને દરેક ક્ષેત્રમા તેની નિપુણતા ભારતને તેની હરોળમા લાવવા મદદરૂપ થશે જાપાન સાથેનો સહયોગ ગાઢ બને તો ભારત કોઇનુ ઓશિયાળુ ન રહે અને પોતાના જ પગ ઉપર તે મજબૂત બને તો મહારાષ્ટ્રો પણ તેની અદબ રાખે આ સૂચન તરફ રાષ્ટ્રપતિજી તેમજ શાસ્ત્રીજીનુ ધ્યાન અચૂક દોરાયુ હશે

## અણુક્ષેત્રે નવી શોધ

જ્યારે આપણા બહાદુર જવાનો કાશ્મિર અને લાહોર મોરચે ભારતની લશ્કરી તાકાતનુ દુનિયાને દર્શન કરાવીને અચબામા ગરકાવ કરતા હતા ત્યારે અણુવિજ્ઞાન શાસ્ત્રીઓએ એક નવીન શોધ કરીને જગતમા સર્વપ્રથમ સ્થાન મેળવી લીધુ છે આજના

શાંતિમય ઉપયોગમાં ભારતને રસ છે, તેમ જ માનવ જાતને શાંતિની જાળવણીમા મદદરૂપ બને તેવા અણુ સંશોધનમા પણ ભારત પ્રવૃત્ત છે ટ્રોમ્બેના પ્લુટોનિયમ પ્લેન્ટમા એક અણુશક્તિ દર્શક યંત્ર ઉપયોગમા મૂકવામા આવ્યુ છે તેનો જોટો દુનિયામા હજુ તો ક્યાય નથી. ૧૯૪૦ની સાલથી અણુના સંશોધનમા ભારતીય વિજ્ઞાનિકો મથ્યા છે અને અત્યાર સુધીની તેમની કામગીરીને જવલંત ફતેહ મળી છે. આ યંત્રની મદદથી કોઈપણ પદાર્થમા અણુની માત્રા, અણુની શક્તિ, અણુના પરમાણુઓની સ્થિતિ તેમજ ચલન તથા ચલનની દિશા બધુજ જાણી શકાય છે પ્લુટોનિયમ પ્લેન્ટની રચના સંપૂર્ણપણે ભારતીય છે અને ભારત સિવાય બીજા કોઇ દેશના વૈજ્ઞાનિકોનો તેમા ફાળો નથી અણુશક્તિની બાબતમા દુનિયામા પાચ મહાન દેશોમા ભારત એક છે તે તો હવે આખી દુનિયા સ્વીકારે છે આટની મહાન સિદ્ધિ હોવા છતા, તેમજ ચીનની ઉશ્કેરણી અને પશ્ચિમના રાષ્ટ્રોની મેલી રાજરમતનુ દુખ ભારતને હૈયે હોવા છતા, અણુબોમ્બ બનાવવાની નીતિ અખત્યાર કરી નથી એ પ્રચંડ નૈતિક તાકાતનુ દ્યોતક છે પણ જ્યારે અસ્તિત્વને જ પડકાર થશે ત્યારે શુ બનાવો બને, તે કોણ ભાખી શકે?

## કલાકારનો મિજાજ

પચાસ વર્ષના જાણીતા અમેરિકી નાટ્યલેખક શ્રી આર્થર મિલરને વ્હાઇટ હાઉસનુ તેડુ આવ્યુ કે પ્રમુખ જોન્સન, સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ માટે સરકારી મદદ આપતા ખરડામા સહી કરે તે પ્રસંગે હાજર રહેજો

શ્રી મિલર પ્રમુખની વિયેટનામની નીતિના વિરોધી છે આમંત્રણના જવાબમા સાહિત્યના આ કલાકારે જે જવાબ પાઠવ્યો તે કલાના આત્માને જેમ આપે તેવો છે તેમણે લખ્યુ છે, "આ ખરડામા સહી થવાથી, અમેરિકન કલાકારો અને તેમની સરકાર વચ્ચે હેતુલક્ષી નવો સંબંધ સ્થપાય છે એ નિ:શંક વાત છે, પરંતુ મને લાગે છે કે વિયેટનામના કાળા વાદળો આ પ્રસંગને મારા માટે કરુણ બનાવે છે અને તેથી ગુનાહિત લાગણી અનુભવી કરી, હાજર રહેવું મારા માટે શક્ય નથી. યુદ્ધવિરામ માટે ચારથી પાચ મારા પરેલા હેનોઈ રેડિયો ઉપરથી શરતો મૂકવામા આવી હતી પ્રમુખશ્રી તરફથી તેનો યોગ્ય જવાબ અપાયો નથી. દરમ્યાન અમેરિકાના મપૂતો હણાય છે અને તેવી જ રીતે રાક્ષસી બોમ્બમારાથી વિયેટનામના નિર્દોષ સ્ત્રી-પુરુષો અને બાળકોની કતલ ચાલુ જ છે જ્યારે તોપના નાળચા ગોળા ઓકે છે ત્યારે કલા માત્રનું ખૂન થાય છે—કલા શોધી જડતી નથી."

## મારે ઘેર આવજે માવા

મહારાષ્ટ્ર તરફથી તાજેતરમા લડાઇમા જખ્મી થયેના જવાનોને ચાર્ટર પ્લેન કરીને મીઠાઇ મોકલવામા આવી દર્દીઓને ખોરાકમા આ પ્રકારની વાનગીઓની છૂટ ડૉક્ટરોએ આપી નહી તેથી લશ્કરી સત્તાવાળાઓને માટે પ્રશ્ન થયો કે ભેટ આવેની મીઠાઇનુ કરવુ શુ? વળી ઝાઝો સમય જાય તો બગડી પણ જાય

ગુજરાતમા દુન્યવી ડહાપણ પહેલેથી જ છે ઘરઘર ગવાતુ પેલુ પ્રખ્યાત ગીત—જેમા ભોજન માટે "માવા"ને, ઘર આગણે આમંત્રણ આપવામા આવે છે અને જાત જાતની લાલચ પણ તેમા હોય છે—ઝીના ઝીના રોટલા, દહી, માખણ, પાપડ રાયતા—પણ મધુપ જો એ ઘેર આવે તો! સામેથી લડાઇના મોરચે આ બધુ આપવા જઈ શકાય નહી! ગુજરાતી ગીતનુ મરાઠીમા ભાષાંતર કર્યું હોય તો દિલ્હી મોકલેલ મીઠાઈમા વહેવારૂપણાનો અભાવ પ્રથમ દૃષ્ટિએ દેખાશે પણ વધુ તીક્ષ્ણ દૃષ્ટિથી જોતા મોરચાના જે સમાચારો આવે છે તેમા શીખ, જાટ, મરાઠા, રજપુતાના, મદ્રાસ એમ દરેક પ્રાન્તની રેજીમેન્ટનો ફાળો દેખાય છે—ગુજરાત રેજીમેન્ટ કેમ નથી? કેવળ વેપારી દૃષ્ટિ ગુજરાત રાખશે તો તેનું રક્ષણ કોણ કરશે? ગુજરાતના મુખ્યપ્રધાનનુ વિમાન દુશ્મન શિકારીની નજરમાથી કોણ બચાવશે?

# મારગ દેખાડવાના તે કંઈ મૂલ લેવાતા હશે!

**પ્રવાસી**

દસેક વર્ષ પહેલાંની વાત છે.

અમે થોડા મિત્રો કામ પ્રસંગે જૂનાગઢથી ઉના જવા નીકળ્યા. જૂનાગઢથી વેરાવળ સુધી સિમેન્ટની પાકી સડક એટલે એના ઉપર તો પાણીના રેલાની માફક મોટર રડતી જાય પણ વેરાવળથી ઉના સુધીની સડક તો તોબાહ! વાહનોએ ઉડાડેલી ધૂળની ડમરીઓ ખાઈખાઈને સડકની બન્ને બાજુ આવેલા ઝાડ પણ જાણે ભભૂતી ચોળીને જોગ કરવા હારબંધ ખોડેલા જોગીઓ જેવા ભાસે. પચ્ચાસ માઈલનો પંથ કરીને ઉના પહોંચ્યા ત્યારે હાડકે હાડકું ખોખરું થઈ ગયું અને મોટરમાથી નીચે ઊતર્યા ત્યારે જાણે ભૂતડા બાવાની જમાત. એક બીજાને ઓળખવાનુ પણ મુશ્કેલ સૌ બીજાના દિદાર જોઈને હસ્યા કરીએ.

ઉનાનુ અમારું કામ કાજ પતાવીને નમતા બપોરે અમે જૂનાગઢ જવા સાબદા થયા.

'વેરાવળ પહોંચશું' એટલે ફરી આપણે બધાય ઓળખાઈએ એવા નહી રહીએ." અમારા એક સાથીએ સવારના અનુભવની યાદ આપી.

"પાશેર પાશેર ધૂળ પેટમા જશે એ વધારાનુ." બીજા મિત્રે ટાપસી પૂરી.

"જૂનાગઢ પહોંચવું હોય તો થોડો વખત ખાખી બાવાનો વેશ ધર્યા સિવાય અને ધૂળમા નહાવાના અનુભવમાથી પસાર થયા સિવાય છૂટકો નથી. બીજો કોઈ માર્ગ હોત તો વળી વિચાર કરત." અમારી મંડળીના આગેવાન શ્રી ડોલરભાઈએ જણાવ્યુ.

"બીજો મારગ નથી એમ કોણે કહ્યુ ?" મોટરમા સામાન ગોઠવતા ગોઠવતાં અમારો એક મિત્ર કિશોર બોલી ઊઠ્યો.

"આપણે આવ્યા એના કરતાં સારો મારગ બીજો જાણ્યો નથી. છતાં હોય તો એનો અનુભવ કરી જોઈએ." ડોલરભાઈએ સ્ટીઅરીંગ ઉપર બેસતાં બેસતાં અભિપ્રાય આપ્યો.

"જસાધાર થઈને ગીરના જંગલમાથી પસાર થઈને કનકાઈ, કનકાઈથી સાસણ અને સાસણથી જૂનાગઢ. અંતરની દૃષ્ટિએ બહુ ફેર પડતો નથી." કિશોરે ગીરના ભોમિયાની અદાથી વાત કરી.

"અને ગીરમા ડામર કે સિમેન્ટની સડક હશે એટલે ધૂળ ખાવી નહી પડે એમને?" અમારા એક મુરબ્બી સાથી શ્રી રાયચંદભાઈ બોલી ઊઠ્યા.

"ગીરમા મેટલનાય રસ્તા નથી ત્યા ડામર અને સિમેન્ટની ક્યા વાત કરો છો! પણ આવ્યા એ રસ્તે ખાધી એટલી ધૂળ ગીરમા નહીં ખાવી પડે એની ખાત્રી. વધારામા ગીરના જંગલનુ સૌન્દર્ય માણવાનો લાભ મળશે. વખતે સાવજ ભટકાઈ જાય તો એ લહાવો વધારામા" થનગનતા કિશોરે બધા સાથીઓને પોતાના મતમા ખેંચવા પાસો ફેંક્યો.

ગીરનું જંગલ, આથમના દિવસે, ઢળતી સાંજે અને અંધારી રાતે એમ સમય સમયનું એનુ સૌંદર્ય નિહાળવાની ઈચ્છા અને અનાયાસે ભેટી જાય તો સિંહને ભેટવાની ઉત્કંઠાને કારણે ગીરના મારગે જૂનાગઢ જવાની તરફેણમા મત વધી ગયા. અને અમારી મોટર ઉનાથી જસાધારને પથે પડી

આજે તો ઉનાથી જસાધાર થઈને તુલસીશ્યામ સુધીની પાકી સડક છે. એ દિવસોમા તો ત્યા કેવળ ગાડા કેડો જ હતો. એ ગાડા કેડો વિંધતા વિંધતા દસેક માઈલનું અંતર કાપીને અમે ધોકડવા ગામના પાદરમા જ્યાં પહોંચ્યા અને અમારી ગાડી થંભી ગઈ.

જુદી જુદી દિશાઓમાથી આવતા ગાડા કેડાઓને પોતાના પેટાળમાં સમાવીને પથરાયેલા ગામના વિશાળ ગોદરામાથી જસાધારનો મારગ કયો એ પારખવુ મુશ્કેલ હતું. થોડે દૂર ગામના છોકરાઓ છૂટદડીની રમત રમી રહ્યા હતા.

અમને મૂઝાણા માનીને બે ચાર છોકરા એમની મેળે દોડીને અમારી મોટર પાસે આવી પહોંચ્યા.

"જસાધારનો મારગ કયો ?" ડોલરભાઈએ પૂછ્યું.

"અજાણ્યા લાગો છો!" એક ચબરાક છોકરાએ પ્રશ્ન કર્યો

"છે તો એવું જ અમારામા એક જણુ જાણીતો છે ખરો ગીરના ઝાડવે ઝડવાને એ ઓળખી કાઢે પણ રસ્તાની એને ખબર ન પડે" ડોલરભાઈની બાજુમા બેઠેલા રામચદભાઈએ ગીરના જગલના ચાગે ચડાવનાર કિશોર ઉપર ઘા કર્યો

'ત્યારે તો મારગ ચીધાડશુ તોય તમે ભૂલા પડવાના" બીજો છોકરો બોલી ઊઠ્યો

"જસાધારનો કેડો ચીધી દ્યો પછી વાંધો નહી આવે" ડોલરભાઈએ વિશ્વાસથી કહ્યુ

'ત્યારે જુઓ, આ વચલા કેડા ઉપર સીધા નાકની ડાડી પધોર બે ખેતરવા હાલ્યા જાવ પછી જમણે હાથે વળજો નાડાવા ભો કાપીને ડામે હાથે વળી જજો વઢાયેલો કેડો આવશે પછી કયાય મારગ તરશે નહી અને મારગ તરે તોય તમે તરશો નહી એટલે સીધા જહાધાર જઈને ઊભા રહેશો"

ચબરાક છોકરાએ આગળી ચીધાડીને મારગ બતાવ્યો

એકધારૂ બોલી ગયેલા છોકરાની બધી સૂચનાઓ અનુસરવાનુ અમારે સૌને માટે થોડુ મુશ્કેલ હતું પણ હિંમત કરીને અમે આગળ વધ્યા.

બે ખેતરવા આગળ વધ્યા ત્યા જમણી બાજુ ઊડા ચીલાવાળો ગાડા કેડો તર્યો છોકરાની સૂચના મુજબ અમારી મોટર એ બાજુ વળી અમારે અદાજે નાડાના ભો કાપી ત્યા ડામે હાથે કેડો ફટાયો છોકરાની સૂચનાને બરાબર અનુસરતા હોય એવા વિશ્વાસથી ડોલરભાઈએ આચકો મારીને મોટર ડાબી બાજુ વાળી આછો અને અવાવરૂ જેવો કેડો હોવા છતા જસાધારના કેડે ચડી ગયા માની એમણે મોટર મારી મૂકી

માડ બેક ફર્લાંગ ગયા હઈશુ અને મોટરને ઓચિંતી બ્રેક લાગી. કેડાને આતરીને વહી જતી નદીના કાઠા ઉપર અમારી ગાડી થભી ગઈ હતી.

પાણીમાં ખાબોચી ભેંસોની પીઠ જેવી કાળી ડીબાગ શિલાઓ ઉપરથી ગડથોલિયા ખાતા રાવળ નદીના પાણી ધસધસાટ વહી રહ્યા હતા સાકડા પણ ઊડા પાણીના વહેણ પછી વેકુરનો દળદાર લાબો પટ પથરાયેલો પડ્યો હતો.

'ગીરનું સૌંદર્ય' આપણને ભારે પડી જશે"

હાથ મસળતા મમળતા ડોલરભાઈ બોલી ઊઠ્યા.

"કેમ ! "

"આ પાણી અને આ વેકુરનો દળ કાપવાનું આપણી ગાડીનું ગજું નહી."

"મારગ સાચો હોય તો તો જોખમ ખેડીનેય ગાડી નાખીએ પણ આપણે મારગ જ ભૂલ્યા લાગીએ છીએ." કિશોર બોલી ઊઠ્યો

"આ પણ મજાનો અનુભવ છે ને ! વાળો ગાડી પાછી" રામચદભાઈએ કટાક્ષ કર્યો

અને ડોલરભાઈએ ગાડી પાછી લેવા માડી ત્યા પાછળથી 'ઊભા રહો' 'ઊભા રહો' ની રાડ સભળાણી.

અમારી ગાડી પાછી વળી તો સામેથી પાચ સાત છોકરાઓ હાથ ઊચા કરી કરીને 'ઊભા રહો' 'ઊભા રહો'ની રાડ પાડતા શ્વાસભેર અમારી તરફ દોડ્યા આવતા કળાણા અમે એમના તરફ ધીરે ધીરે ગાડી લીધી અને એમની પાસે પહોંચીને ગાડી ઊભી રાખી

"અમે નો'તું કીધુ કે તમે ભૂલા પડ્યા વિના નહી રહો !" પેલો ચબરાક છોકરો ઠપકાભર્યા અવાજે બોલી ઊઠ્યો

"તમારી વાત સાચી" ડોલરભાઈએ હસતા હસતા કહ્યુ

"તમારી ગાડી આ મારગે વળી અને અમને ફાળ પડી ક્યાક રાવળમા ગાડી નાખી હોત તો કાઢવી ભારે થઈ પડત એટલે હડી કાઢીને અમે દોડ્યા. પણ તમારી ગાડી અમને કાય પોગવા દ્યે ? ઠીક કર્યું કે તમે પાછા વળી ગયા." ચબરાક છોકરો હાવભાવથી બોલ્યે જતો હતો.

"તમે કીધુ તુ એમ અમે બે ખેતરવા હાલી જમણા વળ્યા અને ત્યાર પછી નાડાના હાનીને ડાબી બાજુ વળ્યા તોય અમે ભૂના કેમ પડયા એ સમજાતુ નથી" ડોલરભાઈની વિમાસણ હજી સમી નહોતી.

'તમારુ શેર (શહેર)વાળાનુ નાડુ ય ભારે ટુકુ એકાદ નાડા વા ભો કાપ્યા પછી ડામા વળવાનુ કીધુ તુ અને તમે તો ઢેફાવા હાનીને ડામા વળી ગયા ભો કાપરમા આળસ કરશો તો ગીર શે વિધાશે'' ચબરાક છોકરાએ મરમ કર્યો

"ત્યારે હવે અમે જ્યાથી ડામા તર્યો ત્યા પાછા જઈને સીધા હાની ત્યાર પછી ડામા વળીએ તો જસાધારનો કેડો મળી જશે ને !" ડોલરભાઈએ ગણતરી ગણીને પૂછ્યુ

'બરાબર પણ અમને નથી સુઝતુ તમે કે ભૂ ના પડયા વિના જહાધાર ભેગા થાવ ઈ મારગે જાશો તોય બે ચ ર કેડા ફટાય છે સીધા જવાને બદલે કોક કેડા ઉપર ફટાઈ જશો તો રાત આખી આથડવા કરશો" બીજો છોકરો બોલી ઊઠ્યો

'ત્યારે ભલા થઈને તમારામાથી કોક અમને ભૂલા ન પડીએ એવા મારગ સુધી રસ્તો બતાડવા અમારી સાથે ન આવો ?' ડોલરભાઈએ અચકાતા અચકાતા પૂછ્યુ

"એટલા માટે તો અમે પોઢીને તમારી વાડે આ વા અમારી વાડે વાડે ગાડી હાકયે આવો" ચબરાક છોકરો આગળ થયા

'પણ તમે હાલીને આવો તા તો બહુ મોડુ થશે તમારામાથી એકાદ જણ ગાડીમા બેસી જાવ તો?" રામચદભાઈએ સમય બચાવવા રસ્તો કાઢ્યો

'એકલાને પાછા આવવુ આકરુ પડે બે જણને બેહારો તો હેઠ ભૂના ન પડો એવા મારગ સુધી મૂકી જઈએ" ચબરાક છોકરાએ કહ્યુ

બે છોકરાઓ માટે અમે આગળની બેઠકમા જગ્યા કરી બીજા છોકરાઓ રમતે વળગ્યા અને અમે છોકરાઓ ચિધતા ગયા એ મારગે જસાધાર તરફ પથ કાપવા લાગ્યા

ભૂના પડવાના પ્રસ ગ તો ઘણાય આવતા હોય છે છોકરાઓ જાણે કે કોક ભૂતુ પડયુ છે એટને એમને ટીખળ સૂઝે ઝટ દઈને કોઈ સરખો જવાબ પણ ન આપે એને બદલે પાધરમા અમે ભૂના પડયા છીએ એવો વહેમ પ ડતા જ સામે ચાનીને આ છોકરાઓ રસ્તો બતાવવા દોડી આ વ્યા અમારી મોટર ચીધેના માર્ગને બદને બીજે મારગે ચડી ગઈ છે એમ જોયુ કે તરત જ હડી કાઢીને પાછળ દોડયા અને વળતા હાનીને આવવુ પડશે તોય રસ્તો બતાવવા અમારી સાથે આવી રહ્યા છે કેવી ખાનદાની! કેવા મજાના સસ્કાર! છિન્નભિન્ન થઈ ગયેના ગ્રામ્યજીવનમા કોનો હશે આ પ્રતાપ? ગામ ની કોઈ વિશિષ્ટતા હશે? મા બાપ તરફથી વારસામા આ ખાનદા ની ઊતરી આવી હશે? કે શિક્ષક તરફથી આ સસ્કાર મળ્યા હશે! ગમે તેમ હોય પણ છોકરાઓમા કદી ય જોવા ન મળે એવી અદ્દભુત સસ્કારિતા અને ખાનદાની જોઈને અમે ભારે પ્રસન્નતા અનુભવી આવા છોકરાઓની કઈક કદર કરવી જોઈએ એટને મે ખીસામાથી એકેક રૂપિયાની બે નોટ કાઢીને પેના ચબરાક છોકરાના હાથમા મૂકવાનો પ્રયત્ન કર્યો

આ શેના પૈસા?" વીજળીનો આચકો લાગ્યો હોય એમ પોતાનો હાથ ખેચી લેતા ચબ રાક છોકરા બોની ઊઠ્યા

'તમે અમને મારગ દેખાડવા આટની મહેનત લીધી, એટને અમારેય કઈક સમજવુ જોઈએ ને!" મે કહ્યુ

મારગ દેખાડવાના તે કઈ મૂન લેવાના હો!' ચબરાક છોકરો બોની ઊઠ્યો

ઉજળોવાન નમણો ચહેરો ઘટીનુ શરીર એવા ગામઠી બાના અને ગામઠી પહેરવેશવાળા આ ચબરાક છોકરાના સમજ સસ્કાર અને ખાન દાની ભર્યા વેણ સાભળીને અમે સૌ છક થઈ ગયા

'મારગ દેખાડવાના તો પૈસા ન લેવાય એ તમારી વાત સાચી પણ તમે આટલુ દોડીને

આવ્યા અને અમને મારગ દેખાડીને વળતા તો તમારે હાલીને પાછા જવું પડશે એની કદર કરીને ખુશીથી તમને બેયને એકેક રૂપિયો આપીએ છીએ એ લેવામાં હરકત નથી" મેં આગ્રહ કર્યો

"ઉપરથી અમે રમતા રમતા ગાઉ બે ગાઉ છેટા તો ઘણી યે વાર નીકળી પડીએ છીએ તમને મારગ દેખાડવા માટે ગાઉ બે ગાઉ હાલવું પડે તો કઈ મોટી વાત છે!" ચબરાક છોકરાએ જવાબ આપ્યો

થોડે દૂર ગયા અને એમણે ગાડી રોકવા જણાવ્યું

"જેટલા કેડા ફંટાવાના હતા એ બધાય ફંટાઈ ગયા હવે કયાંય ફેર પડશે નહીં આ બધું વિચારીને હવે મારી મેનો એટલે જટ આવે જહાધર" ચબરાક છોકરો ગાડીમાંથી ઉતરતા ઉતરતા બોલ્યો

મને થયું કે આ છોકરાઓએ આટલી ખાનદાની દેખાડી આટલી ઘોડ કરી, અને અમારી આટલી કાળજી લીધી એમને સાવ ખાલી હાથે જવા દેવા ઠીક નહીં ઉતરતા અમારા એક મિત્રે કેરીનો આખો કરંડિયો ગાડીમાં પડ્યો હતો એમાંથી પાંચેક કેરી કાઢીને બે ચબરાક છોકરાને આપતા કહ્યું 'પૈસા ન લેવાય પણ હોંશથી આપેલી કેરી તો લેવાય"

'પૈસા ને કેરી, બધું ય એકનું એક અમારા માસ્તર સાહેબે કીધું છે આપણાને મારગ દેખાડવો એ તો આપણો ધર્મ કેવાય અજાણ્યા અને આપણા બેય સરખા તમે છો અજાણ્યા મારગ જુઓ. રમતા રમતા અમે તમને મારગ દેખાડ્યો. મારગ દેખાડવાના તે કંઈ મૂલ લેવાતા હશે!" ચબરાક છોકરાએ મક્કમતાથી જવાબ આપ્યો અને ગાડીમાંથી ઉતરી પડ્યા

એમનો આભાર વ્યક્ત કરવા માટે અમારી પાસે શબ્દો નહોતા અમે રામ રામ કરીને ગાડી હંકારી બન્ને છોકરાઓ હાથ ઊંચા કરીને બોલી ઊઠ્યા 'આવજો'

મારા કોયડાનો મને જવાબ મળી ગયો ગામની વિશિષ્ટ પ્રણાલિકા અને મા-બાપના સંસ્કારી વારસા ઉપરાંત આ છોકરાઓમાં દેખાતી ખાનદાની, સમજ અને સંસ્કારિતાનો ખરો યશ જાય છે શાળાના શિક્ષકને ફાળે એમને આપેલ શિક્ષણ અને સીંચેલ સંસ્કારનો જ આ સાચો પ્રતાપ દેખાય

અમે પાછું વાળીને જોયું તો બન્ને છોકરાઓ રમતા કૂદતા ગામ ભણી જઈ રહ્યા હતા કયાંય સુધી અમારી ગાડીમાં એ ચબરાક છોકરાના મીઠાશ ખાનદાની અને સંસ્કાર ભર્યા શબ્દો ગુંજતા રહ્યા
મારગ દેખાડવાના તે કંઈ મૂલ લેવાતા હશે!"

મથુરામાં સભા હતી એક અંગ્રેજ પાદરી ખ્રિસ્તીધર્મની મહત્તા દર્શાવતા શ્રી કૃષ્ણની ભારોભાર નિંદા કરી રહ્યો હતો મથુરા તો શ્રીકૃષ્ણનીજ ભૂમિ અને ત્યાંજ તેમની અશ્લીલ નિંદા ત્યાંના લોકો એ કેમ સહન કરે? લગભગ આખી સભા ઉશ્કેરાઈ ગઈ પાદરીને માર મારવા સુધી વાત પહોંચી પાદરી પોતાનું રક્ષણ મેળવવા ફાંફાં મારવા લાગ્યો એ સભામાં શ્રી વિનોબાજી હાજર હતા સમયસૂચકતા વાપરી તેઓ મંચ પર પહોંચી ગયા અને લોકોને સમજાવવા માંડ્યા વિનોબાજીને બોલતા જોઈ ઉશ્કેરાટ જરા શાંત થયો એટલે વિનોબાજી કહેવા લાગ્યા –

આપણે જાણીએ છીએ કે આપણા અવતારી પુરુષ શ્રી કૃષ્ણનું જીવન કેટલું મહાન, ભવ્ય અને સદ્‌ચારિત્ર્યશીલ હતું! પરંતુ પાદરી સાહેબે જેની સામે પ્રહારો કર્યા હલકા કહીને ઉતારી પાડવા પ્રયત્ન કર્યો તે શ્રી કૃષ્ણ આપણા નહિ પરંતુ એ તો તેમણે જોયેલા કે સાંભળેલા શ્રી કૃષ્ણ નામ ધારી કોઈ બીજા જ માણસનું વર્ણન કરતા હતા જે આપણા શ્રી કૃષ્ણને લાગુ પડતું નથી! તો પછી આપણે શા માટે ઉશ્કેરાવું જોઈએ!!'

વિનોબાજીનો આ તાર્કિક ખુલાસો સાંભળી સભા શાંત થઈ ગઈ! અને પાદરી સાહેબ માર ખાતા બચી ગયા!

ગિરિશ પ્ર ત્રિવેદી

# જીવન

ગુરુદયાલ મલ્લિક

પ્રભુએ મનુષ્યને જાતજાતની બક્ષિશો અને બરકતો આપી છે પરન્તુ એ સૌમા, સૌથી વિશેષ મૂલ્યવાન બક્ષિશ જીવન છે જીવનની લીલા અપાર છે, અનંત છે જીવન ક્યારે શરૂ થયું, ક્યારે એનો અંત આવશે, આ જે પ્રાણની સરિતા છે તે ક્યાંથી નીકળી અને ક્યાં જાય છે એનો પૂરો ખ્યાલ મનુષ્યને નથી આવી શકતો પરંતુ પ્રભુની બક્ષિશો સબંધે એક વાત છે—એ દરેક સંપૂર્ણ છે, અખંડ છે, ટુકડા ટુકડા નથી એટલે મનુષ્ય પોતાની બુદ્ધિ અને મન દ્વારા તો જે અખંડિત છે એનો થોડો ભાગ જ જોઈ શકે છે એ જ કારણથી મનુષ્ય હજારો વર્ષ વીતી ગયા છતા જીવન શું છે? એ વિશે પ્રતિતીજનક જવાબ નથી આપી શક્યો, અને કદાપી આપી શકશે પણ નહી સાગરને ઘડામા સમાવવા જેટલું જ એ દુષ્કર છે એટલે જીવનની સંપૂર્ણ વ્યાખ્યા તો નથી થઈ શકતી પરંતુ જીવન શું છે? એનો કદી ઋષિઓ, મુનિઓ અને પ્રેમીઓ તરફથી થોડો ઇશારો મળે છે જીવન કોઈ અસ્તવ્યસ્ત ચીજ નથી. એમા કાનૂન છે, છંદ છે નિયમ ન હોયતો સૂર્ય સવારમા ઊગે નહી એક દિવસ ઊગે, બીજે દિવસે ન ઊગે તારા પણ ન ચમકે, વસંત પણ ન આવે, વર્ષા પણ ન આવે, શિયાળો પણ ન આવે તો આ બધા પરથી એમ નથી લાગતુ કે આ સૌની પાછળ એક નિયમ છે, કાનૂન છે?

જેવી રીતે કુદરતમા કાનૂન છે એ જ રીતે મનુષ્યજીવનમા પણ કાનૂન છે ફરક એટલો જ કે મનુષ્યજીવનમા જે કાનૂન છે એનો આધાર નીતિ છે પરંતુ માણસને બને કાનૂનોની માહિતી હોવી જરૂરી છે નહી તો એનું જ્ઞાન અધૂરુ રહેશે કુદરત કોઈ નિર્જીવ વસ્તુ નથી, એમા ગતિ છે, પ્રાણ છે, પણ માણસ જો માત્ર કાનૂન પ્રમાણે જ પોતાનુ જીવન ઘડશે તો એનો કશો આનંદ નહી આવે! ઘરમા પણ જો કોર્ટ પ્રમાણે જ કાયદાનુ રાજ ચાલે તો ઘર સ્મશાન બની જાય ઘર તો એક નાનકડુ સ્વર્ગ છે કેમ કે ત્યા પ્રેમ છે, અને એટલે જ સહુ માતા પિતાને ઓળખે છે, ઇશ્વરની કુદરતનો કાનૂન જોઇને ઇશ્વરને જાણવાની ઇચ્છા થાય છે અને એટલે જ કુદરત પોતાના સૌન્દર્ય દ્વારા વારવાર ઇશ્વર પ્રત્યે આપણને ખેંચે છે પરંતુ સૌન્દર્ય તો જ્યા ગતિ હોય છે ત્યા જ હોય છે, અને ગતિ ગમે તે પ્રકારની હોય તો પણ તેમા આનંદ હોય જ છે

એટલા માટે જ માણસના કાને આ શબ્દો વારવાર પડે છે. 'બસ કૂચ કરતા રહો કૂચ કરતા રહો, થોભ્યા તો મર્યા જ જાણો!' જો સરિતાનો પ્રવાહ અટકી જાય તો એ મરી ગઇ જ સમજો સરિતાને કોઈ પૂછે કે તુ આટલી ઉતાવળી કેમ દોડે છે? તો તે કહેશે, 'સમુદ્રને જલ્દી મળવા માટે એટલા માટે જ હુ દોડતી જાઉ છુ એ ગતિથી મારુ ગીત જન્મે છે શુ તમે મારુ ગીત નથી સાંભળ્યુ?'



આપણો આત્મા પણ સરિતાના પ્રવાહ પેઠે ક્યારેક ક્યારેક જાત જાતના વિચારો અને વિરોધોમાં ફરી જાય છે. આત્માનું સાચું ધન અનંતની પ્યાસ છે. એ અને એની ગતિ બરાબર રહે તો જ મજો એટલા માટે આપણી આકાંક્ષા–ઈચ્છા અનંત માટે–જે અમર છે–જ હોવી જોઈએ. યાજ્ઞવલ્ક્યે પોતાની પત્નીને કહ્યું : હું ઈશ્વરપ્રાપ્તિ માટે જંગલમાં તપ કરવા જાઉં છું. તું ઘર સંભાળજે ! ' મૈત્રીએ કહ્યું : 'અરે સ્વામી ! તમે આ શું કહો છો ? તમે મને એવી ચીજ આપતા જાવ, જે મને અમર બનાવે. તમે પોતે તો અમૃત માટે તેની પાછળ જાવ છો, અને મને તમે મૃત્યુલોકમાં બળવા માટે મૂકી જાવ છો ?' એટલે આપણામાં સર્વને પામવાની આકાંક્ષા હોવી જોઈએ.

સૌરાષ્ટ્રમાં વીરપુરમાં જલારામ ભગત થઈ ગયા તેમની પાસે કોઈ ગુરુમંત્ર લેવા આવતું તો જલારામ કહેતા : 'જય જલા, યા અલાહ ! ' એટલે હૃદયમાં નિર્મળ પ્રેમનો અગ્નિ સતત સળગતો રહેવો જોઈએ. જીવન અથવા પ્રાણ આગ છે, ઠંડો બરફ નથી જીવનમાં ઉત્સાહ–ઉમંગ છે એ શું છે ? એ આત્માને ઓળખવાના એંધાણ છે. આત્મા એક છે, અખંડ છે અને સૌમાં છે. જે રાજામાં છે તેજ રંકમાં પણ છે, પંડિતમાં છે તેજ મૂર્ખમાં પણ છે. કોઈએ પ્રેમની વ્યાખ્યા : 'હૃદયમાં આગ, માથા પર બરફ' એવી કરી છે. એનાથી ઊલટું હોય તો મરી જ જાણો. અને દુન્યવી પ્રેમ એવો ઊલટો જ છે હૃદય ઠંડું અને માથું ગરમ ! એનું ફળ જોઈ લો ઘેરઘેરમાં, શહેરેશહેરમાં, સંસ્થાઓમાં, સરકારી દફતરોમાં, જ્યાં જુઓ ત્યાં–અપ્રીતિ અને અશાંતિ છે. માટે જ આત્માનો દીવો જલતો રહે, જીવનની શમ્આ કદાપિ બુઝાય નહીં–એની ઉષ્મા કદાપિ ઘટે નહીં એ જો જો. આમ થાય પછી તો પૂછવું જ શું ? દરેક સ્થળે, દરેક જીવમાં એક ઈશ્વર અને એક પ્રાણના દર્શન થશે :

હમ આદમ મેં, હર જીવ મેં,

તૂ હી હૈ તૂં હી હૈ,

એેસા દેખે આંખેં દિલ કી

તુજ સે યહી ઈલ્તેજા હૈ. હર૦

કર કૃપા ઓર દૂર કર,

ખુદી ઓર જુદાઈ કા પરદા

જીવનનૈયા મંઝધાર, ઉસે આબ

લગાવો કિનારે કર્ણધાર. હર



આઝાદીની લડત ચાલતી હતી બીજા સત્યાગ્રહીઓની સાથે આપણા સ્વ. વડાપ્રધાન જવાહરલાલ નહેરુને નાશિકની જેલમાં રાખવામાં આવ્યા હતા જેલમાં કેદીના વર્ગ પ્રમાણે ખોરાક અપાતો. 'સી' વર્ગના કેદીઓને ખૂબ જ હલકા પ્રકારનો ખોરાક અપાતો નહેરુને 'એ' વર્ગનો ખોરાક અપાતો. પરંતુ તેમણે બીજા સત્યાગ્રહીઓની સાથે 'સી' વર્ગનો ખોરાક લેવાનું નક્કી કર્યું. ઘણી મથામણને અંતે જેલ સત્તાવાળાઓએ તે કબૂલ્યું. નહેરુએ 'સી' વર્ગનો ખોરાક ખાધો અને તેમને ખૂબ દુ:ખ થયું. કારણ કે ખોરાકમાં પુષ્કળ માટી હતી ! નહેરુએ અંગ્રેજ જેલ અધિકારી પાસે ફરિયાદ કરી.

અંગ્રેજ અધિકારીએ કટાક્ષ કરતા કહ્યું : "આવો ખોરાક ખાઈ શકતા નથી અને નિકળ્યા છે માતૃભૂમિની સેવા કરવા !"

નહેરુ ગુસ્સે થઈને ગાજી ઊઠ્યા "અમે માતૃભૂમિની સેવા કરવા નિકળ્યા છીએ, માતૃભૂમિને ખાવા માટે નહીં, સમજ્યા ?"

અંગ્રેજ અધિકારી શું બોલે ? ત્યારથી ખોરાકમાં આવતી માટી બંધ થઈ.

ગિરીશ પ્ર. ત્રિવેદી

# મીણબત્તીનો પ્રકાશ

અમેરીકી લેખક એડવર્ડ એલનના હિ ની અનુવાદના આ ધારે

હુ તો પચાસ વર્ષની પ્રૌઢા છુ તમે મારી વાતને યૌવનનો અર્થહીન બકવાદ કે મારા વર્તનને ઉન્માદનુ ઘેનુ આચરણ ન એ માનતા

હા ! જુઓને તેઓ બચારા કેટલા લાચાર બની ગયા છે માદગીએ તેમન બચારા કરી મૂકયા છે તેમની બધી સારવાર તો હુ જ કરુ છુ પણ એમનાથી ઘોઘાટ જરાય સહન થતો જ નથી થોડો અવાજ થતા ચોકી ઊઠે છે–ડરી જાય છે એમને કોઇપણ જાતની તકલીફ ન થાય એટના માટે હુ ખૂબ શાતિ અને સાવધાની રાખી ઘરતુ કામ કરુ છુ

હમણા રસોઇ તૈયાર થશે કે તરત થાળી લઈ જરાપણ અવાજ ન થાય એ રીતે હુ તેમના પલગ પાસે જઈશ મને જોતા જ એમનો માદગીથી સુકાઈ ગયેલો ચહેરો ખીલી ઊઠશે ખરે જ મીણબત્તીના આછા પ્રકાશમા તેમનો હસતો ચહેરો મને કેટલો આનદ આપે છે!

અરે, દિવાસળી તો ખલાસ થઈ ગઇ છે ! એ પહેલા થાળી કઇ રીતે લઈ જઈશ ? ના એમને કઇ બીડીનુ વ્યસન નથી, અને મને તો સ્ત્રીઓ બીડી પીએ એ જ ગમતુ નથી માટે મારે માટે એવુ કઈ ધારવાની જરૂર જ નથી

આ તો જ્યારથી તેઓ બીમાર પડ્યા ત્યારથી તેમનાથી વધુ પ્રકાશ સહન થતો નથી અને માદગીવાળાથી ખવાઇ ગયેલો તેમનો ફિકો ચહેરો પ્રકાશમા અતિ બિહામણો લાગે છે માટે જ આછા પ્રકાશ માટે મે મીણબત્તી પસદ કરી છે આવા આછા પ્રકાશથી આખોને નુકસાન ન થાય એટલુ જ નહિ પણ તેથી વીતેલ વર્ષોના સભારણા સમી અમારા બન્નેના ચહેરાની કરચલીઓ પણ જલ્દીથી નજરે ચડતી નથી આવા ફાયદાને માટે જ મે મીણબત્તીનો આછો પ્રકાશ પસદ કર્યો છે અને આ મીણબત્તી પેટાવવા માટે દિવાસળીની જરૂર છે જો કે તેનો હુ એક બીજો પણ ઉપયોગ કરુ છુ ગધ



કનુ ટીપકુ તોડી તે ગધક નિયમિત રીતે તે દવામાં મેળવી દઉ છુ

શુ તમને આશ્ચર્ય થાય છે ? વાત પણ તેવી જ છે ! અને એથી જ મે વાત કરતા પહેલા જ સ્પષ્ટતા કરી છે કે હું પ્રૌઢા છુ છતા તમે કહેશો કે કોઈ સુશીલ સ્ત્રી પોતાના પતિની દવામા ગધક જેવી ઝેરી વસ્તુ નાખતી હશે ? મારા આવા નઠારા કૃત્યથી કદાચ તમે મને ગાડી પણ માનશો અથવા તો હું મારા પતિને ચાહતી નથી ધિક્કારુ છુ એમ માનશો પરતુ હકીકતે આમાનુ કશુજ નથી, જો એમ જ હોય તો તમે જ કહો એ ગધક નાખતી વેળાએ મારી આખમા આસુ કેમ આવી જાય છે ? હુ ગાડીર નથી અને મારા પતિ પ્રત્યે નફરત છે એવુ પણ નથી હુ મનસ્વી દભી કે ક્રૂર પણ નથી ફક્ત એમની વેદના મારાથી નથી જોવાતી કે નથી સહન થતી એ વેદનાથી બને તેટલી ઝડપે તેમને મુક્તિ અપાવવા માટે જ આવુ હીણપત ભર્યું કામ કરુ છુ અને તમના મૃત્યુ સુધી આમ કરતી રહીશ આ મારો દૃઢ નિશ્ચય છે

ફક્ત હુ મારા આ અશ્રુપ્રવાહને રોકવામા અસમર્થ છુ મને ડર છે કે કદાચ એ અશ્રુપ્રવાહ મને મારા નિશ્ચયમાથી ડગાવી દેશે માટે ગમે તે ભોગે મારે એ અશ્રુપ્રવાહ રોકવો જ પડશે.

મે મારા આ નઠારૃત્ય માટે પૂરતો વિચાર

કર્યો છે અને છેલ્લે એ જ નિર્ણય પર આવી છું કે જે કામ થોડા સમય પછી વિધાતાને હાથે થવાનું જ છે એ હું જ કરી નાંખુ તો એ કાંઇ ખોટું નથી–અનિષ્ટ નથી. એમની ઉંમર પણ કંઇ ઓછી નથી. પાકેલ પાન જેવી દશા છે. કોને ખબર છે ક્યારે ખરી પડશે ! વળી આ જીવલેણ બીમારીનો ઇલાજ પણ કોઇ દાક્તર જાણતું નથી. આજ નહિ તો કાલ એમનું મૃત્યુ નિશ્ચિત છે, મારાથી ફક્ત તેમની આ વેદના જોઈ નથી શકાતી.

હંમેશની માફક આજ પણ હું મારા અશ્રુપ્રવાહને રોકી હસતે મોઢે તેમની પાસે જઇશ, જેથી મારા થકી તેમને કોઇપણ જાતનું દુઃખ ન થાય. રડતે મોઢે તેમની પાસે જવાની મારી હિમ્મત જ નથી. નાટકની આ બેવડી ભૂમિકા મારે માટે ઘણી અઘરી છે–આકરી છે પરંતુ હું તો એટલું જ સમજુ છું કે કુશળતાથી આ ભૂમિકા ભજવવી એ મારી ફરજ છે.

હવે ભોજન લઇ હું હસતી હસતી તેમની પાસે જઈ રહી છું.

× × ×

આહા ! કેવી ધીરે પગલે મારા ખંડમાં આવી રહી છે. જાણે જમીન પર પગ જ મૂકતી નથી. હું તો પ્રત્યેક ક્ષણે નજીક આવી રહેલ તેના ચહેરાને જ એકીટસે જોઇ રહ્યો છું. હાય ! ક્રૂર કાળ તે આના પર પણ દયા ન કરી ! આના ચહેરાપર કેટલી કરચલીઓ પડી ગઇ છે. હા, આ પહેલા કેટલી બધી એ સુંદર હતી !

આ જીંદગી પણ કેટલી વિચિત્ર છે. કોને માટે આવું જીવન જીવવું ? અંતે મરવા માટે જ ને ? પણ આ મૃત્યુ શું છે ? એક વસ્ત્ર ઉતારી બીજું પહેરવું. એટલું જ ને ?

આ બાઇ મારું કેટલું ધ્યાન રાખે છે ! મારી આવી અસહાય હાલતમાં પણ સતી–સાધ્વીની જેમ રાત-દિવસ ખડે પગે મારી સેવા ચાકરી કરે છે. પહેલાનો મને તેનો આવો પ્રેમભર્યો વ્યવહાર શંકાસ્પદ કૃત્રિમ લાગતો હતો. પણ કંઇક વિચારમંથન ને અંતે મને સમજાયું છે કે સાચો પ્રેમ જ વરસાવે છે. મને ખબર છે કે એને કેટલીક વાતુ ગમતી નથી, પણ મારે ખાતર બધું ચુપચાપ ચલાવ્યે રાખે છે.

મને એની માનસિક વ્યથા પણ સમજાઇ છે. જો કે હંમેશ તે પોતાના આંતરિક ભાવો ને સફળતા-પૂર્વક દબાવતી રહી છે, છતાં આવી અસહાય હાલતમાં હોવા છતાં મારી આંખોએ તેના એ ભાવો પકડી પાડ્યા છે.

દરેક માણસ જાણે છે–સમજે છે કે મૃત્યુ નિશ્ચિત છે તો પણ એ મોતથી બચવા ફાંફા મારે જ છે પરંતુ હું તો બને તેટલો જલ્દી મરવાનો નિર્ણય કરી ચૂક્યો છું. બને તેટલો જલદીથી હું મારા જીવનનો અને તેની આંતરિક વ્યથાનો અંત લાવવા માગું છું. મારા આ નિર્ણયનો હેતુ તેને સુખી કરવાનો જ છે. એ તો મારી સેવા ચાકરી કરવામાં એટલી બધી રત રહે છે કે તેને પોતાની જાતનું પણ ધ્યાન રહેતુ નથી હું આ સ્થિતિ બદલવા જ માગુ છું.

આ નિર્ણયથી હું એક અજબ શક્તિનો અનુભવ કરુ છું. હવે હું નિર્ભયપણે મરીશ. હું જાણું છું કે મારે લીધે ને અંદરને અંદર બળી રહી છે–આ મીણબત્તીની જેમ ધીમે ધીમે બળી વાતાવરણ ને પ્રકાશિત કરી રહી છે મારા દિલમાં તેને માટે શ્રદ્ધા છે, પ્રેમ છે. મારા લીધે તેને દુઃખ થાય એ મારે નથી–જોવતુ અને તેથી જ હું મારા જીવનનો અંત લાવવા ઇચ્છું છુ. મારો આ અફર નિર્ણય છે.

ધીમે પગલે એ મારી તરફ આવી રહી છે તેના મલકાટનો જવાબ મારે મલકાટથી જ આપવો જોઇએ. આટલું સુખ તો હું જરૂર તેને આપી શકું તેમ છું.

પરંતુ એક મુખ્ય વાત તો કહેવાની રહી જ ગઇ. મને રોગથી છુટકારો મળે એટલા માટે આ મને નિયમિત રીતે દવા પિવરાવે છે. પણ હું તો એની આંખમાં ધૂળ નાખી એ દવા આ ફૂલછોડના કૂંડામાં જ નાખી દઉં છું. રોજ આમ કરવાથી એ છોડના ફૂલો અર્ધા કરમાઇ ગયા છે. પણ હું નિરુપાય છુ

---



# અમૃતમ્

તળેટીમાં ઊભા રહી ઉત્તુંગ શિખરો તરફ માત્ર દૃષ્ટિપાતથી કે માર્ગની ચર્ચાથી તમારું ધ્યેય સિદ્ધ થશે નહિ. આરોહણ અવિલંબે શરૂ કરી દેવું આવશ્યક છે. ધૈર્ય અને શ્રદ્ધાનું પાથેય સાથે લઇ આગળ જ વધો. ક્યારેક તદ્દન એકાકી હશો; સાથમાં અન્ય યાત્રી પણ નહિ હોય; પરંતુ એ અવસ્થામાંયે તમારો સુહૃદ, સહાયક અને એકમાત્ર માર્ગદર્શક પ્રભુ તમારાથી અલગ નહિ પડે. તમારા થાકમાં એ વિસામો જરૂર બનશે અને ઘોર નિરાશામાં આશાને પ્રદીપ્ત કરશે.

× × ×

તમારી સાધનપ્રવૃત્તિ ચાલુ જ રાખશો. ક્યારેક ઘોર નિરાશા પણ ઘેરી લેશે અને સર્વત્ર નિબિડ અંધકાર પણ છવાયેલો જણાશે; પરંતુ એ સમય પણ ટકશે નહિ. ફરી આશા અને ઉત્સાહનો વેગ આવશે. ફરી પરમને પ્રાપ્ત કરવાની ઉત્કંઠા તીવ્ર બનશે. કારણ કે, તમારો અંતર્યામી તમને પરમ ધ્યેયે પહોંચાડયા વિના જંપશે નહિ. સંનિષ્ઠા અને સત્સંકલ્પ તમારા અંતરમાં શરૂઆતમાં એક નાનું નક્ષત્રતેજ ઊભું કરશે, એને સહારે તમારે કલ્યાણયાત્રા ચાલુ રાખવી. તમારી સતત જાગૃતિ અને ભગવતી માતાની કૃપા સમય જતાં એ નાના પ્રકાશને સ્વયંદ્યુતિમાન મહાજ્યોતિમાં ફેરવી નાખશે.

નાથાલાલ જોશી

[ 'અમૃતમ્'માંથી સાભાર ]



# મંત્રનું બંધન

રવીન્દ્રનાથ ટાગોર

વીણાનો કોઈ તાર પિત્તળનો હોય છે તો કોઈ તાર સ્ટીલનો હોય છે. કોઈ જાડો હોય છે તો કોઈ પાતળો. કોઈ તાર મધ્યમ સૂર કાઢે છે તો કોઈ તાર પંચમ સૂર કાઢે છે. તારને બાંધ્યા વિના ચાલતું નથી, કેમ કે એમાથી કોઈ વિશુદ્ધ સ્વર કાઢવાનો હોય છે.

આ જગતમા આપણે ઇશ્વરની સાથે કોઈ વિશેષ સંબધ બાધવાનો છે–કોઈ વિશેષ સ્વર પેદા કરવાનો છે.

ચરાચર વિશ્વના એ વિરાટ વિશ્વ સગીતમા સૂર્ય, ચદ્ર તારા, ઔષધિ, વનસ્પતિ આદિ દરેક પોતાના વિશિષ્ટ સૂર કાઢે છે. તો શુ માનવે પણ એ સનાતન સગીતમા પોતાનો સાથ પૂરાવી પોતાનો સૂર ન કાઢવો જોઇએ?

પરંતુ આપણે આપણા જીવનને વીણાના તાર પેઠે બાધ્યુ નથી હજી સુધી એમાથી કોઈ ગાનનો આવિર્ભાવ થતો નથી. આપણુ જીવન મૂળ સ્વરથી જુદું પડી અનેક પ્રકારની શૂદ્રતામા પડી ગયું છે. હવે કોઈપણ રીતે એમાના એક નિત્યસ્વરને ધ્રુવ બનાવવો જ પડશે.

તો પછી તારને શી રીતે બાધવો? ઈશ્વરની વીણામા તાર બાધવાની ચાવી તો અનેક છે. એમાથી કઈ એકને પસદ કરીશુ?

મત્ર એ પ્રકારનું ચાવી જેવુ બધન છે મંત્રના આધાર પર મનનવિષયને મત સાથે જોડી શકીએ છીએ. એ જ રીત વીણાની ચાવીમા હોય છે એ જ રીતે જોઈના પ્રમાણમા તાર બાધના એ છટકતો નથી.

વિવાહ પ્રસંગે સ્ત્રી પુરુષનાં છેડાછેડી બધાય છે તે વખતે મત્ર બોલવામા આવે છે. એ મંત્ર મનમાં ગાંઠ બાધે છે

ઇશ્વર સાથે સબંધ બાધવાના પ્રયોજનમા મંત્ર સહાયક થાય છે. એ મત્રના આધારે ઇશ્વર સાથે વિશેષ પ્રકારનો સંબધ નિશ્ચિત કરી શકીએ એવો જ એક મંત્ર છે : 'પિતા નોડસિ, પિતા નો બોધિ! નમસ્તે અસ્તુ! મા મા હિંસી (યજુર્વેદ)

જીવનને એ સ્વર સાથે બાંધી લેવાથી આપણા દરેક વિચારોમા, બધાં કામોમાં, એક વિશેષ રાગિણી ગાય ઊઠે છે. હું એનો પુત્ર છું એ મંત્ર મૂર્તિમંત થઇને આપણા સમસ્ત જીવન વ્યવહારમાં 'હું એનો પુત્ર છુ.' એ જ વાત પ્રગટ કરશે.

આજકાલ તો આપણે આપણી બધી ક્રિયામાં, કાર્યોમા એવું કઈજ પ્રગટ કરતા નથી. ખાવાપીવા ને કામ આરામમા બધો સમય ચાલ્યો જાય છે. પરતુ અનતકાળમા અનત જગત આપણા પિતા છે એવુ એકે લક્ષણ જણાતું નથી. હજી સુધી અનંત સાથે આપણી ગાઢ બધાઇ નથી.

ચાલો આજે આપણે એ મંત્ર સાથે આપણા જીવનનો તાર બાધીએ. ખાતાં-પીતા, ઊઠતાં–બેસતા, જાગતા-ઊંઘતા વારવાર એ જ એક મત્ર આપણા મનમા ગુંજતો હોય : 'પિતા નોડસિ!' જગતનો દરેક માણસ એ સત્ય સમજી જાય કે આપણા પિતા છે.

ઇસા મસીહ એ જ સ્વરમા પોકારીને બોલ્યા હતા. એમના જીવનનો તાર એ પિતા સાથે એવો મજબૂત બધાયો હતો કે મરણ સુધી અનેક યાતનાઓ અને દુસહ આઘાતો ઇસાને બેશુદ્ધ કરી શકયા નહી. એ તો હર અવસ્થામા બોલતા રહ્યા. 'પિતા નોડસિ'

'હે પિતા! હું તમારો પુત્ર છુ' એ સ્વરને સાચી રીતે જન્માવવો એ કઇ બહુ મોટી વાત નથી. કેમ કે, પુત્રમા પિતાનો પ્રકાશ હોય જ છે. 'આત્મા વૈ જાયતે પુત્ર': સંતાનમાં પિતા સ્વયં જન્મ લે છે. અગર તમારી અપાપવિદ્ધ, આનંદમય, પરિપૂર્ણતાને વ્યક્ત ન કરી શકાય તો 'પિતા નોડસિ' એ સ્વરનો ઝકાર કેવી રીતે થશે?

હવે તો મારી પ્રત્યેક દિવસ આ જ પ્રાર્થના હશે: 'પિતા નો બોધિ નમસ્તે અસ્તુ!'

# સત્યશોધક ટૉલ્સ્ટૉય

મુ૦ ક૦

એક બાઉલ કવિએ ગાયું છે :

'મનેર માનુષ મનેર મધ્યે કરો અન્વેષણ'

(મનના માનવીને – એટલે અંતર્યામીને – તું તારી ભીતરમાં જ શોધ) એમ ટૉલ્સ્ટૉયનું જીવન જોઈએ તો પરમ તત્ત્વનું – સત્યનું – શોધન એ જ એમની એક અવિરત ઝંખના છે એમ દૃષ્ટિએ પડે છે 'તોરી ભીતર અતલ સાગર' તારામાં જ એ અતલ સાગર સમાયેલો છે, એ વાતની પ્રતીતિ ટૉલ્સ્ટૉયને થઈ હતી એમને એમના પુસ્તક Kingdom of Heven is within you (ઈશ્વરનું રાજ્ય તમારા હૃદયમાં છે) – માં એ દર્શન વહેતું મૂક્યું છે એમના આ પુસ્તકની અસર બાપુજી પર બહુ જ પડી હતી અને બાપુજી એ વિશે લખતા કહે છે

'મારા વિચારો કેટલીય બાબતમાં શંકાશીલ હતા, કેટલીયે વખત મને નાસ્તિકતાના વિચારો આવી જતા વિલાયત ગયો ત્યારે તો હું હિંસક હતો, હિંસા પર મને શ્રદ્ધા હતી, અને અહિંસા વિશે અશ્રદ્ધા હતી આ પુસ્તક વાંચ્યા પછી મારી એ અશ્રદ્ધા ચાલી ગઈ'

ટૉલ્સ્ટૉય તો હતા નિર્દય આત્મપરીક્ષક પોતાના જ જીવનને તેઓ નિર્દયતાથી અવલોકતા અને એ રીતે તેઓ દિવસે દિવસે આત્મશુદ્ધિ પ્રાપ્ત કરતા ગયા

પોતાના જીવન ઉપર પ્રયોગ કરવાની ટેવ એમને નાનપણથી હતી દુઃખ સહન કરવાની ટેવ પાડવા માટે તે એક મોટી ભારે ડાંગ લઈને ખૂબ જોરથી પછાડતા તેથી હાથમાં ઝણઝણાટ થતો, તો પણ એમ કર્યા કરતા વળી કેટલીક વાર ઘાનામાના એકાદ ઓરડીમાં પેસી જઈ આંખમાં આંસુ આવે ત્યાં સુધી ચાબૂકના ફટકા પોતાના શરીર ઉપર મારતા.

ટૉલ્સ્ટૉયની પાસે શી વસ્તુની મણા હતી? – આરોગ્યપૂર્ણ શરીર, અઢળક સંપત્તિ, સુશીલ પત્ની, સંતતિ અને સન્માન આપે એવા સ્વજનો ને મિત્રો બધે વ્યાપેલી ખ્યાતિ – પણ એમના સત્યશોધક આત્માને ચેન પડતું ન હતું એમણે આત્મનિરીક્ષણ કરીને જોયું કે, એમનું જીવન તો ભાવનાશૂન્ય અને દુનિયાને ભારરૂપ હતું! એમણે દારુણ યાતના અનુભવી અને એમાંથી એમણે સત્ય લાધ્યું

એ વિશે બાપુજી કહે છે 'દુનિયાના અનેક પ્રકારના રંગો જોયા છતાં, અનેક પ્રકારના સ્વાદ ચાખ્યા છતાં જ્યારે એમને લાગ્યું કે એમાં કાંઈ જ નથી ત્યારે તેમણે પૂઠ ફેરવી અને છેવટ સુધી પોતાના વિચારોમાં કાયમ રહ્યા તેથી એક ઠેકાણે મેં લખી મોકલ્યું છે કે, ટૉલ્સ્ટૉય આ યુગની સત્યની મૂર્તિ હતા એમણે સત્યને જેવું માન્યું તેવી રીતે ચાલવાનો ઉગ્ર પ્રયાસ કર્યો, સત્યને છુપાવવાનો કે મોળું કરવાનો પ્રયત્ન ન કર્યો લોકોને દુઃખ થશે કે સારું લાગશે, મોટા શહેનશાહને ઠીક લાગશે કે નહિ, એનો વિચાર કર્યા વિના તેમને જે પ્રકારે જે વસ્તુ ભાસી તે જ પ્રકારે તેમણે કહી'

એમના લગ્ન વેળાનો પ્રસંગ પણ આપણને આ વાતની ઝાંખી કરાવે છે એમની આવી સત્યપ્રિયતા અજોડ છે સોફાયા નામની એક કન્યા સાથે ટૉલ્સ્ટૉયના લગ્ન થવાનું હતું પણ ટૉલ્સ્ટૉય લગ્ન પહેલાં પોતાની નિત્ય નોંધ સોફાયાને વાંચવા આપી આ નોંધમાં ટૉલ્સ્ટૉયે પોતાના જીવનની સારી તેમ જ ખોટી બધી વાત લખી હતી પોતાના જીવ

નની અનિષ્ટમાં અનિષ્ટ વાતને એમણે વિસ્તૃતતાથી વર્ણવી હતી. આમ તો ટોલ્સ્ટોય બાહ્ય જગતમાં ખૂબ ખ્યાતિ પામ્યા હતા. પણ જેની સાથે પોતાનો જીવનભરનો સંબંધ થવાનો છે. તેનાથી પોતાનું આંતરિક જીવન શા માટે છાનું રાખવું જોઈએ ? સોફીયાએ આખી નોંધ વાંચી અને ખૂબ રડી. આવા સત્યનિષ્ઠ પતિનો સંબંધ એને મન મહત્ ભાગ્ય જ હતું.



જન્મ : ૨૮–૮–૧૮૨૮ કાઉન્ટ લીઓ ટોલ્સ્ટોય મરણ : ૭–૧૧–૧૯૧૦

ટૉલ્સ્ટૉયની સાદાય અદ્દભુત હતી. એક વખતે સ્ટેશન પર ટૉલ્સ્ટૉય સાદા પહેરવેશમાં ઊભા હતા. તેટલામાં એક ઉમરાવ કુટુંબની બાઈએ એમને બોલાવીને કહ્યું: "આ ચીઠ્ઠી મારા પતિને બાજુની વીશીમાં આપી આવ અને આ બે આના તું લેજે."

ટૉલ્સ્ટૉય તો ચીઠ્ઠી આપી પાછા સ્ટેશને આવ્યા.

સ્ટેશન પર એવામાં એક માણસે આવી ટૉલ્સ્ટૉય સાથે ખૂબ નમ્રતાથી વાતો કરવા માંડી. આ વાત પેલી બાઈએ સાંભળી. તેણે પૂછપરછ કરી તો પેલો ખેડૂત જેવો દેખાતો માણસ તો કાઉન્ટ લીઓ ટૉલ્સ્ટૉય પોતે જ હતા! એ બાઈ તો શરમાઈ ગઈ અને તેણે ટૉલ્સ્ટૉયની માફી માગી અને બે આના પાછા માગ્યા. ટૉલ્સ્ટૉયે તો હસતાં હસતાં કહ્યું. "વાહ, બાઈસાહેબ, એ તો મારી મજૂરીના પૈસા છે, તે હું કદી પાછા નહિ આપું."

વળી ટૉલ્સ્ટૉય અહિંસાના પણ ઉપાસક હતા. એમણે ખ્રિસ્તી ધર્મનું ઊંડું અન્વેષણ કર્યું. અને Resist not him that is evil (દુર્જનનો પણ પ્રતિકાર ન કર) એ બાઈબલના સાદા વાક્યમાં એમને ધર્મની ચાવી જડી. ટૉલ્સ્ટૉય કહે છે: "આગ જેમ આગ બુઝાવી શકતી નથી તેમ બૂરાઈ બૂરાઈને બુઝાવી શકતી નથી. બૂરાઈને તો બૂરાઈને ભેટતી છતાં બૂરાઈથી અલિપ્ત રહેતી એવી ભલાઈ જ જીતી શકે છે....બધું ભલે ગમે તેમ હોય, છતાં બૂરાઈનો વિનાશ તો તમે હિંસા કે બળાત્કારથી નહિ, પણ કેવળ ભલાઈથી જ કરી શકશો."

બાપુજી ટૉલ્સ્ટૉય વિષે લખતાં કહે છે: "ટૉલ્સ્ટૉય એ પોતાના યુગને માટે અહિંસાના એક ભારે પ્રવર્તક હતા. અહિંસાને વિષે જેટલું સાહિત્ય પશ્ચિમને સારું ટૉલ્સ્ટૉયે લખ્યું તેટલું સોંસરવું ચાલી જાય એવું, બીજા કોઈએ લખેલું મારી જાણમાં નથી. એથી આગળ જઈને કહું તો, અહિંસાનું સૂક્ષ્મ દર્શન ટૉલ્સ્ટૉયે જેટલું કર્યું અને એના પાલનનો જેટલો પ્રયત્ન ટૉલ્સ્ટૉયે કર્યો, એટલો અમલ કે એટલો પ્રયત્ન કરનાર અત્યારે હિંદુસ્તાનમાં કોઈ છે એવો મને ખ્યાલ નથી; એવા કોઈ મનુષ્યને હું જાણતો નથી."

ટૉલ્સ્ટૉયના જીવનની બીજી અદ્દભુત વાત તે 'બ્રેડ લેબર'ની છે. બાપુજી એ સમજાવતાં કહે છે: "જગતમાં જે સરખાપણું જણાય છે, દોલત અને કંગાલિયત દેખાય છે, તેનું કારણ એ છે કે, આપણે જીવનનો કાયદો ભૂલી ગયા છીએ. એ કાયદો તે 'બ્રેડ લેબર'.... ગીતાએ કહ્યું છે કે યજ્ઞ કર્યા વિના જે ખાય છે તે ચોર છે, પાપી છે. તે જ વસ્તુ ટૉલ્સ્ટૉયે કહી બતાવી છે."

ટૉલ્સ્ટૉય તો એમ કહે છે: "માણસે સંપૂર્ણ સત્ય સ્વીકારવું જોઈએ. અને પશ્ચાત્તાપ કરવો જોઈએ. તો જ એને સમજાશે કે જિંદગીમાં હક, અધિકાર, વિશેષ લાભ એવી કોઈ વસ્તુ જ નથી. જીવન તો અમાપ, અનંત



ઋણ અને ફરજથી ભરેલું છે...મારી પહેલી અને નિર્વિવાદ ફરજ તો એ છે કે, મારે પોતે જ મહેનત કરીને મારી જાતને પોષવી, મારી જાતને ઢાંકવી અને મારાં બીજાં કામ કરવાં. મારે બીજાંની સેવા પણ જાતમહેનત કરીને જ કરવી."

ટૉલ્સ્ટૉયે આ રીતે અંત સુધી જીવનમાં પરિવર્તન લાવવા અનિરુદ્ધ પ્રયત્નો કર્યા છે. તેમની આત્મપરીક્ષા ખૂબ જ કઠોર હતી. તેમણે પોતાના વિશે છ પ્રશ્નો ઘડેલા હતા, એ ખરેખર મનનીય છે:

(૧) હું શા માટે જીવું છું?

(૨) મારા તેમ જ સૌના અસ્તિત્વનું કારણ (Cause) શું છે?

(૩) મારા તેમ જ અન્યના અસ્તિત્વનું પ્રયોજન (Purpose) શું છે?

(૪) મારા અંતરમાં સારું તેમ જ નરસું એવા બે ભાગ છે એ શું દર્શાવે છે,?

(૫) હું કેવી રીતે મારું જીવન જીવું?

(૬) મૃત્યુ શું છે – હું એથી મારી જાતને શી રીતે બચાવું?

અને એના અંતિમ કાળમાં પણ એમની એ ઉગ્રતા ઓછી ન જ થઈ. છેલ્લે છેલ્લે એમને પ્રશ્ન ઊઠે છે:

ટૉલ્સ્ટૉય, તું તારા સિદ્ધાંત પ્રમાણે તારું જીવન જીવે છે?

અને અંદરથી ક્રૂર જવાબ મળે છે:

"ના. હું શરમથી લાજી મરું છું. હું પાપી છું, અને તિરસ્કાર પાત્ર છું."

અને...૮૩ વર્ષના વયોવૃદ્ધ ટૉલ્સ્ટૉય એક રાતે ઘર છોડીને બહાર ચાલ્યા ગયા અને એક નાનકડા સ્ટેશન પર અવસાન પામ્યા!

આવા પ્રખર સત્યશોધક; પોતાના યુગને માટે અહિંસાના એક ભારે પ્રવર્તક, અને ઉત્તમ સાહિત્ય સર્જક મહાત્મા ટૉલ્સ્ટૉયનું વૈવિધ્યપૂર્ણ જીવન નિહાળીને આપણને થઈ આવે છે કે, ખરેખર "પુણ્યાત્માના ઊંડાણો તો આભ જેવા અગાધ છે."

*

# ગુરુદેવની વાતો

એક દિવસ ગુરુદેવ ટાગોર શાંતિથી ખુરશી પર બેસી કાચના પ્યાલામાં લીલા રંગનું પીણું પી રહ્યા હતા ત્યારે કોઈ મહેમાન તેમને મળવા આવ્યા. ગુરુદેવે નોકરને મહેમાન માટે ઠંડુ પીણું લાવવા કહ્યું નોકર પીણું આપી ગયો. પરંતુ મહેમાનને કાંઈક ભેદભાવ જેવું લાગ્યું. કારણ કે ગુરુદેવ જે પીણું પી રહ્યા હતા તેનો રંગ લીલો હતો; જ્યારે મહેમાન માટે જે પીણું આવ્યુ તેનો રંગ જૂદા પ્રકારનો હતો. ઔપચારિક વાત ચાલતી હતી. પણ મહેમાનની નજર ગુરુદેવના પ્યાલા પર ચોંટી હતી. ગુરુદેવ તેમનો મનોભાવ સમજી ગયા. તેમણે નોકરને બીજું પોતાના જેવું પીણું લાવવા કહ્યું. થોડીવારે પીણું આવ્યું. ગુરુદેવ પી રહ્યા હતા તેવા લીલા રંગનું! એક ઘૂંટડો ભરતાં જ મહેમાનનું મોઢું કડવુ ઝેર થઈ ગયું! કારણ કે એ હતો લીમડાના પાનનો રસ! ગુરુદેવને હંમેશાં તે પીવાની ટેવ હતી. મહેમાનને પણ એ કડવો રસ પીવો જ પડ્યો! [ગિરીશ ત્રીવેદી]



# બાપુનો વારસો

પ્રો. રાજેન્દ્રસિંહ

બાપુના પુણ્ય સ્મરણમાં આજે આપણે આ દિવસ ઉજવી રહ્યા છીએ બાપુને માટે એ દિવસ ઉત્સવનો હતો, કારણ કે કબીરની જેમ તેઓ પણ માનતા હતા :

'જિસ મરને સે જગ ડરે મેરે મન આનંદ ।
કબ મરિહોં કબ પાઈહોં પૂરન પરમાનંદ ॥'

આપણે જન્મને તહેવાર માનીએ છીએ બાપુ મરણને તહેવાર માનતા; કારણ કે આ દિવસે એમણે જીવનની પરિપૂર્ણતા પ્રાપ્ત કરી હતી આપણે મરણથી ડરીએ છીએ, તે મરણને પસંદ કરતા. જીવનને તે એક અનામત સંપત્તિ માનતા હતા અને તેથી પ્રભુપ્રિત્યર્થે તેનો ઉપયોગ કરી તેને પોતાના ખરા માલિકને – ઈશ્વરને સોંપતા વિષાદને બદલે એમણે હર્ષ જ અનુભવ્યો

'તેરી તુઝકો સૌંપતે કયા લાગેગા મોહિ ।'

આપણે જીવનને આપણી પોતાની સંપત્તિ માનીએ છીએ, તેથી જ તેના રક્ષણની ચિંતા કરીએ છીએ બીજાની મિલકતનું રક્ષણ કરવું એ પણ ઉચિત છે, પણ યોગ્ય સમયે તે તેને તરત જ પાછી આપી દઈએ તો પણ આપણે તેનો મોહ કરીએ છીએ ગાંધીજી શરીરનો ઈશ્વરના કાર્યમાં ઉપયોગ કરતા હતા, આપણે તેનો ઉપભોગ કરીએ છીએ તેથી આપણને તેના ઉપર આસક્તિ ઉત્પન્ન થાય છે અને બીજાની વસ્તુ પોતાની સમજવાનો મોહ ઉદ્ભવે છે

ઉપભોગથી આપણે એ મિલકતને કલંકિત કરીએ છીએ કબીર આ સંસારને નૈહર અને ઈશ્વરના ઘરને પિયર માનતા અને આ દેહનો ઉપભોગ કરી તેને કલંકિત કરનારાઓને તેમણે કહ્યું છે

'નૈહર મેં દાગ લગાય આઈ ચુનરી ।'

એથી ઊલટું શરીરનો ઈશ્વરના કાર્યમાં ઉપયોગ કરનાર જેઓ તેને શુદ્ધ, નિષ્કલંક રાખીને જેવું ને તેવું પાછું સોંપી દે છે તેમને માટે કબીરે કહ્યું છે·

'યહ ચાદર સુર નર મુનિ ઓઢી,
ઓઢિ કે મૈલી કીન્હી ચદરિયા ।
દાસ કબીર જતન સે ઓઢી,
જ્યોં કી ત્યોં ધર દિન્હી ચદરિયા ॥

તેથી આજે આપણી એ જ પ્રાર્થના હોવી જોઈએ કે આપણે આ શરીર અથવા તો પોતાની મૂડીને પરાયી સમજી જતનથી તેનો ઉપયોગ કરીએ અને જ્યારે તે પાછી માગે ત્યારે બિલકુલ આનાકાની કર્યા સિવાય જવી ને તેવી પરત કરીએ બાપુની માફક જીવનનો સદુપયોગ કરનારાઓ માટે તુલસીદાસે કહ્યું હતું :

'જિયત મરન ફલ દસરથ પાવા
અંડ અનેક વિમલ જસ છાવા ॥

બાપુ તો ચાલ્યા ગયા પણ વારસામાં શું મૂકતા ગયા ? એ જ પ્રશ્ન આપણે વિચારવાનો છે તે આપણને અનાસક્ત જીવન ગાળવાનો ઉપદેશ આપી ગયા આપણે જીવનને સંભાળીશું તો જ મરણને સંભાળી શકીશું આપણને તો જીવનને બદલે મરણને સંભાળવાની ચિંતા થાય છે આપણા શરીરની દુર્દશા ન થાય એ જ ચિંતા આપણને રહે છે, જીવનની દુર્દશા ભલે ને થાય પરંતુ જો આપણે જીવન સારી રીતે જીવીએ તો મરણ આપોઆપ સુધરી જશે અંતકાળ શુભ જ આવશે જીવનભર રામનું સ્મરણ ન કરનારને માટે જ આ કહ્યું છે

'અન્ત રામ કહી આવત નાહીં,'

બાપુએ આજીવન રામનામની સાધના કરી, તેથી અંતકાળે પણ તેમના મુખમાંથી 'હે રામ' એ જ શબ્દો નીકળી પડયા ફળમાં જીવનભર જીવનરસ ભરતા રહેવાથી તે અંતે પાકીને આપોઆપ પડી જશે જો આપણે શરીરને વળગી ન રહીએ તો આપણને દેહોત્સર્ગની ખબર પણ નહીં પડે એવી રીતે.

'સુમન માલ જિમિ કણ્ઠતે ગિરત ન જાને નાગ ।'

જો આપણે પોતાને હમેશા તૈયાર રાખીશું તો સાપની કાચળીની માફક આપણું શરીર અલગ પડી જશે. બાપુના જીવન અને મરણ-માંથી આપણે આ શીખવાનું છે

ગાંધીજી પોતાના વિચારોની સાથે પોતાનું કાર્ય પણ વારસામા આપી ગયા છે. સ્વરાજ મળવાથી યા તો લોકતંત્ર સ્થાપિત થવાથી તેમનુ કાર્ય પૂર્ણ નથી થયુ. પરંતુ તેનો પ્રારંભ થયો છે હવે આપણને તેમનુ કાર્ય પૂર્ણ કરવાનો અવસર સાંપડયો છે ગાંધીજીનો ઉદ્દેશ માત્ર રાજનૈતિક ન હતો તે તો તેમના પૂર્ણ સ્વરાજ કે રામરાજ્યનુ એક અંગ માત્ર હતુ તેમનું મૂળ લક્ષ્ય તો આધ્યાત્મિક, સામાજિક અને આર્થિક સ્વરાજ પ્રસ્થાપિત કરવાનુ હતુ હજી તો એક જ અંગની પૂર્તિ થઈ છે ત્રણ અંગો હજી બાકી છે

પ્રત્યેક ક્ષેત્રમા સમતા, સ્વતંત્રતા અને ભ્રાતૃભાવ સ્થાપવાનો એમનો આશય હતો જીવમાત્ર સાથે આત્મૈક્યતા એકરૂપતા અનુભવવી, સેવા દ્વારા તેમના હૃદય સુધી પહોંચવુ એ એમનુ આધ્યાત્મિક સ્વરાજ હતું એક પણ જીવ દીન-દુ:ખી રહેશે ત્યા સુધી આ કામ અપૂર્ણ જ રહેશે

સામાજિક ક્ષેત્રમા હજી સુધી વિષમતા પ્રવર્તે છે રામરાજ્ય ત્યારે સ્થપાશે જ્યારે આ વિષમતા દૂર થશે કાયદાથી અસ્પૃશ્યતા દૂર કરવાથી એ સમસ્યા ઉકેલાવની નથી. જ્યારે આપણા હૃદયમાથી કેવળ અસ્પૃશ્યતા નહી, અસમાનતા દૂર થશે ત્યારે જ બાપુનુ આ વ્રત પૂરુ થશે, તે સિવાય નહિ.

> વૈર ન કરુ કાહૂ સન કોઇ ।
> રામ પ્રતાપ વિષમતા ખેઇ ॥

આ વિષમતા સામાજિક ક્ષેત્રમા જ નહી, આર્થિક ક્ષેત્રમા પણ દૂર થવી જોઇએ શારીરિક વિષમતાની જેમ આર્થિક વિષમતા પણ પૈતૃક હોય છે. કોઇને મજબૂત તો કોઈને કમજોર શરીર હોય છે પણ તેને ઉન્નત અને સ્વસ્થ બનાવવાનો પૂરેપૂરો અવસર તો તેને રહે છે તેવી જ રીતે આર્થિક ક્ષેત્રમાં પણ થવું જોઈએ તે માર્ગમાં જેટલી મુશ્કેલીઓ હોય તે બધી દૂર થવી જોઇએ.

વિષમતા વધવાનુ સૌથી ઘાતક તત્ત્વ તો એ છે કે લોકો પરિશ્રમ વિના સંપત્તિ મેળવવા અને તેને કાયમ કરવા ઇચ્છે છે. એથી ઊલટું ગાંધીજીનો સિદ્ધાંત એ છે કે શ્રમ દ્વારા રોટલો મેળવવો જોઈએ આ સિદ્ધાંતનું પાલન નહીં કરવાથી પરિશ્રમ કરનારાઓને પૂરતી મજૂરી મળતી નથી અને જેને પરિશ્રમને વેચાતો લેવાની શકિત છે તે જ તેને અધિકૃત કરી લે છે તેથી જો શ્રમ પ્રમાણે વસ્તુઓની પ્રાપ્તિ થવા લાગે તો અડધી વિષમતા મટી જાય.



આપણા દેશમાં બીજી વિષમતા શહેરો અને ગામડાં વચ્ચેની છે. ગામડાં ઉત્પાદન કરે છે અને શહેરો તેનો ઉપયોગ કરે છે. શહેરો પાસે ખરીદ કરવાની શક્તિ છે એટલે ગામડાંનું દૂધ ફળ અને શાકભાજી પરદેશ ચાલી જાય છે. તેથી એવો નિયમ હોવો જોઈએ કે જ્યાં સુધી ગામડાંની જરૂરિયાતો પૂરી ન થાય ત્યા સુધી માલ શહેરોમા ન જઈ શકે.

પણ એટલેથી જ સમસ્યા ઉકેલાઈ જતી નથી. ગામ પોતાનો માલ શહેરમા શા માટે મોકલે છે? આ પ્રશ્ન ઉપર વિચાર કરીશું તો જણાશે કે આપણે કઈક ખરીદવું પડે છે તેથી જ આપણને વેચવાની ફરજ પડે છે. કાપડ ખરીદવા માટે આપણે અનાજ વેચવુ પડે છે. તેથી જો કાપડ સ્વયં બનાવી લઈશું તો અનાજ વેચવાનું આપમેળે બંધ થઈ જશે આ રીતે જ આપણે સ્વાવલબી થઇ શકીએ તેમ છીએ.

ગામડાં માટે બાપુનો મુખ્ય સિદ્ધાત એ છે કે પ્રત્યેક ગામડુ સ્વાવલબી બને, પોતાની જરૂરિયાતની ચીજો પોતે જ ઉત્પન્ન કરે. કોઇ પણ ચીજ માટે તેને બીજાનુ મોં જોવું ન પડે. તે માટે આપણે આપણા ઉત્પાદન પર નિયંત્રણ કરવુ આવશ્યક છે જરૂરિયાતો પ્રમાણે જ ઉત્પાદન કરીએ, મન ફાવે તેમ નહિ ગામડા માટે જેટલા અનાજ, કાપડ ગોળ અને તેલની જરૂર હોય તે બધુ આપણે ગામ ડાંમાંજ ઉત્પન્ન કરીએ.

પ્રત્યેક ગામ હરેક ચીજ ઉત્પન્ન ન કરી શકે એ મુશ્કેલી એમાં છે, પણ તેને માટે આજુ બાજુના ગામમાથી તે ચીજો બદલામા મેળવી લઇ લે એ ઉપાય છે. આમ કરવાથી સ્વદેશી ધર્મનો બીજો મહત્ત્વપૂર્ણ સિદ્ધાંત ઉદય થાય છે કે જ્યાં સુધી આપણો પાડોશી આપણી જરૂરિયાતો પૂરી કરી શકે ત્યા સુધી આપણે બહારથી ચીજો મગાવવી જોઇએ નહીં આ પ્રકારની વહેચણી કરીને કોઇ ગામ ઘઉં, કોઇ ચોખા, કોઈ ફળ, કોઇ શાકભાજી, કોઇ ગોળ, કોઈ તેલ, કપડુ વગેરે પેદા કરીને અદર અદર લેવડદેવડ કરે.

સ્વાલબન અને સ્વદેશીના આ સિદ્ધાંતથી આપણા ગામ ફરીથી સુખી અને સમૃદ્ધ બની શકે તેમા જરાયે શકા નથી સરકાર આપણા રક્ષણ શિક્ષણ અને સરકારની જવાબદારી લઈ શકે પણ સ્વાવલબન તો આપણે જાતે જ કરવુ પડશે તે માટે સરકાર યત્રો, પૈસા વગેરેની સહાયતા અવશ્ય કરી શકે છે, પણ તેનો ઉપયોગ તો આપણે જ કરવો રહેશે સ્વરાજ આપણને મળી ગયુ પણ રામરાજ્ય તો ત્યારે જ સ્થપાશે જ્યારે આપણામાંથી વિષમતા દૂર થશે; વિષમતા ત્યારે જ દૂર થશે જ્યારે આપણે સ્વાવલબી થઇશું, અને સ્વાવલબી ત્યારે જ થઈશુ જ્યારે આપણુ કામ આપણે જાતે જ કરીશુ અર્થાત્ શ્રમશીલ બનીશું. આ રીતે બધું રહસ્ય બાપુના વ્રત 'શરીરશ્રમ'મા સમાઇ જાય છે.

જ્યાર આપણે સ્વધર્મ યા તો સ્વકર્મના મહત્ત્વને ભૂલી ગયા ત્યારથી આપણે શ્રમ તરફ ઉપેક્ષાવૃત્તિ બતાવી છે અને પરાવલંબી બની ગયા છીએ. ગીતામા કહ્યું છે કે આપણે સ્વકર્મથી જ ઈશ્વરની પ્રાર્થના કરી સિદ્ધિ પ્રાપ્ત કરી શકીએ છીએ આપણે સિદ્ધિ પ્રાપ્ત કરવા માગીએ છીએ પણ સ્વકર્મ કરવા તૈયાર નથી કઇ પણ કર્યા સિવાય તેને મેળવવા ઇચ્છીએ છીએ. કંઇપણ કર્યા વિના મેળવવાની ઈચ્છા રાખવાથી શોષણની શરુઆત થાય છે અને પરિણામે વિષમતા જન્મે છે.

તેથી જો આપણે બાપુની સ્મૃતિને શાશ્વત કરવા ઇચ્છતા હોઈએ તો એમણે જે વસ્તુઓ વારસામા આપી છે તેમાં વધારો કરવો પડશે.

# નટરાજ

ધૂમકેતુ

એક વખત હું એક ગૃહસ્થને ત્યાં ગયો. એમને ત્યાં એક સ્થળે નટરાજની મૂર્તિ જોઇને હુ જરા અવલોકન માટે ઊભો રહ્યો ત્યા એમણે આ મૂર્તિમા ગર્વ લેતા હોય એમ કહ્યુ : 'આ મૂર્તિ મેં છેક દક્ષિણમાંથી મંગાવી છે હો! હવે આવી મળતી પણ નથી!'

મે કહ્યુ : 'ખરેખર મૂર્તિ સરસ છે!'

'અરે, હવે તો એમા પણ દગા થઈ ગયા છે. હોય તદ્દન હમણાની જ બનાવેલ અને આપણને ધાબડે જૂના વખતની છે એમ કહીને. આ તો અસલની છે. આ જુઓને રણકો ..' એમ કહીને એમણે મૂર્તિને જરા ટકોરો કર્યો ત્યા અસલી કાસાનો રણકારો એમાથી આવ્યો'

એ ગૃહસ્થના દિલને પણ અનદ થયો. પોતે છેતરાયા ન હતા, કોઇ અસલી વસ્તુ મેળવી હતી એનો વધુ આનદ બતાવતા હોય એમ બોલ્યા· 'મે રૂપિયા ત્રણસો આપ્યા છે હો. હવે છસ્સોમા પણ આ ચીજ મેળવવી મુશ્કેલ છે!'

હું તદ્દન શાત થઈ ગયો। કોઈકનુ એક વાક્ય મારા મનમા સ્ફુરી રહ્યુ હતું, "આપણે કલાને પ્રદર્શનની વસ્તુ માનીએ છીએ, જીવનની નહિ પશ્ચિમમા એને જીવનની વસ્તુ માનવામાં આવે છે, પ્રદર્શનની નહિ' આ તફાવત આપણી બધી જ ક્રિયા–પ્રક્રિયામાં પણ પડે છે

પણ મને મૂગો જોઇને પેલા ગૃહસ્થ બોલ્યા· 'કેમ મૂગા થઇ ગયા? કાંઈ શંકા લાગે છે?'

મેં કહ્યુ : 'ના, શકા નથી લાગતી, પણ મેં એક વખત એક જગ્યાએ સોનાની મૂર્તિ જોઈ હતી તેની યાદ આવી જાય છે!'

તે બોલ્યા : 'હોય નહિ! સોનાની કયાય નથી. કયાય મેં જોઈ નથી!'

મેં કહ્યું : 'એમ નથી. એ તો કોઈ વિરલ જગ્યાએ આ જ મૂર્તિ સોનાની બની રહે છે. બીજે કાંસાની દેખાય છે!'

હવે તો એ નવાઇ પામી ગયા. મારી સામે થોડીવાર જોઈ રહ્યા : 'મે આવી સુંદર મૂર્તિ કયાય જોઇ નહિ આ ઘણી સુદર છે. ભાવવાહી છે.'

મે કહ્યુ· 'આમાં શું ભાવ છે?'

એમણે કહ્યુ 'અરે, જુઓને એમની આ છટા, આ મો ઉપરનો ભાવ. એમનું અંગ-અગમાંથી પ્રગટતુ તેજ કેટલુ સુંદર લાગે છે!'

હુ વિચારમા પડી ગયો. મારા મનને એક



એક નવી વાત સૂઝી આપણે હવે મૂર્તિઓને પણ નિબધનો–અને ગોખણપટ્ટી નિબધનો વિષય બનાવી દઈશુ ?

મે ધીમેથી એમને કહ્યુ 'આ મૂર્તિના આ સ્વરૂપનુ રહસ્ય તમે જાણો છો? આ શાનુ પ્રતીક છે એ ખબર છે?'

હવે એ મૂઝાયા એ તો મૂતિ સામે જોઈને બોલ્યા 'ખરેખર સુદર છે!'

મે કહ્યુ 'પણ આને આપણે 'સુદર સુદર' કહ્યા કરીએ તેથી એ સુદર બની જવાની નથી રામરાજ એ શબ્દ જેમ પ્રતીક છે તેમ આ મૂર્તિસર્જન, એના સરજનાર માટે પ્રતીક છે તે હમેશા આપણને દોરે માટે આ સ્વરૂપ પ્રજામા વહેતુ મૂકવામા આવ્યુ છે'

'આના રહસ્ય વિષે તમે શુ કહેતા હતા? જાણ્યુ હોય તો ફાયદો થાય' તે બોલ્યા

એમનો 'ફાયદો' શબ્દ મને કાગની પેઠે ખૂચી ગયો

મે કહ્યુ 'મે કયાક વાચ્યુ હતુ કે નટરાજની મૂર્તિ એ એક જીવન આદર્શનુ રહસ્ય બતાવે છે આજે એ જાણવામા ને આચરવ મા એની પૂજા રડી છે નૃત્ય આનદ વ્યકત કરવા માટે છે પણ એ આનદ ક્ષુદ્રક પણ હોઈ શકે કોઈને છેતરીને મેળવેલા પૈસાથી પણ માણસને આનદ જ થાય છે

નૃત્ય કરતા નટરાજના આનદની ભૂમિકા જુદી જ છે એ અલૌકિક છે

આનદમૂર્તિ નટરાજનુ આ નૃત્ય ભૌતિક વાસના ઉપર મેળવેલા વિજયનુ નૃત્ય છે નટરાજના હાથમા રહેલુ ડમરુ એ આત્મ જાગૃતિનો, સર્જનાત્મક શક્તિનો, મહાઘોષ દર્શાવવા માટે છે આત્મજાગૃતિનો અવાજ તદ્દન શાત હોય છે પણ એટલો જ એ મહાન પણ છે ડમરુ એ દર્શાવે છે નટરાજની હસ્ત મુદ્રા એ અભયમુદ્રા છે એ દર્શાવે છે કે એ અભય છે, જેણે [વાસનાપુરુષને પોતાના પગ નીચે કચર્યો છે અને એજ બધાને અભય આપે છે ડાબા હાથમા અગ્નિ છે. એ અગ્નિ સહાર બતાવે છે ડમરુ અને અગ્નિ સર્જન અને સહાર એ વિશ્વક્રમ છે જન્મ–મૃત્યુ બન્ને આનદના નૃત્યના વિષય છે જેને નિત્ય નવીનતા પ્રાપ્ત કરી છે, તેને પોતાના મલિન અશોનો નિત્ય સહાર પણ કરવાનો છે નટરાજનો જે હસ્ત નીચે પડેલા વાસના પુરુષને બતાવે છે, તે ગજહસ્ત મુદ્રા ગમ બનાવવા માટે છે કે, ફરીને આ જાગત ન થાય એ જોવાનુ છે નટરાજનુ એક ચરણ ઊર્ધ્વ છે એ વાસનાથી મુકત બનવાનુ પ્રતીક છે જે પોતાની જાતને જીતે તેના નૃત્યના આનદની તોલે કોઈ આનદ ન આવે એ આ સમગ્ર સ્વરૂપદર્શનનો સાર છે

'એવુ છે આમા?' પેલા ગૃહસ્થ બોલ્યા 'ચાલો સારુ થયુ, તમે વાત કરી તો આ જાણ્યુ એ ફાયદો'

મને એમના એ 'ફાયદા' શબ્દે હવે એવો કટાળો આપ્યો કે ત્યાથી ખસી જવાનુ મન થયુ એમને ખરાબ ન લગે માટે મે ઘડિયાળ જોયુ

'કેમ કયાય જવુ છે?

'હા, અરે! હુ ભૂલી ગયો મારે તો વહેલુ જવાનુ હતુ પણ મે તમને કહ્યુ કે સોનાની મૂર્તિ મે જોઈ છે તેનો પણ આ જ અથ હતો આપણે જ મૂતિને સોનાની બનાવીએ છીએ જેવા આપણે એવી આપણી મૂર્તિ! ચાલો ત્યારે '

મે ત્યાથી રજા તો લીધી પણ મને લાગ્યુ કે નટરાજ બિચારા અહી કેદમા પડયા છે





# ગાંધી - ટાગોર - નહેરૂ

ઉ ન ઢેબર

મા નજીવનના ઉદ્દેશો અનેક હોય છે તેમાના કેટનાક જીવન પૂરૂ થતા જ વિરમે છે જ્યારે કેટલાક ચાન રહે છે જમ માનવી વધુ મહાન તમ તેના મૃત્યુ બા ચાન રહેના । ઉદ્દેશાની સખ્યા વધુ આ ઉદ્દેશ ટકે છે એટલ જ નહિ પણ કાળક્રમે ઉત્ક્રાતિ તથા વિકાસ પામે છે બુદ્ધ તથા ઇશુખ્રિ ત જવા પયગબરોના વચનોનુ આમ જ થયુ છે અને તે આ હકીકતન સ થૅન કરે છે

ચાનુ સદીમા ભરત દેશ પર ત્રણ મહાન વિભુતિઓના આશીર્વાદ ઉતર્યા હતા આ વિભુતિઓ હતી ગાધી ટગોર અને નહેરૂ આજે તેઓ હયત નથ પરતુ જે તત્વોએ તેમન બીજા માનવીઓ કરતા ઊંચે । બના યા તે હજી જીવત છે અને કાળક્રમે ઉત્ક્રાતિ તથા વિકાસ પામશે તેવી શકયતા છે આ લખમા ત્રણેમા જે સમાન તત્વો હતા અને નથમ બે વિભુતિઓના મૃત્યુ બા પડિતજીએ જેમને દ બનાવ્યા તે તત્વોની ચર્ચા કરીશ આ તત્વોના માત્ર ભારત સાથે જ સબધ નથી તની વ્યાપકતા તો અતર રાષ્ટ્રિય છે

## દષ્ટિમ દુની વિશાળતા

ગાધી ટાગોર અને નહેરૂ ત્રણે ભારત દેશમા જન્મ્યા દેશ માટે જીવ્યા અને દેશની ખાતર મૃત્યુ પામ્યા પરતુ ભારત વિશેનો તેમનો ખ્યાલ સકુચિત રાષ્ટ્રવાદ કરતા જુદો હતે આપણામાના મોટા ભાગના લોકો કરતા જુદા જ સ્રોતમાથી તેમણે પ્રેરણા મેળવી હતી ભાવિ ભારતદેશ વિશેનુ તેમનુ સ્વપ્ન ભારતીય માનવતાના ઇતિહાસને સમગ્ર માનવ કુટુબના એક ભાગરૂપે નાચવાથી ઘડાયુ હતુ

તેમને ખાત્રી થઇ ગઇ હતી કે સમગ્ર માનવ જાત હમેશા અને હરેક જગ્યાએ શાતિ હોય તેવી પરિસ્થિતિમા આબાદી ઝખે છે તેમને ભાન થયુ હતુ કે માનવ જાત આ દિશામા જ પ્રગતિ કરી રહી છે તેમને એ ખ્યાલ પણ આવ્યો હતો કે માનવીના પ્રથમ પુર્વજના જન્મ બાદ લાખો વર્ષ વીતી ગયા હોવા છતા હજી પરિપક્વતા આવી નથી તમણે જોયુ કે ઉત્ક્રાતિની આ પ્રક્રિયામા વિશ્વના અગેવાનો એક પછી બીજી પદ્ધતિઓ અજમાવતા ગયા જથી લક્ષ્યસિદ્ધિએ શક્ય હોય તેટલી ઝડપી ગતિએ અને સરળતાથી પહોચી શકાય ઉત્ક્રાતિની આ પ્રક્રિયના વિવિધ તબક્કાઓનો તમણે અભ્યાસ કર્યો પ્રથમ તબક્કામા આગેવાનોની મૂડી હતી ભય પ્રભુનો ભય નર્કનો ભય કુદરતના પ્રકોપનો ભય, ભુતની બીક, એમ અનેક પ્રકારના ભય આ તત્વ તો પ્રશ્નોને ઉકેલવાને બદલે ગુચવી મારતુ હતુ પછી ધર્મે દેખા દીધી અને માનવીની શ્રદ્ધામા મૂળ નાખ્ય ત્યારબાદ માનવી ના વ્યવહાર ઉપર રાજ્યના અકુશનો વિચાર અમલમા આવ્યો માનવજાતને આ આરભથી કઇ જ લાભ ન થયો એમ ન કહી

શકાય પરંતુ એવું જણાયું કે આ માર્ગે શાંતિ સહ આ માદીના લક્ષ્યાંકે પહોંચી શકાશે નહિ કારણ કે તેનાથી જે પ્રશ્નો હલ થતા હતા તેના કરતા જે ગુંચવાડા ઊભા થતા હતા તે વધુ ભયંકર હતા.

આ લાખો વર્ષના અનુભવમાંથી એ સાર નીકળે છે કે આ લક્ષ્યાંકો સિદ્ધ કરવા માટે બીજા વધુ સંગીન માર્ગો છે અને આમાં ઋષિઓ સંત પયગંબરો અને આર્ષદ્રષ્ટાઓનો ફાળો છે બુદ્ધ અને ઇશુખ્રિસ્ત જરથુષ્ટ્ર અને મહાવીર મહંમદ અને લાઓત્સે કે કયુશીયસ અને ટોલ્સ્ટોય અને ગાંધી ટાગોર અને નહેરૂ આ વર્ગમા આવે છે તેઓ ચાલુ પરિસ્થિતિથી સંતુષ્ટ નહોતા

**પાયાનું તત્ત્વજ્ઞાન**

તેમના તત્ત્વજ્ઞાનના પાયામા સર્વને ગ્રાહ્ય હોય તેવી કેટલીક વસ્તુઓ કેટલાક સિદ્ધાંતો અને જીવ સૂત્રો પડેલા હતા આ સર્વેને આત્માની સમાનતામા શ્રદ્ધા" હતી તેઓને ખાત્રી થઈ હતી કે મનુષ્યજાતને પોતાના લક્ષ્યાંકે પહોંચાડવા માટે ભય ધર્મ કે રાજ્યના અંકુશો પૂરતા સમર્થ નહોતા વળી તેમને લાગતુ હતુ કે તેને બદલે લક્ષ્યાંક સિદ્ધિમા મદદરૂપ થાય તેવી વ્યવહારિક પરિસ્થિતિનું શક્ય હોય તેટલી ત્વરાથી નિર્માણ કરવુ જોઈએ

આત્માની સમાનતા અને પ્રેમના તત્ત્વજ્ઞાનનો અમલ એ બને વિચારો માત્ર અદર્શ સુક્ત સૂત્રો નહોતા તેઓ રોજ બરોજના જીવનમા તેનો અમલ કર્યો હતો અને તે માટે આપણે તે મહાન આત્માઓના આભારી છીએ આત્માની સમાનતાનુ ઉદાહરણ લઇએ કુદરત અને તેના નિયમોનો ઊંડાણથી અભ્યાસ કરીએ તો માલુમ પડે છે કે વિસવાદિતાના આવરણ હેઠે મૂળભૂત સમાનતા છુપાયેની છે આપણે જોઇએ છીએ કે રૂપ અનેક હોય છે પણ લાગણીઓ લગભગ સરખી હોય છે દા ત દુખ અને દર્દની લાગણી સૌને સરખી જ થતી હોય છે સુખ માટેની એષણા સૌમા સરખી જ હોય છે સફળતાની મહત્તાકાંક્ષા સલામતીની ઝંખના એ માત્ર અપવાદરૂપ વ્યક્તિઓ પૂરતી મર્યાદિત નથી આ યાદીમા આપણે હજારો વસ્તુઓ ઉમેરી શકીએ જેનાથી આપણને પ્રતિતી થાય છે કે દેખીતી વિસવાદિતાના આવરણ તળે કેટની બધી એકતા કેટની બધી સમાનતા છે!

જો આ હકીકતનો આપણે સ્વીકાર કરીએ તો આપણે એ પણ સ્વીકારવુ જોઈએ કે તેનુ મૂળ એક જ છે વિસવાદિતા ઊભી કરતા તત્ત્વ કરતા સૌને એક સૂત્રે બાંધતુ તત્ત્વ ઘણુ વધારે શક્તિમાન છે એ સાવ સ્પષ્ટ છે સૌ આર્ષદ્રષ્ટાઓ તેમ જ ગાંધી ટાગોર અને નહેરૂને મન વિસવાદીના સમાનતા જેટલી અગત્યની નહોતી તેમને મન વિસવાદિતા તો સમાનતાના આવરણરૂપ અને ઉપરછ્લી હતી

આ વિશ્વવ્યાપક તત્ત્વ ગાંધીની દષ્ટિએ પ્રભુ' કવિ ટાગોરની દષ્ટિએ વિશ્વપ્રેમ' અને નહેરૂને મતે 'માનવસાગરમા ભળી જવાની સૌને સમાન તક' હતુ ગાંધીજી આ તત્ત્વને દરિદ્રનારાયણની સેવામા અને ટાગોર જ્ઞાન પ્રસારણમા વ્યક્ત કરતા હતા નહેરૂ આ તત્ત્વને સામાજિક સમાનતા અને આર્થિક ન્યાયના સિદ્ધાંતો પર આધારિત નવા સમાજના નિર્માણમા વ્યક્ત કરતા હતા

આ ત્રણે દષ્ટિકોણ સાધનોની દષ્ટિએ સમાન હતા તેઓ એ બાબતમા સ્પષ્ટ હતા કે ભય ધર્મ અને રાજ્યનો અંકુશ તેમના લક્ષ્યો સિદ્ધ કરી શકે એમ નહોતા તેનાથી માત્ર ગુંચવણો અને જટિલ પ્રશ્નો ઉદ્ભવતા હતા જેમ બુદ્ધ તથા ઇશુને ખાત્રી થઇ હતી તેમ ગાંધી ટાગોર તથા નહેરૂને પણ ખાત્રી થઈ ગઈ હતી કે આ માર્ગોથી થોડાક લોકો આબાદ બનતા હતા પણ બાકીના સૌનુ શોષણ થતુ હતુ

**યોગવાહી તત્ત્વ**

બુદ્ધ અને ઇશુની માફક ગાંધી ટાગોર અને નહેરુ પ્રશ્નના હાર્દમા ઊતરતા હતા તેમના અંત લોકનોએ એક સમાન અનુમાન તારવ્યુ હતુ તેઓને થતુ કે એવુ કયુ તત્ત્વ છે કે જે કુટુંબના

સભ્યોને સાંકળે છે અને જેનો અભાવ પડોશીઓમાં વિખવાદ જન્માવે છે ?' દરેક વ્યક્તિ પોતાના કુટુંબ સાથેના વ્યવહારમા પડોશી સાથેના વ્યવહાર કરતા વધુ પરિપક્વ નથી. બંને કિસ્સામા ઘણું ઊંજુ. થતું હોય છે. પરંતુ કુટુંબમા એવું કાંઇક બને છે કે જેને પરિણામે તે નાબુદ થાય છે જ્યારે પડોશી સાથેના વ્યવહારમા આ ઘણું અવરોધ ઊભો કરે છે આપણને જેમ ખબર છે તેમ તેમને પણ ખબર હતી કે કુટુંબના સભ્યોને એકસૂત્રે બાંધતુ તત્ત્વ બાબનુ, ઘણું કે રાજ્યના અંકુશનું નથી. તે યોગવાદી તત્ત્વ તો છે પ્રેમ-હેત, જેનો અભાવ પડોશીઓને વિખૂટા પાડે છે. આ તત્ત્વ કુટુંબના સભ્યો વચ્ચે ઘણુંને રૂઝવે છે પડોશીઓ વચ્ચે તે ન હોવાથી પરિણામ અવળ આવે છે આ ઉદાહરણ જેમ પડોશીઓને લાગુ પડે છે તેમ રાષ્ટ્રોને અને જાતિઓને લાગુ પડે છે

તેથી બુદ્ધે 'અનુકંપા' ક્રાઇસ્ટે 'પ્રેમ,' મહમદે ભ્રાતૃભાવ,' ટાગોરે વિશ્વપ્રેમ,' ગાંધીએ સત્યાગ્રહ' અને નહેરુએ 'પંચશીલ'ની જરૂરિયાત પર ભાર મૂક્યો નામ જૂજવા હતા, પણ મૂળમા તત્ત્વ એક જ હતુ, જે રૂઝવે છે, એકસૂત્રે બાંધે છે, સમાનતા લાવે છે.

## તેમનો ફાળો

ધારોકે ગાંધીજી જન્મ્યા જ ન હોત તો ? પરિણામ એ જ આવત કે સંસ્થાનવાદી દેશોમા ખરાબમા ખરાબ શાહીવાદી શોષણના અથવા રાજ્ય અને જાતિઓ વચ્ચેના ભયંકર ઝગડાઓના નિરાધાર શિકાર તરીકે જીવતા ગુલામોની દુનિયા હોત ગાંધીજીએ એક એવો માર્ગ બતાવ્યો કે ગુલામોનો આત્મવિશ્વાસ દૃઢ બન્યો અને પોતાની નૈતિકતાને બટ્ટો લગાડ્યા સિવાય ગુલામીની ધૂંસરી ફગાવી દેવા માટે સમર્થ બન્યા.

ધારોકે ટાગોર જન્મ્યા ન હોત તો ? પરિણામ એ આવત કે જેના અભાવે બધી પ્રગતિ ભયમા મૂકાઇ જાય તેવી મૂળભુત ઐક્યતા પ્રત્યે દુર્લક્ષ બતાવનારાઓની દુનિયા હોત.

નહેરુ વિનાની દુનિયાનો વિચાર કરવો એટલે સત્તાશાળી રાષ્ટ્રો વચ્ચેની ગેરસમજૂતીઓ અને સંઘર્ષોના અવરોધો તોડવાની આશા વિહોણી દુનિયાનો વિચાર કરવો. જો કોઇક કાળે છેલ્લાં ૧૯ વર્ષનો ઇતિહાસ લખાશે ત્યારે એ વાત સુવર્ણાક્ષરે લખાશે કે ત્યારે દુનિયામા એક એવા નેતા હતા કે જે સોવિયેટ દેશોમા વ્યાપી રહેલી તંગદીલી હળવી થવાની પ્રક્રિયાને પારખી શક્યા હતા તે વખતે તેમના પર સોવિયેટ તરફી હોવાનો આરોપ મૂકવામા આવ્યો હતો તેવી જ રીતે સામ્યવાદી ચીને તેમના પર ઘણા ખરાબ આરોપો મૂક્યા હતા આરોપ મૂકનારાઓ શું વિચારે તેની એમને કાંઇ પરવા નહોતી એમને તો વિશ્વના ઐક્ય અને શાંતિની ખેવના હતી

વિશ્વના નાના નાના રાષ્ટ્રો આટલી હિંમત પૂર્વક અને આત્મવિશ્વાસ પૂર્વક પોતાના વિચારો વ્યક્ત કરે અને પોતાના આદર્શો અને શક્તિમુજબ પોતાના દેશનો વિકાસ કરવાનો પ્રયાસ કરે એ પરિસ્થિતિ નહેરુ વિના સંભવી શકે ? તટસ્થતાની નીતિનુ આ એક રચનાત્મક પાસું હતું.

ગાંધી અને ટાગોરની માફક નહેરુની અસર પણ ચિરંજીવ રહેશે. માત્ર રાજકીય સ્વતંત્રતા પ્રાપ્ત કરવાથી ભારતને શાંતિ મળત નહિ. પ્રજાની આ સમાન મહાત્વાકાંક્ષાને વાસ્તવિક રૂપ આપવાની જવાબદારી નહેરુની હતી. નહેરુને મન સમાજવાદ એટલે માત્ર ઔદ્યોગિક યોજનાઓની સ્થાપના, બંધોની રચના અને લશ્કરી સંગઠન જ નહોતા. તેમને મન સમાજવાદ એટલે લોકો માટે ગૌરવયુક્ત રચનાત્મક અસ્તિત્વના હક્કની પ્રાપ્તિ બંધારણ અને આયોજિત વિકાસનો સિદ્ધાંત નહેરુના સર્જન હતા. આજે તે આપણી પાસે નથી છતા લોકશાહીનાં અને પ્રગતિના આ બે શક્તિશાળી સાધનો તેમણે ઇચ્છેલી દિશામા આપણને સતત ધકેલશે, જેથી કરીને દરેકને ગૌરવયુક્ત રચનાત્મક અસ્તિત્વનો હક અને ગુજરાનનું પૂરતુ સાધન પ્રાપ્ત થાય.

[અનુ સરલાબહેન શાહ]

# સેતુબંધ

**પુરાતન બુચ**

ભગવાન રામચંદ્રજી સાગરને કિનારે આવીને ઊભા છે. બાજુમાં બે હાથ જોડીને વીર હનુમાન ખડા છે. વાનરોની સેના તૈયાર છે. લંકામાં રાવણે સીતાને કેદ કર્યાં છે, તેથી તેઓને મુક્ત કરવા શ્રીરામ લંકા ઉપર ચડાઇ કરવાની તૈયારીમાં છે.

પરંતુ, વાનરોની સેનાને સમુદ્ર પાર શી રીતે કરવી? શ્રીરામના પરમ ભક્ત હનુમાનના હૃદયમા પ્રચંડ મંથન થાય છે. ગમે તેમ કરીને સીતા માત ને મુક્ત તો કરાવવા જ જોઇએ. એટલે, પોતાના વાનરોને છેક સમુદ્રકિનારા પાસે લઈ જઇને ચિંતન કરે છે. સમુદ્રની સામે ઊભા રહી બે હાથ જોડી હનુમાન મનમા સીતા માતાનું સ્મરણ કરે છે ને પછી તરત પ્રેરણા મળી હોય તેમ, એક પથ્થર લઇ તેની ઉપર 'રામ' શબ્દ પાણીમા હાથ બોળીને લખે છે ને તેને સમુદ્રમા મૂકે છે. તે તરવા માંડે છે. અન્ય વાનરોને પણ હનુમાને 'રામ'નું નામ લખીને પથ્થરો સાગરના પાણીમાં તરતા મૂકવાનું સૂચન કર્યું. ભક્તવાનરો 'રામ'ને નામે પથ્થર તરાવવા માંડ્યા.



દૂરથી આ દૃશ્ય શ્રી રામ જુએ છે ને પોતે પણ એક પથ્થર ઉપર 'રામ' લખીને સાગરમા મૂકે છે, પણ એ પથ્થર ડૂબી જાય છે. એ જોઇને હનુમાન હસી પડે છે ને કહે છેઃ "ભગવાન! આપ જેને છોડી દો એ આ ભવસાગરમા શી રીતે તરી શકે?"

પછી તો ભગવાન રામચંદ્રે પથ્થરો ભેગા કરીને ભક્ત હનુમાનને આપવા માંડ્યા. તેની ઉપર હનુમાને 'રામ' લખ્યું ત્યારે પથ્થરો તર્યા ને સેતુબંધ બંધાયો.

અર્થાત્ સંસારના ચકરાવામા પડેલા આપણે સહુ તો પથરા જેવા છીએ. રામ એટલે કે સત્યરૂપી પરમાત્માની સાથે અનુસંધાન કરાવી આપવા માટે આપણે ભગવાનના ભક્તો પાસેથી પ્રેરણા મેળવવી રહી. તો જ આ સંસારરૂપી મહાસાગર, જે અમૃત અને વિષ બન્નેથી ભરેલો છે તેમા આપણને અમૃત પ્રાપ્ત થઇ શકવાનું છે.

ભગવાન રામચંદ્રે રાવણની લંકામાથી સીતાજીને મુક્ત કરાવ્યા તેવી રીતે આપણે આપણા હૃદયમાથી ભેળાઇ ગયેલ કરુણા–દયા–પ્રેમ વગેરેને આપણા ગર્વ ને અભિમાનરૂપી રાવણના બંધનમાથી મુક્ત કરાવી શકીશું.

પ્રતિવર્ષ આપણે દીપોત્સવીનું પર્વ ઊજવીએ છીએ તેનું રહસ્ય એ છે કે ભગવાન રામચંદ્ર સીતાજીને લઇને અયોધ્યા પાછા ફરે છે એ પ્રસંગે ઉત્સવ ઊજવવા દીપ એટલે કે દીવા પ્રગટાવીને આનંદ માણે છે એ ભવ્ય પ્રસંગની યાદમા આપણે દીપોત્સવીનું પર્વ મનાવીએ છીએ આના જ વિજયના બીજા પ્રસંગોને પણ દિવાળી સાથે સંબંધ હોવાનું આપણામા મનાય છે

ભગવાન રામચંદ્રના નમ્ર ભક્ત હનુમાને પથ્થરોને તરાવ્યા ન હોત તો સેતુબંધ બંધાયા ન હોત અર્થાત્ સીતાજીને પાછા લાવવામા સમુદ્રપાર કરવા માટે સૌથી વધુ મહત્ત્વનું સ્થાન સેતુબંધનું છે. તેવી રીતે આપણા સંસાર–સાગરમા પણ, આપણા જીવતરમા સાથી વધુ અગત્યનુ સ્થાન આપણા પોતાના આચાર ને વિચાર એક સેતુબંધ જેવા બને એનુ છે. જીવનને સેતુબંધ બનાવવાનો શુભ સંકલ્પ કરવા માટે આપણે ઉત્સવ ઉજવીએ છીએ.

પરતુ જીવનને સેતુ જેવુ કરવુ શી રીતે! આપણા નાનામા નાના કર્મને અને વિચારને બીજાને મદદરૂપ થવાય એવા રાખીએ તો તે સેતુરૂપ જીવન બની શકે આપણે સસારમા અનેક જાતના સજોગોની વચમા મૂકાઇ જઈએ છીએ એવે વખતે એવુ કામ ન કરીએ કે જેથી કોઇને નુકસાન થાય ઊલટુ, જાતે ઘસાઇ છૂટીને સહુને લાભ થાય એવુ જીવતર બનાવવુ તેને સેતુબધ કહેવાય

દુનિયામા દુખ તો સહુને આવેજ છે તેમા આપણે કેટલાકને સુખ પહોચાડવામા સાધન બની શકીએ તેમ છીએ એવુ સતત ધ્યાન રાખીને જીવનનુ ચણતર કરવુ જોઇએ

સત તુલસીદાસજીએ કહ્યુ છે

**જડ ચેતન, ગુણ દોષમય વિશ્વ કિન્હ કરતાર**

અર્થાત્ આ દુનિયા જડ અને ચેતન તથા ગુણ અને દોષ એ બન્નેથી ભરપૂર છે તેમા આપણે હસ જેવી રીતે દૂધ ને પાણી જુદા કરીને દૂધ પી જાય છે તેવી વિવેક શક્તિ કેળવવી જોઇએ જેનામા વિવેકબળ હોય તેને મર્યાદા રાખવાની સુઝ આપોઆપ આવે છે

ભગવાન રામચદ્રને આપણે મર્યાદામણિ કહ્યા છે મર્યાદા પુરૂષોતમ તરીકે આપણે રામનુ સ્મરણ કરીએ છીએ પણ આપણા જીવતરમા મર્યાદાશીલ બનવાને પુરુષાર્થ આપણે કરીએ છીએ ખરા કે? આવો પ્રશ્ન આપણા અતરને પૂછવા માટે આપણે દીપોત્સવી જેવા મહાપર્વ ઊજવીએ છીએ એ આપણે ભૂલવુ ન જોઇએ જ્યા સુધી આપણા હૃદયમા રામ એટલે મર્યાદા અને સીતા એટલે કરુણા પ્રેમ નથી પ્રગટ થતા ત્યા સુધી આપણું જીવન ઇશ્વર સત્યમય નથી બની શકવાનુ એ યાદ રહેવુ જોઇએ માત્ર રામનામ કે ઇશ્વરભજન મોઢેથી કરીએ પણ એ જીવનને બીજાના કલ્યાણ માટેનુ સાધન ન બનાવીએ તો તેનો સસારનો ફેરો ફોગટ જવાનો પૂરો સભવ રહે છે તેથી જ એક ભક્તકવિએ ભજન ગાયુ છે કે

**'પ્રભુજી ! તુમ ચદન, હમ પાની'**

ભક્ત પોતાની જાતને માત્ર પાણીની ઉપમા આપે છે ને કહે છે

**પ્રભુજી ! તુમ મોતી હમ ધાગા,**

## જૈસે સોનહિ મિલત સુહાગા

સસારની ઘટમાળમા પડયા છતા, તેનાથી નિર્લેપ રહેવા છતા, સહુની સાથે એકરૂપ થઇને કેમ રહેવાય તેનુ ઉદાહરણ મોતીની માળામા રહેલ ધાગો-દોરો છે મણકાઓને ફરતા રહેવા માટેના સાધનરૂપી દોરા જેવુ આપણુ જીવન બનાવીએ તો પછી સોનામા સુગધ ભળ્યા જેવુ થાય એટલુ જ નહિ પરતુ ભક્ત કહે છે

**પ્રભુજી ! તુમ દીપક, હમ બાતી,**
**જાકિ જ્યોતિ જલે દિન-રાતી**

અર્થાત્ સસારને પ્રકાશ આપનાર દીપક તો હે પ્રભુ ! આપ જ છો હુ તો કેવળ તેમાની દીવેટ જ છુ દિવસ-રાત શ્વાસે શ્વાસે જે ઉષ્મા અને પ્રકાશ જીવનમાત્રના જીવનમા પ્રગટી રહે છે તેના તેજમા ખરેખરુ તત્ત્વ તો સત્યરૂપી પરમેશ્વરનું જ હોય છે એ સત્યરૂપી તેજ પ્રગટ થતુ રહે એ માટેના દીપકની દીવેટ આપણે બની રહેવાનુ છે એનું સતત સ્મરણ રહે તો ઇશ્વરની કૃપા સમજવી ને આપણી આસપાસ સહુને અજવાળુ પૂરુ પાડવામા નિમિત્ત બની જવાય તો આપણુ જીવન અધકારની વચ્ચે મનુબધ જેવુ બનીને ધન્ય થઇ જાય

આધુનિક દુનિયાની શાણી એ તો માનવીના મનનુ મહામથન માત્ર છે એ મથનમાથી ભલે અણુ ધડાકાઓ રૂપી વિષ નિકળે તેને સમાવી લેવા જેવી ભગવાન શકરની એટલે કે કલ્યાણની ભાવના આપણા હૃદયમા સલામત રાખીશુ તો માનવજાતિએ આરભેલ મનોમથનમાથી અમૃત પણ અવશ્ય પ્રગટશે જ આવી શ્રદ્ધા અને આસ્થા રાખીને જ આપણી ભાવિ પેઢીને સીતામાતારૂપી કરુણા પ્રેમને સોપી લાવવા માટેના સેતુરૂપ આપણે બની શકીશુ

ભગવાન રામચદ્રને નદી પાર કરાવીને પછી કેવટ જેમ કહે છે તેમ આપણે પણ આપણા જીવનરૂપી નાની નાવડીમા ભગવાન-સત્યરૂપી આચાર વિચારને સસારમા વ્યક્ત કરીને એટલી જ પ્રાર્થના કરીએ કે

હે પ્રભુ ! આ નદીને ઘાટ તો આપને પાર કર્યા છે હવે સસારને ઘાટ પાર ઉતારવાનો વારો આપનો છે અમે તો આપના છોરુ છીએ છોરુ કછોરુ થાય પણ માવતર !

# ગાંધીજી અને સરદાર

હીરુભાઈ જરીવાલા

જ્યારે જ્યારે યુગપુરુષ આવે છે ત્યારે એ પોતાની આસપાસ એક નવો જ યુગ પેદા કરે છે, એક નવું વાયુમંડળ ઊભું કરે છે, અને એ વાયુમંડળનું, એક શિષ્યમંડળ ઊભું થાય છે એ શિષ્યો એમના જીવન સાથે એવા તો ઓતપ્રોત થઈ જાય છે કે પોતાનું વ્યક્તિત્વ ગાળવીને પણ એ યુગપુરુષને અનુસરતા હોય છે એ રીતે તેઓ પોતાનો વિકાસ સાધે છે અને સાથે સાથે યુગપુરુષને એના કાર્યમાં સહકાર આપે છે.

બાપુજી એક એવા યુગપુરુષ હતા. એમની ઉજ્જવળ ભાવનાને લીધે, એમના ઉન્નત જીવનને લીધે તેમ જ એમની ક્રાન્તદર્શી ભાવનાને લીધે ભલભલા મુત્સદ્દીઓને પણ એમના ચરણમાં બેસી જવાનું મન થઈ જતું. એવા પુરુષો નવા પ્રવાહમાં ઘસડાઈ આવતા નથી, પરંતુ તેઓને એમ થઈ આવે છે કે, આ એક પુરુષ એવો છે કે જેના કાર્યમાં આપણે જોડાઈ જવું જોઈએ; કાર્ય અને વ્યક્તિત્વ બંને એમાં ધન્ય થતા લાગે છે.

શ્રી વલ્લભભાઈ આમ બાપુના હીરને ઓળખી તેમના આજીવન સાથી બન્યા અને બંનેનો સંબંધ એવો તો ગાઢ થયો કે, કરાચી મહાસભાના અધિવેશનમાં શ્રી વલ્લભભાઈ જ્યારે પ્રમુખ થયા ત્યારે સાક્ષરશ્રી નરસિંહરાવે નીચે મુજબનો એક શ્લોક બનાવીને મોકલ્યો હતો:

**યત્ર યોગેશ્વરો ગાંધી વલ્લભશ્ચ ધુરંધરઃ**

આ વિધાનમાં ઘણું તથ્ય રહેલું છે. વલ્લભભાઈના જીવનમાંથી બાપુને બાદ કરો તો આજે એમનું જે દિવ્ય વ્યક્તિત્વ ઉજ્જવળ પ્રતિભાથી મંડિત થયેલું છે તે એવું ન જ હોત.

બાપુજીના સાંનિધ્યમાં વલ્લભભાઈ આવ્યા એ પહેલાં તેઓ અમદાવાદમાં ગુજરાત ક્લબને ઓટલે ખુરસીટેબલ પર સામસામા બેઠેલા વકીલો સાથે પત્તા ખેલતા હતા. એમની દુનિયા કોઈ જુદી જ લાગતી હતી.

ગાંધીજી પણ અવાર નવાર એ ક્લબમાં લોકોને મળવા આવતા અને આશ્રમજીવન તથા દેશસેવા વિષે વકીલો સાથે વાતો કરતા. વલ્લભભાઈ તો થોડે દૂર પાના રમતા જાય અને કોઈ કોઈ વાર ગાંધીજી ઉપર નજર નાખતા જાય રમતા રમતા કહે: 'આ ગાંધી જુઓને, આ લોકો પાસે શા માટે આશ્રમ જીવનની વાતો કરતા હશે? ભેંસ આગળ ભાગવત કરવા બેઠા છે!'

પરંતુ આ વસ્તુ લાંબો વખત ચાલી નહિ પ્રથમથી જ વલ્લભભાઈની આંતરિક ઇચ્છા અન્યાય સામે લડવાની ને દેશને મુક્ત કરવામાં ભાગ લેવાની તો હતી જ. પણ તે માટે કોક સાચો નેતા માર્ગદર્શક ગુરુ–જોઈએ ગાંધીજીની રીતરસમોમાં એમને એ જાતનું હીર દેખાયું, અને એમના તરફ તેઓ ધીરે ધીરે ખેંચાતા ગયા. તે ગાંધીજી પાસે તો તરત ન ગયા, પણ તેમની રીતે એમને એ જોયા જ કરતા હતા, અને એથી જ તે ડૉ. હરિપ્રસાદ દેસાઈ, શ્રી જીવણલાલ દીવાન, શ્રી બળવંતરાય ઠાકોર એ બધાયે મિત્રોને વારંવાર ગાંધીજી વિષે પૂછપરછ કરતા રહેતા.

ઈ. સ. ૧૯૧૭માં ગોધરામાં ગુજરાત સભાનું અધિવેશન ભરાવાનું હતું ગાંધીજીને પ્રમુખપદ માટે આમંત્રણ આપવામાં આવ્યું પણ પોતાની અમુક શરતો સ્વીકારાય તો જ પ્રમુખપદ સ્વીકારવું એવો અભિપ્રાય બાપુએ જણાવ્યો આ શરતો ઘણી આકરી હતી એમાં જરૂર પડયે સરકાર સામે લડત ઉપાડવી એમ હતું. આ શરતો વાંચીને સરકારના અંતરચક્ષુ જાણે ખૂલ્યાં અને તેમણે સુકલકડી દેહમાં વિરાટ પ્રતિભાનાં દર્શન કર્યાં. વલ્લભભાઈ ત્યાં ગુજરાત સભાના પ્રતિનિધિ તરીકે ગયા હતા પણ એમાં તેમણે આગળપડતો ભાગ તો ન લીધો, પણ ગાંધીજીને ખૂબ ધ્યાનથી સાંભળ્યા અને નિહાળ્યા ત્યાં રચનાત્મક કાર્યક્રમની એક સમિતિ રચાઈ. તેના મંત્રી વલ્લભભાઈને બનાવ્યા. આમ ધીમે ધીમે તેઓ ઊંડા ઊતરતા જતા ગયા ગાંધીજી તો ત્યાંથી ચંપારણમાં ગયા પણ વેઠ બંધ કરાવવા માટે શા પગલાં તાત્કાલિક ભરવાં તેની બધી સૂચનાઓ સરદારને આપીને ગયા બાપુએ કમિશનર પ્રેટને પૂછ્યું હતું કે,

સરકારી દફતરમાં વેઠને ટેકો આપનારા દસ્તાવેજો છે ખરા ? પ્રેટ તુમાખી માણસ હતો; એ આના કાગળનો જવાબ શાનો આપે ? એટલે સરદારે એની જોડે સખત હાથે કામ લેવાનું નક્કી કર્યું ને પ્રેટને એક પત્ર લખીને જણાવ્યું કે, જો સાત દિવસમાં જવાબ નહીં આવે તો હાઈકોર્ટના એક ચોક્કસ ચુકાદા પ્રમાણે વેઠની સામે પ્રચાર કરવામાં આવશે આથી પેલો ગભરાયો અને સરદારને ગોળ ગોળ સરકાર વેઠની તરફેણ કરતી નહોતી તે સાબિતી ખુલાસો આપ્યો સરદારની આ પ્રકારની કાર્ય કરવાની રીત બાપુને ગમી

બાપુ ચંપારણથી પાછા આવ્યા આ વખતે ખેડા જિલ્લાના કેટલાક કાર્યકરો અતિવૃષ્ટિને લીધે પાક નિષ્ફળ ગયો હોવા છતાં અને સરકારને રાહત આપવાનું સમજાવ્યા છતાં સરકાર મહેસૂલ ઉઘરાવવાની તરફેણ કરે છે એ વાત બાપુને કહેવા આવ્યા હતા. બાપુએ બધી વાત સાંભળી ને કહ્યું કે પૂરેપૂરી તપાસ કરો, ગામે ગામ ફરો અને પછી જરૂર જણાય તો નાકર લડતમાં ઊભા રહી શકે એવા કાર્યકરોને મારી સાથે આવવા ભેગા કરો આ વખતે બુઝુર્ગ નેતાઓ તો ગભરાઈ ગયા. કારણ બાપુએ તો સત્યાગ્રહ આદરવા નામો નોંધવાની શરૂઆત કરી. વલ્લભભાઈને લાગ્યું કે હવે સાચો નેતા જન્મ્યો છે; આ જ માણસ દેશનો ઉદ્ધાર કરી શકશે એટલે એઓ આશ્રમમાં ગયા અને જે ડોસાની તેઓ મશ્કરી કરતા હતા તેના ચરણમાં પોતાનું માથું– નાકરની લડતમાં સૌથી પ્રથમ નામ લખાવીને સોંપ્યું.

આ વખતે ડૉ હરિપ્રસાદે પૂછ્યું કે, 'તમે તો ગાંધીજીની ટીકા કરતા હતા,' તેના જવાબમાં સરદારે જણાવ્યું કે, 'અત્યાર સુધી રાજકારણ વેશ્યાના વેપાર જેવું હતું, તેથી તેનો મેળ ન હતો પણ ગાંધીજીની વાતમાં અને સત્યાગ્રહની યોજનામાં મને મર્દાનગી લાગે છે આપણે જો એમને મદદ ન કરીએ તો એમના એકલાથી કંઈ થાય નહીં'

આમ સરદારનો જીવનપલટો ખેડાની લડતે કર્યો ગાંધીજી જોડે તેઓ ગયા, પણ ત્યાં કામ કપરું હતું. જામેલી પ્રેક્ટિસ છોડીને તેઓ આવેલા હતા. ગાંધીજીનો શિસ્તનો આગ્રહ જબરો. કામ લેનારા પણ ગાંધીજી જેવા કપરા. ખરે તડકે ગામેગામ રોજના પંદરવીસ માઈલ પગપાળા રખડવાનું, છતાંયે સરદાર મક્કમપણે આનંદથી ફર્યા.

ખેડા સત્યાગ્રહના સફળ અંતની ઉજવણી નડિયાદમાં થઈ ત્યારે તેમાં બાપુએ કહ્યું: 'હું વલ્લભભાઈને પહેલવહેલો મળ્યો ત્યારે મને થયું કે, આ જબરદસ્ત આદમી કોણ છે ? ..આ લડત વખતે અમે સૌએ મગરૂરી અને આનંદ અનુભવ્યાં છે, કારણ કે એઓ અમારી સાથે મોટા વકીલ તરીકે નહીં પણ સહકાર્યકર્તા તરીકે રહ્યા છે, અને કામ કર્યું છે.'

પછી આવે છે સરદારનો સાધનાકાળ. સાધના કાળ એટલે બારડોલીનો ઇતિહાસ. બારડોલીનો ઇતિહાસ એટલે સરદારની અને સત્યાગ્રહની સચોટ જીત

૧૯૨૮માં બારડોલીના ખેડૂતો પર અન્યાય વર્ત્યો હતો. આથી બાપુ વિચારતા હતા એટલામાં વલ્લભભાઈ બારડોલીમાં સત્યાગ્રહ કરવાની રજા માગવા આવ્યા. ત્યારે બાપુજી કહે છે 'સમય સાનુકૂળ નથી હિંદુ મુસલમાન લડે છે, સાયમન આક્રમણ કરવાનો છે હમણાં આ શા ?" પણ વલ્લભભાઈ તો ડોકું ધુણાવે છે અને કહે છે: 'હું તો આશિષ માગવા આવ્યો છું બાપુ" બાપુએ રજા આપી "જાઓ, વિજય કરો."

આ લડતની સાથે વલ્લભભાઈનું શાસન ગુજરાતમાં ફરી વળે છે અને નાના મોટા અનેક ગુર્જર વીરોને બારડોલીને રસ્તે વાળે છે. અને જુદા જુદા આશ્રમોને છાવણીમાં પલટી નાખે છે. થોડા જ વખતમાં વલ્લભભાઈનો શબ્દ તે જ શાસન અને એમના ભાષણો તે પ્રેરણા બની જાય છે.

બારડોલીનો વિજય થયો, દેશે તેના વિજેતાને સહજ ભાવે 'સરદાર' નામ આપ્યું, અને ત્યારથી 'વલ્લભભાઈ' સરદાર વલ્લભભાઈ કહેવાવા લાગ્યા. પરંતુ બીજી બાજુ જોઈએ તો આ લડતે વલ્લભભાઈની સાધના પાકી કરી. ૧૯૧૭માં ગાંધીજી સાથે જોડાનાર દસે વરસે એમના જમણા હાથ અને ગુજરાતના સૂબા બન્યા. બાપુજીએ આ અરસામાં

એક વાર કહ્યું હતું કે વલ્લભભાઈને બારડોલીમાં વલ્લભ મળ્યા"

આ જ અરસામાં બાપુજીએ સરદાર વિષે નીચેના ઉદ્‌ગાર કાઢેલા જે સરદારની આગેવાની નીચે રહી તમે આ પ્રતિજ્ઞાનું આવું સુંદર પાલન કર્યું તે જ સરદારની નીચે રહી રચનાત્મક કાર્યક્રમ કરો આવો સ્વાર્થત્યાગી સરદાર તમને બીજો નહી મળે એ મારા સગા ભાઈ જેવા છે એના અટલું પ્રણામપત્ર તેમને આપતાં મને સંકોચ નથી થતો '

વળી તેમણે કહ્યું હતું કે, બારડોલીમાં વલ્લભભાઈનો વિજય નથી થયો પણ સત્ય અને અહિંસાનો થયો છે જો એ તમને બરાબર સમજાયું હોય તો એનો પ્રત્યેક કાર્યમાં અમલ કરો એ પ્રયોગથી તમને સફળતા મળશે જ એમ તો હું ન કહી શકું ઈશ્વરે આપણને ત્રિકાળદર્શી નથી કર્યા એટલે સફળતા સાચી મળી છે કે નહિ એની આપણને ખબર નથી પડતી પણ નિષ્કામ ભાવથી જે સત્ય અને અહિંસાની વલ્લભભાઈએ આરાધના કરી તેવી તમે કરશો તો વિજયની માળા પહેરવાની જરૂર તમને મળશે'

આના પ્રત્યુત્તરમાં એ જ સભામાં વલ્લભભાઈએ કહ્યું કે 'અહિંસાના સિદ્ધાંતનું પાલન કરનારા તો હિંદમાં છૂટાછવાયા અજ્ઞાત ઘણાયે પડયા છે તેમના ભાગ્યમાં જાહેરાત નથી જે પૂરું પાલન નથી કરતા તેમના ભાગ્યમાં જાહેરાત આવી પડી છે અહિંસાના પાલનની વાત કરવી એ જ મારે માટે તો નાને મોએ મોટી વાત કરવા જેવું છે કોઈ માણસ હિમાલયની તળેટીએ બેસીને તેના શિખરે પહોંચવાની વાત કરે તેના જેવું છે પણ કોઈ કન્યાકુમારી આગળ બેસીને તે શિખરે પહોંચવાની વાત કરે તેના કરતાં તળેટીવાળો વધારે ડાહ્યો કહેવાય બાકી હું તો ગાંધીજીની પાસેથી ભાંગ્યોતૂટ્યો સંદેશો તમારી આગળ મૂકું છું તેટલથી જ જો તમારામાં પ્રાણ આવ્યા તો જો હું પૂરેપૂરો સંદેશો મૂકનાર હોત તો આપણે ક્યાંના ક્યાં પહોંચી ગયા હોત"

વળી આગળ ચાલતાં વલ્લભભાઈએ જણાવ્યું કે 'તમે મને ગાંધીજીના પટ્ટશિષ્ય તરીકે વર્ણવ્યો છો હું પણ ઈશ્વર પાસે એટલું જ માગું છું કે મારામાં એ યોગ્યતા આવે પણ હું જાણું છું કે મારામાં એ નથી એ યોગ્યતા મેળવવા માટે મારે કેટલા જન્મ લેવા જોઈએ એ મને ખબર નથી મહાભારતમાં દ્રોણાચાર્યનો એક બીજો શિષ્ય હતો જેણે દ્રોણાચાર્ય પાસેથી એક પણ વાત સાંભળી ન હોતી પણ ગુરુનું માટીનું બાવલું કરી પૂજન કરતો અને તેને પગે લાગી દ્રોણાચાર્યની વિદ્યા શીખેલો જેટલી વિદ્યા એણે મેળવેલી તેટલી દ્રોણાચાર્યના કોઈ શિષ્યે મેળવેલી નહોતી એનું શું કારણ? કારણ કે એનામાં ગુરુ પ્રત્યે ભક્તિ હતી શ્રદ્ધા હતી એનું દિલ સ્વચ્છ હતું અને લાયકાત હતી તમે મને જેનો શિષ્ય કહો છો તે ગુરુ તો રોજ મારી પાસે પડેલા છે એમનો પટ્ટશિષ્ય તો શું અનેક શિષ્યોમાંનો એક થઈ શકું એટલી પણ યોગ્યતા મારામાં નથી એ વિષે મને શંકા નથી એ યોગ્યતા મારામાં હોત તો તમે ભવિષ્યને માટે મારે વિષે જે આશાઓ બતાવી છે તે મે આજે જ સિદ્ધ કરી હોત. મને આશા છે કે હિંદમાં એમના ઘણા શિષ્યો જાગશે જેમણે એમનાં દર્શન પણ નહિ કર્યાં હોય પણ જેમણે એમના મંત્રની ઉપાસના કરી હશે

વળી બારડોલીનું માન મને ઘટતું નથી કોઈ અસાધ્ય રોગથી પીડાતો દર્દી પથારીવશ હોય આ દુનિયા અને પેલી દુનિયા વચ્ચે ઝોલાં ખાતો હોય તેને કોઈ સંન્યાસી મળે ને જડીબુટ્ટી આપે અને માત્ર ઘસીને પાવાથી દર્દીનો પ્રાણ સ્વસ્થ થાય એવી દશા બારડોલીની હતી હું તો માત્ર એક સંન્યાસીએ જે જડીબુટ્ટી મારા હાથમાં મૂકી તે ઘસીને પાનાર છું માન ઘટતું હોય તો તે જડીબુટ્ટી આપનારને છે કંઈ માન પેલા ચરી પાળનારા દર્દીને ઘટે છે જેણે સંયમ પાળ્યો ને સ્વાસ્થ્ય પેદા કર્યું '

આમ થોડા વખતમાં સરદાર સાચેસાચ બાપુજીના ભક્ત બની ગયા ગાંધીજીની જોડે અમદાવાદમાં વર્ષો સુધી રહેવાથી ખેડા સત્યાગ્રહમાં એમની જોડે એમના સેવક તરીકે કામ કરવાથી એઓ ગાંધીજીને ખૂબ ચાહતા થયા હતા. ગાંધીજી એમને મન પ્રેરણામૂર્તિ હતા ગાંધીજી ધારાસભા પ્રવેશમાં નહોતા માનતા તો સરદાર પણ ધારાસભા પ્રવેશની વિરુદ્ધ હતા ગાંધીજી ...

મહત્ત્વ આપતા તો સરદાર પણ તેમ કરતા. ગાંધીજીએ ખેડામાં એક વાર સરદારને સરકારની વિરુદ્ધ લડવાનું કહ્યું તો સરદારે તેમ કર્યું. વળી તરત જ વિશ્વયુદ્ધ માટે રંગરૂટની ભરતી કરવાનું કહ્યું ત્યારે સરદારે ગાંધીજીને પૂછ્યું નહિ કે હમણાં તો આ સરકાર જોડે લડ્યા ને હવે એની લડાઈમાં ભાગ લેવાનું શા માટે કહો છો? એ પ્રસંગ મેળવેલી લોકપ્રિયતા ગુમાવવાનો હતો, પણ લોકપ્રિયતા કરતાં એમણે ગાંધીજીનો બોલ ઝીલવાનું વધુ પસંદ કર્યું. ગાંધીજી ચરખો કાંતવાનું કહેતા તો સરદાર માથે મસ્તક કરી લેતા અને કલાકો સુધી ચરખો કાંતતા. ગાંધીજીની ગ્રામોદ્યોગ પ્રવૃત્તિને એમણે આગળ વધારી. ગાંધીજીએ ખાદીનો કાર્યક્રમ યોજ્યો તો એમણે એને વેગ આપ્યો. ગાંધીજીએ મજૂરોની ચળવળ અમદાવાદમાં શરૂ કરી તો સરદારે એમાં સક્રિય સાથ આપી એ આંદોલનને યશસ્વી બનાવ્યું. ગાંધીજીએ વિદ્યાપીઠની સ્થાપના કરી તો એમણે પોતાનાં છોકરા છોકરીને સૌથી પહેલાં રાષ્ટ્રીય શિક્ષણ લેવા મોકલ્યાં ને રંગૂન સુધી પ્રવાસ ખેડી વિદ્યાપીઠને પગભર બનાવવા ફાળો ઉઘરાવી લાવ્યા. બાપુએ રચનાત્મક કાર્યક્રમ પર ભાર મૂક્યો ને સરદારે ગુજરાતમાં ઠેર ઠેર આશ્રમો ખોલ્યા — બારડોલી, બોરસદ, બોચાસણ ને વેડછી. બાપુએ ઇચ્છા દર્શાવી કે મહાસભાનું અધિવેશન ગામડામાં ભરાવું જોઈએ એટલે ગુજરાતમાં કોંગ્રેસને આમંત્રી હરિપુરામાં સરદારે વિઠ્ઠલનગર ઊભું કરી ગાંધીજીની યોજના કેટલી અમલી છે તે પ્રત્યક્ષ રીતે બતાવી આપ્યું.

બાદમાં હરિજન તેમ જ દારૂબંધીનો કાર્યક્રમ, ૧૯૩૯નું વિશ્વયુદ્ધ, પ્રધાનમંડળનાં રાજીનામાં, ૪૦માં વ્યક્તિગત સત્યાગ્રહ, '૪૨ની જનક્રાંતિ, '૪૫માં પ્રધાનમંડળ સાથે વાટાઘાટ અને '૪૭માં આઝાદ હિંદની સ્થાપના . . . આમ ઉત્તરોત્તર ગુરુ અને શિષ્યની વિજયકૂચ ચાલતી જ રહી.

આમ બાપુજી સાથેની વલ્લભભાઈની સાભળવી ગમે એવી કેટલીયે વાતો છે એ બધી કહેતાં પાર આવે એમ નથી. તેમનું વ્યક્તિત્વ અનોખું જ છે. એક વખત મૌલાના શૌકતઅલીએ વલ્લભભાઈ વિષે કહેલું કે, 'સરદાર તો બરફથી છવાયેલા જ્વાળામુખી જેવા છે.' બાપુજી વિષે પણ મહાદેવભાઈ ઘણી વાર કહેતા કે, 'બાપુની સાથે રહેવું એ જ્વાળામુખીની ટોચ પર રહેવા જેવું છે. જ્વાળામુખી ક્યારે ફાટે અને આપણા ફુરચા ઉડાડી દે, એ કોઈ કહી શકે નહિ.'

સરદારે પોતે પોતાનું વર્ણન એક વાર કરેલું તે પણ જોવા જેવું છે. બારડોલી સત્યાગ્રહ વખતે મુંબઈમાં એમને અભિનંદન આપવા વિદ્યાર્થીઓની સભા મળી હતી. વિદ્યાર્થીઓની તે સભામાં એમણે કહ્યું: "ટાઇમ્સ ઑફ ઇન્ડિયા" લખે છે કે, દર અઠવાડિયે સત્યાગ્રહ કેમ ચલાવવો એને વિષે ગાંધીજીને પૂછવા જાઉં છું પણ જો બાપુજીની પાસે દર વખતે ભણીને મારે એમને પૂછવા જવાનું હોય તો મારા જેવો ઠોઠ નિશાળિયો કોણ?

સરદારના જીવનની બીજી બાજુ પણ જોવા જેવી છે. બાપુજીની વ્યક્તિગત સેવા પણ એમણે ખૂબ કરી છે. યરવડા મંદિરમાં હરિજન પ્રવૃત્તિને અંગે જ્યારે બાપુએ ઉપવાસ આદરેલા ત્યારે સરદારે ખડે પગે ચાકરી કરી એમને પોતાની માતાનું સ્મરણ કરાવ્યું હતું. બાપુનો પ્રેમ પણ એવો જ હતો. અહમદનગરના કારાવાસે સરદારની તબિયત લથડી ગયેલી. આંતરડાનું દર્દ વધી ગયેલું. સરદાર જેલમાંથી છૂટ્યા ત્યારે બાપુ પોતાની તબિયત સુધારવા પંચગની હતા છતાંયે બાપુએ સરદારને પોતાની પાસે રાખ્યા. કુદરતી ઉપચારનો પ્રયોગ અજમાવ્યો ને મા જેવી કાળજી રાખી, યોગ્ય ઉપચાર કરી સરદારના દર્દને, કોઈ પણ પ્રકારના વાઢકાપ વગર સારું કર્યું.

બંનેના જીવનની આ બાજુ જોઈએ તો તેમાં અપાર સ્નેહ અને વિનોદ તથા કાવ્ય અને મૈત્રીની મીઠાશ જોવા મળે છે. એ બાજુ આપણને શ્રી મહાદેવભાઈની ડાયરીમાંથી જોવા મળે છે. સરદારના વ્યક્તિત્વના અભ્યાસીને માટે આ એક નોખું જ પ્રકરણ બની શકે છે. કડક અને ઉગ્ર લાગતા સરદારનું અહીંયાં જુદું જ ચિત્ર આપણને જોવા મળે છે.

વિનોદ અને છતાં ગંભીરતા, તીખી તોફાની સ્વભાવ અને છતાં ઊંડી સમજભરી કર્તવ્યનિષ્ઠા; વડીલ તરીકેનો આદર અને કદર છતાં તેમાં

મિત્રભાવની સમાનતાભરી અનોખી છટ; પિતા કે વડીલ પ્રત્યેનો પૂજ્યભાવ અને સેવાપરાયણતા આવા અનેક વાના આ બે મહાપુરુષોના અનેરા સબંધમા આપણને જોવા મળે છે

વલ્લભભાઇના આવા વિરલ વ્યક્તિત્વનુ મૂળ કારણ બીજુ છે.

વિનોદી છતાયે ગભીર, નીમર્ગી છતાયે કર્તવ્યનિષ્ઠ વલ્લભભાઇને ધર્મપરાયણતા અને સયમમય જીવનનો વારસો એમના માતાપિતા તરફથી મળેલો છે સાધારણ પ્રચલિત અર્થમા સરદારને ભાગ્યે જ ધાર્મિક કહે પણ એમની અનન્ય શ્રદ્ધા કે જે કાળે અને જે સ્થળે ઇશ્વર આપણને ઉપાડી લેવા ઇચ્છતો હોય છે તેમા માણસ ગમે તેટલા ધમપછાડા કરે છતા મીનમેખ ફેરફાર થઇ શકતો નથી અને તેથી મૃત્યુનો જરા પણ ડર નહિ પણ પ્રાપ્ત સજોગોમા શરીર ટકાવવા માટે શક્ય તેટલી કાળજી લીધા પછી માદગી કે મૃત્યુ વિષે બેપરવાઇ જે કામ હાથમા લીધુ હોય તે પાર પાડવા તનતોડ પ્રયત્ન કર્યા પછી પરિણામ વિષે નિશ્ચિતતા, જે સાથીઓ ઉપર વિશ્વાસ મૂક્યો પછી તે પોતાનાથી મોટા હોય કે નાના હોય, તેમના ખોળામા માથુ મૂકી દેવાની પૂરેપૂરી તત્પરતા એ બધુ જો ધર્મપરાયણતામા ગણાતુ હોય તો એવી ધર્મપરાયણતા એમનામા પૂરેપૂરી છે ધાર્મિક વૃત્તિના માણસમા જે સયમ હોય છે એવુ જે તિતિક્ષામય અને તપોમય જીવન હોય છે, એની મેરદાર મહી તલવેની દેખાડતા નથી છતા એના જીવન માટે પ્રયત્ન કરનાર, તે માટે પ્રાર્થના કરનારા અને વિવિધ નિયમો આચરનારા કરતા અનાયાસે જ એમનુ જીવન એટલુ સયમમય, તિતિક્ષામય કે તપોમય નથી બહાર દેખાય કે નહિ પણ જીવનમા ઊડે ઊડે ધાર્મિકતા અથવા કોઇ મગળ સ્વરૂપ એવી અદૃશ્ય શક્તિ વિષે શ્રદ્ધા, એનો ઝરો વહેતો હોય તો જ નિસ્વાર્થ સેવાવૃત્તિ અને કશી ગણતરી કર્યા વિના શરીરને ઘસી નાખવાની ઉત્કટતા આવે છે દા. સરદારની ધાર્મિકતા પ્રચલિત કરતા જુદા પ્રકારની વિશિષ્ટ સ્વરૂપની ગણાય. પારિભાષિક પરિભાષા વાપરીએ તો એમ કહી શકાય કે, બાપુ બ્રહ્મર્ષિ છે જ્યારે સરદાર રાજર્ષિ છે બાપુની ધાર્મિકતા, બાપુનો સયમ, બાપુનો ત્યાગ, બાપુની તિતિક્ષા સાધુ સતોની છે, જ્યારે એ બધુ વલ્લભભાઇમા ક્ષત્રિય વીરનુ છે બાપુનુ વર્ણન એક જ શબ્દમા કરવુ હોય તો એમ જ કહેવુ જોઇએ કે તે માનવોત્તમ છે, પયગબર છે તેથી જ જનતા-જનાર્દને બાપુને મહાત્મા તરીકે અપનાવ્યા છે જ્યારે વલ્લભભાઇનુ વર્ણન એક જ શબ્દમા કરવુ હોય તો એમ જ કહેવુ જોઇએ કે તે મહામાનવ છે, વીર સુભટ છે અને તેથી જ લોકહૃદયે તેમને સરદાર તરીકે અપનાવ્યા છે

આમ ગાધીજી ને સરદારથી ગુજરાત ઊજળુ છે ગરવી ગુજરાતનુ તેઓ ગૌરવ છે એક જ પેઢીમા એક જ પ્રાત આવા બે મહાપુરુષો આપે, એ આપણુ અહોભાગ્ય છે

આમ અનેક રીતે તપાસતા વલ્લભભાઇ અને બાપુજીનો સબધ ગુરુશિષ્યનો જ નહિ પણ પિતા પુત્રનો કે નાનામોટા ભાઇઓનો હતો સરદારની ૭૦મી વર્ષગાંઠે જ્યારે બાપુજીને સદેશો આપવાનુ કહેવામા આવેલુ ત્યારે બાપુએ કહેલુ કે, પુત્રને પિતા તરફથી શો સદેશો હોય?

આમ પિતા સમાન ગુરુ સમાન બાપુ જતા વલ્લભભાઇ જેવા લોખડી પુરુષનુ પણ હૈયુ ભીનુ થયુ હતુ વલ્લભભાઇ બરાબર જાણે કે પોતે આજે જે કઇ છે તે બાપુજીને જ આભારી છે તેથી જ બાપુને અજલિ આપતી વેળાએ દિલ્હીની રામલીલા મેદાનની સભા વખતે એમણે ગદ્ગદ કઠે કહ્યુ હતુ 'બાપુજી ન હોત તો હુ કઇક જુદો જ હોત'

અહીં આ વિરલ જોડી આજે મૃત્યુથી તૂટી છે છતા એ સ્નેહના બધનો તો એવા ને એવા અતૂટ છે, દૃઢ છે ને મૃત્યુએ પણ જો એમા કશો ફરક પાડ્યો, હોય તો એટલો જ કે, એ બધન હતા તેના કરતા વધુ દૃઢ, ગાઢ અને ચિરજીવ બન્યુ છે

# માનવતાનો મરજીવો

**કનૈયાલાલ વાઘાણી**

સૌરાષ્ટ્રની સોહામણી ધરતી ઉપર લીલીનાઘેર આવેલ છે લીલાનાઘેર ઉપર કુદરતે એની કરામત છુટા હાથે વીખેરી છે લીલાનાઘેર સૌરાષ્ટ્રનો મનોરમ્ય પ્રદેશ છે

નાઘેરના આમોદરા ગામમા સોરઠિયા લુહાર કૃષ્ણજી રહેતો હતો કૃષ્ણજીની પત્નીનુ નામ ગગાબાઈ કૃષ્ણજીને ત્રણ પુત્રો હતા તેમાના એકનુ નામ હતું મૂળજી

કૃષ્ણજી લોહારી કામ કરતા હતા ગાડાના પૈડાને પાટા ચડાવવા લોઢાની વસ્તુઓ બનાવવી આવુ આવુ કામ કૃષ્ણજી કર્યા કરતા હતા એની કોડમા ધમણ ચાલતી જ હોય કોડમાથી તડ તડ કરતા કોલસામાથી તીખારા ઉડી રહ્યા હોય જ

ચોમાસુ બેસવાનો સમય થયો હતો કૃષ્ણજીએ મૂળજીને કહ્યુ મૂળિયા ! હવે ચોમાસુ બેસવા આવ્યુ છે ચોમાસામા કોલસા નૈ પડાય કોલસા પાડી આવ અને ગાડા ભરી લઈ આવ તો ચોમાસામા કામ લાગે ''

'બાપા હુ કાલે જ જઈશ કોલસા પાડી ગાડા ભરી લાવીશ '

'ભોલ્યા વેલકાને પણ હારે લેતો જાજે '

બીજે દિવસે વેલકાને લઈને મૂળજી કોલસા પાડવા ગીરના જંગલ ભણી ઉપડી ગયા

જંગલમા મોટા મોટા થડ ભેગા કર્યા અને કોલસા પાડવા આગ ચાપી લાકડાના ઢગમા આગ ફેલાણી અને માંડયા ભડ ભડ બળવા આ આગના ભડકામા ફૂદા, પતંગિયા કીડિયુ વગેરે બળી મરતા હતા મૂળજી આ બધુ એકીટસે જોઈ રહ્યો હતો અને એનો જીવ કકળી રહ્યો હતો

અરે રામ! આ પોટલી જેવડા પેટ સાટુ આ કરમ! કોલસા પાડવા અને આ કરમ કરવા ઇ કોના સાટુ ?''

મૂળજી ગુમસૂમ બેસી રહ્યો એના હૃદયમા વલોપાત થઈ રહ્યો હતો, એનો હૃદય વલોવાઈ રહ્યો હતો આવા ધધા તરફ તેને તિરસ્કાર થઈ રહ્યો હતો ''

વેલકો બધુ જોઈ રહ્યો હતો તેણે મૂળજીને કહ્યુ 'મૂળિયા ! ઇ તો બધુ હાલ્યા કરે ઈ જીવડા આવીને અગનમા પડે ઈના કઈ બાવડા પકડાય છે ! ઇને કોઈ તેડવા જાતું નથી આફુરડા આવી પડે ઇમા આપણો શો ગનો !''

વેલકા ! આવી વાતું કરમા મને કાઈનું કાઈ થઈ જાય છે ''

મૂળજીનુ હૃદય વલોવાયુ મૂળજીને ધધા ઉપર જ તિરસ્કાર છુટ્યા કોલમા મૂકીને મૂળજીએ ભાગવા માંડયુ

એ મૂળિયા ! કયા જા'છ ! તારા બાપને શો જવાબ દેવો ! ભુંડા આમ કા કર ! ''

મૂળજીએ તો પાછુ વાળી જોયા વગર ખેપટિયા મૂકયા વેલકાના બોલવા ઉપર ધ્યાન આપ્યુ નહી

મૂળજી ચાલતા ચાલતા જૂનાપર પાસે આવ્યા ગામને પાદર નાનકડા તળાવમા ના'યો એક ઘટાદાર વડ નીચે આખો મીચી રામ રામ જપવા લાગ્યો

આ વખતે તળાવ પાસેથી જૂનાપરનો આહીર દેવો ભેસુને લઈને પસાર થતો હતો મૂળજીને જોયો દેવો મૂળજી પાસે ગયા અને પૂછ્યુ જવાન બાપ, કયાનો છે ?''

બાપુ નાઘેરનો છુ ''

'જવાન ! જાતે કેવા છો ? અહી કેમ આવ્યા છો ?'

'જાતે લવાર છુ મારો રામ જ્યા લઈ જાય ત્યા જાવુ છે ''

'જવાન તારુ નામ ''

મારુ નામ મૂળજીયો ''

દેવાને કુદરતી રીતે જ મૂળજી ઉપર લાગણી થઇ આવી. "જવાન, જો તને હરકત ન હોય તો હાલ મારે ઘીરે. મારે તીયા રહેજે. હું એક કરું છુ ઢેર પણ રાખું છું. બાપ, તારા ભાગનો બટકુ રોટયો રામ આપી રે'શે"

કુદરતી રીતે મૂળજીનું મન પણ ઠર્યું. મૂળજીને થયુ કે મારા રામે જોગ કરાવ્યો છે. નોધારાનો આધાર આશરો અપાવે છે.

મૂળજી દેવા આહીર સાથે તેને ઘરે ગયો. દેવાના ખેતરમા કામકાજ કરવા માંડયો રાતે દેવાને ત્યા સાધુસંતોની મંડળીઓના ભજનોની જુક જામે. મૂળજીને તો જોઈતુ હતુ એવુ રામે અપાવ્યું.

ચોમાસુ પૂરુ થવા આવ્યુ હતુ. લાણી ટાણું ચાલતું હતું. દેવાના ખેતરમા કાપણીનું કામ ચાલતુ થઇ ગયું હતું. મૂળજી તો કામથી પરવારી કોસે ના'વ પછી માળા ફેરવે અને પછી ભાત ખાવા બેસે આ હતો એનો નિત્યક્રમ.

આહીરાણી ભાત લઇને આવી મૂળજી તો કોસે નાવા ગયો. ભૂખ્યા સાથીઓ તો ખાવા સાટું તન પાપડ થઇ રહ્યા હતા. આજે તો આહીરાણી ગોળ પાપડી કરી લાવ્યા હતા. ભૂખ્યા સાથીઓની દાઢ ઠળકી અને માંડયા જુડવા. મૂળજી માટે તો એક ઠામમા ગોળપાપડી અને રોટલા રાખ્યા. ભૂખ્યાડાંસ સાથીઓ એટલા બધા ભૂખ્યા હતા કે મૂળજીનો ભાગ પણ ચપાટી ગયા. મૂળજીના ઠામમા ધૂળના ઢેફા ભર્યા અને આરામ કરવા લાંબા થઈને સૂતા.

મૂળજી નિત્યક્રમથી પરવારીને ખાવા આવ્યો. મૂળજીના રામનામ જાપ તો ચાલુ હતા. ઠામમાથી હાથ નાખીને ખાવા માટે એક કટકો ઉપાડયો, અને મોમા મૂકયો સાથીઓ સૂતા સૂતા આ તાશેરો જોઈ રહ્યા હતા. ઢેફુ મોમા જાશે એટલે મૂજિયાને ખબર પડશે. એમ તેઓ ધારતા હતા અને મૂછોમા હસતા હતા.

મૂળજી તો બટકા લઇને ખાતો હતો. એને તો કોઈ અનેરો સ્વાદ આવી રહ્યો હતો. સાથીઓ તો દંગ થઈ ગયા, ઢેફા હતાંને! મૂળજી તો નીરાંતે ખાય છે. સૌએ આવીને જોયું તો ગોળપાપડી જ હતી. દેવો આહીર અને આહીરાણી પણ આવી પહોચ્યા.

મૂળજીના મહાન આત્માને સૌએ નમન કર્યા. મૂળજીને ઢેફાની ખબર પડી. તેની આખોમાથી પ્રેમાશ્રુ ટપકવા લાગ્યા. મૂળજીએ અહીંથી ઉપડી જવા નિર્ધાર કર્યો જેણે ઢેફાની સુખડી બનાવી ઇ રામને આશરે રેવાનો મૂળજીએ નિર્ણય કરી લીધો.

'દેવા બાપુ! રામ, રામ, મેથી હવે નહીં રે'વાય!"

'ભાઇ મૂળજી, તુ તો મારા ફરજંદ જેવો છો. દખ ન લગાડ "

"બાપુ, તમે તો મને દીકરા જેમ સાચવ્યો છે. મારી માવડીએ મારી ખૂબ સાચવણ રાખી છે. તમારા ઉપકારો તો ન જ ભૂલાય. પણ હવે મારો આતમ રામ અહી રહેવા ના કહે છે. મને કશુ પણ દખ નથી "

દેવો, આહીરાણી અને સાથીઓ સૌ જોઇ રહ્યા હતા અને મૂળજીએ તેને કહ્યુ " "રામ, રામ, મારા ગુના માફ કરજો " આટલુ કહીને મૂળજીએ વેતા મૂકી દીધા.

મૂળજી આવ્યો ગોકળ. ગોકળ હજુ નવુ સવુ હતું. ભાકુભાજી ગાદી ઉપર હતા. અહી સંત જીવણદાસજી રહેતા હતા સંતની ખ્યાતી મૂળજીએ સાભળી હતી. મૂળજીએ જીવણદાસજીને વિનતિ કરી, "બાપુ, મને ગુરુમંત્ર આપી કંઠી બાંધો."

જીવણદાસજી તો મહા જ્ઞાની હતા. મૂળજીના આતમને ઓળખી ગયા. મૂળજી હવે બન્યો મૂળદાસ.

આ સમયે જીવણદાસજી મહારાજ પાસે એક પુરુષ અને બે સ્ત્રી એમ ત્રણ જણા આવી પહોચ્યા. પુરુષે સંતને કહ્યું "બાપુ, મારો દીકરો મૂળજી અહી આવ્યો છે. આ તેની મા છે અને ખૂણામા આછુ ઓઢીને ઊભી છે ઇ એની ઘરવાળી છે. બાપુ, મૂળજીને પાછો ઘરે મોકલો એ મારી વિનતિ છે."

સંતે મૂળજીને તેડાવીને પૂછ્યુ ત્યારે મૂળજીએ બધી વાત કહી. "બેટા સંસારમા રહીને સેવા કર જેની સાથે સંસાર માંડયો એને તજાય નહી"

"ગુરૂદેવ, આપની આજ્ઞા મસ્તકે ઉપર ચડાવુ છુ '

' વત્સ તને આમોદરા જવા નહી કહુ. ટંક સ્થાશ્રમા રહીને જ ઇશ્વર ભજન કર અને સાધુ સતોની સેવા કર "

સતે મૂળજીના પિતાને કહ્યુ ' ભાઇ મૂળજીનુ મન હવે આમોદરમા નથી તમને બીજા બે પુત્રો છે મૂળજી તેની પત્ની સાથે રહેશે એ ઓલિયા જીવને એનુ કામ કરવા દો તમે તો ભાગ્યશાળી છો કે તમારે ત્યા આવો પુત્ર જન્મ્યો છે, "

મૂળજીના માતપિતાએ આગ્રહ પડતો મૂકયો મૂળજીની પત્નીને મૂળજીને સોપી આમોદરા ચાલ્યા ગયા ગુરુદેવની આજ્ઞા મુજબ મૂળદાસ અમરેલી જઇને રહ્યા મૂળદસે સદાવ્રત શરૂ કર્યુ ભગવત્ મદિરની સ્થાપના કરી આમ મુળદાસના ઓજસ અમરેલીમા પથરાયા

થોડા વર્ષો બાદ મૂળદાસજી દ્વારકાની યાત્રાએ જતા જામનગર રોકાયા જામની સવારી નીકળી રહી હતી મૂળદાસે એ સમયે એક ભજન ગાયુ જામે સાભળ્યુ અને ચોટ લાગી જામે મહાત્મા મૂળદાસને ગુરુ માન્યા અને ગુરુ દક્ષિણા આપી

મહાત્મા મૂળદાસ દ્વારકા પહોચ્યા જામે આપેલી ગુરુદક્ષિણાનુ ધન દ્વારકામા જ ખરચી નાખ્યુ મહાત્મા મૂળદાસની સુવાસ સૌરાષ્ટ્રભરમા પ્રસરી રહી હતી

એક અજવાળી રાત્રે આશ્રમ નજીકના કૂવા પાસે મહાત્મા મૂળદાસે સફેદ વસ્ત્રધારી ઓળો જયો મૂળદાસજી કૂવા પાસે ગયા મૂળદાસજીએ એક અબળાને જીવનલીલા સકેલવાની તૈયારી કરતી જોઈ

' બેન, બાપ! જીવનલીલા સુકામ સકેલી રહી છો!"

એ સ્ત્રી મહાત્માને જોઇને હેબતાઇ ગઈ એ અબળાની આખોમાથી આસુડાની ધાર વહી રહી હતી

' બાપુ આ પાપી જીવન રાખીને શુ કરુ ? બાપુ બધુ સમજુ છુ પણ મારા માટે બીજો માર્ગ જ નથી "

' બેન એટલુ બધુ દુખ શુ છે કે આ માર્ગ લેવો પડે છે ?"

" બાપુ, એક પાપ છુપાવવા આ પાપ કરવુ પડે છે મને હગમના હમેલ છે મારુ કાળુ મો કોને બતાવુ ! બાપુ મને મરવા દો આ ઘોર પાપણીને અટકાવશો નહિ "

એ અબળા ધ્રુસ્કે ધ્રુસ્કે રડી રહી હતી એના જીવનમા નરી નીરાશા સિવાય કશુ ન હતુ

' બેન એ વાસનાના વહેણના વમળ એવાજ હોય છે મહા ઋષિમુનિઓ પણ ભાન ભુલ્યા છે બ્રહ્માદિ દેવ પણ ભૂલ્યા છે બેન, એકડે એકથી ગણ નવુ જીવન શરુ કર જે થયુ તે થયુ "

' પ્રભુ સુબાને ખબર પડી છે એ મારી તપસ કરવાનો છે ત્યારે હુ કોનુ નામ આપુ, મારુ તો થવાનુ હતુ ઇ થયુ, પણ અન્યનુ શુ ?"

તેને સુબાને મારૂ નામ આપજે "

બાપુ આપનુ નામ ! મારી જીભ કેમ કપાઇ ન જાય ! જે ડાળ આશરો આપે એને જ કુહાડી ! બાપ આપ જેવા સતનુ નામ હુ બદનામ કેમ કરૂ !"

' બેન આપણે તો નિર્દોષ છીએ મારુ હૃદયનો ચોપડો ચોખ્ખો છે, પછી મને જગતની શી પરવા ! તારો જીવ બચતો હોય તો જગત મારી નિંદા કરે એની મને લવલેશ પરવા નથી બેન તારે આત્મહત્યા કરવાની નથી મારુ નામ જ આપજે "

બાપુ આજે તો આ સ્વાર્થી દુનિયા ઉપર માનવ દેહે રહેલ ફિરસ્તાનુ હુ દર્શન કરી રહી છુ દેવ આપ માનવ નહી પણ માનવરૂપે દેવદૂત જ છો '

એ બાઇને મૂળદાસજી આશ્રમમા લાવ્યા વેલબાઇને બધી વાત કહી વેલબાઇ પતિપરાયણ હતા એણે એ અબળાને પોતાની પુત્રી તરીકે પાસે રાખી

મૂળદાસજી જે સ્ત્રીને આશ્રમમા લાવ્યા તેનુ નામ હતુ રતન સુબો એની શોધ કરી રહ્યો હતો મૂળદાસજીના આશ્રમમા એનો પત્તો લાગ્યો સુબાએ રતનને પૂછ્યુ બાઈ, તારા પેટમા બાળક છે એનો પિતા કોણ છે ?

સુબા સાહેબ મહાત્મા મૂળદાસજી એના પિતા છે "

મૂળદાસજીનુ નામ સાભળીને સુબો ચમકી ગયો.

સુબો તો થઈ ગયો

"સુબા સાહેબ, રતન કહે છે તે સાચુ છે" મૂળદાસજીએ કહ્યુ

'આપ જેવા સત આવા ધધા કરે એ તો ખરેખર ખૂબ દુ:ખદ છે આપે ઢોંગ સજી અમરેલીની પ્રજાને ઠગી છે આવા કૂડા કામ કરનારને સજા થવી જ જોઈએ "

"સુબા સાહેબ, મારા ગુના માટે હુ સજા સહેવા તૈયાર છુ "

અમરેલીમા હાહાકાર મચી ગયો મહાત્મા મૂળદાસની નિંદા થવા લાગી ઠગારો, લુચ્ચો, બ-મામ એવી ઉપાધીઓ સતને મળવા લાગી લોકો સતના નામ ઉપર થુકવા લાગ્યા

મળદાસજીને ગધેડા ઉપર બેસાડવમા આવ્યા ગળામા ખાસડાનો હાર નાખવામા આવ્યો અને મો ઉપર મેશ લગાડવામા આવી લોકો સત ઉપર ધૂળ ઉડાડવા લાગ્યા આ પ્રમાણે સતને ગધેડા ઉપર અખા અમરેલી ગામમા ફેરવ્યા

જે સતના સન્માન થતા એ સતની આજે કઈ દશા થઈ! એક નીરાધાર અબળાને બચાવવા સતે પોતાની કીર્તિનુ દાન આપી દીધુ એ સ્થિત પ્રજ્ઞના મનમા જરા પણ રજ ન હતો એ તો નિષ્કામ ઓલિયો હતો પર દુ:ખે દુ:ખી થતો હતો

સત મૂળદાસજી આશ્રમે આવ્યા રતન અને વેનબાઈ ચોધાર આસુડા સારી રહ્યા હતા રતનની આંખો રડી રડીને લાલ અગાર જેવી થઈ ગઈ હતી

બાપુ આ પાપણી ખાતર આપની આ દશા! જેણે આશરો આપ્યો એના આવા હાલ! પ્રભુ તારી આ તે ગત્યુ છે એક નિષ્કામ જીવના આવા હાલ! બાપુ આ કુલટાને મરવા કેમ ન દીધી?"

'બેન અફસોસ શા માટે, મે કશુ ખોટુ કર્યુ નથી મારો નાથ કસોટી કરી રહ્યો છે તો કસોટી કરવા દે મને જગતની નિંદાની પરવા નથી મારુ દીલ સાફ છે પછી બીક શા માટે!"

મૂળદાસજી તે નાહી ધોઈને પરવાર્યા અને મદિરમા જઈને પ્રભુની આરાધના કરવા લાગ્યા

સમય જતા રતનને પુત્ર અવતર્યો આ પુત્રીનુ નામ પાડયુ રાધા

સત મૂળદાસજી દ્વારકાની યાત્રાએ જવા નીકળ્યા. આ વખતે તો સત સાથે કોણ હોય!

સત જામનગર પહોચ્યા જ્યા એમના સામૈયા થતા, જ્યા જામ પોતે સતને તેડવા આવતો ત્યા આજે તેની સામે જોનાર પણ કોઈ ન હતુ દશાના રંગ દેખો છો! મહાત્મા મૂળદાસજીને મન જરા પણ રજ ન હતો જામનગરમા એક લુહાર ભગતને ત્યા ઉતર્યા

'ભગતજી, મારે જામને મળવુ છે મળાશે?'

"બાપુ ઈ વાત જવા દ્યો જામે તો તમારી કડી પણ તોડી નાખી છે,"

'રાજવીને મળવામા શુ વાધો? હુ તો અમથોજ મળવા ઇચ્છુ છુ"

"બાપુ હવે જામ આપને મળે કે ન મળે, પણ હા ગોસાઈજી રોજ કરી બાધી છે હવેલીએ જાય છે ત્યા કદાચ મેળાપ થાય ખરો'

"ભાઈ મહાન પુરુષોને મળવા જઈએ ત્યારે ભેટ મૂકવી જોઈએ એકાદુ નારિયેળ મળે તો લેતો આવજે"

"બાપુ, લ્યો હુ લઈ આવુ" લુહાર ભગતે કહ્યુ

"ભાઈ, આ સામે મરેલી મીંદડી પડી છે ઈ જ લઈ જઈશ નારિયેળ હવે લાવવુ નથી'

લુહાર ભગત પણ મુઝવાણો લુહારને લાગ્યુ કે મહાત્મા મૂળદાસની ડાગળી ચસકી લાગે છે પતિત થયો એનુ મગજ પણ ગયુ મૂળદાસ ખવાસ થયો છે

લુહાર ભગતે સાથે જવાની ના પાડી દીધી એટલે મૂળદાસજી મરેલી મીંદડી લઈને હવેલીએ ઉપડયા લુહાર ભગતે ઘરના બારણા બધ કરી દીધા મૂળદાસજી હસવા લાગ્યા "વાહ પ્રભુ વાહ! તારી લીલા ગજબ છે દુનિયા ઉગતા સૂરજને પૂજે છે જેને ગાડે બેસે એના જ ગીતડા ગાય છે પ્રભુ વાહ!

મૂળદાસજી મરેલી મીંદડીને ખેસમા વીટીને હવેલીએ ગયા મૂળદાસજીએ જામને સદેશો કહેવડાવ્યો જામે કચવાતે મને અદર આવવા રજા આપી

મૂળદાસજી અદર આવ્યા ગોસાઈજીને બે હાથ

જોડીને પ્રણામ કર્યો મ'લી મીંદડી ગોસાંઇજીના ચરણોમાં મૂકી

જામ ગુસ્સે થઇ ગયો ગોસાંઇજી ક્રોધે ભરાયા અને નાકુચી ઊઠ્યા, "મૂળદાસ, કાતરિયું ગેગ થયું લાગે છે! અહીં અમારા જેવા શુદ્ધ પવિત્ર માનવી પાસે મરેલી મીંદડી મૂકતા લજવાતા નથી! તમારો વ્યભિચાર દુનિયા જાણે છે તમારા જેવા દંભી માનવીનું મો જોવું ઇ પણ પાપ છે"

"પ્રભુ, હું તો આપના દર્શન કરવા આવ્યો છું રસ્તામાં આ મરેલી મીંદડી હતી, એના બચ્ચાં બાપડાં ટળવળતાં હતાં મને થયું કે આપના જેવા દિવ્ય પુરુષની કૃપાએ આ મીંદડી જીવતી થાશે એના બચ્ચાંને દૂધ મળશે અને આપની વાહ વાહ થશે એટલા માટે જ મરેલી મીંદડી લેતો આવ્યો છું"

મૂળદાસની વાણીમાં અજબ રણકાર હતો એની વાણી સાંભળી જામ પણ થોડા થંભી ગયા તો ખરા

"મૂળદાસ, ફતવા છોડી દ્યો ગઇ આબરૂ પાછી નહિ આવે મરેલા જીવો સજીવન થાતા હશે ખરા?"

'પ્રભુ આપ તો દેવાંશી કહેવાઓ છો આપનાથી કેમ ન બને! મારા જેવા પાપી જીવોનું તો ઠીક પણ આપનાથી ન બને એ જાણી નવાઇ લાગે છે"

મૂળદાસ 'મારાથી તો નહિ જ બને તમે સતવાદી છો ને તો કરી દેખાડો"

જામે પણ ટાપસી પૂરી, મૂળદાસજી મહારાજ સાચું કહે છે તમે જ કરી દેખાડોને!"

'જામ બાપ, એવી મરજી છે ને! રામની રમતું જોવી છે ને?"

મૂળદાસે રામસાગર મગાવ્યા અને આરાધ્યું શરૂ કરી 'માજરીના બાળ નીંભાડામાંથી ઉગાર્યાં મારા રામ! તો આ માજરીને બેઠી કરજે"

મૂળદાસજીનો રંગ અનેરો હતો આજ રાજ્ય જાુરના પારખા હતા જામ તો મૂળદાસજીના રંગ ઉપર ડોળી ઊઠ્યો

મ્યાઉં, મ્યાઉં કરતી એ મીંદડી બેઠી થઇ ગોસાંઇજી અને જામ ફાટે ડોળે જોઈ રહ્યા સાચના પારખા થયા

જામ મૂળદાસના ચરણોમાં પડી ગયો

"સંત! મારી ભૂલ થઈ છે સાચને હું ઓળખી ન શક્યો"

"બાપ જામ, દુનિયાના રંગ એવા જ છે મારા હૃદયનો ચોપડો ચોખ્ખો છે મારે માન શ્યા અપમાન શ્યા?"

જામને મૂળદાસજીનું સ્વાર્પણ સમજાયું. જામનગરમાં સંત મૂળદાસનો જે જે કાર થવા લાગ્યો જામે મૂળદાસજીની માફી માગી અને રોકાઈ જવા કહ્યું

"બાપ, એ દિ' તો ગયા હું ચમત્કાર બતાવવા આવ્યો નથી મારા હૃદયનો ચોપડો તો ચોખ્ખો જ છે સૂરજ વાદળાથી ઢંકાય એટલે સૂરજ નથી એમ માનવું ખોટું છે એક અબળાની વ્હારે ચડવા મારી ફરજ હતી તે મેં બજાવી દુનિયા ગમે તે માને"

જામ સંત મૂળદાસની ત્યાગની મહત્તા ઉપર આફરીન થયો જામ એ મહાન સંતના ત્યાગને પૂરી રીતે સમજી ગયો

મહાત્મા મૂળદાસજી દ્વારકાની યાત્રા કરીને અમરેલી પાછા આવી ગયા રતનબાઈ પુત્રી રાધા પણ ઉંમર લાયક બની હતી તેના લગ્ન કરવામાં આવ્યા રાધાને એક પુત્ર થયો તેને મહાત્મા મૂળદાસજીએ સંસ્કારી બનાવ્યો જે પાછળથી સ્વામિનારાયણ સંપ્રદાયમાં મુક્તાનંદ સ્વામી નામે વિખ્યાત થયો



મહાત્મા મૂળદાસજીની અવસ્થા થઈ હતી લગભગ સૌ વર્ષ થવા આવ્યા હતા મહાત્માજી આ ફાની દુનિયા છોડવાની તૈયારી કરી રહ્યા હતા

સંત સમાજને તેડા કરવામા આવ્યા સંતસમાજ અમરેલીને આગણે ભેગો થયો રામધૂન જામી ગઈ હતી ભજન કીર્તન થઈ રહ્યા હતા, રામનવમીનો પવિત્ર દિવસ હતો મહાત્મા મૂળદાસે રામસાગર હાથમા લીધો અને નાનીકાની આરાધ્યુ કરી ભજન પૂરુ થતા એ મહાન માનવીએ નશ્વર દેહનો ત્યાગ કર્યો

સંતના નશ્વર દેહને પાલખીમા પધરાવીને સમાધ તરફ લઈ જવામા આવ્યો શંખ નગારા, ઝાલર વાગી રહ્યા હતા અબીલ ગુલાલ ઉડી રહ્યા હતા સંતની પાલખી મધ્ય ચોકમા પહોંચી એક નારી સંતના દેહની પાલખી જોઈને ઘરમા પાછી વળી ગઈ

પાલખી માહેના સંતના નશ્વર દેહે આંખો ખોલી સૌ તો દીગમૂઢ બની ગયા 'શુ સંત સજીવન થયા ?' મહાત્મા મૂળદાસે એ નારીને બોલાવવા કહ્યુ એ નારીને પાલખી પાસે લાવવામા આવી

"બેન, બા, તુ પાલખી જોઈ પાછી કેમ વળી ?"

'બા . પુ " એ બાઈ આગળ ન બોલી શકી

'બેન, સાચુ કહે જરાપણ સંકોચ ન રાખતી"

"બાપુ હું મારે સાસરે જતી હતી અને આપની પાલખી "

મુડદાના અપશકુન થાય એમજ ને'

"હા, બાપુ !"

'બેન હુ હવે તો જીવતો છુ ને ! બાપ, હવે તારે સાસરે જા "

પાલખીને આશ્રમમા પાછી લાવવામા આવી મહાત્મા મૂળદાસ ચાલીને આશ્રમમા ગયા

બીજે દિવસે સંતે દેહ છોડ્યો દેહ છોડતા પહેલા આશ્રમવાસીઓને કહ્યુ મારા દેહને આશ્રમમાજ દાટજો બહાર નઈ ન જશો કોઈ સાસરે જતી દીકરીને અપશુકન ન થાય "

સંત મૂળદાસના દેહને ત્યાજ દાટવામા આવ્યો

એ મહાન ત્યાગી નરની સમાધ આજે પણ આપણને ત્યાગના મૂલ્યાંકન સમજાવી રહી છે એ મહાત્માની સમાધના પથ્થરો ત્યાગની મહત્તાના ગીતો સંભળાવી રહ્યા છે ત્યાગથી માનવી દેવ જેવો બને છે ત્યાગની મહત્તા આગળ દુનિયા મસ્તક નમાવે છે

જીવને શિવની થઈ એકતાને
પછી કહેવુ રહ્યુ નથી કાંઈ રે
દ્વાદશ પીધો જેણે પ્રેમથી ને
તે સમાઈ રહ્યો શૂન્યમા

---

## મૂળમા બીજ સારું હોવું જોઈએ

એક પ્રકારની જળવેલનો હમણા ખૂબ જ પ્રચાર થયો છે મારે ત્યા પણ એક ખાલી કાચની શીશીમા પાણી ભરી એના છોડ એમા મૂકયા છે રોજ પાણી બદલાય છે અને વેલ લીલીછમ રહે છે, નીત વધતી જ જાય છે એના નવા ડાળા પાદડા ફૂટતા જ જાય છે, આજે ત્રણ મહિનામા તો એનો ભપકો અજબ જેવો થઈ ગયો છે

પણ આના પરથી મને એક વિચાર આવે છે કે ઈશ્વરે આ પાણીમા એવી તે શી તાકાત મૂકી છે કે કયાક એ વૃક્ષને જીવનદાન આપે છે, કયાક માણસ અને પશુને જીવાડે છે એ જ પાણીમાથી થોર ગુલાબના ફૂલોમા મીઠી મહેક અને એ પીના વિષધરોમા ઝેર, ઘઉ–ચોખાના છોડમા પૌષ્ટિકતા અને વાડોને કાટા, ફૂલોને મધ અને માણસોને શીતળતા આપતુ આ પાણી મૂળમા ખરેખર અજબ શક્તિ ધરાવે છે ઝેર હોય ત્યા ઝેર વધારે છે મધ હોય ત્યા મધ વધારે છે એટલે કે જેનામા જે શક્તિ હોય તેનો જળ અને પૃથ્વી વિકાસ કરી આપે છે

માટે જ સારા માણસો સારા થતા જાય, ખરાબ માણસો ખરાબ થતા જાય એ બન્ને માટે વાતાવરણ તો એક જ હોય છે મૂળમા બીજ સારું કે ખરાબ હોવુ એ મુખ્ય વાત છે માટે માણસે સારા વિચારો પ્રમાણે ચાલવાનો એક વખત જો નિર્ણય કર્યો જ તે ઉત્તરોત્તર એનો વિકાસ થશે જ એ વાત નિશ્ચિત છે કુદરત, ઈશ્વર કે વાતાવરણ જે માનો તે એમા સહાય કરશે

# શ્રમ અને સિદ્ધિ

સત્યનારાયણ સિંહા

[ભારત સરકારના વાહન-સંદેશા વ્યવહાર અને સંસદીય બાબતોના પ્રધાન શ્રી સત્યનારાયણ સિંહાએ તાજેતરમા અખિલ ભારત ટેલિગ્રાફ ટ્રાફિક કર્મચારી સંઘના વાર્ષિક અધિવેશન પ્રસંગે કરેલ ઉદ્બોધનનો કેટલોક સાર અહીં આપેલ છે તે દેશની સાંપ્રત સ્થિતિમા હરકોઇને લાગુ પડે છે, કેમકે યુદ્ધોત્તર પરિસ્થિતિમા શૂન્યમાથી સૃષ્ટિનુ સર્જન કરવાનું હોય છે ]

તાજેતરમા જ હુ કેટલાક પાશ્ચાત્ય દેશોની મુલાકાતો લઈને પાછો ફર્યો છુ સંદેશા વ્યવહારના ક્ષેત્રે જે પ્રગતિ, અને આધુનિક વૈજ્ઞાનિક સુવિધાઓ આ દેશોએ અપનાવી છે તે આપણા દેશમા દાખલ કરવાની તાલાવેલી પણ લાગે છે બીજા વિશ્વયુદ્ધ પછીના અતિ ટુંકા ગાળામા આ દેશોએ પ્રગતિની દિશામા જે હરણ ફાળ ભરી છે તે જોઈને દિંગ થઇ જવાય છે રશિયાને બાદ કરતા બાકીના યુરોપ જેવડો આપણો દેશ છે દેશની વિશાળતા, માનવશક્તિ તેમજ કુદરતી સંપત્તિ હોવા છતા, આ દેશોની સરખામણીમા, આપણે એક કંગાળ ચિત્ર ખડુ કરીએ છીએ

બેલ્જિયમ ફ્રાન્સ, ઈંગ્લન્ડ, પશ્ચિમ જર્મની અને સ્વિટ્ઝર્લૅન્ડની મુલાકાતો લઇ મે મિત્રો સમક્ષ મારો મિશ્રિત મનોભાવ, આનંદ અને ખિન્નતાનો વ્યક્ત કર્યો હતો આનંદ એટલા માટે કે આ દેશોએ, સખ્ત પરિશ્રમ અને પ્રમાણિક પ્રયત્નોથી પોતાના દેશને ઊભો કર્યો અને દુનિયાની સૌથી આધુનિક વિજ્ઞાન વિચારધારાને પોતાને આંગણે અપનાવી, બીજા વિશ્વયુદ્ધની ખાખમાથી સમૃદ્ધિની છોળો રેલાવી દીધી, આની સામે, ઘરઆંગણે આપણે શુ મેળવ્યુ તે ખ્યાલે ખિન્નતા અનુભવી. એકજ દાખલો પશ્ચિમ જર્મનીના એક મ્યુનીચ શહેર ઉપરના બોમ્બમારાથી ૮૦ ટકા મકાનો સંપૂર્ણ જમીનદોસ્ત થઇ ગયા. આવડા મોટા વિનાશનું એક નાનુ સરખુ નિશાન પણ આજે જોવા મળતુ નથી ! કેટલી ઝડપથી એ લોકોએ નવસર્જન કર્યું હશે !

એક બીજુ દૃષ્ટાન્ત આપુ છુ યુદ્ધને અંતે ૧૯૪૭મા મહાન ઉદ્યોગપતિ સઈમન્સ (Siemens) કે જેની સંસ્થા આજે અઢી લાખ કામદારોને રોજી આપે છે તે પોતાની ઑફિસે જવા સાઇકલ વાપરતો. તે વખતે મ્યુનિચમા એક પણ મોટરગાડી સમખાવા રહી નહોતી જે કાઇ હતી તે જપ્ત કરી લેવામા આવી હતી આજે ત્યાના રસ્તા ઉપર દોઢ લાખ 'મર્સીડીસ બેન્ઝ ' પાણીના રેલાની પેઠે દોડી જાય છે ! પોતાની ગાડી ન હોય તેવો કોઇ નગરજન શોધ્યો જડે નહી અને અટલી ગાડીઓને ક્યા ઊભી (Park) રાખવી તે કોયડો અણઉકેલ રહે છે ! ઘણીવાર લોકોને પોતાની ફરજ ઉપરની જગાએથી એક માઇલ દૂર ગાડી ઊભી રાખવી પડે છે ! સમૃદ્ધિ અને આબાદીની ઝાકમઝોળ ચારેતરફ ઝગઝગતી ત્યા દેખાય છે દુકાનો, હૉટલે, ઓપેરા અને જાહેર મનોરંજનના સ્થળોએ પૈસાની છોળ ઊડતી હોય !

આ સમૃદ્ધિ ક્યાથી આવી ? કેમ આવી ?

મારે કહેવુ જોઇએ કે કુદરતી સંપત્તિમા ત્યા માત્ર કોલસો છે બીજુ કાઇ જ નહી. છતા સ્થાનિક પ્રજાએ પોતાના પરસેવા અને લોહીથી આટલું પરિવર્તન કર્યું. પરદેશી મદદ મળી છે એ ખરૂ. પણ હુ એવા દાખલા પણ આપી શકુ જેમા પરદેશી મદદ મળવાના કારણે પ્રજા આળસુ અને હરામ હાડકાની થઇ ગઇ હોય અને કંગાલિયત અને પછાતપણામા સબડતી હોય મારે જે કાઇ કહેવાનુ છે તે માત્ર એટલુ જ કે કોઇ પણ પ્રજા શ્રમ, સખ્ત પરિશ્રમ, પરસેવાના ટીપા નીતરી રહે તેટલો પરિશ્રમ ન કરે ત્યા સુધી તે ખરા અર્થમા પ્રજા બનતી નથી અનુભવે, આ બધા દેશોમા મેં એમ પણ જોયુ કે શનિ અને રવિ એ બે દિવસોએ આનંદ માણવા લોકો બહાર નીકળી પડે છે. પણ બાકીના દિવસોએ સવારના સાતથી સાંજના પાંચ સુધી એકધારો અવિરત પરિશ્રમ તેઓ કરે છે સતત પરિશ્રમથી તેઓ વધુ ઉત્પાદન કરે છે અને ઉત્પાદન વધવાથી તેમનુ જીવન ધોરણ ઊંચુ જાય છે

તમને જાણીને નવાઇ લાગશે કે અહીંથીજ આપણા એક અમલદારને જીનિવા મોકલેલા અને

તેમણે ત્યાંથીજ રહેવા સ્વીકાર્યું. પગાર પણ વધારે મળતો હતો તેમણે મારી સમક્ષ ફરિયાદ કરી હતી કે ઘરકામ માટે તેમને નોકર મળી શકતો ન હતો કેમકે નોકરોનો ખર્ચ દર મહિને ૮૦૦ ફ્રાન્ક (લગભગ એક હજાર રૂપિયા) જેટલો આવે ! તેમના પત્નીને હવે પરદેશ આવવા બદલ પસ્તાવો થાય છે ! કેમકે બધુ જ ઘરકામ હાથે કરવુ પડે ! ઝુરીચમા મારાજ એક ભારતીય મિત્રે મને કહ્યુ કે તેમણે જે માળીને રોકયો છે તે નોકરી કરવા મોટરમા બેસીને આવે છે અને એક કલાકના પંદર ફ્રાન્ક (આશરે વીસ રૂપિયા) લે છે !

જરા વિચાર તો કરો ! કલાકના હિસાબે પરિશ્રમનુ મૂલ્ય ! અને નવીનકોર મર્સીડીસમા આવતો માળી !

બર્ન ખાતે આપણી એલચી કચેરીનો શોફર પોતાની મર્સીડીઝમા બેસી નોકરી કરવા આવે છે, અને આપણી ગાડી ચલાવે છે તેમા કયારેક ખોટકો થાય ત્યારે પોતાની ગાડી વાપરવા દેવા જેટલી સજ્જનતા પણ બતાવે છે એટલુ જ નહી તેની પત્ની પાસે વળી પોતાની જુદી કાર છે અને તે નવીનકોર !

આ નાના દૃષ્ટાન્તો એટલા ખાતર આપુ છુ કે સમૃદ્ધિ કોને કહેવાય અને ઊંચુ જીવન ધોરણ કેવુ હોય તેનો તમને ખ્યાલ આવે આ બધાના મૂળમા છે ઉત્પાદન અને ઉત્પાદન એટલે તમે અને હુ મળીને જે કંઇ કરી શકીએ તે જો આપણે શ્રમ ન કરીએ અને કાંઇ ઉત્પાદન ન કરીએ તો પછી વહેંચણી શેની કરવી? ગરીબી અને ભૂખમરાની? એટલા માટે જ કામદારવર્ગને મારે કહેવાનુ છે કે તમામ શકિત તમારા કામકાજમા કેન્દ્રિત કરો અને લગની એવી લગાડો કે પ્રામાણિક શ્રમ વિના ચેન પણ ન પડે

ઘણીવાર કામદારો અને માલિક વચ્ચે માગણીઓ અંગે વિવાદ ઊભો થાય છે ઘણીવાર એવુ બને છે કે આર્થિક કારણોસર માગણીઓ સંતોષવાનુ શકય બનતુ નથી માગણીઓ વ્યાજબી હોય તો પણ આવે ટાણે ઉત્પાદન ઘટે તેવી ચળવળ કરવાથી અથવા પરિશ્રમ કરવાથી સરવાળે સૌને નુકશાન થાય છે અને ગરીબાઇમા જ વધારો થાય છે,

કામ ન કરવુ અથવા 'ગાડી ધીમે હાંકો' ની નીતિ અપનાવવાથી પણ શુ ફાયદો? તેને કંઇ નામ આપવુ હોય તો દેશદ્રોહ જ કહી શકાય. અને જે કોઇ તેની હિમાયત કરે છે તેને દેશભક્ત કેમ કહેવાય? જે દેશ પોતાની આર્થિક ભૂમિકાનો પાયો તૈયાર કરી રહેલ છે, ત્યા આવી નીતિરીતિની બીજા દેશોની હરોળમા આપણે કદી આવી શકીશુ? અથવા આવા ઉપાયો અજમાવવાથી શ્રમજીવીને વધુ વળતર આપવાની માલિકની શક્તિમા વધારો થાય ખરો? આ એક વિચારવા જેવી બાબત છે જે તમામ કામદાર નેતાઓની દૃષ્ટિસમક્ષ રહેવી જોઇએ અંગત રીતે, આવી તરકીબોને હુ પસંદ કરતો નથી

સ્વતંત્ર દેશના સ્વતંત્ર નાગરિકનું વર્તન કેવુ હોવુ જોઇએ તે બાબતે હુ હમેશા સ્પષ્ટ રહ્યો છુ. સામાજીક સ્થિતિમા વ્યક્તિના ત્રણ સ્તર જોવા મળે છે ગુલામ, ગુલામીમુક્ત માનવી અને સ્વતંત્ર શહેરી ગુલામને કોઇ હકકો હોતા નથી માત્ર ફરજ બજાવવાની હોય છે ગુલામીમાથી મુકત થાય છે ત્યારે માનવી બીજે છેડે જઇ બેસે છે અને તે માત્ર હકકની જ વાતો કરે છે જાણે કે ફરજનુ બંધન પણ કેમ ન હોય? સ્વતંત્ર શહેરી મે પશ્ચિમના દેશોમા જોયો તેનુ વર્તન કેવુ છે? તેના વિચારો કેવા છે? હકક ખાતર તે દેશને ભૂલી જાય છે?

તેને જવાબદારીનુ ભાન છે તે જે કાંઇ કોને છે, કરે છે તેમા આ ભાન મુખ્ય ભાગ ભજવે છે પોતાના હકક માટે તે સંપૂર્ણ જાગૃત છે અને તેને ખાતર ગમે તે કિંમત આપવા તૈયાર છે પરંતુ તેનુ કોઇ વર્તન જવાબદારી વિહોણું અથવા સમગ્ર દેશના હિતની વિરુદ્ધ નથી તમામ પાશ્ચાત્ય દેશોમા મે આ જોયુ છે

માત્ર આપણે ત્યાજ ગુલામીમાથી મુક્ત થઇને અમે ફાવે તેમ આચરણ કરે છે આપણે માત્ર હકક ઉપર ભાર મૂકીએ છીએ જવાબદારી શુ ચીજ છે તેની જાણે કોઇને પડી નથી વસ્તુતઃ તો મે ઉપર કહ્યુ તેમ સ્વતંત્ર શહેરી તરીકે વર્તતા શીખવુ જોઇએ શ્રમ અને ઉત્પાદનમા કદાપિ કચાશ આવવી ન જોઇએ

યાદ રાખજો, જો દેશ નથી તો તમે નથી એક પ્રજા આખીનુ ચણતર થઇ રહ્યુ હોય ત્યારે તેની ઇંટ બનવાનુ પસંદ કરજો ઇમારતને કડડડ ભૂસ પડતી અટકાવવા શ્રમની વ્યાખ્યાને અભરાઇએ નહી.

# દૂધ દહીંની ઘરગતુ અવેજી

ચંદુલાલ દવે

આજે આખાય દેશમા દૂધનો પ્રશ્ન અતિ વિકટ થતો જાય છે તેમાય આપણી ગુજરાતની મોટા ભાગની વસ્તી વનસ્પતિ આહારી હોવાથી તેને માટે તો ઉત્તમ પ્રોટીન પોષક તત્ત્વવાળુ ખાદ્ય માત્ર દૂધ છે તેથી આપણુને પોતાને માટે, ખાસ કરીને બાળકોના વૃદ્ધિ વિકાસ માટે દૂધની તગી વિશેષ સાલે એક તરફથી જ્યારે માનવ સખ્યા સારી રીતે વધતી જાય છે ત્યારે બીજી તરફથી દૂધાળા ગાય ભેસની સખ્યા ઘટતી જાય છે ગુજરાતમાથી સારી ભેસોની મોટા પ્રમાણમા નિકાસ થાય છે ગાયમાતાના આપણા પૂજકોને ગાયનું ઓછી મળતુ દૂધ ખપતુ નથી એટલે હવે ગાય કોઇને રાખવી પરવડતી નથી તેથી જે ગાયો છે તેની ઓલાદ ઉતરતી જાય છે ગોમાસ ખાનારા પશ્ચિમના દેશોની હૃષ્ટપુષ્ટ ગાયો ટકે પદર રતલ કે વધુ દૂધ આપે છે ત્યારે ઉરુલી કાચન કે બીજી આદર્શ ગૌશાળને બાદ કરતા મરવાને વાકે જીવનારી આપણી ગાયો ટકે માડ બશેર દૂધ આપે છે આ બધા કારણોએ આપણુ દૂધ ઉત્પાદન ઘણુ નીચુ છે આ દિશામા થતી અનેક વિકાસ યોજનાઓ છતા ઘણા શહેરોમા હવે ડેરીઓ નીકળવા છતા અને છેવટે હવે ગ ધેટી જેટલીના સચિત દૂધનો ઉપયોગ થાય તો પણ દૂધનો પ્રશ્ન ઉકલે તેમ લાગતુ નથી આવી સ્થિતિમા દૂધની સરળ અને સસ્તી અવેજી શોધવી રહી

આજ સુધી એમ મનાતુ અને હજુય ઘણા માને છે કે ઉત્તમ પ્રકારના પ્રોટીન પોષક તત્ત્વ દૂધ ઇડા, મચ્છી અને માસ વગેરે પ્રાણીજ ખાદ્યોમા જ રહ્યુ છે એટલા માટે દાક્તરી ભલા મણથી ઘણા ચુસ્ત વનસ્પતિ આહારીઓના કુટુબોમા ઇડા તો દાખલ થઈ ચૂક્યા છે આજની ઉગતી શિક્ષિત પ્રજા ખુલ્લી અથવા છાની છપની માસાહાર લેતી થતી જાય છે પરતુ આજના વિજ્ઞાને હવે અનેક સશોધન પછી સિદ્ધ કર્યું છે કે કેટલાક વનસ્પતિ ખાદ્યોમા પ્રાણીજ ખોરાકના જેવુ જ ઉત્તમ પ્રોટીન રહ્યું હોવાથી તે માટે દૂધ કે માસાહારની બીલકુલ જરૂર નથી આ શોધને પરિણામે પશ્ચિમની માસાહારી પ્રજામા વનસ્પતિ આહારનુ મહત્ત્વ સમજાવા લાગ્યુ છે અને તે એટલે સુધી કે ત્યા સરકારી શિક્ષિતજનોમા દૂધનો પણ ત્યાગ કરી કેવળ વનસ્પતિ આહાર પર સુદર આરોગ્યમય જીવન જીવનારાની સખ્યા વધતી જાય છે અને તેઓ તેના પ્રચારાર્થ સમેલનો ભરે છે આવી જ એક વેજીટેરીઅન કોન્ફરન્સ આગ મા માસમા યુરોપમા મળનાર છે આ બધાનુ તાત્પર્ય એ કે દૂધની ગરજ સારે એવા વનસ્પતિ ખાદ્યો છે વિજ્ઞાન કહે છે કે બદામ પીસ્તા કાજુ વગેરે મીજવાળા ફળો, કઠોળ જાતનુ સોયાબીન અને તેની બીજમા મગફળી આ પદાર્થો આપણને દૂધના જેવુ જ ઉત્તમ પ્રોટીન આપી શકે છે બદામ પીસ્તા આપણુને ન પોસાય સોયાબીન આપણા દેશમા ભાગ્યે જ મળે પરતુ મગફળી તો આપણા ગુજરાતમા ઢગલાબધ પાકે છે તેનુ તેલ તો આપણે રોજ ખાઇએ છીએ આજ મગફળી આપણને દૂધ દહીં પણ આપી શકે છે આ કેવી રીતે તે આપણે જોઇએ

મૈસુરમા સેન્ટ્રલ ફૂડ ટેકનોલોજિકલ રીસર્ચ ઇન્સ્ટીટયૂટ નામની સરકારી સસ્થા છે તે ઘણા વર્ષોથી આપણા આહારના વિષયમા ઊડા સશોધન કરી રહી છે તેણે અનેક સારા પ્રયોગો પછી મગફળીના દૂધ દહીં બનાવવાની રીત ખોળીને તે પ્રમાણે ઘરમા જ તે બનાવી લેવાની ભલામણ કરી છે તે રીત આમ છે મગફળીના સારા એક રતલ દાણા, તેના લાલ ફોતરા નીકળી જાય તેટલા પૂરતા શેકી નાખી ફોતરા કાઢી નાખવા પછી તે દાણાને નવેક કલાક પાણીમા પલાળી રાખવા પછી તેમને નીસા પર સારી પેઠે લસોટી નાખવા પછી ૧૫ પ્યાલા (૭ ઔસના) પાણી લઇ તેમા લસોટેલો માવો નાખવો આમા પાનમા ખાવાના ચૂના

(કેલશીઅમ હાઇડ્રોક્સાઇડ)નું અર્ધો પ્યાલો (ત્રણ ઔંસ) નીતર્યું પાણી તથા માત્ર પા ચમચી સાજીનાં ફૂલ (સોડા બાઇકાર્બ) થોડા પાણીમા ઓગાળી નાખવો. આ બન્ને વસ્તુઓ આનાથી વધુ પડવી ન જોઇએ. આ પછી આ મિશ્રણને બરાબર હલાવી નાખી એક બારીક કપડા વડે તેને ખૂબ નીચોવીને ગાળી લેવું. પછી તેને પાચેક મિનિટ ઉકાળી ઠંડુ પડવા દેવું. આ દૂધ તૈયાર થયુ. પછી જેટલું પીવું હોય તેટલામા જોઇતી ખાંડ અથવા ગોળ નાખી પીવું.

મૈસુરની ઉપવી સસ્થાના ઉચ્ચ અધિકારી દાકતરોએ લખેલા 'અવર ફૂડ'ના પુસ્તક (ગુજરાતી અનુવાદ 'આપણા ખાદ્યો' બાપાલાલ વૈદ્ય)મા જણાવ્યા પ્રમાણે આ દૂધના પ્રોટીન વગેરે ઘણાખરા પોષક તત્ત્વો લગભગ ગાયના દૂધની બરાબર છે. છ માસના બાળકોને આ દૂધ સરળતાથી આપી શકાય છે તે પુરવાર થયુ છે. આ દૂધનુ નીચે પ્રમાણે દહીં પણ થઇ શકે છે. નવશેકા દૂધ દર પ્યાલાદીઠ અર્ધી ચમચી ગ્લુકોઝ અથવા મધ નાખી દહીનુ જરૂરી મેળવણ મેળવી એકરાત કબાટમા રહેવા દેવુ. બીજે દિવસે દહીં તૈયર થઇ જશે. આનો ઉપયોગ સામાન્ય દહીની જેમ બધી રીતે થઇ શકે છે

જ્યોતિસઘના આહાર વર્ગમા તાજેતરમા ઉપર મુજબ દૂધ દહીં સફળતાપૂર્વક બનાવવામા આવ્યા હતા. તેના ખર્ચનો હિસાબ કરતા બન્ને આશરે બે આને રતલ પડયા બજારૂ દૂધ દહીં કરતા કેટલા સસ્તા!

ગરીબ કુટુંબ પણ થોડી મહેનતે ઘેર બનાવી શકે. આ ઉપરાત વિશેષ લાભ તો એ થાય છે કે દૂધ ગાળતા મગફળીનો માવો વધે છે તે પણ ખૂબ પૌષ્ટિક હોય છે તેને એમને એમ અથવા થોડું તેલ નાખીને શેકીને આશરે દોઢપાશેર ગોળની ચાસણીમા નાખી ટોપરાની થોડી છીન ઉમેરી તેનો સરસ પાક થઇ શકે છે. આ પાક બાળકો માટે સસ્તી, સ્વાદિષ્ટ અને પોષક વાની બને છે થોડા ગોળ અને ટોપરાના ચારેક આના ગણીએ તો આ પાક મફતમાં પડયો. કેમકે મગફળીની કિમત દૂધમા ગણી લીધી.

જ્યોતિસઘમા તાજેતરમા મુબઇના હાફકીન ઇન્સ્ટીટ્યૂટના પોષણ ખાતાના વડા ડૉ. જોઇ આવેલા ત્યારે સીસ્તેરે સ્ત્રી કાર્યકરોનુ મિલન ગોઠવેલુ ત્યારે આ સૌને મગફળીના દહીનુ કાકડી ગાજરનુ રાયતુ અને ઉપર મુજબનો મગફળીના માવાનો પાક મન માન્યો પીરસવામા આવ્યો હતો ઉપરાત આ દહીનો થોડો શીખડ કરી ચખાડવામા આવ્યો હતો આ બધી વાનગીઓ સૌની સારી પ્રશંસા પામી હતી. આ આખાય નાસ્તાનુ ખર્ચ માત્ર રૂ. ૨૦ આવ્યું હતુ.

આજે જ્યારે ગામડામા પચાયત રાજ સ્થપાયું છે અને નવનિર્માણનું કાર્ય આરંભાયું છે, ત્યારે સરકારી અને સામાજિક કાર્યકરો, વિશેષ સર્વોદયી કાર્યકરો ગામડાની પ્રજાને દૂધ દહીની સસ્તી ઘરગતુ અવેજીને અપનાવવાની સલાહ આપશે તો રાષ્ટ્રીય આહારનો એક કૂટ પ્રશ્ન કાંઇક હળવો થશે.

*

## ગુરુદેવની વાતો

એકવાર કવિવર રવીન્દ્રનાથ ઠાકુર શ્રી અરવિંદના દર્શન કરવા આવ્યા ગુરુદેવ અંદર ગયા ત્યારે હસતા હતા બહાર આવ્યા ત્યારે તેમની આખમા આસુ હતા. કોઇએ. પૂછ્યુ: 'આમ કેમ?' ગુરુદેવે જવાબ આપ્યો- 'શ્રી અરવિંદ મારા મિત્ર હતા. બગભંગની લડતમા અમે સાથે કામ કર્યુ હતુ એટલે અંદર જતી વખતે હુ મિત્રને મળવાના આનદમા હતો. પણ અદર જઈ મે શ્રી અરવિંદના દર્શન કર્યા, તેમના તપતું તેજ જોયુ, લલાટ પર ભક્તિની ભાવના જોઈ, તેમના શરીર ઉપર પ્રગટ થયેલી સુવર્ણમય દિવ્ય કાન્તિ જોઇ. મનુષ્ય પોતાનો આવો વિકાસ સાધી શકે એ જોઇ મારી આખમા આનંદના આસુ આવી ગયા'

# હિંમત સે કામ લો !

ગિરજાશકર કે વ્યાસ

તંત્રી તરફથી આગામી અંક માટે કંઈક લખી મોકલવા આમંત્રણ મળેલ છે તેથી તેમને માટે યોગ્ય એવા લેખ અંગે પથારીમા જરાક આડેપડખે થઇ વિચાર કરી રહ્યો હતો ત્યા પવનની લહરીમા આખ મીંચાઇ ગઇ

હુ ચાલ્યો જાઉં છુ રસ્તા પર થોડાએક ગલુડિયા અને તેમની માતા મસ્ત થઈને બેઠા છે મને જોઇ એકાદ બે ગલૂડિયા મને જાણે ઓળખતા હોય કે પછી હુ કોણ છુ તે જાણવા માગતા હોય તેમ મારા તરફ આવી મારા પગ આગળ વીંટળાવા -વળગવા-માડયા આમ મારી ચાલમા અવરોધ થતા અને જો હુ એમ ચાલવા માડુ ને કદાચ તે ગલૂડિયામાથી એકાદ કચરાઇ જાય તો પછી નાહક એને થોડીઘણી ઇજા પહોચે એ ભયથી હુ ત્યાથી થોડેક દૂર જઈ ચાલવા માડયો આથી તો બીજા ગલુડિયા પણ ત્યા દોડી આવ્યા જે ભયથી હુ પ્રથમના રાહને છોડી આમ આ રાહ પર જતો હતો ત્યા વળી પ્રથમ કરતા લગભગ બમણા-કે ત્રણગણા ગલુડયા આવી મારા રાહને મારી પાસે આવી અટકાવવા માડયા તેમ હુ જરાક વધારે વેગથી ચાલ્યો મારો વેગ આમ એકાએક બદલ્યો તેથી-કે કદાચ એ વેગમા એકાદ ગલૂડિયાને પાદ સ્પર્શ થઇ ગયો હશે તેથી-ગલૂડિયા માડયા ભસવા અને તેમના ભસવા સાથે તેમની માતાએ પણ પછી ભસવા માડયુ ! આથી હુ વળી જરાક વધારે વેગીનો બન્યો, તેથી કૂતરીને લાગ્યુ કે હુ કાંઇક તેના બચ્ચાને નુકસાન કરી જાઉં છુ, અને તે મારા તરફ વેગથી ભસવા માડી. મને બીક લાગી કે કદાચ તે મને કરડશે એટલે હુ ત્યાથી નાઠો કૂતરી અને પેલા ગલૂડિયા તેમની હદ સુધી મારી પાછળ પડયા પણ ત્યા તો હુ તેમની સીમા વગાવી ગયો હતો, અને તેઓ પાછા ભસતા ભસતા તેમના મૂળ સ્થાને ચાલ્યા ગયા !

આગળ જાઉં છુ ત્યા સામે એક ગધેડી અને તેનુ બચ્ચુ-ખોલકુ-ઊભેલા જોયા તેમનાથી બચવા હુ જરાક તેમનાથી દૂર જાઉં છુ ત્યા પેલુ ખોલકુ મારી તરફ આવી પહોચ્યુ અરે ! આ ભય તો પ્રથમ કરતા ભયકર ! ખોલકુ મારી પાસે આવે ત્યા તો ગધેડી પણ આવી પહોચી મારી ! પ્રથમના ભયમા તો કરડવાનો ભય હતો પણ અહિ તો લાતલાતનો ભય હતો મારા મિત્રને એવો એક અનુભવ થઇ ગએલો તે મને અત્યારે યાદ આવી ગયો !

મારો મિત્ર જ્યારે નાનો હતો ત્યારે તે રસ્તા પર રમતો હતો તે વખતે એક ગધેડી અને તેનુ ખોલકુ ત્યાથી પસાર થયા મારો મિત્ર તો રમતમા ને રમતમા પેલા ખોલકા આગળ આવી પહોચ્યો પણ ત્યા તો ગધેડીએ એવી એક પાછના પગની જોરથી લાત મારી કે તે તો ગબડીને ક્યાનો કયા ફેંકાઇ ગયો. પેલી ગધેડીએ એમ માન્યુ કે તે તેના બચ્ચાને કઇક મારવા જાય છે અને તેથી બચ્ચના રક્ષણાર્થે તેણીએ મિત્રને લાત લગાવી દીધી !

ગધેડી અને તેનુ ખોલકુ તો પછી જતા રહ્યા પણ મારા મિત્રને દવાખાનામા થોડાક દિવસો સુધી પાટા પીંડી કરાવવા પડ્યા લાતની અસર પણ છેવટ સુધી રહી ગઇ, અને મિત્રના માથામા કે જે ઠેકાણે ગધેડીની લાત લાગી હતી ત્યા એક કાયમની નાનકડી એવી ટાલ રહી ગઇ !

આ ભયથી તો હુ ભાગ્યો પણ ત્યા તો ગધેડી ચમકી ને તેતો જાણે હુ તેમને-તેને તથા તેના બચ્ચાને-મારવા જાઉં છુ એમ અનુમાન

ફરી મારા પ્રતિ વેગથી આવવા માંડી! પણ મિત્રનો અનુભવ મારી દૃષ્ટિ સમક્ષ એવોને એવો જ તાજો હતો અને હુ મુઠીઓવાળી ત્યાથી દોડયો!

શ્વાસ રોકતો ને થાકને જરા હળવો કરતો હુ આખરે એક વૃક્ષ નજીક આવી પહોચ્યો હવે તો અહિ આ વૃક્ષ નીચે ઘડીભર આશ્રય લઈ મારા થાક અને ભયને દૂર કરવા ઈચ્છનો હતો પણ જ્યા હુ વૃક્ષ નીચે આવ્યો ત્યા તો તે જગ્યાએજ એક વૃષભ ઊભો હતો! અરે આતો વિષમ પરિસ્થિતિ! વૃષભ જેવા ભયકર પ્રાણીનો વિશ્વાસ કેમ કરી શકાય? એની લાત કરતા તો એના શિગડાનો વધારે ભય હતો મોટા ડોળા ફાડી એ તો મને ઘડીભર જોઈ રહ્યો

ઘડીભરતો હુ પણ થથરી ગયો આ આ પો કે મને તેના શિગડા પર ચડાવી દૂર ફેકી દીધો એવો ભય જરાક આવ્યો ન આવ્યો ત્યા કોણ જાણે મને એક વિચાર વિદ્યુતવેગે આવી ગયો "આમ જતા ને ત્યા બીકથી ભાગે છે તેના કરતા ઘડીભર જોતો ખરો કે ભય ખરેખર તારા સામે આવે છે કે ફક્ત તેનો ભાસ જ તને લાગે છે? ભયની સામે ડરી જઇ ભાગતા તો ભય વધારે ભયકર નીવડશે માટે એનો ધૈર્યપૂર્વક સામનો કરવા કટીબદ્ધ થઇ આગળ વધ ભય પછી આપોઆપ ભાગી જશે. જ્યારે ભયનો ડર નથી તો પછી ભયના ભાસનો ભય કેવો? અને પેલો વૃષભ જાણે કે મારા વિચાર જાણી ગયો હોય તેમ હુ જ્યા તે વૃક્ષ આગળ પહોચુ છુ ને તેના વડનો આશ્રય ધૈર્યપૂર્વક ગ્રહણ કરૂ છુ ત્યા તો તે વૃષભ બીજી દિશા તરફ પ્રયાણ કરી ગયો! -

આમ કેમ બન્યુ? હુ હજુ આ અગે વિચારૂ છુ ત્યા આખ ખુલી ગઈ મને સ્વપ્ન આવ્યુ હતુ? તો પછી આ સ્વપ્નનો અર્થ શો હતો?

ગલુડિયા અને ખોલકાં જેવા શુદ્ર ગણાય તેવા પ્રાણીથી ડરતાં હુ વધારે ત્રાસ પામ્યો પણ વૃષભ જેવા મહારથીથી હું ભય ન પામતા તેની સામે થવા જ ફક્ત વિચાર કરૂ છુ અને એવી હિમત હાથ ધરૂ છુ ત્યા તો તે મહા ભયકર પ્રાણી સામેથી–મારાથી ડરીને જાણે કે–બીજી દિશા તરફ ચાલ્યો જાય છે!

શાસ્ત્રી વચન મને ત્યા યાદ આવે છે. ભયથી મુકત બનો ખરેખર! હુ જ્યારે મહાન ભયથી મુકત થવા–તેની સામે થઇ તે દૂર કરવા–હિમત કરૂં છુ ત્યા જ તે નાસી જાય છે તો પછી શુદ્ર 'ગણાતા ભયનુ શું કહેવુ? માનવી ઘણીવાર ભય કરતા તો ભયના ભાસથી જ ખોટો ડરી જાય છે ને ત્રાસ પામે છે!

દરેક કાર્ય–પછી તે નાનુ હોય કે મોટુ –તે ધૈર્યપૂર્વક અને શાતિથી–બુદ્ધિપૂર્વક–હાથ ધરવામા આવે તો તે ગમે તેવુ મુશ્કેલ હશે તો પણ તે સરળ બની જશે અને તે જ રીતે આપણા સકટો ગમે તેવા હશે તે પણ જો આપણે તેમનો ધૈર્યપૂર્વક અને બુદ્ધિપૂર્વક સામનો કરીશુ તો સહજમા ટળી જશે અને એ જ રીતે ખોટી વ્યથા તથા વિમૂઢભાવ પણ જતા રહેશે. અને આમ આપોઆપ આપણને શ્રીમદ્ ભગવદ્ગીતામા જણાવેલ 'વ્યપેતભી 'ની ભાવના–ભય વિનાની લાગણી–મળી રહેશે

હુ આમ વિચાર કરી રહ્યો છુ ત્યા તો રેડીઆનુ એક ગીત લહેરાયુ :
'હિમત સે કામ લો!'



# સામાન્ય માનવી ને યોજનાનો ફાયદો

ચંદ્રગુપ્ત

એક શ્રીમંત માનવી ગામડું છોડીને શહેરમા રહેવા ગયો તેને રોજ સવારે ચોખ્ખું દૂધ પીવાની ટેવ હતી. ગામડેથી દૂધ લાવવાનું કામ તેણે એક નોકરને સોપ્યું. નોકર રોજ ગામમાં જાય અને ચોખ્ખું દૂધ લઈ આવે.

એક દિવસ નોકરને થયુ, આ તગડા જેવા શેઠ દરરોજ એક રૂપિયાનું દૂધ પી જાય છે અને મારા બાળકો તો દૂધનો છાંટો ય દેખતુ નથી એ બિચારા અડધાં ભૂખે મરે છે અને શેઠને તો દૂધ પચાવવા માટે તો ફરવા નીકળવુ પડે છે આના કરતા રોજ બે આનાની કિંમતનુ દૂધ કાઢી લેવુ અને કાઢી લીધેલા દૂધ જેટલુ દૂધમા પાણી રેડીને માલિકને પહોચાડીશ

યોજનાનો અમલ શરૂ થયો. નોકર રોજ દૂધ લાવતો હતો. તેના કરતા હવે દૂધ પાતળુ હતુ. આ વાત હોશિયાર શેઠના ધ્યાનમા આવતા વાર ન લાગી આથી તેમણે એ નોકર ઉપર નજર રાખવા માટે એક માણસની નિમણુક કરી

બીજે દિવસે પેલો માણસ નોકરને બાજુએ લઈ ગયો અને તેને થોડો દમ માર્યો એટલે નોકર ગુનો કબૂલ કરતા કહ્યુ "મારા બાળકો ભૂખે મરે છે એમની હાલત મારાથી જોઇ જતી નથી, એટલે જ મે આ ભેળસેળ કરવા માંડી છે હું તમારી દયા માગુ છુ"

આ સાભળીને નજર રાખવા નિમાયેલા માણસે કહ્યુ "ઠીક છે કાલથી તુ બાર આની ભાગ જેટલુ દૂધ લઈ જજે અને ચાર આની ભાગ જેટલુ પાણી નાખજે બે આની ભાગ દૂધ તારુ અને બે આની ભાગ દૂધ મારુ.'

નજર રાખનાર માણસ નીમ્યા પછી તો દૂધ વધારે પાતળુ આવવા માડ્યુ એટલે પેલા નોકર અને એના પર નજર રાખનાર ઉપર ચોકી કરવા માટે એક જમાદારની નિમણુંક કરવામાં આવી.

બીજે દિવસે જમાદારે સહેજ દાટી આપી એટલે બન્ને જણે પોતાનો ગુનો કબૂલ કરી લીધો. જમાદારે સમજૂતી પર આવતા કહ્યુ: "ભલે, પણ કાલથી માલિકને આઠ આની દૂધ જ મોકલજો, બાકીનુ બીજુ એટલુ પાણી દૂધમા રેડજો. ચાર આનાનું દૂધ મારું અને બાકીનુ તમે બને સરખે ભાગે વહેંચી લેજો."

યોજના મુજબ ભેળસેળનુ પ્રમાણ વધી ગયુ. એટલે પેલા શ્રીમત શેઠનો ગુસ્સો વધી ગયો તરત જ તેમણે આ પ્રકરણમા તપાસ કરવા માટે એક મોટા અધિકારીની નિમણુક કરી.

અધિકારીએ પેલા ત્રણે જણને દમ માર્યો, એટલે એમણે તો ગુનો કબૂલ કરી લીધો.



આથી અધિકારીએ આજ્ઞા કરી : "કાલથી શેઠને માત્ર ચાર આનાનું દૂધ અને બાકીનું પાણી રેડીને મોકલજો ચાર આના મારા, ચાર આના જમાદારના ને બાકીના ચાર આના તમારા બંનેના."

વડા અધિકારીની નિમણૂંક પછી પણ પરિસ્થિતિમાં કંઇ સુધારો થયો નહિ ઉલટું રોજબરોજ ભેળસેળ વધતી જ ગઇ. આથી શ્રીમંત શેઠ ધુંવાપૂંવા થઇ ગયા. પણ પેલા અધિકારી ઉપર તો તેની કંઈજ અસર થઈ નહિ.

અધિકારી વધારે બુદ્ધિશાળી હતા. એટલે એમને એક યુક્તિ સૂઝી. એક રાત્રે એમણે ઊંઘતા માલિકની મૂછોએ મલાઇ લગાડવા માડી.

માલિકે ઊંઘમાથી જાગીને સવારે દૂધ માગ્યુ. ત્યારે પેલા મોટા અધિકારીએ કહ્યું · 'શેઠ, તમે તો કયારના ય દૂધ પી ને પાછા સુઈ ગયા હતા. ખાતરી ન થતી હોય તો જુઓ આ રહી આરસી. એમાં તમારું મો જુઓ, એટલે તમને ખ્યાલ આવશે.''

શ્રીમંતને ખાત્રી થઇ ગઈ. – મૂછે ચોટલી પેલી મલાઇ પરથી.

એ દિવસે બધું દૂધ વડા અધિકારી, જમાદાર અને બાકીની ટોળકીએ વહેચી ખાધુ.

આપણા દેશનો રાજા – જે સામાન્ય નાગરિક – છે તેને આપણી પચવર્ષીય યોજનાઓનો કંઈ ફાયદો કેમ મળતો નથી? વધતી જતી રાષ્ટ્રીય આવક છતા પણ એ લાભ સામાન્ય માનવી સુધી કેમ પહોચતો નથી? એનો જવાબ આ લઘુકથા જ નથી આપી દેતી?

## 'પહોંચાડી દઇશ'

સન '૩૫ની વાત છે. મસુરીમા, શ્રી સ્વામીજી ભોલાનાથજીને ત્યાં સત્સંગ અને અધ્યાત્મચર્ચા ચાલતા હતા. સ્વામીજીએ એક કથા કહી એની મારા મન ને જીવન પર ઘેરી અસર પડી પ્રભુસમ પંણુની ઉન્નત ચર્ચા ચલાવતા એમણે કહ્યુ :'.. મા એક ભંગી રહેતો હતો. રસ્તામા આવતા–જતા જે કોઈ મળે તેને તે 'સલામ લાલાજી!' 'પ્રણામ લાલાજી!' કહેતો. કોઈ એના સલામ–પ્રણામ ઝીલતું, કોઈ ઉપેક્ષા કરીને ચાલ્યુ જતુ. કારણ કે એ ભગી હતો ને!

એક દિવસ એ ભગીને લોટરીમાં એક લાખ રૂપિયાનું ઇનામ લાગ્યુ. અને એ પણ લાલાજી બની ગયો! ઉમદા પોશાક, સરસ મકાન, ફક્કડ ઠાઠમાઠ–પછી પૂછ્વુ જ શુ? આવતા–જતા એને જે કોઇ મળતું તે સૌ એને 'સલામ લાલજી!' 'પ્રણામ લાલજી!' કહેવા લાગ્યુ! પેલો ભગી તે સૌને 'પહોચાડી દઇશ!' એવો જવાબ આપતો વારવાર એકનો એક જવાબ સાભળી એના એક મિત્રના દિલમા ચટપટી થઇ. કે શું પહોચાડશે, કોને પહોચાડશે? એક દિવસ પેલો હરિજન ઘરે પાછો ફરતો હતો ત્યારે તે તેની પાછળ લપાતો છુપાતો ખબર ન પડે તેમ ગયો. તેના ઘરમા ગયો અને જે ઓરડામા હરિજન ગયો તેના બારણા આગળ તે ઊભો રહ્યો, તો એને એક અનોખું દશ્ય જોવા મળ્યુ.

પહેલાના ભગી અને આજના લાલાજી પોતાની તિજોરી પાસે ગયા અને તેને ખોલી બે હાથ જોડી માથુ નમાવી પૂજ્યભાવથી કહેવા લાગ્યા· 'લક્ષ્મી માતા! હું તો પહેલા જે હતો તે જ અત્યારે પણ છું. પણ તમે જ્યારથી મારી તિજોરીમાં આવીને બેઠા છો ત્યારથી હું 'લાલા' બની ગયો છુ, અને બધા જ મને સલામ–પ્રણામ કરતા થઇ ગયા છે. પણ એ સલામ–પ્રણામ મને નથી મા, એ બધા તને જ સલામ–પ્રણામ કરે છે તો લો, એ બધું તમને પહોચાડી દઉ છુ. રસ્તામા મને ફલાણા ફલાણા મળ્યા હતા અને તેઓએ તમને સલામ–પ્રણામ, જયરામ કર્યા હતા.'

બારણે ઊભેલો મિત્ર આ જોઇ–સાભળીને ભારે શરમાયો. એક મૂલ્યવાન બોધપાઠ શીખીને તે દબાતે પગલે ત્યાથી ભાગી છૂટયો

અમારા 'અલ્હમ્દુલિ'લાહ' વાકયનો પણ લગભગ એવો જ ભાવ છે· 'બધી તારીફ અલ્લાહની છે.'

રેહાના તૈયબજી

# મન ચંગા તો કથરોટમાં ગંગા

મહાવીરપ્રસાદ પોદ્દાર

ભક્ત રૈદાસ પોતાના ઘરની બહાર સડક ઉપર બેસીને હમેશા જોડાં સાધતા હતા. એક દિવસ એ જ રસ્તે થઈને એક પંડિતજી ગંગા સ્નાન કરવા જવા માટે નીકળ્યા. ચાલતા ચાલતા રસ્તામા તેમના જોડા ટૂટી ગયા હતા તેથી મોચીને જોઈ તેઓ જોડા સંધાવવા માટે ઊભા રહ્યા. એ વખતે રૈદાસ કોઈ બીજાના જોડા સાંધતા હતા એટલે પંડિતજી બોલ્યા, 'ભાઈ, મારા જોડા જરા જલદી સાંધી આપ, મારે ગંગાજી જવુ છે"

રૈદાસે કહ્યુ, - "પહેલા લીધેલુ હાથ ઉપરનુ આ કામ પુરુ કરીને હમણા જ આપનુ કામ કરી આપું છું. જરા બેસો, હમણા જ થઈ જશે."

પહેલું કામ પૂરું કરીને રૈદાસ ધ્યાનપૂર્વક પંડિતજીના જોડાની મરમ્મત કરવા માંડ્યા. પંડિતજીએ કહ્યુ, "અરે! આવુ મોટુ પર્વ છે, અમે વીસ વીસ ગાઉથી દૂર ચાલીને સ્નાન કરવા આવીએ છીએ ત્યારે તો અહીંથી ગંગાજી એકાદ ગાઉ જ છે. છતા પણ શું તુ સ્નાન કરવા નહિ જાય?"

કામ પૂરુ કરીને રૈદાસ બોલ્યા, "મહારાજ! જો હું ગંગાસ્નાન કરતો ફરુ તો છોકરાઓને રોટલા ભેગા કરવા મુશ્કેલ થઈ જાય" પછી થોડીવાર અટકીને ફરી બોલ્યા. "મહારાજ! મન ચંગા તો કથરોટમા ગંગા"

પંડિતજી બોલ્યા, "તું મૂર્ખ છે. આજના આ પર્વના મહાત્મ્યની તને ખબર નથી, એટલે જ આમ કહે છે પણ તુ ન જાય એ જ ઠીક છે ચમારના ગંગાજીમા નહાવાથી, તથા તે પાણીના છાંટા બીજાને ઉડવા-ઉડાડવાથી ગંદકી ફેલાત."

રૈદાસે આ વાત ઉપર ધ્યાન ન આપ્યું અને પંડિતજીનું કામ પૂરું કરીને તેમની સામે મૂકી દીધું.

પંડિતજી ગજવામાથી એક પૈસો કાઢીને રૈદાસને આપવા લાગ્યા. એટલે રૈદાસે કહ્યુ, "હું તમારી પાસેથી મજૂરી લેવા નથી ઇચ્છતો મારું એક કામ કરી આપજો"

પંડિતજીએ પૂછ્યું, "શું?"

રૈદાસે કહ્યુ, "મારા વતી આ બે સોપારીઓ ગંગાજીમા પધરાવી દેજો પરંતુ એક શરત છે કે ગંગાજી હાથોહાથ સ્વીકારે તો જ તે પધરાવવાની છે."

તેના અભિમાન ઉપર પંડિતજી મનમા હસ્યા. પરંતુ રસ્તો પૂરો કરવાની ઉતાવળ હતી, એટલે વધારે ચર્ચામા ન ઊતરતા સોપારીઓ ઝોળીમા મૂકી દીધી. ઘાટ પર પહોચીને નહાયા ધોયા અને પૂજા પાઠ કર્યો

પાછા ફરતા હતા એટલામા રૈદાસની સોપારીઓ યાદ આવી વિચાર કર્યો કે ચાલને ગંગામા પધરાવતો જાઉ. પરંતુ રૈદાસના 'ગંગાજી પોતે હાથ લંબાવીને લે તો જ પધરાવવાની છે" એ શબ્દો યાદ આવ્યા. આ વાત રૈદાસજીએ કંઇક એવી રીતે કહી હતી કે એને પંડિતજી ભૂલી શકતા ન હતા.

એમને વિશ્વાસ તો ન હતો કે આવુ થઈ શકે. પરંતુ કહેવામાય ક્યા કશું જવાનુ હતું? એટલે ગંગાજીને સંભળાવતા બોલ્યા, 'રૈદાસની આ બે સોપારીઓ છે તેમણે કહ્યુ છે કે ગંગાજી હાથોહાથ સ્વીકારે તો જ આપજો"

એ જ ક્ષણે પાણીમાથી એક હાથ બહાર નીકળ્યો અને સોપારીઓ લઈને તરત પાછો જતો રહ્યો. ત્યાર પછી સોનાનુ સુંદર કિંમતી કંકણ લઈને બીજો હાથ બહાર નીકળ્યો સાથે જ કોઈ કહેતુ હોય એમ સંભળાયુ. "આ પ્રસાદ રૈદાસજીને આપજો અને કહેજો કે ગંગાજીએ તમારી ભેટ સ્વીકારી છે.'

આ વાતોએ બ્રાહ્મણને આશ્ચર્યમા ગરકાવ કરી દીધો. રૈદાસ પ્રત્યે તેના મનમા ઈર્ષ્યા ઉત્પન્ન થઈ. પાછા ફરતી વખતે રસ્તામા રૈદાસનું ઘર આવ્યું પરંતુ ત્યા એ રોકાય જ શાનો! પેલુ કિંમતી

કકણુને જોઇને તેને લોભ થયો. ઘેર પહોચીને તુરત પેલુ કંકણ બ્રાહ્મણીને બતાવ્યુ. તેને જોઇને તે ખુશ થઇ ગઇ. પડિતજીએ તેને બધી વાત માડીને કહી પરતુ કકણુના આનદમા બ્રાહ્મણીએ એના ઉપર વધારે ધ્યાન ન આપ્યુ. આ કકણુ વેચવાથી પોતાની ગરીબી સદાને માટે દૂર થશે એના વિચારમા જ એ મગ્ન હતી હીરા માણેક જડેલુ સોનાનુ કકણુ એની કિમતની તો વાત જ શી કરવી! બ્રાહ્મણીએ પડિતને કહ્યુ 'જઇને આ કકણુ રાજાને ભેટ આપો પૂરતુ ઇનામ મળશે. અને આ ભિખારીવેડામાથી તો જીવનભર છૂટકારો થઇ જશે"

કકણુ લઇને પડિત દરબારમા પહોચ્યો પેના કકણુની ભેટથી રાજા ખૂબ પ્રસન્ન થયો એક લાખ રૂપિયા ઇનામ આપીને પડિતને વિદાય કર્યો કકણુ રાણી પાસે પહોચ્યુ જોઇને રાણી તો મુગ્ધ જ થઇ ગઇ તેણે તેને હાથમા પહેરી જોયુ બધાએ તેના ખૂબ વખાણ કર્યા પરતુ કોઇએ કહ્યુ કે "મહારાણીનો બીજો હાથ સૂનો લાગે છે" રાજાને સમાચાર મળ્યા કે આની જોડનુ બીજુ કકણુ પણ જોઇએ તુરત જ પડિતજીને બોલાવામા



આવ્યા રાજાએ તેમને કહ્યુ, "આની જોડનું બીજું કકણુ લાવો નહીતર ઘરબાર લૂટાવીને દેશનિકાલ કરવામા આવશે"

સાભળીને પડિતજી ગભરાઇ ગયા અને કકણુ કેવી રીતે મળ્યુ હતું તેની બધી વાત રાજાને કહી સભળાવી આથી રાજાએ કહ્યુ, 'તો જઇને રૈદાસને કહો કે આની જોડનુ કકણુ ગગાજી પાસેથી લાવી આપે"

એક લાખ રૂપિયા લઇને પડિત ભકત રૈદાસની પાસે પહોચ્યો રૂપિયા સામે મૂકીને બધી આપવીતી કહી સભળાવી અને રોતા રોતા બોલ્યા, "ગમે તેમ કરીને પણ મને બચાવો ગગાજી પાસે જઇને આની જોડ લાવી આપો આ લો એક લાખ રૂપિયા અને જોડ લાવી આપો એટલે બીજા એક લાખ"

ભગતે કહ્યુ "મહારાજ! મારે રૂપિયા ન જોઇએ આ તો તમે જ લઇ જાઓ ગગા માતા મારી મજૂરીમાથી ખાવા જોગ મને આપી રહે છે; વળી ગગાજી પાસે જવા જેટલો મારી પાસે વખત પણ નથી આમ ફરતો ફરુ તો મારા છોકરાનુ ખાવાનું તથા લૂગડાલત્તાનુ કેમ કરીને નભે? છતા રાજાનો ખોફ તમારે સહન ન કરવો પડે એમ તો હુ જરૂર ઇચ્છુ છુ"

પડિત કરગરીને બોલ્યો "તો પછી તમને જેમ ઠીક લાગે તેમ કરો"

ભકત રૈદાસે પોતાની ચામડુ પલાળવાની કથરોટ ઉપર કપડુ ઢાકીને કહ્યુ "મન ચગા તો કથરોટમા ગગા" કપડુ ઉપાડતાની સાથે જ બરાબર પડેલાના કકણુની જોડીનુ જ બીજુ ચકચકીત કકણુ નજરે પડ્યુ બ્રાહ્મણને એ કકણુ આપીને રૈદાસે કહ્યુ 'હવે આને તમે જલદી લઇ જાઓ" પેના લાખ રૂપિયા રાખવા માટે પડિતે રૈદાસને ઘણો આગ્રહ કર્યો, પરતુ રૈદાસે એક જ જવાબ આપ્યો, 'મારી મજૂરીમા જ મને સુખ છે એથી વધારે મારે ન જોઇએ"

# સમાજવાદ

ચ ક્રકાંત કાછી

## ભૂમિકા:

### (૧)

દુનિયાનો ઇતિહાસ એટલે મુખ્યત્વે રોટલા અને છાશ માટે મથામણ કરતી માનવજાતની વાત

પ્રાથમિક અવસ્થામા માણસ શિકાર કરીને પોતાનુ ગુજરાન ચલાવતો અને શિકારની શોધમા એક જગ્યાએથી બીજી જગ્યાએ ભટકતો ફરતો શિકારમાથી તે પશુપાલન તરફ વળ્યો અને પશુ પાલનમાથી ખેતી તરફ તેણે ખેતી કરવા માડી એટલે સ્વાભાવિક જ તેને એક જગ્યાએ સ્થિર થઇને રહેવુ પડયુ સ્થાયી વસવાટને પરિણામે તેના કુટુમ્બ જીવનની શરૂઆત થઇ પછી તો ક્રમે ક્રમે કુટુંબમાથી ગામ અને ગામમાથી શહેરો બન્યા

માણસ જ્યારથી પશુને પાળવા લાગ્યો ત્યારથી તેનામા મારા – તારાની ભાવનાની શરૂઆત થઇ ખેતી કરવા માડી ત્યારથી એ ભાવના વધારે ઊડી ગઇ પોતે મહેનત કરીને કેળવેલી જમીનના ફળ પોતાને અને પોતાના વારસોને મળતા રહે એ વિચારે એનામા ઘર ઘાલ્યુ હવે પોતે કુટુબ વાળો હોવાથી સ્વાભાવિક તેનામા સારા માઠા પ્રસગે કામ આવે એ માટે જરૂરી વસ્તુનો સગ્રહ કરી રાખવાની વૃત્તિ જાગી અને સમાજ પરિગ્રહી બનતો ગયો

શરૂઆતના તબક્કામા માણસ જે કઇ ચીજનુ ઉત્પાદન કરતો તે તેના કે કુટુબના ઉપયોગ પૂરતું મર્યાદિત હતુ પણ પોતાની ચીજના બદલામા બીજી વસ્તુ મેળવવા માટે ક્રમે ક્રમે તે વધારે ઉત્પાદન તરફ વળ્યો પછી તો ઉત્પાદન વધવતા જવુ અને તેનો નિકાલ કરવા બજારોની શોધમા રહેવુ એ માણસ જાતની એક મુખ્ય પ્રવૃત્તિ બની ગઇ પદરમી સદીમા કોલબસે અમેરિકાની શોધ કરી અને વસ્કોડીગામા ભારતના કાલિકટ બદરે ઊતર્યો એટલે બજારો એક રાષ્ટ્રની સીમા ઓળગી બીજા રાષ્ટ્રો સુધી પહોચ્યા

૧૮મી સદીના પાછલા ભાગમા અને ૧૯મી સદીની શરૂઆતમા ઇંગ્લેડમા કેયસ નામની વ્યક્તિએ કપડુ વણવા માટે ફટકાથી ચાલતા કાંઠલાની શોધ કરી એટલે વણકરનુ ઉત્પાદન વધ્યુ હવે વણકર વણવા માટે વધારે સૂતરની માગણી કરવા લાગ્યો જરૂરિયાત એ શોધની જનેતા છે એ ન્યાયે હારગ્રીવ્ઝ નામના માણસે 'સ્પિનિંગ જેની (કાત વાનો સચો) ની શોધ કરી વળી તે ગાળામા વરાળ શક્તિની શોધ થઇ અને જેમ્સ વોટે વરા ળથી ચાલતુ યત્ર બનાવ્યુ

આ બધી શોધોનો ઉપયોગ કાપડ ઉદ્યોગોમા થયો અને પરિણામે ઇંગ્લેડમા જગ્યાએ જગ્યાએ કાપડની મિલો ઊભી થઇ વળી વરાળને માટે કોલસાની જરૂર પડવાથી કોલસાનો અને લોખડને કારણે લોખડનો ઉદ્યોગ પણ ખીલ્યા અ તુરામા પૂરૂ સ્ટેફનસન નામના માણસે રોકેટ" નામના એજીનની શોધ કરી પરિણામે ઇંગ્લેડમા આગગાડી દોડવા લાગી આ બધાને પરિણામે ઇંગ્લેડના રૂપરગ બદલાઇ ગયા અને લીલાછમ ખેતરોને બદલે તે નવા નવા ઔદ્યોગિક નગરોથી ઉભરાવા લાગ્યુ આમ યત્ર યુગની શરૂઆત થઇ

ખેતીની શોધથી માણસ જીવનમા પ્રથમ ક્રાતિના પગરણ મડાયા આ યત્રોની શોધ એના જીવન વિકાસમા બીજુ ક્રાતિકારી કદમ હતુ આ શોધોના એટલા બધા ક્રાતિકારી પરિણામો આવ્યા કે આ યુગ ' ઔદ્યોગિક ક્રાતિ''ના યુગ તરીકે ઓળખાવા લાગ્યો ૧૯મી સદી દરમ્યાન તો એ ક્રાતિને પરિણામે મોટા ભાગની દુનિયામા ઉદ્યોગવાદ ફેલાઇ ગયો

આમ માનવ સમાજમા હમેશા ફેરફાર થતા રહ્યા છે અમુક અમુક સમયને ગાળે જૂની વ્યવસ્થા

બદલાય છે અને નવી વ્યવસ્થા એનું સ્થાન લે છે. ઔદ્યોગિક યુગમાં માલિકીની ભાવના ખેતરોની વાડો વટાવીને કારખાનાંઓ અને કારખાનાંઓમાંથી ઉત્પાદનનાં મોટા ભાગનાં સાધનો સુધી પહોંચી. જે લોકોના હાથમાં આ સાધનોની માલિકી આવી તેઓ અઢળક સંપત્તિના માલિક બન્યા. આ ક્રાંતિને પરિણામે જે અર્થ વ્યવસ્થા ફેલાઇ તે મૂડીવાદને નામે ઓળખાય છે. મૂડીવાદ એટલે એવી આર્થિક વ્યવસ્થા જેમાં મૂડીની માલિકી અમુક વ્યક્તિઓની હોય છે. મૂડી એટલે ટૂંકમા એવી સંપત્તિ જેનો ઉપયોગ બીજી વધુ સંપત્તિનું ઉત્પાદન કરવા માટે થાય છે.

આ મૂડીવાદનું એક પરિણામ એ આવ્યું કે સમાજ માલિક અને મજૂર, શોષક અને શોષિત, એવા બે વર્ગોમાં વહેંચાઇ ગયો. એક વર્ગની પાસે ધનના ઢગલા થવા લાગ્યા અને બીજો વર્ગ આવતી કાલે શું ખાવું એ ચિંતામાંથી જ ઊંચો ન આવી શક્યો. આંખને ખૂંચે એવી આ અસમાનતાએ કેટલાક લોકોને વિચારતા કરી મૂક્યા. સમાજના વિશાળ હિતમાં આ અર્થવ્યવસ્થા બદલવી જ જોઇએ. સમાજ હવે વધુ વખત એ સ્વીકારવાને તૈયાર નથી કે સમાજને ભોગે અમૂક ગણી ગાંઠી વ્યક્તિઓ સમૃદ્ધ થાય. એ ભૌતિક સમૃદ્ધિનો લાભ સમાજના બધા વર્ગો સુધી પહોંચવો જોઈએ અને આર્થિક સત્તાને સમાજના વિશાળ હિતમાં નાથવી જોઈએ. આપણે જેને સમાજવાદ કહીએ છીએ તે ઉપરની મૂડીવાદી આર્થિક રચનામાં ફેરફાર કરી નવી વ્યવસ્થા સ્થાપવા માટેની એક વિચારસરણી છે.

આ વિચારકોએ જોઇ લીધું કે જમીન, કારખાનાં વગેરેની માલિકી ખાનગી વ્યક્તિઓના હાથમાં હોવાથી સામાન્ય જનતા તો ગરીબની ગરીબ જ રહે છે. અને એ સમૃદ્ધિનો મોટો ભાગ ગણ્યાં ગાંઠયાં લોકોના ખિસ્સામાંજ જાય છે. વળી ઉત્પાદકો વચ્ચેની જીવલેણ હરીફાઈને લીધે શક્તિ પણ વેડફાય છે. ઉત્પાદન અને વહેંચણીની વિચાર પૂર્વકની યોજના કરવાથી આ બગાડ ટાળી શકાય અને એક વર્ગ અને બીજા વર્ગ વચ્ચેની અને એથીયે આગળ વધીને પ્રજા પ્રજા વચ્ચે પ્રવર્તતી સંપત્તિની ભારે અસમાનતા ટાળી શકાય.

જમીન, કારખાનાં વગેરે ઉત્પાદનમાં સઘળાં સાધનો પરથી વ્યક્તિઓની ખાનગી માલિકી દૂર કરી સમાજની માલિકી સ્થાપવાની તથા ઉત્પાદનથી માંડીને વહેંચણી સુધીના બધાં આર્થિક વહેવાર ઉપરથી વ્યક્તિનો અંકુશ કાઢી નાખી સમાજનો અંકુશ દાખલ કરવાનો આ વાદ હિમાયત કરતો હોવાથી તે સમાજવાદને નામે ઓળખાય છે. આજે આ વાદ ઉત્પાદન અને વિતરણની સુવ્યવસ્થિત વ્યવસ્થા પુરતો જ મર્યાદિત નથી, પરંતુ તે વ્યક્તિના સમગ્ર-વ્યક્તિગત, પારિવારિક અને સામાજિક જીવનને આવરી લે છે. મૂળમાં તો સમાજવાદ એ નીતિશાસ્ત્રનો, એક માણસના બીજા માણસ સાથેના સંબધનો, સવાલ છે. એ વાદ કોઈપણ અર્થવ્યવસ્થાનું માપ તે વ્યવસ્થા સમાજની દરેક વ્યક્તિને માટે કેવા પ્રકારનું જીવન શક્ય બનાવે છે તેના પરથી કાઢે છે. શોષણની નાબૂદી ઉત્પાદનમાં વધારો અને સામાજિક ન્યાય એ સમાજવાદના મુખ્ય ઉદ્દેશો છે. (ક્રમશઃ)



# હૃદયનો હિસાબ

શિવપ્રકાશ

ગામ આખું તેમને તાર-બાબુ નામથી જ ઓળખતું. જાતના બંગાળી એટલે બાબુ તો કહેવાજ જોઈએ. તારાનાથ બૅનરજી નામ કીધું હોય તો રતનપુરમાં કોઇ ન ઓળખે. વ્યવસાયે તાર-માસ્તર કહો અથવા પોસ્ટમાસ્તર, પણ તાર-બાબુના સંબોધનમાં ગામ આખાને આત્મીયતા લાગતી. તેમની પોસ્ટ ઑફિસની બરાબર સામે મારી નિશાળ, એટલે સાંજે વર્ગો ખલાસ થાય એટલે સ્કુલ બંધ કરીને તારાનાથ બાબુ સાથે ફરવા જવાનો રોજનો કાર્યક્રમ.

તે દિવસે સાંજ નમી ગઇ હતી અને આકાશમાં સંધ્યાના રકતરંગો ફાળાશ પકડી રહ્યા હતા. થોડી જ વાર પહેલાં સૂર્યનો લાલ ગોળો અસ્તાચળમાં ડૂબી ગયો હતો. ગામડાંનાં મકાનોના દેશી નળિયા-વાળા છાપરામાથી ધૂમ્રસેરો નીકળીને ઊંચે ચડી રહી હતી અને બહારની શીતલ હવાનો સ્પર્શ થતાં જ ઘનરૂપ બનીને હવામાં જાણે લટકતી હોય તેમ બાજુની ટેકરી ઉપરથી તો અવશ્ય લાગતું. આ અમારું કાયમનું ફરવાનું સ્થળ હતું. ટેકરી ખાસ ઊંચી ન હતી અને ગામથી બહુ દૂર પણ નહીં. પણ અહીંથી જે નૈસર્ગિક દશ્ય દેખાતું તે જોઇને જ દિવસભરનો થાક ઊતરી જતો. માતાના અંકમા શિશુ શોભે તેવું જ ટેકરીને છેડે નાનકડું ગામ રળિયામણું લાગે છે. સાંજ પડે એટલે મારે તારાબાબુને બોલાવવા જ જોઇએ. તેઓ આરામ ખુરશી પર પડયા હોય અને તંદ્રસ્થ અવસ્થામાં મારા આવવાની રાહ જોતા હોય. તે દિવસે હું કાંઈક મોડો હતો.

એક વૃદ્ધ માજી લાકડીને ટેકે પોસ્ટઑફિસ તરફ જઇ રહ્યા હતાં. તેમની શારીરિક અવસ્થા જોતાં તેમની જીવનસંધ્યાના આખરી દિવસો લાગે. એક હાથમાં લાકડી, બીજા હાથમાં કાગળનું ફરફરિયું અને અવારનવાર એક હાથથી આંખ ઉપર છાજલી કરી, બેચાર ડગલાં આગળ જોઇ લેતાં. વૃદ્ધાવસ્થાને કારણે તેમનું શરીર, હાથ-પગ-ધ્રૂજતાં હતાં. છેવટ પોસ્ટઑફિસના ઓટલા પાસે અટકીને તેમણે બૂમ પાડી :

"કયાં ગયા, માસ્તર સા'બ !"

તારાનાથને આરામ ખુરશીમાં ઝોકું આવી ગયું હતું. ઑફિસ બંધ કરીને થોડી વાર પહેલા જ તે આડા પડયા હતા. કાંઈ જવાબ ન મળાતા, ફરીથી માજીએ બૂમ પાડી :

"તાર કરવો છે, માસ્તર!"

ખુરશી ઉપરથી ઊભા થઇ તારાનાથે બહાર જોયું. આવે ટાણે, ઑફિસ બંધ થઇ ગયા પછી, કોને તાર કરવાનું સૂઝયું હશે ? વૃદ્ધ ડોશીને જોઇ તેમને નવાઇ લાગી. તેમની પાસેથી કાગળિયુ લઇને પૂછ્યુ :

"આમા લખ્યું છે તેમ તાર કરવો છે ? અત્યારે તો ઑફિસ બંધ થઇ ગઇ-વધુ પૈસા બેસશે. સાડા ચાર રૂપિયા થશે, કરવો છે ?"

દરમ્યાન માજીએ પોતાની રામાયણ શરૂ કરી :

"તાવ આવે છે, માડી ! આજે દોઢ મહિનો થયો જવાનું નામ લેતો નથી. મારેય તારા જેવડો દીકરો હોત-જીવતો રહ્યો હોત તો-નશીબ મારા હવે એક છોડી-સાસરે છે. સીતાપુર-એને તાર કરીને બોલાવવી છે-રખતે હું મરી જાઉં."

વૃદ્ધ માજીની વાત સાંભળીને તારમાસ્તરને કંટાળો જરૂર આવ્યો હશે; કેમકે તેમણે તરત પૂછ્યું:

"કેટલા પૈસા લાવ્યા છો ?"

ડોશીમાએ એકાદ રૂપિયાનું પરચુરણ ગાભા-માથી છોડતાં કહ્યું "અત્યારેને અત્યારે મળે એવો તાર કરવો છે. જી પૈસા થાય ઇ"

તારાનાથને હવે ગુસ્સો ચડયો. ઑફિસનું બારણું

બંધ કરતાં કહ્યું : " કાલે આવજો, કાલે સવારમાં આઠ વાગે !"

વૃદ્ધ માજી વિમાસણમાં પડી ગયા અને ધીમે પગલે પાછા જવા લાગ્યા થોડી વારે તારાનાથે ઓફિસનું બારણું ઉઘાડી ઉશ્કેરાયેલા અવાજે બૂમ પાડી :

' પાછા ફરો, માજી–લાવો, તાર કરી દઉં !"

હું ફરવા માટે તેમને બોલાવવા ગયો ત્યારે તારનો બધો જ વિધિ પતી ગયો હતો–તાર મોકલાઇ ગયો હતો. વૃદ્ધ માજી ઘેર પાછા ફર્યા હતા. તે સાંજે અમે ફરવા તો ગયા પણ તારાબાબુ વિચારમાં જ મગ્ન રહ્યા–આખે રસ્તે કાંઇ બોલ્યા નહીં. તેમના આ સ્વભાવને હું સારી રીતે જાણતો હતો તેથી તે દિવસે મે વાતને વધુ છેડી નહીં.

આ વાતને પખવાડિયું થયું હશે. હવે બરાબર ઠંડીના દિવસો હતા મારી ઓરડીના હુંફાળા વાતાવરણમાં સગડી પાસે તાપણું કરી ગપ્પા મારતા હતા. સગડી ઉપર ચાની કીટલી ગેકળતી હતી કેમકે શિયાળાની રાતે તાપણા પાસે બેસીને ચાના ઘૂંટ ગળે ઉતારવાની મને અને તારબાબુને ટેવ પડી ગઇ હતી. અચાનક જ મેં વાત શરૂ કરી.

"ગામમાં વાત થાય છે. પેલા મંગુ ડોશી તો ગુજરી ગયા ! થોડા દિવસ પહેલા મે જ તેમને પોસ્ટ ઓફિસ પાસે જોયેલા !"

"બિચારા મંગુ ડોશી ! મો જેવા દીકરીને બોલાવવા તારના પૈસા તો હતા નહી !–પછી શુ થયું–તેમની દીકરી આવી કે ?"

"અરે, એની દીકરી શાન્તિ મારી પાસે જ આજ નિશાળમા ભણેલી. તમારો મોકલેલો તાર મને બતાવ્યો અને કહે : પોસ્ટમાસ્તર બહુ જ ભલા છે. બા પાસેથી પૈસા પણ લીધા નહીં અને તાર કરી દીધો. બા મરતા પહેલા કહી ગયેલા તાર માસ્તરના પૈસા આપી દેજે'–બોલો આ બધું સાચું કે ?"

"શેના પૈસા ? એ તો બધું મેં પતાવી દીધું છે. હવે શું પૈસા અને શું વાત !"

"હિસાબ તો દોકડાનો હોય તો પણ વહેવારે લેવો જોઇએ. શાન્તુની વાત સાચી છે, તમે તારના પૈસા આપ્યા હોય તો લેવા જોઇએ !"

અમારી આટલી વાતચીત પછી તારાનાથના મુખ ઉપર ગંભીરતા છવાઇ ગઇ. મને હતું જ કે તે દિવસની વાત આજે તેમના હૃદયમાંથી બહાર નીકળશે જ. તેમણે શાંતપણે ધીમા અવાજે કહ્યું :

"પૈસાનું તો, માસ્ટરજી, એવું છે ને કે જીંદગીમાં કયારેક તેના તરફ નફરત છૂટે છે. એવી ક્ષણો પણ જીવનમાં આવે છે ત્યારે પૈસો ગૌણ બને છે."

તેમને અટકાવીને વધુ ઉત્તેજના મેં વચ્ચે પ્રશ્ન કર્યો.

"એ સાચુ છે પણ પૈસા વિના કાંઇ નથી. સર્વે ગુણા કાંચનમ્."

તેમના મુખ ઉપર વ્યગ્રતાના ઓળા ઉતરતા મને લાગ્યા. એજ સ્વસ્થતાથી તેમણે આગળ ચલાવ્યું :

"જુઓ, માસ્ટરજી, હું તમને એક વાત કહું. મારા જ અનુભવની વાત છે. આજથી લગભગ વીશ વર્ષ પૂર્વે હું રંગપુર ગામમા પોસ્ટમાસ્તર હતો. એ વખતે હું યુવાન. ગામ મારા માટે નવું. હું રહ્યો બંગાળી. ગુજરાતી ભાષા આજના જેટલી ત્યારે આવડતી નહીં. ત્યાં એક રજપૂત હંમેશા પોસ્ટ ઓફિસે આવતો અને તેના પુત્ર તરફથી કાગળની ખબર કાઢતો, તેનો પુત્ર લશ્કરમા હતો અને ભાગલા પછી, કાશ્મિર મોરચે ફરજ પર ગયો હતો. રજપૂતની ઉંમર નહીં નહીં તો ૬૫–૭૦ હશે. તેની સાથે તે હંમેશા છ–સાત વર્ષનો નાનકડો પૌત્ર લાવતો. તેનું નામ કીસન હતું ગોળ મેઢું, ગોરો વાન, મોટી આંખો–કીસન ખરેખર પરાણે વહાલો લાગતો. તે વખતે મારી પત્ની હૈયાત; અમારે કાંઇ સંતાન ન હતું. મારી પત્ની કહેતી : 'કેવો મઝાનો કનૈયા કુંવર જેવો છોકરો છે !' કીસન પણ ધીમે ધીમે મારી સાથે હળી ગયો. ઓફિસમા તારના સંચા પાસે તેને બહુ મઝા પડતી. તારના થાંભના અને દોરડા જોઇને મને પૂછતો:

'આ થાંભલા કયા સુધી જાય છે ?'

'આખી દુનિયામાં આકાશમા તારા અને ચાંદા સુધી, બોલ તારે તાર કરવો છે?'

ફીસન થોડી વાર અટકી પડતો પછી તરત પૂછતો

'કાશ્મિર જાય કે નહી?'

'હા, હા જરૂર! તારા બાપુ ત્યા છે ખરુ? તારના થાભલા હોય ત્યા પણ જા!'

આ જવાબથી છોકરો ગેલમા આવી જતો અને એના દાદાનો હાથ પકડી નાચવા લાગતો દાદા અને પૌત્રની આ જોડી ઓફિસે ન આવે ત્યા સુધી મને ચેન પડતુ નહી ગોરખા ઉપર ગયેલ પુત્રના વાવડનું મહત્વ વૃદ્ધત્વને આરે બેઠેલા બાપને કેટલું હશે? તેને રોજ ના' પડતા મને અપાર દુઃખ થતું છતા આ ક્રમ ચાલુ જ રહેતો

એક દિવસ સાંજના કટાણે આ રજપૂત ગામા વ્યગ્ર સ્થિતિમા હાંફતો હાંફતો એકલો આવી ચડ્યા મને બહુ નવાઇ લાગી કેમકે ફીસન વિના તે કદી બહાર નીકળતો નહી લગભગ તૂટી પડતા અવાજે કહ્યુ

'તાર કરવો છે સાહેબ જલ્દી અમારા જ ફીસનની સ્થિતિ ગંભીર છે!'

'શુ થયુ ફીસનને!'

'માતા નીકળ્યા છે' કહેતા સૌ રડી પડ્યો પણ હવે થાય શુ? પુત્રના કાર્ડનો વાવડ ન હતા સરનામુ પણ ન હતુ તાર કરવાનો કાઇ જ અર્થ ન હતો પૈસા ગેરવલ્લે જાય તેમ હતુ ડોસાને મે સમજાવ્યો અને ફીસનની સારસભાળ લેવા સૂચના આપી બીજી મદદની જરૂર હોય તો પણ ન મૂઝાવા કહ્યુ તે વખતે તો નિરાશ થઇને ચાલ્યો ગયો બીજે દિવસ તે દેખાયો નહી ત્રીજે દિવસ પણ આવી ગયો મને શકા પડી શુ થયુ હશે? છોકરો બચી તો ગયો હશેને? ત્રીજે દિવસે રાત્રના સમયે કોઈપર સજા સામળી હું ગયો અને મારા આશ્ચર્ય વચ્ચે ડોસાના દીકરાએ મોકલેલો તાર મે જોતાંજો તે બે માસની રજા ઉપર દેશમા આવી રહ્યો હતો કાઈપણ ટપાલ વિના પરબારો તાર આવતા મને પણ આનંદ થયો તો ડોસાને કેટલો આનંદ થશે? ફીસનને પણ તેના બાપના આવવાથી કેટલી મઝા પડશે? દાદા અને પૌત્ર વચ્ચેની હરતી ફરી મળી રહેશે!

"પણ કુદરતની ગતિ કોઇ પામી શક્યુ નથી માણસ ધારે છે કાંઇ ઇશ્વર કરે છે કાંઇ આ કિસ્સામાં રણમોરચેથી પાછા ફરી રહેલા એક પિતાના ભાગ્યમા શુ હશે તે કલ્પી શકો છો?"

તારાનાથબાબુ વાત પ્રવાહ વચ્ચે તેમણે છોડેલા આ અચાનક પ્રશ્નથી હુ એકદમ ચોંકી ઉઠ્યો મે તેમની સામે જોયુ પ્રગાઢ કરુણા ત્યા જાણે બેસી ગઇ હોય અને જીવનની ચિંતના ઉપર કોઇ યોગી સ્થિર ભાવે નિહાળ તેવો ભાવ તેમના મુખ ઉપર હતો ચાની કીટલીમાંથી વરાળ સાથે પાણીના ટીપા અગારા ઉપર પડીને માનવજીવનના નિશ્વાસા વ્યક્ત કરતા હતા કદીક પ્રમાણ વધતું જતુ હતુ અને સગડીનો તાપ ધીમો પડતો હતો કોલસા ઉપર રાખના પડ જામતા હતા ઓરડામા ભીતે ટાંગેલ એક ઘડિયાળ તેના લોલકના એકધારા અવાજથી ઓરડાની શાંતિને ટકોરા પાડીને આવાહન દેતુ હતુ થોડીવાર શાંત રહ્યા પછી તારાબાબુએ પોતાના પ્રશ્નનો જવાબ પોતે જ આપ્યો

બાપ મોરચેથી આવ્યા પણ અહી માનવ ઉદ્યાનનું ફૂલ કરમાઇ ગયુ ફીસન બચી શક્યો જ નહી એ તો જગતનો પેગમ્બર—પ્રભુની સાનિધ્યમા જઇ વસ્યુ ગોઠવ્યુ હશે આમા કેટલી કરુણતા હતી રણમોરચે જતા પુત્રે પૌત્રો બાપને આપ્યો હતો અને જ્યારે પાછા ફર્યા ત્યારે અનમોલ છૂટવાઇ ગઇ હતી! બાપ દીકરાની આ ઘા કેવો લાગ્યો હશે?

'રજપૂત ડોસાની વ્યગ્રતાએ વનડાનુ સ્વરૂપ લીધુ તેના મનની સ્થિતિ અસ્થિર બની ગઇ તે લાભાપાગલ બની ગયો અવારનવાર ચીથરેહાલ અવસ્થામા તે પોસ્ટ ઓફિસ આવતો અને બાઘાની જેમ કલાકો સુધી મારા તરફ તાકી રહેતો. ક્યારેક કોઇ કાગળનો ટુકડો આપી મને કહેતો

'તાર કરી દ્યો સાબ ફીસનને તાર કરી દ્યો જલ્દી આવે એના બાપને મારે જવાબ શુ દેવો?'

'હુ અવાક બનીને તેના તરફ જોઇ રહેતો

'જુઓ છો શું, માસ્તર, તાર કરી દો ભગવાનને– મારા કીસનને લૂંટી લીધો–જલ્દી મોકલી દો!'

"તેના સંતોષ ખાતર હું કાગળ તેના હાથમાંથી લઈ લેતો અને તારના સંચા પાસે જઈ ડેમી ખખડાવતો મારા આટલા સહકારથી તેની તૃપ્તિ ખડખડાટ હાસ્યમાં પરિણમતી પણ તે તો એક જ ક્ષણ ખીજી જ પળે, ભયંકર વેદના તેને ઘેરી વળતી અને તેની બન્ને આંખોમાંથી વહેતા આંસુ ગાલ પર ખરી પડતા અને તેની વધેલી દાઢીમાં ઝીલાઈ જતા! તે વયોવૃદ્ધ રજપૂતનું આવું કરુણ અને કારમું દૃશ્ય મારાથી જોવાતું નહી–તેને હું ભૂલી શકતો નથી તે મારા મનના એક ખૂણામાં જડબેસલાક સચવાઈ રહ્યું છે આજે આટલા વર્ષે પણ તે અભાગી રજપૂતને હું આબેહૂબ જોઈ શકું છું

'મારે તમને જે કહેવું હતું તે અહીં વાતના અંતમાં આવી જાય છે. તે દિવસે મગુમાને, મરતા પહેલા દીકરીનું મોઢું જોવું હતું હવે તમે જ કહો સાહેબ એ વખતે શાંતિની મા અને આપણી મા વચ્ચે કાંઈ ફેર ખરો?

"જીવનમાં કોઈ એવી પળ અવશ્ય આવી પડે છે જ્યારે હૃદયના ઊંડાણમાંથી જવાબ મળે છે એક મરતી માતાના વલોપાતનો હિસાબ પૈસાથી થાય ખરો? જીવનનો કેટલેક હિસાબ હૃદયથી પતાવવાનો હોય છે! તમે જ કહો, માસ્તરજી, મારે તારના પૈસા લેવા કે નહી?"

મે તારાનાથ સામે જોયું તેમના મુખ ઉપરની ભારે લાગણી સુંવાળી નવીનતા ધારણ કરી હતી–ત્યાં જાણે પ્રસન્નતાની આભા ઝગમગી રહી હતી વાદળી વરસી જાય અને પછી હળવી ફૂલ થઈને આકાશમાં રમે, તેવા મનોહર ભાવ તારાનાથના મુખ ઉપર રમી રહ્યા હતા

"તમે એમ માનો છો કે પૈસા ખાતર આ વાત મે ઉખેળી હશે? જી ના મારે તો આપના મુખેથી એક મજેદાર કહેવત સાંભળવી હતી! ઠીક ચાલો, ગાડી ઉપડી જાય તે પહેલા ટીકીટના ચાને ઇન્સાફ આપી દઇએ!"

*

ભાવનગરના પ્રખ્યાત દિવાન સર પ્રભાશંકર પટ્ટણીના વૃદ્ધ માતાનુ અવસાન થયુ અંતિમ ક્રિયા કરી સૌ ઘેર આવ્યા પરંતુ સર પટ્ટણીનુ રૂદન અટકતુ નથી સૌએ ખૂબ સમજાવ્યા છતાં નગરશેઠ સમજાવવા લાગ્યા કે 'માતુશ્રીના અવસાનથી દુઃખ તો થાય જ પણ નામ તેનો નાશ છે માતુશ્રી વૃદ્ધ હતા, ખર્યું પાન હતા અને આપના જેવા પુત્રો–પૌત્રો છે એટલે ખરી રીતે તો તેઓ નસીબદાર ગણાય માટે આપ જેવા સમજુએ આટલુ રૂદન ન કરતા શાંત થવુ ઘટે"

ઘણી સમજાવટને અંતે તેઓ જરા શાંત થયા આંસુ લુછી ગળગળા અવાજે પટ્ટણીસાહેબ કહેવા લાગ્યા 'હુ ય સમજુ છુ કે નામ તેનો નાશ થાય છે, કોઈ અમર નથી વળી મારે ઘેર સુખ, સત્તા, સાહ્યબી બધુ સારૂ છે પણ એક વાતનુ દુઃખ થાય છે કે મને બાપુજી, સર દિવાનસાહેબ વગેરે કહીને લોકો બોલાવે છે પણ ક્યારેક બહારથી વહેલા–મોડા ઘેર આવુ ત્યારે મારા માતુશ્રી મને પૂછતા 'બેટા પરભા કેમ મોડુ થયુ?" હવે મને એ વાત્સલ્યભર્યો શબ્દ 'પરભો' કહીને કોણ બોલાવશે?" કહી ને સર ફરી રડી પડયા

સર પટ્ટણીનો આવો અવર્ણનીય માતૃપ્રેમ જોઇ બધા ગદ્ગદિત થઇ ગયા

[ગિરીશ પ્ર. ત્રિવેદી]

*

કદી આવેશમા આવી ન કરવાનુ કરી દે છે,
નજીવા કારણે માનવ જીવન ખારુ કરી દે છે.–અનિલ

# આપ કોણ છો?

નાથુભાઇ જાદવ

એક દિવસ રાજા ભોજ, પંડિત માઘ સાથે ફરવા નીકળ્યા ફરતા ફરતા ઉજ્જન નગરીની બહાર નીકળી ગયા વાદવિવાદમા સમયનુ કે રસ્તાનુ પણ ભાન ન રહ્યુ. તેથી પાછા ફરતી વખતે માર્ગ ભૂલી ગયા. તેઓ એવા નિર્જન માર્ગે આવી ચઢ્યા કે, કોને પૂછવુ કે, ઉજ્જનનો રસ્તો કઇ તરફ આવ્યો ?

એટલામા સામેથી એક વૃદ્ધ ડોશી લાકડીને ટેકે આવતી જણાય. નજીક આવતા તે ડોશીમાને પૂછ્યુ 'માતાજી, આ રસ્તો કયા જાય છે ?'

ડોશી બોલી 'રસ્તો તો કાઇ જ જતો નથી, પણ એના પર લોકો આવજા કરે છે આપ લોકો કોણ છો ?' પંડિત માઘે કહ્યુ 'અમે લોકો પ્રવાસી છીએ'

ડોશી બોલી 'પ્રવાસી તો કેવળ બે જ છે, સૂર્ય અને ચંદ્ર. ખરેખર બનાવો આપ કોણ છો ?

માઘ બોલ્યો 'અમે ક્ષણભંગુર માનવી છીએ!'

ડોશીએ કહ્યુ 'આ સંસારમા ક્ષણભંગુર તો કેવળ બેજ વસ્તુઓ છે ધન અને યૌવન! તમે ક્ષણભંગુર કેવી રીતે ગણાઓ?' પંડિત માઘ વિચારમા પડી ગયો ભલભલા પંડિતો અને વિદ્વાનો સાથે વાદવિવાદ થયા હશે, પણ આજે આ ડોશી જાણે પોતાનાથી વધારે વિદ્વાન લાગી

તે બહુ જ વિચારીને સાવધાનીથી બોલ્યો 'અમે રાજા છીએ'

ડોશીએ લાકડીનો ટેકો ખભે લેતા કહ્યુ 'રાજા ? અરે ભના ભાઇ, રાજા તો બેજ છે, ઇન્દ્ર અને યમ'

હવે તો માઘ અકળાવા લાગ્યો. શુ જવાબ આપવો ? આપ કોણ છો ! ના એક સામાન્ય પ્રશ્નનો ઉત્તર પંડિત માઘ ન આપી શકે, એ વાતની રાજાભોજને પણ નવાઇ લાગી. તે ઘડીભર ડોશી સામે જોઇ રહ્યો ત્યા માઘે ફરી ઉત્તર આપ્યો 'માતાજી! અમે ક્ષમાવાન છીએ'

ડોશી બોલી 'બેટા! ક્ષમાવાન પણ બે જ છે એક પૃથ્વી અને બીજી નારી તમે ક્ષમાવાન કઇ રીતે હોઇ શકો એની ક્ષમા દુનિયાભરમા શ્રેષ્ઠ છે! માઘ ઘણા જ નમ્રભાવે બોલ્યો.

'મા, અમે પરદેશી છીએ'

'કોણ દેશી અને કોણ પરદેશી ? એ તો બધા મનના માનેલા મેળ છે બાકી આ સંસારમા તો બેજ પરદેશી છે જીવન અને વૃક્ષના પાન!'

રાજાભોજ અને માઘ બોલ્યા

'માતાજી અમે હારી ગયા અમે આપના પ્રશ્નનો સાચો ઉત્તર આપવામા અસમર્થ છે'

ડોશીએ કહ્યુ 'અસમર્થ ? સાચુ સામર્થ્ય સચ્ચાઇનુ – અને તમે હારવાની વાત કરો છો, પણ આજ સુધી દુનિયામા બેજ વ્યક્તિ હારેલી ગણાય છે એક ઋણ લેનાર અને બીજો કન્યાનો બાપ!'

કોઇ મહાન પંડિત પણ આવુ જ્ઞાન ન ધરાવી શકે, એવુ આ ડોશીમા જ્ઞાન જોઇને, રાજા ભોજ અને માઘ ડોશીને નમી પડયા

ડોશીએ બન્નેને હાથમાથે મૂકીને ઉઠાડતા કહ્યુ

'ઊઠો, રાજાભોજ અને પંડિતરાજ માઘ ! આ રસ્તો ઉજ્જન તરફ જ જાય છે!' જતા જતા બન્ને તે વૃદ્ધા સામે, આભારની નજરે જોતા જ રહ્યા તેઓ એટલા બધા આભારવશ હતા કે, એટલુ ય ન પૂછી શકયા કે, "ડોશીમા આપ કોણ છો!"



[ ગતાંકથી ચાલુ ]

# લવારું લાડકવાયું

કાંતિલાલ શાહ

આગળ લીસા અને પાછળ તેનો ભાઈ કર્ટ બન્ને જણ એવા જોસબંધ દોડતાં કૂદતા આવ્યા કે લાકડાનો પુલ તેમની કૂદાકૂદથી હીંચકા ખાવા લાગ્યો. આથી સૌથી પાછળ દોડ્યો આવતો નાનો ભાઈ કાર્લ લાકડાના પુલ ઉપર બરાબર અધવચ્ચે આવીને ગબડી પડ્યો એના પગ નીચે ઉછાળા મારતા પાણીથી લગભગ ભીંજાઈ ગયા અને નદીના ધસમસતા પ્રવાહમા પડતા પડતા તે માંડ બચ્યો.

કર્ટે પાછુ વળીને જોયું એટલે દોડીને તે નાના ભાઈની પાસે પહોંચી ગયો ને તેનો હાથ ઝાલીને તેને બેઠો કર્યો એટલા વખતમા લીસા પુલ પાર કરી કઠણ જમીન ઉપર પહોંચી ગઈ હતી આથી પુલ ઝુલતો બંધ થઈ કંઈક સ્થિર થયો અને બંને ભાઈઓ હાથમા હાથ ઝાલી ધીમે ધીમે પુલ પાર કરી સામે કિનારે સહીસલામત પહોંચી ગયા.

અહીંથી રેશબર્ગ હજી ઘણુ દૂર હતું. રાત પડી ગઈ હતી અને રેશબર્ગની ટેકરી ઉપરના મકાનોમા દીવા પેટાઈ ચૂકયા હતા તેને ઝગ મગતો પ્રકાશ બાળકોને દૂરદૂરથી ઘેર આવી જવા સંકેત કરી રહ્યો હતો. અંધારામા ચાલતા ચાલતાં પોણી કલાક પછી તેઓ સૌ ગામમા દાખલ થયા.

આ બાજુ સરપંચની પત્ની છેલ્લા એક કલાકથી ઘરમાંથી ઓશરીમા ને ઓશરીમાથી ફળિયામા અહીં તહીં આંટા મારતી બાળકોને શોધતી હતી બપોર પછીથી તેણે કોઈ બાળકોને જોયા ન ન હતા. બપોરે ચાર વાગે નાસ્તાનો વખત થયો ત્યારે તો તેઓ સૌ હમેશના નિયમ મુજબ આવી જતા જોઈતા હતા. હવે તો છેક સાંજની વેળા પણ વીતી ગઈ હતી ને રાત પડી ચૂકી હતી, છતા તેઓ ઘેર પાછા ન આવ્યા એટલે તેને ચિંતા થતી હતી તેના મનમા વિચાર આવતો હતો : અત્યારે તેઓ કયાં હશે? ઘેર કેમ નહિ આવ્યાં હોય? નાના કાર્લને તો કંઈ નહિ થયુ હોય? એ બિચારાને હજી લાબું ચાલવાનું જ કયા ફાવે છે? આમ હાંફળી ફાંફળી બની બાળકોના જ વિચાર કરતી તે અહીં તહીં ફરી રહી હતી એટલામા જ ચિરપરિચિત અવાજ તેને કાને પડયા. નીચેથી ઉપર આવતા અવાજ કેટલા બધા ઉત્તેજિત લાગતા હતા! મા તરત જ ઘરની બહાર દોડી આવી. તેઓ પણ નીચેથી ટેકરી ઉપરથી દોડતા આવતા હતાં અને ત્રણેય ભાઈ બહેન સૌથી પહેલાં પહોંચી જવાની અને આખા દિવસમાં શુ શુ બન્યું એની વાત સૌથી પહેલા કરી દેવા ઉત્સુક બન્યા હોય તે રીતે આવતા વેત માને વીંટળાઈ વળી કલબલ કરવા માંડયા.

નાનો કાર્લ બિચારો પાછળ રહી ગયો. પણ કર્ટ અને લીસા એક જ વખતે પહોંચ્યા અને એકી સાથે આખા દિવસમાં જે કંઈ બન્યું હતું તેની વાત કહેવા લાગ્યા. એટલામા ઘરમાથી બાપુજીનો સાદ સંભળાયો. તે હજી હમણા જ ઓફિસેથી ઘેર આવ્યા હતા અને હાથ મો ધોઈ તૈયાર થઈ વાળુ માટે સૌને બોલાવતા હતા. તે ઘણા જ નિયમિત અને શિસ્તનો આગ્રહ રાખનારા માણસ હતા. આથી એમનો સાદ સાંભળતાં જ વાત પડતી મૂકી માતા અને બાળકો સૌ જમવાના સ્થળે પહોંચી ગયા. જમવાના ટેબલ ફરતી ખુરશીઓમા બધા જ બેસી ગયા અને ખાવાનુ પીરસાવા લાગ્યું ત્યારે જ ખરી રીતે વાત શરૂ થઈ. સૌથી પહેલા તો પુલ ઉપર જવાનું સાહસ કરવાનો લીસાને કેમ વિચાર આવ્યો તે વાત તેણે કરી એ પછી નવા અદ્‌ભુત દેવળની અને બે અજાણ્યા બાળકોની અને છેવટે ઘેટાના ટોળાની તેણે વાત કરી. એ પછી વળી લીસા તથા કર્ટે બધી જ વાત ફરીને વધારે વિગતથી કહેવાનુ શરૂ કર્યું. એ વખતે તેઓ બધાં ટેકરી ઉપરથી નદીના પુલ ઉપર કેમ ધસી આવ્યાં. પુલનું પાટિયું કેવું હાલક ડોલક થવા લાગ્યું ને નાનો કાર્લ કેમ પડી ગયો એનુ રસભર્યું બયાન કરવા લાગ્યા. પણ આખી વાતનો આ ભાગ સાંભળી ને બાળકોના પિતાએ તેમને કહ્યું, 'ખબરદાર,

છોકરાઓ ત્યાં કદી જશો નહિ પુલ જર્જરિત થઈ ગયો છે ને ત્યાં જવુ જોખમ કારક છે એનું સમારકામ સરપંચ તરીકે મારે હવે જલદીથી હાથ ધરવુ છે પણ એ કામ પુરૂ ન થાય ત્યાં સુધી ત્યાં જવાનું નથી"

કાર્લ તો એટલો બધો થાકીને લોથપોથ થઈ ગયો હતો કે તે તો જમતા જમતા ખુરશીમા જ ઢળી પડ્યો આ જોઈ તેના પિતા બોલ્યા "જોયુંને કાર્લ તો થકીને અહીં જ સૂઈ ગયો તમારી આંખમા પણ ઊંઘ ભરાણી લાગે છે એટલે તમે પણ હમણા પથારીમા પડતા વેત જ ઉંઘી જશો" એટનુ કહી તે ઊઠીને ઊભા થયા ને કાર્લને જગાડવા કોશિશ કરવા લાગ્યા પણ તે જાગ્યો નહિ એટલે ખુરશી સોતો તેને ઉચકી પથારી પાસે લઈ ગયા ને ધીમેથી ઉપાડી પથારીમા સુવાડી દીધો. બીજા છોકરા નાચતા કુદતા તેમની પાછળ પાછળ ગયા ને હસતા રમતા વાતો કરતા કલશોર મચાવવા લાગ્યા એટલામા સુવાનો વખત થતા સૌ પોતપોતાની પથારીમા જઈને સૂઈ ગયા

એ દિવસથી જમતી વખતે બાળકો ઘેટાની વાત કરવાનુ કદિ પણ ચૂકતા નહિ. અને બધી વાતને અંતે આવુ એક ઘેટુ અમારી પાસે પણ હોય તો કેવુ સારુ?" એમ એક એક બાળક વારાફરતી બોલ્યા જ કરે છેવટે આ વાતો સાંભળીને એના પિતા પણ ખૂબ ધરાઈ ગયા આથી એક દિવસ સાંજના જ્યારે મા અને બાળકો ભોજનની તૈયારી કરી ટેબલ ફરતા બેસી ગયા હતા અને નાનો કાર્લ જે હમેશા બીજા બધા ઘરકામમા ગુથાયેલા હોય ત્યારે કંટાળી જતો ને ઘેટાની ફરિયાદ કરતો બોલતો હતો કે આપણે પણ એક આવુ નાનકડુ રૂપાળુ ઘેટુ હોય તો કેવુ સારુ! ત્યારે જ બરાબર બારણું ખખડ્યુ ને એક નાનુ રૂપાળુ સુંવાળુ ઘેટુ નાચતુ કૂદતુ ઘરમા આવી પડ્યુ

ઓફિસેથી કામ કરી કરીને એના પિતા ઘેર આવ્યા હતા અને છોકરાઓની લાંબા સમયની ઇચ્છા સંતોષવા આજે આ નાનકડા ઘેટાને લઈ આવ્યા હતા ઘેટાના આખા શરીર ઉપર ઉજળી બરફ જેવી ઊનના ઘુંચળા વળી ગયાં હતાં એના ચાર પગ અને મો ઉપર લાલ તલમ હતા–અને બાળકોએ અત્યાર સુધીમાં જોયાં હોય એ બધા ઘેટા કરતા યે આ કંઈક વિશેષ સુંદર દેખાતુ હતું

આ જોઈને છોકરાઓ એવા તો આનંદમાં આવી ગયા ને જોરથી નાચતાં કૂદતા કિકિયારી મચાવવા લાગ્યા આખા ઘરમા કાને પડી વાત પણ સંભળાય નહિ એટલો બધો શોરબકોર આ નાનકડા ઘેટાને જોઈને છોકરાઓએ મચાવી મૂક્યો ઘેટુ એક ખુણામાથી બીજા ખુણામા ને ત્યાથી ત્રીજામા દોડ્યુ કૂદ્યુ બહાર નીકળવા રસ્તો શોધતુ બેં બેં કરવા લાગ્યું ને છોકરાઓ પણ હસહસાટ કરતા કિકિયારી મચાવતા એની પાછળ દોડવા લાગ્યા

પછી પિતાએ બૂમ મારી કહ્યુ 'બસ આજે હવે આટલુ બસ કરો ઘેટાને એના વાડામા મૂકી આવીએ પછી તમે સૌ અહીં આવો મારે તમને થોડી વાત કરવી છે છોકરાઓને થયુ કે ઘેટાને રાખવાની જગા ક્યા હશે' તેઓ સૌ ચુપચૂપ પિતાની પાછળ પાછળ ચાલ્યા ઘરના તબેલાની પાછળના એક ખૂણામા લાકડાનું એક મોટુ ખોખુ મૂકવામા આવ્યુ અને તેમા નીચે નરમ કુમળી પાથરી ઘેટા માટે સુવાની પથારી બનાવવામા આવી ખોખાની આગળ નાની એવી ગમાણ હતી તેમા ઘેટાને ખાવા માટે લીલુ ઘાસ, સૂકુ ઘાસ અને બીજુ ખાવાનુ મૂકવામા આવ્યુ આ રીતે ઘેટાને ખાવા પીવા તથા સૂવા માટે બધી તૈયારી કરી લીધા પછી ઘેટાને ત્યા એની નરમ પથારી ઉપર મૂક્યુ તે એટલુ બધુ થાકી ગયુ હતુ કે ઝડપથી ઊંચા નીચા શ્વાસ લેતુ આરામથી પડી રહ્યુ

પછી બાળકોના પિતાએ તેમને કહ્યુ 'બસ ભલે એ ત્યા પડ્યુ પડ્યુ આરામ લે આપણે પણ હવે અંદર જઈએ'

એટલુ કહી પિતા ઘરની અંદર ગયા અને બાળકો તેની પાછળ પાછળ ચાલ્યા ઘરના એક

ખૂણામા સૌને એકઠા કરી તે બોલ્યા, "જુઓ, છોકરાઓ, હવે મારી વાત જરા ધ્યાન દઈને સાભળો અને હુ જે કઈ કહુ તે બરાબર યાદ રાખજો."

પછી ખોખારો ખાઈને તેણે વાત શરૂ કરી. "જુઓ, હુ ઘેટાને તેની મા પાસેથી છોડાવી ઘણે દૂરથી અહી લઈ આવ્યો છુ. તમને આપવા માટે, તમે એની બરાબર સભાળ રાખજો તમે સૌ એની માની જગ્યાએ છો એમ માનીને વર્તજો તમે એની પ્રેમથી એવી તો સારસભાળ રાખજો કે તેને તમારી સગાથ ખૂબ જ ગમી જાય અને એની મા ને ઘર પણ ભૂલી જાય અને ઘરને યાદ કરીને એ માદુ ન પડી જાય તમારી સાથે એ ખૂબ જ હળી મળી જાય ટુકામા તમારી સાથે એને એટલી બધી મજા પડે ને બીજી બધી વાત ભૂલીને તે તમારી સાથે નાચે, ખેલે, કૂદે ખાય પીને મજા કરે સાજ સવાર તમે એને ચરાવા લઈ જજો ત્યા તેને ખુલ્લી હવામા ફરવાનુ મળશે ને સુદર લીલુ ઘાસ ચરવાનુ પણ મળશે બાજુની ચરિયાણ જગામા એને તમે લઈ જજો તે પોતાને મનગમતુ ઘાસ ચરશે ને ખુલ્લી જગામા નાચશે કૂદશે. ઘાસ ચરી ઝરણાનુ પાણી પી મસ્ત બનીને એ ઘેર પાછુ આવશે તમે એની સાથે મરજી પડે ત્યા જજો ને રમજો પણ એક વાત ધ્યાનમા રાખશો એને કદિ વીલુ મૂકતા નહિ, એક ક્ષણને માટે પણ એકલુ મૂકતા નહિ તે હજી એટલુ બધુ નાનુ છે કે આપમેળે રસ્તે ચડી ઘેર આવી શકશે નહિ એ ભૂલુ પડી આડે રસ્તે ચડી જશે ને જગલમા ક્યાક ખોવાઈ જશે પોતાની મેળે એ ઘર શોધીને આવી શકશે નહિ જગલમા તે ક્યાય અટવાઈ જશે ને એકલુ એકલુ રખડી રઝળી ભૂખથી મરી જશે જગલમા કદાચ કોઈ શિકારી જાનવરના પજામા પડયુ કે ભોગ જ લાગ્યા સમજજો. મારી વાત તમે બરાબર સમજ્યા ને? જો તમે એનુ ધ્યાન રાખવાના હો અને મે કહ્યુ તે પ્રમાણે એની સારસભાળ રાખી એને એક ક્ષણને માટે પણ છૂટુ ન પાડવાના હો તો જ હા પાડજો, તો હુ એને અહી તમારી પાસે રાખીશ અને જો એમ ન કરવાના હો તો ચોખ્ખેચોખ્ખુ કહી દેજો એટલે હુ ફરીને એની મા પાસે પાછુ મૂકી આવીશ '

ત્રણે બાળકોએ મોટેથી જવાબ આપ્યો કે પિતાજી ઘેટાને અમારી પાસે જ રાખો અમે એની ખૂબ જ સારસભાળ રાખીશુ એને કદિ ભૂખ્યુ નહિ રાખીએ અને એકલુ પણ નહિ મૂકીએ, અમારી તમામ શક્તિથી એનુ પાલન પોષણ ને રક્ષણ કરીશુ '

પિતાએ કહ્યુ, 'એ તો બરાબર પણ આટલી વાત સાભળ્યા પછી પણ કહીશ કે આ વ્યવસ્થા બરાબર નથી તમે ત્રણેય એની જવાબદારી લેવા તૈયાર થયા છો એ કબૂલ પણ જવાબદારીનું ભાન દરેકને રહે એ માટે એક નિયમ નક્કી કરવો જોઈએ કે જે બાળક ઘેટાને એના તબેલામાથી બહાર કાઢે એજ પાછુ તેને ત્યા મૂકી જાય આમ થાય તો કામની અને જવાબદારીની ચોક્કસાઈ રહેશે'

બાળકોમાથી દરેકે ફરીને કબૂલાત આપી કે પિતાજીએ જે કોઈ દરખાસ્ત મૂકી છે તે અમને મજૂર છે આટલુ કહી દરેકે બાળકો પિતાની સાથે હસ્તધૂનન કરી પાકી પ્રતિજ્ઞા છે એમ જાહેર કર્યુ આવુ સુદર નાજુક રૂપાળુ ઘેટુ મળવાથી ત્રણે જણ એવા તો ઉત્તેજિત બનીને આનદમા આવી ગયા હતા કે પથારીમા પડયા પછી પણ લાબા વખત સુધી ઊંઘ આવી નહિ નાનો કાર્લ જે હમેશા વાળુ કરીને તુરત જ પથારીમા ઘસ ઘસાટ ઊંઘી જતો તે પણ આજે જાગતો પડયો હતો એના મગજમા કઈક વિચારો ઘસમસતા હતા તે એકદમ પથારીમા બેઠો થઈ ગયો ને કર્ટ તથા લીસાને મોટેથી નામ દઈ કહેવા લાગ્યો 'સાભળ બેન લીસા, સાભળ ભાઈ કર્ટ, બાપુને કહ્યુ છે તેમ આપણે ઘેટાનુ બરાબર ધ્યાન રાખીશુ એને કદિ વીલુ નહી મૂકીએ એની બધી રીતે સભાળ રાખીશુ હો' અને ત્રણે બાળકો ઘેટાના વિચારોમા સૂઈ ગયા.

*

# ત્રણ રેખાઓ

રશ્મિન્ મહેતા

દુનિયાના મહાન કારીગરોને બોલાવી રાજાએ એક સુંદર રાજમહેલ બંધાવ્યો. કળાનો એક ઉમદા નમૂનો જોઈને રાજાનું મન મલકી ઊઠયું. કારીગરોએ પોતાની કળાનો નિચોડ અહીં જ ઠાલવી દીધો હતો. સફેદ સંગેમરમરના પથ્થરની શોભા આંખને ઠારે તેવી હતી. બધું જ સાંગોપાંગ પાર પડયું; પણ રાજમહેલનો દરવાજો ઊભો રહેતો નહોતો. દિવસે કારીગરો પોતાનું કામ પતાવીને સૂઈ જતા અને રાત્રે એ બાંધકામ આપોઆપ તૂટી પડતું. એક, બે કે ત્રણ વાર તૂટી પડે તો મનાય કે બાંધકામમાં કંઈક કચાશ હશે; પણ છેલ્લા એક મહિનાથી દરરોજ આવું બનતું હતું. અનેક વખત આવું બન્યું તેથી કારીગરો હતાશ થયા. લોકોમાં પણ વાત ફેલાઈ ગઈ. જરૂર આની પાછળ દૈવી કારણ હોવું જોઈએ, એવી ચર્ચા ચાલી. જેટલા મોં એટલી વાત, રાજાએ પણ આ વાત જાણી અને રાજાજી ચિંતામાં પડી ગયા.

છેવટે મુખ્ય મંત્રીની સલાહ મુજબ રાજાએ દેશદેશાવરથી વિદ્વાન જ્યોતિષીઓને સન્માનપૂર્વક પોતાને ત્યાં પધારવા નિમંત્રણો આપ્યાં. દૂર દૂરથી જોષીઓ આવ્યા. ત્રિકાળને જાણનાર વિદ્વાન જયોતિષીઓએ જાત જાતની ગણતરીઓ કરવી જોઈ. અનેક પોથી પુરાણોનાં પાનાં ઉથલાવ્યાં અને આખરે એમણે રાજાને કહ્યું: "મહારાજ! આ ભૂમિ કોઇ બત્રીસ લક્ષણા નવયુવાનનું બલિદાન માગે છે. જ્યાં સુધી એ બલિદાન નહિ અપાય ત્યાં સુધી રાજમહેલનો દરવાજો ઊભો નહિ રહે; રાજ મહેલ અધૂરો જ રહેશે."

બીજા દિવસે રાજાએ નગરમાં ઢંઢેરો પિટાવ્યો: "જે કોઈ નાગરિક પોતાના બત્રીસ લક્ષણા પુત્રનું બલિદાન આપવા રાજાને સોંપશે તેને રાજાજી તરફથી પાંચ લાખ સોનામહોરો આપવામાં આવશે."

નગરમાં એક ગરીબ બ્રાહ્મણ રહેતો હતો; તેણે પણ આ જાહેરાત સાંભળી, દાંડી પીટનારો તો આગળ વધી ગયો; પણ પેલો બ્રાહ્મણ ત્યાં ને ત્યાં ઊભો રહી ગયો તે વિચારમાં પડી ગયો હતો.

બ્રાહ્મણને ત્રણ દીકરા હતા. ત્રણે ય બત્રીસ-લક્ષણા નવયુવાન. ગુણનો ભંડાર પણ સાવ ગરીબ. આખું બ્રાહ્મણ કુટુંબ ગરીબાઈમાં દિવસો વીતાવતું હતું. બ્રાહ્મણ વિચારતો હતો કે સૌથી મોટા પુત્ર સિવાય બાકીના જે બે દીકરાઓ છે તેમાંથી એકનું બલિદાન અપાય તો આખું કુટુંબ સુખી થાય, આવતી પેઢીને માટે પણ સમૃદ્ધિ મૂકી જવાય. આમ એક જ પુત્રનો ત્યાગ કરવાથી રાજસેવા પણ થશે અને પોતાની સાત પેઢી તરી જશે. આ તક શું કામ હાથથી જવા દેવી?

બ્રાહ્મણ તો તરત પોતાના ઘર તરફ દોડયો. ઘેર જઈને એણે પોતાની પત્નીને આ વિચાર જણાવ્યો.

પત્નીએ કહ્યું: "સૌથી નાનો પુત્ર મને ખૂબ વહાલો છે. માટે વચલા પુત્રનું બલિદાન દઈએ. એને જ રાજાજીને અર્પણ કરી આવો."

વચેટ પુત્ર સમજદાર હતો. તેણે તો તરત જ પિતાજીની આજ્ઞા પાળવાની તૈયારી બતાવી.

બ્રાહ્મણ વચલા પુત્રને લઈને રાજા પાસે ગયો અને એને અર્પણ કર્યો. રાજાએ જાહેર કર્યા મુજબ બ્રાહ્મણને પાંચ લાખ સોનામહોરો અપાવી.

વિદ્વાનોએ બ્રાહ્મણ પુત્રની પરીક્ષા લીધી

અને તે બત્રીસ લક્ષણો છે તેની ખાતરી કરી લીધી. રાજમહેલના પ્રવેશ દ્વાર સમક્ષ એક મોટા વિશાળ યજ્ઞની તૈયારીઓ કરવામાં આવી. યજ્ઞની પૂર્ણાહુતિનો સમય થતાં બ્રાહ્મણ પુત્રના બલિદાનની તૈયારી થવા માંડી.

એટલામાં તે બ્રાહ્મણ પુત્રે બે હાથ જોડી રાજાને કહ્યું: 'હે રાજા! એક પળ માટે મને સગવડ આપો, હું જગતની માતા ભૂમિદેવીને એક પ્રશ્ન પૂછવા માગું છું. ત્યાર પછી ભલે આપ ખુશીથી મારું બલિદાન આપજો.''

રાજાએ આજ્ઞા આપતાં જ બ્રાહ્મણપુત્રે એક નાનકડી લાકડી વડે જમીન પર એક રેખા દોરી. સહેજ વિચાર કરીને એ રેખા તેણે પગ વડે ભૂંસી નાંખી. ત્યાર બાદ અગાઉની જેમ જ ફરીથી એક બીજી લીટી દોરી. તે પણ વળી પાછી પગથી લૂછી નાંખી. છેવટે તેણે એક ત્રીજી રેખા દોરી એ રેખા તેણે લૂછી નાંખી નહિ, પણ એમની એમ જ રહેવા દીધી.

બ્રાહ્મણ પુત્રે રાજાને કહ્યું: "રાજાજી! હવે આપ ખુશીથી મારું બલિદાન આપી શકો છો."

તેનું આવું વિચિત્ર વર્તન જોઇને રાજાને, બ્રાહ્મણોને, વિદ્વાનોને અને યજ્ઞ જોવા આવેલા નગરજનોની નવાઈનો પાર ના રહ્યો.

રાજાએ બ્રાહ્મણ પુત્રને પૂછયું: 'તારી આવી રાજનિષ્ઠા અને ત્યાગવૃત્તિ જોઇને હું તારા પર પ્રસન્ન થયો છું. તુ તારી રાજી-ખુશીથી તારું બલિદાન દેવાની તૈયારી બતાવે છે, એ પણ આનંદની વાત છે; પરંતુ તેં જમીન પર ત્રણ રેખાઓ દોરી અને તેમાંની પહેલી બે ભૂંસી નાંખી; જ્યારે છેલ્લી રેખા એમની એમ રહેવા દીધી, તેનું રહસ્ય શું છે?'

"રાજાજી! એ રહસ્ય જાણવાનો તમે પ્રયત્ન ન કરો એ જ બહેતર છે." બ્રાહ્મણ-પુત્રે કહ્યું અને ઉમેર્યું: "આપ આપનો રાજમહેલ પૂરો કરવા માટે મારું બલિદાન ભલે લો, પણ આ ભેદ જાણવાની જીદ પકડશો નહિ."

બ્રાહ્મણ યુવાનનો આવો નિર્ભય ઉત્તર સાંભળીને રાજાને વધારે નવાઇ થઇ. રાજાએ તો પોતાનો આગ્રહ ચાલુ રાખતાં કહ્યું:

"જયાં સુધી તું એ 'ત્રણ રેખાઓ'નું રહસ્ય નહિ જણાવે ત્યાં સુધી બલિદાન દેવાનું કામ આગળ નહિ ધપે."

રાજાની આવી જીદ જોઇને બ્રાહ્મણપુત્રે કહ્યું: "તો સાંભળો: માતા-પિતા એ માનવીનાં પહેલાં રક્ષક છે. જો મોહ અને લોભને વશ થઇને માતા-પિતા પોતાના પુત્રનું રક્ષણ કરે નહિ તો પુત્રનું જીવન વ્યર્થ છે. મારા માતા-પિતાએ પાંચ લાખ સુવર્ણ-મુદ્રાના લોભથી પ્રેરાઇને મારું બલિદાન આપવાનું નક્કી કર્યું એટલે મેં જમીન પર પહેલી જે રેખા મારા માતા-પિતાના નામની દોરી હતી તે તરત જ પગ વડે



લૂછી નાખી એનો અર્થ એ થયો કે મા-બાપે મારુ રક્ષણ કર્યું નહિ "

સહેજ અટકીને બ્રાહ્મણપુત્રે ઉમેર્યું "માતા-પિતા પછી રક્ષણની જવાબદારી રાજાને શિરે છે આપ આ દેશના શાસક છો, રાજ્યકર્તા છો, છતા આપના રાજમહેલને અખડ બનાવવા માટે આપ મારુ-એક બ્રાહ્મણ નવયુવાનનુ-બલિદાન દેવા તૈયાર થયા છો, એટલે મે રાજાના નામે દોરેલી બીજી રેખા પણ પગથી ભૂસી નાખી '

શ્વાસ લેવા માટે સહેજ રોકાઇને બ્રાહ્મણે કહ્યુ "અને મે જે ત્રીજી રેખા દોરી તે હતી બધા માનવીઓના રક્ષક, પરમ પિતા, સૃષ્ટિના સર્જનહાર પરમેશ્વરની એ રેખા મે ભૂસી નાખી નથી પણ એમની એમ જ રહેવા દીધી છે તેના ભરોસે જ હું મારા જીવનનુ બલિદાન આપુ છુ તે જે કરે છે તે મારા, તમારા અને સૌના કલ્યાણ માટે કરે છે કારણ કે મારા માતા-પિતાની જેમ પરમેશ્વરને કઈ પૈસાની ભૂખ નથી તેમ જ આપની જેમ સુખની અને કીર્તિની પણ કામના નથી એટલે મે એમની રેખા ભૂસી નાખી નહિ, પરતુ કાયમ માટે એમની એમ રહેવા દીધી છે રાજન! હવે આપની ઇચ્છા પૂરી થઈ ને! હવે હવે પૂર્ણાહુતિનો સમય વીતી જવા આવ્યો છે, માટે આપ મારું બલિદાન દઈને આપની મનોકામના પૂરી કરો "

બ્રાહ્મણપુત્રનો આવો જવાબ સાભળીને રાજા ચમકી ગયો એની આખો આગળથી જાણે કે પડળ ખસી ગયા પશ્ચાત્તાપના સ્વરમા રાજાએ કહ્યુ

'હવે મારે મન આ રાજમહેલની કઈ જ કિમત નથી માનવીના ધન, કીર્તિ અને કાયા પેલી રેખાઓની જેમ પળવારમા ભૂસાઇ જાય છે માટે કીર્તિ અને ધનના લોભથી પ્રેરાઇને આવડુ મોટુ પાપ કરવાની કઇ જરૂર નથી હે બ્રાહ્મણપુત્ર! મારુ તને અભય વચન છે એટલુ જ નહિ પણ આજથી હુ તને મારા રાજ્યનો મુખ્ય મત્રી નીમુ છુ "

*

# દાનત તેવી બરકત

એક દાનેશ શેઠને એક દિવસે ખબર પડી કે તેનો એક જૂનો ઓળખીતો કૉન્ટ્રાક્ટર ધધાની મદીને લીધે ખૂબ મુશ્કેલીમા આવી પડયો છે તથી તેણે કૉન્ટ્રાક્ટરને બોલાવી કહ્યુ 'મારે એક મકાન બાધવુ છે એ બાધવાનુ કામ તને સોપુ છુ થોડા વખત માટે હુ કામ અગે પરદેશ જઇશ ત્યાથી આવુ એટલે મકાન તૈયાર થઈ જવુ જોઇએ "

કૉન્ટ્રાક્ટરે તો બીજે દિવસે કામ શરૂ કરી દીધુ પણ તેને મનમા થયુ કે જો હૂ મોઘી વસ્તુઓ વાપરવાને બદલે સસ્તી વસ્તુઓ વાપરુ તો શેઠ ક્યા જોવા આવવાનો છે? શેઠ તો ઘર તૂટી પડશે તો બીજુ બાધશે' એમ વિચાર કરી તેણે સસ્તો અને હલકો માલ છૂટથી વાપર્યો બહારથી તો ઘર ખૂબ સુદર દેખાતુ હતુ પણ લાબો વખત ટકે એવુ એનુ અદરથી બાધકામ ન હતુ પરતુ તે કોઇની નજરે ચડે એમ ન હતુ નહી

થોડા વખત પછી શેઠ પરદેશથી આવ્યો મકાનની સુદર બાધણી જોઇને એ ખુશ થયો અને બોલ્યો તારા પિતાશ્રી અને મારા પિતાશ્રીના બાળપણના સાથી હતા મારા પિતાશ્રીએ એક વાર મને કહ્યુ હતુ કે તમને રહેવા થાય એવુ એક મકાન બાધી આપજે તેથી આ જ મકાન હુ તમને ભેટ આપુ છુ આજે જ તમે કુટુબ સહિત એમા રહેવા આવી જાઓ "

એ સાભળી બિચારો કૉન્ટ્રાક્ટર તો આભો જ બની ગયો!

# રૂપાયતન પ્રકાશન

| | |
|---|---|
| આવા હતા બાપુ – ૧-૨-૩-૪ | ૨–૦૦ |
| ગાંધી-ગુરુ | ૧–૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન | ૧–૨૫ |
| અલ્લાહના બંદાઓ | ૦–૩૭ |
| મસ્તીની પળોમાં | ૦–૭૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા | ૦–૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા | ૦–૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા | ૦–૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા | ૦–૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા | ૦–૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા | ૦–૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | ૦–૧૫ |
| રામતીર્થની રત્નમાલા | ૦–૩૫ |

# વૈષ્ણવજન



સાંસ્કૃતિક સમન્વય ઝંખતું માસિક : નવેમ્બર ૧૯૬૫

# વૈષ્ણવજન



વર્ષ. ૪ | નવેમ્બર · ૧૯૬૫ | અંક · ૮

અનુક્રમણિકા





સંપાદક નવીન ગાંધી

સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલકમાં હશે તો મોકલાશે

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે

* * *

આ પત્રિકામાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંસ્થા તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

*

(લેખકોને)

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ કલા શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે

લખાણ સંક્ષિપ્ત, મૌલિક તાજું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની એ ફ્રીન્દ્રસ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી મોકલાય છે

લવાજમ

દેશમાં (વરસનું) છ રૂપિયા

પરદેશમાં ચાર શિલિંગ

"વૈષ્ણવજન"

૨, રામકૃષ્ણનગર

રાજકોટ ૨.

પ્રકાશક અને મુદ્રક ધીરેન ગાંધી, સ્વરૂપ મુદ્રિકા, રાજકોટ.





# તાદાત્મ્ય - ભાવ

ગુરુદયાલ મલ્લિક

ગુરુદેવે એક કવિતામાં કહ્યું છે કે, 'જગતના દરિયા-કિનારે બધાં બાળકો ભેગાં થાય છે.' વળી બીજી એક કવિતામાં પણ તેમણે દર્શાવ્યું છે કે, 'સૌ લોકોના સમાગમમાં પ્રભુનો સ્પર્શ અનુભવવો,' એ આપણો સાચો માનવ-સ્વભાવ છે ' તેથી જો આપણે પ્રભુના સ્પર્શનો અનુભવ કરવો હોય તો સૌની સાથે તાદાત્મ્યભાવ અનુભવવો જોઈએ, સૌની સાથે એકરૂપ બનવું જોઈએ.

બાળકની જેમ આપણો આત્મિક સ્વભાવ પણ બધાં સાથે સુમેળ સાધવાનો છે, જુદાઈનો નથી જ. જન્મીએ છીએ ત્યારે આપણે કોઈ હિંદુ નથી, મુસલમાન નથી, ઈસાઈ નથી, પારસી નથી; પણ માત્ર માનવ જ હોઈએ છીએ. આપણો આંતરિક સ્વભાવ જ એકતાનો છે. પણ મોટા થતા જઈએ તેમ જુદાઈ વધતી જાય છે.

પણ આત્મા તો સત્યને ઓળખવાની, સત્યને શોધવાની જ વૃત્તિ રાખે છે. રસ્તા પરથી પસાર થતા હોઈએ અને કોઈ માણસ મોટર તળે આવી જાય ત્યારે આપણે તરત જ તેની મદદે દોડી જઈએ છીએ. તે વખતે આપણે જોવા નથી બેસતા કે તે હિંદુ છે કે મુસલમાન. ખ્રિસ્તી છે કે પારસી. કારણ કે તે વખતે સાચો માનવપ્રેમ આપણામાં જાગ્રત થાય છે. અને દુઃખમાં તો ભેદભાવ ભૂલી જ જવાય છે.

ભેદભાવ જેમ વધતો જાય તેમ જીવનમાં સડો વધતો જાય. ફકીર લોકો જાતને ભૂલીને, 'હું હું' ને ભૂલીને 'તું તું'જ કહ્યા કરે છે. અને ત્યારે તેમના જીવનમાં સાચી માનવતાનું માધુર્ય પ્રગટે છે. એકવાર કોઈ માણસે કબીર સાહેબને પૂછયું : 'મૈના ગાય છે ત્યારે આટલુ મીઠું કેમ લાગે છે ?' કબીર સાહેબે કહ્યું : 'કારણ કે એ 'મૈ ના' છે. એ પોતાને ભૂલીને ગાય છે. 'મૈ ના' એટલે 'હું નહિ.' અને બકરી તો 'મૈં મૈં મૈં' કરે છે. એ કયાં મીઠું લાગે છે ? કારણ કે 'મૈં' તો હંમેશા અહંથી ભરેલો જ હોય છે' અહંકારને પોષનારી વસ્તુ તે ભેદભાવ, જુદાઈનો ભાવ છે ભેદભાવ કે જુદાઈની વૃત્તિ ઝેર સમાન છે.

તેથી સેવાનો માર્ગ ભેદભાવ ભૂલવા માટે છે. સેવા કરનારના મનમાં ભેદભાવ, ઊંચનીચ ભાવ, જુદાઈનો ભાવ ન જ હોય. ઇસ્પિતાલમાં નર્સ હોય છે તે તો બધી કોમના માણસોની સેવાચાકરી કરે છે ભેદભાવ ભૂલીને સેવા કરે છે. કોઈ કહેશે કે, તે પેટની ખાતર સેવા કરે છે. એમ ભલે હોય; પરંતુ જેટલી હદ સુધી તે ભેદભાવ ભૂલીને સેવા કરે છે તેટલી હદે તે માનવતાને જ પ્રાપ્ત કરે છે. વળી તે પોતે

થાકેલી હોય તોયે દરદીના આરામ માટે તેના દિલમાં ચિંતા રહે છે.

મેળામાં હજારો યાત્રાળુઓ જાય છે. જુદી જુદી ભાવનાવાળા, જુદા જુદા પ્રાંતના, જુદી જુદી કોમના માણસો ત્યાં હોય. પણ તે સ્થળની યાત્રાની બાબતમાં બધાં યાત્રી જ કહેવાય. ત્યાં જુદાઈ ન સંભવે. જે ભેદભાવ રાખે તે મેળાનો અર્થ જ સમજતો નથી. ભેદભાવને ભૂલીને હળવું-મળવું એનું નામ જ મેળો. ભેદભાવ ભૂલીને ખુલ્લા દિલથી એક-બીજાને મળવા માટે જ આપણા ધર્મમાં મેળાનું અનુષ્ઠાન છે.

જે સમાજમાં પૈસાથી જ માણસનું માપ કઢાય છે તે સમાજમાં કળજુગ પ્રવર્તે છે. માનો કે નિમાજ પઢતી વખતે કોઈ ફાટેલ-તૂટેલ કપડાંવાળો ભાઈ નિમાજ પઢવા આવ્યો અને તેની પછી ખુદ બાદશાહ આવે તો પણ પેલાને હઠાવીને બાદશાહને સ્થાન આપવામાં ન આવે. જ્યારે આપણે ત્યાં તો પૈસાદારનું સ્થાન આગળ કરીને અહમને આપણે પોષીએ છીએ!

આપણે તો રોજ એવી પ્રાર્થના કરવી જોઈએ કે જેથી બાળકના જેવો આપણો સ્વભાવ રહે; જેમાં મોટા-નાનાનો, નાત જાતનો, પ્રતીયતાનો તેમ જ બીજા કોઈ પણ પ્રકારનો ભેદભાવ ન રહે. બાપુજીએ પોતાનું સર્વસ્વ અર્પણ કર્યું સ્વતંત્રતા અને એકતા માટે. વળી બાપુજી તો ગાતા : 'વૈષ્ણવજન તો તેને કહીએ. જે પીડ પરાઈ જાણે રે.' પીડ 'પરાઈ' પોતાનું દુઃખ નહિ પણ પરાઈ પીડા જે જાણે તે જ સાચો વૈષ્ણવજન, સાચો ધર્મી. સાચા દિલથી એકબીજાની સાથે ભળી શકો તો જ અહંકાર ઓછો થાય. તેનો પણ ગર્વ ન કરતા. અહંકારને કાઢવો સહેલો નથી. એ તો બહુરૂપી જેવો છે; બહુ સૂક્ષ્મ છે. અને તે રહે છે પણ માથાની ઉપર. તે માથાને નશાથી અને પાગલપણાથી ભરી દે છે. સત્ય જાણવાની ઈચ્છા હોય, પ્રભુનો પ્રેમ અનુભવવો હોય, તેનો ચરણસ્પર્શ કરવો હોય તો આ અહમથી ભરેલા માથાને કપાવ્યે જ છૂટકો છે.

સૂફી લોકોમાં એક વાત પ્રચલિત છે. પ્રભુનો એક ભક્ત હતો જગતની સેવા કરીને તેણે અહમને બને તેટલું ગાળી નાખ્યું હતું. તેને તક મળી અને તે પ્રભુને દ્વારે પહોંચ્યો. અંદરથી કોઈએ પૂછ્યું : 'કોણ?' ભક્તે જવાબ આપ્યો, 'હું છું' પ્રભુએ દ્વાર ખોલ્યું નહિ! જગતમાં તે પાછો ફર્યો, ધ્યાન, તપ, જપ, સેવા ફરીથી કરવા લાગ્યો. વળી તક મળી અને તે પ્રભુને દ્વારે પહોંચ્યો. અંદરથી પ્રશ્ન આવ્યો . 'કોણ?' ભક્તે ઉત્તર આપ્યો: 'તું.' અને તરત જ બારણું ખુલી ગયું! અહંભાવનો, હુંકારનો નાશ કર્યા વિના પ્રભુ કેવી રીતે મળે?

વળી પ્રભુની પાસે જવું હોય તો એકલા એકલા નહિ જવાય. એકબીજાની સાથે સાથે જવું જોઈએ. પ્રભુ તો કહે છે · 'એકલા નહિ બબ્બેની જોડીમાં આવો' સાથે સાથે આવો.' કારણ કે, 'God creates souls in pairs'- પ્રભુ તો જોડિયા આત્માને સર્જે છે. તેથી સૌની સાથે ભેદભાવ તજીને એક બીજાને મદદરૂપ થઈ, એકલ પણાનો ભાવ તજી દઈને, વ્યક્તિને બદલે સમષ્ટિની સાથે તાદાત્મ્યભાવ કેળવીને આપણે આપણું જીવન વ્યતીત કરીએ તો જ પ્રભુનો સાક્ષાત્કાર થાય અને જીવનની સાર્થકતા અનુભવી શકીએ.

*

કદી નિજ અલ્પતાનું અન્યમાં કરશો નહીં દર્શન
અરીસો કઈ સૂરજમાં નિજ પ્રતિબિંબો નથી જોતો! – અનિલ

# પરિભ્રમણ

આશુતોષ

## મિખાઇલ શોલોખોવ

ડોન નદીને કાંઠે તેમનું બાળપણ વીત્યું, અને યુવાની પણ ત્યાં જ ગાળી જે નવલકથાએ તેમને ખ્યાતિ અપાવી – "ધીરે વહે છે ડોન" – તે કોઝાક પ્રદેશના એક ગામડામાં રહીને લખી તેમના પાત્રો "ફૂલ વીણ, સખે" ની જેમ તેઓ પોતાની આજુબાજુથી ચૂંટી લે છે આજે સુપ્રિમ સોવિયેટમાં તેઓ ડેપ્યુટીપદે હોવા છતાં, સાહિત્યની આરાધના વણથંભી ચાલુ છે. તેમને દરરોજ સંખ્યાબંધ મુલાકાતીઓ મળવા આવે છે. નવી નિશાળ માટે મકાનથી માંડીને જગતની આવતી કાલ સુધીના દરેક વિષયો ઉપર તેમના વિચારો જાણવા એક થેલો ભરીને ટપાલ દરરોજ તેમને વાંચવાની અને વાંચીને જવાબ આપવાની હોય છે. કોઝાક વતનીઓ તરફ તેમને પક્ષપાત છે બીજા વિશ્વયુદ્ધમાં તેમણે સેવાઓ આપેલી છે, અને નાઝીઓ સામે લડયા છે સામાન્ય માનવીના દુઃખો દર્દો, અને લડાઇની યાતનાઓના તેઓ અચ્છા ભાષ્યકાર છે. તેઓ અચ્છા શિકારી પણ છે અને ડોન નદીમાં માછલી પકડવાનું તેમને પસંદ છે મહેમાનોને પોતે જ પકડેલી માછલી ભોજનમાં આપતાં તૃપ્તિ થાય છે.

કોઈક સાંજે તેઓ એકલા પોતાના ગામડાના કબ્રસ્તાન તરફ જઇ ચડે છે અહીં તેમની માતા શાશ્વત નિદ્રામાં પોઢયાં છે એક નાઝી બોમ્બે તેમના જીવનનો અંત આણી દીધો. શોલોખોવે એ દૃશ્ય નજરે જોયેલું માતા એક સરળ કિસાન આખ્યનારી હતી અને પ્રૌઢ અવસ્થામાં વાંચતાં લખતાં શીખી હતી પોતાના પુત્રને પોતાના હસ્તાક્ષરમાં પત્ર લખવાની તેની મહેચ્છા હતી ૧૯૫૪ના નોબેલ ચંદ્રક [સાહિત્ય] વિજેતા અત્યારે યુદ્ધ ઉપર મહાકાવ્ય નવલકથા લખી રહ્યા છે

## યુનોની યુવાની

૨૪મી ઑક્ટોબરે યુનોની સંસ્થાને વીશ વર્ષ પૂરાં થયાં વિશ્વસંસ્થા હવે યુવાન બની છે લીગ ઑફ નેશન્સે આટલાં વર્ષો જોયાં ન હતાં આપણા રાષ્ટ્રપતિજીએ યથાર્થ કહ્યું છે કે આ વિશ્વસંસ્થાએ મહાસત્તાઓની લાગવગથી મુક્તિ મેળવવાની જરૂર છે તો જ ૧૧૭ સભ્ય રાષ્ટ્રોમાં તેનું માનભર સ્થાન રહી શકે એટલું કહેવું પડશે કે જે સંજોગો વચ્ચે, અનેક ઘર્ષણ – પ્રસંગો આ સંસ્થાએ અટકાવ્યા છે તેને અચૂક સિદ્ધિ ગણાવી શકાય કોન્ગો, સાઇપ્રસ, ઇઝરાયેલ – જોર્ડન મલેશિયા, ભારત – પાક અને વિયેટનામના ભડકે બળતા પ્રશ્નોમાં, આગ ઠારવાના યુનોના પ્રયાસો સાવ નિષ્ફળ નથી ગયા નવોદિત રાષ્ટ્રોની સાથે મનોદિન બાપ્યાવળો રાષ્ટ્રપ્રેમ પણ અસ્તિત્વમાં આવ્યો છે ઉથાંએ જ્યારે કહ્યું કે સંકુચિત માનસ [ Small minds ] બદલવું પડશે ત્યારે એક ભારે સચોટ પ્રતિપાદન તેઓ કરી રહ્યા હતા વળી તેમણે નમ્રતાપૂર્વક એમ પણ કહ્યું છે કે ભલે યુનોની જમા બાજુમાં શ્રેષ્ઠ સિદ્ધિઓ ન હોય પણ જહન્નમની ખીણમાં પડતું જગતને બચાવવાનું સદ્‌ભાગ્ય તો જરૂર સાંપડયું છે

## બુલંદ થતો અવાજ

સોવિયેટ રશિયા સાથે ૧૦૦૦ કિ વૉ. શક્તિના ટ્રાન્સમિટર માટે કરાર થઇ જતાં હવે નવા બે શક્તિશાળી રેડિયોકેન્દ્ર શીમા થઇ શકશે યુગોસ્લાવિયાએ પણ આવું એક ટ્રાન્સમિટર આપવા કરાર કરેલ છે એક મથક પશ્ચિમ બંગાળમાં અને બીજું મહારાષ્ટ્રમાં રહેશે બંગાળનું મથક અગ્નિ એશિયા ને ચીન તરફના પ્રદેશને આવરી લેશે જ્યારે મહારાષ્ટ્રનું મથક આફ્રિકા અને યુરોપના દેશોમાં ભારતનો અવાજ ફેલાવશે ચીન પાસે ૩૦૦૦ કિ વૉ શક્તિ ધરાવતા મથકો હોવાથી તેના પ્રચારનો પ્રતિકાર કરવા આપણે અસમર્થ હતા. હવે પછી એશિયાની એક મહાન સત્તા તરીકે ભારતનો અવાજ વધુ બુલંદ થશે અને વિષવમન કરતા દુશ્મનોએ પણ તેની નોંધ લેવી પડશે. અમેરિકા સાથે ત્રણ ત્રણ વર્ષ સુધી ચર્ચા કરી પણ રાજકીય શરતોએ ટ્રાન્સમિટર આપવાની દરખાસ્ત ભારતને અસ્વીકાર્ય હતી.

## શાસ્ત્રીજી ભૂલ્યા ?

એ વાત જ કેમ મનાય ? હમણા હમણા તો શાસ્ત્રીજી બધુ જ યાદ રાખીને બોલે છે "જય જવાન, જય કિસાન" નુ નવુ સૂત્ર દેશને આપ્યા પછી તેમણે દેશવાસીઓને શિખામણ આપી છે કે સોમવારે સૌ એકટાણું જમે મોટા ભાગનો ભારત વાસી અઠવાડિયામા એકવાર તો એકટાણુ કરે જ છે પછી તે સોમ હોય ગુરુ કે શનિ હોય ઉપરાંત એકાદશી અમાવાસ્યા જેવા દિવસોએ તે ફળાહાર કરે છે એટને શાસ્ત્રીજીને કહેવાનુ છે તે તો અમલમા છે જ

કહેવા જેવુ તો આ હતુ — સૌ અઠવાડિયામા એક જ દિવસ બે ટંક જમે ! અલબત્ત આમા ભૂખ્યા રહેવાનો કે જાતને કષ્ટ આપવાનો હેતુ નથી પરંતુ સખ્ત પરિશ્રમજીવી વર્ગને બાદ કરતા મોટાભાગના લોકો સહેલાઈથી આ કરી શકે છે વ્યાપારી વર્ગમા ઘણાખરાને બેઠાડુ જીવન હોય છે નોકરિયાતવર્ગમા મોટો ભાગ ખુરશીના ચાર ટાંગા ઉપર મહાલતો હોય છે વળી બધા જ દેવોને રીઝવવા સોમથી માંડીને રવિ સુધી એકાદ અપવાસ સિવાય એક ટાણુ કરવાથી સમગ્ર રાષ્ટ્રની પુણ્યમૂડી એટની વધી જશે કે વિજય આપણે પક્ષે હશે કિસાન વધુ અનાજ ઉગાડે, પૈસાદાર સુવર્ણ આપે, જવાન જિંદગી ધરી દે ત્યારે આ માનવ મળેખડાને જિંદગી આખીમા એકવાર આવના કટોકટીના પ્રસંગે એક ટાણુ જમીને જીવતો રાખવો એમા કઈ મોટી કુરબાનીની કથા રહેલી છે ? એટને જ પ્રશ્ન થાય છે કે શાસ્ત્રીજીની ભૂલ તો નથી થઈ ને ? હવે આજ વાતને આંકડાશાસ્ત્રની રીતે મૂકવી હોય તો એમ કહી શકાય કે દર અઠવાડિયે એક ટંક ખોરાક છોડી દેવાથી વ્યક્તિ દીઠ દરરોજના બાર ઔંસ ગણીએ આખા વર્ષમા એક વ્યક્તિ ૧/૮ ટન અનાજ ખાય છે દરરોજના બે લેખે અઠવાડિયાના ૧૪ ભોજન થાય જેથી વર્ષે ઓખાનો બચાવ ૧ ૧૧૨ ટન થયો કહેવાય ૫૦ કરોડ લોકો, જેમા નાનામોટા સૌનો સમાવેશ થાય છે, આ પ્રમાણે કરે તો વર્ષે ૪૫ લાખ ટન અનાજ બચે જે આપણે પરદેશથી મગાવવુ પડે છે હવે ઉપર કહ્યુ તેમ અઠવાડિયામા એક જ દિવસ બે ટંક ધરાઈને અરોગવાનું રાખ્યુ હોય તો અનાજની ખાધ તો ન રહે પણ બીજા દેશોને આપણે આપી શકીએ અને ઉત્પાદન ઓછુ થય તો પણ વાંધો ન આવે એ તો દીવા જેવુ સ્પષ્ટ છે કે અનાજ ઓછુ ઉગાડતા હોઈએ તો ઓછુ ખાવુ જોઈએ

## રહોડેશિયા

દક્ષિણ આફ્રિકાની પેઠે રહોડેશિયામા ગોરી લઘુમતિને રાજ કરવુ છે અને તેની એક તરફી સ્વતંત્રતાની જાહેરાત કરવા ઇયાન સ્મિથ ડેકડા મારી રહ્યા છે કોઈ પણ બ્રિટિશ પ્રધાનને માથે ન આવી પડી હોય, તેમ સામેથી બંડખોર સંસ્થાનમા દોડી જવાની ફરજ હેરોલ્ડ વિલ્સન ઉપર આવી પડી છે રહોડેશિયામા બહુમતિ કાળા લોકોની છે અને તેમની ઇચ્છાનુસાર અને મતદાન પ્રમાણે જો સ્વતંત્રતાની ઘોષણા થાય તો તો કાંઈ અજુગતુ નથી પણ વસાહતી ગોરાઓને ત્યાના વડાપ્રધાન ઇયાન સ્મિથના વડપણ નીચે રાજ્ય ચલાવવાની મહેચ્છા જાગી છે આની સામે આફ્રિકાના રાષ્ટ્રોમા વિરોધ ઊઠ્યો છે જ જો આવી કોઈ એક તરફી જાહેરાત આવી પડે તો બ્રિટને બળથી તેનો સામનો કરવો તેવો મત જોર પકડતો જાય છે હાલ તો શ્રી વિલ્સન, શાહી પંચ નીમવાની યોજનાનો સ્વીકાર કરાવી સમય મેળવી શક્યા છે પરંતુ આ પ્રશ્ન કેવો વળાંક લેશે તે કહેવુ મુશ્કેલ છે

## તૂટતા આવડ્યુ

ફિલીપાઈન એરલાઇન્સનું એક વિમાન ૩૪ પેસેંજરો સાથે ઊડ્યુ અને ૫૦૦ ફીટ ઉંચાઈએ પહોંચ્યા બાદ પટકાઈ પડ્યુ માત્ર એકને બાદ કરતા બીજા સૌ બચી ગયા વિમાનને આગ તો લાગી જ પણ સૌ બહાર નીકળી ગયા બાદ સામાન્ય રીતે હવાઈ અકસ્માતો ભયંકર એટના માટે ગણાય છે કે તેમા કોઈ બચવા પામતુ નથી પરંતુ આ DC વિમાનમા બેસનારાઓ અવશ્ય બડભાગી છે કેમકે આટલી ઉંચાઈએથી કૂદકો મારવાનો અનુભવ લાધ્યો છે, ને તે અનુભવ કહેવાનો મોકો પણ મળી ગયો છે.

# જન્મદાતા

ડૉ. ફ્રેડરિક લૂમિસ

[ હિન્દી અનુવાદના આધારે ]

જીવન અને મૃત્યુ વચ્ચે જે પાતળી ભેદરેખા રહેલી છે તેને છેદી શકવાની જવાબદારી દાકતર ઉપર રહેલી જ છે. નાનકડી ભૂલ અને મૃત્યુ; એકજ ક્ષણનો નિર્ણય અને મોતમાથી બચી જતો દરદી. જો કે વ્યક્તિગત ઘટનાઓ પરત્વે દાકતરનું વલણ ગમે તે હોય પણ જીવન અથવા મૃત્યુ માટે દોષારોપણમાથી તેઓ મોટે ભાગે મુકત રહે છે. મારી જ વાત કરું તો એક દાકતર તરીકે મારો પ્રાથમિક ધર્મ જીવનની રક્ષા કરવાનો છે. દરેક ઉપાય અજમાવીને બની શકે ત્યાસુધી મૃત્યુને દૂર રાખવુ તે અમારી ફરજ બની રહે છે. કોઇ પીડિત આત્માને મૃત્યુરૂપી ઔષધવડે જીવનમુક્તિ આપવાનો દયાધર્મ કોઇ ચિકિત્સકને માથે આવી પડે તો એક સમસ્યા બની રહે છે.

એક દિવસે મારા દવાખાનામા એક બેજીવવાળી યુવતી આવી પહોચી. તે એક સારા કુટુંબની વહુ અને ભાવુક સ્વભાવની હતી. દાકતરી તપાસમા જણાયું કે બાળકની સ્થિતિ હોવી જોઈએ તેનાથી ઉલટી હતી સામાન્ય રીતે બાળકનો માથાનો ભાગ નીચે હોય છે અને પગ ઉપર પરતુ આ કિસ્સામા પગ નીચે હતા. દાકતરી પરિભાષામા આને વિષમ પરિસ્થિતિ કહેવાય છે. જો પગ દ્વારા પ્રસવ થાય તો બાળકના મૃત્યુની સભાવના રહે છે, કેમ કે નાભિરજ્જુ બાળકના માથા અને માતાના અસ્થિ પ્રદેશ વચ્ચે દબાવાથી બાળકને પ્રાણવાયુ મળવો બધ થઇ જાય છે અને પ્રસવમા ઢીલ થાય તો અનિવાર્ય મૃત્યુ થાય છે તેમાયે પ્રથમ પ્રસૂતિમા આવુ બને તો માતાના જાનનું જોખમ વધી પડે છે.

છેવટે એ નાજુક ક્ષણ આવી પહોચી. મેં આસ્તેથી એક નાનકડા ગુલાબી પગને બહાર ખેચી લીધો અને બીજો પગ કાઢવા પ્રયાસ કર્યો. વાસ્તવમા બન્ને સાથે જ બહાર નીકળવા જોઇએ. નર્સની મદદ લઇને, મેં પ્રયત્ન કરી જોયો કે જેથી બીજો પગ બહાર આવી શકે. બાળકનું શરીર સહેજ નીચે આવ્યુ અને આશ્ચર્યની અવધિ વચ્ચે મને જણાયું કે અવતરનાર બાળકી હતી અને કમરથી ઘુંટણ સુધીનો બીજા પગનો ભાગ હતો જ નહી ! આથી બીજો બહુ-જ ટૂંકો હતો. કોઇ કિસ્સામા આવી ત્રુટી મે જોઇ નહોતી.

એજ ક્ષણે મારા મગજમા વિચારોનું તુમુલ યુદ્ધ શરૂ થઇ ગયુ. આવી ખોડવાળા બાળકના જન્મથી તેની લાગણીશીલ માતાને કેટલું દુઃખ થશે ? એટલુ જ નહીં, આખા કુટુંબને એક ઘેરો આઘાત લાગશે. શરીરની આવી ખોટ સુધારવા, ફના થઇને પણ તેના માબાપ દાકતરો અને નિષ્ણાતો પાછળ સારી જીદગી આથડશે. સાથે, સાથે મને પણ વિચાર આવ્યો કે જ્યારે આ બાલિકા મોટી થશે અને પોતાની ઉંમરના બીજાં બાળકોને રમતા-કૂદતા જોશે અને પોતાની કમનસીબી ઉપર આસુ સારતી એક તરફ અનાથની જેમ ઊભી રહેશે ત્યારે તેને શુનુ શુ થશે ! આ બધી જ યાતનાઓનો અંત અત્યારે મારા હાથમા જ છે એ ધ્યાન પણ મને આવી ગયો. કેમકે આવી પરિસ્થિતિમા બાળકનો જન્મ તરત ન થાય અને ઢીલમા પડે તો બાળકનું મૃત્યુ થતા વાર લાગતી નથી તો પછી હું જલદી ન કરું અને કેસને ઢીલમા નાખુ તો ? થોડીક પળોનો વિલબ કોના ધ્યાનમા આવવાનો હતો ? એક ખોડખાપણવાળા બાળકના મૃત્યુ બદલ માતાના મનનું સમાધાન કરાવી શકાશે.

મારો અતરાત્મા બીજી રીતે પણ વિચારતો હતો.

"આ બિચારા લોકો ઉપર એક મોટી જવાબદારી શા માટે નાખે છે ? આ બાળકીને હજુ દુનિયામાં આવીને શ્વાસ લેવાનો અવસર પણ મળ્યો નથી—અને લઇ પણ ન શકે—એટલું જ તારે કરવાનુ છે. બાળક મોડું બહાર આવે એ પુરતુ તારે ધ્યાન રાખવાનુ છે !"

મેં નર્સને બધા જ સાધનો ગરમ પાણીમા બોળી તૈયાર રાખવાની સૂચના આપી દીધી. હું

નિર્ણય ઉપર આવી ગયો હતો. મેં ઘડિયાળ તરફ દૃષ્ટિ ફેંકી. સાત કે આઠ મિનિટના આ મામલામાં ત્રણ મિનિટ પસાર થઈ ચૂકી હતી. નર્સો મારા તરફ તાકી રહી હતી. એ બિચારીઓએ આવા કેટલાય કેસોને સુધારતા અને બગાડતા જોયા હતા ભલે એક વધુ કેઇસને નિષ્ફળ થતો જુએ એક દાકતર તરીકે, પહેલી જ વાર, મારે જે ન કરવુ જોઈએ, તેવું આચરણ કરવા હું તૈયાર થયો. હવે માત્ર બે કે ત્રણ મિનિટનો વિલંબ કરવાનો હતો. જાણે કે હું બાળકને બહાર કાઢવાની કોશિશ કરી રહ્યો છુ તેવો દેખાવ કરવા મે તેને નીચે હાથ રાખીને સ્હેજ ખેંચ્યું અને તેની સાથે જ બાળકનો બીજો કોમળ, સુનાળો, નાનકડો પગ મારા હાથમાં આવી પડયો—આજ મારા હાથમાં માતા અને શિશુ બન્નેના જીવનની જવાબદારી મને સોંપવામા આવી હતી. બાળક ઉછળીને બહાર આવવાની તૈયારીમા હતું— અને પોતાની શક્તિનો પરચો આપી રહ્યું હતુ.

મારા જીવનની સૌથી કપરી ઘડી મારે માટ અસહ્ય બની ગઈ. મેં જે કરવા ધાર્યું હતુ તે મારાથી ન જ બની શકયુ ! ખોડવાળા પગ સાથેની બાલિકાનો પ્રસવ મે કરાવ્યો. માતા અને કુટુમ્બના સર્વેને જરૂરી સૂચનાઓ પણ આપી દીધી

મેં જે આશંકાઓ રાખેલી તેમ જ બન્યું. બિચારી યુવતીને હૉસ્પિતાલમા લાંબો સમય રહેવુ પડયુ. તેના સગાવહાલાઓ બાળકીનો પગ ઠીક થાય તે મ2 ચોતરફ દોડધામ કરી રહ્યા. પછી તો તેણે હૉસ્પિતાલમાથી વિદાય લીધી અને એ યુવતી તથા પરિવારના કાઇ સમાચાર મળ્યા નહી. વર્ષો વીતી ગયા.

* * *

અમારી હૉસ્પિતાલમા દરેક વર્ષે નાતાલ ઉપર મનોરજન કાર્યક્રમ રાખવામા આવતો તેમા ખાસ કરીને જે વરસની હું વાત કરુ છુ તે વિશિષ્ટ ગણાય તેવો હતો. ઊભા કરેલ રંગમચ પર પ્રાચીન કમનું ધાર્મિક ગીત પાર્શ્વસગીત તરીકે ધીરેધીરે ગૂજતુ હતું. થોડી વારે તદ્દન ધવલવસ્ત્રોધારી વીસ પરિચારિકાઓએ પ્રવેશ કર્યો. તેઓ આછા સ્વરે રાત્રીની શાંતિને બિરદાવતી કાવ્યપંક્તિઓ ગાઇ રહી હતી તેમની પાછળ એક તેજરાશિનો પુંજ અને તેમા નાતાલનું વૃક્ષ પ્રગટતી રહ્યું હતું ! નેપથ્યમાં છેવટના ભાગમા ત્રણ સુંદર યુવતીઓ પોતપોતાના વાદ્યંત્રોથી મુખ્ય ગીતને પાર્શ્વસગીત આપી રહી હતી. વાતાવરણમાં એવી સંવાદિતા ફેલાઇ ગઇ કે શ્રોતાજન ગીતની તન્મયતામા લીન બની ગયો.

ત્રણમાંની એક યુવતી વીણાવાદન કરતી હતી. મને વીણા બહુ પ્રિય છે. જાદુકાર આંગળીઓ વીણામાંથી જે જાદૂ કરે છે તેના ઉપર હું મુગ્ધ છુ. સ્વાભાવિક રીતે જ તે યુવતી તરફ મારું ધ્યાન ખેંચાયુ—કેટલી તન્મય બનીને તે વાદ્ય સાથે એક થઇ ગઇ હતી !

વીણા ઉપર તેની કોમળ આંગળીઓ ફરતી હતી; કયારેક પોતાના સોનેરીવાળને આછો ઝોક આપી પાછળ ફેંકતી ત્યારે તેની સૌન્દર્યછટા અનેરી લાગતી.

કાર્યક્રમ સમાપ્ત થતા, સૌ ધીરેધીરે વિખરાવા લાગ્યા. પણ હું ત્યા બેઠો જ રહ્યો. આવો સુંદર મનોરજન કાર્યક્રમ આપવા મદદ મુખ્ય પરિચારિકાને અભિનંદન આપવા હુ રોકાઇ ગયો. ત્યાંજ મારી પસે એક બાનુ ઊભા રહી ગયા ને મને કહેવા લાગ્યા

"જોયુ ને દાકતર સાહેબ ! તમારી જ બાળકીને તમે ઓળખી તો ગયા હશો ! વીણા વગાડતી જે યુવતી તરફ આપ એકચિત્તે સાભળી રહ્યા હતા તે મારી જ પુત્રી છે ! કે પછી આપ ભૂલી ગયા? સત્તર વર્ષ પહેલા આપની હૉસ્પિતાલમા જન્મેલી એક પગવાળી બાળકી યાદ આવે છે ખરી ? ત્યારે આ એ જ છોકરી ! બીજો પગ જો કે બનાવટી છે પણ તેને માટે અમે આકાશ પાતાળ એક કર્યા છે ! હવે તો તે ચાલે છે, હરેફરે છે, દોડે છે, તરી પણ શકે છે, અને નૃત્ય પણ કરે છે !

"પરતુ ઘણીવાર દૈવે જે નિરધાર કર્યું હોય

છે તેમાં કલ્યાણ પણ હોય છે. જે વર્ષો દરમ્યાન તેનો એક પગ ખોડવાળો રહ્યો તે સમય દરમ્યાન તેના હાથને મોકો મળી ગયો, અને જે કુશળતા આજે આપે જોઇ તે તેણે સિદ્ધ કરી. આજે આટલી સુંદર રીતે તે બીન બજાવે છે તેના મૂળમાં આ વાત છે. આ વર્ષે તો તે વિદ્યાપીઠમાં પણ દાખલ થશે. જે કાંઇ કહો – આજ મારું સર્વસ્વ છે – મારી મૂડી છે!"

આટલું બોલતા બોલતાંમાં તો એની આંખો અશ્રુથી ભરાઇ ગઇ. દરમ્યાન તે બાળા પણ ત્યાં આવી પહોંચી. તેના તરફ જોતાં માતાએ કહ્યું:

"નમસ્કાર કર, આમને, બેટી. આ તારા પહેલા દાકતર......આપણા કુટુંબના દાકતર!"

માતાના અવાજમાં હું કમ્મ જોઇ શક્યો. મને લાગ્યુ કે એ ભદ્ર મહિલાની આંખો સમક્ષ, મારી પેઠે જ, આ કમનસીબ બાલિકાનો આખો ઇતિહાસ તાદૃશ થયો હશે! લાગણીના આવેશમાં મેં તે બાળાને હૃદય સરસી ચાંપી દીધી. આજથી સત્તર વર્ષ પહેલાંનો ભૂતકાળ નજર સમક્ષ દેખાઇ રહ્યો. પ્રસૂતિગૃહ ....ફરી રહેલો ઘડિયાળનો કાંટો...જેના જીવનની જવાબદારી મારા હાથમાં સોંપવામાં આવી હતી અને જે જીવનને ભૂંસી નાખવા હું તત્પર થયો હતો.... ઓહ! જીવનમાં બીજીવાર યાતનામય ક્ષણોનો મને અનુભવ થયો. આવેગ કાંઇક શાંત પડતાં, તે બાળાના માથાપર ધીમે હાથ ફેરવતાં મેં કહ્યું:

"બેટી તને તો શું, કોઇને પણ ખ્યાલ આવવો મુશ્કેલ છે કે આજની રાતની આ ક્ષણોનું મહત્ત્વ મારા માટે કેટલું અર્થપૂર્ણ છે! ઉઠાવ, બેટા, પેલું બીન ઉઠાવ, અને બજાવ–હમણાંજ ગાયું હતું તે પેલું 'શાંત રાગ'નું ગીત! ફરીથી બજાવ, મારા ખાતર એટલું કર, વહાલી દીકરી! અને મારા હૃદય ઉપરથી એક જબરજસ્ત બોજ તારા હાથેજ ઉતાર!"

બાળાની કોમળ અંગુલિઓએ નર્તન કર્યું અને બીન રણકી ઊઠયું! વીણાના આછા આહ્લાદક સૂરો રાત્રિની નીરવતામાં ફેલાઇ રહ્યા. ક્યારે તેની માતા મારી પાસે આવી, મારા હાથપર તેનો હાથ રાખી દીધો અને શૂન્યતામાં જોઇ રહી હોય તેમ મારી નજીક બેસી ગઈ તેનો ખ્યાલ પણ રહ્યો નહીં. શાંત રાત્રિ વધુ શાંત બનતી જતી હતી– વીણાના સૂરોની તીવ્રતા વધતી હતી – બાળાની આંગળીઓ વધુ ઝડપથી ફરી રહી હતી અને સંગીતની



માત્રાઓ જાણે વાતાવરણમાં ઓગળતી જતી હતી. અને જે પ્રશ્નના જવાબ માટે જીવનભર મથામણ કરી – જીવનને તારે છે કોણ, દૈવ કે મુક્તિ,–તે આજે અનાયાસે મળી ગયો!

*

જિંદગીનું મૂલ્ય સાચું હુંય ક્યાં સમજ્યો પુરું?
શું કરું ફરિયાદ હું, મારી કદર કોણે કરી! -અનિલ

*

નિદ્રા બે ઘડીનું મોત છે; ને મોત, અગણિત ઘડીઓની નિદ્રા.
માનવી નિદ્રાથી ડરતો નથી, તો પછી મોતનો ડર શાને?-અંજુમ વ.દે.

# સરદારશ્રીની વાણી

[બાપુજીના સાન્નિધ્યમાં રહીને સરદારશ્રીની આધ્યાત્મિક બાજુ પણ વિકાસ પામી હતી. તેથી સરદારશ્રીની વાણીમાં આપણને જીવનનાં સત્યોનો પણ અનુભવ થાય છે. સરદારશ્રીનાં ભાષણોમાંથી એવા વિચાર-રત્નો સંકલિત કરી અહીં આપવા પ્રયાસ કર્યો છે.]

* આપણે એકબીજાનું કાપવામાં આપણી શક્તિ અને બુદ્ધિનો ઉપયોગ કરીએ છીએ, મતભેદ સહન કરી શકતા નથી, તેમા પ્રામાણિકતા જોઈ શકતા નથી. એકબીજાના ઉપર આક્ષેપો મૂકી વિખવાદ વધારીએ છીએ. આ સ્થિતિમાં બિચારી ભોળી પ્રજા મૂંઝાય છે અને સાચો માર્ગ જોઈ શકતી નથી.

* હિંદુસ્તાનની અધોગતિ થવા દેવી કે આ સમયે કમર કસીને તેને પડખે ઊભા રહેવું તે આગેવાનોના હાથમાં છે.

* આપણા છોકરાઓને આપણી પર જુલમ કરવા નહીં, પણ પ્રજાની સેવા કરવા લાયક થાય તેવું શિક્ષણ આપો.

* ધર્મ માત્ર મંદિરમાં જવામાં જ નથી, પરબડીમાં કબૂતરને દાણા નાખવામાં કે કીડીને લોટ નાંખવામાં જ સમાઈ જતો નથી. લાખો માણસો કપડાં વિના દુઃખી થાય છે, તો આપણો ધર્મ પહેલો તો એ કે ઘેર ઘેર રેંટિયા ચાલુ કરવા જોઈએ.

* દુઃખનો ઇલાજ હાથમાં આવ્યા પછી દુઃખનાં રોદણાં રડવા બેગા થવું એથી તો દુઃખ નાશ થવામાં વિલંબ જ થાય.

* કઠોરમાં કઠોર હૃદયને પણ પ્રેમથી વશ કરી શકાય છે. અને સામાની કઠોરતાના પ્રમાણમાં આપણો પ્રેમ તેટલો જ સબળ હોય તો જરૂર આપણે જીતી શકીએ.

* મલિન રાજનીતિ ચલાવનાર સરકારને ઉચ્ચ ચારિત્ર્યવાન પુરુષનો હમેશાં ભય રહે છે; પણ શુદ્ધ રાજનીતિવાળા રાજ્યના તો એવા જ પુરુષો સ્તંભરૂપ છે.

* પ્રજાની ઉન્નતિનો આધાર તેની હિંમત, તેના ચારિત્ર્ય અને તેની ભોગ આપવાની શક્તિ ઉપર રહેલો છે.

* આપણે ન્યાય મેળવવો હોય ને સ્વતંત્રતા પ્રાપ્ત કરવી હોય તો, આપણા પોતાના દોષ જોતાં અને સુધારતાં, સહનશીલતા, આત્મશ્રદ્ધા અને ધૈર્ય રાખતાં, ભોગ આપતાં, ટૂંકામા જેમની પાસેથી આપણે ન્યાય લેવો છે તેમના દોષો જોવા કરતાં તેમનામાં રહેલા ગુણો અને ચારિત્ર્યનું અનુકરણ કરતાં શીખવું જોઈએ.

* એક ઈમારત ચણનાર કડિયો જેમ તેના પ્લાન રચનાર ઇજનેરના જેટલી શક્તિ હોવાનો દાવો કરતો નથી, છતાં તે પ્લાન પ્રમાણે ઈમારત પૂરી કરવામાં મુશ્કેલી જોતો નથી, તેમ ગાંધીજીના અનુયાયીઓ જો તેમનો ઘડેલો સ્વરાજની ઈમારતનો પ્લાન બરાબર સમજી ગયા હશે તો તે મુજબ ઈમારતનું કામ આગળ ચલાવતાં મૂંઝાશે નહીં.

* થોડાક હઠીલાઓને-પછી તે ભલેને દેશના મહા આગેવાન હોય – પોતાનું ધાર્યું કરવા દેવાની સગવડ કરી આપી, શાંત પાડવા ખાતર જેઓ પોતાના નિશ્ચયને છોડી દે છે, અને બીજા પાસે છોડાવવાનો આગ્રહ કરે છે, તેઓને પોતાના કૃત્યથી દેશને થતા પારાવાર નુકસાનનો ખ્યાલ નથી.

# સરદારશ્રીની જન્મતિથિ પ્રસંગે



આપણી પોતાની જ મૂર્ખાઇથી આપણે બહુ જ દુઃખી થઈએ છીએ; આપણે પોતે જ આપણાં દુખો માટે જવાબદાર છીએ તો તે સામે શું આપણે ન લડીએ ? તે સારુ તો રાતદિવસ જંગ માંડવો જોઇએ.......જે સત્યને ખાતર ખુવાર થવા બેઠા છે તે જ આખરે જીતવાના છે.

— સરદાર

# ક્ષમાનો આદર્શ

**શ્રી અરવિંદ** **[વાર્તા]**

ચંદ્ર ધીરે ધીરે વાદળોના પડદા પાછળ ગતિ કરી રહ્યો હતો. નીચે નદી કલકલ અવાજ કરતી પવનના સૂરમાં પોતાનો સૂર મેળવતી નાચતી નચતી વહેતી હતી. પૃથ્વીનું સૌન્દર્ય અર્ધા અંધકારમાં અને અર્ધા ચંદ્રપ્રકાશમાં ઓર ખીલી નીકળ્યું હતું. ચારે બાજુ ઋષિઓના આશ્રમો હતા. પ્રત્યેક આશ્રમની શોભા નંદનવનની શોભાને પણ ટપી જાય તેવી હતી. દરેક ઋષિની કુટિરની આસપાસનાં તરુ, પુષ્પો, અને લતાઓ સૌન્દર્યથી લચી પડતા હતાં. આવી એક જ્યોત્સ્નાથી છલકાતી રાત્રે બ્રહ્મર્ષિ વશિષ્ઠ પોતાની પત્ની અરુન્ધતીને કહેતા હતા, 'દેવી, ઋષિ વિશ્વામિત્રને ત્યાંથી થોડુંક મીઠું લઈ આવોને !' આ સાંભળતાં વેંત જ અરુન્ધતીને આશ્ચર્ય થયું અને તેમણે પ્રશ્ન કર્યો, 'પ્રભુ, આપ આ કેવી આજ્ઞા કરો છો ? મને એ સમજાતું નથી જેણે આપણા સો પુત્રોનો વધ કર્યો છે –' અને એ શબ્દો બોલતાં બોલતાં અરુન્ધતીનો કંઠ ગદ્ગદિત થઈ ગયો. ભૂતકાળ બધો પાછો સ્મરણપટ પર તાજો થઈ આવ્યો. અપૂર્વ શાંતિના ધામ જેવું એ હૃદય વ્યથાથી ઉભરાવા લાગ્યું. તે બોલવા લાગ્યાં, 'આવી સુંદર કૌમુદીવાળી રાત્રે મારા પુત્રો વેદગાન કરતા કરતા ફરતા હતા. એ સોએ સો વેદજ્ઞ હતા, બ્રહ્મનિષ્ઠ હતા. મારા એ સર્વ પુત્રોને એણે મારી નાખ્યા છે તેના આશ્રમમાંથી મીઠું માગી લાવવાનું આપ કહો છો ? મને કંઈ સમજાતું નથી.'

ઋષિનું મુખ ધીરે ધીરે પ્રકાશથી છલકાવા લાગ્યું, એ સાગર જેવા હૃદયમાંથી ધીરે ધીરે શબ્દો નીકળવા લાગ્યા. 'દેવી, એમના ઉપર તો મને ખાસ પ્રેમ છે.' અરુન્ધતીનું આશ્ચર્ય ખૂબ વધી ગયું. તેમણે કહ્યું, 'એમના ઉપર આપને જો પ્રેમ છે તો તો પછી એમને આપ 'બ્રહ્મર્ષિ'ના નામે સંબોધન કેમ નથી કરતા ? એમને 'બ્રહ્મર્ષિ' કહી દીધા હોત તો આ બધી જંજાળ મટી જાત અને મારે મારા સો પુત્રો પણ ગુમાવવા ન પડત.' ઋષિના મુખ ઉપર એક અપૂર્વ કાંતિ પ્રગટી આવી. તે બોલ્યા, 'તેમના ઉપર મને પ્રેમ છે માટે જ હું એમને બ્રહ્મર્ષિ કહેતો નથી. હું એમને બ્રહ્મર્ષિ નહિ કહું એમાંથી જ તેઓ બ્રહ્મર્ષિ થઇ શકવાની આશા રહે છે'

આજે વિશ્વામિત્ર ક્રોધથી જ્ઞાન શૂન્ય બની ગયા હતા. આજે તેઓ તપસ્યામાં મન પરોવી શકતા ન હતાં તેમણે સંકલ્પ કર્યો હતો કે આજે જો વશિષ્ઠ મને બ્રહ્મર્ષિ નહિ કહે તો તેમનો પ્રાણ લઇશ. અને એ સંકલ્પને પાર પાડવા તે હાથમાં તલવાર લઇ પોતાની કુટિરમાંથી બહાર નીકળી પડયા. અને ધીરે



ધીરે વશિષ્ઠની કુટિરની પાસે આવીને ઊભા રહી ગયા. ત્યાં ઊભાં ઊભાં તેમણે વશિષ્ઠની બધી વાતો સાંભળી. હાથમાં જોરથી પકડેલી તલવાર ઢીલી થઈ ગઈ. તે વિચારવા લાગ્યા, 'મે આ શું કર્યું ? તદ્દન અજ્ઞાનમાં રહીને મે કેવો મોટો અન્યાય કર્યો છે, કેવા નિર્વિકાર હૃદયના ઋષિને વ્યથા પહોંચાડવાનો પ્રયત્ન મે કર્યો છે?' તેમના હૃદયમાં જાણે સો વીંછીના ડંખની વેદના થવા લાગી. હૃદય અનુતાપથી બળવા લાગ્યું. એકદમ દોડીને તે વશિષ્ઠના પગમાં ઢળી પડયા. થોડી ક્ષણ તો તે કશું બોલી જ ન શકયા એકાદ ક્ષણ પછી તે બોલ્યા, 'ક્ષમા કરો. પણ મારામા ક્ષમા યાચવાની પણ યોગ્યતા નથી રહી' વિશ્વામિત્રનું ગર્વીલુ હૃદય બીજું કાંઈ બોલી શકયુ નહિ. પણ વશિષ્ઠ શું બોલ્યા? વશિષ્ઠે બે ય હાથ વડે તેમને પકડી લીધા અને કહ્યું. 'ઊઠો, બ્રહ્મર્ષિ, ઊઠો.' વિશ્વામિત્ર બમણા શરમાઈ ગયા અને બોલ્યા, 'પ્રભુ, મને આમ શરમમાં કેમ નાખો છો?' વશિષ્ઠે જવાબ આપ્યો, 'હું કદી મિથ્યા બોલતો નથી આજે તમે બ્રહ્મર્ષિ થયા છો, આજે તમે અભિમાનનો ત્યાગ કર્યો છે. આજે તમે બ્રહ્મર્ષિ – પદ પ્રાપ્ત કર્યું છે.' વિશ્વામિત્રે કહ્યું, 'આપ મને બ્રહ્મજ્ઞાન આપો.' વશિષ્ઠે જવાબ દીધો, 'આપ શેષની પાસે જાઓ. તે જ તમને બ્રહ્મજ્ઞાન આપશે'

વિશ્વામિત્ર શેષની પાસે પહોંચ્યા. શેષ માથા પર પૃથ્વી ધારણ કરીને બેઠા હતા. વિશ્વામિત્રે બધી વાત કહી સંભાળવી. શેષ બોલ્યા, 'તમે જો આ પૃથ્વી તમારા મસ્તક પર ધારણ કરી શકો તો હું તમને બ્રહ્મજ્ઞાન આપી શકીશ.' તપોબળના ગર્વથી ભરેલા વિશ્વામિત્રે કહ્યું, 'આપ પૃથ્વીને માથેથી ઉતારી નાખો હું મારે માથે લઈ લઉં છું.' શેષે કહ્યું, 'હા લઈ લો. આ હું ઉતારી નાખુ છું.' શેષે પૃથ્વીને માથા પરથી ઉતારી તેવી જ તે આકાશમાં ચકકર લેતી લેતી ગબડવા લાગી.

વિશ્વામિત્રે મોટા અવાજે કહ્યું, 'હું મારા સમસ્ત તપનું ફળ અર્પણ કરું છું. પૃથ્વી, સ્થિર થઈ જા–' પણ પૃથ્વી સ્થિર ન જ થઈ. શેષે મોટો સાદ કરીને કહ્યું, વિશ્વામિત્ર પૃથ્વીને ધારણ કરી શકાય એટલું તપ તમે કર્યું લાગતુ નથી કોઇ દિવસ કોઈ સાધુ પુરુષનો સંગ કર્યો છે? કર્યો હોય તો તેનુ ફળ અર્પણ કરો.' વિશ્વામિત્રે કહ્યું, 'એકાદ ક્ષણ જેટલો વશિષ્ઠનો સંગ કર્યો છે.' શેષે કહ્યું, 'તો એનુ જ ફળ અર્પણ કરો' વિશ્વામિત્ર બોલ્યા, 'હું એ ફળ અર્પણ કરુ છુ.' અને ધીરે ધીરે પૃથ્વી સ્થિર બની. પછી વિશ્વામિત્ર બોલ્યા, 'હવે મને બ્રહ્મજ્ઞાન આપો. શેષે કહ્યું, 'મૂર્ખ વિશ્વામિત્ર, જેની સાથેના એક ક્ષણ જેટલા સંત્સગના ફળ રૂપે પૃથ્વી સ્થિર થઈ ગઈ, તેને મૂકીને તુ મારી પાસેથી બ્રહ્મજ્ઞાન લેવા ઇચ્છે છે?' વિશ્વામિત્ર ક્રોધે ભરાયા. વિચારવા લાગ્યા કે આ તો વશિષ્ઠે મને છેતર્યો ઝડપથી તેઓ વશિષ્ઠ પાસે જઈ પહોંચ્યા અને કહેવા લાગ્યા, 'આપે મને શા માટે છેતર્યો?' વશિષ્ઠે અત્યંત ધીર ગંભીર ભાવે ઉત્તર આપ્યો, 'તે વખતે જો મે' તમને બ્રહ્મજ્ઞાન આપ્યુ હોત તો તેમા તમને વિશ્વાસ બેસત નહિ હવે તમને શ્રદ્ધા બેસશે.' અને વિશ્વામિત્રે વશિષ્ઠ પાસેથી બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કર્યું.

ભારત દેશમાં આવા ઋષિઓ હતા. આવા સાધુ પુરુષો હતા, ક્ષમાનો આવો આદર્શ હતો, એવું તપોબળ હતું કે જે દ્વારા પૃથ્વીને ધારણ કરી શકાતી હતી. ભારત દેશમાં વળી પાછા એવા જ ઋષિઓ જન્મ લઇ રહ્યા છે. એ ઋષિઓના પ્રભાવ આગળ પ્રાચીન કાળના ઋષિઓનો પ્રકાશ ઝાંખો પડી જશે. એ ઋષિઓ ભારત દેશને પ્રાચીન કાળ કરતાંયે વધારે ગૌરવ અપાવશે.

# માનવતાવાદી મામલતદાર

## કનૈયાલાલ વાઘાણી

ઇટાવા જિલ્લાના ઔરિયા મહાલમા જયનારાયણ-દાસજી મ મલતદાર હતા. જયનારાયણદાસજી અનોખા પ્રકારના મામનતદાર હત. દયા તો એની જ દીલડીમાં વસી હતી. લાચ રુશ્વતથી પર હતા પારકા દુ:ખે દુ ખી થનારો એ અનોખો જીવ હતો. ખેડૂતો તરફ રહેમ, ખોટી કનડગતનુ નામ નહિ

જયનારાયણદાસજીનુ જીવન પણ પ્રભુ પરાયણ હતું. સસારમા રહેવા છતા જળકમળવત્ જીવન જીવતા હતા.

સવત ૧૯૫૬નો છપ્પનિયા દુકાળનો સમય હતો, ભારતમા એ છપ્પનિયા કાળે હાહાકાર મચાવી દીધો હતો. એ ભયકર દુકાળમા માબાપ બાળકોને વેચી નાખી પેટનો ખાડો પૂરવા સુધીની હદે પહોચ્યા હતા માતૃવત્સલ માતાઓ પણ પોતાના બાળકોના મોમાથી રોટલાના ટુકડા ઝૂટવીને ખાતી હતી આવો કપરો હતો એ છપ્પનિયો કાળ.

જયનારાયણનુ દીલ દુભાતુ હતુ. પોતાને મળતા પગારમાથી માત્ર છાશ અને રોટલા જોગુ રાખીને બીજુ બધુ લોકોને વહેચી આપતા હતા પરન્તુ જ્યા આભ ફાટયુ ત્યા થીગડુ ક્યાથી દેવાય! લોકો અન્નના કણ માટે ટળવળી રહ્યા હતા સુકાયેલા સોટા જેવા વૃક્ષો જેમ માનવીની કાયાના હાડપાસળા દેખાતા હતા માનવી આ છપ્પનિયા કાળમા બેહાલ બન્યા હતા.

એકવાર ઔરિયાના પાચસો ભૂખ્યા માનવીનુ એક ટોળુ જયનારાયણદાસ પાસે આવ્યુ. નર્યા હાડપીજર સમા હતા એ ભૂખ્યા જીવો બોલવાની શક્તિ ન હતી, ચાલવાની શક્તિ પણ મદ. આવા દુખિયા જીવો જયનારાયણદાસ પાસે આસુડા સારી કરગરતા કહેવા લાગ્યા, "બાપ! પેટમા લા લાગી છે અનાજનું કણ મળ્યુ નથી રોજગારી પણ બધ છે ભૂખ્યા જીવ જાય છે. અનાજ આપો ભગવાન તમારું ભનુ કરશે "

જયનારાયણદાસની આંખોમાંથી આંસુ સરવા લાગ્યા. આ કગાળ જીવોને જોઇને એમનું હૈયું કમકમી ઊઠયું અને સજળ નયને ભગવાનને કહેવા લાગ્યા, "મારા રામ! તારા બાલુડાની આવી કરુણ હાલત! દયાના સાગર! તારે ત્યા પણ વર્ષાના જળ ખૂટ્યા! શુ તુ પણ દયાહીન બન્યો! બાપ! તારા નોધારા બાળકો ઉપર દયા કર"

જયનારાયણદાસજી આ તરફડતા જીવોની ભૂખ યાતના સહી ન શક્યા. જયનારાયણદાસજી પાસે પણ શું હોય કે પાચસો માનવી ક્ષુધા તૃપ્ત કરે. જયનારાયણદાસજીએ સરકારી ખજાનચીને બોલાવ્યો અને કહ્યુ "સરકારી ખજાનામાથી દરેક જણને એક એક રૂપિયો આપો. એ બાપડા કણ ભેગા થાય."

"સાહેબ! ખજાનાની ઘટ માટે જવાબદાર કોણ? મારુ શુ થાય?"

"તમારે ઘટની ચિંતા કરવી નહિ એને માટે હું જવાબદાર છું. આ લોકોને દરેકને એક એક રૂપિયો આપી દો."

કારકુને દરેક વ્યક્તિને એક એક રૂપિયો આપ્યો અને સરકારી તિજોરીમાથી પાચસો રૂપિયા ઓછા થયા.



'જયનારાયણદાસજી કી જે' 'ભગવાન તમારું ભલું કરે' આવા પોકારો કરતું એ ટોળું ચાલ્યું ગયું.

કારકુન છંછેડાયો હતો. તેણે વિચાર કર્યો, "ઠીક લાગ મળ્યો છે. આજે શનિવાર છે. કાલે રવિવારે કચેરી બંધ છે આજ રાત્રે ઇટાવા જઇને કલેક્ટર સાહેબને ખબર આપું. રવિવારે મારા જવાની ખબર નહિ પડે. સોમવારે તો કચેરીમાં પહોંચી જઇશ. જયનારાયણ દાતારનો દીકરો બન્યો છે. અને પારકે બાજરે પોંખ કરે છે એટલે એને ખબર પાડી દઉં. જયનારાયણ થાય જેલ ભેગો અને બંદા બને મામલતદાર સાહેબ. આવો મોકો ફરી નહિ મળે."

શનિવારની રાત્રે કારકુન ઇટાવા જવા ઉપડયો. કલેક્ટર આગળ જયનારાયણ વિરુદ્ધ ફરિયાદ કરી, અને રવિવારે રાત્રે પાછો ઓરૈયા પહોંચી ગયો.

સોમવારે સવારે કલેક્ટર ઓરૈયા આવી પહોંચ્યા. તિજોરી ઉપર સીલ લગાવી દીધા.

જયનારાયણદાસજીને તો કશી ખબર હતી નહિ. તેઓ તો પોતાના નિત્ય નિયમ પ્રમાણે ભગવાનની પૂજા કરી રહ્યા હતા. આ અનોખા જીવને જરા પણ રંજ ન હતો. એકાગ્ર ચિત્તે જાપ જપી રહ્યા હતા

આ સમયે કચેરીનો પટાવાળો હાંફળો ફાંફળો દોડતો આવ્યો. જયનારાયણદાસજી પાસે ગયો અને કહ્યું "સા'બ! ગજબ થઇ ગયો. ભુંડી થઇ. કલેક્ટર સા'બ આવ્યા છે તિજોરી ઉપર સીલ કર્યા છે."

"શું છે!"

"સા'બ! આપે પાંચસો રૂપિયા દુકાળિયાને તિજોરીમાંથી આપ્યા છે વાતડ કોઇએ કલેક્ટર સા'બને પુગાડયા લાગે છે. કલેક્ટર સા'બ મિલક તપાસવા આવ્યા લાગે છે"

"ભાઇ! એમાં ગભરાવાનું શું! મેં નથી આપ્યા એમ હું થોડું જ કહેવાનો હતો! મારા રામની મરજી હશે તેમ થાશે. મારી ચિન્તા તો મારા રામને છે"



"સા'બ! પણ આપને કલેક્ટર બોલાવે છે."

"ભાઇ! હજુ નવ વાગ્યા છે. કચેરીનો સમય દસ વાગ્યાનો છે. હજુ મારા રામની આરાધના કરવાનો એક કલાક છે. દસ વાગે હું આવીશ"

"સા'બ! પણ કલેક્ટર સા'બ ગુસ્સે થશે તો કેમ!"

"કલેક્ટરના ગુસ્સાની મને પરવા નથી મહાન કલેક્ટરના કલેક્ટરને ગુસ્સે કરવા ઇચ્છતો નથી. મારા રામે જે ધાર્યું હશે તે જ થાશે."

પટાવાળો ચાલ્યો ગયો. જયનારાયણદાસ પ્રભુ નામ જપવા લાગ્યા.

પટાવાળો કચેરીએ પાછો આવ્યો અને સાહેબને કહ્યું, "સા'બ! મામલતદાર સા'બ કહીને અમસાન આવે છે."

કલેક્ટર સાહેબ ધૂંઆપૂંઆ થઇ ગયા. કારકુનને ઓફિસની લેવા હુકમ કર્યો

તિજોરી કારકુને તો આ કહેલ રચ્યો

તો તૈયાર જ હતો. પટાવાળો તેડવા આવ્યો કે તરત જ તેની સાથે ચાલ્યો.

આ બાજુ જયનારાયણદાસજી તો એમના પૂજા કાર્યમાં મગ્ન હતા. એના મન ઉપર કશી પણ અસર ન હતી. જયનારાયણદાસજી તો રામ ઉપર ભરોસો રાખી જીવનારો જીવડો હતો.

કારકુન કચેરી ઉપર આવ્યો. કલેક્ટર સાહેબે તિજોરી ખોલવા હુકમ કર્યો અને પોતાની સાથે લાવેલા કારકુનને સિલક ગણવા હુકમ કર્યો કલેક્ટર સાહેબે ચોપડો પોતાના હાથમા લઇને સિલક કેટલી છે તે પણ જોઇ લીધુ.

સિલક તપાસવાનુ કામ ચાલુ હતુ ત્યા બરો બર દસ વાગે જયનારાયણદાસજી આવી પહોચ્યા અને શાંત ચિત્તે નામ જપતા ઊભા રહ્યા. સિલક ગણાઈ રહી.

"પાચ હજાર પાચસો સાડી પચ્ચીસ" કારકુને કહ્યુ.

"બરાબર છે ચોપડામા સિલક લખ્યા પ્રમાણે છે" કલેક્ટર સાહેબ ચોપડો જોઇને કહ્યુ

સિલક ફરીથી ગણી પરંતુ આના પાઈ શીખે મળી રહી એક પાઈ પણ ઓછી ન હતી

"મામલતદાર સાહેબ! હું દિલગીર છુ આ કારકુને ફરિયાદ કરી અને આવ્યો કારકુન જૂઠો છે. સિલક બરાબર છે.

જયનારાયણદાસની આંખોમાથી હર્ષાશ્રુ ટપકવા લાગ્યા અને બોલ્યા. "મારા રામ! તા। સેવકની લાજ રાખી. નરસૈંયાના શામળા! જયનારાયણની હૂંડી સ્વીકારી બાપ! ધન્ય છે તને."

આ બાજુ કલેક્ટર કારકુન ઉપર ગુસ્સે થયા અને તપીને કહ્યુ : "કમજાત! આવી નાલેશી. એક પ્રમાણદાર આદમી સામે આવો ભયંકર આક્ષેપ! તમને રૂખસદ આપવામાં આવે છે."

"સાહેબ! ક્ષમા કરો એ કારકુને સાચી ફરિયાદ કરી છે. મેં પાંચસો રૂપિયા દુકાળિયાને અપાવ્યા હતા એ વાત પણ સાચી છે. મારા રામે મારી લાજ રાખી છે. કારકુનનો દોષ નથી આપ એને ક્ષમા કરો અને કૃપા કરીને પેન્શન આપી નિવૃત્ત કરો."

"જયનારાયણ! તમને હમણાં નિવૃત્ત નહિ કરાય. આવા મહાસુરકેલીના કાળમાં તમારા જેવા માનવતાવાદી મામલતદારની જરૂર છે."

જયનારાયણદાસજીને કલેક્ટર ભેટી પડયા. એ માનવતાના પૂજારીને કલેક્ટર ઓળખી ગયા.

છપ્પનિયો કાળ ગયો ત્યારબાદ સારુ વરસ આવતા જયનારાયણદાસજી નોકરી પરથી નિવૃત્ત થયા. જયનારાયણદાસજી વૃંદાવન જઇને વસ્યા. જયનારાયણદાસજીએ ઉત્તર જીવન પ્રભુમય અને જનસેવામય વીતાવ્યુ.

ઈ. સ. ૧૯૩૩ એટલે કે આજથી બત્રીસ વર્ષ પહેલા મે મહિનાની અગિયારમી તારીખે જયનારાયણદાસજી પ્રભુધામ પધાર્યા.

આજે ભારતને જોઇએ છે માનવતાવાદી મામલતદારો.

*

## ચિત્રકારનું રહસ્ય

વિશ્વવિખ્યાત મુત્સદ્દી સર વિન્સ્ટન ચર્ચિલ એક અચ્છા ચિત્રકાર પણ હતા.

એક વાર એમના ચિત્રો જોઇને એમના એક મિત્રે પૂછ્યુ. "તમે માત્ર કુદરતના જ દૃશ્યો કેમ ચીતરો છો?"

"કારણ કે ચીત્રમા જો હુ એકાદ ઝાડને અન્યાય કરું તો પણ એ કાંઇ ઓછુ ફરિયાદ કરવાનું છે!"

*

લિસોટા સાપના તો પહરવે ભુંસાઇ ચાલ્યા પણ,
દમનના કોરડાના આ ઉઝરડાઓ નથી જાતા! – અનિલ

# શરિયત

'સરોદ'

"લોકસંગ્રહમેવાપિ સંપશ્યન્કર્તુમર્હસિ."

મુલ્તાન શહેરના ચોરે અને ચૌટે એક જ વાત ચર્ચાઇ રહી છે. સદરુદ્દીન જેવા સંત પણ નારીના મોહમાં ફસાઇ ગયા છે. અને એ નારી પણ કેવી! દિલ્હીના બાદશાહ બલબનના પાટવી કુંવર અને મુલ્તાનના સુબા મહમદશાહની ભૂતપૂર્વ બેગમ. ખૂબસૂરતીમાં અજોડ, લાવણ્યમાં લાજવાબ. સામે ચાલી સંતના તકિયે જઇ સંત સાથે શાદી કરેલ છે. પણ થોડા જ સમયના ઘરવાસમાં કંટાળી જઇ તે તલાક માગે છે અને સંત તલાક આપતા નથી. મોટા મોટા મુનિવર પણ નારીના મોહમાં સાનભાન ભૂલી ગયેલ છે, તો સદરુદ્દીન કોણ? કોઈ એમ પણ કહે છે કે સદરુદ્દીન તો જુદી માટીથી ઘડાયેલા છે; તે આમ ફસાઇ જાય તે ભારે નવાઈ કહેવાય. મહમદશાહ સાથે વેર બાંધી સંત હાથે કરી અવદશા નોતરે છે તેમ કહેનારા પણ ઓછા નથી. આમ વિવિધ પ્રકારની ચર્ચા ચાલી રહેલ છે.



ત્યાં કોઇ જાણકારે ઘટસ્ફોટ કર્યો: ભાઈ, વાત એમ બનેલ છે કે મહમદશાહે દારૂના નશામાં બેગમને તલાક આપી. પછી પસ્તાવો થયો. કાજીઓને ભેળા કરી ઉપાય પૂછયો. કાજીઓએ કહ્યું કે એક જ ઉપાય છે. બેગમ સાહેબ અન્ય કોઇ શખસને પરણે અને પછી તલાક મેળવે તો મહમદશાહ તેની સાથે ફરી શાદી કરી શકે. મહમદશાહને બેગમ પ્રત્યે ભારે રાગ છે. બેગમ અન્યને પરણે તે વાત તેને ગળે કેમ ઊતરે? પણ બેગમ મકકમ છે કે તલાક પછી સહજીવન અકલ્પ્ય છે. ફરી શાદી થાય તો જ સાથે રહે. ત્યારે પ્રશ્ન ઊઠયો કે જેની સાથે આવી પૂર્વયોજિત શાદી કરે તે શાદી પછી તલાક ન આપે તો? બેગમનું રૂપ એવું છે કે આ શંકા સોએ સો ટકા સત્ય ઠરીને જ રહે. ત્યાં કોઈએ ઉકેલ સૂચવ્યો. સંત સદરુદ્દીન મુકામે પહોંચેલ પુરુષ છે. તેને ન તો સ્ત્રીની ખૂબસૂરતી લોભાવી શકશે કે ન લખલૂટ દોલત. પિતાએ તેના ભાગમા આપેલ સાત લાખ સોના મહોર પુરા સાત દિ ન થયા ત્યાં ગરીબ ગુરબામાં લુંટાવી દીધાનો દાખલો તાજો જ છે. ત્યાં વળી નવી સમસ્યા ઊભી થઇ કે સંત આવી યોજનાનો સ્વીકાર કરે નહીં કે તેમાં ભાગ પણ લે નહીં. આથી નક્કી કર્યું કે તેમને આ વાતથી અણજાણ રાખી બેગમે સામે ચાલીને આશરો માગવો, શાદી કરવી અને પછી તલાક માગવી. સંત સામેથી તલાક માગવામાં આવે તો પોતાનું ધણીપણું નહીં અજમાવે તેની સહુ કોઇને ખાત્રી હતી.

આ યોજના અમલમાં મુકાણી. બેગમે આશરો માગ્યો અને શાદીની માગણી કરી. સંતે તેનો સ્વીકાર કર્યો. તે વાતને છ માહના

વીતી ગયા પણ તલાકનુ નામ નથી આથી કાજીઓ સત પાસે ગયા અને તલાક દેવા કહ્યુ સતે ચોખ્ખી ને ચટ ના પાડી. આથી આ આખી વાત ચર્ચાના ચાકડે ચડી સહુ કોઇ આતુરતાપૂર્વક પૂછી રહેલ છે કે હવે શુ થશે? સતની જિદગી પર પ્રયસ થાય છે તેવી અફવાઓ પણ ઊડી મહમદશાહના ઓફથી સુપરિચિત માણસો મનમા ને મનમા સમસમી રહ્યા

ત્યા એક જાણભેદુ વિશેષ વાત લાવ્યો તેણે કહ્યુ, સતે તલાક દેવા કેમ ના કહી તેની ખબર છે? પછી જવાબની રાહ જોયા વિના તેણે જ જવાબ આપ્યો, કાજી કહે કે તલાક આપો સત કહે, શું કામ? ત્યારે કાજીએ બધી વાતનો ફોડ પાડયો સત વિસ્મય પામ્યા થોડો સમય વિચાર કરી તેણે કહ્યુ તે જે હોય તે હુ તલાક આપી શકુ તેમ નથી શામ દામ, દંડ ભેદ, બધુ નિરર્થક ગયુ મહમદશાહ ધૂઆફૂઆ થઇ ગયો સત નિશ્ચળ રહ્યા

પછી સતને મહમદશાહના દરબારમા બોલાવ્યા મહમદશાહે પોતે કહ્યુ, 'સત સાહેબ, તમે ઘણીપણુ અજમાવશો તેવી સ્વપ્ને પણ કલ્પના નહી ઓરત સામે ચાલી તલાક માગે અને તમે ન આપો તે કેવી વાત! હુ હુકમ કરુ છુ કે તલાક આપી દો' સતે સપૂર્ણ સ્વસ્થતાથી જવાબ આપ્યો 'મહમદશાહ તારા હુકમથી કયાય વધારે જોરદાર હુકમનુ હુ પાલન કરુ છુ તે હુકમ અને તારો હુકમ ટકરાય ત્યારે તારા હુકમની વિશાત શી?' શાહી ફરમાન નથી વધારે જોરદાર કોનો હુકમ છે? સત!' મહમદશાહે વ્યગમા હસતા કહ્યુ સતે પૂર્ણ ગાભીર્યથી કહ્યુ 'તે હુકમ છે શરિયતનો" પાસે બેઠેલા મૌલવી બોલી ઊઠયા 'શી રીતે?" સતે એ જ ગભીર સ્વરે કહ્યુ 'શરિયતનુ ફરમાન છે કે ઓરત જ્યા સુધી મર્દના હુકમમા વર્તે ત્યા સુધી મર્દ તેને તલાક નહી આપે' પણ બેગમ તો સામેથી તલાક માગે છે!' મહમદ શાહે અધીરાઇથી કહ્યુ સતે જવાબ આપ્યો 'હજી સુધી માગેલ નથી, માગશે ત્યારે જરૂર આપીશ"

હવે સતને કશુ કહેવાપણ ન હતુ કાજીઓ સતના તકિયે ગયા ભાગ્યા તૂટ્યા ચકની એક બાજુ મહમદશાહની ભૂતપૂર્વ બેગમ બેઠી હતી બીજી બાજુ મઝી કાજીએ કહ્યુ 'સત શુ કહે છે! હજી સુધી આપે જ તલાક નથી માગી?' ચક પાછળથી મજુર છતા દઢ જવાબ આવ્યો "કાજી સાહેબ મહમદશાહને કહો કે તેને ત્યા મુલ્તાનની સમૃદ્ધિ છે અહી બે આલમની મહમદશાહ માટીનુ પૂતળુ છે મારા ખાવિદ નૂરનુ કોઈ કમઅક્કલ ઓરત જ આ જન્નતનુ દ્વાર છોડી તે જહન્નમના દ્વારે જાય।'

આ વાત પણ કર્ણોપકર્ણ સારાય મુલ્તાન શહેરમા ફેલાઇ ગઇ તલાક ન આપવાનુ કારણ ઓરતની ખૂબસૂરતી નહીં પણ શરિયતનુ પાલન છે, તેની સહુ કોઈને પ્રતીતિ થઈ અને જાનના જોખમે પણ કાનૂનની પ્રતિષ્ઠા જાળવનાર સતના કદમે હર કોઇનુ શિર ઝૂકી રહ્યુ મોક્ષના આરે પહોચેલા સતે પણ ધર્મનુ પાલન તો કરવાનુ જ તેવો મૂગો બોધપાઠ સત સદરુદ્દીનના વર્તનમાથી નીતરી રહ્યો

*

## જીવનનો સાર

ચદ્ર સૂર્ય અગ્નિ, વાયુ પાણી, પૃથ્વી અને આકાશ રાત – દિવસ પોતાની અખૂટ સપત્તિ લુટાવે છે સર્વના કામમા આવે છે પણ કોઇ દિવસ પોતાની સેવાનો ઢઢેરો પીટતા નથી વૃક્ષો પણ મૂગી રીતે જ પોતાના સુમધુર રસદાર ફળો સમર્પી દે છે. માનવે પણ એમનામાથી જીવનનો સાર ગ્રહણ કરી પોતાની માનવતા પ્રગટાવવી જોઇએ

# માલધારીનો પીર

પિંગળશી મેઘાણંદ ગઢવી

પરબ વાવડીની જગ્યાના સ્થાપક સંત દેવીદાસની સમાધિ ઉપર પોતાના ગુરુ શુરશા – જેરામશાહની યાદમાં કબર કરવામાં આવી જામનગર પરગણાના ગાળાવડ ગામે શીતળા માતાના મંદિરની પૂજા છ મહિના અતિત કરે, તો છ મહિના ફકીર કરે ભાવનગર તાબાના કોળિયાક ને દાઠા ગામને સીમાડે ઝરખીઆ સંતના બે શિષ્યો, એક હિન્દુ ને બીજો મુસલમાન મુસલમાને હિન્દુ ધર્મ સ્વીકાર્યો અને હિન્દુએ મુસલમાન ધર્મ સ્વીકાર્યો ગુરુની યાદમાં એક શિષ્યે ઝરખીઆ પીરની અને બીજા શિષ્યે ઝરખીઆ મહાદેવની સ્થાપના કરી આ પીરની દરગાહ ને મહાદેવનું મંદિર બેય પાસે પાસે છે સતાધારની જગ્યાના સ્થાપક આપા ગીગા જ્ઞાતિએ ગધૈ મુસલમાન, તેને ચલાળાના ભગત આપા દાનાએ જગતના જ્ઞાતિભેદને એક બાજુ મૂકી પોતાના શિષ્ય બનાવ્યા. આ આપા ગીગાએ સતાધારની જગ્યા સ્થાપીને રણછોડરાયનું મંદિર બંધાવ્યું ધણફુલિયાની દરગાહમાં આઈ નાગબાઈની ખાંભી અને શિવલિંગ માંગરોળના જૂના રાજમહેલમાં શેખમિયાની મેખ ને માતાજીનો થડો પાસે પાસે આ થડાએ નવરાત્રીમાં ધૂપ દીપ થાય ને નવ પરણિત દંપતી પગે લાગવા આવે એટલી જ ઐકયતાનો પ્રસંગ કેશોદ પાસેના રાણીગપરા ડુંગર ઉપર ત્રાગડશા પીરની દરગાહનો જોવા મળે છે

બાલમાં કંકુની પીર તાણી, માથે બાવન બાગની ચૂંદડી ઓઢી, બેય હાથની હથેળીમાં લાલ લાલ મેંદીના લેપન કરી, હાથ પગ ને હૈયા ઉપર રત્ન જડિત સોના રૂપાના આભૂષણ ધારણ કરી, ભીંઢોળ બાંધી નવયૌવનાના રૂપ જેમ ખોબોને ધોબે ભલ વલતી સોરઠી ધરામાં કેશોદ ગામને ઉગમણે સીમાડે ગરવા ગિરનારમાંથી ઉતરી આવેલા કોઈ સિદ્ધ સાધકની છટાથી એક ડુંગર ઊભો છે એનું નામ છે ' રાણીગપરો "

આ રાણીગપરાના અંગ ઉપર નથી ફૂલડે ભડેકતી વનરાઈનો જરીતાર ભર્યો જામો નથી ભગવી કંથા કે નથી આવળ, બોરડ કે ગોરડની ઘરવખરી સાવ ઉઘાડોને અડુલો, માયાનીનગરીની બીકથી સીમાડા ઉપર ભભુતી ચોળી પાવડી ઉપર મંથુ ટેકવી ધ્યાનરત દશામાં બેઠેલા ખાખી જમાતના મહંત જેવો એનો દેખાવ છે

મોઢા આગળ એક ઝોળીનો લબાચો પડયો હોય એવી અને એક લાંબા ચીપીઆ જેવી આછી ધાર પડી છે પોતાના શિખર ઉપર સામસામા બે પીપળાના ઝાડ ઊભા ઊભા ચાડીકાની જેમ ચારેય બાજુ નજર નાખે છે આ ઝાડને ફરતી એક વંડી ચણીને ચોગાન વળ્યું છે વચ્ચે એક ઓટો છે એના ઉપર ઉતરાદા એ શીકા કરીને સંગાપરનો સાથ પુરાવતા પાસે પાસે પોઢી ગયેલ પ્રીતાળુ જેવી કબર પડી છે એકને માથે ચૂંડી અને એકને માથે લીનો ગલેપ ઓઢાડયો છે બાજુમાં કાચની એના ઢગનો ને લોબાનિયું પડયા છે એક વાંસડા ઉપર ધજા ફરકે છે એનું નામ છે ત્રાગડશા પીરની — દરગાહ

આ કબરોમાં પોઢી ગયેલાના નામ તો નથી મળતા, પણ એ રાણીગપરાની બાજુમાં આવેલ રાણીગપરા ગામના બહેનભાઈ રબારી હતા એમ કહેવાય છે આ ભાઈ બહેન ઉઘાડે પગે ગામની ગાયોનું ધણ ચારતા ગાયો એને પ્રાણ સમી વહાલી હતી ખભા ઉપર પાણીની ભંભરી અને બોખાઈમાં રોટનો રાખીને સવારથી સાંજ સુધી ગાયોની પાછળ પાછળ ઘૂમતા ખરે બપોરે કુવમાથા બસો બસો ચડસીઓ સીંચીને એકએક ગાયને વાળી વાળીને પાણી પીવરાવતા ગાયો બેસી જાય ત્યારે એની ડોક પાસે બેસીને ગળાની ગેંદડી ખંજવાળતા ચીપટીએ ચીપટીએ રૂવાડીમાંથી ઇતડીઓ વીણતા પેટના બાળક જેમ હૈયામાંથી હેત વરસાવીને પંપાળતા,

ટાઢો પહોર ઢળતા ગોધનને પોગીને ચારવા જતા રોઢાટણુ હોય ત્યા ગામમા પૂરી દેવાનુ એને ગમતુ નહી દિવસ આથમ્યા સુધી ખડે પગે ઊભા રહેતા એકે ય ગાય ભૂખી હોય ત્યા સુધી એને આઢવા દેવાનુ મન મનતુ નહી સારૂ સારૂ ખડ ચારતા ને ચાકરી કરતા

આ બહેનભાઈએ ગોધનના કામમા ટેકો દેવા એક ગોવાળ પણ રાખ્યો હતો એ હતો જાતનો સધી આ સધી ગોવાળને પણ ગાયો ઉપર એટલી જ પ્રીતિ હતી ભરે નોકરી વનો માણસ હતો પોતે ધર્માન્તર પહેલાનુ ક્ષત્રિયત્વનુ ગૌરવ રાખતો ને વાતની વાતમા કહેતો કે, ગાયો સાચવવી એ તો અમારો ધર્મ છે અમે પણ એક દિવસ ક્ષત્રી હતા ગાયો માટે અમે મરી ફીટતા અમારે હજી પારેટ પણ છે, અમે અમારી કુળદેવીને નૈવેદ્ય પણ કરીએ છીએ ગાયો તો મને બ.. વહાલી છે

આ ગોધન ઉપર એક દિવસ અણધારી આફત ઉતરી અને દુર્ઘટના સરજાઈ ગઈ

ભાદરવા મહિનાના પહેલા સોમવારનો દિવસ છે ગામના કોઈ રમારીને ચેલણુ પીવરાવવાનુ છે જેથી આ ભાઈ બહેનને નોતરુ આપ્યુ છે માતાજીનુ ચેલણુ પીવા જવાનુ રમારીના દીકરાથી ના ન કહેવાય બપોરના સધી ગોવાળને ધણુ ભળાવીને ભાઈબહેન ગામમા ચેલણુ પીવા ગયા આખુ ધણ પાણી પીને કુવાને કાંઠે બેઠુ છે ગોવાળે માથે પછેડી ઓઢીને લબાવ્યુ અને એને કુદરતી ઘસ ઘસાટ નીદર ચડી ગઈ રોઢાટાણુ થયુ પણ ઊંચ ઉઠી નહી એટલે ગાયો તો હમેશની ટેવ મુજબ ઊઠીને ચરવા હાની નીકળી ચરતી ચરતી આઘે નીકળી ગઈ પાસેના ખેતરમા વાઢી લીધેલા ચાસટીઆની ધરોઈ ઊભી છે વેંત વેંતના કુપળા કાઢ્યા છે છેટેથી પોપટિયા મહાસાગર લહેરાતો હોય એવો દેખાવ આવે છે આ ખેતર ઉપર ગાયોની નજર પડતા એક ધારી ત્રાડીને ત્યા પહોચી ગઈ ખેતરમાથી ગાયોને પાછી વાળે એમ કોઈ હતુ નહી એક તો હરણના માથા ફાટે એવો ભાદરવા મહિનાનો તડકો તપેલો ને એમા આ લીલાડો મઝાના ગાયો એક ધારી ચરવા પેસી રહી થોડી વારમા તો આખુ ખેતર કાઢુ ધમ કરી મૂક્યુ કાલ ફાટી પડે એટલી ધરોઈ ખાધી ધરોઈનો મીઠો ચડતા હાની નીકળી શરૈયે તેથી તડકાનુ તતાઈ ગયેલુ ખાડા ખાબોચીઆમાથી ગોપન પાણી પીધુ ને એક દમ ઝેર ચડવા લાગ્યુ આખા ધણની ગાયો આફરીને ઢેલ થઈ એક પછી એક બેસવા લાગી ઘડીક ટાગીઆ તડફડાવીને મરવા લાગી સાંજ પડી ત્યા બધી ગાયો મરી પરવારી

ઝાઝવડ દિવસ રહ્યો અને ટાણે બહેનભાઈ ચેલણુ પીને આવી જુવે છે તો એકે ય ગાય છવતી નહોતી ગોવાળને જગાડીને કાળુ કલ્પાંત આદર્યુ 'અરે! હાય હાય' જૂલમ થઈ ગયો આ પાપમાથી કિયે ભવ છૂટશુ! ગામના માણસો ને મોઢુ શુ બતાવવુ? આમ કાળો કકળાટ કરતા મરેલી ગાયોની ડોકે બથ લઈને પોકે પોકે રડે છે આખો માથી ચોધારા આસુડા ખરે છે એક બીજાને પૂછે છે 'આ પાપમથી છૂટશુ બહેન! 'ન છૂટાય તો ભાઈ! આ કાંય નાનુ સુનુ પાપ છે? જો તો ખરો! એકો એક ગાય ઢળી પડી છે' શુ કરશુ બહેન! કેમ છૂટશુ? 'જીવતા સમાધ લઈએ બીજો આરોવારો નથી ભાઈ! છેવટે કસુંબો આપીને બહેનભાઈ રાણીગપરા ડુંગરની ટૂક ઉપર આવ્યા ખાડો ખોદીને તૈયાર કર્યો ને રાણીગપરાને કહ્યુ. "ગાયોના અન્નદાતા! આ પાપીઓને તારા ખોળામા સમાવી લે, અમને મુક્તિ આપ" આમ ધનવલતા ધવવનના બહેનભાઈ ખાડામા બેસી ગયા ને પોતાને હાથેથી માથે ધૂળવાળી 'વધીવળી તુ વાળી દે જે' ગોવાળને કહ્યુ, ને અલોપ થઈ ગયા

આ બહેનભાઈને ધરતીમા ઢંકાતા જોઈ સધી ગોવાળને પણ જગત ઝેર થઈ પડ્યુ પારાવાર પસ્તાવો થાય છે પોતાની ભૂલથી થયેલ પાપનો ભાર ઝીલાતો નથી જીવને જપ થાતો નથી મરવાનો મનસુબો કર્યો પણ મરાણુ નહી જીવ ઓળે આવી ગયો એટલે અંગ ઉપરથી કપડા ઉતારીને કાળી કફની ધારણ કરીને ફકીરી લઈ લીધી

આ સધી ફકીરે આ બહેનભાઈની સમાધિ ઉપર કબર બનાવીને દરગાહ બાંધી એનુ નામ આપ્યુ ત્રાગડશા પીરની દરગાહ

પોતે આ દરગાહનો મુજાવર થઈને રહ્યો હમેશા લોબાનનો ધૂપ કરે, ઘાનો દીવો કરે ને નૈવેદ્યમા ખીરનુ ભોજન ધરે. એ પરપરા ચાલી આસપાસના ગામડાના હિદુ મુસલમાન માલધારીઓને ભારો ભાર વિશ્વાસ બધાણો ઢોર મા, પડે કે ખરવા કે સમકાનુ રાયરુ વાય તો પીરને ખીર જુવારે, દીવો કરે, નાળિયેર વધારવાની માનતા માને

આ બહેનભાઈની સમાધિનો દિવસ ભાદરવા મહિનાનો પહેલો સોમવાર એટલે દર વરસે ભાદરવાના પહેલા સોમવારને દિવસે મોટો મેળો ભરાય નિશાન લઈને ફકીર દરગાહ ઉપર આવે ગાગીગપરા, કરેણી સાગડી બડોદર, મેસવાણા, કેશોદ, વગેરે ગામના હિન્દુ મુસલમાન તમામ માલધારીઓ દૂધ, ઘી, લઈને દરગાહમા આવે આ સોમવારને દિવસે માલ ધારીનો દીકરો દૂધ ઘી, વેચે નહી ઘી દીવો કરવા મુજાવરને આપે ને દૂધની ખીર રાધી રબારીના હાથથી કબર ઉપર ચડાવે ને ત્યા બેસીને સૌ ભોજન કરે સાંજના મેદી પ્રગટાવી આનંદ, મિજલસ ભજન કીર્તન, ને ધમાલની ઝપટુ બોલાવે આખી રાત લહેર હુગી સવારે લોબાનીઅમથી ઉઠી લઈને ઘરે જાય પોતાના ઢોર ઉપર છાટી દિયે

આ ઉર્સને દિવસે મુસલમાનનો દીકરો પણ ત્રાગડશા પીરને ઘેટ બકરુ ન ચડાવે એમ ની મનાય છે એતો માલધારીનો પીર એને કાઈ રુધિરના રેળ પીવા ગમે? એ માનને ખાય નહી એ તો રક્ષણ કરે ને દૂધનું ભોજન જમે

આ ફકીરની પરપરા ચાલી એ ફકીરનો દીકરો કોઈ ઢોરને લાકડી ન મારે ફાળીઆના છેડાથી હાકે એવુ આકરુ વ્રત અત્યાર સુધી પાળતા આવ્યા છે

દરગાહને લોબાન ખરચીના રૂપિયા બે દર મહિને રાણીગપરા ગામે આપી આપ્યા અને ચોવીસ રૂપિયા જૂનાગઢ રાજ્ય તેમાથી લોબાનનો ધૂપ ને મેદી પ્રગટાવે

ત્રાગડશાપીર ઉપર આસપાસના માલધારીઓને તેમજ હિન્દુ મુસલમાન તમામને ભારોભાર શ્રદ્ધા છે દર વરસે ભાદરવા મહિનાના પહેલા સોમવારને દિવસે ઉર્સ ભરવામા આવે છે પીરની મેદી પ્રગટાવી કબર ઉપર ખીર રેડીને આત્મ સતોષ માને છે આ ત્રાગડશાપીરના ખીરનુ ભોજન જમતા જોઈને કોઈએ કહ્યું છે

ત્રાગડશા ડુગરની ટુકે, માલધારીનો પીર.
ઘેટા બકરા એને ન ભાવે, ખાય દૂધને ખીર.

[નોધ –

ઉર્સને દિવસે રબારીના હાથથી મેદી પ્રગટાવવામા આવતી તે રિવાજ બધ કરી ફકીર પોતે પ્રગટાવે છે હાલના મુસલમાનો ઘેટા બકરાની માનતા કરે છે પણ દરગાહમા કતલ કરતા નથી માનતા પ્રમાણે લાવી દરગાહમા અગિ દેખાડી ઘેર લઈ જાય છે,

ત્રાગડશ પીર અને એમની બહેન રાક્ષસોને મારતા અહી આવેલા ને તે શહીદ થયા છે એમ ફકીરોનુ અને મુસલમાનોનુ માનવુ છે ત્યારે રબારી એ અને લોકોની દતકથા પ્રમાણે તે બહેન ભાઈ રબારી હતા

સધી ગોવાળ અને એની ગાયો મરી ગઈ એને ત્રાગડશાપીરે પરચો બતાવી જીવતી કરીને પોતે પ્રગટ થયા એમ મુજાવરનુ કહેવુ છે

નવાબીના વખતમા દરગાહના મન્ને પીપળાને કાપીને તે જગ્યા માગી નાખવામા આવેલી તો પણ તેજ જગ્યાએ એ પીપળા કોળી વૃક્ષ થયા એને એને રહેવા દેવામા આવ્યા છે એમ દરગાહના ફકીરનું કહેવુ છે

રાજ્ય તરફથી મળતા લોબાનના રૂપિયા ૧૯૫૦ સુધી કેશોદ મામલતદારની કચેરીમાથી મળેલા. પાચ વરસ થયા ફકીરોના કૌટુમ્બિક કજીયાથી આ રકમ વાધમા પડી છે

આ પ્રમાણ ચાલી આવતી દતકથાને આધારે તારવણી કરીને આલખવામા આવેલ છે

આ ત્રાગડશાપીરના સાન્નિધ્યમા જ, રાણી ગપરા ડુગરી પડખે ક્ષયના દર્દથી પીડાતા દર્દીઓના કલ્યાણ માટે સોરઠ ક્ષય નિવારણ સમિતિ તરફથી એક ટી બી હોસ્પીટલ બધાઈ રહી છે ]

# સમાજવાદ

ચદ્રકાન્ત કાજી

## મૂડીવાદની દલીલો
(૨)

[ગતાંક થી ચાલુ]

સમાજવાદની સામે મૂડીવાદની દલીલો જોઇએ એમની મુખ્ય દલીલ એ છે કે બધી આર્થિક પ્રક્રિયા માગ અને પુરવઠાના નિયમને આધીન છે એટલે માલ અને સેવાઓ જેટલી વધારે તેટલુ સ્વાતંત્ર્ય વધારે. આને માટે એ લોકો વ્યક્તિગત લભ અને મુક્ત હરીફાઇની હિમાયત કરે છે વ્યક્તિગત લાભની પ્રેરણાને કારણે ઢગનાબધ ઉત્પદન થશે અને ઉત્પાદકો વચ્ચે ગ્રાહકોને ખેચવા મુક્ત હરીફાઈ થવાથી કિંમતો અકુશમા આવશે અને ગ્રાહકો અને કામદારોને પસદગીનુ વિશાળ ક્ષેત્ર મળશે

સમાજમા જે કઇ અસમાનતા જોવામા આવે છે તે આર્થિક ક્ષેત્રની બહારના કારણોને આભારી છે સમાજમા કેટલાક નસીબદાર અને કેટલાક કમનસીબ રહેવાના જ, કયારેક એવી દલીલ પણ કરવામા આવે છે કે ગરીબ છે કારણ કે એને પૈસાદાર થતા આવડતુ નથી વળી વ્યકિત સ્વાતંત્ર્યને આગળ કરી એમ દલીલ કરવામા આવે છે કે સમાજવાદની ભાવના લોકશાહીની ભાવના સાથે સુસગત નથી કારણ કે સમાજવાદ વ્યકિતના આર્થિક વહેવારમા ડખલ કરે છે

આપણે જોઇએ છીએ કે મુક્ત હરીફાઇને નામે આજે એક જાતની ઇજારાશાહી ચાલી રહી છે કાપડનો જ દાખલો લઇએ જો મુક્ત હરીફાઈ હોય ત્યા તો ગ્રાહકોને ખેચવા સસ્તુ કાપડ આપવા માટે કાપડની મિલોમા હરીફાઈ થવી જોઇએ તેને બદલે બધા મિલોવાળા એક થઇ જાય છે અને પોતાને અનકૂળ ભાવો બાધે છે ઉત્પાદનના ઢગલા કરવાને બદલે ઉત્પાદનને એવી રીતે નિયંત્રિત કરવામા આવે છે કે જેથી કાપડના ભાવ નીચા ન આવે કેટલીક વસ્તુઓમા ભાવો નીચા ન આવે તે માટે વધારાના ઉત્પાદનનો નાશ કરવાના દાખલા પણ મળી આવે છે

એટલે ગ્રાહકની પસદગીની વાત એ કેવળ તૂત જ છે કામદારોને પસદગીનુ વિશાળ ક્ષેત્ર મળે છે, એ પણ એવુ જ એક તૂત છે કામ ઓછુ અને કામદારો વધારે હોવાથી માગ અને પુરવઠાના મૂડીવાદીઓના જ નિયમ પ્રમાણે તેઓ કામદારોને સસ્તામા મેળવે છે અને કામ મળ્યા છતા કામદારોને માથે બેકારીનો ભય તો સદા તોળાતો જ હોય છે આમ મૂડીવાદ તો ઊલટો બે પ્રકારના બેકારોને જન્મ આપે છે (૧) કામને અભાવે ભૂખે મરતા બેકારો (૨) જેમને ભરણ પોષણ માટે કામ કરવાની જરૂર પડતી નથી એવા બીજાના કામ ઉપર નભતા આળસુ મૂડીવાદીઓ

હવે વ્યક્તિગત લાભની પ્રેરણાનો દાખલો લઇએ એ વાત સાચી કે માણસ સાહસ કરવા પ્રેરાય તે માટે તેને કઇક પ્રોત્સાહન મળવુ જોઇએ પણ જો નફાને જ એક પ્રેરક બળ માનીએ તો સ્વાભાવિક છે કે લોકો એવા ધધાઓ તરફ વળે જેમા અઢળક નફો થતો હોય પછી તો પૈસો એ જ પરમેશ્વર બની જાય અને સમાજની જરૂરિયાત કે કલ્યાણનો ખ્યાલ ગૌણ બની જાય આપણે જોઇએ છીએ કે એક બાજુ લોકો પ્રાથમિક જરૂરિયાતો માટે બૂમો પાડે છે ત્યારે બીજી તરફ દેશની વિશાળ ગરીબ જનતાને જેની સાથે સ્નાન સૂતકનોયે સબધ નથી એવી ટેરીલીન અને નાઇલોનની પેદાશ ફૂલેફાલે ને ભૂસકે વધી રહી છે

ગમે તે વસ્તુનુ ઉત્પાદન વધારવાથી સમાજની મુશ્કેલીઓ ઓછી થતી નથી ઉત્પાદનની સાથે સાથે શેનુ ઉત્પાદન થાય છે અને કેવી રીતે ઉત્પાદન થાય છે! કેટલુ ઉત્પાદન થાય છે અને એની કેવી

રીતે વહેંચણી થાય છે? એ સવાનોની કોઈપણ કલ્યાણ રાજ્ય ઉપેયા કરી શકે નહી.

આ વસ્તુ સિદ્ધ કરવી હોય તો મુકત હરીફાઇ કે મુકત બજારનું સ્થાન અંકુશિત બજારે લેવુ જોઇએ અને નફાની પ્રેરણાની સાથે સમાજ કલ્યાણની પ્રેરણાને પણ મહત્ત્વનુ સ્થાન મળવુ જોઈએ અને વ્યકિત વ્યકિત કે જૂથ જૂથ વચ્ચેની હરીફાઇનુ સ્થાન વ્યકિત વ્યકિત વચ્ચેના સહકારે લેવુ જોઇએ

ગરીબો ગરીબ છે કારણ કે એમને પૈસાદાર થતા આવડતુ નથી તથા પ્રારબ્ધવાદની દલીલ સામે એમ જરૂર કહી શકાય કે એ બધી વસ્તુઓ ઈશ્વરદત્ત નથી. પણ ચોક્કસ પરિસ્થિતિની પેદાશ છે આજની સસ્કૃતિની વધુ પડતી છોળાછોળમાથી જ ગરીબીનો જન્મ થયો છે

વ્યક્તિ – સ્વાતન્ત્ર્યની વાત કરનારા ૧૯મી સદીનો લેઝ એ ફેર (રાજ્યની ડખલ વગરની નિર્બાધ અર્થવ્યવસ્થા) નો સિદ્ધાત આગળ કરે છે અને કહે છે કે સમાજવાદ આર્થિક ક્ષેત્રમા બાધા કરતો હોઇ લોકશાહીની ભાવના સાથે તેનો મેળ બેસતો નથી સમાજવાદનો હેતુ આર્થિક ક્ષેત્રમા બાધા નાખવાનો નથી પણ ઉત્પાદનના સાધનોની માલિકી સમાજના હિત ખાતર સમાજના હાથમા મૂકવાનો છે આ સમજવા આપણે મોટરનો દાખનો લઇએ. સમાજવાદ મોટર નહી પણ મોટરની દિશા અને ગતિ ઉપર કાબૂ રાખવા માગે છે જેથી બીજાને નુકસાન ન થાય એ મોટર પડાવી લેવા કે તોડવામા નહી પણ બીજા કચડાઈ ન જાય તેટલા માટે મોટરનો ડ્રાઇવર બદલવામા માને છે

લોકશાહી અને સમાજવાદના સબધમા તો એમ કહી શકાય કે સમાનતાના વિચારમાથી લોકશાહીનો વિચાર જન્મ્યો અને લોકશાહીના વિચારમાથી સમાજવાદનો વિચાર જન્મ્યો છે. લોકશાહી હક અને ફરજની સમાનતા પેદા કરે છે તો સમાજવાદ એ હક અને ફરજ વચ્ચે મેળ બેસાડે છે આમ સમાજવાદ એ લોકશાહીનુ ઊચામા ઊંચુ સ્વરૂપ છે

આ બાબતમા ઇંગ્લેંડના ઉદારમતવાદી નેતા ફ્રેનર બ્રોકવેનુ મતવ્ય જાણવા જેવું છે એ જણાવે છે કે, :

["હુ પહેલો ગરીબીને કારણે સમાજવાદી છુ. ૧૯૩૦ અને ૧૯૩૧ના પાછલા ભાગમા બેકારી અને નિસ્સહાય અવસ્થાને કારણે સમાજવાદને અપનાવવાનુ આસાન હતુ પણ બ્રિટનમા સમાજવાદ લાવ્યા વગર પણ ભૌતિક જરૂરિયાતોની પૂર્તિ ઘણે મોટે અશે થઈ.. આતર રાષ્ટ્રીય સમાજવાદને માટે પણ ગરીબીને આધાર ન બનાવવી જોઈએ

તો પછી સમાજવાદ લાવવાની જરૂર શી? યોજનાની જરૂરિયાત જણાવવામા આવે છે, પરતુ ખાનગી એક હથ્થુ સસ્થાઓ યોજના નહી બનાવી શકે?

મારી નજરે સમાજવાદ સ્થાપવાનુ મુખ્ય કારણ લોકશાહી છે

ઉદારમતવાદી જેનો દાવો કરે છે એ વિચાર, ભાષણ, લેખન, ધર્મ, સઘ રચના અને સ્વાયત્ત શાસનની સ્વતત્રતામા હુ માનુ છુ એ અર્થમા હુ ઉદાર છુ પણ હુ ઉદારમતવાદીથી પણ અધિક એ વાતનો અનુ



ભવ કરું છું કે આર્થિક સ્થિતિ દમનનું ભયંકર સાધન છે કારણ કે એનાથી મનુષ્યના વ્યક્તિત્વના વિકાસમાં રુકાવટ આવે છે."

આ બાબતમાં આપણા સ્વ. વડા પ્રધાન પંડિત નેહરુનો મત પણ જાણવા જેવો છે તેમના મત મુજબ : "લોકશાહી અને સમાજવાદમાં કશો ફેર જણાતો નથી. એમ પણ લાગે છે કે સમાજવાદ ન હોય ત્યાંસુધી સંપૂર્ણ લોકશાહી થઇ જ ન શકે, અધૂરી રહે. સમાજવાદનો અર્થ છે આર્થિક ડેમોક્રસી" ]

ખરું જોતાં તો મૂડીવાદ જ લોકશાહીની ભાવના સાથે સુસંગત નથી કારણ કે લોકશાહીમાં અનેકની સત્તા ઉપર ભાર મૂકવામા આવે છે ત્યારે મૂડીવાદમાં થોડાના જ હાથમાં બધી સત્તા આવે છે. આપણા ભારતની બાબતમાં આ અંગે મહાલનબીસ સમિતિએ આપેલા આંકડા જાણવા જેવા છે. એ હેવાલમાં જણાવ્યા મુજબ ૧૯૫૮માં ૩૨. ૪ ટકા જેટલી કંપનીઓનો કાબૂ કેવળ વીસ ઉદ્યોગપતિઓના હાથમાં હતો એથીયે મહત્ત્વનું તો એ છે કે ૧૯૬૦માં ૬૭.૫ ટકા જેટલાં વર્તમાન પત્રો ધનિકોના કાબૂ નીચે હતા. આ બતાવે છે કે વ્યક્તિ સ્વાતંત્ર્યની વાત કરનાર મૂડીદાર વર્ગ જ બીજાનું વ્યક્તિ તેમ જ વિચાર સ્વાતંત્ર્ય ગૂંગળાવે એવી સ્થિતિમા છે કેટલીક જગ્યાએ તો ચાલુ સરકારની સામે એમની સમાંતર સરકાર ચાલતી હોય તેમ સરકારને પણ મૂડીવાદીઓ ગૂંગળાવે છે [ચાલુ]

*

# પ્રભુ પ્રત્યે સાચો પ્રેમ

કાશીવિશ્વનાથના મંદિરમા એક સમયે શિવરાત્રીના દિવસે આકાશમાથી સોનાનો થાળ ઊતર્યો। તેમા લખ્યું હતુ કે, 'જેનો પ્રભુ પ્રત્યે સાચો પ્રેમ હશે તેને તે મળશે.' કાશીરાજે ઢંઢેરો પિટાવી બધાને એકઠા કર્યા અને સાચા પ્રેમીઓને બહાર આવવા કહ્યુ એટલે પ્રથમ એક શાસ્ત્રીજી આવ્યા અને બોલ્યા કે, "હું હંમેશા રુદ્રાભિષેક કરુ છું. અને દર્શન કર્યા પછી જ ભોજન લઉં છું; માટે મારા હાથમા થાળ આપો." થાળ હાથમા આવતા જ પિત્તળનો થઇ ગયો ! શાસ્ત્રીજી શરમાઇ ગયા. પછી રાજા પોતે આવ્યો અને બોલ્યો કે, "મે સોનાનો કળશ સાચા ભાવથી ચઢાવ્યો છે અને શિવરાત્રીએ સાચા ભાવથી દર્શને આવ્યો છું." રાજાના હાથમાં થાળ મૂકતા લોઢાનો દેખાયો, તેથી તે પણ શરમાઇ ગયો. પછી એક મોટો શેઠ આવ્યો અને તેણે કહ્યું, "જળાધારી મેં બંધાવી છે, નીચે આરસ અને રૂપિયા મે જડાવ્યા છે. અને હું હજારો ગાઉથી પ્રેમથી આવ્યો છું. માટે થાળનો અધિકારી હું જ છુ." તેને થાળ આપતાં પણ તેવા જ હાલ થઇ ગયા. એવામા પાસેના ગામનો ખેડૂત ઘણા દિવસથી દર્શન કરવા ઇચ્છતો હતો, પણ પૈસાને અભાવે અને ખેતીના કામને લીધે આવી જ શકતો નહિ; પણ આજે મહા મહેનતે થોડા પૈસા બચાવી ખાવા માટે ભાથું બાંધી ચાલ્યો આવતો હતો. રસ્તામાં આવતા ભૂખે તરસે પીડાતો એક ગરીબ માણસ પડેલો હતો. કોઇ તેનો ભાવ પૂછતું ન હેતું કારણ કે બધાને સોનાનો થાળ લેવો હતો; તેથી દરિદ્રનારાયણને કોણ પૂછે ? આ ખેડૂતે પેલા દુ:ખી ગરીબ માણસને લોટામાથી પાણી પાઇ, પોતાની પાસેનુ ભાથું તેને ખાવા આપ્યું અને પાસેની ધર્મશાળામાં તે તેને મૂકી આવ્યો, પછી તે ખેડૂત કાશીવિશ્વનાથના મંદિરમાં ગયો. મહાદેવજીની પૂજા કરી તે બહાર નીકળ્યો. ત્યારે કોઇએ મશ્કરીમા કહ્યું કે, "આ મહાદેવનો ખરો ભક્ત છે માટે આને થાળ આપો." એમ કહેતાં જ પૂજારીના હાથમાથી થાળ સરકી ગયો અને પેલા ખેડૂતના હાથમાં તે સુવર્ણ રંગે ચળકવા લાગ્યો ! શાસ્ત્રી, રાજા અને પૂજારીને આશ્ચર્ય થયું અને સર્વ કોઇ ખેડૂતને ધન્યવાદ આપવા લાગ્યા !

# ગુરુદેવનો કૂતરો

હજારીપ્રસાદ દ્વિવેદી

રજાઓ પડી હતી, આશ્રમના ઘણા ખરા માણસો બહાર ગયા હતા. એક દિવસ હું બાળબચ્ચાંને લઈને શ્રીનિકેતન જઈ પહોંચ્યો. તે વખતે ગુરુદેવ ત્યાં વસતાં હતા, અને કેટલાક દિવસોથી અમે મળ્યા ન હતા.

ગુરુદેવ ઉલ્લાસમાં હતા. એકલા જ રહેતા હતા. શાંતિનિકેતન જેટલી ધમાલ અહીં ન હતી. જ્યારે અમે ઉપર ગયા ત્યારે ગુરુદેવ બહાર એક ખુરશી પર ચુપચાપ બેઠા બેઠા આથમતા સૂર્યને ધ્યાનથી જોતા હતા.

અમને જોઈને સ્મિત કર્યું. છોકરાઓ સાથે વહાલ કર્યું; કુશળ-સમાચાર પૂછ્યા અને મૌન રહ્યા. બરાબર એ જ વખતે એમનો કૂતરો ધીરેધીરે ઉપર આવ્યો અને એમની પાસે ઊભો રહીને પૂંછડી પટપટાવવા લાગ્યો. ગુરુદેવે એના શરીર પર વહાલથી હાથ ફેરવી તેને પસવાર્યો. કૂતરો આંખ મીંચીને રોમરોમથી એ અવર્ણનીય સ્નેહરસનો અનુભવ કરવા લાગ્યો.

ગુરુદેવે અમારી તરફ જોઈને કહ્યું: 'તમે જોયું ને, આ આવી ગયો તે! એને શી રીતે ખબર પડી કે હું શ્રીનિકેતનમાં છું? ખરે ખર, આશ્ચર્ય છે! અને જુઓ, એના ચહેરા પર કેટલી તૃપ્તિ જણાય છે!'

અમે એ કૂતરાના આનંદને જોવા લાગ્યા. કોઈએ કૂતરાને શ્રીનિકેતનનો રસ્તો બતાવ્યો ન હતો, કોઈએ એને એ પણ કહ્યું ન હતું કે તારા સ્નેહદાતા શાંતિનિકેતનથી બે માઈલ દૂર ગયા છે!

એ જ કૂતરાને ઉદ્દેશીને ગુરુદેવે એક કવિતા લખી હતી તેનો ભાવ આ પ્રમાણે છે:

'પ્રતિ દિન, પ્રતિ પ્રાતઃકાલ, એ ભક્ત કૂતરો જ્યાં સુધી હું એના શરીરે સ્પર્શ કરીને એની હાજરીનો સ્વીકાર ન કરું ત્યાં સુધી શાંત ચિત્તે બેસી રહે છે.

'મારો સ્પર્શ થતાં જ, એટલી સ્વીકૃતિ મળતાં જ, એના અંગેઅંગમાં આનંદનો પ્રવાહ વહે છે. આ વાચાહીન પ્રાણીલોકમાં એ જ એક જીવ સારા–નરસાનો ભેદ કરીને સંપૂર્ણ માનવને જોઈ શકે છે, જેને પ્રાણ અર્પણ કરી શકાય એવા આનંદને જોઈ શકે છે; જેમાં અહેતુક પ્રેમ ઢાળી શકાય છે, જેની ચેતના અસીમ ચૈતન્યલોકમાં રસ્તો બતાવી શકે છે. હું એ મૂગા હૃદયનું પ્રાણમય આત્મનિવેદન જોઉં છું, જેમાં એ પોતાની દીનતા બતાવ્યા કરે છે. ત્યારે હું વિચારી નથી શકતો કે, એણે પોતાના સહજ બોધથી માનવસ્વરૂપમાં કયા મૂલ્યનો અવિષ્કાર કર્યો છે. એની ભાષાહીન દૃષ્ટિની કરુણ વ્યાકુળતા જે કંઈ સમજે છે, એ સમજાતી નથી, અને મને આ સૃષ્ટિમાં મનુષ્યનો સાચો પરિચય આપી દે છે'

આ પ્રકારે કવિની મર્મભેદી દૃષ્ટિએ એ વાચાહીન પ્રાણીની ભીતરમાં, મનુષ્ય મનુષ્યની અંદર વર્ષોના પરિચય પછી જોઈ શકાતું નથી એ વિશાળ માનવ સત્ય જોયું.

જ્યારે ગુરુદેવનુ અવસાન થયું અને એમની ચિતાભસ્મ કલકત્તાના આશ્રમમાં લાવવામાં આવી ત્યારે પણ કોઈ અજાણી પ્રેરણાથી એ કૂતરો આશ્રમનાં દ્વાર પર આવ્યો અને ચિતાભસ્મ સાથે અન્ય આશ્રમવાસીઓની સાથે શાંત-ગંભીર ભાવે ઉત્તરાયણ સુધી ગયો. આચાર્ય ક્ષિતિમોહન સેન સૌથી આગળ હતા એમણે મને કહ્યું કે, 'કૂતરો ચિતાભસ્મના કળશની પાસે થોડા સમય સુધી ચુપચાપ ઉદાસ ભાવે બેસી રહ્યો હતો.'

# ચબરખીના શબ્દો

રણછોડ બાવલિયા

સંતો મહંતો અને મહાન પુરુષોનાં જીવનમાં તપ, ત્યાગ, ન્યોછાવરી અને પ્રાણાર્પણની ભાવના પ્રબળપણે ભારોભાર ભરેલી હોય જ છે.

ધર્માર્થે પ્રાણાર્પણનો એક અપૂર્વ કિસ્સો શીખસંપ્રદાયના નવમા ગુરુ તેગ બહાદુરનો આ પ્રમાણે છે :

આ વખતે ભારતમાં મોગલ સમ્રાટ આલમગીર – ઔરંગઝેબનો આપખુદ અમલ તપતો'તો.

ધર્માંધ ઔરંગઝેબની વિધર્મ – દ્રોહી નીતિથી કંટાળી જઈ ઘણાય હિન્દુ ધર્મ – રક્ષકો અને રાજા – મહારાજાઓ તેનો સખત પ્રતિકાર કરતા હતા. તેમાંય – છત્રપતિ – શિવાજી, બહાદુર બંદા અને શીખોના નવમા ધર્મગુરુ તેગ બહાદુર મુખ્ય હતા.

દિલ્હી પતિ – ઔરંગઝેબની આંખ આવા વિધર્મી – વિરોધીઓ સામે સદાય લાલ રહેતી, અને યોગ્ય અવસરે તેમનો કાંટો કાઢી નાખવા તે શક્ય તેટલા પ્રયાસો કર્યા કરતો.

તેમાંય શીખ ધર્મના નવમાગુરુ તેગ – બહાદુરની શીખ ધર્મ પ્રચારક અને મોગલ શાષન વિરોધી પ્રવૃત્તિથી ક્રોધાયમન થઈ; તેનું કાસળ કાઢી નાખવા ઔરંગઝેબે યોગ્ય કારણના બહાના હેઠળ તેગ બહાદુરને દિલ્હી તેડાવી કેદ કરી લીધા. અને શીખ ધર્મ તેમજ મોગલ સામ્રાજ્ય વિરુદ્ધ પ્રવૃત્તિ છોડી દઈ મુસલમાન ધર્મ સ્વીકારીવા – નહીં તો પ્રાણત્યાગની આખરી શિક્ષા સહન કરવા કડક ફરમાન કર્યું.

આજ અરસામાં એક દિવસ ઔરંગઝેબે કુટિલ નીતિથી પ્રેરાઈને તેગ બહાદુરને મજાકમાં કહ્યું : " તમે શીખોના ધર્મ ગુરુ છો .. ! અને મહાન પુરુષ છો.... ! વળી તમે ચમત્કારી – છો, એમ મેં સાંભળ્યું છે, તો કોઈ ચમત્કાર બતાવો."

તેગ બહાદુરે ઔરંગઝેબની મેલી મુરાદ પહેલેથી જ જાણી લીધી હતી. ઘણા ઊંડા મનોમંથન પછી તેમણે કહ્યું : " કાગળનો એક ટુકડો લાવો. ! "

જિજ્ઞાસાથી પ્રેરાઈને પરિચારકોએ આલમગીરના ફરમાનથી કાગળની એક ચબરખી હાજર કરી.

તેગ બહાદુરે તેમાં કંઈક થોડા અક્ષરો લખી કપડામાં વીંટાળી, ગળાની આસપાસ પાટાની માફક વીંટાળી અને કહ્યું : "હવે આ ગળા પરના પાટા પર તલવાર ચલાવશો તો નવો જ ચમત્કાર જોઈ શકશો ! "

કુતૂહલ પ્રિય રાજ્ય કર્મચારીઓ અને ઉત્સુક – ઔરંગઝેબ અનિમેષ નયને તમાશો જોવા અધીરા થયા. આલમગીરનો હુકમ થતાં જ જલ્લાદ નાગું ખડગ લઈને ઉપસ્થિત થયો. શરત મુજબ તેગ બહાદુરની ડોક પરના પાટા પર પાશવી અદાથી જલ્લાદે ખડક વીંઝ્યું.

તેજ ક્ષણે તેગ બહાદુરનું માથું ધડથી જુદું થઈ ગયું.

અફસોસ.. ! કોઈ ચમત્કાર જોવા મળ્યો નહીં. પરંતુ ચબરખીમાં જોયું તો અમીર – ઉમરાવ અને આલમગીર સહ સૌ સ્તબ્ધ થઈ ગયા.

ચબરખીમાં તેગ બહાદુરે પોતાના ધર્મ પાછળની જાનફેસાનીની યથાર્થતાની છડી પૂકારતા દિવ્ય મંત્રો સમા શબ્દો આ પ્રમાણે લખ્યા હતા :

" શિર દિયા પણ સાર ન દિયા."

# ગુરુ નાનકદેવ

શ૰ ના૰ પાઠક

શીખધર્મના સ્થાપક ગુરુ નાનકનો જન્મ સને ૧૪૬ મા લાહોર પાસે તલવંડી ગામે થયો હતો તેમના પિતાનુ નામ કાલુચંદ અને માતાનુ નામ તૃપ્તાજી હતુ પુત્રના લક્ષણ પારણામાંથી જણાય તેમ, નાનક બોલતા શીખ્યા ત્યારે ઈશ્વરનુ નામ લીધુ અને જ્યા જેમના ત્યા પદ્માસન વાળીને બેસતા પોતાના રમવાના રમકડા તેઓ શેરીના બાળકોને વહેંચી દેતા

સાતમે વરસે કાલુચંદ તેમને નિશાળે ભણવા બેસાડ્યા ગુરુજીએ પાટીમા કક્કો લખી આપ્યો

નાનક બોલ્યા મને પ્રભુનુ નામ લખી આપો મને આ સંસારના બંધનમાંથી છૂટવાનુ સાચુ ભણતર ભણાવો "

ગુરુજી કહે છાનોમાનો કક્કો લખવા માંડ અત્યારથી બંધન ને મોક્ષની વાત શી કરે છે !'

નાનક હાથ જોડીને વિનયપૂર્વક બોલ્યા મોહને બાળી તેની શાહી બનાવીશ બુદ્ધિના કાગળ ઉપર પ્રેમની કલમથી લખીશ કે પ્રભુના નામનો જય થાઓ એવુ લેખુ લખુ કે જે માગુ તે હાજર થાય "

ગુરુજીને થયુ, આ છોકરો કોઈ સાધુ વેરાગી પાસેથી આવુ પોપટિયુ ભણતર ગોખી લાવ્યો લાગે છે " ગુરુજી એનાથી કંટાળી ગયા

થોડા વખત પછી નાનકને વ્રજનાથ પંડિત પાસે સંસ્કૃત શીખવા મોકલ્યા પંડિતજીએ નાનકને વેદની ઋચાઓ કંઠે કરાવવા માંડી નાનકે પંડિતજીને કહ્યુ જેઓ વેદના મંત્રો પોપટની જેમ મુખથી બોલી જાય છે પણ એના રહસ્યને જાણતા નથી તે સૂકા લાકડાના ઠૂંઠા જેવા શુષ્ક સમજવા " પંડિત વ્રજનાથ શર્મા આ ઉત્તર સાંભળી આશ્ચર્યમા ગરકાવ થયા અને તેમણે નાનક આગળ જતા મહાપુરુષ થશે' એવી ભવિષ્યવાણી ભાખી. વળી રાજીખુશીથી નાનકને તેમણે વેદશાસ્ત્ર અને હિંદીનુ જ્ઞાન આપ્યુ

કાલુચંદ રાજ્યના કારભારી હતા રાજભાષા ફારસી ચાલતી એટલે કાલુચંદ નાનકને ઉર્દૂ શીખવવા એક મોલવીને સોંપ્યા નાનકે મોલવીને સામેથી પૂછ્યુ અલેફ બે નો અર્થ કહો સાહેબ !'

મોલવી મૂઝાયા નાનકે હસીને કહ્યુ અલેફ એટલે અલ્લાને યાદ કરો બે એટલે બુરાઈ છોડો આની અસર મોલવી ઉપર પણ થઈ

ગુરુ નાનકનો અભ્યાસ આમ ચાલતો હતો પણ તેઓ કોઈની સાથે બહુ હળતાભળતા નહી એકલા રહેતા અને બાગબગીચામા જઈ ધ્યાનમા બેસી જતા આથી તેમના માતપિતાને ચિંતા થઈ પડી એમણે એક હકીમને બોલાવી કહ્યુ 'આ છોકરાને કંઈક રોગ લાગુ પડ્યો છે જરાય ચેતન દેખાતુ નથી સૂનમૂન પડ્યો રહે છે '

હકીમ શરીર તપાસવા આવ્યા નાડી હાથમા લઈ જોવા માંડ્યા તેમને નાનકે કહ્યુ વૈદરાજ મને કશો રોગ નથી મારુ દર્દ દેહનુ નથી મારા પ્રભુથી હુ દૂર છુ એ મને ખટકે છે એને માટે હુ રાતદિવસ ઝૂરુ છુ '

હકીમે કાલુચંદને કહ્યુ તમારો દીકરો ભક્ત છે તમે ભાગ્યશાળી છો એ જેમ કરે તેમ કરવા દેજો એને કશો જ શારીરિક રોગ નથી

નવમે વરસે નાનકને ઉપવીત ધારણ કરાવવાનો પ્રસંગ આવ્યો ક્ષત્રિયના પુત્રને જનોઈ તો પહેરવી જ પડે ગોર મંત્ર ભણવા લાગ્યા જનોઈને કંકુ ચોપડી તૈયાર કર્યું એટલે નાનકે પૂછ્યુ, 'આવા સૂતરના તાંતણા ગળામા નાખવાથી શો લાભ ?'

ગોર કહે 'બ્રાહ્મણ–ક્ષત્રિયનો ધર્મ' છે એમણે જનોઈ પહેરવી જ પડે '

નાનકે એને પણ સાચુ ઉપવીત શાસ્ત્ર શીખવ્યું 'દયાનો કપાસ લેવો સંતોષરૂપી સૂતર તેમાંથી કાંતવુ. અને સત્ય અને તપની ગાંઠ વાળવી આ જનોઈ કદી તૂટે નહીં, મેલી ન થાય કે બળી ન જાય આવુ ઉપવીત પહેરનાર ભાગ્યશાળી છે "

ગોર મૂંઝવણમા પડ્યા સગાવહાલા સૌ સ્તબ્ધ બન્યા માનુ હૈયુ ભરાઈ આવ્યુ તેણે આંસુ ઢાળી

ત્યારે નાનકે માતજીનુ મન રાખવા ઉપવીત ધારણ કર્યું

ભણવાગણવામા નાનકનુ મન નથી ચોંટતુ એ જોઈ પિતા કાલુચદ્રે તેમને ખેતરનુ ધ્યાન રાખવાનું કામ સોપ્યુ નાનકને એ મ ગમ્ય ખેતર વચ્ચે મ ઞો બનાવી ઉપર બેઠા અને પખી હોકારવા લાગ્યા પક્ષીનો ઘેરો આવે અને કુડા ઉપર બેસે એટલે નાનક બોલે

'રામકી ચિડિયા રામકા ખેત,
ખાઓ ચિડિયા ભરભર પેટ'

નાનક ખેતરમા પખીઓને દાણા ખવરાવી દે છે એમ સાભળીને પિતા કાલીચદ્રે નાનકને બોલાવી કહેતુ તને કશુ કામ ફાવતુ નથી તને વેપાર કરવો ગમશે?"

તમે કહેતા હો તો એમ કરુ'

કાલુચદ્રે નાનકને વીસ રૂપિયા આપ્યા 'લે બેટા, આમાથી તને ઠીક લાગે તે વસ્તુ ખરીદજે અને બકોળો વેપાર કરજે"

નાનક પૈસા લઈ ચાલતા રસ્તે જતા કેટલાક સાધુઓને ભૂખ્યા બેઠેલા જોયા નાનકે તેમને જોઈ પૂછ્યુ 'તમે કેમ આમ પડયા છે?"

"અમને ભૂખ લાગી છે'

નાનકે વિચાર કર્યો ભૂખ્યા સાધુને જમાડવા એ ઉત્તમ વેપાર છે વીસ રૂપિયામાથી સીધુ સામાન લઈ તેમણે સાધુને જમાડી દીધા ખાલી હાથે ઘેર આવ્યા હવે નાનકના પિતાને ચિતા થઈ પડી એમને થયુ કે આ છોકરો ઘર આગળ નહી સુધરે બહાર જાય તો ઠેકાણે આવશે આમ વિચારી નાનકને સુલતાનપુર મોકલી દીધા ત્યા નાનકની મોટી બહેન નાનકી રહેતી હતી નાનકના બનેવી જયરામ શેઠ નવાબના કારભારી હતા તેમણે નાનકને નવાબના મોદીખાનામા ભડારી તરીકે નીમ્યા

નાનક જ્યા હોય ત્યા સાધુસતો તો હોય જ ફૂલ પાસે ભમરા આવે જ મધ આસપાસ મધ માખી વીટળાય. નવાબ પાસે વાત પહોચી કે નાનક મોદીખાનુ લૂટાવી દેશે મોદીખાનાનો હિસાબ તપાસવામા આવ્યો નવાબે જાતે જાતી તપાસ કરી નાનકની સચ્ચાઈ, પ્રામાણિકતા અને પ્રભુભક્તિ જોઈ નવાબ ખૂબ રાજી થયા

નાનક ભડારી તરીકે સફળ થયા નવાબનો પ્રેમ મેળવ્યો એટલે એમને પખોગામના મૂળચદની પુત્રી સુલખણીદેવી સાથે પરણાવ્યા લગ્નની બેડીથી નાનક વધારે સ્થિર થશે એમ માબાપે માન્યુ લગ્નજીવન સુલતાનપુરમા જ ગાળ્યુ બહેન બનેવી અને નવાબ સૌનો પ્રેમ સપાદન કર્યો ૭ વર્ષના સતોષપૂર્વકના ગૃહસ્થજીવનમા નાનકદેવને શ્રીચદ્ર અને લક્ષ્મીચદ્ર બે પુત્રો સાપડયા

નાનકનુ જીવન શાત સરળ અને નદીના પ્રવાહની પેઠે ચાલ્યુ જતુ હતુ એટલામા નવાબે કોઈની ભભેરણીથી ફરી ચોપડા તપાસડાવ્યા આથી તેમને બહુ માઠુ લાગ્યુ આ સમયમા તેમને મરદાના અને માના નામના બે મિત્રો મળ્યા હતા તેમની સાથે તેઓ ભગવાનનુ ભજન કરતા સ્નાન-સધ્યા કરી ધ્યાનમા બેસતા નાનકને વારવાર એક જ પ્રશ્ન ઊઠતો હતો 'સત્યનુ દર્શન શી રીતે થાય?'

આ વિચારમા તેઓ નદીએ નહાવા ગયેલા ત્યાથી ત્રણ દિવસ સુધી પાછા ન ફર્યા મસાણમા જઈને સમાધિ લગાવી તપાસ કરાવતા બનેવી ત્યા જઈ પહોચ્યા એમને થયુ કે નાનકને ભૂત વળગ્યુ છે તેથી ભૂવા ધુણાવ્યા, ડાકલા બેસાડયા મત્રતત્ર કરાવ્યા પણ તેમની સમાધિ ન છૂટી છેવટે રડતી કકળતી બહેન મસાણે પહોચી પાનવ પાથરીને બોલી ભાઈ, ભલો થઈને ઘેર ચાલ"

નાનકદેવે આખો ખોલી તેઓ અતરના ઊડાણ માથી અવાજ આવે તેમ ગભીર વાણીએ બોલ્યા

બહેન આ દુનિયામા માણસમાત્ર મારા સગાસબધી છે એની સેવા એ સૌની સેવા છે" આટલુ બોલી તેમણે બહેન બનેવીને ઘેર વિદાય કર્યો

બીજે દિવસે પોતે ફકીરનો વેશ ધારણ કર્યો અને પહેલો ઉચ્ચાર એ કર્યો કે "આ જગતમા કોઈ હિદુ કોઈ મુસલમાન નથી પ્રભુના સતાન સૌ સરખા છે"

સુલતાનપુરના કાજીને આ ઉચ્ચારણની ખબર પડતા એણે નવાબના કાન ભભેર્યા નવાબે નાનકને દરબારમા પકડી મગાવ્યા કેટલીક વાતચીત પછી નવાબે કહ્યુ "તુ સૌને સરખા માનતો હો તો ચાલ મારા સાથે મસ્જિદમા નમાજ પઢવા. નાનક રાજી થઈને સાથે ગયા

શુક્રવારનો દિવસ હતો જુમ્માની નમાજ શરૂ થઈ નવાબ, કાજી સૌ નમાજ પઢી રહ્યા નાનક એમ ને એમ નીચે નજરે ઊભા છે. નવાબે ચીડાઈ ને પૂછ્યુ "કેમ જડ્ડા તુ નમાજ કેમ ન પઢયો"

કાજીએ હસીને કહ્યુ : એ ઢોંગી ધુતારો છે"

નાનકે કાજીનુ વેણુ સાંભળ્યુ-ન સાંભળ્યુ કરી ધીરગંભીર સ્વરે નવાબને પ્રત્યુત્તર આપ્યો 'ભગવાનની સ્તુતિ એકાગ્રચિત્ત કરવી જોઈએ. એવી રીતે પ્રભુમા મન જોડનાર સાથે હુ પ્રાર્થનામા જોડાઉ છુ આપ માથુ નમાવી મત્રોચ્ચાર કરી રહ્યા હતા પણ આપનુ મન કદહારમા ઘોડા ખરીદતુ હતુ અને આ કાજી મોઢેથી કલમો પઢતા હતા પણ તેમના મનમા તાજો જન્મેલો વછેરો કૂવામા કૂદી પડવાની ચિંતા થતી હતી આમા ઢોંગી કોણ એનો આપ જ વિચાર કરો"

નવાબ સરકારી અને નમ્ર હતો, એણે નીચુ જોઈ નાનકની મહત્તાનો સ્વીકાર કર્યો પણ કાજીએ પોતાની વાત ન છોડી એના મનમા ધર્મિક હોવાનુ ઘમંડ હતુ નાનકને એમણે ઉપરા-ઉપર પ્રશ્નો પૂછવા માડ્યા "સાધુપણાનુ પ્રથમ પગથિયુ કયુ? છે શુ કર્મ? સાધુ વૃત્તિ બજાવવાની ચાવી કઈ? તેનો પોશાક કેવો હોવો જોઈએ અને એનુ તેજ કેવુ હોય"

નાનકે શાતિથી ઉત્તર વાળ્યો "અહકારનો નાશ એ સાધુતાનુ પ્રથમ સોપાન છે અનત જીવનનો અનુભવ એ છે નુ પગથિયુ છે નમ્રતા અને મનનો સયમ એ તેની ચાવી છે સત્ય અને સહિષ્ણુતા તેનો પોશાક છે અને શાત ધ્યાન એ તેનુ તેજ છે'

મૌલવીએ ફરી પૂછ્યુ ' તુ માથે મુડન કેમ કરાવતો નથી?"

નાનકે કહ્યુ 'માથુ મૂડાવે શુ વળે! મન મૂડાવવુ જોઈએ"

' તો તુ ફકીરનાં લૂગડાં કેમ પહેરતો નથી?"

" માણસે વિષયવાસના છોડવી જોઈએ. કપડા બદલે શુ?"

"ઈશ્વર તરફનો પ્રેમ અને ભક્તિ મોહનો નાશ કરે છે એવી શ્રદ્ધા આત્માની-જ્ઞાનની પાખ છે એ પાખથી પરમાત્મા તરફ ઉડ્ડયન થઈ શકે છે"

આવા સચોટ ઉત્તર સાભળી કાજીનુ અભિમાન ગળી ગયુ નવાબે નમ્રતાપૂર્વક નાનકને પૂછ્યુ.

"કલ્યાણનો માર્ગ કયો?"

નાનકે કહ્યુ "સાચુ બોલવુ, ધર્મને માર્ગે આજીવિકા મેળવવી અને ખુદાના નામ ઉપર દીન દુખિયા તથા મહેમાનોનો સત્કાર કરવો દાનત હમેશા સાફ રાખવી અને પરમાત્માના ગુણ ગાવા"

પચીસ વર્ષના યુવાન નાનકના આવા જ્ઞાનપૂર્વકના વચનો સાભળી નવાબ અચરજ પામ્યો તેને નાનક પ્રત્યે ભારે આદરમાન પેદા થયુ નવાબ સાથેના તેમના સવાલ જવાબથી આખા પ્રદેશમા તેમની નામના પ્રસરી ગઈ. નાનકને એક ફિરસ્તાનો અવતાર માની સેકડો માણસો તેમની શીખ લેવા આવવા લાગ્યા થોડા સમયમા જ નાનક લોક સમાજના સદ્ગુરુ બની ગયા.

તેમણે દેશદર્શનનો વિચાર કર્યો પોતાના સાથી મર્દાનાને સાથે લીધો લાબા પ્રવાસની તૈયારીઓ થતી જોઈ નાનકના પત્ની આસુભરી આખે આવીને પૂછવા લાગ્યા "મને કોને સોપી જઓ છો?"

નાનકે કહ્યુ "ભગવાનને સોપુ છુ મારો, તમારો સૌનો એ પાલનહાર છે." આમ કહી પત્નીને શિરે હાથ મૂક્યો

ભગવતી સુલખણીદેવી હાથ જોડી બોલ્યા : 'ભલે, ખુશીથી સિધાવો. બળીઝળી રહેલા સસારના જીવોની આગ બુઝાવો," બહેન બનેવીને પણ નાનકે કહી દીધુ "હુ ઈશ્વરની સેવામા જાઉછુ. એનો હુકમ હશે ત્યા જઈશ" આમ કહી સૌની ભલી દુઆ લઈ નાનક ચાલી નીકળ્યા. મર્દના ઉપરાત કેટલાક સાધુફકીરો પણ પ્રવાસમા સાથે જોડાયા

ગુરુ નાનક દેશના પ્રવાસ પર્યટનમા નીકળ્યા છે

એવા સમાચારો ચોમેર ફેલાઈ ગયા જ્યા જાય ત્યા શ્રદ્ધાળુ લોકો ટોળે વળે અને અનેક પ્રશ્નો પૂછી મનની શાંતિ મેળવે

લાહોરમા સિકંદર લોદીના ગુરુ શેખ અહમદ સાથે ધર્મચર્ચા થઈ રાજ્યગુરુ નાનકનો ઉપદેશ સાંભળી તેના શિષ્ય બન્યા

એમનાબાદમા નાનકગુરુ એક લાલુ નામના સુથારના ઘેર ઉતર્યા આ ગામમા રાઈ નામનો એક જમીનદાર રહેતો હતો તેણે બ્રહ્મભોજન આપેલુ નાનકદેવને આમંત્રણ મળતા તેઓ ત્યા ગયા પણ જમ્યા નહી તેથી જમીનદાર ગુસ્સે થયો એણે કહ્યુ "તમે પેલા લાલુ સુથારનુ ખાવ છો ને મારે ત્યા ન જમો તેનુ શુ કારણ ?"

નાનકદેવ શાંતિપૂર્વક બોલ્યા "કારણ કે સત્કર્મ એ મુક્તિનુ દ્વાર છે લાલુનુ ભોજન એના પર સેવાની પ્રસાદી છે તમારુ ભોજન અનેકને ત્રાસ અને અપમાન કરીને મેળવેલી લૂટ છે તમારા ભોજનમા લોહીના ટીપા છે લાલુના ખાણામા દૂધની ધારા છે" આ સાંભળી જમીનદાર સ્તબ્ધ બની ગયો

એમનાબાદથી લાલુ પણ નાનકનો સંગાથી બન્યો ફરતા ફરતા તેઓ પોતાના મૂળ ગામ તલવંડી પહોંચ્યા ગામ આખુ જેને ગાંડો ગણતુ તે જ્ઞાની સંતના દર્શને લોક ઊમટયા માતાપિતા પત્ની-પુત્રો સૌ આવ્યા પ્રેમ કારુણ્ય અને સમર્પણની ભાવનાથી સૌના હૃદયમા સ્નેહનુ વિરાટ સ્વરૂપ પ્રગટ્યુ એક કુટુંબના મટીને નાનક સમસ્ત જગતના બન્યા હતા

નાનકદેવે ત્યાના હાકેમ રાયબુલરને અંત સમયે કહ્યુ "મૃત્યુ એ નવજીવનનુ દ્વાર છે જીવન મરતુ નથી આત્મા અમર છે જીવન અનંત છે" આ શબ્દો કાને પડતા રાયજીએ પરમ સંતોષથી પ્રાણ મૂકયા

તલવંડીથી ફરતા ફરતા તેઓ હરદ્વાર પહોંચ્યા ગંગાકિનારે પિતૃઓને અંજલિ આપતા બ્રાહ્મણોને જોઈ તેઓ આથમણી દિશાએ ખોબા ભરી પાણી ઢોળવા લાગ્યા કોઈએ પૂછ્યુ "આ શુ કરો છો?"

"મારા ખેતરને પાણી પાઉ છુ!"

"મૂર્ખ છો!"

"કેમ, તમે તમારા પિતૃઓને સ્વર્ગમાં પાણી પહોંચાડો છો તો આ દિશામા મારા ખેતર આવેલાં છે, ત્યા એ નહી પહોંચે?" આ સાંભળીને સૌ વિચારમા પડયા

ચાલતા ચાલતા તેઓ દિલ્હી આવ્યા એ વખતે બાદશાહ સિકંદર લોદી હતો તે સાધુ ફકીરોને દેખે એટલે જેલમા પૂરતો નાનકને પણ પકડીને જેલમા પૂરી દીધા તેમના સાથીઓને પણ જેલમા પૂર્યા નાનકદેવે હુકમ કર્યો કે "કોઈએ ચક્કી પીસવાની નથી" જેલર બાદશાહને તેડી લાવ્યો નાનકદેવનુ જ્ઞાનતેજ જોઈ એ વ્યક્તિ બની ચૌ પડ્યો ત્યારથી કોઈ સાધુફકીરને જેલમા પૂરવાનુ બંધ થયુ

દિલ્હીથી નાનકદેવનો સંઘ મથુરા-વૃંદાવન કાનપુર અયોધ્યા થઈને કાશી પહોંચ્યો નાનકદેવને દરેક પોતાના ધર્મના માનવા લાગ્યા ત્યાથી પટણા થઈ ગયા પહોંચ્યા ત્યાથી બંગાળા આસામ મણિપુર વગેરે પ્રદેશમા પરિભ્રમણ કર્યું ઠેરઠેર નેમણે પોતાનો જ્ઞાન પ્રકાશ પાથરી અનેકને સન્માર્ગે વાળ્યા તેમની અમૃતવાણીથી અનેક હૃદયમા ઉજાસ પથરાયા અજ્ઞાનમા સબડતા અનેક જીવો શાંતિ પામ્યા

પ્રવાસમા તેઓ અનેક કષ્ટ ભોગવતા ગરીબને ઘેર મુકામ કરતા દસ વર્ષના સતત પરિભ્રમણ પછી તેઓ પાછા સુલતાનપુર પોતાની બહેનને ઘેર પાછા આવ્યા

ચાર-છ માસ આરામ લઈ ફરી પાછા નાનકદેવ પ્રવાસે નીકળ્યા આ વખતે તેઓ રાજપુતાના તરફ ફેરવ્યા બિકાનેર, જોધપુર મેવાડ માળવા, ગુજરાત થઈને દક્ષિણમા ફેરવ્યા છેક રામેશ્વર પહોંચ્યા ત્યાથી સિલોન ગયા પાછા ફરતા તેઓ સૌરાષ્ટ્ર કચ્છ સિંધ થઈ પંજાબમા આવી પહોંચ્યા આ બીજી પરિક્રમામા તેમના ઉપદેશામૃતથી અનેક આત્માઓ જાગ્રત થયા નાનકદેવની નામના ભારતના એક છેડાથી બીજા છેડા સુધી પ્રસરી રહી સંતનામ'નો પ્રભાવ સમગ્ર ભારતમા ફેલાઈ ગયો

સવત ૧૫૧૯મા રાવીતીરે એક રમણીય સ્થળે નાનકદેવ આવી ઊતર્યા ત્યાના જાટ રાજપૂતોની વિનતિથી કાયમ મુકામ કરવા નિરધાર કર્યો ત્યા ગામ વસાવ્યુ અને તેનુ નામ કરતારપુર રાખ્યુ ભક્તજનોના આગ્રહથી નાનકદેવે પોતાના પત્ની તથા પુત્રોને ત્યા બોલાવી સાથે રાખ્યા

એકાદ વર્ષના સ્થિર મુકામ પછી નાનકદેવ ત્રીજી સફરે નીકળ્યા આ વખતના પ્રવાસમા તેઓ હિમાલયના કૈલાસ – માનસરોવર પહોંચ્યા ત્યાથી નેપાલ, સિક્કિમ, ભૂતાન, મિથિલાપુરી થઇ પછી સુલતાનપુર ગયા. ત્યાથી કરતારપુર આવી વસ્યા

કરતારપુર નાનકદેવનુ મુખ્ય સ્થાન બન્યુ, ભારતના દૂરદૂરના પ્રદેશમાથી સેંકડો જિજ્ઞાસુઓ ત્યા આવવા લાગ્યા રાય, રંક, ભણેલા ને અભણ, સદાચારી દુરાચારી હિંદુ – મુસલમાન સૌ તેમના શિષ્ય બનવા ભેટ – સોગાદના ઢગના થવા લાગ્યા નાનકદેવ તે સઘળુ ગરીબોને વહેંચી દેતા

કરતારપુરમા વસવાટ કરતા કેટલાક વર્ષ વીત્યા એવામા એકવાર મરદાનાએ કહ્યુ :

'ગુરુજી, મારી ઇચ્છા કાબાના દર્શન કરવાની છે'' નાનકદેવે તૈયાર થયા સિંધ બલુચિસ્તાન થઇ નાનકદેવ અને મરદાના મક્કાશરીફ પહોચ્યા. એ વખતનો નાનકગુરુનો પોશાક ફકીર જેવો હતો. નીલો ઝભ્ભો, હાથમા કમંડળ જેવુ જલપાત્ર અને નમાજ પઢવાની સાદડી

ગુરુ નાનકદેવ થાક્યાપાક્યા મસ્જિદમા સૂતા હતા તેવામા ઊંઘમા તેમના પગ કાબા તરફ થઇ ગયા. સવારમા મુજાવરે આ જોયુ અને તેનો મિજાજ ગયો "અલ્યા કાફર, તુ ખુદાના ઘર તરફ પગ રાખીને સૂતો છે''

નાનકદેવ જાગીને બેઠા થયા શાતચિત્તે બોલ્યા "તુ જે બાજુ ખુદા ન હોય તે તરફ મારા પગ ફેરવી દે." આવા સાદા છતા રહસ્યમય વાક્યથી સાભળનાર સૌ દિંગ થઇ ગયા.

વાતચીત ચાલે છે તેવામા મુફ્તી રુકિમદીન આવી લાગ્યા તેમણે કહ્યુ : "તમારા વેશ પરથી તમે ફકીર આદમી જણાઓ છો તમારો ધર્મ કયો ?''

"મારો કોઈ ખાસ ધર્મ નથી હુ દૃશ્ય-અદૃશ્ય સર્વ જગતના સ્વામી ખુદાને માનુ છુ એ ખુદા એક, અજન્મા, અમર, અવ્યય છે, અદ્વિતીય છે, સર્વવ્યાપી છે

'તો તમે અલ્લાને માનતા લાગો છો તમે મુસ્લિમ છો ?''

"ના જી એવા કોઇ નામ મને ખપતા નથી હુ તો ખુદાનો નાચીઝ બદો છુ હુ તો હુકમીના હુકમને અનુસરનારો સેવક છુ ''

"આ તમે કુરાનના કલમ બોલો છો તમે મુસ્લિમ કેમ થતા નથી ?''

"મારે કોઇ છાપતુ કાઢતુ બનતુ નથી સત્ય સનાતન છે મનમતાતરો સત્યને રુધનારા છે માત્ર વેદ અને કુરાન પઢવાથી આત્માની શાંતિ મળતી નથી શાતિ તો કેવળ આત્માનુભવથી જ મળી શકે છે એ તો અલૌકિક અનુભવશક્તિથી મળે છે તમે આત્મસયમ કરો એટલે ખુદા તમારા હૃદયમા પ્રગટ થશે જ્યા સુધી અહકાર પદભ્રષ્ટ થાય નહી ત્યા સુધી આત્મા પરમપદ પામતો નથી બાકી, આ જે જુદા જુદા ધર્મો, સપ્રદાયો, ફાટાઓ, કર્મકાડો, મહતો, ગુરુઓ છે તે કેવળ માયાના બળતા રૂપ છે. ખરેખર, જેની ઉપર રહીમની રહેમ થાય તે જ અનુભવી શકે કે



ખુદા આજુબાજુમા રહ્યો છે અને ખનકથી જુદો નથી"

છેવટે તેઓ મક્કાશરીફના કાબાના મેદાનમા એકત્ર થયેલ મેદનીને ઉદ્દેશીને બોલ્યા 'પવિત્રતા, દિલની સચ્ચાઈ, અહંકારનો ત્યાગ સર્વ પ્રત્યે સમાન દૃષ્ટિ અને ખુદાનું હરદમ સ્મરણ એ જ પ્રભુને પામવાનો માર્ગ છે"

મદીનાથી બગદાદ, તહેરાન, કાબુલ, પેશાવર, કાશ્મીર થઈ તેઓ કરતારપુર પાછા આવ્યા પ્રવાસમા તેમણે ઠેર ઠેર ઉપદેશ આપ્યો બાદશાહ, મૌલવી, મુફ્તી અમીર ઉમરાવ, ગરીબ તવંગર સૌને તેમના સદુપદેશની ભારે અસર થઈ પણ આ મુસાફરીમા તેમના પ્રિય સાથી મરદાના મૃત્યુ પામ્યા

પાછા આવ્યા બાદ તેઓ રાવી નદીના સુરમ્ય કિનારે આશ્રમમા સ્થાયી રહ્યા ત્યા તેમણે કુટુંબને બોલાવી સાથે રાખ્યુ સંન્યાસી વેશ કાઢી ગૃહસ્થી ના કપડા ધારણ કરી, માતપિતા, પત્નીપુત્રો સૌની સાથે રહી આદર્શ ગૃહસ્થજીવન ગાળ્યુ થોડી જમીન રાખી જાતે જ ખેતર ખેડીને પરસેવાની રોટી ખાતા એમના અનુપમ ગૃહસ્થ જીવનનો આદર્શ જનસમુદાયને પ્રેરણારૂપ નીવડ્યો

ગુરુ નાનકદેવે પંજાબી-ગુરુમુખી ભાષામા ધર્મ પુસ્તક લખ્યુ જેને 'જપજી' કહે છે તેમણે અનેક સુંદર, હૃદયંગમ ભજનો બનાવ્યા જે આજે પણ હજારો ભક્તોને પ્રેરણા આપે છે જગતમા અજેય મનાતા મહાન શીખધર્મના આદ્યગુરુ જગતમા એકાત્મવાદનો ઝંડો ફરકાવનાર મહાન સમાજ સુધારક શ્રી નાનકદેવ સિત્તેર વર્ષનુ આયુષ્ય ભોગવી સને ૧૫૩૯મા સમાધિનિષ્ઠ થયા

## ફૂલ અને કાટો

એક કાટાએ પાસેના ફૂલને પૂછ્યુ "ભાઈ ફૂલ લોકો તારુ હૃદય સોયથી વીંધીને તને દોરામા પરોવે છે, તુ એ અત્યાચાર આટલી શાતિથી કેમ સહન કરે છે ?"

ફૂલ ઉત્તર આપ્યો 'મને તો એમા અત્યાચાર જેવુ કાઈ લાગતુ નથી હુ તો ફૂલ તોડનારાઓનો દિલથી કૃતજ્ઞ અને આભારી છુ એમની જ કૃપાથી હુ દેવો, મહાત્માઓ, મહાપુરુષો, રાજાઓ સુંદરીઓના ગળામા અને શહીદોની સમાધિઓ સુધી પહોચી જાઉ છુ. કહે જોઈએ એ તોડનારા સિવાય હુ એવી મહાનતા શી રીતે પામી શક્યો હોત ? નહિતર હુ ડાળ પર જ એમને એમ સુકાઈને મારુ જીવન સમાપ્ત કરત !'

'હા, પણ તારી વાત તો કર, કે તુ નકામો શા માટે લોકોના આગળાઓને ડખે છે ? એ તારી દુર્જનતા નથી શુ ?

કાટાએ ફૂલના એ ટોણાથી જરા દુખી થઈને કહ્યુ 'મને દુખ થાય છે કે સદૈવ મારી પાસે રહે છે છતા તુ મને સમજી શક્યુ નથી એટલે જ તો તુ મને દુર્જન કહે છે જ્યારે તુ એમ કહે ત્યારે બીજાની શી વાત કરવી ! પહેલા તો તુ જે એમ કહે છે કે હુ લોકોની આગળીઓને ડખ મારુ છુ, એ સાવ ખોટુ છે તુ જ કહે, હુ લોકોની આગળીઓને ડખવા માટે ક્યાય જાઉ છુ ? લોકો પોતે અહી આવીને પોતાની આગળીઓને ઘાયલ કરે છે બીજુ, તારા જેવી એક સુંદર વસ્તુ પ્રાપ્ત કરવા માટે થોડુ સહન કરવુ પડે તો એમા તે કઈ મોટી વાત છે ? ત્રીજુ એમ માની લઈએ કે હુ લોકોની આગળીઓને ડખુ છુ—જો કે એ વાત સાચી નથી—તો પણ તે તારા જેવા સહોદરની રક્ષા માટે જ ડખું છુ. હુ મારા પોતાના અંગત સ્વાર્થ માટે તો કશુ કરતો નથી એમા મારો સ્વાર્થ અને દુર્જનતા ક્યા છે ? તુ જ કહે કુદરતે મને સૌથી પ્રથમ, તારા પહેલા જ ડાળ પર ઉગાડ્યો નથી ?'

કાટાની વાત સાભળીને ફૂલ ચૂપ થઈ ગયુ

બાજુથી પસાર થતા માળીએ બેઉની વાત પૂરેપૂરી સાભળી એ મનમા જ બોલ્યો 'ઓહ' આ બન્ને મહાન છે, પણ એકબીજાના અંતરભાવોથી સાવ અજાણ છે !' [ભાઈદયાળ જૈન]

# માણસે આયુષ્ય વધાર્યું !

પૂર્ણચંન્દ્ર જૈન

યુગો પહેલાંની આ વાત છે.

ભગવાનનો દરબાર ભરાયો હતો. દરેક પ્રાણીઓનું આયુષ્ય નક્કી કરવામાં આવતું હતું. સંજોગવશાત્ માણસ, ગધેડો, કૂતરો અને ઘુવડ એક સાથે ત્યાં પહોંચ્યાં. ભગવાન તો સૌને સમાન દૃષ્ટિએ જોનારા અને સરખી વહેંચણી કરનારા રહ્યા. એમણે એ ચારે પ્રાણીઓનું આયુષ્ય ચાળીસ વર્ષનું નક્કી કર્યું. માણસને ઘણું આશ્ચર્ય થયું-હું આ ત્રણે જીવ કરતાં શ્રેષ્ઠ છતાં મારું આયુષ્ય એમના જેટલું જ! પણ ભગવાનનો દરબાર રહ્યો, માણસ સમજદાર રહ્યો, એટલે કંઈ બોલ્યો નહીં. એ પાછો વળ્યો અને દિવસો વિતવા લાગ્યા.

પરંતુ માણસને નિરાંત ન હતી થોડાં વર્ષો વહી ગયાં આખરે એણે ભગવાન પાસે જઈ ને ફરિયાદ કરવાનું નક્કી કર્યું. અને એ ભગવાનના દરબારમાં પહોંચી ગયો. ફરિયાદ કરી : 'ગધેડા કૂતરાને ઘુવડ કરતાં તો હું શ્રેષ્ઠ પ્રાણી છું છતાં મારું આયુષ્ય એ જીવો જેટલું જ રાખી તમે મને અન્યાય કર્યો છે!'

'ભાઈ, તારી વાત સાચી હોય તો પણ તે એક પક્ષી કહેવાય. સામા પક્ષનુંય મારે સાંભળવું જોઈએ કે તેમનો આ વિશે શો મત છે.' એટલું કહીને ભગવાને ત્રણે પ્રાણીઓને બોલાવી મંગાવ્યાં. માણસની ફરિયાદ કહી ને તેમને પૂછ્યું કે તમારે આ અંગે કંઈ કહેવું છે?

એ ત્રણે પ્રાણીઓને તો પોતાના આયુષ્ય માટે કશી ફરિયાદ ન હતી, પણ તેમણે તો કહ્યું કે, 'અમારા સૌનું આયુષ્ય ઘટાડીને એટલું આયુષ્ય માણસને વધારી આપો તોય કાંઈ વાંધો નથી.'

ભગવાને એ ત્રણેના આયુષ્યમાંથી વીસ વીસ વર્ષ ઓછા કરીને માણસના આયુષ્યમાં ચાળીસ વર્ષ ઉમેરી આપ્યા. ને માણસનું આયુષ્ય પૂરા સો વર્ષનું થયું. માણસ, ગધેડો, કૂતરો, અને ઘુવડ પાછા ફર્યા. માણસ પોતાનું આયુષ્ય વધવાથી બહુ ખુશીમાં હતો. પણ પેલાં ત્રણે પ્રાણીઓને પોતાનું આયુષ્ય ઘટવાનો કશો રંજ ન હતો. એમને એ વાતનો ગર્વ હતો કે માણસ જેવા માણસને પણ અમારું આયુષ્ય ખપ લાગ્યું.

ત્યારથી માણસની હાલત જુઓ. ચાળીસ વર્ષનું જીવન તો જુવાની, જોશ ને મોજમજામાં ગુજારી નાખે છે. પછી દીકરા-દીકરી, વહુઓ, પૌત્રો પૌત્રીઓ અને આખા ઘરની ચિંતાનો બોજ ઉપાડીને જીવન ગુજારવું પડે છે. એમ જ માનો કે જેટલું ગધેડાનું આયુષ્ય મળ્યું તેટલું જીવન તેણે તેની માફક જ વિતાવવું પડે છે.

અને સાઠ વર્ષ પૂરાં થયાં પછીની હાલત જુઓ. વધારે હરવા-ફરવાનું એને ભારે પડી જાય છે, ઝાઝું હરીફરી શકતો નથી. ઘર છોકરાં-છૈયાં ને પૌત્રો પૌત્રીઓથી ભરાઈ ગયું છે. એટલે દરવાજા પાસે ખાટલો ઢાળી ને ત્યાં બેઠો બેઠો કોઈ વાર આના પર ખીજાય છે. તો કોઈ વાર તેના પર હુકમ છોડે છે કે આવતા જતાંને પૂછપરછ કરે છે. કૂતરાનું આયુષ્ય મળ્યું એટલે એનું જીવન પણ ચોકી કરવામાં જ વહી જાય છે.

એંસી પૂરાં થયાં માણસ બિચારો બધી રીતે લાચાર છે. હાથ, પગ, નાક, કાન-બધું અશક્ત છે. આંખો ચૂંચી થઈ ગઈ છે ને ખાટલા પર પોટલું પડયું હોય તેમ પડયો છે. આ ઘુવડની જિંદગી છે જે માણસે મેળવી છે.

માણસ પોતે સમજદાર છે એવા ઘમંડમાં ભગવાનને ફરિયાદ કરીને વધારાનું સાઠ વર્ષનું આયુષ્ય તો મેળવ્યું, પરંતુ એને એનું ભાન ન રહ્યું કે મે કોનું આયુષ્ય મેળવ્યું છે! પછી જ્યારે ભોગવવું પડયું ત્યારે એને ગુસ્સો આવ્યો. એટલે એ ગધેડા પર ભારે બોજ નાખી નાખીને બદલો લઈ રહ્યો છે. કૂતરાંઓમાંથી ગણ્યાં-ગાંઠયાંને બાદ કરતાં બાકી બધાથી એ બહુ નારાજ છે. અને ઘુવડનું તો મોઢું સુદ્ધાં જોવું એને ગમતું નથી!

આ બધાંમાં માણસનું ડહાપણ છે કે એના પર થયેલો ઉપકાર એ ભૂલી ગયો છે, કે એના લોભી મન અને મગજને સજા કરવાની ભગવાનની તરકીબ છે!



ઠાકરસી

SANFORIZED




ઠાકરસી ગ્રૂપ ઓફ મીલ્સ

- ધી હિન્દુસ્તાન સ્પીનીંગ એન્ડ વી. મીલ્સ કંપની લિ.
- ધી કાઉન સ્પીનીંગ એન્ડ મેનુ. કંપની લિ.
- ધી ઇન્પીરીઅલ મેનુ. કંપની લિ.

---

અનેક શુભકામનાઓ સાથે.... ...

**મેસર્સ ગોરધનદાસ એન્ડ કું૦**

ઇન્જીનિયર્સ એન્ડ કોન્ટ્રાકટર્સ

એફ સી આઈ. એડમિનિસ્ટ્રેટીવ ઑફિસ બિલ્ડીંગની પાસે,
ટ્રોમ્બે

મુંબઇ, ૭૨

# રૂપાયતન પ્રકાશન

# વૈષ્ણવજન



સાંસ્કૃતિક સમન્વય ઝંખતું માસિક : ૨

# રૂપાયતન પ્રકાશન

આવા હતા બાપુ — ૧-૨-૩ ૪—૨—૦૦
ગાંધી-ગુરુ — — ૧—૨૫
ગીતાંજલિ એક અધ્યયન — ૧—૨૫
અલ્લાહના બંદાઓ — ૦—૩૭
મસ્તીની પળોમાં— — ૦—૭૫
ગાંધીજી સાથે જીવનયાત્રા — ૦—૨૦
ગુરુદેવ સાથે જીવનયાત્રા — ૦—૨૦
શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા — — ૦—૨૦
શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા — — ૦—૨૦
શ્રી રામદાસ સાથે જીવનયાત્રા— ૦—૧૫
શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા— ૦—૧૫
મા આનંદમયી સાથે જીવનયાત્રા ૦—૧૫
રામતીર્થની રત્નમાલા — ૦—૩૫

# વૈષ્ણવજન



સાંસ્કૃતિક સમન્વય સંપાદ્ય  માસિક : ડિસેમ્બર

# વૈષ્ણવજન

વર્ષ : ૪ | ડિસેમ્બર : ૧૯૬૫ | અંક : ૯


## અનુક્રમણિકા






સંપાદક : નવીન ગાંધી


### સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

* * *

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંસ્થા તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

*

(લેખકોને)

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું.

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઑફપ્રીન્ટસ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી મોકલાય છે.

**લવાજમ**

દેશમાં (વરસનું) ૭ રૂપિયા
પરદેશમાં બાર શિલિંગ.

" વૈષ્ણવજન "

૨, રામકૃષ્ણનગર
રાજકોટ-


પ્રકાશક અને મુદ્રક: ધીરેન ગાંધી; સ્વરૂપ મુદ્રિકા, રાજકોટ.





# વિરહભાવ

ગુરુદયાલ મલ્લિક

પ્રભુએ આ જગત શા માટે સર્જ્યું હશે, એ કોણ કહી શકે છે? કારણ કે જ્યારે એણે જગતનું સર્જન કર્યું, ત્યારે એનાં સૃષ્ટિ-સર્જનનો કોઇ સાક્ષી ત્યાં હાજર ન હતો. માણસનો જન્મ તો સૃષ્ટિના જન્મ પછી થયો.

પણ કોઈ કોઈ વાર માણસને – જે કલ્પનાઓનું એક પૂતળું છે – એમ જરૂર લાગે છે કે, કદાચ પ્રભુને પોતાના હૃદયમાં જે પ્રેમની વૃત્તિ હતી તેનો વિકાસ કેવી રીતે થાય છે, તે જાણવાની ઈચ્છા હતી. એ પોતે તો સ્વયંભૂ છે, એના ગુણો પણ તેવી રીતે સ્વયંભૂ છે. પ્રેમના વિકાસની પદ્ધતિ જાણવા માટે જ તેણે જગત અને માણસનું સર્જન કર્યું.

પ્રભુએ જ્યારે માણસને સર્જ્યો ત્યારે એમાં તેણે એક વિશેષ રીતે પોતાનો અંશ નાખ્યો. તેથી એના હૈયામાં વિરહભાવ જાગ્યા; જેમ માણસના હૃદયમાં, જ્યારે એ પોતાના પ્રભુ, પિતાથી જુદો થયો ત્યારે જાગ્યો. ત્યારથી જીવન અને જગત એક જાતનો વિરહ-વેદ રચી રહ્યાં છે.

વિરહની અવસ્થામાં દુઃખ તો લાગે છે, પણ એ દુઃખ એક અજબ આનંદ અને તદાત્મીયતા તરફ માણસને લઈ જાય છે. જ્યાં જે કંઇ એણે બાહ્યદૃષ્ટિથી જોયું છે તેને એક કલાકાર કે કવિ રંગરૂપબદ્ધ કે છંદબદ્ધ કરવા જાય છે, ત્યારે જે પ્રેરણા અંદરથી એને મળે છે તેના મૂળમાં એક જાતનો વિરહભાવ હોય છે. જે એણે દીઠું છે, સાંભળ્યું છે, તેને એ ફરીથી અનુભવવા ઇચ્છે છે. તેથી જ તો વિરહભાવ એની કૃતિમાં રંગ અને છંદ પૂરે છે. એટલે જ તો દરેક સાચી કૃતિમાં પહેલાં મો-સણના દિલમાં તદાત્મીયતા ફૂલભવે છે અને પછી જુદાઈનો ભાવ.

તો પછી ટૂંકમાં એમ કહી શકાય કે, સર્જનમાં – પ્રભુના, પ્રકૃતિના કે માણસના – બે ભાવ પ્રબળ હોય છે: એક મિલનનો ભાવ અને બીજો વિરહનો ભાવ. જેમ એક ઈંદ્રધનુષની સુંદરતા અને સાકારપણાનું કારણ તડકો તેમ જ વરસાદનો સંપર્ક અથવા સંયોગ છે,

# પરિભ્રમણ

આશુતોષ

## ઘરદીવડા

ન્યુયોર્કવાસીઓએ ૧૯૬૫ના નવેમ્બરની નવમી તારીખ યાદદાસ્તમાં એવી રીતે રાખી છે કે કોઇ દિવસ તે ભૂલાય નહીં. ..અંધારપટના ઇતિહાસમાં તે દિવસના ૧૦ કલાક – સાંજના પાંચથી સવારના ત્રણ – અમર બની રહેશે. નાયગ્રાના વીજળી મથકેથી વિદ્યુત પુરવઠો બંધ પડતા, સમગ્ર ઉત્તર અમેરિકાના રાજ્યો એકાએક અંધકારની ગર્તામાં ડૂબી ગયા; ભૂગર્ભમાં ગાડીઓમાં મુસાફરી કરનારા ફસાઇ પડયા; લીફ્ટ ઉપર જઇ રહેલા જ્યાંના ત્યાં લટકાઇ રહ્યા; ઓફિસેથી છૂટનારા, ઘરભણી જનારા, ઊંચી ઊંચી ઇમારતોના જુદે જુદે મજલેથી ઉતરનારા સૌ કોઇ સ્થગિત થઇ ગયા..લાખો નહીં પણ કરોડની સંખ્યામાં, અમેરિકનો માનવીની લાચારીના મૂક સાક્ષી બની રહ્યાં. વળી સેંકડો ચોરસમાઇલના વિસ્તારમાં અંધારપટ છવાઇ ગયો હતો. પ્રથમ વાર, માનવ સંસ્કૃતિમાં અગ્રણી મનાતા આ દેશના માનવીઓને, એ ભાન થયું કે કુદરત હજુ પણ માનવી કરતાં શક્તિશાળી છે. અને જે ચંદ્ર ઉપર ઉતરાણ કરવા અમેરિકા આકાશપાતાળ એક કરી રહ્યું છે તે પૂર્ણિમાના, પૂર્ણ ગોળાકારધારી એ શશીએ તે કાળીરાત્રિએ, આકાશમાં સ્વૈરગતિથી ઊંચે ચડવા માંડયું ત્યારે તેની આહ્‌લાદક શીતળ પ્રકાશમાં, વીજળીની સદંતર ગેરહાજરીમાં, મનભર મઝા લૂંટી. કેમકે આવો પ્રસંગ બીજી વાર ક્યારે આવવાનો! પૂર્ણિમા તો આવે પણ સાથે વીજળીથી ઝગમગતાં લાખો દીવાઓ પણ ઝાંખાં તેજ વરસાવી રહ્યા હોય. આકાશમાં સૂર્ય પણ છે-ચંદ્ર પણ છે ને માનવી પાસે વીજળીશક્તિ પણ છે, આ બધું છતાં નાનકડી મીણબત્તી અને ઘર દીવડા ક્યારેક ગજબનો ઉપકાર કરી જાય છે. માટે જ કવિએ ગાયું છે "ઘરદીવડા શું ખોટા?"

-

## 'રમત રમાડે રામ'

૨૪ મી નવેમ્બરે શ્રી. ગુણવંતરાય આચાર્યનું રાજકોટ ખાતે દુઃખદ અવસાન થતાં સૌરાષ્ટ્રની અડીખમ સાહિત્ય – ત્રિપુટીનો છેલ્લો સિતારો ખરી પડયો છે. શ્રી. મેઘાણી બહુ જ વહેલા ગયા, શ્રી. ધૂમકેતુએ ગયા ચાલુ માસમાં વિદાય લીધી, એક ત્રીજા સમર્થ બાકી રહી જતા હતા તે પણ ગયા. ગુજરાતી સાહિત્યને પ્રાણવાન સાગરકથાઓ આપનાર શ્રી. આચાર્ય એકલા જ હતા અને દરિયાલાલની તેમની સિદ્ધિને બીજો કોઇ આંબી શક્યો નહીં. તેમની ઐતિહાસિક નવલકથાઓ, તેમની પ્રાણવાન ભૌશાલી શૈલીને લીધે આદિથી અંત સુધી રસપ્રચુર બની રહે છે અને તેમનું પુસ્તક હાથમાં લેનાર વાચક, પૂરું કર્યા સિવાય જંપતો નથી. કથા માટે વસ્તુને શોધી કાઢવાની આવડત આ કિમિયાગર સિવાય અન્યને લાધી નથી. એક સાથે બબ્બે-ચારચાર નવલકથાઓના પ્રવાહને ધસમસતો ચાલુ રાખીને, દૈનિક અખબારો તેમ જ માસિકોના તંત્રીઓની માગણીઓને ચાલુ રાખી શ્રી. ગુણવંતરાય કલમના અજોડ સ્વામી બની રહ્યા. વિધિનું અટ્ટહાસ્ય દિગંતમાં પડઘા પાડી રહ્યું હશે કેમકે સ્વ. શ્રી ધૂમકેતુની અધૂરી નવલકથા 'મુરદેવી' પૂરી કરવાનું બીડું શ્રી આચાર્યે ઝડપ્યું હતું તે સ્વપ્ન સાકાર બને તે પહેલાં તેઓ ઝડપાઇ ગયા અને તેમની પોતાની ઉપરોક્ત શીર્ષકની ચાલુ કથા અધૂરી રહી. રામ ભલે રમત રમાડતો હોય, પણ તેના ભોગનું પાત્ર બનતો સર્જક-સાહિત્યકાર તે વાતથી અજાણ તો નથી જ હોતો.

## ચકડોળ

કોન્ગો [ લિયોપોલ્ડવિલ ] નો રાજકીય ચકડોળ હજુ પણ ચક્કાવા લઇ રહ્યો છે. આજથી પાંચ વર્ષ પૂર્વે, પેટ્રીસ લુમુમ્બાની કરુણ હત્યા પછી,

શીહ્મેએ સત્તા હાથમાં લીધી ત્યારે કાસાવુબુને સત્તાપર લાવનાર અને પ્રમુખપદ અપાવનાર મોબુટુ હતા. થોડા સમય પહેલાં, મતભેદને કારણે, કાસાવુબુએ મોઇસ શોમ્બેને પ્રધાન પદેથી દૂર કર્યા. હવે લશ્કરના વડા જનરલ જોસેફ મુબુટુ, કાસાવુબુને દૂર કરી, પોતે રાષ્ટ્રપતિ બન્યા છે. તેમણે કેટલીક ઉદારતા પણ બતાવી છે. સૌને છૂટા રાખ્યા છે. કોઈને કેદ કર્યો નથી. વિરોધપક્ષના ગિઝેન્ગાને પણ અઢાર માસ જેલવાસ ભોગવ્યા પછી, મુક્તિ અપાઈ રહી છે, મોબુટુની માન્યતા એવી હશે કે હજુ સુધી કોઈ, કોંગોને રાજકીય સ્થિરતા આપી શક્યું નથી અને ગોરી પ્રજા ગમે ત્યારે અડપલું કરી શકે તેવી સ્થિતિમા છે ત્યાં સુધી આઝાદી સલામત નથી. પરંતુ તેઓ પોતે કેટલી સ્થિરતા સ્થાપી શકેશે તેમજ તેમનું પોતાનું આસન ક્યા સુધી ભયમુક્ત રાખી શકશે તેના ઉપર બધો આધાર છે.

## નામકરણ

બનારસની હિંદુ યુનિવર્સિટીએ એક કોયડો ઊભો કરી દીધો છે. અલીગઢની મુસ્લીમ યુનિવર્સિટીનું કોમવાદી નામ દૂર કરવા શ્રી ચાગલાએ હામ ભીડી તો કાશી કરવા મૂકાવા તૈયાર થયું! દેખીતી રીતે જ બિનસાંપ્રદાયિક લોકશાહીમા હવે હિંદુ અને મુસ્લીમ જેવા શબ્દો કાને અળખામણા લાગે છે: સ્વ. પંડિત મદનમોહન માલવિય એક વિશ્વવિભૂતિ ગણાય છે અને વિશ્વવિદ્યાલયના નામ સાથે તેમનું નામ જોડાય તો કોઈ ઔચિત્ય ભંગ થતો નથી. લોકસભામા દેકારો થયો, વિદ્યાર્થીઓએ હડતાલ પાડી, હેમ બરુઆ જેવાએ તો પોતાના ટૂંકાટચ નામનો ગર્વભેર ઉલ્લેખ કરીને કહ્યું કે લાંબાલચ નામ લોકજીભે સ્હેલાઈથી ચઢતાં નથી. માથ્યાઈ—નામ બહુ સારું છે પણ સર્વપલ્લી રાધાકૃષ્ણ કે ચક્રવર્તી રાજગોપાલાચારી નામ આખું છાપતાં છાપવાવાળાઓને ન્યુસપ્રીન્ટનો પ્રશ્ન નડે છે જો આ પ્રશ્નને હળવી રીતે જોવો હોય તો એક સારી બાબત છે અને એ રીતે જ આ પ્રશ્નને વળાંક આપવો જોઈએ. શેક્સપિયરે પણ કહ્યું છે, "બધું, નામમાં શું છે?" મહાત્મા ગાંધીજીને મોહનદાસ કરમચંદ તરીકે બહુ ઓછા જાણતા હશે. લેનીનનું આખું નામ વ્લાડીમિર ઇલાઇચ લેનીન હતું. ગુજરાતી સાહિત્યના સાક્ષરયુગમાં કવિ દલપતરામ ડાહ્યાભાઈ, અને નરસિંહરાવ ભોળાનાથ દિવેટીઆ પોતા માટે 'ક. દ. ડા' તથા 'ન. ભો. દિ' વાપરતા, અને સાહિત્યિક સાહચારીમા એ ટૂંકા નામનો ઉપયોગ અમર બની ચૂક્યો છે. આપણા દેશના ઇશાન ખૂણાનું રાજ્ય 'નેફા' તરીકે ઓળખાય છે. કોઇ આખું નામ "નોર્થ ઇસ્ટ ફ્રન્ટિયર એજન્સી" વાપરતું નથી. હવે જો કાશી વિશ્વવિદ્યાલયનો પ્રશ્ન આ રીતે જ હલ કરવો હોય તો અશક્ય નથી. આપણી વિશ્વસંસ્થા [uno] તેમ જ તેની પેટા સંસ્થાઓ "unesco" અથવા "who" જેવા ટૂંકા નામનો ઉલ્લેખ ચલણમા મૂકી દે. છે – લાબું સારું કે ટૂંકું તેની ચર્ચામા કોઈ ઉતરતું નથી. વ્યર્થ વિવાદ એટલે શક્તિનો હ્રાસ.

## પોલાદી રિપોર્ટ

ભોકારો ખાતેના પોલાદના કારખાના માટે રશિયાએ રિપોર્ટ તૈયાર કરી આપ્યો છે અને તેની પંદર નકલનું વજન એક ટન થાય છે. એટલે દરેક નકલનું વજન સાડાત્રણથી ચાર મણ જેટલું થયું. માનવીની કાયા પણ તેટલાજ વજનની ગણાય છે. આ બધું તો ઠીક પણ જેઓ આવું તૈયાર કરીને આપી શકે છે તેમનું જ્ઞાન કેટલું હશે? અભ્યાસ કેવો હશે? વિગતો માટેનો આગ્રહ અને મોજણી કરવાની રીત કેવી હશે? બીજા દેશ માટે આવું કરી શકે તે પોતાના દેશ માટે શું કરી શકતા નહીં હેય? હજુ તો રિપોર્ટની વાત છે. પણ જ્યારે એ પ્લાન્ટ ઊભો કરવો હોય ત્યારે કેટલીક કાર્યદક્ષતા અને ચોકસાઇની જરૂરત રહેતી હશે? કેટલો પુરુષાર્થ, કેટલી શક્તિ અને કેટલું આયોજન?

## રમણી જંગે ચડે

આ બીજીવાર કહેવાનું પ્રાપ્ત થાય છે. પહેલી વારનો પ્રસંગ સિંગાપુરનો હતો જેમાં એક વિધવા બનેલી નારીએ આવેશમાં આવી જઈ, એક સાપનું મોઢું પકડીને, બે ચાર જણને કરડાવી, મોતને આરે

પહોંચાડી દીધા હતા. હૈદરાબાદના અનંતપુર જિલ્લાના એક ગામમાં નાની બહેનનું લગ્ન પ્રથમ થયું અને મોટી રહી ગઇ. રોષે ભરાઇને તેણે જાનૈયાઓને પીરસવા માટેની વાનગી 'રસમ'માં ઝેરી પદાર્થ ભેળવી દીધો. ભોજન કરતી વખતે રસમના સ્વાદમાં સૌને કડુતા લાગી એટલે સૌ ખાતા અટકી ગયા પણ દરમ્યાન જેમણે આરોગી લીધું હતું તેમાથી ઝેરને કારણે ત્રણનાં મૃત્યુ ત્યા જ થયા; દવાખાને પહોચ્યા તેમાંથી પણ ત્રણ કેઇસ ગંભીર હતા. ન્યાયની અદાલતમા આ કિસ્સાની તપાસ થશે જ. તેથી જે રમણીએ આ કૃત્ય કર્યું છે તેને ન્યાય આપવાનું કામ અદાલતને સોંપીએ. સ્રી એ કાંઇ અબલા નથી. તે રણચંડી પણ છે અને આવી સ્રીઓનો ઉપયોગ યુદ્ધ ક્ષેત્રે કરવામાં આવે . તો દુશ્મનની છાવણીમાં કાળો કેર વર્તાવી શકે. જાસુસી તાલીમ આપવામાં આવે તો કંઇક દુશ્મનોને 'રસમ' ચાટતા કરી, વગર બંદૂકે અને વગર ટેન્કે, દસવીસને તો પુરા અવશ્ય કરી શકે. "જય જવાન" સૂત્ર સામે કોઇને વિરોધ નથી; પણ તેમાં બહાદુર રમણીઓએ પ્રતિનિધિત્વ નથી તે અફસોસની વાત છે. આપણે ત્યાં જે કાલિકાઓ અને દુર્ગાઓ છે તેનો જયજયકાર બોલાવવાનો સમય અત્યારે જ છે. સ્રી પુરુષ સમોવડી તો કેવારની થઇ ચૂકી છે. હવે લક્ષ્મીબાઇઓની દેશને જરૂર પડી છે. અને તે જ્યાં ત્યાં, રસોડામાં કેર વર્તાવે તેના કરતાં, તેને બહાર કાઢવામાં આવે તો સારું.

## આકાશ - ઘર

પંડિત નહેરુની સ્મૃતિમાં પોરબંદર ખાતે 'પ્લેનેટેરિયમ' ખૂલ્લું મૂકવામા આવ્યું તે સુચક છે. પંડિતજી વિશાળ દૃષ્ટિ ધારી હતા, માનવીના વિચારો અને તેની દૃષ્ટિ ઘણીવાર સંકુચિત હોય છે તેનું એક કારણ એમ પણ હોય છે કે કોઇ વિરાટ દૃષ્ટિફલકનો તેની પાસે સદંતર અભાવ. દૃષ્ટિ ત્રણ રીતે વિશાળ બની શકે એક તો દેશ વિદેશોના પર્યટનથી, બીજી સાગરદર્શનથી અને ત્રીજી આકાશ અને બ્રહ્માંડના અભ્યાસથી. માનવી કેટલો તુચ્છ છે તે ખ્યાલ ત્યારે જ આવે જ્યારે તેને પોતાને તે બાબતનું ભાન થાય અને ગમે ત્યારે ભારતમાં નવા સમાજનું ઘડતર થઈ રહ્યું છે ત્યારે આવા "આકાશઘર"નો ફાળો નાનોસુનો નથી હોય. તે પણ એક વિદ્યામંદિર છે ને તેના યોજકો અભિનંદન ઘટે છે.

## સાગરમાં થાણું

હિંદી મહાસાગરમાં મોરિશિયસ અને તેની આજુબાજુ વસવાટ વિહીન કેટલાક ટાપુઓ બ્રીટને ત્યાં નૌકામથક ઊભું કરવાની બ્રિટનની મહેચ્છા છે આ બાબતમાં ભારતે વિરોધ કર્યો છે અને રશિયાનું તે બાબતે સારું ધ્યાન ખેંચ્યું છે, આશય તો ચીનના સામ્યવાદને રોકવાનો છે. અગ્નિ એશિયામાં પશ્ચિમી સત્તાઓ નિષ્ફળ જાય અને ભારત એકલ દેશ રહે તો પછી સામ્યવાદને રોકવો ક્યાં? બીજો સવાલ એ છે કે ભારતથી સેંકડો માઇલ દૂર આવું થાણું સ્થપાય તેને અટકાવવાનો ભારતનો પ્રયાસ પડકાર ઊભો કરે તો?

## નેપાળના રાજદંપતી

રાજા મહેન્દ્ર અને રાણી રત્ના ભારતની મુલાકાતે આવે છે ત્યારે કોઇ પરદેશનું વાતાવરણ તેમને લાગતું નહીં હોય. વળી હિંદમાં નેપાળ માટે તો શુભેચ્છા ભરપૂર ભરી છે. તેનાથી તેઓ અજાણ નહીં હોય. પશુપતિ શંકરના ભક્તજન એવા તેઓ, ધર્મથી પણ ભારત જોડે સામ્ય ધરાવે છે. અને રાણી રત્ના, સંપૂર્ણ પણે આર્યનારીની અજબ ત્યાગ ભાવના ધરાવતાં રાજરાણી છે. તેમની મોટી બહેન રાજા મહેન્દ્રનાં પ્રથમ પત્ની; તેમનાં અવસાન બાદ, નાની બહેને રાજા જોડે લગ્ન કર્યું. મોટી બહેનનાં બે પુત્ર અને બે પુત્રીઓના ઉછેરમાં વ્યાઘાત ન આવે તે ખાતર, માતૃત્વ આવે તેવી પરિસ્થિતિથી પોતાની જાતને વંચિત કર્યા બાદ જ, રત્નાદેવીએ રાજા મહેન્દ્ર જોડે લગ્ન કર્યું. આર્યસંસ્કૃતિ, ત્યાગ સ્રી પાસેથી જ માગે છે, પુરુષ પાસેથી નહીં તેનું શું કારણ હશે? પુરુષ ત્યાગ નહીં કરી શકતો હોય!

[અનુસંધાન પાન નં. ૩૧]

પહોંચાડી દીધા હતા. દેહરાબાદના અનંતપુર જીલ્લાના એક ગામમાં નાની બહેનનું લગ્ન પ્રથમ થયું અને મોટી રહી ગઈ. રોષે ભરાઈને તેણે જાનૈયાઓને પીરસવા માટેની વાનગી 'રસમ'માં ઝેરી પદાર્થ ભેળવી દીધો. ભોજન કરતી વખતે રસમના સ્વાદમાં સૌને કડુતા લાગી એટલે સૌ ખાતા અટકી ગયા પણ દરમ્યાન જેમણે આરોગી લીધું હતું તેમાથી ઝેરને કારણે ત્રણનાં મૃત્યુ ત્યાં જ થયા; દવાખાને પહોંચ્યા તેમાથી પણ ત્રણ કેઇસ ગંભીર હતા. ન્યાયની અદાલતમાં આ કિસ્સાની તપાસ થશે જ. તેથી જે રમણીએ આ કૃત્ય કર્યું છે તેને ન્યાય આપવાનું કામ અદાલતને સોંપીએ. સ્ત્રી એ કાંઈ અબલા નથી. તે રણચંડી પણ છે અને આવી સ્ત્રીઓનો ઉપયોગ યુદ્ધ ક્ષેત્રે કરવામાં આવે તો દુશ્મનની છાવણીમાં કાળો કેર વર્તાવી શકે. જાસુસી તાલીમ આપવામાં આવે તો કંઇક દુશ્મનોને 'રસમ' ચાટતા કરી, વગર બંદુકે અને વગર ટેન્કે, દસવીસને તો પુરા અવશ્ય કરી શકે. "જય જવાન" સૂત્ર સામે કોઈને વિરોધ નથી; પણ તેમાં બહાદુર રમણીઓએ પ્રતિનિધિત્વ નથી તે અફસોસની વાત છે. આપણે ત્યાં જે કાલિકાઓ અને દુર્ગાઓ છે તેનો જયજયકાર બોલાવવાનો સમય અત્યારે જ છે. સ્ત્રી પુરુષ સમોવડી તો કેવારની થઇ ચૂકી છે. હવે લક્ષ્મીબાઇઓની દેશને જરૂર પડી છે. અને તે જ્યાં ત્યાં, રસોડામાં કેર વર્તાવે તેનાં કરતાં, તેને બહાર કાઢવામાં આવે તો સારું.

## આકાશ - ઘર

પંડિત નહેરુની સ્મૃતિમાં પોરબંદર ખાતે 'પ્લેનેટેરિયમ' ખુલ્લું મુકવામાં આવ્યું તે સૂચક છે. પંડિતજી વિશાળ દૃષ્ટિ ધારી હતા, માનવીના વિચારો અને તેની દૃષ્ટિ ઘણીવાર સંકુચિત હોય છે તેનું એક કારણ એમ પણ હોય છે કે કોઇ વિરાટ દૃષ્ટિ ફલકનો તેની પાસે સદંતર અભાવ. દૃષ્ટિ ત્રણ રીતે વિશાળ બની શકે એક તો દેશ વિદેશોના પર્યટનથી, બીજી સાગરદર્શનથી અને ત્રીજી આકાશ અને બ્રહ્માંડના અભ્યાસથી. માનવી કેટલો તુચ્છ છે તે ખ્યાલ ત્યારે જ આવે જ્યારે તેને પોતાને તે બાબતનું ભાન થાય અને ગળે હતરે, ભારતમાં નવા સમાજનું ઘડતર થઈ રહ્યું છે તેમાં આવા "આકાશઘર"નો ફાળો નાનોસુનો નહીં હોય. તે પણ એક વિદ્યામંદિર છે ને તેના યોજકને અભિનંદન ઘટે છે.

## સાગરમાં થાણું

હિંદી મહાસાગરમાં મોરિશિયસ અને તેની આજુબાજુ વસવાટ વિહીન કેટલાક ટાપુઓ ખરીદીને ત્યાં નૌકામથક શરુ કરવાની બ્રિટનની મહેચ્છા છે. આ બાબતમાં ભારતે વિરોધ કર્યો છે અને હમણાં તે બાબતે સારું ધ્યાન ખેંચ્યું છે, આશય તો ચીનના સામ્યવાદને રોકવાનો છે. અગ્નિ એશિયામાં પશ્ચિમી સત્તાઓ નિષ્ફળ જાય અને ભારત તટસ્થ દેશ રહે તો પછી સામ્યવાદને રોકવો ક્યાં ? અને બીજો સવાલ એ છે કે ભારતથી સેંકડો માઇલ દૂર આવું થાણું સ્થપાય તેને અટકાવવાનો ભારતનો પ્રયાસ પડકાર ઊભો કરે તો ?

## નેપાળના રાજદંપતી

રાજા મહેન્દ્ર અને રાણી રત્ના ભારતની મુલાકાતે આવે છે ત્યારે કોઇ પરદેશનું વાતાવરણ તેમને લાગતું નહીં હોય. વળી હિંદમાં નેપાળ માટે જે, શુભેચ્છા ભરપૂર ભરી છે. તેનાથી તેઓ અજ્ઞાત નહીં હોય. પશુપતિ શંકરના ભક્તજન એવા નેપાળીઓ, ધર્મથી પણ ભારત જોડે સામ્ય ધરાવે છે. અને રાણી રત્ના, સંપૂર્ણ પણે આર્યનારીની ગજબ ત્યાગ ભાવના ધરાવતાં રાજરાણી છે. તેમની મોટી બહેન રાજા મહેન્દ્રનાં પ્રથમ પત્ની; તેમનાં અવસાન બાદ, નાની બહેને રાજા જોડે લગ્ન કર્યું. મોટી બહેનનાં બે પુત્ર અને બે પુત્રીઓના ઉછેરમાં કચાશ ન આવે તે ખાતર, માતૃત્વ આવે તેવી પરિસ્થિતિથી પોતાની જાતને વંચિત કર્યાં બાદ જ, રત્નાદેવીએ રાજા મહેન્દ્ર જોડે લગ્ન કર્યું. આર્યસંસ્કૃતિ, ત્યાગ સ્ત્રી પાસેથી જ માગે છે, પુરુષ પાસેથી નહીં તેનું શું કારણ હશે? પુરુષ ત્યાગ નહીં કરી શકતો હોય!

[અનુસંધાન પાન નં. ૩૧૬]

# બે દુનિયા

અનંત ગોપાળ શેવડે

[હિન્દી વાર્તાને આધારે]

છ રાજદ્વારી કેદીઓના આગમનથી મૂળચંદ જેલરનું કામ જરા વધી તો ગયું, પણ સાથે સાથે એકધારા રોજિંદા કામથી કંટાળેલા જીવનમાં એને થોડી નવીનતા પણ લાગી.

આ બધા હતા પહેલા દરજ્જાના કેદીઓ. મહિને વીસ રૂપિયાનો સામાન ખરીદી પોતાની અગવડ સાચવવાનો તેમને હક હતો. મહિને ચાર પત્રો લખી-મંગાવી શકતા. ખાવું-પીવું, હરવું-ફરવું, રમત-ગમત બધામાં જ હતી એમને પૂર્ણ સ્વતંત્રતા. જેલરને થતું, 'એમના જેવું જીવન મને બહાર રહેનારાનેય નસીબમાં નથી.'

પણ સૌથી વધારે મજા પડતી એને આ કેદીઓના પત્રો વાંચવામાં. કેદીઓમાં એક વૃદ્ધ સાધક હતા. એમના પત્રોમાં આશીર્વાદ, ઉપદેશ સિવાય બીજું કશું જ હોતું નહીં. વગર વાંચ્યે જ મૂળચંદ એને પાસ કરી દેતો.

બીજા એક શેઠ એસેમ્બ્લીના મેમ્બર હતા. એમનો કાળાબજારનો ધીકતો ધંધો જેલવાસને લીધે જરા મોળો પડ્યો હતો. એમણે પત્રમાં લખ્યું હતું, 'ભાઈ રતન, આપણા મુનીમકાકાને કહેજે કે ધર્માદામાં પાંચ-પચ્ચીસ હજાર ભલે ખરચ થઈ જતા, પણ નરકમાંથી તો છુટકારો કરે...' જેલર સાહેબ પામી જતા, આખા પત્ર ઉપર ડામરની શાહી છાંટી દેતા.

પણ એક બે કેદીઓ માળા ચારેય પત્રોનો પૂરેપૂરો લાભ ઉઠાવતા. એકવાર એકે લખ્યું, 'પ્રિય રાણી, આઝાદીની પ્રાપ્તિ માટે અમે અહીં આવ્યા છીએ તેથી અમારી જાત માટે અમને ગર્વ છે. ફક્ત વ્યથા હોય તો તે છે તમારા મા-દીકરાના વિરહની. પણ તારા વ્યક્તિત્વની સુંદર આભા મને આ લોઢાની જંજીરો અને પથ્થરોની દીવાલનું પણ વિસ્મરણ કરાવશે સદા તારો જ, કિશોર'

જેલરને થયું વેવલો લાગે છે, છાંટું શાહી? પણ ના ના, નિયમોમાં આવી વાતો કાપી નાખવાની કોઈ કલમ નથી જવા દો.

બરાબર ચોથે દિવસે જવાબ આવ્યો: 'પ્રિય, તમારા બહાદુરીભર્યાં કામોથી તો હું બહેનપણીઓ પાસે ઊંચું મથું રાખી શકું છું. વિરહ તો મને ય સાલે છે, પણ એ વ્યથામાં ય કેટલું માધુર્ય છે! તમને પામીને તો હું ધન્ય બની છું.'

પત્ર વાંચીને જેલર મનોમન બબડ્યો, છોટિયાની માએ મને આવો પત્ર ક્યારેય નથી લખ્યો. પણ એ બિચારીનોય શો દોષ? ભણી છે કેટલું? પણ હું તો મેટ્રિક સુધી ભણેલો હતો ને!'

અને આવી તો અનેક પત્રમાળાઓ એની આંખ નીચેથી પસાર થઈ. આખરે જેલરે એક દિ' છોટિયાની માને કહી દીધું કે, 'ભઈ, મેં તો ચાર માસની રજા લઈ લીધી છે.'

'આ અત્યારે રજા લીધી? બબલીના લગ્ન વખતે લેતે તો!' ત્યારની વાત ત્યારે આ રાજદ્વારી કેદીઓના કામથી તો હું હેરાનપરેશાન થઈ ગયો. મનમાં થયું, લાવ થોડું ફરી આવું'

મૂળચંદનું આખું કુટુંબ એના પ્રવાસની તૈયારીમાં લાગી ગયું

ઠીક, ત્યારે જાઉં છું, સંભાળીને રહેજો'

એકે કહ્યું, બાપુજી મારે માટે દડો લાવજો; બીજો બોલ્યો, ઘૂઘરો; ત્રીજાએ ફરમાવ્યું, પી પી કરતી ઢીંગલી. પણ જેલરના કાન શ્રીમતીજીની વાણી સાંભળવા માટે ઉત્સુક હતા.

'પહોંચનો પત્ર તરત જ લખજો'

પત્ર! શાબાશ! જેલરનું દિલ નાચી ઊઠ્યું

એણે પહેલો મુકામ નજીકના કસબામાં રહેતા પોતાના નાના ભાઈને ઘેર રાખ્યો ત્યાં એક દુકાન પર જઈ મૂળચંદ બહુ મોંઘું સરસ લેટરપેડ અને પરબીડિયાં ખરીદી લાવ્યો

જ્યારે પોસ્ટમેને મોટું કવર જેલર સાહેબના ઘેર આપ્યું ત્યારે બબલી હરખભેર બોલી, 'બાપુજીનો પગે લાગે છે.'

છોટિયાની મા લોટ મસળી રહી હતી ચૂલામાં વચ્ચે વચ્ચે ફૂંક મારતી જતી હતી એ નિર્વિકાર ભાવે બોલી, 'શું લખે છે?'

પ્રિય રાણી '

એમાં શું બકે છે? છોટિયા તું વાંચ જોઈએ, દીકરા!'

'હા મા પહેલા પ્રિય ૨૭૬ લખ્યો હશે પછી છેકયો લાગે છે રાણી પણ છેકી નાખ્યુ છે ફક્ત લખ્યુ છે છોટિયાની મા!'

'સારુ વાંચ આગળ'

'ઘેરથી નીકળ્યો છું ત્યારથી લાગે છે કે કોઈ વસ્તુ ઘેર ભૂલીને આવ્યો છું દિલ ભારે ભારે લાગે છે કાંઈ સૂઝતુ નથી ખાવાની ઇચ્છાય થતી નથી બસ ચારેકોર અંધકાર છવાયો છે એમ લાગે છે કે જાણે હું કોઈ રણમા આવી પડયો છું પગ બળે છે પણ ઘરને યાદ કરીને ઠંડક મેળવી લેવાની કોશિશ કરુ છું '

જેલરની પત્નીને પત્ર વાંચી દુઃખ થયુ, તેણે વળતી ટપાલે જવાબ લખાવ્યો મા લખાવે છે કે તમારો પગ મજાનો મે તો પટીમા બધુ યાદ કરીને મૂક્યુ છે, પણ તમારા પત્ર પરથી લાગે છે કે કાંઈક ભૂલી ગઈ છું, તો યાદ કરીને લખજો, આવતા જતા સાથે મોકલી આપીશ દિલ ભારે લાગે છે અને ખાવાની ઇચ્છા નથી થતી તેનો અર્થ એ કે પેટમા બગાડ છે ગેસગોળીની ગોળી ભૂલ્યા વિના તરત લઈ લેજો છોટિયા આગળ લખ કે કમળો આખો દળદરી લાગે છે બત્તી પણ ત્યાં નથી' પહેલેથી ખબર હોત તો મીણબત્તી સાથે આપી હોત ત્યા કદાચ ગરમી વધારે પડતી હશે નહી તો ઠંડીના દિવસોમાં પગ શેના બળે? પણ કંઈ નહી જરા કરકસર કરી લઈશુ, તમે જૂના ચંપલ કાઢી નવા ખરીદી લેજો'

પોસ્ટમેને જ્યારે મોટુ કવર જેલરના હાથમાં મૂક્યુ ત્યારે એના આનંદનો પાર ન હતો પણ જેમ જેમ એ પત્ર વાંચતો ગયો તેમ તેમ એના ચહેરા પરનો રંગ ઊડતો ગયો

તેણે પોસ્ટ ઓફિસે જઈ તરત જ જેલના વડાને તાર મૂક્યો

મારો આરામ પૂરો થઈ ગયો છે તેથી રજા કેન્સલ કરવાની પરવાનગી તરત આપવામા આવે — મૂળચંદ'

[અનુ હરિશ્ચંદ્ર]

*

ગુરુ નાનક ફરતા ફરતા ગુજરાનવાલા જિલ્લાના એમનાબાદમા પહોચ્યા ત્યા લલૂ નામના ભગતની ખ્યાતિ સાંભળીને એને ઘેર ગયા સત્સંગ ચાલ્યો એક દિવસ તો ભજનકિર્તન કથવાર્તામા આખી રાત ગઈ ને દિવસ ઊગ્યો લાલૂને પછી ભાન આવ્યુ કે નાનક ભુખ્યા જ છે એણે ઝટ ઝટ બાજરાના રોટલા ટીપી રોટલા ને ગોળ ગુરુ નાનકને ધર્યા નાનક હજી રોટલનુ બટકુ ભરતા હતા ત્યા ગામનો જ જમીનદાર બે ત્રણ માણસો સાથે મિષ્ટાનની થાળીઓ લઈ આવી પહોચ્યો થાળીઓ નાનક સામે મૂકી નાનકે મિષ્ટાન પર નજર કરી જમીનદારને પૂછ્યુ ચૌધરી, તારુ અનાજ ખાઉ કે લલૂનુ?' 'આપની ઇચ્છા' જમીનદારે જવાબ આપ્યો

નાનકે જમીનદારની થાળીમાથી એક હાથે એક પૂરી ઉપાડી બીજા હાથે લાલૂના બાજરાના રોટલાનુ બટકુ તોડ્યુ પછી બન્ને હાથની જોરથી મૂઠી વાળી તો રોટલાના બટકાવાળી મુઠ્ઠીમાથી દૂધ ટપકવા માંડ્યુ અને બીજી મુઠ્ઠીમાથી લોહી! એ બતાવીને ગુરુ નાનકે જમીનદારને ઉદ્દેશીને કહ્યુ એ તારી કમાઈમા ગરીબોનુ લોહી છે અને લાલૂની કમાઈમા દૂધ છે એ ઈમાનદારીની સચ્ચાઈની કમાણી છે તુજ કહે હુ કયુ ભોજન કરુ?

*

અરીસા એક બીજાને નિહાળી શુ નવું નિરખે?<br>
છતા તસવીર પોતાની નિહાળી માનવી હરખે! – અનિલ

# વેણુની કિંમત

વનુભાઇ મેવા

સૂર્યનારાયણ રાશવા ચડી ગયાં ત્યારે પરણીને પાછી વળેન સોહાગિયાની જાન હણોલની સીમથી ઝાઝી છેટે નો'તી રહી. દીકરો પરણાવીને પાછો વળેલ ગોવિંદ સોહાગિયો તલવાર સજાવીને સાબદો થઇ બેઠો હતો. તેને હૈયાધારણ હતી જ કે હરામખોરો ટાણું સાચવીને ઊભા હશે, પણ વેણુની કિંમત ચૂકવવા તેણે ગાડા આ રસ્તે હાંકયા હતા.

ધાડપાડુઓ તો આ જાનને પરણવા જતી વેળાએ જ ભેટી ગયેલા. પણ આ તો ગોવિંદ સોહાગિયાના દીકરાની જાન હતી. ગોવિંદ મરદનો યે મરદ હતો. જેવા તેવા ને તો મુઠ્ઠીમા મસળી નાખે તેટલું કૌવત તેના દેહમા ભર્યું'તુ. પણ દીકરો પરણાવવાની એક માત્ર અભળખા તેના જીવનમા હતી શુભ કામે જતા ધીંગાણું કરવાનુ શોભે નહિ એમ વિચારી વળતા આ જ રસ્તે નીકળવાનું વેણુ ગોવિંદે ધાડપાડુઓને દીધુ'તુ ! ગોવિંદે કીધુ'તું કે વળતા તો વહુના ઘરેણા પણ સાથે આવશે ભડ થઇને લૂંટજો !

જાન ઉપડતી વેળાએ પોચી છાતીવાળાઓએ તો માર્ગ બદલાવવાની સલાહ ગોવિંદને આપી હતી. પણ ગોવિંદ મર્દ હતો મૂછે હાથ દઇ તેણે જવાબ વાળેલો કે મરદના વેણુ ફરે નઇ ! આજ તો ઇ હરામખોરોના ધાવણની યે કસોટી થઇ જાશે !

ગોવિંદે જાનૈયાઓને હરખાતે હૈયે કીધેલુ કે ધાડનો ભય મનમાય રાખશો મા, કોઇનો વાળ વાંકો નઈ થાવા દઉં !

જાનૈયાઓને મોકળે મને દીકરો પરણાવ્યાનો લ્હાવ લઈ લેવાનુ કહી ગોવિંદ ભેટ કસીને તૈયાર થઇ બેઠો હતો હરામીઓ સાથે હિસાબ પૂરો કરી લેવા તેનું હૈયુ તડપી રહ્યું'તુ.

જાતા ધાડપાડુઓ ભેટેલ તે પીપરડી હવે તો ખેતરવા જ છેટી હતી છતા બળદના ઘૂઘરમાળ અને જાનડિયુના કંઠમાથી ઝરતા મીઠા ગીતોથી વગડો ગુંજી રહ્યો'તો. જાનના ગાડા ઝપટભેર વગડો વીંધતા વહ્યે આવતા'તા.

જાન પીપરડી પાસે પહોંચી કે સમાક કરતાં એ બુકાનીદાર રસ્તાની કોરેથી આડા આવી ઊભા રહી ગયા. વેળાવર્તું ગોવિંદ ગાડા ઊભા રખાવી આગળ આ યો.

જાનૈયાઓમા ભયની એક ધ્રુજારી પ્રસરી ગઇ. બૈરા છોરુડાવના હયાના ધબકારા વધી ગયા પરણવાની તલવાર લઇને બાપ ભણી નીડર ડગના ભરતા વરરાજાને જોઇ સોહાગણ બની જતી સોહાગિયાની નવલી આણાતનું ઉર કંપી ઊઠ્યુ. સોહાગરાતના સાથીડાને ખાડાના ખેલ ખેલવા જતો જોઇ સોહાગણના હયામા ધ્રાસકો પડયો બાપની લગોલગ જઈ ઊભેલ પોતાના પીડી ચોળ્યા કંથને ઘૂંઘટમાથી નિહાળતી નવલી આણાતની આંખ ભીની બની !

'વેણુ પાળવાવાળો તું યે ખરો નીકળ્યો પટેલ! આટલા વરહમા તારા જેવો ભડ અમે ભાળ્યો નો'તો !' સામે આવી ઊભેલ ચાર બુકાનીધારીમાના એકે ટીખળ કરી

ગોવિંદે હરામખોરની ટીખળને ગળી જતા ટૂંકો જ જવાબ વાળ્યો, 'મરદના બોલ ફરતા નથી !' અને વરરાજા તરફ ફરી બોલ્યો, 'ઘરેણા ઉતારો બેટા !'

વરરાજો ચમકયો 'આ શું બોલો છો આતા? ઘરેણા ઉતારીએ તો કુળની આબરુને બટ્ટો લાગે ! જીવતે જીવ તો આ દેહ ઉપરથી ઘરેણા ઉતારવાવાળો હજી જન્મે છે! ઘરેણા ઉતરાવતા તો ઉતારનારને છઠ્ઠીના ધાવણ '

'તો થાવ વહેતા જાનને ઠેકાણે પહોંચાડવાની જવાબદારી તને સોપું છું. પારકી જણીને સાચવજે. અહિં હું એકલો જ વધી પડીશ !' ગોવિંદે તલવાર પર હાથ ફેરવતા કહ્યું અને વરરાજો કાંઈ હઠાગ્રહ કરે તે પહેલા જ ઉમેર્યું, 'કાંઇ બોલ તો તારી જણેતાના સોગંદ છે બેટા ! જાઓ, વહેતા થાઓ !'

અને અત્યાર સુધી આ બાપ-દીકરાને મગતરા

'માની હસી રહેલ કરડા મુછાળીધારીઓ તરફ ફરતાં ગોવિંદ બોલ્યો : 'હવે જેની માએ સૂઠ બરાબર પચાવી હોય ઇ આ જાનને રોકે! જેનામા મરદનુ ખી હોય ઇ મારા સામે આવે !'

મોકો જોઇને ગોવિંદ નાગી તલવાર સાથે ચારેય હરામીઓ આડો આવી ઊભો. ગાડા સડેડાટ વ્હેતા થયા ! અને ચારેય હરામીઓના લોહી તપ્યા તલવારું સાથે ચારેય ત્રાટક્યા ! પણ સામે ય કાળુડી જગદંબા પાછી પડે તેમ નો'તી. સબોસબ ઝીંકાતા ઘા ને ઢાલ પર ઝીલતો ગોવિંદ માંડયો વીંઝવા !

ગોવિંદ એક હતો, સામે ચાર હતા. ચાર ધારું ત્રાટકતી'તી, એક વીંઝતી'તી ! હરામખોરી સામે બહાદુરી ટકરાઇ રહી'તી ગોવિંદ લગીરે ય પાછી પેની હટાવતો નો'તો.

જાનના ગાડા હણોલ લગોલગ પહોંચવા આવ્યા'તા.

ત્યા હૃદયના ઊંડાણમાથી એક મરણ ચીસ નીકળી. ગોવિંદની જગદંબાએ એકને વેતરી નાખ્યો ! પોતાના મુખીને ચત્તોપાટ પડેલ જોઇ બીજા હરામીઓના હૈયા યે થડકો ખાઇ ગયા. અને એકને વેતરતા આવેશમા આવેલ ગોવિંદે બીજાની પીંડીને ઝાટકી નાખી ! એક પગો મારગની વચ્ચો વચ્ચ પટક ઇ પડયો !

બે સાથીદારનો બેડો પાર થયો જોઇ બાકીના બેના ગાત્રો ફરક્યા, ઉર ધ્રબક્યા. સામે ગોવિંદનું શૂર ગાંડુ બન્યુ. ગોવિંદની ત્રેવડે માઝા મૂકી.

ગોવિંદની રણચંડી બનેલ તલવારના ઘા નીતિ ચૂક્યા હરામીઓની તલવારું ન રોકી શકી. વેતરાઇ જવા કરતા ભાગ્યામાં માલ જોઇ બેય કપૂતોએ માના ધાવણને લજવ્યું. તલવારું ફેંકીને બેય ઊભા મોલમા ભાગ્યા !

ગાડા સાથે થવાની આશાએ ગોવિંદે હણોલ ભણી પગ ઉપાડયા. પણ ગોવિંદે દસેક ડગલા ભર્યાં ત્યા મારગ વચ્ચે બેભાન જેમ પડેલ એક પગાએ દગો દીધો. ઊતાવળે પગે ચાલ્યા જતા ગોવિંદ પર હરામીએ છૂટી તલવાર ફેંકી. જોશમા આવતી તલવાર ગોવિંદના માથામા ઊતરી ગઇ! ગોવિંદને તમ્મર આવ્યા, ઘા ભારે પડયો'તો. પણ પહોંચાય તો છેલ્લીવાર દીકરા – વહુને જોઇ લેવાની લાલચે ઘવાયેલ ગોવિંદે દોટ મૂકી !

ગાડા બહુ છેટા નીકળી ગયા'તાં. ગોવિંદને ઘા ભારે પડયો'તો, કળતરનો પાર નો'તો !

હણોલ લગોલગ આવતા ગોવિંદ પટકાઇ પડયો ! વહુ – બેટાને જોવાની આશા પૂરી ન થઇ પણ... દીકરાને હેમખેમ પરણાવ્યાના સંતોષ સાથે ગોવિંદ વિરગતિને પામ્યો !

આજ પણ આ પંથકના લોકો ગોવિંદને ભૂલ્યા નથી. ધાડપાડુઓને વેતરી નાખનાર ગોવિંદ સોહાગિયાનું સ્થાન હણોલ આસપાસની પ્રજાના હૈયામા ગોવિંદ ધાડિયાનું બિરુદ પામીને અડગ સચવાઈ રહ્યુ છે !

*

## તારે ખાતર

દુખી તો છું, દુખી દેખાઉં તો લોકો તને નિંદે !
–અને તેથી હસી લઈને જગતને છેતરી લઉં છું.
દુ:ખી બદલે મને હસતો નિહાળી ખુશ થશું તારે,
હું મારો વેશ બદલીને તને તો જાળવી લઉં છું ! –અનિલ



# શ્રાવકી

વ્યંકટેશ આયંગર

શ્રાવકી, અગીયૂર ખાતે લડતાં, યુદ્ધમાં વીરગતિને પામી હતી અને આ સમાચાર તેના ભાઇ માધવે બંકાપુર ખાતે રાજાને પહોંચાડયા. મૃત્યુના સમાચાર રાજાને માટે કોઇ નવી વાત ન હતી. જીવનભર તેણે જુદ્ધો ખેલ્યાં હતાં અને યમરાજાને જૂની દોસ્ત બનાવી લીધા હતા. છતાં તેની ભત્રીજીના સમાચાર થી અપાર દુઃખ થયું.

રાજા નૃસિંહની શ્રાવકી ભાણેજ થાય. પોતે યુવાન હતો ત્યારે રાજાએ રાણીને વળાવ્યાં હતાં. તે નિઃસંતાન હતા અને સંસારમાં વિશેષ રસ ત્યાર પછી તેમણે લીધો નહીં. રાજ્યનો કારોબાર તેમણે ચલાવે રાખ્યો પણ વંશ ખાલી ન જાય તેટલા ખાતર દત્તક લેવા વિચાર કર્યો. પોતાની બહેન જ્યારે સગર્ભા હતી અને તેને જે બાળક આવે તેને વારસ તરીકે સ્વીકારવા નિર્ણય કર્યો. બહેનને બાળકી અવતરી અને રાજાએ તેને ઉછેરી.

સાધુચરિત રાજાને ત્યાં શ્રાવકી મોટી થવા લાગી. પુત્ર હોય તેવી જ રીતે તેને બધી તાલીમ અપાતી. પિતાની સાથે રહીને, યુદ્ધની રણભેરીઓ સુણીને તેના કાન પાવરધા થઇ ગયા; યુદ્ધ કૌશલ્યમાં નિપુણતા મેળવી લીધી; બાર વર્ષની ઉંમરે તો શાહી સૈનિકો સાથે બહાર નીકળી પડતી અને પોતાની જ ઉંમરના કુમારો ઉપર અશ્વસ્વારી અને નિશાનબાજીમાં સરસાઇ મેળવી લીધી હતી. પોતાની ભાણેજીનો આવો વિકાસ અને ઉત્તમ ગુણો જોઇને રાજાને ગૌરવ પણ થતું કે ગાંગવંશમાં અવતરેલી આ કન્યા મણિપુરની ચિત્રાંગદા કે દેવી દુર્ગાનો બીજો અવતાર જ હતી.

શ્રાવકી સોળ વરસની થઇ, ત્યારે રાજાને તેના વિવાહની ચિંતા થઇ. આમ તો પોતાના કુળમાં તેને લાયક ઘણા મુરતિયા હતા. શ્રાવકીને પૂછવામાં આવતાં તેણે કહ્યું કે દ્વન્દ્વમાં તેને જીતશે તેને તે વરમાળા પહેરાવશે.

રાજાએ આ વાત કબૂલી. પોતાના પટાંગણમાં રાજકુમારો અને રાજવંશી સુભટોને બોલાવી કહ્યું :

"આપણા પડોશી રાજ્યમાંથી દ્વન્દ્વનું આહ્વાન લઇ, એક જુવાન આવેલ છે. આપણે પડકાર ઉપાડી લેવો જોઇએ." સૌ તૈયાર થઇ ગયા.

પુરુષનો વેષ પરિધાન કરી, શ્રાવકી પણ ત્યાં આવીને પટાંગણમાં ઊભી રહી. એક પછી એક ચાર સુભટો આગળ આવ્યા અને હારી ગયા. માત્ર એક વિદ્યાધર લોક છેવટ સુધી અણનમ ઊભો. તે જ ક્ષણે પરિવેષ દૂર કરી, શ્રાવકી વિજેતા સમક્ષ ઊભી રહી. ત્યાં હાજર રહેલ જનસમૂહ આશ્ચર્યચકિત નજરે દ્રશ્યને જોઇ રહ્યો. માત્ર રાજાને જ અચરજ ન હતું. વિદ્યાધર તરફ ફરીને, તેને પૂછ્યું :

"આ યુવતી જોડે તારું લગ્ન થાય, તે ગમશે?"

વિદ્યાધર લોકે આ પહેલાં શ્રાવકીને જોઇ હતી અને પ્રથમ દષ્ટિએ જ પ્રેમમાં પડી ગયો હતો. પણ એક રાજાની ભાણેજની માગણી કેમ થઇ શકે? તે ચૂપ ઊભો રહ્યો; પોતાનું સ્વપ્ન મૂર્ત થતું જણાયું. તેણે રાજાને માત્ર એટલું જ કહ્યું :

"હું બીજું શું કહું? આપ ખરેખર દયાળુ છો એ જ મારી સદ્દનશીબી સમજું છું."

અને ભારે ધામધૂમથી લોક વિદ્યાધર અને શ્રાવકી દેવીનાં લગ્ન થયાં. આ વાતને ચાર વર્ષ વીત્યાં હતાં.

આજથી એક માસ પહેલાં જ, રાજાને સમાચાર મળ્યા કે એ દુશ્મન દળ, ઉત્તરની સરહદે આક્રમણની તૈયારી કરી રહ્યા છે. તાબડતોબ સરહદની રક્ષા અર્થે રાજાએ ચાંપતો બંદોબસ્ત કર્યો અને સૈન્ય સાથે સેનાપતિઓને મોકલી આપ્યા. બર્ગીયૂર મોરચે જે સેના ગઇ તેનો સુકાની લોક વિદ્યાધર હતો.

નૃસિંહ રાજાએ અનેક યુદ્ધો ખેલી જાણ્યા હતાં. યુદ્ધ એટલે શ્વાસનો પ્રાણ હોવા છતાં, આ વખતે કોણ જાણે કેમ, મનના કોક ખૂણે ભયની લાગણીનો સંચાર થયો. આ પહેલાં, રાજાએ કંઇક યુવાનોને યુદ્ધમા વળાવ્યા હતા; યુદ્ધમાં તો નશીબનું જ જોર હોય છે; વિદ્યાધર લોકને બે વાર લડાઇને મોરચે મોકલવાની રાજાને જરૂર પડી હતી. પણ આ વખતે અંતરમાંથી જે કોઇ તેને ના પાડી રહ્યું હતું.

કારણ? વિદ્યાધર હવે શ્રાવણીનો પ્રીતમ હતો, અને પોતાના જેવા રાજાનો જમાઈ! પણ તેથી કાંઈ અણીને વખતે તેને ઘેર બેસાડી રખાય? ગોમત્રશની આબરુનો સવાલ હતો વળી તેણે સામેથી ચાલીને યુદ્ધ મોરચે જવા પરવાનગી માગી હતી, અને હજુ તો હા પાડવાની હિંમત કરી ત્યાંજ શ્રાવણીએ પણ આવીને, પતિ સાથે રણમોરચે જવા આજીજી કરી

યુદ્ધમા શ્રાવણી જાય તે બીજી બધી રીતે યોગ્ય હતુ પણ હવે તો તે વિદ્યાધરની અર્ધાંગના હતી એક સેનાપતિ તરીકે તેણે લડવાનુ હતુ—નિર્ણયો લેવાના હતા અને જાનને હોડમા મૂકવાની હતી એ વખતે પત્નીની હાજરીથી લોકની વર્તણુકમા ફેર તો નહી પડે ને? નબળાઈનો પ્રવેશ તો નહી થાય ને? તો પછી આખી સેનાનુ ભાવિ શુ?

પિતાના મનમા ચાલતા વિચારો પુત્રી કળી ગઈ હોય તેમ બોલી 'તમારા જમાઈ સાથે યુદ્ધના તબૂમા આરામથી રહેવા હુ જતી નથી—હુ તો જાઉ છુ લડવા માટે જે શિક્ષણ બચપણથી તમે આપ્યુ છે—જાણે હુ પુત્ર છુ તેમ માનીને—તો એક પુત્ર તરીકેનો હિસાબ આપવા હુ જાઉ છુ જીતશુ તો અમે બન્ને સાથે જીતશુ અને નિષ્ફળતા મળશે તો અમારે બન્ને માટે તો વિજય જ હશે માટે ખુશીથી રજા આપો'

રાજાને પારાવાર દુ:ખ થયુ પુત્રીને પુત્ર તરીકે પાળી, પોષી, અને શિક્ષણ આપ્યુ તે આમ કમોતે મારવા માટે? યુદ્ધનો બલિ—યમરાજા માગશે જ રાજકુમારો તેને બહુ જ ભાવે છે, તો શુ આ પુત્રીનો પણ ભોગ માગશે!

ખૂબ મથામણ પછી રાજાએ જમાઈ તથા પુત્રીને બગીપુર મોરચે જવા છૂટ આપી અને પોતે બકાપુર તરફ ગયા આ વાતને બરોબર એક માસ થયો હતો અને આજે દુ:ખદ સમાચાર ટપકી પડયા હતા

જો કે બકાપુર પહોંચ્યા પછી એક બે દિવસમાજ રાજાને અપશુકન જણાવા લાગ્યા હતા, તેને મનમા ભારો લાગતો કે કંઈક માઠા સમાચાર સાભળવા ન મળે તો સારુ

દુશ્મને વ્યૂહબાજી બદલી હતી બકાપુર મોરચે ન જતા, બીજી દિશા પકડી હતી એટલે રાજાએ રણમલ્લ સેનાપતિને મોરચો સોંપી, પોતે તબૂમા રાજ્યગુરુ અજિતસેન પાસેથી ભક્તિપાન કરીને, જીવન, મૃત્યુ, સુખ—દુ:ખ, શોક—આનંદ, જીવનનુ ધ્યેય ઇત્યાદિ પ્રશ્નોના સવાલો પૂછી જવાબો મેળવી આત્મસાધનાનો પથ સ્વીકાર્યો હતો આ જ્ઞાનથી આજે જે દુ:ખ આવી પડયુ તે સહન કરવાનુ બળ તેને પ્રાપ્ત થયું હતુ.

શ્રાવણીનુ મૃત્યુ કેમ થયુ—અંતિમ પળ કેવી હતી તેનુ વર્ણન કરવા તેના ભાઈ માધવને રાજાએ ઈચ્છા કરી, અને તેથી માધવે વર્ણન કરી બતાવ્યુ

ચાર દિવસ પહેલા શત્રુની સેના બગીપુર નજીક દેખાણી હતી ગાગ સેનાએ આગળ વધી તેના પર પ્રહાર શરૂ કર્યો, સેનાને મોખરે હતા લોક વિદ્યાધર અને શ્રાવણી લડાઈ લાંબી ચાલી એકવાર તો એમ લાગ્યુ કે ગાગ સેનાનો વિજય હાથવેતમા જ છે પણ સામેની બાજુએથી એક હાથી લોક તરફ ધસી ગયો હાથીને જોઈ, લોકનો ઘોડો ભડકી ગયો અને સમાલવા રહ્યો તેટલામા દુશ્મનના બે તીર લોકની કાયામા પેસી ગયા તે નીચે ગબડી પડયો આખી છાવણીમા આ સમાચાર એકદમ ફરી વળ્યા

મુખ્ય નાયક ઘવાયો હોવા છતા સેનાએ શ્રાવણી અને ઘવાયેલા લોકને મધ્યમા રાખી લડવાનુ ચાલુ રાખ્યુ માધવ પોતે ત્યા જઈ ચડયો અને સૂચના કરી કે વિદ્યાધરને હરોળની પાછળ લઈ જવાય તો સારુ શ્રાવણીએ બહાદુરી ભરી રીતે માધવને જવાબ આપ્યો

અત્યારે એ બેભાન છે જો ભાનમા હોત તો આવુ સૂચન નકારી કાઢયુ હોત, પણ તેથી જ આપણી નૈતિક ફરજ બેવડી બને છે અને તેમને પાછળથી ઓછુ આવે તેવુ કાઈ આપણે હાથે ન બનવુ જોઈએ. તમે તમારા ભાઈ સાથે અહી જ રહો હુ સેનાને મોખરે જઈને, દુશ્મનને ભગાડીને હમણા જ પાછી ફરુ છુ

માધવ ત્યાં રોકાઇ ગયો શ્રાવકી આગળ ગઇ ફરીથી સૈન્યમા શોરમચોર વ્યાપ્યો બીજા હાથીએ ગાગ સેનાને નિશાન બનાવી હલ્લો કર્યો હતો, શ્રાવકીનો ઘોડો ભયથી પાછો હટવા લાગ્યો બધુ જ બળ એકઠુ કરી, શ્રાવકીએ ઘોડાને આગળ લેવા પ્રયત્ન કર્યો હાથી ઉપર બેઠેલા સૈનિકે એક તીર છોડયુ અને તે શ્રાવકીને વાગ્યુ માધવથી બોલાઇ ગયુ

"ધિક્કાર છે તારા બાયલાપણાને ! એક સ્ત્રી ઉપર હથિયાર છોડતા શરમ નથી આવતી ?"

આ શબ્દો દુશ્મનના કાને ચોક્કસ અથડાયા હશે. કેમકે બીજુ તીર છોડતા તે અટકી ગયો પણ એક તીર જે વાગ્યુ તેણે શ્રાવકીને અર્ધચેતન બનાવી મૂકી તે પોતાના પતિ પાસે જ નીચે ફસડાઇ પડી. અને પોતાના બે હાથ વડે તેમના ચરણનો સ્પર્શ કર્યો વિદ્યાધર લોક હજુ જીવત હતો પણ જીવન કયા સુધી ટકે તે કહેવુ મુશ્કેલ હતુ. શ્રાવકીએ માધવને પાસે બોલાવ્યો અને પોતાની કમરમા રહેલી નાનકડી મજૂષા કાઢીને પોતાના હાથમા આપવા કહ્યુ અદર શુ છે તે માધવ જાણતો ન હતો. તેને થયુ કે કઇક ઔષધ હશે જે લોક વિદ્યાધરને આપવા માગતી હશે પરતુ શ્રાવકી તો મો વાટે પી ગઇ ત્યારે જ માધવને ખ્યાલ આવ્યો કે ઝેર તો ન હોય ?

આ બાજુ ગાગસેના જોરમા આવી ગઇ હતી, અને હાથીઓને નસાડી, દુશ્મનોને ધકેલી મૂકયા હતા

શ્રાવકીએ ઝેરના ઘેનની અસરમા પોતાની આખે એકવાર પતિ તરફ ઢાળી અને મીચી ગઇ પોતાના ભાઇને ઇશારાથી બોલાવી મૂક અભિનય વાટે જાણે કહ્યુ

'લોક આજથી તમારા હાથમા છે, તેનું ધ્યાન રાખજો" ઝેર કાતીલ હોવુ જોઇએ, કેમકે આટલુ કહેતામા જ શ્રાવકીનુ શરીર ટાઢુ પડી ગયુ

એજ વખતે, લોક વિદ્યાધર ભાનમા આવ્યો અને પૂછ્યુ 'શ્રાવકી કયા છે ?"

માધવ કાઇ જ જવાબ આપી શકયો નહી શ્રાવકીના શબ તરફ તાકીને, અસહાય રીતે રોઇ પડયો

'શ્રાવકી વીરગતિ પામી છે ?" લોકે પૂછ્યુ

જવાબમા માધવે માત્ર ડોકુ હલાવ્યુ એટને લોકે કહ્યુ "હજુ પેલુ તીર મારા શરીરમા છે – તે બહાર ખેંચી લેવુ જોઇએ "

"વૈદરાજને બોલાવુ છુ જેથી તીર કાઢયા પછી તાત્કાલિક ઘાની સારવાર થઇ શકે" માધવે સૂચના કરી જાણે તેની વાત સાભળવી જ ન હોય તે રીતે મરણોન્મુખ લોક વિદ્યાધર બોલી રહ્યો હતો

'આને મોડુ પડયુ ' તેને એમ કે હુ તેને મૂકી ચાલ્યો ગયો છુ એટને આ રસ્તો લીધો હવે તો મારે ચોક્કસ જવુ જોઇએ – એ બિચારી એકલી વૈતરણીને તીરે ઝૂરતી હશે. ચાલ, ભાઇ માધવ, તીર ખેચી કાઢ અને ભાઇ, તુ મોરચે જા અને દુશ્મનને હરાવી પાછો ફર ' જલ્દી કર, માધવ તીર ખેચી કાઢ અને મને મુક્તિ આપ '

વિદ્યાધરની આજ્ઞાનું ઉલ્લઘન કરવુ કે પાળવી તે માધવને સમજાયુ નહી તેણે બળ કરીને, તેના શરીરમાથી તીર ખેચી કાઢયુ

તે દિવસે ગાગસેનાનો વિજય થયો દુશ્મનો ભુડી હાર ખાઇને નાઠા

રાજાએ માધવના મુખેથી આખી વાત સાભળી. રાજાને દુખ એ વાતનુ થયુ કે શ્રાવકીને પોતે પાળી, મોટી કરી, અને રાજ્યધુરા પણ વહી શકે તેવી સમર્થ બનાવી પોતાની આખ મીચાય ત્યારે શ્રાવકી હાજર હોય એવી એક મહેચ્છા તેમના દિલમા હતી તેને બદને .... દૈવ કેવી કરુણા સરજે છે !

પણ રાજાને ગુરુનો બોધ યાદ આવ્યો જીવન મૃત્યુ સુખદુખ, આધિ-વ્યાધિ-ઉપાધિ આ દરેક વાતનો રાહ શ્રાવકીએ ચીધ્યો હતો અને ગુરુ ભટ્ટારકે કહ્યુ હતુ ' હૃદયવિદારક અસહ્ય દુ:ખ આવી પડે, તો પ્રાણત્યાગ ઇષ્ટ છે "

રાજાએ આત્મવિલોપન માટે નિશ્ચય કરી લીધો અને તે જ દિવસથી અન્નજળ છોડી દીધા ત્રણ દિવસ પછી તે સ્વર્ગવાસી થયા.

સ્વર્ગલોકમા પુત્રી, પાત અને પિતાનું મિલન થયુ પૃથ્વી ઉપર એક શીનારતભ ઉપર શ્રાવકીની ઓળખ ભવિષ્યની પેઢી માટે રહી ગઇ હતી -

"શ્રાવકધર્મમા રેવતી તુલ્ય, શીનમા સીતા સમાણી સૌદર્યમા દેવકી, પ્રતિભા અરુધતીની – એવી દેવી શ્રાવકીની યાદમા "

# પુનરાવર્તન

રવીન્દ્રનાથ ટાગોર

તે દિવસોમાં યુદ્ધની ખબર આશાજનક નહોતી, અને તેથી રાજા ઉદાસચિત્તે ઉદ્યાનમાં ફરવા ચાલ્યા ગયા. એક વૃક્ષ નીચે એક બાળક તથા બાલિકા રમત રમી રહ્યા હતા.

રાજાએ પૂછ્યું : "કઈ રમત રમો છો ?"

બાળકોએ જવાબ આપ્યો : "રામ – સીતા વનવાસ – રમીએ છીએ"

રાજા ત્યાં જ બેસી ગયા. બાળકોએ વાત ચાલુ રાખી :

"આ અમારું દણ્ડકવન છે અને અહીં અમે ઝૂંપડી બનાવીએ છીએ !" બાળકોએ આસપાસથી ખરી પડેલા પાંદડાં, ઘાસ તથા ડાળખીઓ એકઠી કરી. પોતાના કામમાં ભારે પરોવાઈ ગયા છે, અને બાલિકા આગ વિનાના ચૂલાપર રસોઈ પકાવી રહી છે ! રામના ભોજનની તૈયારી ચાલી રહી છે અને સીતાને એક ઘડીની પણ નવરાશ નથી.

વળી રાજાએ પૂછ્યું :

"બધું ઠીક છે; પણ રાક્ષસ ક્યાં છે ?"

આ સાંભળીને બાળકોને કબૂલ કરવું પડ્યું કે આટલી ભૂલ દણ્ડકવનમાં રહી ગઈ છે.

"ઠીક ત્યારે," રાજાએ આગળ ચલાવ્યું "હું રાક્ષસ બની જાઉં ?"

બાળકે સાશંક કહ્યું : 'પણ તમારે હારી જવું પડશે !" રાજાએ જવાબ દીધો : "મને હારી જતાં બહુ સારું આવડે છે, પરીક્ષા કરવી છે ?"

બાળકોએ રાજાની સાથે તે દિવસે એટલી છૂટ લીધી કે દસ – બાર વખત રાક્ષસનો પાઠ ભજવીને, રાજાને મોતને આધીન થવું પડ્યું ! જેવી રીતે ત્રેતાયુગમાં પંચવટીમાં પક્ષીઓનો કલરવ થયો હશે તેવો જ આજે ગુંજારવ થઈ રહ્યો.

રાજાનું મન હળવું ફૂલ થઈ ગયું. મંત્રીને બોલાવીને રાજાએ પૂછ્યું : "આ બાળકો કોનાં છે ?"

મંત્રીએ જવાબ આપ્યો : "પુત્રી મારી છે. તેનું નામ છે રુચિરા. છોકરાનું નામ કૌશિક છે, તેનો બાપ એક ગરીબ બ્રાહ્મણ છે. પ્રભુપાઠ કરીને જીવન-નિર્વાહ ચલાવે છે."

રાજાએ કહ્યું : "મારી ઇચ્છા છે કે યોગ્ય સમયે આ બન્નેનાં લગ્ન થાય."

મંત્રીએ જવાબ વાળવાની હિંમત કરી નહીં; નતમસ્તકે ઊભો રહી ગયો.

[૨]

રાજાએ કૌશિકને એક સૌથી મોટા પંડિત પાસે ભણવા મૂક્યો. ઉચ્ચ કુળનાં સંતાનો જ ત્યાં ભણી શકતાં. રુચિરા પણ ત્યાં જ ભણતી હતી. જે દિવસે કૌશિકે પાઠશાળામાં પગ મૂક્યો, ગુરુજીનું મન પ્રસન્નતા અનુભવી શક્યું નહીં, અને બીજાઓ પણ તેને આવકાર આપી શક્યા નહીં, પણ આ તો રાજાની ઇચ્છા હતી. સૌથી વધુ કફોડી સ્થિતિ રુચિરાની થઈ કેમકે સૌ બાળકો ઘુસપુસ કરતાં ત્યારે લજ્જાથી તેનું મ્હોં લાલચોળ થઈ જતું અને ક્યારેક ક્રોધથી આંસુ પણ પાડતી. કૌશિક ક્યારેક તેની સામે પુસ્તક ધરતો તો તે ફેંકી દેતી અને કોઈ પાઠની વાત ઉખેળતો, ત્યારે ચૂપ રહેતી.

ગુરુનો સ્નેહ રુચિરા પ્રત્યે સવિશેષ રહેતો. અને દરેક વિષયમાં તે કૌશિકને હંફાવે તેવી તેમની ઇચ્છા રહેતી. રુચિરા પોતે પણ આવું ઇચ્છતી હતી અને વાસ્તવમાં એમ દેખાઈ પણ આવતું હતું કેમકે કૌશિકનું મન અભ્યાસમાં ચોંટતું નહિ; નદી તટે તરવામાં અને વનમાં ભ્રમણ કરવામાં તેને મઝા આવતી; ઘણીવાર ગાવા – બજાવવામાં તે સમય ગાળતો. ગુરુ ક્યારેક તિરસ્કારની માત્રા સાથે પૂછતા :

"કેમ, ભાઈ વિદ્યામાં ચિત્ત લાગતું નથી ?"

કૌશિક જવાબ આપતો : "વિદ્યા સિવાય બીજી ઘણી બાબતોમાં ચિત્ત લગાવું છું !"

[૩]

દિવસો જવા લાગ્યા એક દિવસે રાજાએ પંડિતજીને પૂછ્યું : "તમારા શિષ્યોમાં વધુ યોગ્ય કોણ છે?"

પંડિતજીએ કહ્યું : "રુચિરા"

રાજાએ પૂછ્યું : "તો પછી કૌશિકનું શું છે?" પંડિતજીએ જવાબ દીધો : 'ભણતરમાં તે આગળ વધતો હોય તેમ લાગતું નથી"

"મારી ઇચ્છા તો એવી છે કે કૌશિકનું લગ્ન રુચિરા સાથે યોજવું." રાજાએ કહ્યું.

પંડિતજી હસ્યા અને પછી કહ્યું 'સન્ધ્યાની સાથે ઉષાના જોડાણ જેવી આ વાત થઇ!"

રાજાએ મંત્રીને કહ્યું : 'રુચિરા અને કૌશિકનો વિવાહ વિના વિલંબે થવો જ જોઇએ"

મંત્રીએ કહ્યું, "મહારાજ, મારી પુત્રી પણ આવા લગ્ન માટે ઉત્સુક નથી"

રાજાએ પ્રત્યુત્તરમાં કહ્યું 'સ્ત્રીઓ પોતાની ઇચ્છા મોઢેથી જવાબ આપીને વ્યક્ત કરી જાણી છે!"

મંત્રીએ કહ્યું : 'રુચિરા આંસુથી જવાબ આપે તે માનજો જોઇએ

રાજાએ પૂછ્યું : 'તેને એમ લાગે છે કે કૌશિક તેને માટે યોગ્ય નથી?"

મંત્રીએ જવાબ દીધો. "તેમ હોવાનો સંભવ છે!"

રાજાએ પ્રસ્તાવ મૂક્યો "બહુ સારું બન્ને જણાની યોગ્યતાની ભરી સમક્ષ પરીક્ષા થશે કૌશિક તેમાં ઉત્તીર્ણ થાય તો જ લગ્ન થશે"

બીજે દિવસે મંત્રીએ રાજાને કહ્યું "આપનો પ્રસ્તાવ મારી પુત્રીને મંજૂર છે

[૪]

પરીક્ષાની વેળા આવી રાજા સિંહાસન ઉપર બેઠા કૌશિક રાજાના પાદ તરફ નીચે બેઠે ગુરુજી પોતે રુચિરાને લઈને આવી પહોંચ્યા. કૌશિકે ગુરુજીને દંડવત કર્યા અને રુચિરાને નમન કર્યું. રુચિરાએ ધ્યાન દીધું નહીં.

પાઠશાળામાં કૌશિકે ક્યારે પણ રુચિરા સાથે વાદવિવાદ કર્યો ન હતો તેમજ બીજા વિદ્યાર્થીઓ સાથે દલીલબાજી કરવાનો અવકાશ પણ તેને સાપડયો ન હતો પરંતુ આજે રાજાની હાજરીમાં, તેણે પૂછેલા પ્રશ્નોના જવાબ તાકયા તીરની માફક આપવા માંડયા, અને તેની તર્કશક્તિનો પરચો દેખાડી દીધો ત્યારે ગુરુ પણ આશ્ચર્યચકિત તેમજ અસંતુષ્ટ બની ગયા. રુચિરાના કપોલપ્રદેશ પર પ્રસ્વેદ બિન્દુ જામી ગયા —તે સમતુલા ખોઇ બેઠી કૌશિક તેને પરાજયની અણી પર મૂકી દીધી કોઇને તીરે ગુરુજીનો કંઠ રુંધાઇ ગયો રુચિરાની આંખમાંથી આંસુની ધારા ચાલી.

રાજાએ મંત્રીને કહ્યું : "હવે લગ્નતિથિ નક્કી કરો!" કૌશિક આસન ઉપરથી ઊભો થયો અને બે હાથ જોડી રાજાને સંબોધી રહ્યો :

'ક્ષમા કરો મહારાજ, હું આ લગ્ન નહીં કરું" ચકિત સ્વરે રાજાએ કહ્યું. વિજયનું આ ઇનામ છે, તેનો સ્વીકાર નહીં થાય?"

કૌશિકે જવાબ આપ્યો વિજય મારો હો, પણ પુરસ્કાર ભલે બીજાને મળે '

ગુરુજીએ રાજાને કહ્યું 'મહારાજ, એક વર્ષની વધુ અવધિ આપો – પછી અંતિમ પરીક્ષા રાખો" વાત નક્કી થઈ ગઇ.

[૫]

કૌશિકે વિદ્યાલય છોડી દીધું સવારે તે પહાડની ખીણમાં રખડતો હોય તે વળી સાંજે ટોચ પર ફરતો દેખાતો

આ બાજુ ગુરુએ રુચિરાના અભ્યાસ ઉપર જ બધું લક્ષ્ય કેન્દ્રિત કર્યું પણ રુચિરાનું ચિત્ત જાણે લાગતું જ નહોતું!"

ગુરુજીએ નારાજી વ્યક્ત કરતા એકવાર ટકોર કરી 'આ વખતે જો સાવધ નહીં રહે તો બીજીવાર રાજા સમક્ષ શરમ અનુભવવી પડશે"

પણ જાણે એક વધુ પરાજય મળે તે માટે જાણે રુચિરાએ તપ આદરી દીધું. તેણે અભ્યાસ

સાત છોડી દીધો. 'ષડ્દર્શન,' 'કાવ્યગ્રન્થ' ઇત્યાદિ પુસ્તકો વાચ્યા વિના પડી રહ્યાં. ગુરુજીએ મનોમન પ્રતિજ્ઞા લીધી :

"પ્યારા દેવના સોગંદ, હવે કોઇ દિવસ સ્ત્રી શિષ્યાને હું આવકારીશ નહી; વેદ વેદાન્ત પામી શકયો પણ સ્ત્રીના મનનો પાર પામવો મુશ્કેલ છે!"

એક દિવસ મંત્રીએ રાજાને કહ્યું : "ભવદત્તને ત્યાંથી માગું આવ્યું છે; કુળ, શીલ, ધન અને પ્રતિષ્ઠા બધી જ બાબતમા તેમનો જોટો મળવો મુશ્કેલ છે. મહારાજ આજ્ઞા આપે એટલી જ વાર."

"કન્યાની શું ઇચ્છા છે?" રાજાએ જીજ્ઞાસા કરી. મત્રીએ જવાબ દીધો : "એવી વાત કોઇ દિવસ કન્યાના મુખમાથી નીકળે ખરી?"

રાજાએ ફરીથી પૂછ્યું "પણ તેની આખના આસુ આજે કાઇ વાત કરે છે ખરાં?"

મત્રીએ મૌન સેવ્યુ.

[૬]

રાજા ઉદ્યાનમા આવીને બેઠા. મત્રીને આજ્ઞા આપી! "તમારી પુત્રીને મારી પાસે બોલાવો!"

રુચિરા આવી અને પ્રણામ કર્યા.

રાજાએ પૂછ્યું "દીકરી! રામ-સીતા વનવાસનો ખેલ યાદ આવે છે ખરો?"

રુચિરા સ્મિતવદને નતમસ્તકે ઊભી રહી

રાજાએ કહ્યું : "હું એ ખેલ ફરીથી જોવા માગું છું."

રુચિરાએ મૌન સેવ્યું.

રાજાએ વાત આગળ ચલાવી : "અહીં વન છે, રામ પણ છે; પણ બેટા, મને લાગે છે કે આ વખતે સીતાનો અભાવ છે. તારા એ સ્વીકારમાત્રથી એટલી ખોટ પુરાઇ જશે."

રુચિરાએ મૌન રાખીને જ રાજાના ચરણમાં પ્રણામ કર્યા.

રાજાએ કહ્યું : "પણ એક વાત છે, રુચિરા! આ વખતે હું રાક્ષસનો પાઠ નહીં ભજવી શકું!"

સ્નેહ અને આદરપૂર્વક રુચિરા રાજાને નીરખતી રહી છેવટે રાજાએ સ્ફોટ પાડયો :

"આ વખતે રાક્ષસ બનશે તારા ગુરુજી!"



# શાસકનું કાર્ય

આપણી જે પ્રાચીન વર્ણવ્યવસ્થા બની છે એમાં ક્ષત્રીને સેવક માનવામાં આવ્યો છે એમાં હિન્દુસ્તાનમા જે ત્રણ ચાર મહાન સમ્રાટો થઇ ગયા તેમ હર્ષ પણ એક છે. હર્ષના કપડાનું વર્ણન એવુ છે કે તે મારી પેઠે જ એક ધોતી પહેરવા માટે અને એક ધોતી ઓઢવા માટે રાખતો, અને ખેડૂતની પેઠે સાદાઇથી રહેતો હતો. રાજાની એક ખૂબી હતી કે સંપત્તિનું સર્વસ્વ દાન આપતા જવુ અને ફરી કમાવું અને વળી ફરીથી દાન આપવું—આ ક્રમ ચાલતો હતો.

સૂર્યનારાયણ સમુદ્રમાથી પાણી ખેચી લઇ જાય છે, અને જેટલુ લઇ જાય છે એટલું વળી વરસાદ રૂપે પાછું આપે છે. ખારું પાણી લઇ જાય છે અને મીઠું પાણી આપી જાય છે. રાજાએ —શાસનકર્તાએ એવું જ બનવું જોઇએ. સમાજમાંથી પેદા કરીને સમાજને જ પાછું આપી આખરે એણે વનમા જવું જોઇએ, નહીં તો એ નર્કે જશે.

"રાજ્યાંતે નરકપ્રાપ્તિઃ" આનાથી મોટો શ્રાપ બીજો કયો હોઇ શકે? એટલા માટે શાસકનું કાર્ય માત્ર સેવા કરવાનું છે.

—વિનોબાજી

# આપણું બૂરું થાય

દેવેન્દ્રકુમાર પંડિત

'ધર્મસ્થાનોને તમારા પૂર્વજોએ આપેલ જમીન કદી પાછી લેશો નહિ' – ભગવાન બુદ્ધ

[વૈશાલી ગણતંત્રને ઉદ્દેશી]



'શિયાળે સોરઠ ભલો, ઉનાળે ગુજરાત,
ચોમાસે વાગડ ભલો ને કચ્છડો બારે માસ'

આવા લોક કવિ ગાઈ કચ્છની રળિયામણી ગ્રામ્ય ધરતી પર કચ્છના મહારાવનો રથ ચાલ્યો જાય છે. ભેળા કારભારી સામેજ બેઠા છે

'રળિયામણો' શબ્દ અહીં અલંકાર સારુ નથી મૂક્યો, પણ જે ગામડાઓની સીમમાંથી મહારાવનો રથ નીકળ્યો, એ ધરામાં તો માથા વાવો તો માથા ઊગે એવી હતી એ ધરતી ઉપર અસંખ્ય આંબા હતા રાયણ દાડમ, ચીકુ, જામફળી, કેળ, પપૈયાને જાંબુના ઝાડ હતા સાગને સીમમ હતા એની ઘટાઓમાં કોયલોના ટહુકાર હતા. લીલીછમ વાડીઓમાંથી વછૂટતી માદક સુગંધ મગજને તર – બ – તર બનાવી મૂકતી હતી. આભના નીલા પટાંગણમાં ગાતા ગાતા ઊડયે જતા પંખીઓના ગાનથી આમ ધરતી છલકી ઊઠવા હતા વનશ્રી એની શોભા સાથે સોળે કળાએ પ્રકાશી ઊઠી હતી

આ વિથોણ, અંગિયા વગેરે ગામો કચ્છની ધીણોધર નામના ધાર્મિક સ્થાનને, કચ્છ રાજ્ય તરફથી દાનમાં અપાએલ હતા.

આ ધર્માદા ગામોની, હદ જેમ જેમ પસાર થતી ગઈ, તેમ તેમ એ લોભસભર નેત્રો, રા'ની આંખમાં લાલચના પૂરને પૂર ઊભરાતા માંડયા, ધરતીની આ ફળદ્રુપતા એના હૈયામાં વસી ગઈ, લીલીકુંજાર વાડીઓની પેદાશના ગુણાકાર ભાગાકાર રા'ની આંખમાં દેખાવા માંડયા આ ગામોની ઊપજ ધીણોધરના સ્થાનકમાં જાય, એ જાણે બરાબર નથી. આવો ભાવ એની આંખમાં તબકવા માંડયો

રોજ રોજ ભેગા રહેવાવાળા રાજના કારભારી, કચ્છપતિની આ બદનાએની દૃષ્ટિ તરત કળી ગયા, લાલચના એ કાંઠે ઊભરાતા પૂર કારભારી નિહાળી ગયા

જેમ જેમ રથ પંથ કાપતો હતો તેમ તેમ ચોપાસ ધરતી પર નજર ફેરવતા રા'ની આંખોમાં જાણે કોઈ ચોક્કસ ભાવ સ્થગિત થતો આવતો હતો કારભારી એ ભાવ જોઈ શક્યા કે, એમાં આ ધર્માદા જાગીરના ગામો ખાલસા કરવાની વૃત્તિ રા'માં જોર કરી ગઈ છે.

ઘણી વાર વાચા કરતા આંખ, મનના ભાવને સારી પેઠે વ્યક્ત કરી શકે છે

કારભારીએ વિચાર્યું રા'ની દૃષ્ટિ બદલી છે અધર્મી બની છે.

રથ આમ ને આમ આગળ ચાલ્યો જાય છે. મહારાવની અને કારભારીની આંખોમાં કંઇક પરિણામ લાવવાની સચોટતા ઊપસતી આવે છે

આમ વાટ કાપતા, પેલા ધર્માદા જાગીરના ગામડાઓની હદ પૂરી થઇ કે, કારભારીએ, રથ હાંકનારને કહ્યું 'ભા, રથ ઊભો રાખજે'

કારભારીની આજ્ઞા થઈ કે, રથ ઊભો રહ્યો.

એ નીચે ઊતર્યા.

શેતરી, જૂગડાં ખંખેર્યાં, પછી રથમાં પડેલ જરિયાની પછેડી લઈ, આખા શરીર પર તે ઝાપટી.

મહારાવને આશ્ચર્ય થયું કે કારભારીએ, અહીં વગડામાં કપડાં પર આ પછેડી ઝાપટી ને કપડાં ખંખેર્યાં, આ શું કર્યું !

એણે પૂછ્યું : 'આ શું કર્યું ?'

'રાંબાવા ! લૂગડા પર રજ હતી તે ખંખેરી.'

'મુકામે જઈને ખંખેરી હતી તો ! અહીં વગડામાં ?'

'એનું કારણ હતું.'

'શું ?'

'આ રજ ધીણોધરના ધર્માદા ગામોની હતી. એ ધર્માદા અર્થે અપાએલ ગામોની ધૂળ પણ આપણી હદમાં ન લઈ જવાય લઈ જઈએ તો આપણું બૂરું થાય, એટલે એ અહીં ઊતરી ખંખેરી.'

એક પળ તો, બીજી પળે રાવના મગજમાં ક.૯ક ઝબકારો થયો. ગોના સરખા ધર્માદા જાગીરના ગામો ખાલસા કરી રાજમાં ભેળવી દેવાના સંકલ્પ પર આ બોલ અને આ ક્રિયા ઘણ બનીને ત્રીંકાયા. "એ ધર્માદા ગામોની રજ પણ આપણી હદમાં આવે તો આપણું બૂરું થાય." કારભારીના આ બોલ એના માથામાં ખૂણે ખૂણે ફરી પડછંદા પાડતા હતા.

ને તરત જ એને થયું : ધર્માદા ગામોને ખાલસા કરવાનો મારો વિચાર ખોટો હતો.

આ વિચાર–ભાવ એ જ ક્ષણે એની બેય આંખોમાં તગડ્યો. કારભારીએ આ વિચાર પરિવર્તન જોયું, ને એ રથ પર બેઠા. એને જણાયું કે, મહારાવને ધર્મ માર્ગે વાળવાની યુક્તિ કામ કરી ગઈ છે.

રથ આગળ ચાલ્યો. ઠેઠ ભુજ પહોંચ્યા ત્યાં સુધી મહારાવ કે કારભારીએ આ બાબત કે બીજી બાબત એક શબ્દ ઉચ્ચાર્યો નહિ, બેઉ મૌન રહ્યા, મૌનની ભાષા મહાન હોય છે. બેઉએ મૂક પણે જાણે કશીક અર્થગંભીર વાતોનો વિનિમય કરી લીધો.

પણ મહારાવ જીવ્યા ત્યાં સુધી કોઈ દિવસ ધીણોધરની કે અન્ય ધર્માદા સંસ્થાઓની જાગીર-ગામો ખાલસા કરવાની વાત સરખી ઉચ્ચારી નહિ.

# અશાંતિ

સુખનાં સાધનો ખૂબ જ વધી ગયા છે છતા આજે દુનિયામાં કોઈ દેશ સુખી નથી. એનો અર્થ એ છે કે ક્યાંક ને ક્યાંક કોઈ ભૂલ થઈ રહી છે આજે તો જેટના સુખનાં સાધન વધતાં જાય છે, તેટલાં જ દુખો પણ વધતા જાય છે. દુનિયામાં ચારે તરફ અશાંતિ અને ડર દેખાયેલાં નજરે પડે છે

મહાભારતમાં એક કથા છે. સત્યભામાએ દ્રૌપદીને પૂછ્યું કે, 'તું જંગલમાં રહીને પણ શી રીતે સુખી રહી શકે છે ? હું તો દ્વારકામાં પણ સુખી નથી. તારા સુખની કૂંચી શી છે, તે તું મને બતાવ.'

દ્રૌપદીએ કહ્યું : 'દુઃખેન સાધ્વી લભતે સુખાનિ' [ દુઃખથી જ સુખ પ્રાપ્ત કરી શકાય છે. ]

એટલે કે જે બીજાઓ માટે તકલીફ ઉઠાવવા માટે તૈયાર થાય છે તે જ સુખી થઈ શકે છે. સુખથી સુખ પામી શકાતું નથી. સુખ જોઈતું હોય તો બીજાને સુખી કરવાની કોશિશ કરો. આપણા પડોશીની પરવાહ કર્યા વિના આપણે ક્યારેય સુખી નહીં થઈ શકીએ. બીજાઓને લૂંટીને આપણે ક્યારેય સુખી નહીં થઈ શકીએ. આપણે બીજાની ચિંતા કરશું તો તે આપણી ચિંતા કરશે. વાવશું તે જ લણશું.

*

**પગલાં પૂજાય એવું ગમન હોવું જોઈએ,**
**સમજાય છે કે કેવું જીવન હોવું જોઈએ ? – અનિલ**

# ભક્ત સરદાર કિસનસિંહજી

**કનૈયાલાલ મજલાલ વાઘાણી**

બીકાનેર રાજ્યના ગારબદેસર ગામમાં કિસનસિંહ નામના એક પ્રતિષ્ઠાવાન ભક્ત ઠાકોર હતા.

કિસનસિંહજી શ્રી મોરલીધર ભગવાનના પરમ ઉપાસક હતા. એમને માટે એવી લોકવાયકા હતી કે તેઓ ભગવાન શ્રી મોરલીધરજીનુ પુજન કરી રહેતા ત્યારબાદ દરરોજ રુવામાસા સોનુ તેમને મળતુ. આ સોનુ તેઓ દાનમા વાપરી નાખતા હતા.

કિસનસિંહજી ખુબ સાદાઇથી રહેતા હતા. ઇશ્વર પરાયણ જીવન જીવતા હતા એમને આગણે અનેક સાધુ સતો પધારતા હતા. ભજનમડળીઓની જુક જામતી

ગરાસદાર હતા. ગરાસની આવક પણ ઠીક હતી, પરતુ કિસનસિંહજીનો દાનધર્મમા હાથ છૂટો રહેતો હતો એટલે સરકારી લેણું માથે ચડી જતુ.

એક રાત્રે કિસનસિંહજીની ડેલીમા ચોરો દાખલ થયા અને તેમના ઊંટ ઉપાડયા. કિસનસિંહજી જાગી ગયા. ચોરો સામે આવી ઊભા રહ્યા. ચોરોએ કિસનસિંહજીને કહ્યુ "એક ડગલુ આગળ વધો તો તમને ભગવાન મોરલીધરની આણ છે. અમે ઊંટ ચોર્યા છે એવી ફરિયાદ કરો તો પણ ભગવાનની આણ છે "

કિસનસિંહજીને ભગવાન મોરલીધરની આણ મળી એટલે ચુપચાપ ઊભા રહ્યા. એક અક્ષર પણ ન બોલ્યા ગમે તેટલો ભોગ આપવો પડે પણ મોરલીધરજીની આણ કેમ તોડાય!

ચોર લોકો ઊંટને લઇને ચાલ્યા ગયા ચોર લોકો આખી રાત ભટકયા અને સવારે ગામમા આવ્યા. ગામ લોકોને પૂછ્યુ : "ભાઇઓ, આ કયું ગામ?"

જવાબ મળ્યો "ગારબદેસર."

ચોરો દંગ થઇ ગયા આખી રાત ભટકી ભટકીને પાછા ત્યાંને ત્યાં! ચોરોને બીક પેસી ગઇ. કિસનસિંહજીના ઊંટ મૂકીને મુઠ્ઠીવાળી ભાગ્યા કિસનસિંહજીને તેમના ઊંટો પાછા મળી ગયા.

"બાપ! તું તો રખવાળો છો તારી આણ એટલે મેથી શે બોલાય! તારો માલ હતો અને તુજ પાછો લાવ્યો. બાપલા! તારી રમતું અનોખી છે."

એક સાલ ગારબદેસરની આસપાસ બધે સારો વરસાદ થયો, પણ ગારબદેસરમા એક ટીપું વરસ્યો નહિ. ખેતર સાવ કોરા કરાટ. દુકાળના ઓળા પથરાવાની તૈયારી થઇ રહી હતી. કૂવાના પાણી ઊંડા ગયા હતા. ગારબદેસરના લોકો અકળાવા લાગ્યા.

કિસનસિંહજીએ મોરલીધર પાસે ધા નાખી ને કહ્યુ,

'સો કોમા બીજની બીવે, યામે કોન સંદેહ.
કિસનાકી તૃષા મિટે જો આગન વરસે મેહ"

'હે નાથ, હે દયા સાગર' શું અમારા ગામ માટે જ તારી પાસે પાણી ખૂટયું? પ્રભુ દયા કર, દયા કર.'

કિસનસિંહજીનો આર્તનાદ મોરલીધરે સાભળ્યો. આકાશમા ગટાટોપ વાદળા જામી પડયા, અને ગારબદેસર ઉપર જળવૃષ્ટિ થઇ લોકો આનદ પામ્યા સુકા વૃક્ષો લીલા કુંજાર બન્યા. મનનીના ઉકળતા હૈયા ટાઢા બન્યા.

કિસનસિંહજી જાગીરદાર હતા. બીકાનેર રાજ્યના સરદારોમા એની ગણના થતી હતી. સરદારે તલવાર રાખવી જ જોઇએ. કિસનસિંહજી પણ કેડે કમરપટ્ટો બાંધી તલવાર લટકાવતા હતા. પરન્તુ વાત તો એ હતી કે એ ભક્ત દેખાવ પુરતી જ તલવાર રાખતા હતા મ્યાનમા તો લાકડાની તલવાર જ રહેતી હતી.

બીકાનેર રાજવી પાસે કિસનસિંહજીના ઇર્ષ્યાખોરોએ બીકાનેર નરેશના કાન ભભેરવા માડયા.

'નામ: ાર! કિસન જેવા સરદારો શા ખપના! ભગનાઈ કરે છે અને આપને દેખાડ કરવા તલવાર રાખે છે. તલવારને તપાસો તો ખરા! સાવ લાકડાની. એનાથી કૂતરાએ ન ભાગે'

બીકાનેર રાજવીના મનમા આ વાત ઠસી ગઈ હતી. વખત આવ્યે તાગ લેવાનો નિશ્ચય કર્યો.

બીકાનેર રાજવીએ દશેરાનો દરબાર ભર્યો. સૌ સરદારો અને પટાવતો દરબારમા હાજર હતા. કિસનસિંહજી પણ હાજર હતા.

બીકાનેર નરેશે દરબારમા જાહેર કર્યું : 'સૌ સરદારો મ્યાનમાથી તલવાર કાઢીને તલવાર ઉપર હાથ રાખીને વફાદારીના સોગંદ લ્યે'

કિસનસિંહજી ગભરાયા. વિચારવા લાગ્યા 'ભૂડી કરી. લાકડાની તલવાર ભર દરબારમા કાઢવી પડશે. ભો ભારે થઈ જાશે.'

કિસનસિંહજી તો ભગવાન મોરનીધરને યાદ કરી પ્રાર્થના કરવા લાગ્યા, 'હે મોરનીધર! તારા કિસનાની લાજ રાખજે. ભૂલેચૂકે હત્યા થઈ ન બેસે એ સારુ મેં લાકડાની તલવાર રાખી છે બાપ! તારા કિસનાની વારુ કરજે.'

કિસનસિંહજીનો વારો આવ્યો કિસનસિંહ ઊભા થયા. છર્ણાળુ મૂછમા હસતા હતા કે હમણા ભાંડો ફુટશે 'જય મોરનીધર' કહીને કિસનસિંહે મ્યાનમાથી તલવાર ખેંચી. વીજળી જેવા ઝબકારા મારતી કાળી નાગણની જીભ જેવી ઝબૂકતી તલવાર મ્યાનમાથી નીકળી. 'જય મોરનીધર' કહીને તલવાર મ્યાન કરીને કિસનસિંહજી એની જગ્યાએ બેસી ગયા.

બીકાનેર નરેશ ચુગલીખોર ઉપર ક્રોધે ભરાયા અને કહ્યું : 'કિસનસિંહજીની આવી છબી! કિસનસિંહજી લાકડાની તલવાર રાખે છે એવી બદબો કરીને તેનું ઘોર અપમાન કર્યું છે. આવી નાલાયકી માટે સજા થવી જ જોઈએ.'

ચુગલીખોર તો કાપ્યો હોય તો લોહી ન નીકળે એવો થઈ ગયો. કિસનસિંહજીના મ્યાનમાંથી વીજળીના ઝબકાર જેવી તલવાર જોઈ એ તો ડઘાઈ ગયો હતો. ભરદરબારમા જૂઠો પડ્યો.

'રાજન્! આપ ગુસ્સે ન થાઓ. એ ભાઈની વાત તદ્દન સાચી હતી. જીવહિંસા ન થાય એ માટે હુ લાકડાની તલવાર રાખુ છુ રાજન! આ તો મારા મોરનીધરનો ચમત્કાર છે. લાકડાની તલવાર એણે લોખંડની બનાવી. આ બધી મારા નાથની રમતુ છે.'

બીકાનેર નરેશને કિસનસિંહજી પ્રત્યે ખૂબ માન થયું. પોતાના સરદારોમા આવો ભક્ત સરદાર છે એથી એમને આનંદ થયો.

એક સમયે કિસનસિંહજી બીકાનેર નરેશ સાથે યાત્રાએ જઈ રહ્યા હતા રસ્તામા મુસાફરી કરતા કરતા અજાણતો સમય થયો હતો ભગવાન મોરનીધરજીની પૂજાનો સમય થયો હતો. કિસનસિંહજી તો ઘોડા ઉપર બેઠા બેઠા ભગવાનની માનસિક પૂજા કરી રહ્યા હતા પૂજામા તન્મય બની ગયા હતા. ભગવાન મોરનીધરને માનસિક રીતે દહીનો ભોગ ધરાવી રહ્યા હતા

બીકાનેર નરેશની નજર કિસનસિંહજી ઉપર પડી બીકાનેર નરેશને એમ થયુ કે કિસનસિંહજી ઘોડા ઉપર બેઠા બેઠા થાક ઉતારવા આરામ કરતા લાગે છે બીકાનેર નરેશે બૂમ પાડી 'કિસનસિંહજી' કિસનસિંહજી! શુ ઊંઘ આવે છે? ખૂબ થાક લાગ્યો છે?"

કિસનસિંહજી તો ધ્યાનમગ્ન હતા તેથી બીકાનેર નરેશની બૂમ સાંભળી નહિ બૂમ પાડવા છતા કિસનસિંહજીએ જવાબ ન આપ્યો એટલે બીકાનેર નરેશ પોતાનો ઘોડો હંકારી કિસનસિંહજી પાસે ગયા અને તેમને ઢંઢોળ્યા

કિસનસિંહજીને ઢંઢોળ્યા એટલે ચમકી ગયા. બીકાનેર નરેશે જોયુ તો પોતાના જામા ઉપર દહી ઢોળાયેલુ લાગ્યુ. ઘોડાનુ જીન પણ દહી દહી થઈ ગયું હતુ. કિસનસિંહજીના હાથ તો ખાલી હતા તો આ દહી આવ્યુ ક્યાથી! બીકાનેર નરેશ ખૂબ વિચાર મગ્ન બની ગયા.

"કિસનસિંહજી! અહિં દહી ક્યાથી?"

"મહારાજ! હું માનસિક પૂજા કરી રહ્યો.

હતો ભગવાન મોરલીધરને દહીનો માનસિક ભોગ ધરાવી રહ્યો હતો આપે મને ઢંઢોળ્યો મારું ધ્યાન ભગ થયુ એટલે દહી ઢોળાયુ હશે. રાજન ! આ તો મારા મોરલીધરની લીલા છે ”

બીકાનેર નરેશ ખૂબ પ્રભાવિત થયા ધ્યાન ભગ કરવા બદલ દિલગીર થના યાત્રા કરીને કિસનસિહ ગારબદેસર પાછા આવી ગયા

કિસનસિહજીને આાણે સાધુ સંતો આવ્ય જ કરતા કિસનસિહજી સંતાનુ સ્વાગત કર્યા કરતા ખર્ચ પણ ઠીક થઈ જતો એટલે નાણાભીડ રહેતી હતી

કિસનસિહ પાસે સરકારનું લેણુ બેબાકી કરવુ હતું વસૂલાત ઉઘરાવનારા અધિકારીઓ ઉઘરાણી કર્યા કરતા હતા વસૂલાત કરનારા બીકાનેર નરેશના કાન ભભેર્યા કરતા બાપુ ! સાધુડાની વાસે પાછુ જોતા વગર ખરચે અને રાજનુ દેવુ ભરવુ ભારે પડે સાધુડાની વાસે ઓછુ ખર્ચે રાજનુ લેણુ કિસનસિહે ચૂકવવુ જોઈએ ”

બીકાનેર નરેશે કિસનસિહને તેડાવ્યા અને રાજનુ લેણુ ભરી આપવા તાકીદ કરી

મહારાજ ! દિવાળી સુધી રાહ જુઓ રાજનુ લેણુ ભરપાઈ કરી પછી ચોપડા પૂજન કરીશ મહેરબાની કરી આટલો સમય આપો”

કિસનસિહજી ખૂબ મૂઝવણમા પડી ગયા રાજનુ લેણુ ચૂકવવુ જ જોઈએ નાણા ભીડ તો હતી જ થોડુ ઘણુ ભેગુ થાય ત્યા સંત મંડળી આવી જ ગાન અને એ રકમ સંતસેવામા વપરાઈ જાય

દિવાળી નજીક આવી રાજનું લેણુ કોઈપણ સંજોગોમા ભરપાઈ કરવુ જ જોઈએ આવા વિચારે કિસનસિહજી મૂઝવાઈ ગયા હતા

મોરલીવર પણ ભક્તની કસોટી કરી રહ્યા હતા છેવટે ગરાસ ગીરો મૂકીને કિસનસિહજીએ પૈસા લીધા બરોબર દિવાળીની સવારે કિસનસિહજી બીકાનેર નરેશ પાસે પહોચી ગયા કિસનસિહજીને જોઈને બીકાનેર નરેશે કહ્યુ

“ કિસનસિંહજી ! હજુ અહિ જ છો ? તમે ગયા નથી ? ”

બીકાનેર નરેશનુ કહેવુ સાભળી કિસનસિહજી નવાઈ પામ્યા “ મહારાજા ! આપ શુ કહો છો તે હુ સમજી નથી શકતો આપ મારી મશ્કરી તો નથી કરતાને ! આપનુ લેણુ ભરવામા ઢીલ થઈ છે એ બદલ ક્ષમા હુ તો હજુ ગારબદેસરથી ચાલ્યો આવુ છુ આપને આ પૈસા ભરવા આવ્યો છુ. આજની છેલ્લી મહેતલ હતી ”

‘ કિસનસિહજી ’ તમે શુ કહો છો ! તમે ગઈ કાલે પૈસા ભર્યા અને ચોપડામા સહી કરી મે તમને રોકાવા કહ્યુ ત્યારે તમે ના પાડી તમે તો અહિ જ છો આ શુ છે ? હુ સમજી નથી શકતો”

“ રાજન્ ! હુ સત્ય કહુ છુ કે હુ ગારબદેસરથી અત્યારે જ આવ્યો છુ અને સીધો આપની સમક્ષ હાજર થયો છુ ”

બીકાનેર નરેશ અને કારભારી વિમાસણમા પડી ગયા બીકાનેર નરેશે ચોપડો મગાવ્યો અને કહ્યુ ‘ કિસનસિહ ’ જુઓ આ તમારી સહી છે ને ? તમારા ખાતામા તમારા હસ્તાક્ષરે જ ચૂકતે રકમ જમા કરી છે તમે કહો છો કે હમણા જ આવ્યા છો આમા સત્ય શુ ?”

કિસનસિહજીની આખોમાથી પ્રેમાશ્રુ ટપકવા લાગ્યા ગળગળા થઈને બોલ્યા ‘ રાજન્ ’ આપ પૂરા ભાગ્યશાળી છો એ મારો મોરલીધર એની રમતુ રમી ગયો છે આપના ધન્યભાગ્ય કે એ આપના ચોપડામા મારા નામે સહી કરી ગયો વાણીડાએ એના સેવકની ભીડ જાણી રાજન્ ! એ ચોપડો પણ એટલો પુનિત છે કે એના ઉપર ભગવાન મોરલીધરના હસ્તાક્ષર પડ્યા રાજન ! મોરલીધરે મારી ભીડ જાણી મારા સ્વરૂપે આવીને લીલા કરી છે”

બીકાનેર નરેશ કિસનસિહજીને ભેટી પડ્યા બીકાનેર નરેશ પોતાની જાતને ધન્ય સમજવા લાગ્યા બીકાનેર નરેશે કિસનસિહજીના કરવેરા માફ કર્યા

કિસનસિહજી ગારબદેસર જવા વિદાય થયા ત્યારે બીકાનેર નરેશ પ્રેમથી ભેટ્યા બીકાનેર નરેશ અને કિસનસિહજીની આખોમાથી પ્રેમાશ્રુ વહી રહ્યા હતા

'નામ દાર! કિસન જેવા સરદારો શા ખપના! ભગતાઈ કરે છે અને આપને દેખાડ કરવા તલવાર રાખે છે. તલવારને તપાસો તો ખરા' સાવ લાકડાની એનાથી કૂતરાએ ન ભાગે'

બીકાનેર રાજવીના મનમા આ વાત ઠસી ગઈ હતી. વખત આવ્યે તાગ લેવાનો નિશ્ચય કર્યો

બીકાનેર રાજવીએ દશેરાનો દરબાર ભર્યો સૌ સરદારો અને પટાવતો દરબારમા હાજર હતા કિસનસિંહજી પણ હાજર હતા.

બીકાનેર નરેશે દરબારમા જાહેર કર્યું સૌ સરદારો મ્યાનમાથી તલવાર કાઢીને તલવાર ઉપર હાથ રાખીને વફાદારીના સોગદ લ્યે'

કિસનસિંહજી ગભરાયા વિચારવા લાગ્યા 'ભૂડી કરી લાકડાની તલવાર ભર દરબારમા કાઢવી પડશે. ભો ભારે થઈ જાશે'

કિસનસિંહજી તો ભગવાન મોરલીધરને યાદ કરી પ્રાર્થના કરવા લાગ્યા હે મોરલીધર! તારા કિસનાની લાજ રાખજે ભૂખેચૂકે હત્યા થઈ ન બેસે એ સારુ મેં લાકડાની તલવાર રખી છે બાપ! તારા કિસનાની વારું કરજે'

કિસનસિંહજીનો વારો આવ્યો કિસનસિંહ ઊભા થયા છતાંજી મૂછમા હસતા હતા કે હમણા ભાંડો ફુટશે 'જય મોરલીધર' કહીને કિસનસિંહે મ્યાનમાથી તલવાર ખેચી વીજળી જેવા ઝપકારા મારતી કાળી નાગણની જીભ જેવી ઝબૂકતી તલવાર મ્યાનમાથી નીકળી 'જય મોરલીધર' કહીને તલવાર મ્યાન કરીને કિસનસિંહજી એની જગાએ બેસી ગયા

બીકાનેર નરેશ ચુગલીખોર ઉપર ક્રોધે ભરાના અને કહ્યુ 'કિસનસિંહજીની આવી ઇર્ષા! કિસન-સિંહજી લાકડાની તલવાર રાખે છે એવી બદબો કરીને તેનુ ઘોર અપમાન કર્યું છે આવી નાનાયડી માટે સજા થવી જ જોઈએ'

ચુગલીખોર તો કાપ્યો હોય તો લોહી ન નીકળે એવો થઈ ગયો કિસનસિંહજીના મ્યાનમાથી વીજળીના ઝબકાર જેવી તલવાર જોઈ એ તો ડઘાઈ ગયો હતો. ભર્યદરબારમા જૂઠો પડ્યો.

'રાજન્! આપ ગુસ્સે ન થાઓ. એ ભાઈની વાત તદ્દન સાચી હતી જીવહિંસા ન થાય એ માટે હું લાકડાની તલવાર રાખુ છુ રાજન! આ તો મારા મોરલીધરનો ચમત્કાર છે. લાકડાની તલવાર એની લોખડની બનાવી આ બધી મારા નાથની રમતુ છે.'

બીકાનેર નરેશને કિસનસિંહજી પ્રત્યે ખૂબ માન થયુ પોતાના સરદારોમા આવો ભક્ત સરદાર છે એથી એનને આનદ થયો

એક સમયે કિસનસિંહજી બીકાનેર નરેશ સાથે યાત્રાએ જઈ રહ્યા હતા રસ્તામા મુસાફરી કરતા કરતા પ્રભાતનો સમય થયો હતો ભગવાન મોરલીધરજીની પૂજાનો સમય થયો હતો કિસનસિંહજી તો ઘોડા ઉપર બેઠા બેઠા ભગવાનની માનસિક પૂજા કરી રહ્યા હતા પૂજામા તન્મય બની ગયા હતા. ભગવાન મોરલીધરને માનસિક રીતે દહીનો ભોગ ધરાવી રહ્યા હતા

બીકાનેર નરેશની નજર કિસનસિંહજી ઉપર પડી બીકાનેર નરેશને એમ થયુ કે કિસનસિંહજી ઘોડા ઉપર બેઠા બેઠા થાક ઉતારવા આરામ કરતા લાગે છે બીકાનેર નરેશે બૂમ પાડી 'કિસનસિંહજી' કિસનસિંહજી! શુ ઊંઘ આવે છે? ખૂબ થાક લાગ્યો છે?'

કિસનસિંહજી તો ધ્યાનમગ્ન હતા તેથી બીકાનેર નરેશની બૂમ સાભળી નહિ બૂમ પાડવા છતા કિસનસિંહજીએ જવાબ ન આપ્યો એટલે બીકાનેર નરેશ પોતાનો ઘોડો હકારી કિસનસિંહજી પાસે ગયા અને તેમને ઢઢોળ્યા

કિસનસિંહજીને ઢઢોળ્યા એટલે ચમકી ગયા. બીકાનેર નરેશે જોયુ તો પોતના જામા ઉપર દહી ઢળેલુ લાગ્યુ ઘોડાનુ જીન પણ દહી દહી થઈ ગયુ હતુ કિસનસિંહજીના હાથ તો ખાલી હતા તો આ દહી આવ્યુ ક્યાથી! બીકાનેર નરેશ ખૂબ વિચાર મગ્ન બની ગયા

"કિસનસિંહજી' અહિ દહી ક્યાથી?"

"મહારાજ' હુ માનસિક પૂજા કરી રહ્યો

હતો. ભગવાન મોરલીધરને દહીંનો માનસિક ભોગ ધરાવી રહ્યો હતો. આપે મને ઢઢોળ્યો મારું ધ્યાન ભંગ થયું એટલે દહીં ઢોળાયું હશે. રાજન ! આ તો મારા મોરલીધરની લીલા છે.''

બીકાનેર નરેશ ખૂબ પ્રભાવિત થયા. ધ્યાન ભંગ કરવા બદલ દિલગીર થયા. યાત્રા કરીને કિસનસિંહ ગારબદેસર પાછા આવી ગયા.

કિસનસિંહજીને આંગણે સાધુ સંતો આવતા જ કરતા. કિસનસિંહજી સંતોનું સ્વાગત કર્યા કરતા. ખર્ચ પણ ઠીક થઈ જતો એટલે નાણાભીડ રહેતી હતી.

કિસનસિંહ પાસે સરકારનું લેણું ખેંચાયા કરતું હતું. વસૂલાત ઉઘરાવનારા અધિકારનાર ઉઘરાણી કર્યા કરતા હતા. વસૂલાત કરનારા બીકાનેર નરેશના કાન ભંભેર્યા કરતા, "બાપુ ! સાધુડાની વાસે પાછું જોવા વના ખરચે ઓ રાજનું દેવું ભરવું ઇ ભારે પડે. સાધુડાની વાસે ઓછું ખરચે. રાજનું લેણું કિસનસિંહે ચૂકવવું જોઈએ ''

બીકાનેર નરેશે કિસનસિંહને તેડાવ્યા અને રાજનું લેણું ભરી આપવા તાકીદ કરી.

"મહારાજા ! દિવાળી સુધી રાહ જુઓ રાજનું લેણું ભરપાઈ કર્યા પછી ચોપડા પૂજન કરીશ. મહેરબાની કરી આટલો સમય આપો.''

કિસનસિંહજી ખૂબ મૂંઝવણમાં પડી ગયા. રાજનું લેણું ચૂકવવું જ જોઈએ. નાણાં ભીડ તો હતી જ. થોડું ઘણું ભેગું થાય ત્યાં સંત મંડળી આવી જ રહેય અને એ રકમ સંતસેવામાં વપરાઈ જાય.

દિવાળી નજીક આવી. રાજનું લેણું કોઈપણ સંજોગોમાં ભરપાઈ કરવું જ જોઈએ આવા વિચારે કિસનસિંહજી મૂંઝાઈ ગયા હતા.

મોરલીધર પણ ભક્તની કસોટી કરી રહ્યા હતા છેવટે ગરાસ ગીરો મૂકીને કિસનસિંહજીએ પૈસા લીધા. બરોબર દિવાળીની સવારે કિસનસિંહજી બીકાનેર નરેશ પાસે પહોંચી ગયા કિસનસિંહજીને જોઈને બીકાનેર નરેશે કહ્યું :

"કિસનસિંહજી ! હજુ અહિં જ છો ? તમે ગયા નથી ?''

બીકાનેર નરેશનું કહેવું સાંભળી કિસનસિંહજી નવાઈ પામ્યા. "મહારાજા ! આપ શું કહો છો તે હું સમજી નથી શકતો. આપ મારી મશ્કરી તો નથી કરતા ને ! આપનું લેણું ભરવામાં ઢીલ થઈ છે એ બદલ ક્ષમા. હું તો હજુ ગારબદેસરથી ચાલ્યો આવું છું. આપને આ પૈસા ભરવા આવ્યો છું. આજની છેલ્લી મહેતલ હતી.''

"કિસનસિંહજી ! તમે શું કહો છો ! તમે ગઈ કાલે પૈસા ભર્યા અને ચોપડામાં સહી કરી. મેં તમને રોકાવા કહ્યું ત્યારે તમે ના પાડી તમે તો અહિં જ છો. આ શું છે ? હું સમજી નથી શકતો.''

"રાજન્ ! હું સત્ય કહું છું કે હું ગારબદેસરથી અત્યારે જ આવ્યો છું અને સીધો આપની સમક્ષ હાજર થયો છું ''

બીકાનેર નરેશ અને કારભારી વિમાસણમાં પડી ગયા. બીકાનેર નરેશે ચોપડો મંગાવ્યો અને કહ્યું : "કિસનસિંહ ! જુઓ આ તમારી સહી છે ને ? તમારા ખાતામાં તમારા હસ્તાક્ષરે જ ચૂકતે રકમ જમા કરી છે. તમે કહો છો. કે હમણાં જ આવ્યા છો. આમાં સત્ય શું ?''

કિસનસિંહજીની આંખોમાંથી પ્રેમાશ્રુ ટપકવા લાગ્યા. ગદગદ થઈને બોલ્યા : 'રાજન્ ! આપ પૂરા ભાગ્યશાળી છો. એ મારો મોરલીધર એવી રમતું રમી ગયો છે આપના ધન્નભાગ્ય કે એ આપના ચોપડામાં મારા નામે સહી કરી ગયો. વાલીડાએ એના સેવકની ભીડ જાણી. રાજન્ ! એ ચોપડો પણ એટલો પુનિત છે કે એના ઉપર ભગવાન મોરલીધરના હસ્તાક્ષર પડ્યા. રાજન્ ! મોરલીધરે મારી ભીડ જાણી મારા સ્વરૂપે આવીને લીલા કરી છે''

બીકાનેર નરેશ કિસનસિંહજીને ભેટી પડ્યા. બીકાનેર નરેશ પોતાની જાતને ધન્ય સમજવા લાગ્યા. બીકાનેર નરેશે કિસનસિંહજીના કરવેરા માફ કર્યા.

કિસનસિંહજી ગારબદેસર જવા વિદાય થયા ત્યારે બીકાનેર નરેશ પ્રેમથી ભેટ્યા. બીકાનેર નરેશ અને કિસનસિંહજીની આંખોમાંથી પ્રેમાશ્રુ વહી રહ્યા હતા.

# દાનો દુશ્મન

હરિભાઇ પટેલ

કૃપાશંકર અને પ્રભુદાસ બંને લંગોટિયા દોસ્ત. દિવસમાં એકાદ વખત મળે નહીં તો બંનેને ચેન ન પડે બંનેના ગામ જૂદા જ્ઞાતિ જૂદી પણ અપરિચિત તો જાણે કે બંને સગા ભાઈ હશે એવો એમનો ઘરોબો બંનેની પત્નીઓ અને બાળકો તો દૂધ – સાકરની જેમ ભળી ગયેલા

આવા મીઠા સબંધને કારણે નવી સહકારી સોસાયટીમાં તેમણે પાસે પાસે જોડિયા બંગલા બનાવ્યા ને સુખેથી આનંદ – વિનોદમાં રહેવા લાગ્યા

પાંચેક વર્ષ તેમનો મીઠો સબંધ ચાલ્યો પણ ઉમરની સાથે સાથે આવક, પરિવાર અને રહેઠાણની તંગી વધતી ચાલી કૃપાશંકરનો બેચરવાર વેલની માફક વધવા માંડયો રહેઠાણની સંકડાશ ટાળવા નવા રૂમ બંધાવ્યા

જર, જમીન અને જોરુ કજીયાના છોરુ તેમ મકાન વધારતા કૃપાશંકરમાં કળિ પેઠો તેણે પ્રભુદાસની દસ વાર જમીન દબાવી સ્વાર્થ અકળ્યો અને આંધળો હોય છે એટલે સોસાયટીના કર્તાહર્તા કૃપાશંકરે જાણીને પ્રભુદાસના ભોળપણનો લાભ લીધો પણ એક વર્ષે પોલ પકડાયું છતાં કૃપાશંકરે પોતાનો જ કક્કો ખરો કરવા સામ દામ દંડ, ભેદથી સોસાયટીના બીજા સભ્યોને પોતાના પક્ષમાં કરી લીધા ને ખોટા કામ પર બહુમતીની મહોર મારી

બિચારા પ્રભુદાસ પ્રભુના માણસ તેમનું દિલ તૂટી ગયું બંને પરિવારમાં વિનોદ ગુંજતો ત્યાં આંખોમાં વિષ ઘોળાવા લાગ્યા બંને પરસ્પરને જુએ તો આડા ફંટાય મો ફેરવી લે ને કદાચ નજર મળી જાય તો લાલ ડોળા શાતકોલાહલ કરી મૂકે,

ભગ્ન હૃદયના પ્રભુદાસ વધુ સમય એ ઠંડુ યુદ્ધ કરવી ન શકયા તેમણે પોતાનો બંગલો એક સજ્જનને ભાડે આપ્યો ને પોતે બીજી સોસાયટીમાં ભાડે રહેવા ચાલ્યા ગયા

એક દિવસ સવારે આરામ ખુરશીમાં પડયા પડયા પ્રભુદાસ છાપું વાંચી રહ્યા હતા ત્યાં એક અપરિચિત સજ્જન આવ્યા

પ્રભુદાસે તેનું ભાવભીનું સ્વાગત કર્યું ઘણા સમય સુધી આડાઅવળી વાતો થઇ આગંતુકને પ્રભુદાસના ઉદાર નિષ્કપટ દિલનો પરિચય થવા લાગ્યો તેથી આગંતુકના ચહેરા પર પળે પળે ભાવ બદલાવા લાગ્યા તે આવકાર આદરને નૈનતનો નેહ જોઇ ભારે પ્રભાવિત થયા ઔપચારિક વાતોમાં જ તેમની દિલ ખોલીને વાત કરવાની શ્રદ્ધા થઈ એટલે વાત વાતમાં રમણલાલે પૂછયું

"આપ પહેલા અલકા સોસાયટીમાં રહેતા હતા તો કૃપાશંકરને તો ઓળખો ને?'

'હા હા જરૂર અમે તો સાખ પડોશી પાંચ વર્ષ હતા ઘણા જ સજ્જન કૃપાશંકર છે"

એમની દીકરી રમાનો કંઇ પરિચય ખરો?"

"અરે! એ તો મારી દીકરીની સહેલી છે ભારે સુશીલ, સંસ્કારી ને વિનયી છે એના જેવું કન્યારત્ન આ કળિયુગમાં શોધ્યું ન જડે"

રમણલાલને સાત પેઢીનો સબંધ બાંધવો હતો એટલે સાત જગ્યાએ પૂછી ફરતી તપાસ કરવા આવ્યા હતા

પણ પ્રભુદાસનું ઢોલું મન, નિષ્કપટ વ્યવહાર ને બાળસુલભ સરળ હૃદય જોઈ આકં

સંતોષ થયો. તેમણે અન્ય પૂછગાછ કરવાનું માંડી વાળ્યું. ને ઘડિયાં લગ્ન લીધાં.

લગ્નને દિવસે જાન આવી. સામૈયું થયું. પણ કન્યા પક્ષમાં પ્રભુદાસ ન જોયો. જે કર્તા-હર્તા હોવા જોઈએ. ને તેમનું નામ નિશાન નહીં !

રમણલાલને આશ્ચર્ય થયું પણ તેમણે મન મનાવ્યું કે કંઈ કામ હશે તે નહીં આવી શકયા હોય.

જાન એ દિવસોમાં બે દિવસ રહેતી. પણ બીજે દિવસે પણ ન દેખાયા ! કન્યાને વળાવતી વખતે તો જરૂર આવશે એમ કલ્પેલું. પરંતુ તે ટાણે પણ દર્શન દુર્લભ.

રમણલાલથી આખરે ન રહેવાયું. તેમણે કૃપાશંકરને એક બાજુ બોલાવી પૂછયું :

“આ પ્રભુદાસ તો તમારા પરમ મિત્ર, તો કેમ ડોકાયા જ નહીં.”

“મિત્ર !...હતા. હવે નથી અમારી સાથે તો હવે તેમણે બોલવા વહેવારે ય નથી રાખ્યો. અમને તો તે કટ્ટર શત્રુ માને છે.” કૃપાશંકરે કઠોર હૈયે કહ્યું.

“શું ખરેખર તમારા તે દુશ્મન છે ? જરૂર તેમણે મને દગો દીધો. હાય ! ભારે નિર્દયતા કરી.” રમણલાલે ભારે હૈયે હૈયા વરાળ કાઢી.

કૃપાશંકર આશ્ચર્ય ભાવે રમણલાલના અવળવાણી ઉકેલવા મથી રહ્યા. પણ ન સમજાતાં પૂછયું : “કેમ તમને શો દગો થયો છે ? કંઈ માંડીને વાત કરો તો સમજાયને ?”

પણ રમણલાલ શું વાત કરે ? અબ પછતાયે હોત કયા જબ ચિડિયાં ચુગ ગઈ ખેત ! બિચારાની આંખોમાંથી ગંગા – જમના વહેવા લાગી. ભારે હૈયે, તૂટતે સાદે તે એટલું જ બોલ્યા :

“મારા દીકરાએ...શું બગાડયું’તું તે અમારી સાથે તમારા વેરનો બદલો લીધો”.... કહી રમણલાલે કપાળ કૂટયું.

કૃપાશંકરે શાંત પડવા પ્રયત્ન કર્યો ત્યારે રમણલાલે કહ્યું :

“મેં તો તેમની પ્રશંસાથી પ્રેરાઈને તમારી દીકરી સાથે સંબંધ બાંધ્યો હતો...હાય, હવે શું થાય ? વિશ્વાસે ફસાયા. પીઠ પાછળ ઘેરો ઘા કર્યો. મારા દીકરાનો ભવ બગાડયો.”

કૃપાશંકરે અથથી ઇતિ સુધી વાત કરી રમણલાલને સમજી–સમજાવી શાંત પાડયા. ને પછી હર્ષાવેશમાં રમણલાલની પીઠ થાબડતાં કૃપાશંકર બોલ્યા :

“ખરેખર તમે ઠગાયા નથી પણ ફાવ્યા છો. તેમણે જે કંઈ મારી દીકરી વિષે કહ્યું છે તે યથાર્થ છે. મારી દીકરી તમારી ને તેમની ભાવનાને અનુરૂપ જ છે. પણ મેં ભારે અન્યાય કર્યો. પ્રભુદાસના દરિયા દિલને હું ન ઓળખી શકયો. તો ધારત તો મારી દીકરીનું ભાવી બગાડી શકત. પણ હલાહલ વિષ પોતે પી ગયા અને વિષ વેલ સંતાનો સુધી ન વધવા દીધી. તેનો હું શી રીતે આ ભવે બદલો ચુકાવીશ ?”

અને એ વેવાઈઓની આંખોમાંથી હર્ષાશ્રુ વહી રહ્યાં.

*

માગું જીવનરસ અને સાથી સહુ મનમાનતા,
જિંદગી પાછી મળે તો આટલો વૈભવ મળે !

*

નીલ નભનો રંગ ધરતીને કદી લાગ્યો નહીં,
માનવે જ્યાં ઝેર વાવ્યાં ત્યાંય લીલીછમ રહી ! – અનિલ

# રૂથની આખ્યાયિકા

સરોદ

જૂના કરારમા રૂથની આખ્યાયિકા છે. આપણા પુરાણોની આખ્યાયિકાઓ માફક આ આખ્યાયિકા પણ તેના દેખીતા અર્થમા વિચાર કરતા કરી મૂકે તેવી છે. અફસોસની વાત એટલી જ છે કે આવી આખ્યાયિકા વાચી વિચાર કરવાનો સમય યા વૃત્તિ હવે રહ્યા નથી. એટલે આવી આખ્યાયિકાઓ પ્રત્યે અને પરિણામે પુરાણો પ્રત્યે આપણામાના ઘણા ખરા ઘૃણા નહી તો છેવટ ઉપેક્ષાવૃત્તિથી જુએ જ છે.

રૂથની આખ્યાયિકા આ પ્રમાણે છે. નૌમી નામની એક સ્ત્રી યહુદી ધર્મની હતી અને તે યહુદીઓના દેશમા રહેતી હતી તે દેશમા દુકાળ પડચો, એટલે તેણે પોતાનો બાપુકો મુલક છોડી દીધો અને સમૃદ્ધિવાળા બિનયહુદી દેશમા પ્રયાણ કર્યું. યહુદીઓ પરમેશ્વરના પ્રિય પાત્ર હોવા છતા આ સ્ત્રીએ આ પ્રમાણે યહુદીઓનો દેશ છોડી દીધો તેથી પરમેશ્વરની તેના પર અવકૃપા થઈ પરમેશ્વરથી આ રીતે વિમુખ થવુ તે પાપ છે આ પાપની સજા રૂપે નૌમીનો પતિ ગુજરી ગયો છતા નૌમીની આખ ઊઘડી નહી. તેણે તેના બે પુત્રોને બિનયહુદી સ્ત્રીઓ સાથે પરણાવ્યા આ વિશેષ પાપની તેને વિશેષ સજા મળી તેના બને પુત્રો મરણ પામ્યા. નૌમીને વાવડ મળ્યા કે યહુદીઓના દેશમા હવે દુકાળ ઓસરી ગયો છે આથી તેણે પાછા સ્વદેશમા પાછા ફરવા પરિયાણ કર્યું. ત્યારે તેણે તેની પુત્રવધુઓને કહ્યું કે હવે હું મારા દેશમા જાઉ છું. તમે તમારા દેશના યોગ્ય જુવાનો સાથે પરણો અને સુખેથી અહી રહો બેમાથી એક પુત્રવધૂ તેમા સમત થઈ. પણ બીજી પુત્રવધૂ રૂથને નૌમી પ્રત્યે લાગણી જાગેલ તેણે કહ્યુ, તેમને છોડી બીજે જવાનુ મને કહો નહી. હવે તો જ્યાં તમે ત્યા હું. તમારો દેશ તે મારો દેશ. તમારા પ્રભુ તે મારા પ્રભુ. નૌમીએ તેણે અજાણ્યા દેશના અજાણ્યા લોકો સાથે રહેવાની વિટમણા દર્શાવી, પણ રૂથ તેના નિશ્ચયમા અડગ રહી. પરિણામે નૌમી રૂથને લઈ યહુદીઓના દેશમાં પાછી આવી.

પાછા ફર્યાબાદ નૌમી પાસે તો કશી માલમિલ્કત હતી નહી એથી રૂથને મજૂરી કરવા ફરજ પડી. બન્ને સાસુ વહુ મજૂરી કરી ગુજરાન ચલાવવા લાગ્યા ત્યા લણણીનો સમય આવ્યો. નૌમીના દેર બુઆઝને વિપુલ પ્રમાણમા ખેતી હતી તે આ દેશનો પ્રભાવશાળી અને ખૂબ સાધનસપન્ન માનવી ગણાતો હતો. તેના ખેતરમા રૂથને કામે જવાનું થયું. બુઆઝે રૂથને કામ કરતી જોઈ. અજાણી સ્ત્રી જોઈ પૂછપરછ કરતા તેને જાણવા મળ્યું કે આ તો તેના મોટા ભાઈની પુત્રવધૂ છે તેણે રૂથને કશી રોકટોક ન કરવા મુકાદમને સૂચના આપી અને રૂથને પણ કહ્યુ કે થાય તેટલુ જ કામ કરવુ અને થાકી જવાય એટલે વિસામો લેવો તેના ખાવાપીવા માટે પણ તેણે બદોબસ્ત કર્યો રૂથે નૌમીને બાઉઝની ભલી લાગણી વિષે વાત કરી

હવે યહુદીઓમા દેરવટાનો રીવાજ હતો એટલું જ નહી પણ આ રીતે વશવેલો ચાનુ રાખવાનો મોટા ભાઈની વહુનો અધિકાર ગણાતો આથી નૌમીને થયુ કે તે પોતાનો આ અધિકાર અજમાવે. પણ પોતે તો વૃદ્ધ થઈ ગયેલ આથી રૂથ તરફ પોતાનો અતિશય પ્યાર હોવાને કારણે તેણે મનોમય નિશ્ચય કર્યો કે પોતાના બદલે બાઉઝ સાથે રૂથના લગ્ન કરવા તેણે રૂથને આ વાત કરી રૂથે તેમ કરવા ઘણી ના કહી, પણ નૌમીના આગ્રહને તે ઠેની શકી નહી અને આખરે તેણે સમતિ આપી. નૌમીએ તેને રાતના એકાત સમયે બાઉઝના પગ પાસે ઢળી પડવાની આજ્ઞા કરી. તદનુસાર રૂથ બાઉઝના ચરણમા ઢળી પડી. બાઉઝે તેને ઓળખી આ હકીકતનો મર્મ તે સમજી ગયો. તેને પણ રૂથ તરફ આકર્ષણ થયેલ હોઈ તેણે રૂથનો સ્વીકાર કર્યો અને તેની સાથે લગ્ન કર્યું. આમ અજાણ્યા દેશમાં આવેલી રૂથે પોતાના નૌમી પ્રત્યેના નિસ્વાર્થ પ્રેમથી

યહૂદીઓના સશક્ત અને સમૃદ્ધ જમીનદારની પત્ની થવાનું સૌભાગ્ય પ્રાપ્ત કર્યું. તેની કુખે ઉત્તરોત્તર દાઉદ અને ઇસુખ્રિસ્ત જન્મ્યા આવી છે રૂથની આખ્યાયિકા

આ આખ્યાયિકા વાચતા તેમા કશુ આકર્ષક કે આવકારદાયક દેખાતુ નથી ઉલ્ટાનુ કઇક ન ગમે તેવું તત્ત્વ દેખાય છે પ તુ વિચાર કરતા જ્યારે આ આખ્યાયિકાનો મર્મ ખૂને છે ત્યારે તેના રહસ્યમય ભાવ સૌન્દર્યનો ચમકાર પ્રભાવિત કરે છે

હરિના ભકતો તે યહૂદીઓ અને તે યહૂદીઓનો દેશ તે પરમેશ્વરનુ રાજ્ય આપણા ઘ્ર હણુ જ વી જ વાત છે પરમેશ્વરના રાજ્યમા ભક્તિભાવની છોળો ઉડતી રહે છે તેમા તે ભાવનો દુકાળ પડયો ત્યારે જે ખરા ભક્ત હતા તે તો તે દેશમા ચીટકીને બેસી રહ્યા અને પરમેશ્વરની અસીમ ધ્યાન યાચના કરવા લાગ્યા પણ જેમા ભકિતભાવ દઢ નથી થયો તેવી નૌચી બિનપરમેશ્વરી એટલે કે ભૌતિક મોજશોખના દેશમા શાતિ શોધવા નીકળી પડી ત્યા લઇ જન ર તેના અપરિપકવ જ્ઞાન રૂપ પતિ હતો તે ત્યા જતા વ ત મરી ગયો ત્યા તેણે તેના અજ્ઞાન અને આસકિત રૂપ પુત્રોના લગ્ન ભૌતિક સમાજમા કર્યા. એટલે કે તેમા તે જોડાઇ ગયા વખત જતા નૌચીને તેના આ જીવન પ્રત્યે વિરકિત થઇ અને તેને પોતાનો સ્વદેશ યાદ આવ્યો આ વૈરાગ્યની ભૂમિકા કહેવાય ત્યા તેના અજ્ઞાન અને આસકિત રૂપ પુત્રો મરણ પામ્યા પણ તેની સાથે જોડાયેલ વૃત્તિઓ કેમ છુટે ? એટલામા સમાચાર આવ્યા કે પરમેશ્વરી રાજ્યમા દુકાળ ઓસરી ગયો છે, એટલે કે નૌચીમા ફરી ભગવદ્દભાવ જાગત થયો તેણે તે ભાવમા રત થવા અજ્ઞાન અને આસકિતયુકત વૃત્તિઓને બીજે કયાય ઘર શોધી લેવા કહ્યુ અજ્ઞાન યુકત વૃત્તિ તો તે પ્રદેશમા રોકાઇ ગઇ પણ આસકિતયુકત વૃત્તિ તેને ચોટી રહી ભગવદ્ભાવના ઉદ્ભવ પછી પણ ભૌતિક મોજશોખની લાલસા રહી જાય છે તે લાલસા સહિત નૌચી પરમેશ્વરી રાજ્યમા આવી

આ ભૌતિક પદાર્થો તરફની લાલસા દિશા બદલાતા રૂપાતર પામી પ્રભુપ્રેમની પ્યાસી ભકિત બની જાય છે તે પ્રમાણે રૂથનુ રૂપાતર થયુ ત્યારે નૌચીને લાગ્યુ કે આ ભકિતને દઢતા મળે અને ખરુ જ્ઞાન પ્રાપ્ત થાય તે માટે કોઇ સમર્થ અને જ્ઞાનસમૃદ્ધ ગુરુને ચરણે બેસાડવી જોઇએ બાઉઝ આવો તત્વવેત્તા ગુરુ છે તેના ચરણે રૂથ રૂપી અ રત ઢળી ગઇ અને ગુરુએ તેનો સ્વીકાર કરતા તે ધન્ય બની ગઇ પરિણામે તેમાથી જ દાઉદ રૂપી પરા ભકિત અને ઇસુ ખ્રિસ્ત રૂપી પરમ જ્ઞાન ઉત્પન્ન થયા આ છે રૂથની આખ્યાયિકાનુ રહસ્ય

વિપદમા વણસે નહી, સો હરિજનના પરમાર્થ પણ વિપદમા વણસી ગયા પછી પણ પાછા ફરવા અને ઉચ્ચતા પ્રાપ્ત કરવા પૂરતો અવકાશ છે, એવી હૈયાધારણ આપતી આ આખ્યાયિકા કેવી માર્મિક, કેવી સચોટ અને કેવી આહ્લાદક છે।

[અ ગ્રેજી પરથી આધારિત]

*

બિહારમા એક સ્થળે પ્રવચન કરતા વિનોબા બોલ્યા · 'તુલસીદાસનુ જીવન અત્યત શુદ્ધ હતુ તેથી એમના શબ્દોમા આટલુ સામર્થ્ય આવ્યુ ' તે પર તેમની સાથેના એક બહેને પૂછ્યુ યુરોપના ઘણા કવિઓના જીવન પતિત હતા છતા પણ એમના શબ્દોમા તાકાત હતી ' માનવનો આત્મા હમેશા ઊચે જવાનો પ્રયાસ કરે છે અને એમા નિષ્ફળ થતા નીચે ગબડી પડે છે યુરોપના એ કવિઓ હમેશા ઊચે જવાના પ્રયાસમા જ કા યો લખતા એટલે એમના શબ્દોમા બળ આવતુ એ કાવ્યોનો એમના રોજીદા જીવન સાથે સબધ ન હતો એવા સાહિત્યમા હમેશા સાતત્યની ઊણપ દેખાય છે છતા એમના સારા વિચારો ગ્રહણ કરવા જોઇએ, અને એમના જીવનને ભૂલી જવા જોઇએ મે શેલીના કાવ્યો યાદ રાખ્યા છે અને એના જીવનને ભૂલી ગયો છુ ' વિનોબાએ જવાબ આપ્યો

# યજ્ઞવેદીની આહુતિ

પૃથ્વીસિંહ ઝાલા

## અમર યૂફેંગ

(૧)

આજનું જે રાષ્ટ્રવાદી ચીન છે તેને આધીન ફામોસા દ્વીપ હતું. ચીનના શહેનશાહે ત્યાંનું રાજ્ય ચલાવવા માટે ત્યાંના એક આદિવાસી યૂફેંગની નિમણુક કરી. યૂફેંગે ત્યાંના આદિવાસીઓની કલ્યાણ અને શુભનિષ્ઠા દ્વારા તેમનું હૃદય જીતી લીધું. આદિવાસી પ્રજા કે જે હિંસક અને ક્રૂર હતી તેને સન્માર્ગે અને સંસ્કૃતિના માર્ગે વાળવા માટે તેણે ખૂબ ખૂબ પ્રયત્નો કર્યાં.

આદિવાસીઓમા એક જંગલી અને ક્રૂર પ્રથા હતી. તે જીવિત માણસોનો શિકાર કરીને તેમના માથાં દેવતાઓને બલિ ચઢાવવામા આવતો.

ફેંગે આદિવાસીઓને સમજાવી આ કુરિવાજ બંધ કરાવવા ઘણા પ્રયત્નો કર્યા પણ તેમા તે સફળ ન થયો. એક દિવસ આદિવાસીઓએ એકી સાથે ૪૦ જીવિત માણસોનો શિકાર કરી નાખ્યો. આ જોઇને યૂફેંગનું હૈયું ધ્રૂજી ઊઠયું. એણે તરત આદિવાસીઓને બોલાવીને નમ્ર સ્વરે કહ્યુ : ‘જો તમે દર વરસે એક માથું દેવીને ચઢાવશો તો એટલા બધાં માથા તમારે માટે ૪૦ વરસ સુધી ચાલશે; ત્યા સુધીમા તમારે એકેય માણસનો નવો શિકાર નહિ કરવો’’

યૂફેંગ પ્રત્યે આદિવાસીઓએ આદર અને પ્રેમથી પ્રેરાઇને તેની વાત કબૂલી. યૂફેંગે વિચાર્યું ૪૦ વરસ જેટલાં લાંબા ગાળામાં આ લોકો હિંસા કરવાનું ભૂલી જશે. પણ થયું એનાથી ઊલટું જ!

ચાલીસ વરસના અંતે પણ તે લોકો દેવીને એક માણસનું માથું ચઢાવવા માટે યૂફેંગ પાસે સલાહ લેવા આવ્યા, ત્યારે યૂફેંગે તેમને ઘણું સમજાવ્યું કે હવે આ કુપ્રથાને બંધ કરો, કાઢી નાખો છતાં પણ યૂફેંગની વાત તે લોકોએ માની નહિ. બહુ વિચારને અંતે તેણે એક રસ્તો કાઢયો : ‘જો તમારે માણસનું માથું જ ચઢાવવું હોય તો અમુક ઠેકાણે લાલ કપડાં પહેરેલા માણસને જુઓ ત્યારે તેનું જ માથું કાપજો બીજાનું કાપતા નહિ.’’ આદિવાસીઓએ આ વાત કબૂલી.

યૂફેંગ હવે સમજી ગયો કે માત્ર ઉપદેશથી આ લોકો માનવાના નથી, બલિદાન આપવું જ પડશે. તે પોતે લાલ કપડાં પહેરીને આદિવાસીઓને બતાવેલ ઠેકાણે ઊભો રહ્યો. તેણે પોતાનો ચહેરો બદલી નાખ્યો, એટલે ઓળખાતો નહોતો.

આદિવાસીઓએ તેનું માથું કાપી નાખ્યું. દેવીને ચઢાવ્યું તે વખતે તેમનો ચહેરો ઓળખાઇ ગયો. હવે શું થાય! અરર! આ તો યૂફેંગ! ગજબ થઇ ગયો!

યૂફેંગના બલિદાનની ધારી અસર થઇ. ત્યાર પછી આદિવાસીઓએ નરબલિ પ્રથા સદંતર બંધ કરી.... .’

## જોન બુદરોજ

(૨)

ખ્રિસ્તી ધર્મના અનુયાયીઓમા જોન બુદરોજનો દાખલો પણ ખૂબ જ પ્રેરણાદાયક છે તે ત્યાં લશ્કરી તાલીમ આપનાર હોદ્દેદાર હતો. તેના હાથે તાલીમ પામેલાને સર્વત્ર પહેલું સ્થાન મળતું.

બાયબલની નાની પોથી તે હમેશાં પોતાના ગજવામાં રાખતો અને પ્રાર્થના સમયે તે બાયબલ ઉઘાડીને તેમાથી થોડું વાચતો.

એકવાર બાયબલ વાંચતા વાચતાં તે મંથનમાં પડી ગયો. તેમાની એક પંક્તિએ તેના જીવનમા ખૂબ મોટો પલટો આણી દીધો. પંક્તિ આ

પ્રમાણેની હતી કે, "કોઈ તારા ડાબા ગાલ ઉપર તમાચો મારે તો તું જમણો ગાલ ધરજે." ઈશુના આ વાક્ય સાથે યુદ્ધની તાલીમનો મેળ મળતો નથી. ખ્રિસ્તી ધર્મ સાથે પણ માનવસંહારનો મેળ ખાતો નથી. તો શું મારે હવે આ લડાઈની તાલીમ આપવાની નોકરી છોડી દેવી ન જોઈએ!" આમ મન સાથે નોકરી છોડવાનું નક્કી કરી તે એક દિવસની રજા લઈને પોતાને ઘેર ગયો.

પોતાની વાત તેણે પત્ની આગળ કરી. તે પણ જોનના વિચારો સાથે સહમત બની અને આ વિચારને અમલમાં મૂકવાનું પ્રોત્સાહન આપ્યું.

જોને નક્કી કરી લીધું કે, "આ નોકરી છોડતાં જે કાંઈ આફતો કે કષ્ટો આવે તેને ખુશીથી સહીશ."

ઘેરથી તે સીધો પોતાના કમાંડિંગ ઓફિસર પાસે છાવણીમાં ગયો. અને પોતાનો ફોજી પોશાક અને રાઈફલ તેમની આગળ મૂકીને વિનંતી કરી : "સાહેબ! હવે મારાથી આ નોકરી નહિ થાય. મને ઈશુના અંતરાત્માનો અવાજ સંભળાયો છે. અત્યાર સુધી તો મેં લડાઈની તાલીમ આપી. હવે હું ઈશુના પ્રેમ અને અહિંસાની તાલીમ આપવા માગું છું."

તેના અફસરે તેમને ઘણું સમજાવ્યું અને કહ્યું : "જો તમે અધવચથી નોકરી છોડી દેશો તો તમને પકડીને જેલખાનામાં લઈ જવામાં આવશે અને તમને સજા થશે. એટલે આ ગાંડપણ છોડી દો, ઘરડે ઘડપણ કોણ તમને પાળશે?"

અફસરે વિચાર્યું કે હમણાં લડાઈનો પ્રસંગ નથી, છતાં આટલો મોટો હોદ્દો છોડીને જોન જાય છે, તેથી એનું મગજ ચસકી ગયું લાગે છે. તેથી તેમણે જોનને ગાંડાની ઇસ્પિતાલમાં દાખલ કરાવ્યા પણ ત્યાં જોન જેવા બાહોશ માણસને કોણ રાખે! છેવટે તેમનાં ઉપર કેસ ચલાવવામાં આવ્યો અને મેજર ઓર્નલ સેરીસોન નામના સરકારી વકીલે તેમના ગુના મુજબ થોડા માસની સજા કરી. જોન ખુદરોજ તો પોતાના વિચારોમાં ખૂબ મક્કમ હતા. તેમણે ગુનો કબૂલ્યો અને લોકો પાસે તેમણે હૃદયની વ્યથા રજૂ કરી.

પછી તો ફોજી તાલીમવાળાઓ જોન ખુદરોજનું અનુકરણ કરવા લાગ્યા. લોકો પર તેમના ત્યાગની મોટી અસર થઈ અને ધીરે ધીરે આંતર રાષ્ટ્રિય શાંતિ દળમાં સઘળા લોકો ભળી ગયા...!

ધન્ય હો આવા ત્યાગની મૂર્તિઓને!

*

અમારા ઘરમાં, મને યાદ છે કે, એક જ પાઘડી હતી, એક જ જોડ જોડાની હતી અને એક છત્રી હતી. જેને બહાર જવાનું થાય એ પહેરે. બધાના પહેરવાથી પાઘડીને અને જોડાને આકાર જેવું કાંઈ રહ્યું નહોતું!

આજે દેશમાં 'ગાંધીવાદ'નું તેવું થયું છે! દરેક જણ પોતપોતાની જરૂર મુજબ ઉપયોગ કરે છે, તેથી 'ગાંધીવાદ'નો આકાર જ સમજાતો નથી. માટે ગાંધીની દયા આવતી હોય તો એ બાપડા ગરીબનો વાદ ન બનાવશો. નહીં તો 'ગાંધીવાદ'ના વિવાદમાંથી વિખવાદ ઉત્પન્ન થતાં, 'ગાંધીવાદીઓ' એકમેકને ત્રાંક ભોંકવા દોડશે, કે પછી હરિજનની ફાઈલો એકમેકને માથે અફાળશે.! જે માણસ વાદોનું જ નિરાકરણ કરવા આવ્યો હતો તેનો વાદ કરવો એ તો તેનો અનર્થ થશે! ઈશ્વરકૃપાએ ગાંધી એવો દધીચિ હતો જેનાં હાડકાનાં શસ્ત્રો બની શકે તેમ નથી. ખરું ક્રાંતિનું દર્શન તે છે જે માણસને માણસ સાથે મેળવે છે, અલગ નથી કરતું. [દાદા ધર્માધિકારી]



સામાજિક કથા

# જીવકોર શેઠાણી

ગિરિજાશંકર વ્યાસ

નાનું એવુ પણ ઠીક વસ્તીવાળુ એક ગામ છે ગામમા વાણિયા વેપારીની વસ્તી પણ સારા પ્રમાણમા છે અને વ્યાપાર રોજગારમા ઠીક ઠીક આગળ પડતી છે એમા પ્રભુદાસ શેઠનું ઘર સારૂ એવુ ગણાય છે ને શેઠનો વેપાર પણ બહોળો છે આનુ કારણ તો પ્રભુદાસ શેઠ ફક્ત પોતાની પત્ની જીવકોરના પુણ્ય પ્રતાપ ને જ ગણતા હતા! કેમકે શેઠ પ્રથમ તો સાધારણ એવો વેપાર કરતા હતા પણ જ્યારથી તેમના લગ્ન જીવકોર શેઠાણી સાથે થયા અને શેઠાણીએ પ્રભુદાસ શેઠના ઘરમા પગ મૂકયા ત્યારથી શેઠને ત્યા રિદ્ધિ સિદ્ધિ વસવા માડી અને શેઠાણી પણ ગુણે અને સ્વભાવે જેવા માયાળુ હતા તેવા દાનપુણ્ય કરવામા ધર્મ'શ સ હતા તેમનો એવો નિયમ હતો કે હરકોઇ ભૂખ્યા લૂલા લગડા અપગ અભ્યાગતને જમાડી પછી જ જમવુ!

શરૂઆતમાં તો એકબે કે ત્રણચાર એમ થોડા અભ્યગતો જમતા પણ જેમ જેમ શેઠાણીના આ નિયમની જાણ ગામમા અને આજુ બાજુના પ્રદેશમા ફેલાવા લાગી તેમ તેમ શેઠને ત્યા આવા અપગ અભ્યાગત તથા જતા આવતા વટેમાર્ગુની સખ્યા વધવા માડી જેમ આ અન્નદાનની વ્યવસ્થા વધવા માડી તેમ શેઠને ત્યા સમૃદ્ધિ પણ વધવા લાગી એટલે પ્રભુદાસ શેઠ તો એમજ માનતા હતા કે આ બધો પ્રતાપ શેઠાણીના દાનપુણ્યનો જ છે'

પણ ઇર્ષ્યાળુ વ્યાપારીઓ અને શેઠના સગા વહાલા પછી તો ટીકા કરવા માડયા, 'જો મોટી દાનપુણ્યની પુછડી ન જોઇ હોય તો' એ તો ઠીક છે' ચાર દિનનુ ચાદરડુ' પછી તો શેઠને પણ ખબર પડશે કે કેટલા વીશે સો થાય છે?' પણ શેઠાણી તો જાણે કશુ યે સાભળતા જ નથી એમ ગણી પોતાનો એ નિત્યધર્મ હોય તેમ પોતાના આ નિયમમા શાન પણે અડગ રહ્યા!

જ્યારે શેઠાણીએ સગાસબધીની આવી ટીકાને ન ગણકારી ત્યારે તેઓ શેઠને કહેવા માંડયા 'આમ બાયડીના કહેવા પ્રમાણે ચાલતા, તો છે એ પણ નાહકનુ ખોઇ બેસાશ'' ત્યારે શેઠ પણ શાત સ્વભાવે સાભળી રહેતા અને બહુ થાય ત્યારે એટલોજ ઉત્તર આપતા, 'અરે' ભાઇ' કોને ખબર છે કે અપણે કોના નશીબનુ ખાતા હશુ?'

શેઠ અને શેઠાણી ત્યારે તેઓને આમ ન ગણકારતા ત્યારે તેઓ ઘડીભર ઉધાઈ જતા અને મનમા જ સતોષ લઇ લેતા, 'ઠાળ છે ભાઇ! ઘડીક વહેણુ આવ્યુ છે તે ચાલવા દો પછી તો આપમેળે જ તે બધ થઇ જશે'' પરન્તુ જેમ અપગ અભ્યાગતો જમવામા વધવા માડયા તેમ શેઠની સમૃદ્ધિ અને કીર્તિ પણ વધવા માડયા એટલે આ સગાસબધીઓ અને બીજા વ્યાપારીઓ તો ઉલટાના ઇર્ષ્યાની આગમા જ શેકાવા લાગ્યા, અને પ્રસગ પડયે શેઠની કઇક ફજેતી થાય તેની રાહ જોતા રહ્યા'

એવામા એવી ખબર ફેલાઈ કે રાજના ગામડામા જેતો નામનો કાઠી બહારવટીઓ ફરી વળી મોટી લૂટ ચલવે તેવી તૈયારીઓ કરે છે, કેમકે આ જેતો દરબારમા ખાસ અગત માણસ તરીકે કામ કરતો હતો પણ રાજા સાથે કોઇ એક બીના કારણે મનમેળ ન થતા તેને રાજાએ પેર્યા લૂગડાભેર જ કાઢી મૂકયો અને તેનું વેર લેવા તે બહારવટીઓ થઇ રાજના ગામડા લૂટવા ધારે છે' અને પછી તો એ વાત ખરી પણ નીકળી કેમકે રોજ રોજ 'આજે જેતાએ આ ગામ ભાગ્યુ તો કાલે વળી આ ગામ લૂટયુ' એવા એવા સમાચારો મળવા માડયા

ગામમા પણ આ વાતની સારી એવી જાણ થઇ અને આ જેતા બહારવટીયાથી બચવા અને ગામનુ બની શકે તેટલુ રક્ષણ કરવા સહુ કોઈ તૈયાર થયુ શેઠના ઇર્ષ્યાળુઓએ તો એવી વાત ફેલાવી કે 'જેતો ફક્ત પૈસાદારને જ હેરાન કરે છે બીજા કોઇને નહિ''

અને એવા એ ગપગોળા સાથે શેઠ સામે ગામને પણ ઇર્ષ્યા થાય તેવી વાત ચલાવવા માડયા કે "આપણા ગામને કોઈએ સમૃદ્ધિવાળુ અને પૈસાદાર ગણાવ્યુ હોય તો આ શેઠે જ ! કેમકે તેમની શેઠાણીએ આમ અપગ અભ્યાગતોને જમાડી જમાડી ખોટી ખ્યાતિ મેળવી પોતે મહાન પૈસાદાર છે એવી છાપ ઊભી કરી છે ! હવે આ છાપને લઈ નક્કી જૈતો વહેલો મોડો આપણા ગામ પર ત્રાટકવાનો!' છતા ગામનોકો પણ તે વાતને હજુ સમર્થન આપતા નહિ કે ન તો શેઠાણી પોતાના આ અન્નદાનના નિયમમા કાંઈ ક્ષતિ લાવતા!

આખરે વિરોધીઓને પોતાની હૈયા વરાળ કાઢવા પ્રસગ પણ આવ્યો એક સાજે ગામના ભુરા ભરવાડે ગામનુ ધણ પાછુ લાવતા ગામના પટેલને ખબર પહોચાડયા કે આજ રાત્રે જૈત અને તેની ટોળી આપણા ગામ પર ત્રાટક્શે !

ગામનુ ધણ ચારવા જતા ભરવાડ લોકો સીમમા જ મોટે ભાગે પડયા પાથર્યા જ રહેતા હોય છે અને ત્યાં સીમમા દિવસ ભર સતાઇ પડયા રહેતા લૂટારા–બહારવટીઆ સાથે ભેટો થઇ જાય કે વખતે ચલમ ચૂસી પીવા પ્રસગ મળે કે વખતે ભાતુ ખવરાવવાનો પણ મોકો મળે ! આ રીતે ભુરાને જૈતાની ટોળીના માણસો સાથે મેળ થઇ જતા તેણે તેમની મારફતે જૈતો ગામ લૂટવા ધારે છે એવી વાત જાણી લીધી હતી અને ત્યાંથી જ ગામને બચાવવા તેણે સાજે ધણ વાળી લાવી પટેલને વાત કરી

જૈતો આવે છે એ વાત ગામમા ઘેર ઘેર પહોચી વળી શેઠ પણ ગામનુ રક્ષણ કરવા પટેલ સાથે મળી જે તે થઈ શકે તે તમામ કરવા માડયા પણ ઇર્ષાળુ લોકો તો નક્કી આ શેઠના પાપે જ આખુ ગામ આજ લુટાઈ જવાનુ એવી છાને છપરે વાતને ચગાવવા માડયા તો પણ શેઠ અને શેઠાણીએ ગામના લોકોને ન ડરવા અને બને તેટલી બધી મદદ કરવા પ્રયાસ આદર્યો

શેઠે તો પ્રથમ કહી દીધુ કે 'જો જૈતાને પૈસાની જ જરૂર હેય તો હુ આગળ આવી જેટલા આપી શકાય તેટલા પૈસા આપી દઉ " પણ ચતુર રામજી પટેલે કહ્યુ "શેઠ! એમ ઘડી ભર માનો કે તમે કે હુ આગળ આવી તેને જોઇએ તેટલા પૈસા આપી દઇએ પણ તેથી બહારવટે ચડેલો કાંઈ કદાચ ઉનટાનો વીફરે ને વધારે પૈસા માગે, અને એ રકઝકમા નાહક કઇક ખુવારી થઇ જાય"

'તો પછી શુ કરશુ?' શેઠે કહ્યુ

'એમ કરીએ સહુ પોતપોતાના ઘરમા રહી દરવાજા બધ કરી જાગતા રહે, ને ગામના થોડાક જુવાનો તથા સિપાઇઓ ચોરે બેસી જૈતાની તપાસ રાખતા રહે જો તે કાંઈ નુકસાન કરે તો તેનો સામનો કરવો અને એ વખતે સહુએ બહાર નીકળી જુવાનોને તથા સિપાઇઓને મદદ કરવી"

અને આવી મત્રણાને અતે પટેલે કહ્યુ તે રીતે વર્તવા સહુ કોઈ તૈયાર થયુ

રાત પડી ને મધરાત થવા આવી, તે વખતે જૈતો અને તેના સાગરીતો ગામમા આવી પહોચ્યા જૈતો તો ગામના પટેલના ઘર તરફ જવા લાગ્યો ત્યા તેનો સાથીદાર નાનભા તેને શેઠના ઘર તરફ ખેચી જવા લાગ્યો આનાકાની સાથે જૈતો નાનભાની સાથે શેઠના ઘર આગળ આવ્યો હજુ કાંઇ તેમણે નુકસાન કર્યું ન હતુ તેથી જુવાનો તથા સિપાઇ ચોરે બેસી જોઈ રહ્યા હતા

શેઠની ખડકી પાસે આવી નાનભા ખડકી જોરથી ખખડાવવા માડયો. પણ ખડકી ન ઉઘડી એટલે તે જોસ કરી ખડકીને તોડી પાડવા લાગ્યો, ત્યા તો જૈતો બોલી ઊઠયો 'નાનભા ! તમે જોર કરોમા હુ જ ખડકી ઉઘડાવુ છુ "

'પણ એમ કાંઇ ઉઘાડે એમ લાગતુ નથી'

'ભાઈ! ઊભો તો રહે મને પ્રયાસ કરી લેવા દે' તુ તારે હુ કાંઈ તને ન કહુ ત્યા સુધી છાનોમાનો ઊભો ઊભો જોયા કર'

'ભલે' કહી નાનભા એક બાજુ શાત ઊભો રહ્યો

'મા! શેઠાણી મા' ડેલી ઉઘડો!' શાત ચિત્ત જૈતો જાણે કોઇ ચિર પરિચિતને બોલાવતો હોય તેમ બોલાવવા માડયો આ જોઈ નાનભા બોલી ઊઠયો એમ કાઇ શેઠાણી આવી થોડી ખડકી ઉઘાડશે?'

'અરે ! ભાઇ ! મે તને કહ્યુ ને કે તું તારે છાનો માનો ખધુ જોયા કર ! હુ જે કરુ તે બોલ્યા વિના જોયા કરવાનુ !' જૈતો બોલ્યો અને ફરી પાછો ધીમેથી ખડકીનુ કડુ ખખડાવી બોલ્યો' 'શેઠાણીબા ' હુ જૈતો જમવા આવ્યો છુ' !'

'અરે જમવા કે લૂટ કરવા ?' નાનભાથી બોલ્યા વિના ન રહેવાયુ.

'કેમ પાછો બોલ્યો કે ?' જૈતાએ સહજ કરડા કીમા કહ્યુ અને ફરી પાછો ડેલી ખખડાવી બોલ્યો, 'શેઠાણી મા ' હુ જૈતો જમવા આવ્યો છુ ડેલી હવે ઉઘાડો '

પ્રથમ તો અદરથી કોઇ ન બોલ્યુ પણ જ્યારે જૈતાએ ઉપરા ઉપરી શેઠાણીને જમાડવાની વાત કરી ત્યારે અદરથી શેઠાણી બોલ્યા : 'જૈતાભાઇ ! તમે ખરેખર જમવાની વાત કરો છો કે છેતરપીડીની !'

શેઠાણીનો અવાજ સાભળી તો હોશથી બોલ્યો 'ના મા ! હુ ખરા દિલથી વાત કરુ છુ જમાડવાની '

'પણ એનો ભરોસો શો ?' શેઠાણીએ અદરથી જ પૂછ્યુ

'એની ખાત્રી આ તો કાઠીની જીભ !'

'પણ એનો વિશ્વાસ ખરો ?'

'જેમ તમારી જમાડવાની ટેક એમ મારે બોલ્યુ કોઈ દિ ન ફોક કરવુ એ ટેક ! ખરા કાઠીની એ ટેક !'

અને પછી આસ્તેથી ખડકી ઉઘડી શેઠ અને શેઠાણી તથા બીજા થોડાક માણસો ખડકી આગળ ઊભા હતા જેવી ખડકી ઉઘડી કે જૈતો એક નાનો છોકરો પોતાની જનેતાના પગે પડી નમસ્કાર કરે તેમ શેઠાણીના પગમા પડી બોલ્યો ' 'મા ' આ જૈતો તમારુ લુણ ખાઇને જ જીવ્યો છે એ કેમ કરી તમને કે તમારા ઘરને લૂટે !'

'મારા ઘરનુ લુણ ખાઇને !' શેઠાણી આશ્ચર્યથી બોલી ઊઠ્યા !

'હા, મા ' તમને યાદ કદાચ નહિ હોય પણ હુ એ પ્રસંગ કેમ ભૂલુ ? વીશ વર્ષનો હુ એ વખતે હતો મારા મા બાપ ગુજરી ગયા હુ કાઈ કામ ધધા વિનાનો રખડુ હતો ખાવાના પણ સાસા હતા. એ વખતે રાજા પાસે જઈ કાઇ સિપાઇગીરી કે એવી નોકરી મળે તે લાલચે જતો હતો રસ્તામા આ તમારુ ગામ આવ્યુ બપોરનો વખત હતો હુ ભૂખ્યો, દુખ્યો રડવડતો ગામને પાદરથી નીકળ્યો, ત્યા તમે અભ્યાગત અતિથિને જમાડો છો એવી જાણ થઈ. હુ એ રીતે તમારે ત્યા આવ્યો ને મા ' તમારા હાથનુ પીરસેલુ જમ્યો મે પછી મારી વાત કહી તમે દયા લાવી રાજા પાસે હુ' મારી નોકરી મેળવુ ત્યા સુધી મને ખાવા પીવાની મદદ માટે પાચ રૂપિયા રોકડા આપ્યા હતા ! અને તમારી મદદથી પછી હુ રાજાની નોકરીમા પણ રહી ગયો .. "

' તો પછી આપ બહારવટુ શા માટે !" શેઠ વચ્ચે જ બોલી ઊઠ્યા

" હા શેઠજી ! તમારો સવાલ સાચો છે. પણ વખત જતા રાજા સાથે અમારી એ યુવની માટે મારે અણબનાવ થઇ ગયો રાજા નરા પર ક્રોધે ભરાયા ને મને ભર્યો લૂગડે જ એ વખતે ત્યાથી કાઢી મૂકયો અને તેનુ વેર લેવા આમ બહારવટુ ખેડુ છુ !"

" હશે, મારા વીરા ! ચાલ તુ અને તારા સાગરીતો બેસી જાઓ ને જમી લો " શેઠાણીએ વાતને રોળી ટોળી નાખવા કહ્યુ

પછી તો ગામમા ખબર પડી કે લો અને તેના સાથીદારો તો શેઠાણીના હાથનુ પીરસેલુ જમવા બેઠા છે એટલે સહુ કોઇ બહાર આવી આ તમાસો જોવા લાગ્યા

જમાડતા જમાડતા શેઠાણીએ કહ્યુ " વીરા ! હવે મારી એક માગણી છે ! "

" શુ, મા ! "

" આ બહારવટુ છોડી દો નાહક બિચારા ગામડા થરથરે છે નિર્દોષ લોકો દુખી થાય છે "

" તો મા ! હુ મારો રોટલો કેમ રળી શકુ ?"

' એમ કરો, તમને હરકત ન હોયતો તમે મારે ત્યા જ રહી કામ કરો. "

"ભલે, મા! તમે એમ કહેતા હો તો એમ. પણ અમને કાઠી લોકોને તો રાજની નોકરી કે એવું કંઈક ઠીક લાગે." જેતો નિખાલસ ભાવથી જવાબ આપતો હતો.

એ સાંભળી ગામનાં લોકો તો આશ્ચર્યમાં ડૂબી ગયા. બહારવટીઆ જેવા બહારવટીઆને શેઠાણીએ તો નરમ ઘેંસ બનાવી જાણે કે પોતાનો છોકરો હોય તેવો બનાવી દીધો હતો. ગામને બચાવ્યું હતું!

ત્યાં તો રામજી પટેલ બોલ્યા: "જેતા ભાઈ! જો તમે માનો તો હું ફરી પાછા તમને રાજની નોકરીમાં ચડાવી દઉં."

"એમ થાશે!"

"હા, હા, ચોક્કસ."

"તો મારે તો એ જ જોઈએ છે" જતાએ કહ્યું.

પછી નિરાંતથી ત્યાં જેતો અને તેનાં સાગરીતો રાત રહ્યા. બીજે દિવસે રામજી પટેલ અને શેઠ જેતાને લઈ રાજા પાસે ગયા. ત્યાં સઘળી વાત કરી રાજાનાં મનામણાં કરાવ્યા. રાજાએ જેતાને પાછો નોકરીમાં રાખી લીધો, અને તેનાં સાથીદારોને પણ જે તે નોકરી કે કામ ધંધાએ ચડાવી દીધા!

જેતો પછી શેઠાણીમાને તથા શેઠને અને પટેલ-ને નમી રહ્યો.

આમ અન્નદાનનાં ટેક વાળા જીવકોર શેઠાણી પછી તો ગામનાં એક અન્નપૂર્ણા દેવી જેવા જ ગણાવા લાગ્યા! એમણે પોતાનાં અડગ નિશ્ચયથી જેતા જેવા બહારવટીઆને તથા તેનાં સાથીદારોને સાચા માણસો બનાવ્યા હતા! સૌરાષ્ટ્રની ભૂમિ આવી સન્નારીઓથી પવિત્ર છે!

❁

## પરિભ્રમણ : [ પાન ૨૯૧થી ]

### ધતીંગ

અનાજની અછતના નામે કોઈ ગૌરવવંતો વ્યુહ રાષ્ટ્રીય રાજ્ય કે વ્યક્તિના ધોરણે ચાલવાનો હોય તેવાં ચિન્હો દ્રષ્ટિગોચર થતાં નથી. એમ લાગે છે કે જાણે ધતીંગ ચાલી રહ્યું છે. વધુ અનાજ તો, ખેતરોમાં વાવી શકાય. પણ અપવાદ સિવાય મોટા ભાગના ખેતરો ખાલી છે. ખેચાર પ્રધાનના બંગલામાં શાકભાજીના બી રોપ્યાં હોય તો જાણે વાઘ માર્યો હોય તેમ અખબારને પ્રથમ પાને સમાચાર ચમકી જાય છે. કોઈ પ્રધાન અઠવાડિયામાં એક દિવસ એક ટંક ભોજનનો અથવા ચોખાનો ત્યાગ કરે તો ચારેકોર પટ્ટી લગાવી મોટા ટાઇપમાં તંત્રીઓ છાપી મારે છે. શાસ્ત્રીજીએ જ્યારથી સોમવારના એકટાણાથી વાત કરી ત્યારથી સો કોઈ એ ધંધો લઈ બેઠા છે અને જાણે પ્રચારની હરીફાઈ માંડી હોય તેમ આતવારે–છાશવારે કોઈ ગામની, કોઈ સમુહ, મંડળી કે સંસ્થાની જાહેરાત થતી જ રહે છે. છાપાઓમાં 'miss – a – meal' એક ટંક ભોજન છોડો'ની જાહેર ખબરો પાછળ લાખો રૂપિયાનું આંધણુ થઈ જવા સંભવ છે. વળી બંગલાના કંપા-ઉન્ડ તથા રેલવે લાઇનની બાજુની જમીનમાં વાવે-તર કરવાની વાત વ્યવહારુ લાગતી નથી કેમકે આ જમીનને ખેડવા લાયક બનાવવા માટે જ એટલો ખર્ચ થાય કે વળતરના હિસાબે તે પાલવે નહીં. આ બધા ભગીરથ કામો છે. જ્યાં સુધી કર્તવ્યની ભાવના દરેક દેશજનમાં આપમેળે જાગે નહીં ત્યાંસુધી પ્રચાર એટલે શક્તિ અને નાણાનો દુર્વ્યય. દેશ માથે એક પ્રચંડ આંધિ તોળાઇ રહી છે, અને જો આપણે 'તૈયાર નહીં' હોઈએ તો, સ્વાધીનતાને ભરખી જશે. એકાદ ટંક શું દિવસો સુધી, મહિનાઓ સુધી અથવા પરિસ્થિતિ સુધરે નહીં ત્યાં સુધી હંમેશ એકવાર જમવાની અથવા બે દિવસે એકવાર જમ-વાની ફરજ આવી જ પડે ત્યારે શું થશે? જે પ્રજા રાષ્ટ્રના હિતમાં આચાર સંહિતા પાળતી નથી અને વાણીમાં–વર્તનમાં ગૌરવ સ્થાપી શકતી નથી તેની છેવટે તો હાંસી થાય છે. દૂનિયાના રાષ્ટ્રો આપણી હાંસી કરે તે પહેલાં સમજી લઇએ. દરેક ખેતરને ખાતર અને પાણી બે વાનાં મળી રહે એવો આદર્શ મૂર્ત બનાવતાં કેટલો સમય, શક્તિ અને નાણું જોઇએ તેનો અંદાજ લગાવી, મંડી પડીએ.

# સાચો ધર્મ

નતીશચંદ્ર વૈષ્ણવ

આપણા દેશના લોકોની એક ખાસિયત છે. થોડા સૈનિક હોય કે વધુ પણ વિજય તો આપણો જ હોય. મોગલ લોકોનું દરિયા જેવું લશ્કર પણ રજપૂતોના ઝરણાં જેવા લશ્કર પાસે હાર ખાતું. કારણ કે મોગલ લોકોના લશ્કરના સૈનિકો રોટલીને માટે લડતા હતા. જ્યારે રજપૂતોના સૈનિકો દેશને માટે, સ્વાભિમાનને માટે લડતા હતા. એક દેશપ્રેમી સૈનિક અનેક દુશ્મનોને પરાજિત કરી શકે છે.

આવા એક દેશપ્રેમી બાળકની વાત તમારી પાસે કરી રહ્યો છું.

મહારાણા પ્રતાપને કોણ ઓળખતું નહિ હોય? આ રાણા પ્રતાપ પોતના કેટલાક વીર સરદારોની સાથે કિલ્લા પર આંટા મારી રહ્યા હતા. રાણાના મુખ પર ચિંતા હતી. કિલ્લો ચોતરફથી ઘેરાઇ ગયો હતો. મોગલોએ કિલ્લાના દરવાજા પાસે જ અડ્ડો જમાવ્યો હતો. બહાર જવાનો કોઇ રસ્તો જણાતો ન હતો. રજપુત સૈનિકો તલવારબાજી કરવા તૈયાર હતા ફક્ત 'રાણાજી! હવે તો હુમલો કરવાની રજા આપવી જોઇએ.'–એટલી વાર હતી.

રાણા પ્રતાપ વીર હતા. એનું હૃદય કેસરિયા કરવા માટે ઉછળતું હતું. પણ વીર યોદ્ધા સાથે તે રાજનીતિજ્ઞ પણ હતા. તે સાચું ખોટું સમજતા હતા. તેમનો જવાબ હતો: 'લડવું એક ખરાબ સાહસ છે. આપણે જરૂર હારી જશું. હા, એક રસ્તો છે. કોઇ મોગલ સૈન્યમાં જઇને ભેદ લાવી શકે તો આપણે વિજયી થઇ શકીએ. શું તમારામાથી કોઇ તૈયાર છે બલિદાન આપવા માટે?'

ઘડીભર બધા મૂગા થઇ ગયા. સાવજની ગુફામાં જઇ સિંહણનું દૂધ લાવી શકાય; ભડભડ બળતા અગ્નિમાં કુદકો મારી શકાય; પણ વિશાળ મોગલ સૈન્યમાં જઇ બાતમી મેળવી ન શકાય. વળી ચોરી-છૂપીથી બાતમી મેળવવી રજપૂતોને પસંદ ન હતું. તેઓ ફક્ત લડવું સમજતા. રાણા પ્રતાપ પોતે બ। સમજતા પણ લડાઇમાં કુનેહબાજી લડાવ્યા સિવાય છૂટકો નથી.

રાણાનો ગંભીર અવાજ આવ્યો: 'શું કોઇ જવા તૈયાર નથી?'

ખૂણામાંથી અવાજ આવ્યો: 'મહારાણા, હું જઇશ'

વાંકડી મૂછોવાળા સરદારોએ નજર ફેરવી. એક સત્તર વર્ષનો બાળક ઊભો હતો. રૂપાળો, વિશાળ કપાળવાળો, તેજસ્વી ચહેરાવાળો.

'શાબાશ!' રાણાએ ખુશ થતા કહ્યું: 'પરંતુ તું બાળક છે. હું તારાં સાહસિક સ્વભાવની પ્રશંસા કરું છું.'

'બાળક!' સત્તર વર્ષનો બાળક હસતો બોલ્યો: 'રાણાજી! જ્યારે દેશની સરહદો પર દુશ્મનો તીર છોડતા હોય ત્યારે બાળક–વૃદ્ધ–જવાન બધા એક જ છે. તમે જે હવા, પાણી, અનાજ લઇ રહ્યા છો તે જ હું લઇ રહ્યો છું. તમારી નસોમાં જે રાજપૂતી લોહી છે તે જ મારી નસોમા છે.'

રૂંડી પોતાના કોરડા દુનિયાને મારતી હતી. તેવા સમયે કિલ્લાનો દરવાજો ઉઘડયો. શસ્ત્ર સજ્જિત એક યુવક મોગલ છાવણી તરફ જઇ રહ્યો હતો. રસ્તામાં ચોકીદારે ભાલાની અણી ધરીને રોકયો. મક્કમ ઉત્તર મળ્યો: 'રાણા પ્રતાપનો ખાસ રાજદૂત.'

તે યુવક હિંમતથી છાવણીમાં ઘૂસી ગયો. અંદર નાચ થઇ રહ્યો હતો. દારૂની પ્યાલીઓ પડી હતી. માદક સંગીત રણઝણતું હતું.

"આ બધું બંધ કરો." બાળકે બૂમ પાડી. નર્તકી થથરી ગઇ. સેનાપતિ ધ્રૂજી ઊઠયા. રક્ષકોએ તલવારો બહાર ખેંચી કાઢી.

સેનાપતિ ઓળખી ગયો. 'અહોહોહો!...... મહારાણા પ્રતાપના દૂત! કહો, આપનું આગમન કયાં કારણોસર થયું.'

ઉત્તર મળ્યો. 'રાણા પ્રતાપ તમારી લશ્કરી તાકાત જોઇ ડરી ગયા છે' બાળકે તરત જ મધિ પત્ર કાઢી સેનાપતિ સમક્ષ ધર્યો

સેનાપતિનુ નામ હતુ હૈદરખા બડો નાલાયક હિંદુઓને જીવતા ન મૂકે બાદશાહના હુકમનો અમલ પણ હૈદરખા જ કરતો તે આવો સુવર્ણ સદેશ સાભળીને ખુશ કેમ ન થાય? બાળકને તે ભેટી પડયો હીરાની બે વીટી, કિંમતી દરબારી પોશાક, અને જેની મૂઠ રત્નોથી જડેલી છે તેવી તલવાર બાળકને ભેટ આપી

' વીર સૈનિક' રાણાજીને જઇ કહો કે સેના-પતિ હૈદરખા આજથી સાતમે દિવસે તમારુ સ્વાગત કરશે "

'હુ જાઉ? હૈદરખા રાણાજી પોતે અહી આવે તે તો કાયર છે તમે અને હુ વીર છીએ. મે એક વફાદારી બજાવી હવે તો હુ અહી જ રહીશ "

હૈદરખા કહે ' અમારા લશ્કરમા તમારા જેવા બહાદુરની જરૂર છે"

પણ બાળક ઉદાસ થઇ ગયો સેનાપતિ, રાજપૂત જાતિમા હવે કઇ રહ્યુ નથી મને જાતિ પરથી વિશ્વાસ ઊઠી ગયો છે શુ તમે મને મુસ્લીમ ધર્મ સ્વીકારવા દેશો?"

ધતડપતડ ધતડપતડ વાજા – ઢોલ – નગારા વાગવા લાગ્યા ધોળી દાઢીવાળા મૌલવી આવ્યા બાળકે કલમો [ કુરાનનુ મૂળ સૂત્ર ] પઢયુ મૌલવીએ બાળકને તુર્કી ટોપી પહેરાવી બાળક ખૂબ ખૂબ પ્રસન્ન હોવાનો ડોળ કરતો હતો

મહારાણા પ્રતાપ પાસે આ 'ખુશખબર' પહોચી રાણાનો ગુસ્સો ઉછળી આવ્યો સરદારોની લાલ આંખો વધુ લાલ બની – સળગતા અગારા જેવી

રોજ અરધી રાતના એક તીર ચીતોડના ગઢ પર આવતુ તે તીરમા સાથે કાગળ બાધેલો હોય જેમા સઘળી લશ્કરી બાતમી લખી હોય બરોબર સાત દિવસ સુધી આ પ્રમાણે બન્યુ બાળક પણ નાચ ગાનમા મસ્ત રહેતો દારૂ પણ તે પીતે એક અચ્છો મુસલમાન હોવાનો દાવો કરતો

* * *

આજ સાતમો દિવસ હતો મોગલો બેખબર હતા ખૂબ દારૂ ઢીચીને પડયા હતા સૈનિકોને એવો ખ્યાલ હતો કે સવાર થતા રાણા આવશે દારૂની પ્યાલીઓ ઉડશે, પ્રત્યેક સૈનિકોને ભેટ સોગાદો મળશે ત્યાતો પસદ કરાયેલા રજપૂતો પરોઢિયે પૂર્વની તરફથી તલવારોના ચમકારા સાથે નીકળ્યા સારો પાક થયેલો જોઇ ખેડૂત દાતરડુ લઇને પાકને વાઢવા માડે તેમ રજપૂતો પણ વ્યસની મોગલોના વ્યસનનો લાભ લઇને તલવારોના ચમકારા બોલાવતા કચ્ચરઘાણ વાળવા લાગ્યા પેલો બાળક પણ અગાઉથી ધ્યાનમા રાખેલ મોગલ સરદારોના ખુરદો બોલાવવા લાગ્યો બરોબર ત્રણ કલાક યુદ્ધ ચાલ્યુ મોગલોની લાશોના ઢગલા થઇ ગયા કેટલાક જાન બચાવવા ભાગવા લાગ્યા હૈદરખાનો તો પત્તો પણ ન લાગ્યો રજપૂતોની તલવારોએ આજે એક પણ બલિદાન અપાવ્યુ ન હતુ

લડાઇ શાત પડી રાણાએ હુકમ કર્યો બાળકને પકડી લેવામાં આવે' બાળક તૈયાર જ હતો તેને રહેજ પણ આશ્ચર્ય ન થયુ.

રાણાના દરબારમા રાણા સમક્ષ બાળકને હાજર કરવામા આવ્યો

રાણાએ કહ્યુ "તમે બાળક થઇને વીરતાનુ કાર્ય કર્યુ છે માટે તમને પાચ ગામડાની જાગીર અને પૂરા સો ઘોડા આપવામા આવે છે પરતુ તમે જાતિદ્રોહી છો. તમે તમારી જાન બચાવી તમારા ધર્મને ખોયો છે આ તમારી વીરતાની કમજોરી છે મને દુખ થાય છે '

વીર બાળક ખડખડાટ હસી પડયો તેનો જવાબ કેટલો અસરકારક હતો '

'મહારાણા હુ બાળક થઇને બોલુ છુ તે અયોગ્ય હોય તો માફ કરશો હુ બાળકબુદ્ધિમા સમજુ છુ તે કહુ છુ મહારાણા હુ બાળક છુ પણ રજપૂત છુ રજપૂત બચ્ચો કદી મૃત્યુથી ડરતો

નથી. મરવું તે પણ માતૃભૂમિને માટે તે તો મારે મન ભાવતું ભોજન છે. હું મોગલોની છાવણીમાં જઇને મૃત્યુને પસંદ કરત નો બાતમી ક્યાંથી આપને પ્રાપ્ત થાત ? મેં સ્વાભિમાનનું બલિદાન આપી મુસલમાન બનીને મેવાડમાતાના ગળામાંથી 'હાર'નો હાર દૂર કર્યો છે. ધર્મ શું છે તે કોઇ જાણતું લાગતું નથી. ધર્મ એટલે શ્રદ્ધા. ધર્મ એટલે ફરજ. કલમો પઢવાથી કે તુર્કી ટોપી પહેરવાથી કંઇ મુસલમાન થવાતું નથી. તમે બધા જેને ધર્મ માનો છો તે ધર્મ નથી માત્ર અંધ-શ્રદ્ધા છે.

'મેં મારો ધર્મ દેશની આબરૂ બચાવવામાં માન્યો. મેં મુસલમાન બનીને જે કર્યું છે તે આપના સરદારો એક લાખ વર્ષ હિન્દુ રહીને કરી શકત નહી. બહારથી હું મુસલમાન બન્યો પણ હૃદયથી એક સાચો રજપૂત છું; પવિત્ર હિન્દુ છું.'

સત્તર વર્ષના બાળકના તમતમતા શબ્દો સાંભળી દરબાર ચકિત થઇ ગયો. રાણા પ્રતાપે પણ આવો હજી ઉત્તર સાંભળ્યો ન હતો. રાણા સમજતા હતા કે બાળક સાચો છે; મેવાડના વિજયનો યશ બાળકને છે.

રાણાએ પૂછ્યું : "બોલો સામંતો શું ન્યાય આપો છો ?"

સરદારો દેખતી આંખે આંધળા હતા. તેઓએ એક સાથે કહ્યું : 'જાતિદ્રોહીને મોતની સજા.'

બહુમતિ આગળ રાણાની હાર થઇ. રાણાએ બાળકને મોતની સજા ફરમાવી. ચિતોડના કિલ્લાના વિશાળ દરવાજાની સામે તે બાળકને ફાંસી આપવામાં આવી. આ વીર બાળકે અંતે તો સ્વદેશ માટે જ જીવનનું બલિદાન આપ્યું.

રાણા પ્રતાપને ઘણું દુઃખ લાગ્યું. બાળકની ભસ્મ ઉપર રાણા પ્રતાપે પોતાની દેખરેખ નીચે એક 'સંગેમરમરનું' મંદિર બનાવ્યું. આ મંદિરમાં કોઇ દેવતાની મૂર્તિ નથી કે ઘંટા નથી કે ઝાલર નથી. ફક્ત તળાવને કિનારે આ મંદિર શાંતિથી ભૂતકાળનું રહસ્ય છુપાવતું ઊભું છે. આજે પણ આ મંદિરની એક દિવાલ પર કોતરેલું છે : 'દેશદ્રોહીની વીરતાની યાદગારમાં.' પ્રવાસે જનારા આ મંદિરની અચૂક મુલાકાત લે છે. બગાયને જાણે એક પ્રશ્ન મંદિરમાંથી ઊઠતો સંભળાય છે. "સાચો ધર્મ કયો હોય શકે ?"

*

"આપણા અને પરમાત્મા વચ્ચે આપણો અહંકાર એ અંતરાય છે."

આપણું બધું જ કામ પ્રભુ કરી રહ્યો છે અથવા આત્મતત્ત્વ કરી રહ્યું છે એ દિવ્ય શક્તિ સિવાય કોઇથી કશું જ થઇ શકતું નથી એવો દૃઢ નિશ્ચય થવો જોઇએ. એટલે આપણો ક્ષુલ્લક અહંભાવ આપોઆપ નિવૃત્ત થઈ જાય છે. આપણા અને પરમાત્મા વચ્ચે આપણો અહંકાર એ અંતરાય છે' એ અહંકારને લઇને જ આપણે સુખી દુઃખી થઇએ છીએ. એટલે સુખમાં છલકાટ ન આવે અને દુઃખમાં ગભરામણ ન થાય. એ બધો બોજો તે આત્મા સાક્ષી — પ્રભુ ઉપર છે, મારી ઉપર કોઈ બોજો નથી. બોજાને બાજુ ઉપર રાખીએ, કે તે બોજો માથા ઉપર રાખીએ, તો પણ બોજો તો એની ઉપર જ છે. માટે નાહકનો બોજો પોતાના માથા ઉપર રાખી હેરાન શા માટે થવું ? આટલો વિચાર કરે તો માણસ વ્યવહારમાં આનંદથી વિચરી શકે છે. આવા વિચારો પોતાની સન્મુખ રહેવા જોઇએ. લગાર વિહ્વળતા થાય કે સમજવું કે અહંકારે ક્યાંક પ્રવેશ કર્યો છે.

—જ્ઞાનયોગી ચંદુભાઇ



# કૃપાયતન પ્રકાશન

| | |
|---|---|
| આવા હતા બાપુ – ૧-૨-૩-૪ | ૨–૦૦ |
| ગાંધી-ગુરુ — | ૧–૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન | ૧–૨૫ |
| અલ્લાહના બંદાઓ | ૦–૩૭ |
| મસ્તીની પળોમાં — | ૦–૬૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા | ૦–૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા | ૦–૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા — | ૦–૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા — | ૦–૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા | ૦–૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા | ૦–૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | ૦–૧૫ |
| રામતીર્થની રત્નમાલા | ૦–૩૫ |


। ઈશ્વર અલ્લા તેરે નામ,
॥ સબકો સન્મતિ દે ભગવાન.

# વૈષ્ણવજન

વર્ષ : ૪ જાન્યુઆરી : ૧૯૬૫ અંક : ૧૦


## અનુક્રમણિકા






સંપાદક : નવીન ગાંધી


### સૂચના

**(ગ્રાહકોને)**

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

* * *

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંસ્થા તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

*

**(લેખકોને)**

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું.

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઑફપ્રીન્ટસ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી મોકલાય છે.

**લવાજમ**

દેશમાં (વરસનું) ૭ રૂપિયા
પરદેશમાં બાર શિલિંગ.


"વૈષ્ણવજન"
૬, રામકૃષ્ણનગર
રાજકોટ-૨

પ્રકાશક અને મુદ્રકઃ ધીરેન ગાંધી, સુરૂપ મુદ્રિકા, રાજકોટ.

[illegible]



ઉદ્ધરેદાત્મનાત્માનમ્

# પથદીપ

આચાર્યશ્રી રજનીશજી ]

[ સંત તારણ તરણ જયંતિના પુણ્ય પ્રસંગે આચાર્ય રજનીશજીએ સૌ. સોહન બાફનાને લખેલા અને સંત તારણ તરણ જયંતિ સમારોહ સમિતિ, સાગર" મ૦ પ્ર૦ દ્વારા પુસ્તિકારૂપે પ્રગટ થયેલા અગિયાર પ્રેરણાદાયી પત્રોમાથી બે પત્રોનો અનુવાદ આપવામાં આવ્યો છે. અન્ય પત્રો પણ ક્રમશઃ પ્રગટ કરવામા આવશે ]

## (૧)

પરમાત્મા સિવાય બીજું કોઇ સંતુષ્ટ નથી. એના સિવાય બીજી કોઇ ચીજ મનુષ્યના હૃદયને તૃપ્ત કરવામા અસમર્થ છે.



એક રાજમહેલ પાસે મોટી ભીડ જામી હતી.

વાત એમ હતી કે કોઈ એક ફકીરે સમ્રાટ પાસે ભિક્ષા માગી હતી.

સમ્રાટે ફકીરને કહ્યું, 'તમારી જે કઇ ઈચ્છા થાય એ માગી લો."

દિવસનો પ્રથમ યાચક જે કંઇ ઇચ્છા વ્યક્ત કરે એ પૂર્ણ કરવાનો સમ્રાટનો નિયમ હતો.

ફકીરે સમ્રાટની સામે પોતાનું ભિક્ષાપાત્ર ધરીને કહ્યું, "મારે વિશેષ કંઈ જોઇતું નથી. આ નાનકડું પાત્ર સુવર્ણ મુદ્રાથી ભરી આપો એટલે બસ!"

સમ્રાટને થયું કે આ નાનકડું ભિક્ષાપાત્ર સુવર્ણ મુદ્રાથી ભરી આપવું એ કઈ મોટી વાત છે?



પણ જ્યારે એ ભિક્ષાપાત્રમાં સુવર્ણ મુદ્રાઓ નાખવામાં આવી ત્યારે જણાયું કે એને ભરવું અસંભવિત હતું. જાણે

કોઇ જાદુઇ પાત્ર ન હોય! જેમ જેમ એ પાત્રમાં વધુને વધુ મુદ્રાઓ ઠલવાતી ગઇ એમ એમ એ વધુને વધુ ખાલી થતું ગયું.

આથી સમ્રાટને નિરાશ અને હેરાન થતા જોઈને ફકીરે કહ્યું, "પાત્ર ભરી શકાય એમ ન હોય તો એમ કહી દો. હું ખાલી પાત્ર લઈને ચાલતો થાઉં. વધુમાં વધુ એમ કહેવાશે કે સમ્રાટ પોતાનું વચન પાળી ન શક્યા એટલું જ ને!"

એટલી સહેલાઈથી સમ્રાટ પોતાની અશક્તિ કેમ કબૂલ કરે? એમણે ફકીરનું પાત્ર ભરવા માટે પોતાનો સારો ય ખજાનો ખાલી કરી નાખ્યો. પરંતુ ફકીરનું પાત્ર ખાલીનું ખાલી જ રહ્યું. સમ્રાટ પાસે જે કંઇ હતું એ બધું જ એમણે ફકીરના પાત્રમાં ઠલવાવી દીધું, પણ એ અદ્‌ભુત પાત્ર ન ભરાયું તે ન જ ભરાયું.

અંતે સમ્રાટે કહ્યું, "ભિક્ષુ! તમારું ભિક્ષાપાત્ર કોઇ સાધારણ પાત્ર નથી. આ પાત્ર ભરવું એ મારી શક્તિ બહારની વાત છે. પરંતુ આ અદ્‌ભુત પાત્રનું રહસ્ય શું એ હું જાણી શકું ખરો?'

ફકીર હસી પડયો અને બોલ્યો, "કોઇ ખાસ રહસ્ય નથી. આ પાત્ર મનુષ્યના હૃદયનું બનાવેલું છે. શું તમે એટલું પણ નથી જાણતા કે મનુષ્યનું હૃદય કદિ ભરી શકાતું નથી! ધનથી, પદથી, જ્ઞાનથી ગમે એનાથી એને ભરો પણ એ ખાલી જ રહેવાનું, કારણ કે આવી ચીજોથી ભરાવા એ નિર્માણ થયું જ નથી. આ સત્ય ન જણવાને કારણે જ મનુષ્ય જેટલું પામે છે એટલો જ દરિદ્ર બનતો જાય છે. શું કામ? કારણ કે હૃદય તો પરમાત્માને પામવા માટે જે નિર્માણ થયું છે."

❂

શાન્તિ ચાહો છો? સંતૃપ્તિ ચાહો છો? તો તમારા સંકલ્પને કહેવા દો કે પરમાત્મા સિવાય મારે કોઇ ચીજ જોઈતી નથી.



(૨)

હું લોકોને ભયથી કંપતા દેખું છું. એમનું સારું ય જીવન ભયના નારકીય કંપમાં વ્યતિત થઇ જાય છે, કારણ કે તેઓ કેવળ બાહ્ય સંપત્તિને જ જાણે છે. જેટલી બાહ્ય સંપત્તિ વધે છે. એટલો જ ભય પણ વધતો જાય છે, જ્યારે લોકો ભયમાંથી મુક્ત થવાની ઘેલછામાં

બાજી સંપત્તિ પાછળ દોટ મુકતા હોય છે. એક એવી પણ સંપત્તિ છે, જે દરેક મનુષ્યના અંતરમા રહેલી છે અને જે એ સંપત્તિને ઓળખી લે છે એ અભય બની જાય છે એટનું સૌને સમજાય જાય તો કેવું સારું!

૯

અમાસની સાંજ હતી. સુર્ય પશ્ચિમમાં ઢળી રહ્યો હતો. થોડા સમયમાં જ રાત્રિનો અંધકાર છવાઇ જવામાં હતો.

એક વૃદ્ધ સંન્યાસી પોતાના એક યુવાન શિષ્યની સાથે એક જંગલમાંથી પસાર થઇ રહ્યા હતા. અંધારાના ઓળા ઉતરતાં એમણે પોતાના યુવાન શિષ્યને પુછ્યુંઃ "રાત પડવા આવી છે. ગાઢ જંગલ છે. આગળ માર્ગમા કંઇ ભય તો નથી ને!"

ગુરુ પાસેથી આવો પ્રશ્ન સાંભળીને યુવાન શિષ્ય સજ્જડ થઈ ગયો, સંન્યાસીને વળી ભય શો! ભય ક્યાંય બહાર તો હોતો નથી, એના મૂળ તો ક્યાક અંદર જ પથરાયેલો હોય છે.!

બન્ને આગળ વધ્યા. સંધ્યા ઢળ્યે વૃદ્ધ સંન્યાસીએ પોતાની ઝોળી યુવાન શિષ્યને આપી અને પોતે શૌચ માટે ગયા. શિષ્યને ઝોળી આપતી વખતે પણ એમના ચહેરા ઉપર ચિન્તા અને ભયની લાગણી તરી આવી. જેવા એ બાજુમાં ગયા કે તુરત જ શિષ્યે ઝોળી તપાસી તો એમા સોનાની એક પાટ હતી. શિષ્યના આશ્ચર્યનું નિરાકરણ થઈ ગયું. એને ગુરુના ભયનું કારણ સમજાઈ ગયું.

વૃદ્ધ સંન્યાસીએ આવીને તુરત જ શિષ્ય પાસેથી ઝોળી લઈ લીધી અને બન્ને આગળ વધ્યા.

કાજળ ઘેરી રાત જામવા લાગી અને નિર્જન વનનો માર્ગ ઘનઘોર અંધકારમા ઢકાઈ ગયો ત્યારે વૃદ્ધ સંન્યાસીએ ફરી એનો એ પ્રશ્ન કર્યો. ગુરુનો પ્રશ્ન સાભળી શિષ્ય ખડખડ હસી પડ્યો અને બોલ્યોઃ "હવે આપ નિર્ભય રહો! આપણે ભયની બહાર નીકળી ગયા છીએ"

વૃદ્ધ સન્યાસીએ આશ્ચર્યથી શિષ્ય સામે જોઈને પૂછ્યું : "હજી જંગલ ક્યા સમાપ્ત થયું છે?"



યુવાન શિષ્યે જવાબ આપ્યો : "જંગલ તો સમાપ્ત નથી થયું પણ ભય સમાપ્ત થઈ ગયો છે. એને હું પાછળ કૂવામાં ફેંકતો આવ્યો છું."

વૃદ્ધ સંન્યાસીએ આ સાંભળીને ગભરાટ સાથે પોતાની ઝોળી

તપાસવા માંડી, પણ એમાં તો સોનાની પાટને બદલે પથ્થરનો ટુકડો હાથ આવ્યો. એક ક્ષણ તો એને લાગ્યું કે હમણાં જ પોતાનું હૃદય બંધ પડી જશે. પણ બીજી જ ક્ષણે એ વૃદ્ધ સંન્યાસી જાગૃત બની ગયો અમાસની કાળી રાત એને માટે પુર્ણિમાની ઉજળી રાત બની ગઇ. એને જે નવું દર્શન થયું એનાથી પ્રસન્ન થઇને એ નાચી ઊઠયો. એક અદ્ભુત સત્યનું એને દર્શન થયું હતું.

એ રાત્રિએ આગળ વધવાને બદલે તેઓ એ ગાઢ જ ગહ્વરમાં જ રોકાઇ ગયા હવે ત્યાં ન હોતો અંધકાર કે નહોતો ભય.

*

સંપત્તિ સંપત્તિ વચ્ચે ભેદ છે બાહ્ય સમૃદ્ધથી ઉપલબ્ધ થતી સંપત્તિ વસ્તુત, સંપત્તિ જ નથી ખરૂં જોતા એને વિપત્તિ જ કહેવાય. વાસ્તવિક સંપત્તિ તો અંદરના કમાડ ઉઘાડવાથીજ પ્રાપ્ત થઇ શકે છે જેનાથી ભયનો અનુભવ થાય એ વિપત્તિ છે જેનાથી અભય પ્રાપ્ત થાય એને જ હું સંપત્તિ કહું છુ



## વિરાટ વામન

વામન ભયો વિરાટ.
ટચૂકડા માનવીની કેવી જબ્બર છીવનવાટ !
વામન ભયો વિરાટ.
સાવ હતો સાધારણ કિંતુ ચેતન કેરો તણખો,
સૂર થઇને સળગી ઊઠયો, ધન્ય ધુરંધર મનખો;
શાંત સૌમ્ય પણ પૂણ્ય પ્રકોપે ભ્રૃકુટિ ચડી લલાટ.
વામન ભયો વિરાટ.
રહ્યો સાવ સામાન્ય માનવી આજીવન આમરણે,
હટી ન એની માનવતા લવ આવરણે આભરણે,
એની બેઠક આજ છે સૂની, ગરીબ પૃથ્વીપાટ.
વામન ભયો વિરાટ.
એને ભૂલવો ! આ તો ભૂલવી માનવતા;
દેવ દાનવો કરે અસૂયા એવી નમ્ર વિમલતા,
એ દૃઢતા, એ સત્ય સ્નેહ, એ શૌર્ય, સ્હેજ સમ્રાટ.
વામન ભયો વિરાટ
ત્રણ પગલા પણ ભર્યાં ન પૂરા, ત્યાં સંકેલી લીલા,
કિંતુ પગલે પગલે ખીલ્યા ચેતનફૂલ રસીલા,
માનવતા મધમઘ મ્હેકી એ પૂણ્યશ્લોક પમરાટ.
વામન ભયો વિરાટ

સરોદ

"વામન ભયો વિરાટ"



જન્મ. ૨-૧૦-૧૯૦૪ ]   લાલબહાદુર શાસ્ત્રી   [ અવસાન ૧૧-૧-૧૯૬૬

# પરિભ્રમણ

**'આશુતોષ'**

## ૧૯૬૫

ઈસુના એક વધુ વર્ષે વિદાય લીધી છે. સમયની ગતિ નિરંતર વહ્યા કરે છે તેમાં એક વર્ષના સરવૈયાનો શો અર્થ ? પણ માનવીની મર્યાદા, સમયની પણ મર્યાદા બાંધે છે. આ વર્ષે ચન્દ્રને પદાક્રાન્ત કરવાની દિશામાં અમેરિકા અને રશિયા બન્નેએ અવકાશ સિદ્ધિના ભવ્ય પ્રયોગ કરી બતાવ્યા. રશિયાએ લ્યુના પાંચને ઠેઠ ચંદ્ર સુધી મોકલ્યું તો અમેરિકાએ જેમિની, ૭ અને ૬નું, અવકાશમાં મિલન ગોઠવી, ચન્દ્ર માટે નિસરણી બનાવી. વિયેટનામ પર અમેરિકાએ બોમ્બમારો જલદ બનાવ્યો અને વિયેટકોન્ગનો પ્રતિકાર પણ એટલો જ સબળ બન્યો. વર્ષાન્તે બન્ને પક્ષ એટલા જ જોરમાં છે. નામદાર પોપ યુનોની મુલાકાત લઇ આવ્યા. તેમજ વિયેટનામમાં લાગતાવળગતાઓને સુલેહશાંતિ અપનાવવા હમણાં અપીલ કરી છે. પ્રમુખ જોનસન તેમજ રશિયાના નેતાઓ પણ શાંતિ સ્થાપવાનું વિચારી રહ્યા છે અને પ્રમુખના ખાસ દૂતો વિશ્વની રાજધાનીમાં ઘૂમી રહ્યા છે. વર્ષ દરમ્યાન મિકોયાને રજા લીધી છે. વર્ષની શરૂઆતમાં ચૂંટણીમાં વિજયી બન્યા પછી, પ્રથમ કચ્છનું આક્રમણ અને ત્યારબાદ આંતરરાષ્ટ્રીય સરહદ ઓળંગી, અયુબ તંત્રે, ભારતપર લશ્કરી દબાણ લાવી કાશ્મિરનો પ્રશ્ન ઉકેલવા વ્યર્થ પ્રયત્ન કરી જોયો. રહોડેશિયામાં શ્વેતપક્ષની ગોરા લઘુમતીએ એકપક્ષી સ્વાતંત્ર્યની જાહેરાત કરી અને, આફ્રિકામાં સ્ફોટક પરિસ્થિતિ પેદા કરી દીધી અને વિલ્સનની સરકાર તે સામે કોઇ અસરકારક પગલાં લઇ શકી નથી. આફ્રો–એશિયાઇ પરિષદ ભરાતાં રહી ગઇ અને હાલને તબકકે ટકતવી રહી છે. ગયા વર્ષના અંતમાં ધનુષકોડીની માફક આ વર્ષના અંતે પૂર્વ પાકિસ્તાનના સમુદ્રકાંઠે જે વિનાશ વેરાયો તેમાં વીશ હજાર ઉપરાંત માનવ જિંદગીઓનો નાશ થયો છે. અને જે મહાનુભાવોએ વિદાય લીધી છે તેમાં ચર્ચિલ, સીંગમેન રી, હાયેરો ઇકેડા, ડૉ. આલ્બર્ટ સ્વાઇટઝર, લા કર્બૂઝિયર, અડલાઇ સ્ટિવેન્સન, અને જનરલ થિમય્યા યાદ આવી જાય છે. ઘરઆંગણાની ખોટ તો પુરાય તેવી નથી. શાસ્ત્રીજીએ વર્ષના છેલ્લા દિવસે ટી. ટી. કે. નું રાજીનામું સ્વીકારી, દેશને એક નવાજ નાણા પ્રધાનની ભેટ ધરી દીધી. અને આખા વર્ષ દરમ્યાન તેમજ પાકીસ્તાન સાથેના સંઘર્ષ ટાણે નેતાગીરીના જે વિરલ દર્શન કરાવ્યા અને જનતા જનાર્દનનો વિશ્વાસ સંપાદન કર્યો તેનું ભાથું બાંધી, પોતડીભર તાશ્કંદની યાત્રાએ નીકળી પડયા.

## અમર નાખુદા

મૃત્યુની પળ પસંદ કરવાનો યમરાજાનો અધિકાર જ ઇતિહાસનું સર્જન કરે છે શાસ્ત્રીજીનું અવસાન જે રીતે અને જે પળે થયું તેનાથી ભારતનો ઇતિહાસ નવો વળાંક લેશે તેમાં શંકા નથી. નહેરૂ જીવ્યા ત્યાં સુધી લોક હૃદયમાં પરીદેશના રાજકુમાર તરીકે રમી રહ્યા. અને એજ સ્થાન તેમના સ્વર્ગવાસ પછી અઢાર માસમાં લાલ બહાદુરે અદના આદમી તરીકે લઇ લીધું. નહેરૂની મહત્તા તેમના જીવનકાળ દરમ્યાન સૌએ સ્વીકારી, શાસ્ત્રીજીની મહત્તા તેમના મૃત્યુએ વધારી અને દીપાવી. વિશ્વભરના રાજપુરૂષોને આંચકો એ વાતનો લાગ્યો કે બચારું ભારત, નહેરૂના વારસદારને પામીને ગુમાવી બેઠું ! ઘણીવાર એ જાણીને અચંબો થાય છે કે શાસ્ત્રીજીમાં આટલી વિરાટ મહાન શક્તિઓ સુષુપ્ત અવસ્થામાં પડી હતી, અને આપણે તેનો પાર પણ પામી શકીએ તે પહેલાં તો તેઓ એક અકિંચન આદમી તરીકે ચાલી નીકળ્યા. નહેરૂ પછી દેશનું સુકાન જે સ્વસ્થતાથી સંભાળી લીધું હતું, અને પ્રામાણિકપણે ભારતની નૌકાના સુકાની બનીને, તોફાન અને ઝંઝાવાતો વચ્ચેથી કુશળતાપૂર્વક શાંત સપાટી ઉપર નાવડીને મૂકી ત્યાંજ તેનો અમર નાખુદા સ્વર્ગે સંચર્યો. ભારે થઇ છે. ઇતિહાસ કોઇને માટે થોભતો નથી, એ એકજ આશ્વાસન લઇને નાવને હલેસાં મારી કિનારે પહોંચાડવાની છે. ન ભૂલી શકાય તેવા નામો અત્યાર સુધી ભારત માટે

બે હતાં– ગાંધીજી અને નહેરૂ; હવે તેમા બીજા બે નો ઉમેરો થાય છે– શાસ્ત્રીજી અને તાશ્કંદ. આવતી કાલના ભારતવાસીઓ જ્યારે પણ ઇતિહાસ અને ભૂગોળ વાચશે ત્યારે તાશ્કંદના ઉલ્લેખ વખતે બે આસુથી અંજલિ અવશ્ય આપશે; કેમકે મહાભારતના યુદ્ધ પછી એ શાંતિનું પર્વ હતું. ફકત ફેર એટલોજ યુધિષ્ઠિરે હિમાલયને બદલે સ્વર્ગનો પંથ લીધો.

## પાનીમેં મીન પિયાસી

સમરસેટ મોમ! અનાથ બચપણ– ખોડવાળું જીવન અને કાકાને આશ્રયે રહીને ઊછર્યા. જીવનની શરૂઆતમા જ કટુતાનો પ્યાલો છલોછલ પીવા મળ્યો. સાહિત્યકાર થવાની મનીષા હતી પણ કાકાને એ વાત થાય નહી. દાકતરીનો અભ્યાસ કર્યો અને કારકિર્દી દાકતર તરીકે શરૂ કરી. પણ જે ઝંખના હૈયામા સઘરી હતી, તેણે માર્ગ કાઢયો જ અને ભજવવા યોગ્ય એક નાટક લખીને, પ્રથમ પ્રયાસે સફળતા તથા કીર્તિને વર્યા. પછી તો સાહિત્યની સાધના ૮૨– ૮૩ વર્ષની ઉંમર સુધી ચાલુ રહી. મૃત્યુ સમયે તેમનું વય નેવુ ઉપર હતું. જગતના માનવસમુદ્ર વચ્ચ તમણે જીવનભર સફર ખેડયા કરી છે અને લગભગ દુનિયાના તમામ દેશોમા તેઓ રહી ચૂકયા છ. ભારત, મલાયા, જાવા, સુમાત્રા, સિંગાપોર ચીન, જાપાન ઇત્યાદી પ્રદેશો તેમના લખાણમા ચમકી જાય છે. મહાન અને ખ્યાતનામ વ્યકિતઓને બાજુએ છોડી, આ માનવતાવાદી સાહિત્યકારે હંમેશા સામાન્ય અને આમ આદમીની કદમબોસી કરી છે. અનુભૂતિનુ ઝરણુ રખે સૂકાઇ જાય એવી દહેશતથી, સારાયે વિશ્વના ખૂણેખૂણામાથી જનતાજનાર્દન સાથેના સ્વાનુભવમાથા જે લાધ્યું તે છૂટે હાથે પોતાના સર્જનામા વેર્યું છે. કેટલાક વિવેચકો અને સાહિત્ય ધુરંધરો મોમને બીજી કક્ષાના લેખક ગણે છે. જો કે તેમને 'નોબેલ' ઇનામ મળ્યું નથી પણ જો વાચક વર્ગ ઉપર છોડવામા આવે તો સમરસેટ મોમ આજે પણ મેદાન મારી જાય. ઇશ્વર અને મૃત્યુ પછીના જીવનમા તેમને શ્રદ્ધા ન હતી. છેલ્લા કેટલાક વર્ષોથી તેમણે સ્વેચ્છાએ નિવૃત્તિ સ્વીકારેલી. તેમને એકજ પુત્રી થયેલી અને પાછલી અવસ્થામાં તેની સાથેના સંબંધો કલેશમય રહ્યા. પત્ની વર્ષો પહેલાં મરણ પામી. અઢળક સંપત્તિએ તમના દ્વાર ખખડાવ્યા તેમાથી કેટલાક હિસ્સો સાહિત્ય અને સાહિત્યકાર માટે ખર્ચેલો. ભારતની મુલાકાતે આવેલા ત્યારે અહિના અધ્યાત્મવાદ અને યોગીઓના જીવને તેમના ઉપર અસર કરેલી જે તેમની કૃતિ "Razor's edge" મા પ્રતિબિમ્બિત થયેલ છે. આત્મકથાના કેટલાક તત્વો ધરાવતી 'Of Human Bondage" તેમની એક ચિરંજીવ કૃતિ છે.

## ૨૩મું સાહિત્ય અધિવેશન

સ્વ. રણજીતરામ વાવાભાઇને સાહિત્ય પરિષદ્ યોજવાનો વિચાર સ્ફુરેલો અને આજથી ૬૦ વર્ષ પહેલા તે વિચાર સાકાર બન્યો. જો કે દર વર્ષે પરિષદ યોજવાનુ શકય બનતું નથી કેમકે ૬૦ વર્ષમાં આપણે ત્રેવીશ સંમેલનો જ ભરી ચૂકયા છીએ. એટલે સરેરાશ ત્રણ વર્ષે એકની થવા જાય છે. સુરતના ૨૩મા સંમેલનની ફલશ્રુતિ કાંઇ ખરી? આવો પ્રશ્ન ચોમેર પૂછાય છે. વળી ચોમેરથી ટીકાઓની જે ઝડી વરસે છે. તમા અસંતુષ્ટોના દૃષ્ટિકોણ વાચા મેળવી જાય છે. જેને માટે સાહિત્ય છે, અને જે સાહિત્યકારોને તથા પ્રકાશકોને નભાવે છે તે જનતાનું શું? સામાન્ય વાચક કયાય ચિત્રમા આવે છે? મુનશીજીની પકડમાથી પરિષદને છોડાવી– પછી આગળ શું? બાવીશમા અધિવેશનના ઠરાવો એમને એમ પડયા છે, અને ત્રેવીશમા વખતે તેમા ઉમેરો કર્યો પછી આગળ? આજે સાહિત્ય ખરીદીને વાચે એવા કેટલા? પુસ્તકોને બાજુએ રાખીએ, માસિકો, સાપ્તાહિકો, પાક્ષિકો અને દૈનિકો પણ ખરીદીને વાચનારા કેટના! ગાડીના ડબ્બામા એકાદ દૈનિક ખરીદીને તમે વાચતાં હશો તો થોડીવાર પછી બાજુવાળા માગશે– પછી સામેની પાટલીવાળા– તેની પાસેથી આગળની પાટલીવાળા– એક આખા સળંગ ડબામા તે દૈનીક ફરી વળશે. કારણ? ખરીદશકિત નથી? મફતનુ વાચવાની ટેવ પડી છે? અચ્છા, તો પણ પુસ્તકાલયો કેટલા– તેનુ ગજું કેટલું? કેટલા

સામયિકો, દૈનિક, પુસ્તકો તે મંગાવી શકે છે? કેટલા લાભ લે છે? સાહિત્યનો પ્રચાર કરવા જિલ્લાવાર કોઇ યોજના ખરી? પરિષદ પોતે શા માટે આ જવાબદારી ન સ્વીકારે? જનતા એ જ તમારા સાચા દેવ છે; તેના પાસે જાઓ અને રીઝવો. પત્રકારત્વ વિભાગના પ્રમુખે સાચું જ કહ્યું છે.— રાજધાનીઓના સમાચારની જરૂર નથી.—દૂરનો કોઇ કસ્બો, કોઇ તાલુકો, કોઇ નાનું ગામ અને અદનો આદમી—તેના સમાચાર છાપો. સાહિત્ય પરિષદ મહેલમા નહિ ઝૂંપડીમા ભરો.

## સુષુપ્તિ

ચીને ૧૯૬૨ના ઓક્ટોબરમા ભારત ઉપર આક્રમણ કર્યું ત્યારે સમસ્ત દેશનો પુણ્યપ્રકોપ પ્રજ્વળી ઊઠ્યો. ફના થવાની ભાવના પેદા થઇ. ૧૯૬૫ના એપ્રિલ–મે દરમ્યાન કચ્છ ઉપરના પાકિસ્તાની આક્રમણ વખતે તેમજ ઓગસ્ટ–સપ્ટેમ્બરના પાકિસ્તાન સાથેના ઘોરણુસર યુદ્ધ વખતે દેશાભિમાન અને સર્વસ્વ હોમી દેવાની તમન્ના ભારતના દરેકે દરેક શહેર અને ગામમાથી પ્રગટ થઇ. યુદ્ધ મોરચાના જવાનો અને મોરચા શાસ્ત્રીજીએ ખડો કર્યા દીધો અને ઝટકાણો કરીને, અમેરિકન ઘઉં વિના ચલાવી લેવાનો નારો ચોરે ચૌટે ગુંજતો થયો. એક એવી હવા દેશભરમા ઊભી થઇ કે આપણે આપણા પગ ઉપર ઊભા રહીને જ લડી લેવું. અનેક વિટંમણા અને મોંઘવારીના બોજ નીચે પીસાઇ ગયેલી આમ જનતાએ મા ભોમની હાકલનો, સૌને જોમ આપે તેવો જવાબ વાળ્યો. વિરાટને જાગૃત કર્યા પછી, હવે સરકાર પાછા પગલા ભરી રહી છે. સૌ પ્રથમ અમેરિકાએ ઘઉં આપવા આનાકાની કરી; તેના પ્રવક્તાએ કહ્યું કે અમેરિકા પાસે વધારો નથી. પરંતુ સ્વાવલંબનની દિશામા ભારતને દોટ મૂકતું જોઇ, અમેરિકાએ વ્યૂહ બદલ્યો અને માગ્યા તેનથી દોઢા બમણા ઘઉં આપવા તૈયારી બતાવી. પરંતુ આપણે શા માટે લેવા જોઇએ? સરકાર એમ ઇચ્છે છે કે જાગૃતિ પછી સુષુપ્તિ આવે? ખેડૂતો વધુ ઉત્પાદન કરી રહ્યા છે ત્યારે વળી આયાતની બેહૂદી વાત શા માટે? નાવને ભરતીના પાણીમાં તરતી મૂકવી છે તો ઓટને શીદ યાદ કરવી પડે છે? ભાવના જાગૃત કરી માથે લીંપણ?

## વાતુંનાં વડાં

અઢી કરોડ રૂપિયાને ખર્ચે ભારતની સૌથી મોટી ગામદેવી ટેલિફોન એક્સચેન્જ તાજેતરમાં ખુલ્લી મૂકાણી તે પ્રસંગે જનરલ મેનેજર શ્રી મુથનાએ કહેલું કે વાતો કરવાની બાબતમા ભારતીય ગ્રાહકો જબરા છે. યુરોપમા એક 'કોલ'માં ગ્રાહક ૮૦ સેકન્ડ વાત કરે છે જ્યારે ભારતમા ચાર મિનિટ સુધી વાત ચાલે છે! પરિણામે ટેલિફોનનો ઉપયોગ ઓછા ગ્રાહકો કરી શકે. જેટલા સમયમાં, યુરોપમા પાંચ ગ્રાહકો પોતાનું કામકાજ ટેલિફોન ઉપર પતાવી શકે, તેટલા જ સમયમા ભારતમા એક જ ગ્રાહકની વાતચીત પતી હોય. એટલે ભારતી વધુ વાચાળ છે? ટેલિફોનના પૈસા બરોબર વસુલ કરવા તે ઇંતેજાર છે? વાતોના વડાં ન થાય તેમ જાણવા છતા આવો પ્રયત્ન કેમ કરતા હશે? ખરી રીતે ટેલિફોન લાઇનો ઉપર દબાણ ઘટાડવા માટે સમયનું જે ત્રણ મિનિટનું 'યુનિટ' છે તે ઘટાડીને ૧૦૦ સેકન્ડનું કરવું જોઇએ. ભાવ પણ એટલા ઘટશે. થોડામા ઝાઝું કહેવાની કળા ટેલિફોન વાપરનારે શીખવી જોઇએ.

## ઇસ્લામી જૂથ?

ઇરાક, ઇરાન, તુર્કી, પાકીસ્તાન, ઇન્ડોનેશિયા મળીને એક મુસ્લીમ સામ્રાજ્ય ઊભું કરવા માગે છે. આ યોજના બહુ જૂની છે. પણ આરબ રાષ્ટ્રોનો સાથ ન હોવાને કારણે તેમાં પ્રગતિ થતી નથી. ઇસ્લામને નામે આ રાષ્ટ્રોને ધર્મઝનૂનનો પ્રચાર કરવો છે. તાજેતરમા સાઉદી અરેબિયાએ પાકીસ્તાનને મદદ કરી હતી. ભારતની ચારેતરફ આફત સિવાય બીજું કાંઇ નથી. એક તરફ ઇસ્લામી જૂથ–બીજી તરફ ચીન અને ત્રીજી તરફ 'ઝાઝા નબળા લોકથી, કદી ન કરીએ વેર" જેવા નેપાળ, સિલોન, બર્મા, થાઇલેન્ડ, લાઓસ, વિયેટનામ, કમ્બોડિયા,

[ અનુસંધાન પાન ૩૪૬ ]

# 'મારે સાધુને વળી બંધન કેવું?'

પ્રવાસી

તુલસીશ્યામમા ખરે બપોરે એક સાધુ મહારાજ લંગડાતે પગે વાસળી વગાડતા વગાડતા ચાલ્યા આવે.

મંદિરના ચોકમા દાખલ થયા અને વાસળી વગાડવી બધ કરી, મિશ્ર હિન્દુસ્તાનીમા સૌને કુશળ સમાચાર પૂછતા પૂછતા, વચ્ચે મુકત હાસ્ય વેરતા, એક ઘટાદાર ઝાડ નીચેના ઓટા ઉપર આસન જમાવીને બેઠા

મંદિરમા લાબા સમય રહેતા એક ભાઈએ મને સાધુ મહારાજની ઓળખાણ આપી "આ મથુરાદાસ મહારાજ! શિયાળો હોય, ઉનાળો હોય કે ચોમાસુ, પણ અહી હોય ત્યારે એમની બેઠક, ઉતારો જે કઈ કહો એ આ ઝાડ નીચેના ઓટલા ઉપર અનાજ લેતા નથી કોઈ દૂધ અને ફળ આપે એનાથી રોડવી લે. ભારે મસ્ત સાધુ છે પરિચય કરવા જેવો છે'

મુકત હાસ્ય, મીઠી ભાષા, બાળ સહજ નિર્દોષ જીવન અને મસ્તી જોઇને મને પણ એમનો વિશેષ પરિચય કરવાનુ મન થયુ

'કા મહારાજ! લગડા ચાલતા હતા તે પગે કઈ થયુ છે?' મે એમની પાસે જઈ નમસ્કાર કરીને વાતની શરૂઆત કરી

હા! શરીર છે! પગને લગડા થવુ હોય તો શુ કરીએ?' મહારાજે ચલમની ઘૂટ લઇને, મીઠા હિંદુસ્તાની લહેકાથી જવાબ આપ્યો

"પગે કઈક વાગ્યુ લગે છે! કઈ દવા ચોપડી છે?' એમના લાબા કરેલા પગના પોચા ઉપર લઢેની કોઇ વનસ્પતિનો થથેડો જોઇને મે પૂછ્યુ

"જાણીને તારે શું કરવુ છે ભાઈ!' મહારાજે ફરી ઘૂટ લીધી

'હુ કોઈ ડોકટર કે વૈદ્ય નથી એટલે તમને ઉપયોગી તો થઇ શકુ એમ નથી કેવળ જિજ્ઞાસા વૃત્તિથી જ પૂછુ છુ" મેં જણાવ્યું.

"જાણવુ જ છે? તો સાભળ ગઇ કાલે જ ગલમાથી ચાલ્યો આવતો હતો. સામે એક સર્પ મળ્યો કહે કે મારે કરડવુ છે ભને કહીને મે એની સામે પગ ધર્યો એને ભાઇબધી કરવી હોય તો પણ બીજી કઇ રીતે કરી શકે? એણે તો ફૂ કરીને ડખ માર્યો મે બીજો પણ ધર્યો એટલે એણે બીજો ડખ માર્યો હુ વારા ફરતી પગ ધરતો ગયો અને એ ડખ મારતો ગયો અમે બન્ને ભાઇ બધ થઈ ગયા" મહારાજે બને પગ ઉપર ચાર પાચ ડખ બતાવતા કહ્યુ

'સર્પ ઝેરી નહી હોય!" મે શકા વ્યકત કરી

"સર્પ ઝેરી હતો કે નહી એ હુ એને પૂછતા ભૂલી ગયો.' એટલુ કહીને મહારાજ ખડ ખડટ હસી પડયા અને બાજુમા પડેલ હારમોનિયમની પેટી ઉઘાડી મડયા સૂર મેળવવા

બાજુમા બેઠેલ મહારાજના એક ભકત જેવા ગૃહસ્થે વાત ઉપડી લીધી 'મથુરાદાસ બાપુ દિવસ આખો અહી રહે રાત પડે એટલે જ ગલમા દૂર દૂર ચાલ્યા જાય કહેવાય છે કે બાપુ સુતા હોય ત્યારે એમની પાસે કો! કોઈ વખત સિંહ દીપડા આવીને બેસતા હોય છે"

તમે તો ચમત્કાર જેવી વાત કરો છો! જોયા વિના સાચુ માન્યામા ન આવે" મે ફરી મારી શકા વ્યકત કરી

"ચમત્કાર બમત્કારની વાત છોડો આ ગાડિયા લોકો મને નિરાતે રહેવા દેવા ધારતા

નથી લાગતા શિયાળો આવે છે હવે શરીરને ઠંડી લાગે છે કોઈની સાથે એક ગરમ શાલ મોકલી શકાશે ?" મથુરાદાસ મહારાજ પેટી બંધ કરીને બોલ્યા

"જો શાલનો તમારે પોતાને ખપ હોય તો હુ વધુ એકવાર લાવી આપુ" હુ જવાબ આપુ ત્યાર પહેલા તો મારી બાજુમા ઉભેલા એમના એક ભક્ત બોલી ઊઠયા

"મહારાજે એમની જરૂરિયાત તો દર્શાવી. શાલ આપવી હોય તો પૂછો છો શા માટે ?' મારાથી કહેવાઈ ગયુ

'આ પહેલો પ્રસગ થોડો છે ? એક વાર મે પરાણે બાપુને શાલ આપેલી થોડા દિ પછી જોઉ તો એમની પાસે કઇ નહી પૂછયુ તો કહે કે કોક ટાઢે થરથરતુ હતુ એટલે આપી દીધી" ભક્તે ખુલાસો કર્યો

"એનુ નામ જ સાધુ બીજાને ઠંડીમા થરથરતા જાઈને એમનુ દિલ દ્રવી ઊઠે એ સ્વાભાવિક છે' મે કહ્યુ

'એમનુ મન ઠર્યું એટલે આપણુ ય મન ઠર્યું પણ એટલેથી જ વાત કયા અટકે છે ? છેલ્લે એમને એક મજાની શાલ આપી તે થોડા દિ પછી એમણે સળગાવી દીધી' ગૃહસ્થે અકળામણ વ્યક્ત કરી

'સાધુ મહારાજ કોઈને ટાઢમા થરથરતા જોઈને પોતાની શાલ આપી દે એ તો સ્વાભાવિક ગણાય પણ શાલને સળગાવી મૂકવાનુ તો મને પણ સમજાતુ નથી" હુ મથુરાદાસજી મહારાજ સામુ જોઈ રહ્યો

તેઓ એક બાગની આરામ ખુરશીમા બેઠા બેઠા ચલમની ઘૂટ ઉપર ઘૂટ લઇ રહ્યા હતા અમારી વાત સાભળીને એ મરક મરક હસ્યા કરે

"શાલ બાળી નાખી એ સમજાતું નથી" મે ફરી એમની સામે જાઈને પ્રશ્ન કર્યો

'એમા સમજવા જેવુ શુ છે ? આપણે માટે શાલ કે શાલ માટે આપણે થોડા છીએ ? ઠંડી હતી એટલે શાલ લીધી ઠંડીના દિવસો પૂરા થયા તો ય શાલ ગળે વળગવા લાગી મે શાલને ઘણુ ય સમજાવી કે હવે તારો ખપ નથી, પણ શાલ તો વળગી પડી એનુ બધન શે પોસાય ? શાલને સમજાવી સમજી નહી એટલે એક દિ સવારે મૂકી દીધી દિવાસળી' મથુરાદાસ મહારાજ ખડખડાટ હસી પડયા

દુનિયાની દૃષ્ટિએ ગાડપણુ લાગે એવા એમના વ્યવહારમા પણ ઊડે ઊડે એની અપરિગ્રહ અને સાધુતાની વૃત્તિ જ કામ કરતી લાગી હુ એમના મસ્તી ભર્યા ભાવ જોઈ રહ્યો

હવે ફરી વખત શાલ ન સળગાવવાનુ વચન આપો તો તરત કહો એવી શાલ લાવી આપુ તમારે આટલુ બધન સ્વીકારવુ પડશે' એમના ભક્ત જેવા ગૃહસ્થે ભાવપૂર્વક કહ્યુ

'તારે શાલ લાવવી હોય તો લાવજે નહી તો ઘણાય શિયાળા ચાલ્યા ગયા એમ એક વધુ પણ તારી શાલ માટે મારે સાધુને વળી બધન કેવુ ?' સાધુએ મસ્તીથી જવાબ આપ્યો અને હારમોનિયમની પેટી લઈ એના સૂર મેળવવાનુ શરૂ કર્યું

મથુરાદાસ મહારાજને નમસ્કાર કરીને અમે એમની પાસેથી ઊઠયા ત્યારે તેઓ હારમોનિયમની પેટીમા ખોવાઈ ગયા હતા મસ્તભાવે બોલાયેલા એમના શબ્દો કયાય સુધી ગૂજતા રહ્યા મારે સાધુને વળી બધન કેવુ ?"

*

યાતનામા જીવન ગુજારીને કોઇ ચહેરો મધુર રાખે છે,
જેમ કટકની સાથમા રહીને હાસ્ય હમેશ ફૂલ રાખે છે અનિલ

# પસ્તાવાના પાણી

**પથિક**

[ સત્ય ઘટના ]

એ આવો આવો ગોકળી, આંગણે આવેલા ભરવાડ ખેડૂતને આવકાર આપતા વજસી બોલ્યો.

રામ રામ ભાઈ, સહેજ ખમચાતા ભરવાડ બોલ્યો. ભાઇ, હરભમ મેરનું ખોરડું આ !

હા. આજ હરભમ મેરનું. હું એનો દીકરો. મારું નામ વજસી ખાટલો ઢાળતા ઢળતા વજસીએ પોતાની ઓળખાણ પણ આગંતુકને આપી દીધી. બેસો ખાટલા ઉપર, વજસી બોલ્યો.

થોડા ક્ષોભ સાથે ભરવાડ ખાટલા ઉપર બેઠો અને બોલ્યો, ભાઇ ! કાનને દોષ છે પણ મેં સાભળ્યું છે કે તમારે એક બળદ વેચવો છે જોકે તમારા જેવા મોટા માણહ ને ત્યા બળદ વેચાતો લેવાનું નામ લેવાની જીભેય ના ઉપડે પણ ગામમાય ચાર પાચ માણહ પાસેથી વાત સાભળી એટલે આવ્યો છું.

વજસીના મોઢા ઉપર એક આનંદનો ચમકારો આવીને અલોપ થઇ ગયો ને બોલ્યો, ગોકળી વાત સાચી છે. જો સામેની કોડયમા બાધ્યો ઇ બળદ વેચવાનો છે અને જ્યા ગોકળીએ નજર કરી તો બગલાની પાખ જેવો અસલ વઢિયારો, સુંદર શિગડાવાળો રૂષ્ટપુષ્ટ બળદ તેની નજરે પડયો તેણે મનોમન નિશ્વાસ મૂકયો કે આવો બળદ હજાર પંદરસો વગર ક્યાથી છૂટે ! અને પોતા પાસે મૂડીયે કેટલી ! માત્ર ચારસો રૂપિયા. એમા તો કોઈ દૂબળો-પાતળો ઘરડો દેશી બળદ આવે આવો અસલ વઢિયારો ક્યાથી આવે. નિસાસા નાખતાં તે ઊભો થયો ને બોલ્યો, ઠીક ભાઇ રામ રામ તંઈ હું જાઉં !

કા ગોકળી, કેમ ન ગમ્યો. ? વજસીએ ચમકના પૂછ્યું.

એવું નથ્ય. ભાઇ, આ તો દેવાગી બળદ કોને ન ગમે ? પણ મારું ગરીમ માણહનું ગજુ નહિ આવું જબરું જનાવર લેવાનું. અને આવું મોટું ઘરેણું પણ મોટા ઘેર જ શોભે.

વજસીને લાગ્યુ કે હાથમા આવેલું ઘરાક જાગે. અને હરભમ બાપા ઘેર નથી ત્યા જ આ સાદુ થઈ જાય તો સારું. તે બોલ્યો, તો પછી ગોકળી, તમને વાધો શુ છે ?

ભાઈ, જાવે વાત આમ છે. હું છુ ગરીબ માણહ, મે આણ સાલ જ પદર વીઘા જમીન લીધી છે દૂધનું ટીપે ટીપું વેચી આ ચારસે રૂપિયા ભેગા કર્યા છે એમાથી મળે એવો આછો પાતળો બળદ લેવો છે. એક નવું કાવડીયું વધારે મારી પાસે નથી

વજસી એક પળ માટે વિચારમાં પડયો ને પછી બોલ્યો, ઠીક ગોકળી લઈ જાવ ચારસેમાં બસ.

ભરવાડ વિસ્મયમાં ડૂબી ગયો. તેને આ વાત માન્યામા ન આવી આવો હાથી જેવો બળદ અને તે પણ ચારસે રૂપિયામા ? કોઇ ન આપે તે બોલ્યો, અરે, ભાઇ કાઇ આમ પાણી ના મૂલે . . . .

એના વાકયને વચ્ચે જ અટકાવતા વજસી બોલ્યો જો ગોકળી, વાત એમ છે કે હમણાં બાપાએ મશીન લીધુ છે. વળી અમારે છ બળદ છે એટલે હવે કોસ હાકવાની ગાથાકૂટ મટી, માટે ધીમે ધીમે બળદો ઓછા કરવા છે વળી તમે ગરીમ માણહ છો અને તમારે બળદ નથી એટલે તમારે ત્યા બળદ સુખી થાશે એમ માનીને તમને જ દેવો છે.

ભરવાડ ખૂબ જ હરખાઇ ગયો. અને

હુરખમાંને હરખમાં બોલી ઊઠયો. ભગવાન તમારું હારૂં કરશે. મારા ગરીબ માણુહનું તમે કામ કરી દીધું. હવે આ ચારસે રૂપિયા કહી ભરવાડ ફાળીયાની ગાંઠ છોડવા માંડયો.

હવે હું બળદને બાંધવા રાશ લઇ આવું કહેતો વજસી સામેની ઓરડીમાં ગયો. ત્યાં ફળિયામાં હરભમ મેરે પગ મૂકયો. આંગણાં-માં અજાણ્યા માણુહને બેઠેલ જોઈ તે બોલ્યો. રામ રામ ગોકળી, કયું ગામ?

ગામ તો કુછડી, બાપા.

કેમ સુવાણે પુગાડયા! હરભમ મેરે પૂછયું.

હા. આમતો સુવાણ્યે પણ હાંભળ્યું તું કે હરભમ મેરને ત્યા બળદ વેચાઉ છે તે જોવા આવ્યો તો.

પછી જોયો બળદ?

હા. જો સામે બાંધ્યો ઈ. હાદુ ય કર્યું.

કેટલામાં?

ચારસે રૂપિયામાં.

ઊંડો નિસાસો નાખતાં હરભમ મેર બોલ્યો. જો ગોકળી, ઇ હરભમ મેર હું પોતે. તે હાદું કર્યું ઈ હાચું પણ એક વાત કરું. ભાઇ વજસીને શંકા પડી છે કે આ બળદને કંબોઇ છે. (શિંગડાનો રોગ જેથી બળદનું શિંગડું અંદર પાક થવાથી નમી જાય જેને કપાવવું પડે. અને બળદ માથાના રોગે રિબાઇને મરી જાય) એટલે વજસી તેને વેચી નાખવા માગે છે. એને કંબોઇ છે કે નહિ એ મને ખબર નથી પણ ભાઇને શંકા છે અને એટલે જ એ વેચી નાખે છે. હવે તારે લેવો હોય તો તારી મરજી. કહેતાં હર ભમ મેરે ચૂંગો સળગાવી.

ગોકળી તો હરભમ મેર સામે જોઇ જ રહ્યો હાથમાં આવેલી લક્ષ્મીને પાછી વળાવતો. આવો માણુસ તેણે આજ લગી જોયો ન હતો. ભરવાડ હરભમ મેરના પગે પડતાં બોલ્યો. બાપા! તમે ગરીબ માણુહને બચાવ્યો હું લુંટાઇ જાત. "અરે ભલા માણુહ! વચાર તો કરવો તો આ કળજગમાં દોઢ હજારનો માલ તને કોઇ ચારસેમાં દે ખરો!" ગોકળીના બાવડા પકડી ઊભા કરતો હરભમ મેર બોલ્યો.

ઠીક બાપા, રામ રામ હું જાઉં! ગોકળી બોલ્યો. ભલે બાપ હવે રામ રામ. વહાલથી વળાવતો હરભમ મેર ખડકી સુધી ભેગો ગયો.

ત્યાં ઓરડીમાંથી રાશ ગોતી વજસી ફળિયામાં આવ્યો ને ખડકીમાં જતાં ભરવાડ નો વાંહો ને આવતાં બાપાને ભાળી નિરાશ થઇ ગયો.

હરભમ મેર હકીકત સમજી ગયો. વજસી પાસે આવી એના વાંહા ઉપર હાથ ફેરવતાં બોલ્યો. ભાઇ! કોઇ ગરીબ માણુહને કે અજાણ્યાં માણુહને લૂંટી નો લેવાય! અને ઈ પણ હરભમ મેર ને ઘેર! એ ભરવાડે દૂધને ટીપે ટીપે આ ચારસો રૂપિયા કેટલે વરસે ભેગાં કર્યા હશે! અને તારે ઇ લોહીના ટીપાના રૂપિયા આ રોગીયલ બળદ દઇને લઇ લેવાતાં? આવી કમત કેમ સૂઝી બેટા! માન્ય કે ઇ છેતરાત પણ ઉપર વાળો સહન નો કરત. કાતો તારો સાજો બળદ ફાટી પડત કાં કોક ઘરનું માણક....આ હરભમ મેરને ઘેર જે દી અનીતિનું નાણું આવે તે દી માનજે કે માણુ-હાઇ મો વાગી ગઇ છે. જા બાપ જા, વાડીયે જા, કામ કર અને ઇ બળદ ભલે બાંધ્યો ખાય. એના પરતાપે જ આપણીઆ લીલી વાડી છે.

વજસી નીચે મોઢે સાંભળી રહ્યો હતો. પોતાની ભૂલથી એની પાંપણો પસ્તાવાના પાણી પાડી રહી હતી.

*

જીવની વધુ આથી જોઈના કરુણા મેં,
જન્મ તો મળે છે પણ જિંદગી નથી મળતી! -અનિલ

# મનોવાંછના

દેવેન્દ્રકુમાર પંડિત

ગુજરાતના દરેગામનાં વણકર વાસમાં માણસ ક્યાંય માતું નથી. અંગે મેલા પણ મનના ચોખ્ખા વણકરો અવશિ વણકરને ત્યાં ભેગા મળ્યા છે. ચરોતરની ઊંચી તમાકુના હુક્કા ગડગડે છે. મીઠાં ભોજનો ઘમઘમે છે. આનંદનો ઓઘ ઉછળે છે.

અવશિ વણકર તો 'હરિ ભગત' છે. એણે તો નાનકડા ઘરમાંય પ્રભુમંદિર વસાવ્યું છે. એકતારો, મૃદંગ, ઝાંઝ, કરતાલને, મંજીરા રાખ્યા છે. રોજ રોજ હરિની આરતી કરી એ ભજન ગાય છે.

એવા આ પ્રભુ ભગતને હૈયે એક દી વાંછના જાગી; નાત ગંગા ઘેર બોલાવવાની. ઘરની જૂજ સંપત્તિ નાતીભાઓ અર્થે વાપરી કૃત્યકૃત્ય થવાની. ને એ વાંછના પૂરી કરવા ગુજરાતના વણકરો ભગતને ત્યાં આવ્યા છે.

રોજ રોજ રાતે મીઠાં ભોજન આરોગાવી અવશિ નાતીભાઓને એકતારાનાં મીઠાં પ્રભુ પદ સંભળાવે છે — મસ્ત બની સંભળાવે છે.

એક નહિ બે નહિ પૂરા આઠ આઠ દિવસ આ કિલ્લોલ ચાલ્યો. આઠ આઠ દિવસ વણકરવાસમાં રસોલ્લાસ છવાયો.

આઠમે દિન વિસર્જનના દિન નાત-ગંગા ભેગી મળી ને અવશિને પાસે બેસાડી નાતીભાઓએ કહ્યું :

'અવશિ તેં તો અવધિ કરી દેખાડી. વણકરની નાતને આઠ આઠ દિવસ સુધી દીલોળા ખેરડાવ્યા.'

'નાતથી વધારે શું છે?'

'અમે તારા પર બહુ ખુશ થયા છીએ, કંઈક નાત પાસે માગો.'

'માગું! આપશો ને?'

'હા, હા, અવશિ જે માગે તે આપશું માગી લે.'

માથાની પાઘડીનો બાંધો છેડો નોખો કાઢી એ ગળામાં વિંટાળી ઘૂંટણીએ પડી માથું નમાવી બે હાથ જોડી અવશિ બોલ્યો.

'હું વાંઝિયો રહું!'

'અરર, અવશિ આ શું માગ્યું!'

'કંઈ નહિ નાતગંગાનો પ્રતાપ છે, પંચ પરમેશ્વર મનાય છે એને શરણે માથું મૂકી માગું છું કે હું નિર્વંશ મરું.'

બેઠેલી વણકરની નાતમાં ખળભળાટ મચી ગયો. હાથમાં ગરેડતા હુક્કાના ગડગડાટ બંધ પડયા. વિનોદની વાતો રોકાઈ રહી. સૌ ગ્લાની ભર્યા હૈયે કહેતા હતા.

'અવશિને આવું શું સૂઝે છે!'

'આ કાંઈ માગણી કહેવાય?'

'આ તો શરાપ માગે છે શરાપ.'

'નાત ગંગાએ જવાબ વળતાં પહેલાં વિચારવું જોઈએ.'

'આવું માગવા શું અવશિએ નાતભેગી કરી છે!'

ત્યાંજ નાતના આગેવાનોએ હાથ ઊંચા કરી કોલાહલ શમાવવા કહ્યું ને બોલ્યા :

'ભાઈ અવશિ! મનેખ તો ધન માગે, પુત્ર પરિવાર માગે, આબરૂ માગે પણ...પણ અરે ભાઈલા આવું નખ્ખોદ માગે?'

'હા બાપલા, મારે આંગણે પધારી મને પાવન કર્યો છે. તો નાત-ગંગા પંચ પરમેશ્વર મને આટલું વચન આપી ને જાય.'

'પણ તેં તેં અમને આઠ દિ આનંદ ઓચ્છવ કરાવ્યો, સત્સંગ કરાવ્યો, ભવતારણ ભજન સંભળાવ્યા, જ્ઞાન કથાઓ ગાંઠ ખવડાવી સંભળાવી એ શું આવું નખ્ખોદ માગવા?'

'હા, આ એક જ મનોવાંછના પૂરી કરવા.'

'એનું કારણ કહીશ ભા?'

'કહું, સાંભળો.'

ને ત્રીસ વરસના એ હરિભગત અવશિ વણકરે વાત માંડી.

'બાપલા ગઈ સાલ ઉનાળામાં થયું સાવ અંબાજીમાના દર્શને જાઉં, વૈશાખ મહીનાના લૂ વેરતા દિવસોમાં હું માર્ગે ચાલ્યો જતો હતો, ત્યા તરસ લાગી. તરસ તો એવી આકરી લાગી કે હોઠ મો જીભ બધું સુકાઇ ગયા. ત્યાજ રસ્તામાં એક વાવ આવી.'

વાવમાં હું પાણી પીવા ગયો. ત્યાં વાવને કાંઠે એક વણઝારો બેઠો. હું જ્યાં પગથિયે પગ મૂકું છું ત્યાં એ જુવાન વણઝારો બોલ્યો :

'અલ્યા પછી પાણી પીજે.'

'મેં કહ્યું કાં? પાણી પીવાની બધીની વાત આજ પહેલ વહેલાં સાભળી તો કે અહીં મારો કર છે. પાણી પીતા પહેલાં એક કાવડિયું મને આપતો જા પછી પાણી પી.'

'હું તો બાપના ત્યા જ વાવને કાંઠે થંભી રહ્યો. મને થયું આ હુ શું સાભળુ છુ. પ્રભુ દીધા પાણીના મૂલ ને એ પણ પાણી પીધા પહેલા!'

'આ ભાવથી મેં એ વણઝારાની સામે જોયું પણ કોણ જાણે વણઝારો મારી આંખોનો ભાવ પારખી ગયો. એ બોલ્યો.'

'શું કરું બાપ! ગરીબ માણસ છુ. ઘરમા સાત આઠ માણસ છે પૂરૂ થતુ નથી. આ વાવ મારા દાદાના બાપે ચણાવેલી છે, એટલે એ હકકદાવે અહીં બેસી જે પાણી પીવા આવે તેની પાસેથી આ કર લઉં છું.'

'આ વાત સાભળીને તો મારી તરસ મરી ગઈ. પાણી પીધા વગર હું ટપ દઈ પાછો વળ્યો'

આટલું બોલી અવશિ જરા વાર ચૂપ રહ્યા કે નાતીલા બોલ્યા!

'હા, પણ આ વાતને ને તારી માગણીને શો સંબંધ!'

'એય કહું છું બાપલા! સાભળો, તમે સૌ ડાહ્યા છો, સમજુ છો. હવે મારે કહેવાનું એવુ છે કે, મારો વંશવેલો ચાલુ હોય અને મારા વંશમા એક બે કે પાંચ સાત શું અરે પચીસમી પેઢીએય કોક આવો નપાવટ જાગે તો આમારી અવગતી થાય. એ ઘડીથી જ મને થયા કરતું હતું કે નાગર ભગત નરસૈયાની જેમ મારે વંશવેલો ન જોઈએ. તમે આવું થાય તેમ વચન આપતા જાઓ તો રીઝયા હો તો.

'અરે અવશિ! તેં તો અમારી વાણી બંધ કરી દીધી.'

'મૂક દુવાનું બળ ઝાઝું હોય છે, વાણીની દુવા કરતા.'

'તું નરસૈયાની જેમ નિર્વંશી મૃત્યુ પામ એમ તો અમારાથી ન જ કહેવાય પણ એટલું કહીએ છીએ: તારી જે ઇચ્છા હોય તે પૂરી થાઓ.'

કહી નાત વેરાઇ ગઇ.

અવશિ સંતાનહીન મૃત્યુ પામ્યો.

દહેગામમાં એનાં ઘરતાં ખંડિયેરો આજ મોજૂદ ઊભા છે.

આજ પણ ત્યાં એની નાતમાં લગ્ન કે અન્ય સારા પ્રસંગ જમણવારમા સૌ પ્રથમ અવશિ વણકરનું ભાણું તૈયાર થઇ પહેલું મુકાય છે.



# ન ભૂલાય એવા

હરિભાઈ છો. પટેલ

## (૧) સજ્જનતા

શ્રી. અરવિંદના ગ્રંથમણી 'લાઇફ ડીવાઇન' દિવ્યજીવન – વિષે મેં ઘણું ઘણું સાભળેલુ. તેનો સક્ષેપ પણ વાચેલો. એટલે મૂળ ગ્રથ વાચવાની તીવ્ર ઝખના જાગેલી. ભૂખ જેવી એ ઝંખના પણ અદમ્ય હતી.

મેં એ ગ્રંથને પૂનાની કેટલીક લાયબ્રેરીઓમા શોધવાનો નિષ્ફળ પ્રયાસ કર્યો. આખરે એક પુસ્તક વિક્રેતાને ત્યાં જોયો.

સોળસો પાનાંનો એ મહાકાય ગ્રંથ. તેમાય અમેરીકન આવૃત્તિ. પચાસેક રૂપિયાની કિંમત હતી. એટલે મેં બે માસ બચત કરી ખરીદવાનો નિર્ણય કર્યો. પણ ત્યાં સુધી શુ ? ઝખના મને જરાય ઝંપવા દેતી નહોતી.

પરતુ એ દુકાન હતી. ગ્રંથાલય નહોતું કે નિરાતે બેસી વાંચી શકાય. વાચવાની વાત કરવા જાઉ તો કદાચ દુકાનદાર ધૂતકારી પણ નાખે. એટને એ દિવસે ડરતા ડરત દશેક પાના વાચ્યા.

બીજે દિવસે તો હિંમત ભેગી કરી હું મેનેજર પાસે ગયો. ને મે ગ્રથ વાચવા દેવાની પરવાનગી માગી. ઉદાર મેનેજરે મને સરળતાથી મજૂરી આપી. એટલું જ નહીં, એક ખૂણામા ટેબલ–ખુરશી પણ મૂકાવી આપ્યા.

ને ચારેક દિવસથી દુકાળિયાની જેમ એ એ ગ્રથનુ અમૃત ગટગટાવ્યે જતો હતો ત્યા એક પ્રૌઢ વ્યકિત આવી. મને ખુબ એકાગ્રતાથી વાચતો જોઈ તે ગ્રથ જોવા આકર્ષાયા. તેણે પાચ ૭ પાન ઉથલાવ્યાં. તેને ગ્રથ ઘણો ગમ્યો. મારા આશ્ચર્ય વચ્ચે તે ગ્રંથ લઇ કિંમત ચૂકવવા ગયો. ત્યા મેનેજરે કહ્યું :

" મહાશય, માફ કરો. આ ગ્રંથને પેલા ભાઈ વાંચી ન રહે ત્યા સુધી વેચવાનો નથી."

મેનેજરની વાણી તો મે સાભળી નહોતી. પણ ફફડતા હોઠ અને મેનેજરે મારા તરફ કરેલ ઇશારો, પેલાભાઇનુ' ઠચક પડી ગયેલું' મો, અને જતાજતા તેમણે મારા તરફ કરેલી વેધક નજરથી હું પામી ગયો કે મેનેજરે તેને થોડા દિવસ પછી આપવાનો વાયદો કર્યો હશે.

હુ ગભરાયો કે ગ્રંથ હાથથી જશે તરત જ ઘેર જઇને મારી પાસે વીસેક રૂપિયા હતા તે લઇ આવ્યો. મેનેજરના હાથમા મૂકતા કહ્યુ :

"સાહેબ ! આવતે મહીને બાકીની રકમ ચૂકવીશ ત્યારે ગ્રથ લઇ જઇશ ત્યા સુધી આપ કોઈને ન આપી દો ને મને વાચવા દો તો ઘણો આભાર."

" અરે ! પૈસાની કંઇ ઉતાવળ નથી. બે–ચાર માસમા સગવડે આપશો તો પણ ચાલશે. પૈસા તો બીજા આપે પણ તમારા જેવો સહૃદય વાચક ક્યારે મળવાનો હતો. તમે ખુશીથી ઘેર લઇ જાવ ને નિરાત વાચજો."

એમ કરી તેમણે ચમરાશીને ગ્રંથ પેક કરી આપવાનો હુકમ કર્યો.

ન કઇ ઓળખાણ કે પિછાન. મેનેજરે એ દળદાર ગ્રથ જરાય ખચકાયા વિના, સપૂર્ણ વિશ્વાસથી મારા હાથમા મૂકી દીધો. તેમની એ શ્રદ્ધા ને સહાનુભૂતિથી હું ખુબ પ્રભાવિત થયો હું એ દિવાવર દિવને મનોમન નમી રહ્યો. અને હૈયમા અનહદ આનદ લઇ હુ ઘેર ગયો.

કેટલી બધી અવર્ણનીય શાતિ અને સતોષ થયા હતા મારા આત્માને. જાણે સાક્ષાત શાતિ – સાગરમા હું અવગાહન ન કરી રહ્યો હોઉ.

## (૨) ખેરાત

શુક્રવારની સંધ્યા હતી હું કલકત્તાનો ક્રોનેજ સ્ક્વેર ક્રોસ કરી મારા રહેઠાણે જતો હતો ત્યાં મેં એક ટોળું સડકને કિનારે એકઠું થયેલું જોયું

કુતૂહલવશ મેં ત્યાં જઈને ટોળામાંથી ડોકિયું કર્યું તો એક હાથરિક્ષામાં ચિરવિશ્રામ દશામાં એક વૃદ્ધ ચિર નિદ્રામાં પોઢ્યો હતો હતો ને તેના મો પર સંતોષની રેખાઓ સ્થિર થઈ હતી

હિંદુ મુસલમાન, ખ્રિસ્તી સૌ તેના મૃત દેહ પર ફુલહાર ચઢાવતા હતા ને પોતાની રીતે મૃતાત્માને સલામી આપી શાન્તપણે વિદાય થતા હતા જાણે કોઈ જનહૃદયનો રાજા સ્વર્ગવાસ પામ્યો હોય તેની શ્રદ્ધા-ભાવના લોકો દાખવી રહ્યા હતા

મેં પાસે ઊભેલા એક ગુજરાતીને પૂછ્યું કે "મરનાર માણસ કોણ છે? ને આ લોકો આટલું બધું તેનું સન્માન શાથી કરે છે?"

"તમે નથી ઓળખતા? એ હાજી કાસમ છે ખુદાનો ખરો બંદો"

પણ મારું આશ્ચર્ય જોઈ તેમણે મને માંડીને વાત કરી

"આ હાજી કાસમ છેલ્લા ચાલીસ વર્ષથી હાથરિક્ષા ચલાવવાનું કામ કરતા પણ દર શુક્રવારે ખેરાત કરતા અને એમના ખેરાતનો પ્રકાર પણ અનોખો હતો દર શુક્રવારે સવારથી સાંજ સુધી કોઈ પાસેથી ભાડું લીધા વિના ગરીબોને પોતાને ઘેર પહોંચાડતા

'તેની પ્રામાણિકતા પ્રથમ પંક્તિની સ્ત્રીઓ પણ તેમની રિક્ષામાં નિઃસંકોચ બેસતી

'કાસમ ચાચા દર શુક્રવારે કલકત્તાના દવાખાને દવાખાને ઘુમતા તે દિવસે જેને જેને ઘેર જવા રજા મળી હોય તેમાં જે વધુમાં વધુ ગરીબ હોય તેમને વગર પૈસે ઘેર પહોંચાડી આવતા

"કલકત્તાના દવાખાનાની નર્સો પણ તેમને ઓળખી ગયેલી અને પુછપરછમાં ચાચાનો સમય બચાવવા પોતે જ જે સહાય યોગ્ય ગરીબ હોય તેમને સૂચવતી ને ચાચા જાણે દરિદ્રનારાયણની પૂજા કરતા હોય તેમ અર્ધા અર્ધા ને ભાવ વિભોર થતા દરદીઓને તેમને ઘેર પહોંચાડતા

ચાલીસ ચાલીસ વર્ષથી દર શુક્રવારનો આ જ એમનો કાર્યક્રમ શુક્રવારે ચાચા દવાખાનાના ગરીબ દર્દીના વહારે અચૂક હોય વરસાદ કે ટાઢ તડકાને પણ તે ગણકારતા નહીં

"એવો એ ખુદાનો ખરો બંદો આજે પોઢ્યો છે માટે લોકો પોતાની ભાવનાના પુષ્પ તેમને ચરણે મૂક અંજલિ આપી રહ્યા છે"



# આંટાળો આહેર

બાબુભાઇ પેથાણી

રણવાટ ચડે ઘમસાણ લડે,
લડતાજ પડે નહિ પીઠ દિખાવે.
સિંહ ગાળ શૂરા નટવીર પૂરા,
કરે સતરૂ ચૂરા જડ મૂળ મિટાવે.

સંવત ૧૮૦૦ની આસપાસનો એ સૈકો હશે. તે દિવસ બીડેરા ગીદડ (સરદારગઢ) તાબાનું ગામ હતું.

મરવું, મારવું તે દી' રમત વાત હતી, બળિયાના બે ભાગ અને મારે તેની તલવાર એ ન્યાય હતો. મરદાનગી અને શૂરવીરતાનો એ યુગ હતો.—

બીંડોરા ગામના પાદરમા ખોખડધ્વજ વડલો વિઘા એકમાં પોતાની ડાળો ફેલાવીને ઊભો હતો. ગામ ફરતી રાગ ને રાગથી થોડે છેટે બાવળની કાટય ઊભી હતી. ધોરે દહાડેય તેમા બે લાગે ને માણસ હાથતાળી દઈ ને જતો રહે તો ગોતવો ભારે થાય એવી અડાબીડ ઊભી હતી. ઓતરાદી બાજુ ભાદરનો કમઢ. કમઢને કાંઠે મોટું ગોચર હતું.

ગામમાં શૂરવીર આહેરોની વસ્તી. તેમા ઊંચા કુળના આહેર જવાનડાઓથી તો આડો આક તેમનાથી એ પંથકના લૂટારાઓ પણ ધ્રૂજતા

સૂર્યનારાયણે આથમણી કોર ડગ માંડયા, તો. સાંજના પાચનો વખત થવા આવ્યો હશે. એ ટાણે અઢીસોએક બંદૂકની નાળ્યો બાવળની કાટય અને કમઢ તરફથી ભદર કાંઠા પાસેથી ગામની રાગ ઉપર મંડાણી. જોત જોતામાં તો સનનનન . સનનનન એક ધારો જ ગોળીઓનો મારો વરસવા લાગ્યો. સીસાની ગોળીયો કાળમીંઢ પથ્થર ઉપર અથડાય તણીંગ .. તણીંગ...અવાજ કરતી નીચે પટકાવા લાગી.

મેઘાડંબર છવાઇ જાય એમ જાણે ગોળીઓનો મે છવાઇ ગયો. સામે જામગરીવાળી બંદૂકોની નાળ્યોમાથી ધાણી ફુટે એમ અવાજ થઇ રહ્યા છે! કોઇ બાવળના થડ આડું લપાણુ છે, તો કોઇ હુવા આડાથી તો કોઈ ભાદરની ભેખડ આડેથી બંદૂકોના બાર કરે છે.

યુદ્ધના રણશીંગા, શરણાઇ, કે બુંગિયો ઢોલ નહોતો ધડુકતો કે પછી કોઇ રજવાડાનું સૈન્ય પણ નહોતું છતાં આ મામલો યુદ્ધની જ યાદ આપતો હતો. ગામ આખું જાણે ભયમા હોય તેમ જણાતું હતું. છતા કોઇને ખબર નહોતી કે, આ મામલો શો છે! સૌ વિચારમા ગરકાવ હતા.

અચાનક આવેલા આ ખતરાને વરસતા વરસાદ જેવી ગોળીઓની રમઝટ વચ્ચે પણ એક માણસ તેની સામે કોઠામા બેઠો બેઠો સામી ટક્કર ઝીલતો હતો. તેની પાસે જામગરી વાળી બંદૂક હતી, તેમાં દારૂ ઠાંસી ઠાંસી ગોળીઓ ભરી બાજુમા રાગનાં બાકોરામાં નાળ્ય રાખી સામા ફેર કરતો હતો.

દુશ્મનોને એક ડગલું પણ આગળ વધવા દે તેમ તે નહોતો. એના નિશાનો ચોક્કસ હતા. એની દષ્ટિ સામા દુશ્મનને અચૂક પકડી પાડતી. આજે એની છાતી ગજ ગજ ફુલાતી હતી. ગામની રક્ષાનું કામ એને શિરે હતું. ને એ કામ આજ વફાદારીપૂર્વક પાર પાડવાનો એને મોકો આવ્યો હતો, શૂરવીરતા, અડગ ટેક ને જુસ્સામા એ પાછો પડે તેમ નહોતો. એવો એ પોતાના પ્રાણની આહુતિ આપીને પણ ગામનું રક્ષણ કરે એવો જોરાવર અને અડીખમ હતો.

"આહાહા! જુવાન તો જો જુવાન!" એવો શબ્દ દુશ્મનના મોવડીના મુખમાથી સરી પડયા. ને એ માણસે બેઠા થતાં ફરી ઉમેર્યું: "આપણા અઢીસો માણસની ગનોળીઓ સામે એકલો પંડયે ટક્કર લઇ રહ્યો છે. રંગ રે મરદ રંગ!" આમ કહેતા તેણે પોતાના સાથીદારોને ઓર્ડર આપ્યો. "બંધ કરો ફેર" તે સાથે તો ટપો ટપ બંદૂકોના નાળચા પકડી માણસો ઊભા થઇ ગયા. મોવડીએ મૂછે તાવ દીધો.

એ હતા બહારવટિયા જોધો માણેક અને મુળુ માણેક. એ પણ શૂરવીરતામાં કાંઈ ઓછા ઉતરે તેવા

તો, આખી અંગ્રેજ સલ્તનતને ડગાવી હતી. સારા સારાના પાણી એણે ઉતારી નાખ્યા હતા પણ અજનો મામનો જીદોજ હતો. આતો લોઢે લોઢું ટકરાણું હતું. એ અરસામા મુળુ માણેક અને જોધા માણેકની આખા કાઠિયાવાડ, હાલાર, બારાડી ને બરડા પ્રાતમાય એના નામની હાક બોલતી. એની ટોળી રાત દિવસ ડુંગરા, ટેકરા, ખીણો ને નદીઓ ખૂદતી ચોમેર ઘુમતી, આજે અચાનક એ લોકો આ બાજુ ઓીદડ થઈ ભીડોરા તરફ નીકળી આવ્યા હતા ભીડોરા ગામ ભાગવા માટે જ.

ગામ ભાગી એને માલ મત્તા નહોતી મેળવવી, પણ તેણે સાંભળ્યું હતું કે, ભીડોરામા એક ચારણનો ઢોલ છે ને બે નર પટ્ટાધર આટાળા આહેરો. બળુકા, જોરાવર ને શુરવીર છે. ને એ બે આહેરો ખીમો–વીમો ના વખાણ ખૂબ ખૂબ સાભળ્યા હતા.

એ ચારણનો ઢોલ ભીડોરાના જાપામા દેવ દાડમા નામના થાનકમા રહેતો એની દંતકથા એવી હતી કે, એ ઢોલ ઉપર આપોઆપ દાંડી પડતી ને ધ્રાંજાગ ધ્રોજાગ વાગતો ત્યારે માનતાનું બલિદાન–બોકડો એની મેળે આવી દીવાલમા માથું પછાડી વધેરાઇ જતો!

ગામના ચોકિયાત ખીમો–વિમો છૈયા સાખના આહેરો હતા. એના કુળમા દલા છૈયા નામના આહેરે સંવત ૧૭૩૨ના વખતમા લૂટારાઓ પાસેથી ભીડોરાની ગાયો પાછી વાળી હતી. મીઢોળબંધો તે મરાણો હતો, તેને બીરદાવતો દુહો છે :

જબ આવી રાવ, કે કાઠી ધણ વારી ગયો,
તબ ભીડોરા તણે, ગામે સાવજ ગરજ્યો.
છૈયા કુળના છેલ, ત્રાડે તું પોખાણો નહિ,
ખેલી ખરો જ ખેલ, તલવારે તોફાણો તું.

ખીમા–વિમાએ છૈયા કુળને જાણે ઉજ્વળ રાખ્યું હતું. એની મરદાઈ, ટેક, શુરવીરતાના વખાણ થતા, આજુ બાજુ એ બન્નેના નામની હાક પણ બોલતી, એના રખોપા એટલે ગામને ધરપત રામના રખોપા. એક તણખલાની શળી પણ પારકી કોઈ ન હલાવે.

–ને અઢીસો વાઘેરોની બંદૂકો સામે એકલે પડયે સામનો કરનાર એ ગામનો ખીમો હતો!

મુળુને આ પુરુષને જોવાનું મન થયું. તેણે કહેણ મોકલ્યું કે, અમે અમારા હથિયાર હેઠા મેલી દીધા છે. તો તું તારું મોઢું બતાવ. તું કેવોક માટી છો તે અમારે જોવું છે.

ખીમે કોઠામા બેઠા બેઠા જ ઉત્તર વાળ્યો : "તમે લુટારા તમારો ભરુશો નો ય, ભલે જેવા આવ્યા એવા પાછા હાલ્યા જાવ હું ય આયરનો દિકરો છુ. મરતા લગણ ગામને ઉપાધિમ બેસીડાવ."

ખૂબ વિષ્ટિને અંતે પણ ખીમો માન્યો નહિ. ત્યારે મુળુએ રણછોડરાયના સોગન ખાધા વાઘેરોમા રણછોડરાય પૂજનીય ગણાય છે. રણછોડરાયના સોગન ખાધા પછી માથું જતું હોય તો પણ સોગનનો ભંગ કરતા નથી. એ ખીમાને ખબર હતી, એટલે ખીમો રાગના દોઢી દરવાજાની ખડકીમાથી બંદૂક લઈ બહાર આવ્યો.

મુળુના મુખમાથી શબ્દો સરી પડયા. "વાહ જવાન વાહ! આઢાગો આહેર કહેવાયો તે બરાબર છે." લીંબુ ફાડય જેવી બે આંખો ને આંખોમા રતુંબડા સેરડા ધસી આવ્યા છે. વેત વેતની કાતરા જેવી મૂછો ફરક ... ફરક .... ફરકી રહી છે. ગદેલા જેવી પહોળી છાતીને ભાથાણી પાવી જેવું કાધ, ટટ્ટાર ઊભો છે. પાચ હાથ પૂરો માટી જોઈ મુળુ ખુશ થયો "રંગ રે તારી જણનારીને. 'રંગ મરદ!'"

એટલા શબ્દો હજુ મુળુ ઉચ્ચારે છે ત્યા જ ધમમમ .. ખીમા ઉપર બંદૂકનો ફેર થયો, ગોળી શરીરમા આરપાર રમતી નીકળી ગઈ, ખીમો ઢળી પડયો

"દગો! દગો!" ગજબ થયો ઢીમ ઢાળી નાખ્યું! કોણે આ કાળો કામો કર્યો?" જંગલના ઝાડવા પણ થરથરી જાય એવી ઘોર ને ભયંકર ત્રાડ મુળુના મુખમાથી સરી પડી.

અઢીસોક ડોકા ટપોટપ એક બેઠી દડીના જુવાન તરફ ફર્યા

"કોણ તું ?... આવો !" મુગુના ડોળા લાલ ત્રએલ તામા જેવા થયા થયા, તે એના તરફ ફર્યો. ને ઉમેર્યુ . "સા નીમક હરામ ! આખર તારુ બાવાનુ નોહી ખરુ ને ! મારુ મોત બગાડયુ તે !" મુગુએ એના સામે બ દૂર તાકી પણ જેહો માણેક વચ્ચે પડયો બાવો નીચી મૂડીયે ઊભા રહ્યા, પણ હવે વધુ વખત ઊભવ નો સમય નહોતો કારણ વિભાને ખબર પડે તો વેર લીધા વીના ન મેને

મુગુ જેહા તરફ ફર્યો "મેની હવે વાટ જોવ નો વખત નથી ભાગવા મંડો"

હજુતો આ લોકો બાદર કાઢો વગોટયા હશે ત્યા જ પાછળ ચઢકો પડયો "એ ભાગોમા ભાગોમા ચોરટાવ જરાક આ આહેરના હાથનુંય ચાખતા જાવ"

ભાગતા વાઘેરામા મુગુની આખ કરડી થઈ તેણે જેહા તરફ ફરી ઉમેર્યુ –"હુ નહોતો કે'તો ? એ આવરડાને ખબર પડશે તો કોયથી રોકાયેય રોકાહે નઇ, આમ તો જુવો કાહામાય સમાતો નથી માટી પાણીવારો છે !"

વિભો પાછળ ગગગળના પથરની માફક ધસ્યે આવે છે. એક હ થમા જામગરીવાળી બ દૂક છે ને માથે છત્રી કનગી જેવુ લાલ ફેટિયુ ફરક ફરક ફરક ફટાક ખોતા યે આવે છે

"વાહ જવાન વાહ " મુગુના મુખમાથી ભન કારા છૂટયા ને સાથે ઉમેર્યુ એના એના ઉપર કોઈ ફેર કરતા નઇ"

"પણ બાપુ "

"પણ શુ ?" મુગુએ ત્રાડ નાખી

'બાપુ, આ કાળ જાળ જેવો રેવા દેઇ આપણને? હમણા ધડી મારશે " ધ ડાના માણસોએ કહ્યુ

"પણ આપણે એ જવાનનુ પાણી જોવુ છે"

'અરે બાપુ ' પાણી જોવાનો આ વખત છે ? આપણે એના બાપનુ ઢીમ ઢાળીને વયા આવીયે છીયે, ને એ એવો મોકો આપે ખરો ?" જેહાએ કહ્યુ.

મુગુને થતુ હતુ કે, હમણા આ સાવળા જેવો જવાન મારા જવાનોની ગોળીયેથી વીધાઇ જઇ માતાજીના ગરમા જેવો થઇ જશે શુરવીર માર્યા જશે આવો મ ટી આપણા ભેગો હોય તો કામ લાગે. પણ શુ થાય?

'હટ ચોરટાઓ દગો રમ્યાને, હુ તો માનતો હતો કે મુગુ મરદ છે પણ ના ભાગોમા ભાગોમા માટી હો તો સામા આવો " એવા વેણ ઉચ્ચારતા વિભાએ બ દૂકનો ફેર કર્યો ગોળી મુગુના જમણા કાન પાસેથી સનનનન કરતી હવામા ઓગળી ગઇ એ ભેગાતો સામેથી પણ બ દૂકોના બાર થયા ને ઓની ધમધમાટી

અઠીસોક માણસો સામે એક માણસ ટકકર લ્યે છે ગોળીયોનો મે વરસતો આવે છે શુરાતન અને મરદાનગીના પાણી નીતરી રહ્યા છે ઘેરૈયા જેવો વિભો જાણે સાત તળી રમે છે ઘડી ઝાડના થડ આડો તો ઘડીમા સામે ચાની ફેર કરે છે પણ મચક આપતો નથી બહારવટિયાઓ કાગમા ઉતરી ગયા પણ વિભાની કાયા રકત વરણી બની ગઇ મોજડી ઓમા લોહીના ખબખબીયા બોને છે આકાશમા સધ્યાએ લાલ રગ ઉડાડી મેલ્યો ત્યારે વિભો ગામ તરફ વ ્યો પણ શરીર ગરમા જેવુ વિધાઈ ગયુ હતુ ને કાણાઓમાથી લોહી ધક ધક ધક વહ્યુ જતુ હતુ

થોડે ચા યો હશે ત્યા જ તે ટગનો થઇ ધરણી ઉપર ઢળી પડયો ! ગામની રક્ષા કાજે પ્રાણની આહુતી આપનાર એ બ ને વીરોની યાદમા સધ્યાએ જાણે પોતાની લાલ આખ નીચોવી પૃથ્વીના પેટાળમા સમાઇ ગઇ !

આજે એ બન્ને વીરોના પળિયા ઊભા છે વિરતાના પ્રતિક સમા ખીમાનો પાળિયો રાગ પાસે છે જ્યારે વિભાનો પાળિયો ગામથી થોડે દૂર ઊભો છે એના વ શ વારસો એને પૂજતા આવે છે.

# ધર્મ અને સંસ્કૃતિ

હજારીપ્રસાદ દ્વિવેદી

ભારત એક વિશાળ દેશ છે, અને પ્રાચીનકાળથી ધર્મનું ચિંતન અહીં થતું જ આવ્યું છે. જુદા જુદા વિદ્વાનોએ ધર્મની જુદી જુદી વ્યાખ્યા કરી છે. કોઈ તેને નિયમ કહે છે; કોઈ કાનૂન માને છે; તો કોઈ તેને સાધના કહે છે; કોઈ તેને પરમરસરૂપે જુએ છે તો આજકાલ કોઈ શયતાનરૂપે પણ જુએ છે ના નહીં; કેમકે ધર્મના નામે જે અધર્મ, અન્યાય, ચોરી, દગાઈ અને લૂટ ચાલી રહી છે તે જોયા પછી ધર્મમાં શયતાનનું સ્વરૂપ જોઈ શકાય છે ભારતમાં અનેક જાતિઓ છે અને સૌએ ધર્મની અલગની વ્યાખ્યા બાંધી છે. એટલા માટે કવિવર ટાગોરે 'મહામાનવસમુદ્ર'ની વાત કરી છે, કેમકે તે સાહિત્યનો ભંડાર પણ છે. પરંતુ ધર્મ એક આંતરખોજની વસ્તુ છે અને સાધના વડે તેનું સ્વરૂપ વિશેષ જાણી શકાય છે. વેદ-વેદાંત વાંચીને ધર્મની વ્યાખ્યા અવશ્ય આપી શકાય; પણ તેનો મર્મ સમજવો-ગ્રહણ કરવો તે ભિન્ન બાબત છે. માટે જ ધર્મ શું છે તેનો સ્ફોટ કરવા કરતાં અધર્મ કોને કહેવાય તે બતાવવું સરળ થઈ પડશે. એક વાત તો સ્પષ્ટ દીવા જેવી છે કે આ દુનિયા, મોટી મહેલાતો, સોનું, ચાંદી, ધન ઇત્યાદિ જે બહારનો દેખાવ છે તેને ધર્મ સાથે કોઈ સંબંધ નથી.

એક પાદશાહની વાત છે. તેના મૃત્યુ બાદ તેના રાજકુંવરે કબર ઉપર વિશાળ ઇમારત રચી દીધી. રાજકુમારનો એક દોસ્ત સામાન્ય ફકીરનો પુત્ર હતો. તેને આ વાતની ખબર પડી. તે માથું કૂટીને રોવા લાગ્યો. રાજકુમારે આનું કારણ પૂછ્યું ત્યારે તેણે જવાબ દીધો.

"કયામતને દિવસે, આવડી મોટી ઇમારતમાંથી બહાર નીકળી અલ્લાની સમક્ષ તમારા પિતાજી કઈ રીતે આવશે."

કહેવાનું તાત્પર્ય એટલું જ ત્યાગનો મહિમા હમેશાં રહ્યો જ છે

સત્ય અને અહિંસા ધર્મના મુખ્ય અંગ છે જ્યારે લોભ, મોહ ઘૃણા એ અધર્મ બની રહે છે. "અહિંસા પરમો ધર્મ" એ કેવળ જૈન અથવા બૌદ્ધ ધર્મનું મત નથી – ગીતા અને પુરાણોમાં પણ તેનું જ પ્રતિપાદન થયું છે. વ્યાસ ભગવાને પણ કહ્યું છે કે જીવનું કલ્યાણ કરવું તે પુણ્ય, અને તેને પીડા પહોંચાડવી તે પાપકર્મ છે. મનુસ્મૃતિમાં અહિંસા, સત્ય, અક્રોધને ધર્મના મુખ્ય લક્ષણ કહ્યા છે. આ ત્રણે ગુણ સર્વત્ર ગવાયા છે. મહાભારતમાં પણ તેને જ ધર્મ ગણેલ છે.

આ વિષે વિચારતા, મારા મગજમાં પણ જબરી ભાંજગડ ઊભી થઈ કે બધા જ વિદ્વાનોએ અહિંસા આદિ પર શા માટે આટલો બધો ભાર મૂક્યો છે? આનો જવાબ મને જૈન ગ્રંથના એક શ્લોકમાંથી મળી ગયો, જેમાં મૈત્રીના ચાર ભાવને પરમ ધર્મ માનીને કહ્યું છે કે તેનો વ્યાપક અર્થ આમ કરવાનો છે.

[૧] પરહિતચિન્તા – બીજાઓનું કલ્યાણ થાય તેવી ચિંતા આપણને રહેવી જોઈએ.

[૨] પરદુઃખ નિવારી શકે તેવી કરુણા.

[૩] પરસુખતુષ્ટિ – બીજાનું સારું જોઈ રાજી થવું. કેટલાક લોકોમાં એવો ગુણ હોય છે કે બીજાના ઘરબાર, ધન-દૌલતાદિ જોઈને ખુશી અનુભવે છે.

[૪] પરનિંદાની ઉપેક્ષા – બીજાની નિંદા થતી હોય ત્યાં વિરોધ કરવો.

આ પ્રમાણે દરેક શાસ્ત્રમાં એક જ વાતનો સાર નીકળે છે કે મન, વચન અને કર્મથી પ્રાણીમાત્રનું હિત કરવું. મહાભારતમાં નારદજીએ એક ઠેકાણે કહ્યું છે કે સત્ય બોલવું તે સારી વાત છે, પણ કોઈનું હિત થાય તેમ બોલવું એથી પણ વધુ સારું છે. સમસ્ત જગતનું કલ્યાણ એ જ સત્ય છે. પોતાના સુખદુઃખ ભૂલી, સમષ્ટિનું કલ્યાણ એ જ સત્ય બની રહે છે.



એક વાર ભગવાન ગૌતમ બુદ્ધ શિષ્યોની વચ્ચે બેઠા હતા તેમાં તેમને છીંક આવી. બધા જ શિષ્યો બોલી ઊઠ્યા : — " લાંબુ આયુષ્ય ભોગવો. "

બુદ્ધે આવા આશીર્વચનનો વિરોધ કર્યો.

હવે એવું બન્યું કે આ ભિક્ષુઓ એક ગૃહસ્થને ઘેર ભિક્ષાઅર્થે ગયા, ત્યાં એક બાળકને છીંક આવી પણ ભિક્ષુઓ મૂંગા ઊભા રહ્યા. તે ગૃહસ્થ નારાજ થયા અને પૂછ્યું : " બચ્ચાને છીંક થાય અને આશિષ ન આપી શકે તે સાધુનું લક્ષણ કહેવાય ?" ભિક્ષુઓએ આવીને બુદ્ધને આ વાત કરી અને તેમણે પણ સ્વીકાર કર્યો કે હવેથી છીંક થાય ત્યારે આશીર્વચન તો બોલવું. મતલબ એ જ છે કે સૌને પ્રિય વાત ઉચિત ગણવી જોઇએ.

મારું – તારુંમાં આપણે એટલા અટવાઇ ગયા છીએ કે વાસ્તવિક સત્ય અથવા ધર્મથી બહુ દૂર જઇએ છીએ, આપણું હિત અને બીજાનું અહિત આ બે વાત જ નજર સમક્ષ રહે છે. ભર્તૃહરીએ પણ કીધું છે કે કેટલાક મનુષ્યો દેવતા રૂપે હોય છે. તેઓ પારકા ભાણાની જ રાત દિવસ ચિંતા કરતા હોય છે. જે પોતાપણું ભૂલીને પારકી ચિંતા જ કરે છે તે દેવ છે, જે પોતાનું અને પારકું બન્ને જોઇ શકે છે તે મનુષ્ય છે. પોતાના હિત માટે બીજાનું નુકસાન કરનારને દાનવ ગણવો જોઇએ, પોતાનું તેમજ અન્યનું અહિત કરવામાં જેને મઝા આવે છે તેને કઇ કોટિમાં ગણવો તે કહેવું મુશ્કેલ છે. અલબત્ત, તે દાનવથી પણ અધમ કોટિનો ગણવો જોઇએ.

કોઇનું અહિત થાય તે ધર્મ નથી. ગમે તેટલા ધર્મ, કર્મ, પૂજાપાઠ કરીએ પણ અંતે તો ધર્મ એક અનુભવ અને આંતરખોજની બાબત છે. ભાષા એટલી નિર્બળ છે કે ધર્મની અભિવ્યક્તિ સંપૂર્ણપણે કરી શકતી નથી. ઈશ્વર શું છે – આત્મા શું છે? આ પ્રશ્નોનો ઉત્તર છે અનુભૂતિ! કેમકે ઇશ્વર આત્માનો સાક્ષાત્કાર થાય છે ત્યારે માનવીની ચેતના જ અદૃશ્ય થઇ જાય છે. – તો પછી યાદ શી રીતે રહે? કબીરદાસજીએ સત્ય કહ્યું છે "તૂ કહતા હૈ કાગદ-કી લેખી, મૈં કહતા હૂં આંખોં દેખી " એટલે આમાં એકમત થાય જ ક્યાંથી ? એકવાર એક વિદ્વાને ચૈતન્ય મહાપ્રભુને ઇશ્વર અને તેના સ્વરૂપની પિછાણ આપતાં સત્ય, અહિંસા, પ્રેમ ઇત્યાદિ પાસાઓનું વર્ણન કરી બતાવ્યું, ચૈતન્યમહાપ્રભુએ તેમને પૂછ્યું કે તેમનો પોતાનો અનુભવ આ દરેક બાબતમાં કેટલો છે ત્યારે તે ચૂપ થઇ ગયા. એટલે ભેદોપભેદ જાણવો તેને જ્ઞાન કહી શકાય નહીં. મહાપુરુષો આ બાબતનો વાદવિવાદ કરતા નથી પણ ચેલાઓ આવી ચર્ચાઓ જગાડવામાં ખૂબ રસ લે છે; અજ્ઞાની છે તે જ વધુ શોરબકોર મચાવે છે; એટલે જ કબીરે કહ્યું છે :

"કહા કહી કી હૈ, નહીં દેખા દેખી બાત
દુલ્હા દુલ્હી મિલ ગયે ભીગે ખડી બરાત."

સંસ્કૃતિની વ્યાખ્યા પણ એટલી જ કઠીન છે. પ્રાચીન સમયમાં સંસ્કૃતિ એ ધર્મનું બીજું નામ હતું. પરંતુ અંગ્રેજીમાં 'કલ્ચર' કહે છે તેનો જ અનુવાદ કરીને તે પ્રમાણે અર્થ ઘટાવાય છે. આમાં પણ સંસ્કારનું પ્રાધાન્ય મહત્ત્વનો ભાગ ભજવે છે,

અને સયમ, અભ્યાસ તથા તપની તેટની જ આવશ્યકતા છે

વિશ્વ ઘણું વિશાળ છે, પૃથ્વીથી અનેકગણા મેટા ગ્રહો અસ્તિત્વમા છે અને એટને દૂર છે કે ત્યાથી પ્રકાશના કિરણોને પૃથ્વી પર પહોચતા કરોડો વર્ષ લાગે તો પણ પાર આવે નહી! સૂર્ય જે પૃથ્વીથી નવ કરોડ માઇલ દૂર છે તેના પ્રકાશને પૃથ્વી પર આવતા સાડી આઠ મિનિટ લાગે છે, તો પછી જે ગ્રહોનો પ્રકાશ કરોડો વર્ષ પણ ન પહોચે તે કેટલા દૂર હશે! આવા અસખ્ય નક્ષત્રોમા પૃથ્વીનો તો કોઇ હિસાબ નથી તો પછી આ પૃથ્વી ઉપર કૂદાકૂદ કરતો રેગીપેગી જેવો કાળામાથાનો માનવી કેટલો ક્ષુદ્ર ગણાય! એમા વળી તારુ – મારુ ને ઝગડવુ એ કેટલી હીણપત ગણાય? પૃથ્વી શરૂઆતમા ગરમ હતી – પછી ઠડી પડતી ગઈ સૌ પ્રથમ વનસ્પતિ અને પછી પ્રાણીની ઉત્પત્તિ થઈ, પછી આવ્યો મનુષ્યનો વારો શરૂઆતમા તે જાનવર જેવો હતો. બે પગે ચલતા શીખ્યો એટલે બીજા બે હાથનો ઉપયોગ પણ તેને સૂઝ્યો; પછી તેનુ મગજ ખીલ્યુ તેણે કમાલ કરી બુદ્ધિશક્તિ ખીલવાની સાથે જ, તેણે પ્રકૃતિના પ્રયોગને આધીન નહી પણ પોતાની રીતે જીવવાનો પ્રયોગ શરૂ કર્યો; પ્રાપ્ત પરિસ્થિતિમા સતોષ ન માનતા – કેમ જીવવુ તેનો તેણે અવાજ ઉઠાવ્યો અને તે પશુથી જુદો પડી ગયો

વધુ અને વધુ શોધો તેણે આદરી મકાન કપડા, આગગાડી, આગબોટ, હવાઇ જહાજ ઇત્યાદિ અનેક સરનતો ઊભી કરી પણ આનો બાહ્ય અને જડ વિકાસ થયો આત્મજ્યોત ક્ષીણ થતી ગઈ – અને થઇ રહી છે

માણસ જે ઇચ્છે છે તેને મેળવવામા સયમની આવશ્યકતા જરૂર છે લોભ અને મોહ બનેની માત્રા સસ્કૃત સમાજમા ઓછી હોવી જોઈએ પણ આજે જોઈએ છીએ તો ચોરબજાર અને લૂટની પ્રવૃત્તિઓમા સૌ મશગૂલ છે – જડતા વધી રહી છે – તારુ – મારુ સિવાય બીજી વાત નથી આ બધુ સસ્કૃતિના સાચા આત્માથી વિરુદ્ધ છે

*

ઈન્દ્રભુતિ ગૌતમ ભગવાન મહાવીરના મુખ્ય ગણધર હતા એકવાર એમણે મહાવીરને પૂછયું. 'ભગવાન, એક વ્યકિત રાતદિવસ આપની સેવા કરે છે, ભકિત, પૂજા કરે છે, એટલે એને બીજા કોઈ દિન-દુખીની સેવા કરવાનો સમય રહેતો નથી એક બીજી વ્યકિત એવી છે જે દિન-દુખીઓની સેવા કરે છે, મદદ કરે છે એટલે એને આપની સેવા કરવાનો અવકાશ નથી મળતો તો પ્રભુ, એ બેમાથી તમે કોને ધન્યવાદને પાત્ર ગણો? અને બેમાથી શ્રેષ્ઠ કોને માનો?'

'ગૌતમ! જે દિન-દુખીઓની સેવા કરે છે એ જ મારા ધન્યવાદને પાત્ર છે, બેમા એ જ વ્યકિત શ્રેષ્ઠ છે' મહાવીરે કહ્યું

ગૌતમ વિચારમા પડી ગયો, આ વળી કેવું! ભગવાનની સેવાની સામે, પાપોની બદીમા ફસેલા પાપીઓની સેવનું તે વળી શુ મહત્ત્વ? ધન્યવાદ તો ભગવાનના સેવકને મળવા જોઇએ ગૌતમે સહજ જિજ્ઞાસાથી પૂછયુ. 'પ્રભુ! એ શી રીતે? મારી સમજમા નથી આવતું દુખીઓની સેવા કરતા તમારા જેવા પવિત્ર આત્માઓની સેવાનુ મહત્ત્વ વધારે હોવુ જોઇએ કયા પવિત્રાત્મા ને કયા પાપાત્મા!'

'મારી સેવા કરવી એટલે મારી આજ્ઞાનુ પાલન કરવું, એ સિવાય મારી વ્યકિતગત સેવાની તો કશી જરૂર જ નથી અને મારી સૌથી અગત્યની આજ્ઞા તો દુખીજનો છે એની સેવા કરવી એ જ છે જે એમની સેવા કરે છે એ જ મારી આજ્ઞાનું પાલન કરે છે, એવી સેવા કરનારો ખરેખર ધન્ય છે શ્રેષ્ઠ છે – મારી અગત સેવા કરનારો નહિ મારો સેવક તો સિદ્ધાત કરતા વ્યકિતગત મોહમા વધારે ફસાયેલો છે.' મહાવીરે વિસ્તારથી જવાબ આપતા સ્પષ્ટતા કરી.

# આજની આવશ્યક્તા

હરજીવન થાનકી

આજે સર્વત્ર સામાન્યસમજણ (Common Sense)ની અછત વર્તાય છે. શિક્ષણ વધ્યું તો કેળવણી ઘટી છે. પહેલાનાં કરતાં વધુ હોશિયાર અને બુદ્ધિશાળી માણસો મળ્યા તો સારા માણસો ઘટ્યા. સામાન્ય રીતે કોઈપણ માણસને 'સારો' કહેવો એ જેટલું સહેલું છે, તેના કરતાં વિશેષ તેનું 'સારા' હોવું અઘરું છે! કોઈપણ વ્યક્તિને જ્યારે આપણે સારી વિશેષણ લગાડીયે છીએ ત્યારે તે પૂર્ણ બની જાય છે, તેને વધુ કાંઈ બનવાનું રહેતુ નથી. આપણે માણસનુ વર્ગીકરણ કરતાં કહીએ છીએ કે અમુક વ્યક્તિ 'ખરાબ' છે, યા 'સારી' કે 'વધુ સારી' છે. જ્યારે કોઈપણ વ્યક્તિને 'બહુ સારી' કહીએ છીએ, ત્યારે તે 'ખરાબ' બને છે. તેથી ઉલટું જ્યારે આપણે કોઇ વ્યક્તિને 'બહુ ખરાબ' કહીએ છીએ ત્યારે તે સાચા માણસની દૃષ્ટિએ સારી એટલા માટે લાગે છે કે તેની દૃષ્ટિ પેલા માણસની 'બહુ ખરાબી'માંથી પાછી વળી આપણી ટીકાત્મક દૃષ્ટિ સાથે અથડાય છે. તેની વિરુદ્ધ જ્યારે આપણે કોઇ વ્યક્તિને 'બહુ સારી'નું સર્ટિફિકેટ આપીએ છીએ, ત્યારે સાંભળનારનું મન આપણો સ્વાર્થ શોધવા તત્પર થાય છે. માટે આજના જમાનામાં 'બહુ સારા' કે 'બહુ ખરાબ' હોવા કે બનવા કરતાં ખરાબ ન બનતા સારા બનવું એ પૂરતું છે.

આમ સમગ્ર દૃષ્ટિએ જોતા દેખાશે કે છેડા બને નકામા છે. પછી તે ઉપરનો હોય કે નીચેનો! તમે કદાચ કહેશો કે નીચલા છેડા કરતા ઉપલો સારો, તો હું તો કહીશ કે છેડા બન્ને ખરાબ!

ઉદાહરણાર્થે, ત્રણ ભાઇઓ છે. તેમાં સૌથી મોટો ઉદ્યમી, નાના આળસુ અને વચલો આળસુ યે નથી અને ઉદ્યમી પણ નથી. પરંતુ પોતાની જરૂરિયાત અને રસપૂરતી પ્રવૃત્તિ કરી આનંદથી જીવે જાય છે. હવે જીવનનો અર્થ જ પ્રગતિ છે. મોટો પોતાના ઉદ્યમમાં ઓતપ્રોત થઇ ખૂબ ધન કમાય છે, નાનો પોતાના આળસમાં પ્રગતિ કરતો કરતો પોતાની પાસે જે હોય તે પણ ગુમાવતો જાય છે. જ્યારે વચલો પોતાની રીતે કશું ગુમાવ્યા કે મેળવ્યા સિવાય આનંદપૂર્વક પોતાનું જીવન જીવ્યે જાય છે. નાનાને કામ કરવું ગમતું નથી જ્યારે મોટાને કામ ન હોય તે ગમતું નથી. આમ આળસ અને ઉદ્યમના બે છેડા સરખા થયા ત્યારે વચલા ભાઇ માટે 'ગમવા ન ગમવાનો' પ્રશ્ન જ ઊભો ન થયો. જો આપણે નાના ભાઇના આળસને ખરાબ ગણીયે તો આપણે મોટા ભાઇના અતિ ઉદ્યમને પણ ખરાબ ગણવો પડે! આપણા વચલા ભાઈના સમતોલ જીવનને 'સારુ' ગણી શકીયે. આજે આપણામાંના મોટા ભાગના લોકો કાં તો 'ખરાબ' હોય છે યા તો 'વધુ પડતા સારા' હોય છે, એ બંને છેડા ત્યજી આપણે 'ખરાબ' પણ ન બનીયે તેમ 'વધુ સારા' કે 'બહુ સારા' પણ ન બનતાં કેવળ 'સારા' બની રહીયે.

આમ શુદ્ધ અને સાત્વિક જીવન જીવવા માટે માત્ર 'સારા' બનવું. 'વધુ સારા' નહીં. કદાચ એજ સિદ્ધાંતને આધારે મહાન માણસોના ખૂન થતાં રહે છે. આ જગતે જેટલાં મહાન માણસોના ખૂન જોયાં છે તેટલાં 'મોટા માણસ'નાં જોયાં નથી. જો આપણે ગાંધી, કેનેડીને મહાન કહીયે તો આપણે એકાંગી સિદ્ધિને વરેલા એવા ધનવાન, વિદ્વાન કે કીર્તિવાનને 'મોટા' કહેવા જોઇએ. આ દુનિયામા 'મહાન' માણસોનાં ખૂન સાંભળ્યાં છે, 'મોટા'નાં નહિ. તેનું કારણ પણ મને તો એ જ જણાય છે કે મહાન માણસો 'બહુ

સારા' હોય છે! જ્યારે મોટા માણસો' ફક્ત 'સારા' હોય છે.

આ જગત હજી 'સારા' ને સમાવવા શક્તિશાળી બન્યું છે પણ 'બહુ સારા'ને સમાવી શકે તેટલી શક્તિ હજી તેનામા નથી આવી આ જગતમા કા તો 'ખરાબ' માણસો નભતા દેખાય છે યા તો 'સારા માણસો' કેમકે તેઓ જ જગતના દ્વંદ્વોમા બંધ બેસતા (fit) માલુમ પડ્યા છે. જ્યારે 'બહુ ખરાબ' કે 'બહુ સારા' તરત જ ફેંકાઇ ગયા છે.

આજના જમાનાની મુખ્ય આવશ્યકતા એ જ છે કે આપણે જરૂર પૂરતી સમજણ (Common Sense) નો વિકાસ કરી એક 'સારા' માણસ તરીકે કોઈપણ એક સ્થળ પસંદ કરી કુદરતે બક્ષેલું લગભગ સો એક વર્ષનું આયુષ્ય પૂરું કરીએ કે જેથી સ્થળ અને કાળથી પરાજય ન પામીએ!

*

## ગિરનાર!

તુ મને સ્વર્ગથી પણ વધારે પ્રેયસ્ અને શ્રેયસ્ છે કારણ?

સ્વર્ગમા તો સાધકો સિદ્ધિઓના આનંદમા વિઘ્ન થઈને જરા જડ જેવા થઇ જાય છે

પણ, ગિરનાર, તુ તો માણસની નિરંતર સાધનાનુ એક અદ્વિતીય પ્રતિક છે

તારા માતૃવત્ ખોળામા શતાબ્દીઓથી સાધકો સાધનાનુ વિકટ સાહસ ખેડતા આવ્યા છે. અને સાહસ તેમ જ 'સિદ્ધિ હજી દૂર છે'ની પ્રેરક ભાવનાનો આનંદ અનુભવતા આવ્યા છે

તેથી જે તારો ચરણ-સ્પર્શ કરે છે, હે ગિરનાર દેવતા, તે ધન્ય થાય છે કારણ?

તેને સાધનાના સાહસની એક ચિનગારી મળે છે જે ચિનગારીથી તેને તેના અંતર-દેવતાના દર્શન થાય છે અને પછી?

અંતર-દેવતા તેની દૃષ્ટિ સામેથી લુપ્ત થઇ જાય છે અને તેને વિરહ-વિયોગ-વેદના તેની સાધના વધારે ઉગ્ર અને ઉત્સાહથી, ઉમંગથી ભરેલી બનાવવામા અખૂટ બળ આપે છે

તેથી જ તો, હે ગિરનાર ગુરુ, તારી પાસેથી હુ માગુ છુ કેવળ એક જ ચિનગારી, સળગતી સગડી નહી

પણ હે ગિરનાર દેવતા આધુનિક શિક્ષિત યુવક અને યુવતી ઘણી વાર તારુ જાણે-અજાણે અપમાન કરે છે

તારી છાતી પર કાચા કોલસાથી પોતાનુ નામ લખીને એક પળમા અમર થઇ જવા ઇચ્છે છે. કારણ કે સાધના કરવાની તેમને ઇચ્છા નથી અને નથી તેમનામા ઉમંગ નથી સાહસ, નથી શક્તિ!

એનાથી વધારે તેઓ તારો અનાદર પણ કરે છે, તુ તેમને આશીર્વાદ આપે છે હે ગિરનાર ગુરુ પણ તેઓ તને કચરો આપે છે, તેઓ ચારે પાસ મેલ ખખેરે છે-અન્નની અને જગતની વાસનાઓ, વૃત્તિઓનો મેલ!

તેઓ તારા કરનારનુ, હે ગિરનાર-ગુરુ નામ નથી લેતા પોતાનુ માથું નમ્રતાથી નથી નમાવતા, તને પ્રેમ પ્રણામ નથી કરતા, પણ આ બે વખત અહમનો ફંદો રચવામા જ તેઓ રોકાયેલા રહે છે.

ગિરનાર દેવતા, તેઓ તારી પાસેથી ચિનગારીનો પ્રસાદ માગતા નથી, ઊલટુ તેઓ તેમની બીડીથી સતત નીકળતી ચિનગારીની માળા તને પહેરાવે છે! તેને તુ, હે દયાળુ ગુરુ ક્ષમા આપજે આખરે તેઓ પણ તારા કરતારની જ કાયા છે

—ગુરુદયાલ મલ્લિક

# સોહનલાલ પાઠક

કાંતિલાલ શાહ

ઇ. સ. ૧૯૧૪ની વાત છે. એ વખતમા અમેરીકાની ગદ્દર પાર્ટી તરફથી ક્રાન્તિના પ્રચાર માટે ચીન, જાપાન બર્મા સિંગાપોર મનાવા વગેરે લગભગ ઘણા દેશોમા ક્રાન્તિકારી જુવાનોને મોકલવામા આવતા હતા. સોહનલાલ પાઠક પણ એમાના એક હતા તેમને બ્રિટિશ હકુમતની સામે બળવો જગાડવા માટે અને બ્રહ્મદેશમા રહેતા હિન્દી અને બ્રહ્મી લોકોમા દેશભક્તિનો સંચાર કરવા માટે બ્રહ્મદેશ મોકલવામા આવ્યા હતા.

ઇસ્વી સન ૧૯૧૫ના આરંભમા સોહનલાલ પાઠક બેંગકોક ગયા અને થોડા દિવસ ત્યા રહી પ્રચારકાર્ય કર્યા પછી તે રંગુન પહોંચ્યા. રંગુનમા અને બ્રહ્મદેશમા જ્યા જ્યાં લશ્કરી છાવણીઓ હતી. ત્યા તે પહોંચી ગયા અને નક્કી કરેલા બળવાના દિવસને નજર સામે રાખી તે લશ્કરી બરાકોમા સિપાહીઓની ગુપ્ત સભાઓ બોલાવી તેમના સમક્ષ દેશભક્તિ પૂર્ણ ભાષણો કરવા લાગ્યા.

બળવાની નક્કી કરેલી તારીખ ૨૧મી ફેબ્રુઆરી આવી ગઇ અને પસાર પણ થઇ ગઇ. પણ સમય પહેલા જ વાત ફુટી જતા હિન્દુસ્તાનમા અને ખાસ કરીને પંજાબમા મોટા પાયા પર ધરપકડો શરૂ થઇ. બળવો બળવાને ઠેકાણે રહ્યો. ઊલટુ જેના જેના ઉપર જરા પણ શક ગયો તે બધાને પકડી પકડીને સરકારે જેલમા પૂરી દીધા.

એક દિવસ સોહનલાલ મેમ્યોના તોપખાનામા તોપચીઓની વચ્ચે રહી તેમને ક્રાન્તિના પાઠ ભણાવી રહ્યા હતા એ વખતે એક જમાદાર દળબળ સહિત આવી તેને ગિરફ્તાર કરી લીધા. એમના જડતી લેતા સોહનલાલ પાસેથી એ વખતે ત્રણ પિસ્તોલો અને ૨૭૦ જેટલા કારતુસો નીકળ્યા આટલા હથિયાર અને દારૂગોળો હોવા છતા એમના પર અચાનક છાપો પડતા તે એનો ઉપયોગ ન કરી શક્યા.

જેલમા પૂર્યા પછી એમની પાસેથી બાતમી કઢાવવા પોલીસોએ અનેક પ્રયત્ન કર્યા પણ એમા તેને બહુ સફળતા ન મળી. જેલની કોટડીમા પુરાયા પછી પણ તેણે તો ક્રાન્તિકારીને છાજે એવુ વર્તન શરૂ કર્યું. તેણે ખુલ્લે આમ જાહેર કર્યું હુ અંગ્રેજી સલ્તનતની હકુમત કબૂલ કરતો નથી એની સત્તા માનતો નથી. હુ મને પોતાને સ્વતંત્ર દેશનો નાગરિક ગણુ છુ આથી હુ સ્વતંત્ર નાગરિકને શોભે એ રીત જ વર્તીશ.

જેલમા ગયા પછી એને જે અપમાનજનક નિયમો હતા તેનું પાલન કરવાની જરૂર એને જરા પણ ન લાગી. જેલમા જ્યારે કોઇ અમલદાર આવે ત્યારે જેલના કેદીએ ઊભા થઇને માન આપવુ એવો સામાન્ય શિરસ્તો એ વખતે હતો. જેલની એ શિસ્ત મનાતી હતી પણ સોહનલાલને આવી શિસ્ત પાળવાની કશી જરૂર લાગી જ નહિ. તેણે કહ્યુ કે હુ અંગ્રેજીના શાસનને જ અત્યાચારી શાસન ગણુ છુ પછી ત્યા જેલના નિયમ હુ શા માટે માનું ? એની શિસ્ત હુ શુ કામ પાળુ ? એક વખત બ્રહ્મદેશનો એક વખતનો કોઇ ગોરા લાટ રંગુનની જેલની મુલાકાતે આવનો હતો. આથી રંગુન જેલના જેલરે અગાઉથી આવી દરેક કેદી ગોરા લાટ સાહેબ મુલાકાતે આવે ત્યારે કેમ વર્તવુ, ને કેવી રીતે ઊભા થવુ, કેવી રીતે બને હાથ પગ સાથેજ સીધા અડકેલા રાખી માથુ અર્ધું નીચુ નમાવી ઊભા રહેવુ તેની બધી સમજણ આપી એ પ્રમાણે વર્તવાની સૂચના કરી પણ સોહનલાલે આ સૂચનાને તત્કાળ ઉડાડી દીધી તેણે સ્પષ્ટ કહ્યુ કે હુ ક્યા બ્રિટિશ રાજનો ગુનામ રહ્યો છુ કે આવી સૂચના અમલમા મૂકુ ?

જેલર મૂંઝાયો. આખરે તેને એક યુક્તિ સુઝી. તેણે જોયુ કે સોહનલાલ બીજી ઘણી રીતે વિવેકી અને ચારિત્ર્યશીલ સજ્જન છે એમને જો વિવેક બતાવીશુ તો એ સામો વિવેક બતાવશે. આથી પેલો ગોરો લાટ સાહેબ સોહનલાલની કોટડીની મુલાકાત લે એ પહેલા જ બેચાર મિનિટે પોતે આવી સોહનલાલ સાથે ઊભો ઊભો વાત કરવા લાગ્યો આથી સોહનલાલે

પણ ઊભા થઈ એની સાથે વાતો ચાલુ કરી. દરમ્યાન પેલો ગોરો લાટ ત્યાં આવી પહોંચ્યો ને એકાદ કલાક વાત કરી ત્યાંથી ચાલતો થયો. આ રીતે જેલની શિસ્ત અને જેલરની આબરૂ બન્ને આ રીતે જળવાઈ ગયાં ને જેલર ઉપર આવી ચડેલા સંકટનું વાદળું દૂર થઈ ગયું.

ગોરા લાટને સોહનલાલ સાથે વાતો કરવાનું ખૂબ ગમ્યું. વાતચીત દરમિયાન તેને લાગ્યું કે સોહનલાલ બુદ્ધિશાળી છે, સજ્જન છે, સારી રીતે ભણેલો ગણેલો અને સંસ્કારવાળો માણસ છે, આથી તેણે એને પ્રેમ પૂર્વક સમજાવવા કોશિશ કરી કહ્યું "સોહનલાલ, તમે તમારી ભૂલ બદલ ન્યાયી અંગ્રેજ સરકારની માફી માગી લો. દેહાતદંડની શિક્ષામાંથી બચી જશો." પણ તેણે કહ્યું મને ફાંસીનો જરા પણ ડર નથી. હું મારા દેશની સ્વતંત્રતા ચાહું છું તે મેળવતા ચાહે તેવી સજા થાય તેની મને લેશમાત્ર બીક નથી અને પરવા પણ નથી."

અને મુકદ્દમાને અંતે તેને ફાંસીની જ સજા થઈ. છેવટ ફાંસી આપવાના દિવસે અંગ્રેજ ન્યાયધીશે ફરી એકવાર તેને માફી માગી પ્રાણ બચાવી લેવા કહ્યું પણ નજર સામે જ મોત નાચતું હોવા છતા તેણે દૃઢતાથી ઉત્તર આપ્યો.

"માફી? માફી માગવાની મારે જરૂર નથી. માફી માગવી હોય તો અંગ્રેજો મારી પાસેથી માગે. મેં કશો અપરાધ કર્યો નથી. અપરાધ કર્યો હોય તો અંગ્રેજોએ કર્યો છે. હા, એટલું ખરું કે તમે મને સાવ છોડી દેવા માગતા હો તો કદાચ એના પર હું વિચાર કરું ખરો!

અંગ્રેજ ન્યાયધીશે કહ્યું કે એ તો મારા અધિકારની બહારની વાત છે.

"તો પછી શા માટે વાર લગાડો છો? તમે તમારું કર્તવ્ય પૂરું કરો અને મને મારું કર્તવ્ય પૂરું કરવા દો."

અંગ્રેજ ન્યાયધીશ આ તેજસ્વી નવજુવાનની નિર્ભય વાણી સાંભળી તાજ્જુબ બની ગયો.

એનું મન માનતું ન હતું છતા તે પણ હુકમને આધીન હતો. તેણે ફાંસી આપવાની સૂચના કરી. બીજી જ પળે સોહનલાલના પગ નીચેથી પાટીયું ખસી ગયું ને રસ્સીની મજબૂત ગાંઠ તેના ગળા ઉપર આવીને ભીંસાઈ ગઈ. સોહનલાલનો આત્મા આ ફાની દુનિયાનો ત્યાગ કરી સ્વર્ગમાં પહોંચી ગયો. દેશને માટે તેણે પૂરી નિર્ભયતાથી અને પૂરા આનંદથી જીવન અર્પણ કરી દીધું.



## પરિભ્રમણ

[ પાન ૩૨૮થી ચાલુ ]

સિંગાપોર આવેલાં છે. આ બધામાં દોસ્ત હોય તો મલેઝીયા! પરંતુ તેની સામે ઇન્ડોનેશિયા મેદાને પડવા તૈયાર છે. આ સમગ્ર ચિત્ર ભારે નિરાશાજનક છે. એટલા માટે જ હવે પછીનો દરેક પ્રયાસ, લાંબા ગાળાના સંરક્ષણનો હોવો જોઈએ, જેમાં આ ત્રણે ભય સ્થાનોનો જવાબ હોય.

## રજવાડી કબ્રસ્તાનનો શિલ્પી

સ્વ. વલ્લભભાઈ પટેલ સાથે જેમનું નામ ઇતિહાસને પાને લખાઈ ચૂક્યું છે તે, દેશી રાજ્યોના વિલીનીકરણના કર્તા શ્રી. વી. પી. મેનનનું અવસાન થયું છે. પ્રસ્તુત વિષય ઉપરનું તેમણે લખેલું પુસ્તક, એક આધારભૂત ઇતિહાસ ગ્રન્થ લેખાય છે. આવો સમર્થ અર્જુન મળ્યા ન હોત તો વલ્લભભાઈ પટેલના સ્વપ્નને સાકાર થતા વધુ સમય લાગ્યો હોત. રજવાડા સાથે કામ લેવાની તેમની આવડત તેમજ કુશાગ્ર બુદ્ધિના ચમકારાને લીધે તેઓ ઇતિહાસનું એક ચિરંજીવ પાત્ર બની શક્યા. ભારતના રાજકારણમાં તેમનું પ્રદાન વિશિષ્ટ છે, કેમકે જે ક્ષેત્ર તેમણે ખેડ્યું તેમાં, એક ગુરુને બાદ કરતા, બીજા ચેલાઓ હતા જ નહીં!

## શુભેચ્છાની સોંપણી

ગુરુ ગોવિંદસિંહના અનુયાયી શીખ સંપ્રદાયને ભેટ આપી [illegible]

સિક પગલું ભર્યું છે. આ પવિત્ર અવશેષો સાથે એક ધાર્મિક પંથની લાગણી સંકળાયેલી છે અને જે સજ્જનને આ સૂઝ્યું છે – ભારતના ભૂતપૂર્વ હાકેમોના વંશજ – તેની શુભેચ્છાનું મૂલ્યાંકન જેટલું કરીએ તેટલું ઓછું છે.

## જેન અને કાંગારુ

સીડનીમાં એક કાંગારુ પાંજરામાંથી છટકી ગયું અને પંદર વર્ષનો જેન મેકઆર્થર અને દોસ્તો તેની પાછળ પડયા. દોડ લાંબી ચાલી એકવાર તો ગુસ્સે થયેલા કાંગારુએ પોતાની પૂંછડી જેનને લગાવી દીધી. તેને પકડી લીધા પછી શાંત પાડવા માટે, જેને ટ્રાન્ઝીસ્ટર રેડિયો ઉપરથી સંગીત રેલાવ્યું. કૃષ્ણ કનૈયાની મોરલીથી ધેનુઓ મોહી પડતી, તેવું જ આ કાંગારુની બાબતમાં બન્યું. સંગીતના સુરેસુરે, કાંગારુ મૂળ જગ્યા સુધી આનંદથી આવી બેઠું અને જેનને શાબાશી મળી. સવાલ એ છે કે કોઇ પૂર્વજન્મમાં જેન, કૃષ્ણ અને કાંગારુ, ધેનુ રૂપે હશે ખરા ?

## 'એ જ યાદી આપની'

યાદદાસ્ત ટીકડીઓ આવી રહી છે! પાણીની સાથે એક ટીકડી અઠવાડિયું લેવાથી ઠોઠ વિદ્યાર્થી આસાનીથી મહિનામાં SSC પસાર કરી શકશે. આ પ્રયોગ એક માસ સુધી કરનારની યાદશક્તિ એટલી તીવ્ર હશે કે પોતાનો પૂર્વજન્મ અને તેના પ્રસંગો ચિત્રપટની જેમ તે માણી શકશે. સાથે સાથે બીજી ટીકડી પણ ઉપલબ્ધ થશે જે લેવાથી સવારે શું જમ્યા તે બપોરે યાદ નહીં રહે. તમે કયા દેશમાં વસો છો, કોના પુત્ર છો, કેટલું ભણ્યા છો, કયા નોકરી કરો છો – તેમાનું કાંઈ જ યાદ નહીં રહે પણ આ ટીકડી લેવાનું ફરજિયાત નહી હોય. કદાચ કોર્ટના સાક્ષીઓને આ ટીકડી યથોચિત પ્રમાણમાં આપતા વકીલોને પરમ ટમે ખરી! જેથી ખૂન કેસમાં, સાચી જુબાની ન આપી શકવા બદલ, આરોપી ફાંસીની સજામાંથી બચી જાય! પણ આ બધું હજી અમેરિકામાં પ્રાયોગિક દશામાં છે. અને ઉંદર અને સસલાં ઉપર NRA નામના જ્ઞાનતંતુને ઉત્તેજીત કરી મૂકનારા દ્રવ્યની અખતરા દ્વારા ચકાસણી થઈ રહી છે. મનુષ્ય સુધી આવતાં વાર લાગશે. ત્યાં સુધી આપણે તો યાદદાસ્તને સાબૂત રાખી, કલાપીની ગઝલ લલકારવાની છે – "છે આખરે તો એકલી ને એ જ યાદી આપની!"

## દ ગોલ

આજે આખતી ફ્રાન્સના પ્રમુખની પ્રતિભાને છેલ્લી ચૂંટણીમાં પરાજય જોવો પડયો. પ્રથમ તબક્કામાં દ ગોલ અને તેમના પ્રતિસ્પર્ધી વચ્ચે નજીવો તફાવત રહ્યો એમ ધારવામાં આવતું હતું કે તેઓ પ્રચંડ બહુમતિથી મેદાન મારી જશે. આ ધારણા ખોટી પડી એટલે, ચૂંટણીના બીજા નિર્ણાયક તબક્કામાં, તેમના પ્રચારકોએ તનતોડ પ્રયાસો કરી, વિશેષ મત અપાવ્યા અને આવતા સાત વર્ષ માટે પ્રમુખનો તાજ તેમને પહેરાવ્યો. યુરોપમાં આ વિચક્ષણ રાજપુરુષનું સ્થાન ઘણું માનભર્યું છે અને આજે ફ્રાન્સની ગણતરી વિશ્વ સત્તાઓમાં થાય છે તે દ ગોલને આભારી છે. અભિમાન અને અહમ્‌ની પ્રતિમૂર્તિ સમા, બીજા વિશ્વયુદ્ધના અનન્ય સેનાની અને શુદ્ધ ફ્રેન્ચ લોહીના ઉપાસક ફ્રાન્સના આ શક્વર્તી પ્રમુખ અમેરિકા અને બ્રિટનની શેહમાં જરાપણ તણાયા વિના, ફ્રાન્સની તંગડી ઊંચી રાખી શકયા છે તે તેમની ભવ્ય સિદ્ધિ છે.

## ત્રીજા સુકાની

મહાન પુરુષોની મહત્તા ઘણીવાર પાછળથી સમજાય છે. નહેરુએ સીધી રીતે પોતાના અનુગામીના નામનો નિર્દેશ કર્યો ન હતો. પરંતુ તેમની પસંદગીનો કળશ લાલબહાદુર પર ઢળ્યો હતો તે જાણીતું છે. કયા કારણોસર તેમણે આ પસંદગી કરી. તે ત્યાર પછીના બનાવોએ બતાવી આપ્યું છે. જો કે તે વખતે, તેમજ, શાસ્ત્રીજીના અનુગામીની પસંદગી વખતે પણ દિલ્હીના જંતરમંતર ખાતેના કોંગ્રેસ પ્રમુખના નિવાસ સ્થાનનું મહત્વ અદકું રહ્યું છે.

જંતરમંતર નામ સાંભળીને જાદુગરનો ખ્યાલ સહેજે આવે છે અને શ્રી. કામરાજે કોંગ્રેસ પ્રમુખ તરીકે જાદુના ચમત્કારો પણ સર્જ્યાં છે તેમની ખ્યાતિ હવે તો પરદેશમાં પણ પ્રસરી ચૂકી છે. ભારતની મુલાકાતે આવનારા પરદેશી ધુરંધરોની અનિવાર્ય મુલાકાતોમાં હવે જંતરમંતર રોડનો પણ સમાવેશ થાય છે. કોંગ્રેસના પ્રમુખ એટલે ભારતના સૌથી બળવાન પક્ષના પ્રમુખ. એટલે સૌથી બળવાન પુરુષ તરીકે તેમનું વ્યક્તિત્વ ઝળહળી ઊઠે તેવી લાયકાતો તેમજ ખામિયતો હોવી જોઈએ અને શ્રી. કામરાજમાં આ બન્ને છે. જે રીતે દેશના ત્રીજા સુકાની તરીકે ઈન્દિરાને વિજય અપાવવામાં તેમણે ભાગ ભજવ્યો તે યાદગાર બની રહેશે. શ્રી કામરાજ અંગ્રેજી અથવા હિંદી જાણતા નથી તેમ જંતર કે મંતર પણ કરી શકતા નથી કેવળ જંતર મંતર રોડ ઉપર વસીને તામીલ ભાષામાં જે શિક્ષા ભણાવે છે તેની જયારે અસર થવા લાગે છે ત્યારે જ તેમના જાદુની સૌને ખબર પડે છે શ્રીમતી ઈન્દિરા ગાંધીને સમાજવાદની દિશામાં ધીમી પ્રગતિથી બહુ અસંતોષ હતો. તેમની રાહબરી નીચે નવાં પ્રયાણ વધુ ગતિશીલ બને તેમ ઇચ્છીએ.

## મને ઓળખ્યો?

ભૂલી ગયા? એટલીવારમાં? અમને ફકી કઢીને ભલે તમે આઝાદ થયા પણ મારી શુભેચ્છા કેટલી છે? ચીની આક્રમણ વખતે, ખબર છે ને, તમારા છક્કા છૂટી ગયા'તા, અને રાતોરાત સામગ્રી મોકલીને, તમારો પુરવઠો ચાલુ રાખ્યો'તો. તમારા સ્વર્ગસ્થ વડાપ્રધાન ચતુર અને શાણા હતા અને તેથી જ અમારી સાથે છેડો ફાડવાની તેમણે હંમેશા ના કહેલી. અને અમારો દોષ તમને લાગે તેમાં તમારો વાંક પણ નથી. આખી દુનિયાનું – અને જ્યાં જ્યાં સ્વાધિનતા ડોકિયાં કરે – અમારે ધ્યાન રાખવાનું. ભલે તમને ગમ્યું ન હોય, મુરલીઓને રહેવાનું 'માદરે-વતન' તો જોઈએ ને? ભાગલાનો સવાલ નથી પણ માનવતાનો છે. તમારા ધર્મગ્રંથમાં કહ્યું છે, 'સંભવામિ યુગે યુગે' તેમ મારે પણ અવારનવાર તમારા દેશની મુલાકાતે આવવું પડે છે. શું થાય? ના, ના; ગાંધીજી આમ તો સજ્જન છે પણ અમને તો શંકા આવે, હાં! કહીને ચેન જ ન પડે! વખતે તરકટમાં બુદ્ધિનો ચમકારો દેખાડી દે એટલે પાણી પહેલાં જ પાળ મારી! રાવળપીંડી જઈ આવ્યો છું અને ત્યાં પ્રમુખને કહી દીધું છે. હવે અહીં આવ્યો છું. અમારે તો બેય આંખ સરખી! મારામાં વિશ્વાસ રાખજો! હું તમારો મિત્ર છું!

## મેઘાણી સ્મારક

જો કે શ્રી. મેઘાણીની વિદાયને ઘણો સમય થયો તો પણ મોડે મોડે તેમની યાદગીરી ચિરંજીવ બનાવવા ગુજરાતે જે ફાળો આપ્યો છે તે યોગ્ય લેખાશે. 'રંગભુવન' ઉપરાન્ત મેઘાણી સુવર્ણ ચંદ્રક તથા મેઘાણી પારિતોષિક પ્રતિવર્ષ આપવાની જે જાહેરાત થઈ છે તે રણજીતરામ પછીનો બીજો યુગપલટો ઇતિહાસને પાને નોંધી જાય છે. મેઘાણી મુખ્યત્વે કવિ હતા - જેઓ તેમને કવિ તરીકે ન ઓળખતા તેઓ પણ, ગાયક તરીકે અચૂક તેમને પિછાનતા. બધાજ કવિઓ ગાયક નથી હોતા. કવિ ગાયક પણ હોય તેવા સંજોગ વિરલ હોય છે. કવિતા ગણગણવી એક વાત છે પણ મેદનીઓને ડોલાવવી અને હજારો ચક્ષુઓને અશ્રુનીતરતી કરી દેવી તે બીજી વાત છે. જે પેઢીએ મેઘાણીને જોયા છે અને સાંભળ્યા છે તે કદી પણ અજંપાથી મુક્ત થઈ શકશે નહીં કેમકે બીજા મેઘાણીનો ઉદય ક્ષિતિજ પર ક્યાંય દેખાતો નથી.



# મીનાની ચોપડી

વિજય શાસ્ત્રી

નાનકડી મીના આજે ખુબ ઉત્સાહમા હતી આખા ઘરમા તે આ છેડેથી પેલે છેડે કૂદાકૂદ કર્યા કરતી હતી તેનુ કારણ એ હતુ કે તેને તેના પપ્પાએ અરેબિયન નાઇટસની રગીનચિત્રો વાળી ચોપડી–પરીકથાની ચોપડી અપાવવાનું કહ્યુ હતુ

જ્યારથી મીનાએ તેની સાહેલી કને એ આકર્ષક પૂઠાવાળી ચોપડી જોઈ હતી ત્યારથી તેણે એ પોતાને અપાવવા માટે પપ્પા પાસે હઠ લીધી હતી અને એ હઠનું સુપરિણામ આજે આવવાનુ હતુ એના હર્ષમા મીના ફરી બેવાર કૂદી પગની લાતથી ગ્લાસ ફૂટતા ફૂટતા રહી ગયો આડો તો પડી જ ગયો અને જમીન પર થોડેક સુધી ગબડીને કાયમી શાંત સ્થિરતા ધારી રહ્યો

ગ્લાસ ઢળી પડયો અને ગબડીને સ્થિર થવા પામ્યો ત્યા સુધીની સેકડો સેકડો સુધી મીના ટગરટગર ગ્લાસ તરફ જોઇ રહી સ્થિર થયો પછી મીનાએ તેના પરથી નજર ખસેડીને બીજા અનેક પદાર્થો પર ઠેરવી

*  *  *

સાજ પડી

બજાર જવા ફુલવાળી ડિઝાઇનનું રગીન ફ્રોક તેણે પહેર્યુ

પપ્પાએ એ જ જૂનો કોટ એજ જુની કાળી ટોપી પહેર્યા! મીના એ જોઇ સહેજ ખેદ પામી પણ પાછી ચોપડીનુ સ્મરણ થવાથી ખુશ થઇ બજારમા જતા જતા તે પપ્પાની આગળ આગળ ચાલવા લાગી! પપ્પા જાણી જોઈને જલદી ચાલતા નથી એમ એને લાગ્યુ

ચોપડીની દુકાન આવી મહાપ્રાણે ડાહી થઈ, મોટા માણસની જેમ મુખ પર ગભીરતા આણી મીના બોલી ચોપડી બતાવો! નોકર અદરથી કાઢી લાવ્યો.

"એ જ ચોપડી પૂઠુ પણ એ જ!" મીના ગણગણી તેણે ભરવાડ પોતાના પ્રિય ઘેટા પર ફેરવે તેમ ચોપડીના પૂઠા પર નાનકડી મુલાયમ અને શ્વેત હથેળી મમતાથી ફેરવી પરતુ લીસા, ચીકણા પૂઠા પર તે દ્રુતગતિથી સરી ગઈ

થેલીમા મૂકી દે જોઇએ વારુ" પપ્પાએ કહ્યુ

' ના" મીનાએ થાય એટલો ને દર્શાવાય એટલો વિરોધ મક્કમપણે દર્શાવી જવાબ આપ્યો

વારુ, તો પડી ન જાય એ જો જે" પપ્પાએ કહ્યું 'પપ્પા આટલી સહેલાઈથી નમતુ જોખશે એવી મીનાને આશા ન હતી વળી આગળ ચાલવા માંડયા બજાર ફરી ઘેર આવ્યા

' જો મીના મને સહેજ બતાવ જોઇએ, કેવીક છે" મીનાએ દોડીને મમ્મીને ચોપડી સોંપી

' મમ્મી આ ફૂલપરીનું ચિત્ર કેટલુ સરસ છે નહિ?" મીનાએ અદરનું ચિત્ર બતાવી ઉત્સાહભેર અવાજે પૂછ્યુ

' હા પણ એને ડાઘો ન પડે એ જો જે" મમ્મીએ કહ્યુ

'સારૂ' એકાક્ષરી જવાબ મીનાએ આપ્યો ને એ ત્યાંથી ચાલી જવા ગઇ

' ઊભી રહે" મમ્મીનો આજ્ઞાસૂચક અવાજ સભળાયો અને મીના થોભી ગઈ

શુ?"

એના પર પેલા બ્રાઉનપેપરનુ પૂઠુ ચઢાવી દે" પોતાની માતાને કુહાડી–પરશુથી મારી નાખવાની પિતાની આજ્ઞા સાભળીને પરશુરામને થયેલો તેવો મનોભાવ મીનાને થયો

"કેમ મમ્મી એ ન ચાલુ તો ના ચાલે?" મીનાએ સહેજ લાડપૂર્વક પણ અત્યત દયામણા સ્વરે પૂછ્યુ આ પૂછતી વેળા તે મનમા વિચારતી

હતી કે, "પરીના આ મોહક, આર્ટના 'ફ્રક્ક,' રંગીન, લીસા ચિત્ર પર, જાડું, કઠોર, એકરંગી ખાખી પૂઠું ! અરેરે ! એમ કેમ થાય ? !"

"ચાન પૂઠું ચઢાવી દે જોઉં" સત્તાવાહી અવાજે મમ્મીએ કહ્યું એટલે મીનાએ, જેમ સગાલશાએ પોતાના પ્રિય પુત્ર ચેલૈયાનું માથું ખાંડ્યું તે રીતે પરીની સુંદર છબી પર, તેની મનોહર, અણિયાળી આંખો પર, કોમળ પાંખો પર, સફેદ નાજૂક હાથો પર — સમગ્ર સૌન્દર્ય પર શુષ્ક; જડ, એકરંગી, વૈરાગ્ય સૂચક, કઠોર ખાખી રંગના ક્રાફ્ટ પેપરનું પૂઠું પરાણે ચઢાવ્યું.

'હં, હવે કેવી સ-રસ ચોપડી લાગે છે" મમ્મીએ હરખાઈને કહ્યું મીના મૂંગી જ ઊભી રહી અને મમ્મી ઝડપથી રસોડામાં ચાલી ગઈ.

મમ્મીના ગયા બાદ વિશાળ ઓરડાની બરોબર વચ્ચોવચ્ચ બટૂની જેવી મીના હોઠ બીડીને હાથમાં ઝાલેલી ચોપડી તરફ જોઈ રહી અને એની નિષ્પલક પાંપણોવાળી આંખોથી તે એકીટસે ક્રાફ્ટપેપરની પાર રહેલા ચોપડીના પૂંઠા પરની ફૂલપરીની રંગીન છબીમાંના પરીના મોહક સ્વરૂપને પામવા મથી રહી પરી અને પોતાની વચ્ચે માત્ર ક્રાફ્ટપેપરનું પાતળું પડ હતું પણ તે છતાં તેને જાણે વચ્ચે સાત સમુદ્ર અને સાત સો જોજન પડ્યા હોય એવી લાગણી થઈ તેની નમણી મીંચેલી પાંપણોમાંથી તેની આંખો ક્રાફ્ટપેપરના શુષ્ક આવરણના અવરોધને ભેદીને જાણે, પરીની જેમ પોતાને ય પાંખો હોય તેમ એનાથી ઊડીને એ પરીને ભેટવા, એની બાથમાં ભરાવા જઈ રહી હતી

બીજી બાજુ તેનું મન "પૂંઠાથી ચોપડી કેવી સરસ લાગે છે" એ મમ્મીના વાક્યમાં રહેલી સત્યનો ક્યાસ કાઢી રહ્યું હતું.

અંતે ન રહેવાતાં તે ચીસ પાડી ઊઠી "મમ્મી નથી જોઈતી આ ચોપડી પાછી દેઈ આવો !"

તેની ચીસથી ગભરાઈને એક નાનકડી ચકલી બારી પરથી ઊડીને બહાર ચાલી ગઈ !

ને તે રડી પડી !

## ઘરગથ્થુ ઉપચારો

શરીરનો કોઈ ભાગ દાઝી ગયો હોય તો તે જગ્યાએ ઈંડાની સફેદી લગાવવાથી થોડા સમયમાં રૂઝ આવી જાય છે અને તેનો ડાઘ પણ રહેતો નથી

(૨) છાતીમાં દુખાવો થયો હોય તો ઘી અને મીઠું મિલાવીને એટલે કે તેનું મિશ્રણ કરીને લેપ કરવાથી દુખાવો દૂર થાય છે.

(૩) પાંસળીમાં દુખાવો થયો હોય તો હળદર અને ડુંગળી મિશ્ર કરી તેની પોટલી બનાવી શેક કરવાથી દુખાવો દૂર થાય છે.

(૪) કાનમાં દુખાવો ઊપડ્યો હોય તો ડુંગળીના રસના બે ત્રણ ટીપાં કાનમાં પાડવાથી પીડા ઓછી થઈ જાય છે

(૫) લોહીવિકારમાં ગાયના દૂધમાંથી તૈયાર કરેલ દહીંમાં તુલસીના બી સવારસાંજ ખાવાથી સારો ફાયદો થાય છે.

(૬) કોઈ તેજદાર વસ્તુ જેવી કે અણીદાર લોઢું, ચપ્પુ, કુહાડી થી શરીરનો કોઈ ભાગ જખમી થયો હોય તો થોડું મધ લઈ ઘા પર ચોપડવાથી સારો ફાયદો થાય છે

(૭) નસકોરી ફૂટી હોય અને લોહી વહેતું જ રહે તો મુલતાની માટીને પાણીમાં ભીંજવી તેનો થર માથા પર લગાવવાથી નસકોરીમાં લોહી વહેતું બંધ થાય છે

(૮) ગળામાં કોઈ કારણસર પીડા થતી હોય તો ઠંડા પાણીમાં મીઠું અને કાર્બોનેટ ઓફ સોડાના કોગળા કરવાથી પીડા દૂર થાય છે.

# માનવતાના મહેરામણ

કનૈયાલાલ વ્રજલાલ વાઘાણી

સૌરાષ્ટ્રમાં આવેલા ભાવનગર જીલ્લાના કુંડલા મહાલમાં આવેલા જૂના સાવર ગામે એક સાધુ મંડળી આવી પહોંચી. આ સાધુ મંડળીને એક ખેડૂતે જોઇ અને સાધુ મંડળીને પોતાને ત્યાં પધારીને પ્રસાદ લેવા આગ્રહ કર્યો.

સાધુને મન સૌ સરખા. ખેડૂતના ભાવ અને આગ્રહને વશ થઈને સાધુ મંડળી એ ખેડૂતને ત્યાં ગઈ. ખેડૂત અને તેની પત્નીએ ભાવથી રસોઇ માટે સીધાંપુરી આપ્યા. ઠામ વાસણ સ્વચ્છ કરીને બધી સગવડ કરી આપી. સાધુઓ નાહી ધોઇને રસોઇ કરવા લાગ્યા.

જૂના સાવરનો ગામ ધણી ઉગો ખુમાણ ખૂબ કરડો હતો. કાઠી એટલે આડાઈનો પણ કોઇ પાર નહિ. ઉગો બધા લખણે પૂરો હતો. લાંબી વળવાળી મૂછો, કેડે તલવાર, માથે મોટી પાઘ બાંધીને જ્યારે જૂના સાવરની બજારમાં નીકળે ત્યારે એની ફેં ફાટતી. એની આડું કોઇ ઉતરી પણ ન શકે.

ઉગાની રંજાડ પણ એવી જ હતી. જેની વાંસે પડે એની ઘોર ખોદી કાઢે એવો ઈ કરડો હતો.

ગામમાં સાધુડા આવ્યા છે એની એના પાસવાનોએ ખબર આપી. ગામધણીની રજા વગર સાધુડા ગામમાં પેસી જાય ઈ ખબરે એનો મીજાજ ગયો.

સાધુમંડળીની ખબર્યું લેવા મૂછે વળ દેતો, સાથે બે ચાર પાસવાનોને લઈને જે ખેડૂતને ત્યાં સાધુ મંડળીનો ઉતારો હતો ત્યાં આવી પુગ્યો.

"ક્યાં ગયો ઇ કુચો!" ઉગાએ ત્રાડ નાખીને કહ્યું.

"પધારો, બાપુ! પધારો, આ રિયો. શું હુકમ?"

"ધરમવાળો ને જોયો હોય! વેવલો થામા વેવલો? સાવર તારા બાપુનું થઈ ગીયું હોય ઇમ લાગે છે ને?"

"ના, બાપુ! ના, ગામ ધણી તો આપ જ ને? અમે તો તમારા ગોલા કહેવાઈએ."

"હવે રેંવા દે ઇ ખોટા ચસટાળા. હવે તો ગોલાએ ફાટી ગયા છે ને શું? રજા વગર ઓલ્યા સાધુડાને તો ઘરમાં ઘાલ્યો છે ને પાછો વાયડાઈ કરે છે!"

"બાપુ! ઈ સાધુઓ તો ગામના પાદરેથી જાતા હતા એટલે ગામના ધરમ ખાતર મેં ઘરે તેડાવ્યા."

"ગામનો ધરમ તું જ એકલો સમજ્છ ઇમને? અમે તો ધરમબરમ સમજતાં નથી ઇમને?"

"બાપુ... ...."

"કુચા! ઈ ખોટા ચાળા મૂકી દે. ઇ સાધુડા ગામમાં ગરીને ઇમ કયે કે દારૂ પીવો નૈ, માંસ ખાવું નૈ. આમ મારી દારૂના પીઠાની આવક બંધ કરાવવી છે ઇમને? કુચા! યાદ રાખ કે આતો ઉગો ખુમાણ છે હોં? ઈ સાધુડા જેવા તો મારા પેટમાં કરમિયાં રમે છે સમજ્યોને! બા'ર કાઢ ઈ ભગતડાને પકડું હું ઇને જોઇ લઉં."

"બાપુ! પણ......."

"હવે પણવાળીના!" આમ કહીને ઉગાએ એ ખેડૂના માથામાં લાકડી ઝીંકી દીધી. ખેડૂત ચક્કર ખાઇ ગયો. ઉગો અને એના પાસવાનો ઘરની અંદર ગયા અને જ્યાં

સાધુઓ રસોઇ કરતા હતાં ત્યાં પહોંચી જઇ જે હાથમાં આવ્યો તેને માંડી લાકડીઓ ઝીંકવા. રસોઇ બધી ધૂળમાં ફેંકી દીધી.

ઉગો અને તેના પાસવાનો સાધુઓને લાકડીઓ મારતા હતા પરંતુ એકપણ સાધુ મોંઢામાંથી જરા ઘણ શબ્દ કાઢતો ન હતો. મેરૂ જેવા અડગ ધીરજવાન હતા. પ્રભુનું નામ લેતા હતા.

ઉગાએ સાધુઓને મારીને તગડી મુકયા. સાધુઓ ગામ બહાર એક વૃક્ષ નીચે આવીને બેઠા. આ સાધુ મંડળીના આગેવાન મધુ હતા શ્રી ગુણાતીતાનંદજી. સ્વામીનારાયણ સંપ્રદાયના એકનિષ્ઠ ધર્મપરાયણ સંત હતા.

સાધુ મંડળી ગામ બહાર વૃક્ષ નીચે બેઠી હતી. ગામના કેટલાક લોકોને ઉગાના આવા અનિષ્ટ વર્તનની ખબર પડી. તેઓ મંડળી પાસે અને હાથ જોડી કરગરતાં કહ્યું ' મા'રાજ ! અહિંથી હવે ઝટ ભાગો ઈ કરડો તમને અહિં પણ સખ પડવા નૈ દે."

"ભાઈઓ! અમારે તો અમારો સાધુ ધરમ પાળવો રહ્યો. ઈ ગમે એમ કરે પણ અમારાથી સાધુ ધરમ ન ચુકાય ભગવાન એને સદ્બુદ્ધિ આપે." ગુણાતીતાનંદજીએ વિનમ્ર ભાવે કહ્યું.

"મા'રાજ ! તમને ઇ મારે ઇ અમથી કેમ દેખાય !"

"ભાઇઓ, જરા પણ કોચવાશો નહિ. અમારે તો સાધુ ધરમ પાળવાનો છે, અમને મારે એનું પણ ભલુ ચાહવું જોઇએ એ જ અમારો ખરો સાધુ ધરમ કહેવાય." ગુણાતીતાનંદજીની આ વાણી હતી.

"બાપુ, ઇ કરમચંડાળના કાળાકામાથી તો ઇ વાંઝિયો મુવો છે, અને આવા કામાથી તો સાતે ભવ વાંઝિયો રે'શે."

"ભાઈઓ, એમ ન બોલો. ઉકળી ન જાવ. હવે તો અમારો ધરમ ઈ છે કે એને ત્યાં પારણું બંધાય એ માટે અમારે ભગવાનની આરાધના કરવી જોઇએ અને માળા ફેરવવી જોઈએ."

શ્રી ગુણાતીતાનંદજી ઉગાને ત્યાં પારણું બંધાય એ માટે માળા ફેરવવા મંડી ગયા. અને સાધુ મંડળી પણ માળા જપવા લાગી ગઇ.

ધર્મ પ્રભાવ શું નથી કરી શકતો ! શ્રી ગુણાતીતાનંદના પ્રભાવથી ઉગાના જીવનનો પલટો થયો.

ધૂપસળી જાતે સળગીને અન્યને મીઠી સુવાસ આપે છે તેમ શ્રી ગુણાતીતાનંદજી જેવા સંત મહાત્માઓના ચારિત્ર્યની મીઠી સુવાસ માનવજીવ મહેકાવે છે, પરિવર્તન કરાવે છે.

સૌરાષ્ટ્રભરમાં આવા અનેક સંત મહાત્માઓની મીઠી સોડમ આજ પણ પ્રસરી રહી છે.



# કૃપાયતન પ્રકાશન

*

આના હતા બાપુ – ૧-૨-૩-૪—૨-૦૦
ગાંધી-ગુરુ — — ૧–૨૫
ગીતાંજલિ એક અધ્યયન — ૧–૨૫
અલ્લાહના બંદાઓ — ૦–૩૭
મસ્તીની પળોમાં— — ૦–૭૫
ગાંધીજી સાથે જીવનયાત્રા — ૦–૨૦
ગુરુદેવ સાથે જીવનયાત્રા — ૦–૨૦
શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા — — ૦–૨૦
શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા — — ૦–૨૦
શ્રી રામદાસ સાથે જીવનયાત્રા— ૦–૧૫
શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા— ૦–૧૫
મા આનંદમયી સાથે જીવનયાત્રા ૦–૧૫
રામતીર્થની રત્નમાલા — ૦–૩૫

# વૈષ્ણવજન



સાંસ્કૃતિક સમન્વય ઝંખતું માસિક : ફેબ્રુઆરી ૧૯૬૬

શાંતિનિકેતનમાં ઉત્સવ હોય ત્યારે આસપાસથી ઘણા લોકો શાંતિનિકેતન આવી ઉત્સવમાં ભાગ લેતા પણ કોઈક વાર એમાં નાના બાળકોનું અપહરણ પણ થતું અને ચોરી પણ થતી તેથી ગુરુદેવે એવું નક્કી કર્યું કે શાંતિનિકેતનના વિદ્યાર્થીઓ અને શિક્ષકો રાતે ચોકી કરે. એકવાર મારો અને નંદલાલબાબુનો વારો રાતે દોઢથી સવારે પાંચ સુધીનો હતો. એક તરફ હું અને બીજે છેડે નંદબાબુ ચોકી કરતા હતા હું તો હાથમાં લાઠી લઇ મારા વિચારમાં મસ્ત બની અને અવારનવાર ગીતો લલકારતો ચોકી કરતો હતો લગભગ ચારેકનો સમય થયો હશે ત્યાં તો પાસેના ઝાડ નીચે એક જણ એકદમ જાગી ઊઠી મોટેથી ગીત લલકારતો આનંદમાં આવી નાચવા લાગ્યો હુ તો આભો બની એ જોવા જ લાગ્યો શાંતિનિકેતનમા હજી મને એકાદ વર્ષ થયું હતું. આ બાઉલ સાધુનું આ વર્તન મને નવાઇ પમાડતું હતું અને આમ બગાળી ભાષા સમજાતી તો હતી પણ બાઉલ જે Colloquial બગાળીમા ગીત ગાતો હતો તે બહુ સ્પષ્ટ સમજાતું ન હતુ તોયે એનો ભાવાર્થ પકડી શકતો હતો એવામા સવાર થવા આવી અને માણસો જાગવા લાગ્યા એટલે પેલો બાઉલ પાછો શાંત થઇ ઝાડ નીચે સૂઇ ગયો

મારા મનમા તો બાઉલે આ પ્રમાણે શા માટે કર્યું એ પૂછવાની ઉત્કંઠા જાગી હતી એટલે જ્યારે એ નવેક વાગે જાગ્યો ત્યારે હું પાસે ગયો. નમસ્કાર કર્યા

બાઉલે મને કહ્યુ, 'માફ કરજો રાતે મે તમને બધાને અલેલ ખલેલ પહોંચાડી હતી ખરું ને?' મેં નમ્રતાથી કહ્યું, 'ના, ના, એવુ કઈ નથી પણ તમે જે ગીત ગાતા હતા એનો ભાવાર્થ મને બરાબર સમજાયો નથી, માટે કૃપા કરી મને સમજાવશો તો ઉપકાર થશે'

બાઉલ હસીને બોલ્યો, 'અરે ભાઈ, અમે તો રહ્યા ધૂની માણસ. મનમાં જે કંઇ આવ્યું એ બબડ્યા કરીએ. હુ તમને શી રીતે સમજાવી શકું?' મેં કહ્યું, 'તો પછી મને જે કંઇ ભાવાર્થ સમજાયો છે એ તમને કહી સંભળાવું. એ સાચો છે કે ખોટો એ મને પછી કહેજો.' એણે હકારમાં માથું હલાવ્યું.

મે કહ્યુ, 'તમારા ગીતનો ભાવાર્થ કંઈક આવો છે, હે પ્રભુ, તારે આજે મને મારા એક પ્રશ્નનો જવાબ આપવો જ પડશે, આપવો જ પડશે.

આટલા આટલા વર્ષો મેં જે આંસુ વહાવ્યાં એ બધા કયા ગયાં? શુ એ એળે જ ગયાં?

આજે આ પ્રશ્નનો જવાબ તારે આપવો જ પડશે.

ત્યા તો પ્રભુ જવાબ આપે છે, 'જ્યાં હું ઊભો છુ ત્યા તુ પહેલાં આવ. મારી દૃષ્ટિથી તું તારાં આંસુઓને જો'

'હા હા, હવે મને સમજાયું', જ્યારે હું તારા તરફ અભિમુખ થઇને જોવા લાગ્યો ત્યારે મને સમજાયું કે એ આંસુ તો તારાં ચરણ આગળ વહીને કમળરૂપે વિકસેલાં છે.

તારા તરફ અભિમુખ થઇને જોયું ત્યારે જ આ સમજાયું'.'

ગુરુદેવના કેટલાએક કાવ્યોમાંથી પણ આવો જ ધ્વનિ નીકળે છે. પ્રભુ આપણી ઇચ્છાઓને નિષ્ઠુર બનીને પણ નકારે છે. એ નિષ્ઠુરતામા જ એની કૃપા સમાયેલી હોય છે, દાક્તર દરદીના અંગ પર શસ્ત્રક્રિયા કરે છે એ ભલે બાજુ રીતે નિષ્ઠુર કૃત્ય દેખાતું હોય પણ એમા જ દરદીનું ભલું સમાયેલુ છે એવું જ પ્રભુ વિશે પણ કહી શકાય આટલુ જો આપણે સમજીએ તો આપણી કેટલીયે વ્યથા, નિરાશા તેમ જ કેટલાયે દુ:ખોનો અંત આવે.

# પરિભ્રમણ

'આશુતોષ'

## શ્રદ્ધાંજલિ !

ખ્યાતનામ મહાનુભાવ કે મહાન નેતાનું અવસાન થાય ત્યારે તેના પ્રત્યે માનની લાગણી દર્શાવવા એક, બે કે વધુ દિવસોની રજા પાડી, કામકાજ બંધ કરી દેવામાં આવે છે. કારખાનાઓ, મિલો અને સરકારી કચેરીઓમાં આ શિરસ્તો પડી ગયો હોય છે. આમા કઈ રીતે સદ્‌ગતને માન આપ્યું કહેવાય તે સમજમાં ઊતરતું નથી. વળી તે દિવસો જાહેર રજાના ગણવાથી કર્મચારીઓ અને કામદારોને 'ઓવરટાઇમ' આપવાનો પ્રશ્ન પણ ઊભો થાય છે. વળી બન્ને જ રજા હોવાથી સમાજમાં એક પ્રકારની ગેરવ્યવસ્થા ફેલાઈ રહે છે. સદ્‌ગતને અંજલિ આપવાનું માન ગણ્યાગાંઠ્યા મહાજનો (V. I. P.) પૂરતું મર્યાદિત હોવાથી, ફાલતુ સમયનો દુરુપયોગ ઈતર લોકો મનસ્વીપણે અને ઇષ્ટ ન ગણાય તે રીતે કરતા હોય છે. ગંજીફો કૂટવો, નવરાકરીએ રમવું, બંધ દુકાનોના પાટિયાં ઉપર બેસી તડાકા મારવા અને અફવાઓ ફેલાવવી. આ સિવાય બીજી કોઈ શ્રદ્ધાંજલિ જાહેર જનતા આપી શકતી નથી. આમા અંજલિ ક્યાં રહી? પશ્ચિમના દેશોમાં વધુ સારો રિવાજ છે અને તે દેવળમાં અમુક દિવસે જઈ સમૂહ પ્રાર્થના કરવાનો. આ રીત શિસ્તભરી છે અને ધાર્મિક પણ છે અને સદ્‌ગતના આત્માને શાંતિ મળવાની તેમાં તક છે. ભારત જેવા પછાત અને ગરીબ દેશમાં આતવારે ને છાશવારે સમયની જે બરબાદી થાય છે અને રાષ્ટ્રના ઉપયોગી માનવ કલાકો વેડફાઈ જાય છે તે એક ભયંકર સામાજિક અપરાધ છે. તેનાથી ઉત્પાદન ઘટે છે અને ગરીબી વધે છે. આવી પ્રથા તાત્કાલિક બંધ કરવાની જરૂર છે. નવું કાંઈ ન કરીએ તો ચિંતાનું કારણ નથી; પણ જે ખોટું કરીએ છીએ તે અટકવું જોઈએ જ.

## જીવન નિર્વાહ આંક

બાજી પગારપંચની ભલામણ અનુસાર છેલ્લા એક વર્ષમાં જો જીવન નિર્વાહ આંક દસ પોઇન્ટ વધે તો આપોઆપ મોંઘવારી ભથ્થું જોઈએ તેવી પ્રથા સરકારે સ્વીકારી છે અને આને અનુસરીને ડિસેમ્બર ૬૫થી કર્મચારીઓ એક વિશેષ વધારાના અધિકારી બને છે. પરંતુ રાજ્ય સરકારોએ આ વચને જે હિંમત દાખવી અને આ પ્રથાનો વિરોધ કર્યો તે એક સ્તુત્ય પગલું છે. કેમકે ભાવની સપાટી અને મોંઘવારી અહર્નિશ એકબીજાની પાછળ દોડે છે અને તેનો કોઈ જ અંત નથી. આ વિષચક્રને ભેદવામા ન આવે તો અર્થતંત્ર કોઈ દિવસ સુધરી શકે નહિ. જો કે આ ચર્ચાસ્પદ મુદ્દો નવા નાણા પ્રધાન પાસે વિચારણા માટે આવ્યો ત્યારે બહુ મોડું થયું હતું કેમકે નૈતિક રીતે જાહેર કરવા સરકાર બંધાતી હતી. અને મોંઘવારી ભથ્થામાં છેલ્લીવાર વધારો જાહેર કરવામાં આવ્યો હોવાનું કહેવાય છે, પણ હવે પછી એવી વ્યવસ્થા વિચારાઈ રહી છે કે કર્મચારીઓને અન્ય વિકલ્પો દ્વારા રાહત મળી રહે અને કેન્દ્રને તેમજ રાજ્યોને તિજોરી ઉપર બોજો ન વધે. છેવટનો બોજો તો કર ભરનારને આવે છે. નવાઈ જેવું લાગે છે પણ આટલી સાદી વાત સમજતાં સરકારે અત્યાર સુધી મોંઘવારી ભથ્થામા જે વધારાઓ આપ્યે રાખ્યા છે તેણે વિષમ પરિસ્થિતિના સર્જનમા ઓછો ફાળો આપ્યો નથી વળી રાજ્ય સરકારો અત્યાર સુધી આ બાબતમા સંયમે ભરી ચૂપ રાખતી હતી. પણ ઝોનમંધીમાં જ્યારથી રાજ્યોનો ગજ વાગવા માંડ્યો છે ત્યારથી તેમની લઘુતાગ્રન્થિ ચાલી ગઇ છે અને હવે તો કેન્દ્રને પણ તડ અને ફડ કહી નાખે છે. ફુગાવાને અટકાવવાનું મહા સત્ય સચિન્દ્ર ચૌધરીને હૈયે વસ્યું લાગે છે વિશેષ તો બજેટ રજુ કરે ત્યારે જાણવા મળે.

## સરદારના નાનાભાઈ

નવાનગરના જામસાહેબો હંમેશા ખ્યાતનામ રહ્યા છે. સદ્દગત રણજિત આવા જામસાહેબ હતા. શ્રી દિગ્વિજયસિંહજીએ એવો જમાનો જોયો જેમાં પરિવર્તન ઉત્તરનું મૂલ્ય બની રહ્યું પ્રથમ વિશ્વ-યુદ્ધમા તેમણે મોરચે સેવાઓ આપી હતી અને બીજા યુદ્ધ વખતે તેઓ બ્રિટિશ યુદ્ધ કેબિનેટમા સભ્ય હતા. જ્યારે ભારતને સ્વરાજ્ય આપવાની વેળા આવી ત્યારે રજવાડાની ભારે કસોટી થઈ. બ્રિટિશરોની ઈચ્છા એવી ખરી કે જેમ પાકિસ્તાન રચીને ભારતને માટે એક શૂળ ઊભુ કર્યું તેમ તાજના રક્ષણ નીચે રાજવીઓને અલગ મોભો આપી સ્વતંત્રતા આપવી જામસાહેબ તે વખતે રાજવી મંડળના પ્રમુખ હતા. રિયાસતોના વિલીનીકરણમા સરદાર પટેલ, રાજવીઓને કોંગ્રેસ તરફ શંકા ન રહે, તે માટે અથાગ પ્રયત્ન કરેલો અને આમા જો કોઈ એક રાજવીએ અમૂલ્ય ફાળો આપ્યો હોય તો તે જામસાહેબ હતા અને તેથી જ સરદાર તેમને પોતાના નાનાભાઈ કહેતા સૌરાષ્ટ્રનુ રાજ્ય થયુ ત્યારે તેના રાજપ્રમુખ તરીકે જામસાહેબે તટસ્થ વહિવટકર્તા તરીકે જશ મેળવ્યો હતો રજવાડાના એકીકરણ પરત્વે તેમણે ક્યારેય કડવાશ દેખાડી નહોતી. યુનો જેવી સંસ્થામા પણ તેમણે બે–ત્રણ સમિતિ-ઓમા ચૂંટાઈ આવી યશસ્વી કાર્ય કર્યું છે સોમનાથ ટ્રસ્ટમા તેઓ અગ્રસ્થાને હતા જીવનમા જે જે પરિવર્તનો આવ્યા તે તેમણે ફરિયાદ વિના, હસતે મુખડે સ્વીકાર્યાં છે ગત સપ્ટેમ્બર માસમા તેમના મૃત્યુની ખોટી અફવા ફેલાયેલી પણ તે ખોટી ઠરી. છેવટે ૭ માસ બાદ, મૃત્યુએ પોતાની હકુમત સ્થાપી. રાષ્ટ્રની અજોડ સેવા, અને તેવા જ સમર્થ બલિદાન માટે ભારતની પ્રજા જામસાહેબને અચૂક યાદ કરશે.

## ભારત–જાપાન સહયોગ

જાપાનથી એક ઉચ્ચ કક્ષાનુ આર્થિક પ્રતિનિધિ મંડળ ભારતની મુલાકાતે આવી ગયુ તે એક બહુ દૂરગામી મહત્વના સમાચાર છે. એશિયામા સુએઝની પૂર્વમા જાપાનને બાદ કરતા એવું કોઈ શક્તિશાળી રાષ્ટ્ર નથી જે પૂર્વ ગોળાર્ધમાં સત્તાનો દોર સાચવીને સમતુલા રાખી શકે. જાપાન ભારતથી બહુ નજીક છે વળી તે ગુરુતામન્થિથી પીડાતું નથી અને ચીન તેમજ રશિયા સાવ ભૂલાઈ ગયેલા ઇતિહાસને તાજો કરવામા તેને રસ નથી. નવા મિત્ર તરીકે ભારત એક આદર્શ દેશ છે. અહી લોકશાહી વિકસી રહી છે. વળી વ્યાપાર ક્ષેત્રે તેમજ ખાનગી મૂડીના રોકાણ માટે અહી વિશાળ તકો રહેલી છે. જો કે ભારતની આર્થિક તેમજ ઔદ્યોગિક નીતિ વિષે જાપાનને દરેક વાત ગમી નહી હોય, પરંતુ આ બાબત પરત્વે તેમણે પોતાના વિચારોને નિખાલસ વાચા આપી છે. અને કેટલાક સૂચનો પણ કર્યા છે. ખાસ કરીને, બે સલાહકાર સમિતિઓ રચવામા આવી છે – એક ભારતમા અને બીજી જાપાનમા જે બન્ને દેશો વચ્ચે વ્યાપક અને સંગીન સહકારની ભૂમિકા રચવામા મદદરૂપ થશે. જાપાન ખાતે ભારતની નિકાસ નજીવી છે અને કાચા પોલાદ સિવાય બીજી જણસો નહિવત્ છે. જ્યારે ભારત જાપાનનું મોટુ ઘરાક છે આવી અસમાનતા દૂર કરવી એ પણ સલાહકાર સમિતિએ જોવાનુ રહેશે વળી, બન્ને સમિતિઓની સંયુક્ત બેઠક વહેલી તકે ટોકિયોમા યોજવાનુ નક્કી કરવામા આવ્યુ છે જહાજી ઉદ્યોગમા પોલાદના કારખાના સ્થાપવામા અને યન્ત્રવિદ્યામા જાપાન ભારતને ઘણુ આપી શકે તેમ છે. એક સાચી દિશામા સાચો પ્રયાસ થયો છે તે શુભ આરંભ છે રાજદ્વારી ક્ષેત્રે પણ આવા સહકારની દિશામા બન્ને દેશો વચ્ચે નીકટતા વધી રહી છે.

## લ્યુના–૯

રશિયાનુ ચન્દ્રયાન છેવટે ચન્દ્ર ઉપર સહી-સલામત ઊતરી શક્યુ અને પોતાની કામગીરી બજાવી શક્યું તે એક શકવર્તી બનાવ છે. આજ-કાલ અવકાશમા એટલી સંખ્યામા ઉપગ્રહો અને અવકાશયાનો મોકલાઈ રહ્યા છે તેમજ એટલી વિભિન્ન કામગીરી તેમને સોંપવામા આવે છે કે સામાન્ય માનવીને આ સમાચારમા સનસનાટીનું તત્ત્વ દેખાતુ નથી. વળી જે બે મહારાજ્યો વચ્ચે

ચન્દ્ર ઉપર પ્રથમ પહોંચવાની હરીફાઈ ચાલી રહી છે તેમને એટલી જ વાતમાં રસ છે કે ચન્દ્ર 'રાતો' અથવા 'મૂડીવાદી' તો નથી થઈ જતો ને ! રશિયનો એમ માને છે કે અગર ચન્દ્ર ઉપર માનવી વસતો હશે તો તે રશિયન ભાષા જ બોલતો હશે. અમેરિકનો માને છે કે તેની ભાષા અંગ્રેજી જ હશે ! વળી અવકાશયાને ફોટા મોકલવાનું શરૂ કર્યું તે સૌ પ્રથમ ઇન્ગ્લેન્ડની જોડરેલ ખાતેની વેધશાળાએ ઝડપી લીધા અને અખબારોમાં પ્રથમ પ્રસિદ્ધિ આપી દીધી. ત્યારબાદ રશિયનોએ પ્રસિદ્ધિ આપી તે ચિત્રો વધુ સુરેખ અને સ્પષ્ટ હતાં. અમેરિકાના ભૂસ્તર વિદ્વાનને એ વાતની ચિંતા થઈ કે ચન્દ્રયાન જે સ્થળ ઉપર ઊતર્યું છે ત્યાં નીચે સોનું જ સોનું છે અને આ પ્રમાણે રશિયનો પહેલાં મેદાન મારી જાય તો બધું જ સોનું તેઓ દબાવી બેસે અને પૃથ્વી ઉપરના ભાવો ગગડી જાય ! આ બધું તો જે હોય તે, પણ એ દિવસો હવે દૂર નથી કે જ્યારે માનવી ચન્દ્રની મુસાફરી આસાનીથી કરી શકશે. જે સદ્ભાગી મનુષ્યો આજે જીવનની વીશીમાં છે તેઓ અચૂક તેમની વૃદ્ધાવસ્થા ચન્દ્ર ઉપર કોઈ આરામસ્થાનોમાં વીતાવી શકશે. લ્યુના-૯ની મોકલેલી માહિતી ઘણી જ રસપ્રદ અને ઉપયોગી થઈ પડશે. ખેતીને લાયક જમીન હવા અને પાણી એટલું ચન્દ્ર ઉપર હોય તો પૃથ્વીનો અગ્ધો ભાર ઓછો થઈ જાય ! કસ્મીરનો કે કેઈ ઝઘડો રહેવાનો પછી સંભવ નથી, પણ નવો પ્રશ્ન એ ઊભો થાય કે ત્યાં જવાની પડાપડી થાય તો કોને મોકલવા અને કોને નહિ ?

## ઉદ્દંડ

લશ્કરી બળવો કરીને સત્તા પચાવી પાડવાનો ચેપી રોગ બેકાબુ બનતો જાય છે. એમ ધારવામાં આવતું હતુ કે આફ્રિકાના નવોદિત રાજ્યોમાં નાઈજીરિયા કાંઇક સ્થિરતા બતાવી શક્યું અને ધર અનુભકર લોકશાહીનાં મૂળિયાં દૃઢ કરી શકશે. પણ બન્યું એનાથી ઊલટું. તેના કારણમાં એમ કહેવાય છે કે જેમ દરેક પાગરતી લોકશાહીમાં બને છે તેમ લાંચ રુશ્વત અને ભ્રષ્ટાચારે નાઇજીરિયાના તંત્રને ભરડો લીધો હતો અને વડાપ્રધાન અનુભકર તફાવા બલેવા લાચાર સ્થિતિમાં હતા. લશ્કરના બે ચાર અસંતોષી અફસરોએ બળવો કર્યો જો કે ઉતરે તો તેમની પાસે પ્રજાને આપવા જેવું કાંઇ હતું નહિ અત્યારે બળને આધારે લશ્કરી તંત્રે સત્તા ટકાવી છે પણ ત્યાં લોકશાહી નિષ્ફળ ગઈ એ મોટુ અપશુકન છે. વડાપ્રધાનની હત્યા કરી, તેમનું શબ રઝળતું મૂકી દેવામાં આવે એવું આચરણ જેઓ કરી શકે, તેમની પાસેથી બીજી શી આશા રખાય ?

## જવાહર સેતુ

એશિયાનો સૌથી લાંબામાં લાંબો પુલ બિહારમાં સોન નદી ઉપર છે તેનો શિલારોપણ વિધિ ૧૬-૨-૬૩ના થયો હતો અને કામ ૩૧-૧૨-૬૫ ના રોજ પૂરું થયું. સરેરાશ અઢી હજાર માણસો દરરોજ કામે લાગ્યા હતા. બે કરોડ અને સિત્તેર લાખના ખર્ચે આ પુલ તૈયાર થયો અને એશિયાઈ ધોરી માર્ગની ગૂંથણી ઉપર તે આવે છે. તુર્કીથી વિયેટનામ અને ઇરાનથી ઇન્ડોનેશિયા જતો માર્ગ તેના પરથી પસાર થશે. આ પુલના કામકાજમાં ૧૮ હજાર ટન સિમેન્ટ અને ૨૨૦૦ ટન પોલાદ વપરાયું છે અને ભારતના ઇજનેરોએ જ આ કામ પૂરું પાડયું છે. મુંબઇ અને દિલ્હીથી કલકત્તા જવા માટે, જવાહર સેતુને સ્સ્ને ૧૨૫ માઇલની મુસાફરી ટૂંકી બનશે વાહન-વ્યવહારની સુધારણા ઉપરાંત બિહાર રાજ્યની પ્રગતિમાં નવા માર્ગનો ફાળો નોંધનીય બની રહેશે કેમકે કલકત્તાના ઔદ્યોગિક વિસ્તારને તે સાંકળે છે.

## સાધના શિબિર

સોરઠ શિક્ષણ સંસ્કૃતિ સંઘ તરફથી ફેબ્રુઆરીના પ્રથમ સપ્તાહમાં સૌંદર્યમંડિત નિસર્ગધામ તુલસી શ્યામ ખાતે આચાર્ય શ્રી રજનીશજીના જ્ઞાનામૃતનો લાભ લેવા શિબિર યોજવામાં આવી તે ગુજરાતી પ્રજાના સાંસ્કૃતિક જીવનનું એક સોપાન લેખાવું જોઇએ. આધિ, વ્યાધિ અને ઉપાધિ તો જીવનમાત્રને

વળગેલી છે. પરંતુ તેનાથી મુક્ત થઈ, દૂર – સુદૂર કુદરતને ખોળે, રમ્ય એકાંત વાતાવરણમાં, જીવનની સાચી સાધના વિષે જાણવું – સાંભળવું – મનન કરવું – વાંચવું, અને તે પણ એક સમાનધર્મી સમુદાય વચ્ચે, તે એક આધ્યાત્મિક લૂંટ છે. આચાર્યશ્રીના વિચારોથી ગુજરાત હવે પરિચિત છે. તેમાં મૌલિકતા, નવીનતા અને અભિશુદ્ધ તર્કશાસ્ત્ર તો છે જ. પરંતુ ચીલાચાલુ કથા, આખ્યાન, ભજન, સપ્તાહ કે પારાયણ કરતાં રજનીશજીનો સાધનાપથ બુદ્ધિગમ્ય હોઈ, જીજ્ઞાસુઓએ આધ્યાત્મિકતાની અમૂક સપાટી સિદ્ધ કરી હોય, તો આસ્વાદ મનભર માણી શકે છે. ખરી રીતે આવી શિબિરો વખતોવખત, સૌરાષ્ટ્રમાં પથરાયેલા બીજાં પ્રસિદ્ધ સ્થાનોમાં ગોઠવી ઘટે. કેવળ રૂપિયા અને પૈસા પાછળ પ્રજાને ઘેલું લાગે તે એક દારુણ રોગ છે. માનસિક અસ્વચ્છતાને ધોવા માટે ત્રણ – ચાર દિવસની સાધના શિબિરો ઘણો ફાળો આપી શકે. આ પ્રવૃત્તિને પ્રોત્સાહન મળે તે માટે કેન્દ્ર અને રાજ્ય સરકારે આડકતરી મદદ કરવાની જરૂર છે. પ્રજાના સંસ્કારનું સ્તર ઊંચું આવે એ કોઈપણ પંચવર્ષીય યોજનાનો કાર્યક્રમ હોઈ શકે. સરકાર પોતે આવી શિબિર ન યોજે તો વાંધો નહિ. પણ જે કોઈ યોજે તેને એક અથવા બીજી રીતે મદદ કરી શકે છે.

## કારુણ્યની પરંપરા

૧૯૬૬ના વર્ષનો પ્રારંભ હવાઈ મુસાફરી માટે દુનિયા માટે અશુભ નીવડયો છે. મોન્ટબ્લાંક ઉપર એર-ઇન્ડિયાનું "કાંચનજંઘા" તૂટી પડયું અને ૧૧૭ માનવજીવોની હાની થઈ. ડૉ. ભાભા જેવા દુનિયામાં અગ્રણી ગણાતા અણુ વૈજ્ઞાનિક ભારતે ગુમાવ્યા. આ સિવાય બીજા ચાર અકસ્માતો દુનિયાના જુદા જુદા ભાગોમાં થયા. આટલું અધુરું હોય તેમ જાપાનમાં ટોકિયોના અખાતમાં ઓલપિપન એર-લાઇન્સનું બોઇંગ ૭૨૭ તૂટી પડયું તેની ૧૩૭ જાનહાનીએ દુનિયાભરનો રેકર્ડ તોડયો છે. તદુપરાંત શ્રીનગરથી ભારત આવતું ૩૪ પેસેન્જરો સાથેનું વિમાન બનીહાલ ઘાટ પાસે તૂટી પડયું છે. અકસ્માતોની આવી કરુણ પરંપરા કોઈ એક પખવાડિયામાં સર્જાઈ હોય તો આ પહેલી જ વાર છે. આનું કારણ શું હશે? કમનસીબે, એવા અકસ્માતોમાં, તૂટતી કડીની વાત કહેવા, કોઈ બચી શકતું નથી એ સૌથી મોટી કરુણતા છે.

## કેરળની તાંદુલપ્યાસ

થોડાક ઔંસ ચોખા ખાતર માથું આપવા કેરળના લોકો કેમ તૈયાર થયા હશે? ભારતમાં સૌથી વધુ કેળવણીનું પ્રમાણ ત્યાં છે એટલે? પણ જો માણસ વધું કેળવાયેલ હોય, તો વધુ સંયમ રાખે. 'વિદ્યા વિનયેન શોભતે' એમ કહ્યું છે તેનાથી ઉલટું કેમ? થોડીવરી તકલીફ ખમી લેવા તેઓ તૈયાર નથી! 'બહુ ભણેલા છીએ એવો' વટ પાડવા અને સરકાર ઉપર વધારે દબાણ લાવી શકીએ એમ દુનિયાને બતાવવા આ બધું થાય છે? શક્ય તેટલી ઝડપે શક્ય તેટલું અનાજ પહોંચાડવા સરકાર બનતું કરે છે – પછી આંદોલન શા માટે? કટોકટીના વખતમાં આમ બની શકે! લોકશાહીને તોડીને નબળી પાડવી છે? કેરાળાવાસીઓ એમજ માને છે કે હુકમનો એક્કો સદાય તેમની પાસે રહેવાનો છે!

## વિયેટનામ

૩૭ દિવસના એક પક્ષીય વિરામ પછી અમેરિકાએ ઉત્તર વિયેટનામ પર બોમ્બમારો શરૂ કર્યો છે. હેનોઈ મચક આપતું નથી. અથવા કહો, ચીનની લાગવગ નીચે હોવાથી, અમેરિકા સાથે સમાધાન કરી શકે તેમ નથી. બીજી તરફ પ્રેસિડન્ટ જોનસન પરિસ્થિતિનો જાત અહેવાલ મેળવવા જાતે હોનોલુલુ ગયા છે અને દક્ષિણ વિયેટનામના અગ્રણીઓ સાથે વિચાર-વિનિમય કરી, વધુ જલદ પગલાં ભરવા પડે તેની પૂર્વભૂમિકા તૈયાર કરશે. અમેરિકાએ હવે સ્પષ્ટ ભાષામાં આ વિગ્રહ વિશે બોલવા માંડયું છે, તેનું કહેવું એમ છે કે બીજે કયાંક પણ સામ્યવાદ સામે મોરચો ખોલવો પડશે અને ત્યાં પણ જોખમ ખેડવું પડશે. તો પછી ચાલુ મોરચા ઉપર શા માટે ધ્યાન કેન્દ્રિત ન કરવું! હમણાં જ એક વિરાટ લશ્કરી હીલચાલમાં પંદર હજારની ખડી

સેનાએ, વિયેટ કોંગ છાવણીને ઘેરી લઇ સાફસૂફી કરવાનું કામ પુરું પાડ્યું. પોણાબસો ચોરસ માઇલની સાફસૂફીમાં માત્ર એક શંકાસ્પદ વિયેટ-કોંગ મરાયો. બાકી મેદાનમાં સામે કોઇ મળ્યું નહિ! નામદાર પોપે પણ જગતની સત્તાઓ સાથે આ બાબતમાં સંપર્ક સાધ્યો છે તે એક નવું પગલું છે. ઉત્તર વિયેટનામના હોચિમિન્હે પણ ડૉ. રાધાકૃષ્ણનને અપીલ કરી છે કે ભારતે વિયેટનામ પરનું આક્રમણ અટકાવવા પગલાં લેવા જોઇએ. યુનોમાં પણ આ પ્રશ્ન અમેરિકાએ ક્યારનો મૂકી દીધો છે. પરિણામ હરિને હાથ લાગે છે.

## નીંદર ભરી રે !

બેંગલોર ખાતેના વૈજ્ઞાનિકોના અખતરાને લાખ લાખ શુક્રિયા છે. કેમકે હવે તેમની પ્રક્રિયા જે કોઈ આસામીને લાગુ પાડવામાં આવશે તે આંખના વીશ ત્રીશ મટકાં મારતામાં તો નિદ્રાદેવીને આધીન થઇ જશે. અનિદ્રાના રોગમાં, દરદીને ઓપરેશન ઇત્યાદિ તકલીફના પ્રસંગોમાં હવે મૂંઝાવાની જરૂર નહીં રહે અને મસ્તકના ભાગમાં વીજળીના આછેરા અને હલકા પ્રવાહના સ્પર્શથી નાજુક પાંપણો બીડાવા લાગશે અને એક મિનિટથી પણ ઓછા સમયમાં ઊંઘનું સામ્રાજ્ય પ્રવર્તી શકશે. આ પ્રયોગને ક્યાં સુધી વિસ્તારી શકાય તે પણ જોવાનું રહે છે. નાનાં બાળકોને સુવાડવાનો પ્રશ્ન દરેક માતાને ત્રાસ આપતો હોય છે. કેટલીક માતાઓ બાળાગોળી, અફીણની ગોળી તેમજ કેફી પદાર્થો આપી બાળકોને મોટા સમય નિદ્રાવશ રાખી શકે છે. જે માતાઓ વધુ સુશિક્ષિત છે તે શ્રી મેઘાણીનું હાલરડું ગાવાનો અખતરો સફળતાપૂર્વક કરે છે.

નીંદર ભરી રે, ગુલાલે ભરી,<br>
એની બાની આંખડી, નીંદર ભરી રે !

વિજ્ઞાનની કોઇ માત્રા આ હાલરડામાં નથી માત્ર તેની હલક અને ગાનાર વ્યક્તિના સૂરની મીઠાશ ધારી અસર ઉપજાવી શકે છે. નિદ્રા પણ એક અજાયબ વસ્તુ છે અને શરીરની કઈ આંતરિક રાસાયણિક કે માનસિક પ્રક્રિયાથી માનવીને તે મ્હાત કરી શકે છે તે માટે વૈજ્ઞાનિકોના પ્રયાસો દાદ માગી લે છે, અને સફળતાને વરે તો પ્રશંસા માગી લે છે. સાથે એક વિનંતિ પણ કરવાની છે, કે હે વૈજ્ઞાનિક બાપુ, જરા કવિના હાલરડાનું સંશોધન કરીને કહો તો ખરા, એમાં એવું કયું રાસાયણ છે કે તે સાંભળીને જ એની બાની આંખડી નીંદરથી ઘેરાવા લાગે છે?

*

**બધી જ આશા, બધી જ ઇચ્છા ફળી શકે ના કદી જીવનમાં,<br>
બધી કળીઓ શું પૂર્ણ ખીલી સુમન થતી જોઇ છે ચમનમાં?-અનિલ**



# એક અજબ માગનાર!

'એક દિવાનો'

અદૃશ્યના પડદાની પાછળથી કોઇ બોલી ઊઠયું: "આપો!"

હું તે વખતે ઘોર નિદ્રામાં હતો તેથી જ્યારે 'આપો' શબ્દ અચાનક મારા સૂક્ષ્મ કાનો પર પડ્યો, ત્યારે હું ઘણું આશ્ચર્ય પામ્યો અને હું તરત જ જાગી ગયો. મેં ચારે કોર મારા નજર દોડાવી. પણ મને કોઇ દેખાયું નહીં. મારું કુતૂહલ તેથી વધી ગયું.

થોડા વખત પછી ફરીથી કોઈ બોલ્યું: "આપો ને!" પરંતુ આ વખતે મારા મોઢામાંથી નીકળી ગયું: "પણ બોલ તો ખરો, શું આપું? અને અલ્યા, તું છે કોણ?"

પણ મને મારા પ્રશ્નનો કાંઇ પ્રત્યુત્તર તાત્કાલિક મળ્યો નહીં. અને જવાબની પ્રતીક્ષામાં હું તારાઓના પ્રકાશમા એકલો બેસી રહ્યો.

ઉષા સ્તબ્ધ ચરણે આવી. તેની પાછળ તેની થોડી બહેનપણીઓ હતી. દરેકના માથા પર સુંદર ફૂલોથી સજાવેલી કટોરી હતી. જ્યારે સૂર્યે પૂર્વ દિશામા પોતાનું સંન્યાસી જેવું માથું ઊંચું કર્યું, ત્યારે દરેક જણે પોતાની કટોરી ખાલી કરી દીધી, અને જે કાંઇ તેમાં હતું એને સૂર્યદેવતાનાં ચરણે સમર્પણ કર્યું.

કુતૂહલવશ થઇ મેં મારી નજર સૂર્યદેવતાના ચરણો તરફ વાળી; એટલું જ જાણવા માટે કે,તેમને કઇ કઇ વસ્તુઓ ભેટમાં મળી છે. અને મેં જોયું કે, તેમનાં ચરણોમાં હીરા, મોતી, કીર્તિ, પ્રતિષ્ઠા અને બીજી ઘણી એવી વસ્તુઓ–જેમને માણસ સામાન્ય રીતે વળગી જ રહે છે તે–હતી.

પરંતુ સૂર્યદેવતાએ તો આ બધી વસ્તુઓ તરફ એક વાર પણ નજર ન કરી!

અને મેં ચિડાઇને કહ્યું: "અરે સૂર્યદેવતા, હજી પણ તું સંતુષ્ટ થયો નથી? આટલું બધું તને આપવામાં આવ્યું છે તોયે?"

પણ સૂર્યદેવતા તો પોતાના, જગતને અજવાળું આપવાના નિયમિત અને પવિત્ર કામમા પ્રવૃત્ત રહ્યા અને મારા પ્રશ્નને તેમણે ગણકાર્યો પણ નહી!

તેથી હું વધારે ચિડાઈ ગયો. અને મેં કહ્યું: "આવું અશિષ્ટપણું! આવો અવિનય!"

પરંતુ સૂર્યદેવતા શાંત રહ્યા.

સાંજ પડી.

મેં ત્રીજી વાર મારો પ્રશ્ન તેમને પૂછ્યો. આ વખતે તેમણે મને પ્રત્યુત્તર આપ્યો. સૂર્યદેવતાએ કહ્યું: "પણ મને તો બીજું કાંઇ જોઇએ છે."

"તે વળી શું?" મેં તેમને પૂછ્યું.

"તારું દિલ! એ તું મને આપશે ને?"

મેં જવાબમાં કહ્યું: "તે આપી દઉં તો મારી પાસે શું રહેશે?"

"કાંઇ નહીં!" સૂર્યે જવાબ આપ્યો.

"તો હું કંગાળ થઇ જઈશ!" મેં તીવ્ર દુ:ખના સ્વરમાં કહ્યું.

સૂર્યે કહ્યું: "જે પૂરેપૂરો કંગાળ થાય છે, તે જ ન્યાલ થાય છે. જ્યાં સુધી કોઇ પણ માણસ પોતાના માટે કાંઈ રાખે છે–દિલ હો કે દોલત,–ત્યાં સુધી હું અસંતુષ્ટ રહ્યા કરું છું. પણ મેં માણસના સર્વાંગી સમપર્ણની આશા હજી નથી મૂકી દીધી. તેથી તો હું દરરોજ સવારે અને સાંજે મારુ માથું ઊંચું કરીને શોધું છું કે, આજે કોઇ મારી પાસે પોતાનું સંપૂર્ણ રીતે સમર્પણ કરીને આવે છે?"

મારી આંખોમાંથી બે ચાર આંસુ ટપકી પડ્યાં.

સૂર્ય અસ્ત થઇ ગયો. અંધકારે ફરીથી મને આલિંગન કર્યું.

હું રડી પડ્યો!

# "હું તો ભગવાનનો મજૂર છું"

પ્રવાસી

ભાવનગરથી રાજકોટ જતાં વચ્ચે ભાદર નદીના પુલ પાસે ખરે બપોરે અમારી ગાડી એટકી પડી. ડ્રાયવરે ગાડી નીચે લાંબા થઈને ઠોકઠાક શરૂ કરી. ફરી ગાડી ચાલુ કરવામાં વાર લાગે એમ હતું. બાજુમાં એક જગ્યા જેવું લાગ્યું. થોડી વાર છાંયે બેસવા મળશે એમ ધારી હું એ જગ્યા તરફ ચાલ્યો.

એકાદ એકર જમીન ઉપર ફરતી ગઢ જેવી દિવાલ. દરવાજા ઉપર રામ ટેકરી નામ લખેલું. સામાન્ય રીતે જગ્યાના બારણા સદાય ઉઘાડા હોય, પણ રામ ટેકરીના દરવાજા બંધ. મેં સાંકળ ખખડાવી.

થોડી વારે દરવાજો તો ખૂલ્યો, પણ સામે આવીને ઊભેલો સાધુ મારી સામે તાકીને જોઈ રહ્યો. થોડી વારે એણે પ્રશ્ન કર્યો : "શેનું કામ છે?"

"કામ તો કોઈનું નથી ગાડી એટકી છે. તડકો છે. આશ્રમ કે જગ્યા જેવું ભાળ્યું એટલે મનને થયું કે છાંયો પાણી મળશે." સાધુના વલણ અને પ્રશ્નથી આશ્ચર્ય પામીને મેં જવાબ આપ્યો.

"આ કોઈ આશ્રમ કે જગ્યા નથી. મજૂર માણસનું ઝૂંપડું છે. ખુશીથી આવો! બગીચામાં બેસો. ઠંડુ પાણી પાઉં. મારાથી બીજી કંઈ બરદાસ્ત થઈ શકે એમ નથી." સાધુએ અમને અંદર જવા રસ્તો કરી આપ્યો.

અંદર નાનકડો પણ સુંદર અને વ્યવસ્થિત બગીચો જોઈને આંખ ઠરે એવું હતું. બગીચામાં ક્યાંય તણખલુંય જોવા ન મળે. ખામણા ક્યારા પણ ચોખ્ખા ચણાક.

બગીચો વટાવીને આગળ ગયા ત્યાં સાધુ મહારાજને રહેવા માટે નાનકડું મકાન. બાજુમાં કૂવો અને કૂવા ઉપર ડંકી. મને બેસવાનું કહીને, મહારાજ પાણી લઈ આવ્યા. અને પછી તરતજ બગીચાને પાણી પાવા માટે ડંકી હાંકવા બેસી ગયા.

"તે આ બગીચાને પાણી પાવા માટે તમારે જાતે જ ડંકી હાંકવી પડે છે? કોઈ મજૂર નથી રાખતા?" મેં પ્રણીથી કોઠો ટાઢો કરીને પૂછ્યું.

"મેં શરૂઆતમાં જ કહ્યું ને કે હું મજૂર માણસ છું. મારાથી થાય એવા કામ માટે મજૂર થોડો રખાય?" મહારાજ આસાનીથી ડંકી ચલાવે જતા હતા.

"કોઈ ચેલકો બેલકો પણ નથી?" મેં પૂછ્યું.

"ગુરુ થવાનો અધિકાર જોઈએ. મારો એવો અધિકાર નથી. હું તો રામ નામનું રટણ કરું અને થાય એટલી મજૂરી કરું. મારે વળી ચેલકો કેવો અને બેલકો કેવો!" સાધુ મહારાજની નમ્રતા પાછળ એમના જીવનનું ઊંડાણ દેખાઈ આવતું હતું.

"પણ કોઈ સાથીદાર હોય તો કામકાજમાં મદદરૂપ થઈ શકે; હાથ વાટકા તરીકે કામ આવે. બીજું કંઈ નહીં તોય ચલમ બલમ તો ભરી આપે!" મેં સહેજ વિનોદ કર્યો.

"હું નથી પીતો ભાંગ કે નથી ખાતો ગાંજો, નથી ફૂંકતો સીગરેટ કે નથી ફૂંકતો બીડી. બપોરે એક ટંક હાથે રાંધીને ખાઈ લઉં અને સવાર સાંજે વાટકો વાટકો ચા પી લઉં. નથી બીજું કોઈ બંધાણ કે નથી બીજી કોઈ પળોજણ. આશ્રમ કે જગ્યા માંડીને બેસું તે કાલ સવારે આખો બગીચો ચેલા-સાધુઓથી ભરાઈ જાય. પછી એમની સાંભળ અને જંજાળમાંથી હું ઊંચો જ ન આવું. તમને નવાઈ લાગી હશે પણ એટલે જ બારણા બંધ રાખું છું. ભલું આ ઝૂંપડું, ભલો આ બગીચો ભલું મારું રામનામ અને ભલો હું." સાધુ એ નિખાલસતાથી અંતર ઉઘાડવા માંડયું.

"આ બગીચો તો ભલો જામ્યો છે. બાર મહિને તમને કેટલી આવક આપતો હશે?" બગીચામાં ફળથી લચી પડતી ચીકુડી, લીંબુડી ઇત્યાદિ ઝાડ જોઈને મેં પૂછ્યું.

તમેય ભલા માણસ લાગો છે હું મજૂર ખરો, પણ ભગવાનનો. રળવા માટે આ બગીચો નથી કર્યો. બેઠા બેઠા રામનામ લેવામાં વાંદરા જેવા મનને ખીલે બાંધવું કઠણ થઈ પડે.

આવી મજૂરી કરતાં કરતાં રામનામ લઈએ તો મન ભારે કહ્યાગરું રહે અને ભગવાન પણ રાજી રહે. એટલે તો આ બગીચાની ઉપાધી કરી છે. ફળ આવે એ બાળકોને, વહેંચી દેવા માટે

ગામમાં એક પ્રેમી છે એને મોકલી દઉં છું. અહીં બધાને હેળવું તો વળી એની યે એક નવી જંજાળ પેદા થાય." બાવાજીએ ધોરિયાનું પાણી વાળીને ફરી ડંકી ચલાવવાનું શરૂ કર્યું.

"મહારાજ! તમારી ભાવના, તમારી જાગૃતિ અને તમારો પરિશ્રમ જોઈને ખૂબ આનંદ થાય, એવું છે. બગીચો જોઈને તો આંખો ઠરી. પણ એક વાતની ઉણપ લાગે છે. ગાય વિના આશ્રમ શોભે નહીં. ગોસેવા એ તો પુરાણકાળથી આપણા દેશનો પવિત્ર સંસ્કાર છે. તમે એકાદ ગાય કાં નથી રાખતા?" મેં પ્રશ્નની સાથે નમ્ર સૂચન રજૂ કરવા પ્રયત્ન કર્યો.

"હું બહુ શાસ્ત્રો ભણ્યો નથી. પણ સત્સંગ શ્રવણ અને પરિશ્રમ ને પરિણામે મનમાં ઉઠતા વિચારો ઘૂંટ્યા કરું છું. તમારી વાત લાખ રૂપિયાની પણ અનુભવે એક વાત શીખ્યો છું. શક્તિ અનુસાર કામ કરવું. ગજા ઉપરવટની જવાબદારી લેવી નહીં. આ બગીચાને જાળવવામા સાંજ પડયે લોથ થઇ જાઉં છું. રામસ્મરણ સારું થાય છે અને ઊંઘ પણ સારી આવી જાય છે. ગાય રાખું તો એને માટે મારી પાસે નથી વધારાનો સમય કે નથી વધારાની શક્તિ." મહારાજે હાથ જોડવાના અભિનય સાથે કહ્યું

"હું એ પાંચ ગાયો રાખવાની વાત કરતો નથી. ગોસેવાના પ્રતીક તરીકે અને આશ્રમી જીવનની શોભા તરીકે એકાદ ગાય રાખો તો હરકત ન આવે." મેં દલીલ કરી.

સાધુ મહારાજ ખડખડાટ હસી પડયા. થોડીવાર પછી બાળ સહજ નિર્દોષતાના ભાવથી એ બોલ્યા: "મને માયામાં લપટાવવાનો ઇરાદો લાગે છે!"

હું એમની વાત કંઇ સમજ્યો નહીં.

સાધુ મહારાજ બોલ્યા: "એક બાવો હતો. એ લંગોટી સિવાય બીજો કોઇ પરિગ્રહ નહીં. પણ સૂકવેલ લંગોટી દરરોજ ઉંદર કાતરી જાય. ઉંદરના ત્રાસમાંથી બચવા એણે બિલાડી પાળી. બિલાડીને દૂધ આપવા એણે ગાય બાંધી. ગાયને પોષવા એણે વાડી કરી. અને એમ કરતાં કરતાં બધાય કામને પહોંચી વળવા લગનેય કરવા પડયા. મારી તમારે એવી દશા કરાવવી છે?"

"મારો એવો ઇરાદો તો હોય નહીં અને હોય તો પણ તમે એમાં ફસાવ એમ નથી એટલી મને ખાત્રી થઇ ગઇ. સાધનામાં વિક્ષેપ થાય એમ હોય તો ગાય રાખવાની જંજાળ ન વધારવાની તમારી વાત સમજાય છે. પણ એક બીજી વાત કહેવાનું મન થાય છે. કહો તો કહું." મેં સંકોચ સાથે પૂછ્યું.

"ખુશીથી કહો, હું સાંભળું છું." સાધુની ડંકી તાલબદ્ધ ચાલ્યા કરતી હતી.

શ્રમ દ્વારા સાધનાની તમારી વાત તો બહુ ગમી. પણ અહીં બંધ બારણે બેસી રહેવાને બદલે લોકોમાં હળતા મળતા રહો તો તમારા જેવા સાધુ લોક શિક્ષણનું ઘણું ઉમદા કાર્ય કરી શકે.

"આપણા સમાજમાં એની આજે બહુ જરૂર છે." મેં કહ્યું.

"હું તો ભગવાનનો મજૂર છું ઉપદેશ આપવાનો મારો અધિકાર નહીં, અધિકાર વિના વાણીની કિંમત નહીં. જે દિવસે મને ઉપદેશ આપવાનો અધિકાર પ્રાપ્ત થશે ત્યારે હું ગમે તેટલું ઇચ્છીશ તો પણ હું અહીં મૂંગો બેસી કે રહી નહીં શકું. અત્યારે તો ક્યાંય બહાર નિકળવાની વૃત્તિ નથી. બહુ રખડયો, બહુ ફર્યો. અનુભવને અંતે મેં આ સ્થિતિ પસંદ કરી છે. તમને નવાઇ લાગશે કે આ જમીન લેવામાં અને ફરતી વંડી અને આ ઝૂંપડું બાંધવામાં કોણે ખૂબ મદદ કરી છે એનું ઘર પણ મેં જોયું નથી." સાધુ મહારાજે ડંકી છોડીને ઊઠતાં ઊઠતા કહ્યું.

ડ્રાયવરે ગાડી તૈયાર થઈ ગયાની નિશાની તરીકે હોર્ન વગાડયું. મેં સાધુ મહારાજની વિદાય લીધી. દરવાજા સુધી સાધુ મહારાજ વળાવવા આવ્યા. હું કેવળ હાથથી જ નહીં પણ મનથી પણ આ સાચા સાધકને નમસ્કાર કરી બહાર નીકળ્યો.

"બધાને માટે તો મારા બારણાં બંધ રાખું છું. પણ કોઇ વાર આ રસ્તેથી નીકળો તો સાંકળ ખખડાવજો." સાધુ મહારાજે હસીને મને નિમંત્રણ આપ્યું. અને હું મોટર તરફ ચાલ્યો એટલે બારણું બંધ કર્યું.

મારા મનમાં એમની એક વાત ગુંજતી રહી. "હું તો ભગવાનનો મજૂર છું."

# નીતિના નીર

પથિક

સાંજનો સમય હતો. એક ગામના પાદરમાં સાધુ આવી ચડયો. સાધુના અંગ ઉપર શણનું તાપડું વીંટેલું છે. લાંબી દાઢી, માથે જટા, ઉઘાડા પગ, નહિ ખભે થેલો ન હાથમાં કમંડળ, ચીપિયો, તેના શરીર ઉપરનો શણનો કકડો જ જાણે તેનું સર્વસ્વ હતું. ગામમાં પ્રવેશતાં જ સાધુ પ્રેમી ગોવિંદ બાપાનો ભેટો થયો. કોઈપણ સાધુ બાવાની યથાશકિત સેવા કરવી તે ગોવિંદ બાપાનું પરમ કર્તવ્ય. તે બોલ્યા.

બાપુ, સીતારામ.

સીતારામ.

ચાલતા સાધુ સાથે ગોવિંદ બાપા પણ ચોરે આવ્યા. સાધુ બેઠા. સામે ગોવિંદ બાપા પણ બેઠા. થોડીવાર પછી બોલ્યા.

બાપુ, આ પાણી પીશો ને!

ના, ભાઈ પાણી નદી ને કૂવાનું પીવાનું, હું કોઈનું નથી લેતો.

અરે એમ તે હાલે બાપુ! ગોવિંદ બાપાએ આગ્રહ કર્યો. જો ભાઈ, હું અન્ન જળ લઉં છું ખરો પણ એવા માણસનું કે જેણે જીવનમાં કદી અનીતિની પાઈ પણ ન લીધી હોય.

એવા તે આકરાં નિયમ પોસાય બાપુ! અને તે પણ આ કળજગમાં!

ભાઈ! અન્ન તેવા ઓડકાર, માટે ખાવું તો નીતિવાળાનું નહિતર ભલેને બે ચાર ઉપવાસ થાય! એમ આ આત્મા ખોળિયાનો મોહ છોડે એમ કયાં છે!

ગોવિંદ બાપા સાધુની દૃઢતા જોઈ રહ્યા. સહસા તેને એક વિચાર આવી ગયો તે બોલી ઊઠયા, બાપુ! તમે કહો છો એવા નીતિવાન બે ભાઈ આ ગામમાં છે. છે તો ગરીબ ખેડૂત પણ નહિ કોઈનું લેવું ન પંચાત. નામ છે રામ અને લખમણ. એના જીવા માણહ પંદર-વીહ ગાહમાં નો મળે બાપુ!

સાધુ બોલ્યા, તો તો એ ગૃહસ્થી સાધુના દર્શન કરવા જોશે.

પણ બાપુ, ઈ તો સીમાડે વાડીયે જ રહે છે! તે ભલેને! આપણે ત્યાં જઈએ. સાધુ પ્રશંસા સાંભળી જોવા આતુર બન્યા હતા. અને બંને ચાલ્યા.

નાનકડી વાડી બે કોસ વાળી. વાડીમાં લીલા મોલ ઊભા છે. તેનો દરેક છોડ નીતિના પ્રતિક સમો ચમકી રહ્યો છે. જોઈને આંખ ઠરે તેવું દૃશ્ય છે. સાધુ તથા ગોવિંદ બાપાને આવતાં જોઈ લીલું વાઢતો રામ ઊભો થયો ને સામે ચાલી બોલ્યો. બાપુ, સીતારામ. આવો આવો અમારી ગરીબની ઝૂપડી પાવન કરી. અને ગોવિંદ બાપા, આજ તો તમે પધાર્યા ધન્ય મારા. રામ અતિથિના સ્વાગત માટે અરધો અરધો થવા માંડયો. દોડીને ખાટલો ઢાળ્યો, ફાટેલ તૂટેલ ગોદડું ઉપર નાખ્યું ને બાપુને બેસવા કહ્યું. પણ સાધુ જેનું નામ તેને વળી શું ખાટલો કે ગોદડું. એતો પલોઠી વાળી ધરતી ઉપર બેસી ગયા હતા. અને રામના ચહેરા ઉપર નીતિની રેખા ઉકેલતાં હતા. અરે બાપુ! ઉપર બેસો. આગ્રહ કરતો રામ બોલ્યો. ના રે ભાઈ, ધરતીમાતાથી પવિત્ર બીજું શું હોય દુનિયામાં. ત્યાં ગોવિંદ બાપાએ વાત શરૂ કરી. જો રામ વાત એમ છે કે આ બાપુને એવું નીમ છે કે જે માણસ નીતિવાળો હોય જેણે પાઈ પણ અનીતિની ન લીધી હોય તેવાનું જ અન્ન જળ લેવું નહિતર નદી-કૂવાનું પાણી પીવું ને ઝાડ ના ફૂલ-ફળ ખાવા કે ઉપવાસ કરવાં. મેં બાપુને ચા પાણીનું પૂછયું પણ બાપુનું નીમ એવું આકરું કે મારાં ઘરનું એને ન દેવાય. કારણ કે તારી જેમ હું સોળ આની તો નહિં જ. એટલે અહીં લઈ આવ્યો છું.

સાધુએ ઉમેર્યું, હા ભાઈ! એ વાત સાચી છે આ બાપા કહે છે તમે નીતિમાન છો એટલે તમારા ઘેર આવ્યા છીએ. તમે નીતિવાળા હો તો તમારા અન્ન પાણી હું લઈશ. પણ તમે આપશો તો.

પણ સાધુની વાત સાભળી રામના મોઢા ઉપર અમાસની કાળાશ પથરાઈ ગઈ. ઊંડો નિશ્વાસ નાખતા તે બોલ્યો. બાપુ! ગોવિંદ બાપાની વાતેય ખરી છે. આજ સુધીમા કોઈ દી ખોટું બોલ્યો નથી. કોઈનું કાઇ લીધું નથી કે કોઈને કડવુ વેણુ ય કીધું નથી. પણ કાલ બપોરથી હું મારી નીતિ ચૂકી ગ્યો છુ. માટે મારા ઘરનું તમને અન્ન–જળ નહિ દઉં. મારો નાનો ભાઈ લખમણ, જો સામે તેની ઝૂંપડી રહી એને ત્યા લ્યો એ છે નીતિવાળો.

કાલે બપોરથી નીતિ ચૂકયાની વાત સાભળી ને ગોવિંદ બાપા તથા સાધુ આશ્ચર્યમા પડી ગયા હતા. તેને સમજાતું ન હતું શું બન્યું હશે. અને ગોવિંદ બાપા કંઇ પુછે તે પહેલા જ રામ બોલ્યો.

તમને એમ થાશે કે રામ કેમ નીતિ ચૂકયો હશે કા! તો સાભળો વાત આમ થઇ.

આ અમારા બે ભાઇની વાડી. આ બાજુનું પડું અરધુ મારુ ને અરધુ મારા ભાઈ લખમણનું. મારો આ ધોરિયો. મારા ભાઈના પડામા રેંઢે પાણી લઇ જવા તેનો ધોરિયો એક ઠેકાણે મારા ધોરિયા ઉપરથી લઇ જાવો પડે છે. એટલે ત્યા એક પતરાનો ખાળિયો મૂકયો છે નીચેના ધોરિયામા મારું પાણી જાય. ઉપનામા મારા ભાઇ લખમણનું. ઘણા વરહથી હાલે છે. આમ ને આમ. કાલે બપોરે મારો કોસ મારો દીકરો કાનો હાકતો હતો. ને મારો ભાઇ તેનો કોસ હાકતો હતો. હું જ્યા આ ધોરિયો ભેગા થાય છે ત્યા નીકળ્યો ને મેં જોયું તે મારા ભાઈના ધોરિયાના પતરાના ખાળિયામાથી પાણીના ટીપાં નીચેના મારાં ધોરિયામા પડતાં હતા. મેં આ જોયું. અને ઘડીભર મારાં મનમાં બે વિચાર આવ્યાં, એક એમ થયું કે ગારો લઇ પતરાંનું કાણું બંધ કરી દઉં.

બીજો એ કે હવે એમા શું! હું કયાં ક્રુડો માણહ છું! ભલે ને પડે. અને થોડીવાર પછી હું હાલ્યો આવ્યો. ન મેં મારા હાથે કાણું બંધ કર્યું ન મારા નાના ભાઈને વાત કરી કે તારા ધોરિયાનો ખાળિયો ફૂટી ગયો છે. આખી રાત મને એ જ વિચાર આવ્યા કર્યો છે કે અનીતિના પાણી મારા મોલમા ગયા છે એના દાણા થશે તે હું ખાઇશ.

મારા મનમાં તો પેલી અનીતિ ઘર કરી ગઈ છે નહિતર કાં તો હું હાથે પાણી બંધ કરી દેત કાં લખમણ ને કહી દેત. હું નીતિ ચૂકી ગ્યો ગોવિંદ બાપા. કાલનું મેં એટલે અન્ન જળ નથી લીધું, કહેતો રામ ધ્રૂસકે ધ્રૂસકે રડી પડ્યો.

તેની આખમાથી વહેતાં નીતિના નીરને સાધુ ગોવિંદ બાપા માનભરી નજરે નીરખી રહ્યા.



*

# પંથદીપ

આચાર્ય રજનીશજી

[ સંત તારણ તરણ જયંતિના પુણ્ય પ્રસંગે આચાર્ય રજનીશજીએ સૌ૦ સહન આફ્નાને લખેલા અને સંત તારણ તરણ જયંતિ સમારોહ સમિતિ, સાગર, મ૦ પ્ર૦ દ્વારા પુસ્તિકા રૂપે પ્રગટ કરવામાં આવેલા અગિયાર પ્રેરણાદાયી પત્રોમાંથી ગતાંકમાં બે પત્રોનો અનુવાદ આપવામાં આવેલો. અહીં બીજા પાંચ પત્રોનો અનુવાદ આપવામાં આવ્યો છે ]

(૩)

પરમાત્માને નામે કલ્પનાઓનું શિક્ષણ આપવામાં આવે છે. જ્યારે સત્યનું દર્શન કલ્પનાઓથી નહીં પરંતુ કલ્પના માત્રનો ત્યાગ કર્યા પછી જ થઇ શકે છે. જેઓ કલ્પનામાં છે તેઓ સ્વપ્નમાં રાચે છે. તેઓ જે જોવાની ઇચ્છા કરે છે એ જ જોઇ શકે છે, 'જે છે' એને જોઈ શકતા નથી.

*

એક સૂફી સાધુને કોઇ વિદ્યાલયમાં લઇ જવામાં આવ્યા. એ વિદ્યાલયમાં બાળકોને એકાગ્રતાનો વિશેષ અભ્યાસ કરાવવામાં આવતો હતો. કોઇ દસ બાર પસંદ કરેલાં બાળકોને એ સાધુ પાસે હાજર કરવામા આવ્યાં અને દરેકને એક ખાલી સફેદ પડદા ઉપર ધ્યાન એકત્રિત કરવાનું સૂચવીને, મનની સારીએ શકિત એકઠી કરીને પડદા ઉપર જોવાથી ત્યાં શું દેખાય છે એ જણાવવાનું કહેવામાં આવ્યું. એક નાનકડો બાળક સૂચના મુજબ પડદા ઉપર જોતો રહ્યો—જોતો રહ્યો—જોતો જ રહ્યો અને પછી બોલી ઊઠયો : 'ગુલાબનું ફૂલ.' એને એવો જ ભાસ થઇ રહ્યો હતો કે એની આંખો પડદા ઉપર ગુલાબનું ફૂલ જોઇ રહી છે. બીજા બાળકે વળી કંઇક જુદું જ જણાવ્યું તો ત્રીજાએ વળી એથીયે જુદૃ. વાસ્તવમાં તેઓ પોતાની કલ્પનાઓ ને જ નિહાળી રહ્યા હતા.

આપણે ત્યાં કેટલાક એવા લોકો છે જેઓ આ બાળકોની માફક પોતાની કલ્પનાઓને જ જોતા રહે છે જેઓ કલ્પનાની ઉપર ઊઠી શકતા નથી એ વાસ્તવમાં અજ્ઞાની જ રહે છે કલ્પનામુકત દર્શનથી જ જ્ઞાન પ્રાપ્ત થાય છે.

લાંબા સમય સુધી એકાગ્ર ચિત્તે પડદા ઉપર ધ્યાન કેન્દ્રિત કરીને જોતા રહ્યા પછી એક બાળક બોલી ઊઠયો : 'કંઇ જ નહીં', મને તો કંઇજ દેખાતું નથી ' એ બાળકને ફરી પડદા ઉપર ધ્યાન કેન્દ્રિત કરવાનું કહેવામાં આવ્યું પરંતુ એ બાળક થોડા સમય પછી ફરી બોલી ઊઠયો : 'ક્ષમા કરજો પડદા પર કશું છે જ નહીં', ત્યાં હું શું કરું ?"

વિદ્યાલયના અધ્યાપકે નિરાશ થઇને એ બાળકને દૂર હડસેલી દીધો અને જણાવ્યું કે એનામાં એકાગ્રતાની શકિત જ નથી. પડદા ઉપર કંઇને કંઇ દેખાય છે એમ કહેનારા બાળકો ઉપર અધ્યાપક પ્રસન્ન હતા વાસ્તવમાં અધ્યાપકની દૃષ્ટિએ જે બાળક નિષ્ફળ નિવડયો એ જ સત્યથી વધુ નજદિક હતો એની નજર સામે જે હતું એ જ એને દેખાતું હતું.

*

મનુષ્યની કલ્પના એ નથી સત્ય કે નથી પરમાત્મા. કલ્પનાથી જે જુએ છે એ અસત્ય જ એ છે. કલ્પના એટલે સ્વપ્ન નહીં એ તો સ્વપ્નથી ભિન્ન કુન વિપરિત અવસ્થા છે. જ્યા કલ્પના શૂન્યમા પરિણમે છે ત્યાથી જ કલ્પનાથી નહી પરંતુ કલ્પના–શૂન્ય ધ્યાનથી જે જાણવા મળે છે એ જ સત્ય છે.

(૪)

'હું' અને 'હું' નહી'ના સંઘર્ષમાં જ જીવનમા તાણ અને દ્વન્દ્વ પેદા થતા હોય છે. એ જ મૂળ

ચિન્તા અને દુઃખ છે. જે આ દ્વન્દ્વને પાર કરી જાય છે એ પ્રભુમાં સમાઈ જાય છે.

*

એક યુવાને પૂછયું: 'પરમાત્માને મેળવવા માટે હું શું કરું ?'

મેં કહ્યું 'અહમ્'ને શૂન્ય બનાવી દો અથવા તો પૂર્ણ કરી લો.'

યુવાન કશું સમજ્યો નહી. એટલે એને એક વાર્તા કહેવી પડી. એ વાર્તા નીચે મુજબ છે.

કોઈ એક સમયે બે ફકીરોનો મેળાપ થઈ ગયો. બંનેના સેંકડો શિષ્યો પણ સાથે હતા. બન્નેના વિચારો પરસ્પર વિરોધી હતા, એ જાણીતી વાત હતી.

પહેલા ફકીરે બીજા ફકીરને પૂછયું : 'મિત્ર, જીવનભરની સાધનાને પરિણામે તમે શું મેળવ્યું ?'

બીજા ફકીરે જવાબ આપ્યો 'મને નિરંતર છે ત્યાં સુધી તો મેં મારા અહમ્‌ને ભૂંસી નાખ્યું છે. મારું અહમ્ ધીરે ધીરે પરાજ્ય પામતું ગયું અને અન્તે એનો નાશ થઈ ગયો. હવે એની આછી રેખા પણ રહેવા પામી નથી. હવે 'હું'નું અસ્તિત્વ જ રહ્યું નથી. જે કઇ છે તે 'તે' છે. બધુજ છે પણ 'હું' નથી. એની જ ઈચ્છા છે અને એની ધારામાં વહેતા રહેવુ-શૂન્ય બનીને માત્ર જીવ્યા કરવું એમા કેટલો આનંદ છે! મારે જે મેળવવું હતું એ મેં મેળવી લીધુ અને જે થવુ હતું એ થઇ ગયો. ઓહ! અહમની શૂન્યતામા કેટલી શક્તિ છે! કેટલી શાન્તિ છે! કેટલું સૌન્દર્ય છે'

આં સાંભળીને પહેલો ફકીર બોલી ઊઠયો : 'મિત્ર, 'હું' તો હવે 'હું'જ બની ગયો છું. 'હું' જ છું અને એ સિવાય કશું જ નથી. જે કંઈ છે એ બધું 'હું' જ છું. 'હું'ની બહાર જે કંઇ છે એ વાસ્તવમા નથી જ. અહમ્ બ્રહ્માસ્મિ. ચંદ્ર અને તારાનું સંચાલન 'હું' જ કરું છું. 'હું'જ સૃષ્ટિનું નિર્માણ કરું છુ અને 'હું'જ એનો વિનાશ કરું છું. સૃષ્ટિનો આ સારો ખેલ એ મારોજ સંકલ્પ છે. અને મિત્ર' 'હું'ના આ વિજયમાં કેટલો આનંદ છે! કેટલી શાન્તિ છે! કેટલું સૌન્દર્ય છે!

બન્ને ફકીરોના શિષ્યો આ સંવાદ સાંભળીને ભારે મૂંઝવણ અનુભવી રહ્યા. છેલ્લુ દશ્ય જોઈને અને છેલ્લા વાકયો સાંભળીને તો એમની અકળામણને કોઇ સીમા જ રહી નહીં.

એક બીજાની વિદાય લેતી વખતે બન્ને ફકીરો એક બીજાને બાથમાં લઇને કહી રહ્યા હતા: 'આપણો બન્નેનો અનુભવ એક સરખો જ છે. કેવા બે પરસ્પર વિરોધી માર્ગો ઉપર ચાલીને આપણે એક જ સત્ય પાસે પહોંચી ગયા છીએ!'

*

અહમ્ શૂન્ય બની જાય છે ત્યારે એ પૂર્ણ બની રહે છે અથવા તો અહમ્ પૂર્ણ બની જાય છે ત્યારે એ શૂન્ય બની રહે છે. શૂન્ય અને પૂર્ણ બન્ને એક જ છે. જે શૂન્ય બનીને ચાલે છે એ નિર્વાણ પામે છે અને જે પૂર્ણ બનીને ચાલે છે એ બ્રહ્મ ને પામે છે. પરંતુ નિર્વાણ અને બ્રહ્મ એ શું એક જ અવસ્થાના બે નામ નથી?

## (૫)

શું તમે મનુષ્ય છો? પ્રેમમા જેટલું તમારું ઉંડાણ, એટલા જ માનવતામા તમે ઉંચા હશો અને પરિગ્રહમા જેટના તમે ડૂબ્યા, એટના જ માનવતામાં તમે નીચા હશો પ્રેમ અને પરિગ્રહ એ જીવનની બે સામસામી દિશાઓ છે. પ્રેમ પૂર્ણ થાય ત્યારે પરિગ્રહ શૂન્ય બની જાય છે અને જેમના ચિત્ત પરિગ્રહથી ઘેરાયેલા રહે છે ત્યા પ્રેમ કદિ ટકી શકતો નથી.

*

એક સામ્રાજ્ઞીએ મૃત્યુ બાદ પોતાની કબર ઉપર નીચે મુજબની પંકતઓ કોતરાવવાનો આદેશ આપી રાખ્યો હતો: 'આ કબરમાં અપાર

ધન દટાયેલુ પડયુ છે. અત્યંત નિર્ધન અને અશકત માણુસ એ ખોદીને પ્રાપ્ત કરી શકે છે.'

સામ્રાજ્ઞીની કબર પાસેથી હજારો દરિદ્ર અને ભિખારી પસાર થઇ ગયા. પરંતુ એમાથી કોઇ એવો દરિદ્ર નહોતો કે જે ધન દોલત માટે કોઈ મૃત દેહને ખોદવાનું પસંદ કરે

એક અત્યત વૃદ્ધ અને ગરીબ ભિખારી તો વર્ષોથી એ કબરની પાસે જ રહેતો હતો. અને ત્યાથી નિકળતી દરેક દરિદ્ર વ્યકિતને પેલી કબર ચિંધ્યા કરતો હતો.

અંતે એક દિવસ સસારનો વધુમા વધુ દરિદ્ર અને અશકત માણુસ સમ્રાજ્ઞીની કબર પાસે આવી પહોચ્યો એ એટલો દરિદ્ર હતો કે ધન મેળવવા માટે મૃત દેહની કબર ખોદવામા પણ એણે આચકો અનુભવ્યો નહીં. કોણ હતો એ માણુસ? એ ખુદ એક સમ્રાટ હતો જેણે તાજેતરમા જ કબરવાળા દેશ ઉપર વિજય મેળવ્યો હતો. આવતાની સાથેજ એણે કબર ખોદવાનું શરૂ કરી દીધું. થોડો પણ સમય જવા દેવાનું એને પરવડયું નહી પરતુ કબરમાથી એને શું મળ્યુ? અપાર ધન દોલતને બદલે એને મળ્યો એક માત્ર પત્થર, જેના ઉપર કોતરવામા આવ્યુ હતું 'મિત્ર! શું તું મનુષ્ય છો!'

જે ખરેખર મનુષ્ય હોય એ મૃતાત્માને સતાવવા તૈયાર થાય ખરો? પરંતુ ધન લોલુપ તાને કારણે જીવતા માણસોને પણ રહેંસી નાખવા માટે જે તૈયાર થઈ જતા હોય એ મરેલાની કબર ખોદવામા કયાથી આચકો અનુભવે?

સમ્રાટ જ્યારે નિરાશ અને અપમાનિત થઇને કબર છોડી પાછો ફરી રહ્યો હતો ત્યારે લોકોએ જોયુ કે કબરની પાસે વસતો પેલો બુઢ્ઢો ભિખારી જોર જોરથી હસી રહ્યો હતો. એ બુઢ્ઢો હસતા હસતા કહી રહ્યો હતો હું કેટલાય વર્ષોથી પ્રતિક્ષા કરી રહ્યો હતો. અતે સંસારની વધુમાં વધુ દરિદ્ર, નિર્ધન અને અશકત વ્યકિતના પણ આજે મને દર્શન થઇ ગયા'

*

જેના હૃદયમાં પ્રેમ નથી એ જ દરિદ્ર છે, એ જ દીન છે, એજ અશકત છે પ્રેમ શક્તિ છે, પ્રેમ સપુકત છે પ્રેમ પ્રભુના છે. જે કોઇ પ્રેમ સિવાય બીજી સપત્તિ માટે ફાફા મારે છે એને એક દિવસ એની જ સપત્તિ પૂછે છે: "શુ તુ મનુષ્ય છો!"

## (૬)

મારો સંદેશો સાવ નાનકડો જ છે — "પ્રેમ કરો. સહુને પ્રેમ કરો. ધ્યાનમા રાખજો કે આનાથી મોટો બીજો કોઇ સદેશો છે નહી, કોઇ શકે પણ નહી"

*

મેં સાભળ્યુ છે કે:

એક સાજે કોઈ એક નગરીમાથી નનામી નીકળી. નનામી સાથે બહુ મોટો જન સમુદાય હતો મૃત્યુ પામનાર કોઇ રાજા મહારાજા નહીં પણ એક ભિખારી હતો જેની પાસે ફૂટી બદામની પણ માયા મિલકત નહેતી એને છેલ્લી વિદાય આપવા માટે આટલા બધા લોકોને ઉમટેલા જોઈને સૌ આશ્ચર્ય ચકિત બની ગયા.

એક મોટા ઘરની નોકરડીએ જઇને એની શેઠાણીને કહ્યુ કોઇ એક ભિખારી મૃત્યુ પામ્યો છે અને એ સ્વર્ગે સિધાવ્યો છે.'

ભિખારી સ્વર્ગમા ગયો છે એવી ખાત્રી પૂર્વક કહેવાયેલી વાત સાભળીને શેઠાણીને હસવું આવ્યુ 'શું તે એ ભિખારીને સ્વર્ગના પગથિયા ચડતા જોયો ખરો?' શેઠાણીએ નોકરડીને પૂછયુ.

'હા, હા, બાઈ સાહેબ! એ ભિખારી સ્વર્ગમા ગયો છે એ તો સહેજે પરખાઇ જાય

એવી વાત છે. એની નનામી સાથે જેટલા લોકો ચાલતા હતા એ બધા જ પોકે પોકે રડી રહ્યા હતા. શું એનાથી એ નક્કી નથી થતું કે એ ભિખારી જેમની વચ્ચે રહ્યો એ બધા ઉપર પોતાના પ્રેમની નિશાની મૂકતો ગયો છે?' નોકરડીએ કહ્યુ.

પ્રેમની નિશાની!– હું પણ વિચાર કરું છું તો લાગે છે કે પ્રેમ એ જ પ્રભુના દ્વારનું પગથિયું છે.

પરમાત્મા પાસે પહોંચવા માટે પ્રેમ સિવાય બીજો માર્ગ જ ક્યાં છે?

પૃથ્વી ઉપર પ્રેમમય બની જવાયું હોય તો પરમાત્મામય બની ગયાનું એથી વિશેષ બીજું કયું પ્રમાણ જોઈએ?

પૃથ્વી ઉપર જે પ્રેમ છે એ જ પરલોકમાં પરમાત્મા છે.

*

પ્રેમ જોડે છે, એટલે પ્રેમ એ જ પરમજ્ઞાન છે. જે તોડે છે એને જ્ઞાન જ કેમ કહી શકાય? જ્યાં જ્ઞાતા અને જ્ઞેય જુદા છે ત્યાં જ અજ્ઞાન છે.

(૭)

હું શું જોઉં છું? મોટા ભાગના લોકોના જીવનમાં મને વસ્ત્ર જ વસ્ત્ર દેખાય છે. વસ્ત્ર સિવાય જાણે એમનામાં કંઈ છે જ નહીં. જે ચીજનો એમને પોતાને જ ખ્યાલ ન હોય એનું અસ્તિત્વ હોય કે ન હોય એ બધું સરખું જ છે. અને વસ્ત્ર એજ જેમનું જીવન છે એમને હું જીવતા માનવી કેમ કહું? ના....ના મિત્રો! એ મરેલા જ છે અને એમના વસ્ત્રો એ જ એમની કબર છે.

*

એક અત્યંત સીધા અને સરળ માણસે કોઈ સાધુને પૂછ્યું : "મૃત્યુ શું છે? અને મને કેમ ખબર પડશે કે હું મરી ગયો છું?"

સાધુએ જવાબ આપ્યો : "મિત્ર, જ્યારે તારા વસ્ત્ર જીર્ણ થઈને ફાટી જાય ત્યારે સમજજે કે મૃત્યુ આવી પહોંચ્યું છે."

એ દિવસથી એણે જે વસ્ત્રો પહેર્યાં હતા એની સાર સંભાળમાંજ એ રોકાઈ ગયો. એણે નાહવા ધોવાનું પણ બંધ કરી દીધું. એને થયું કે વારે વારે કપડાં ઉતારવા અને ધોવા એટલે જાણી જોઈને એને જીર્ણ કરવા ને! વસ્ત્ર એજ એનું જીવન હતું. એટલે વસ્ત્રની આટલી કાળજી અને ચિન્તા એને માટે સ્વાભાવિક હતી.

પણ અન્તે વસ્ત્ર એટલે વસ્ત્ર. એક દિવસ એ જીર્ણ થઇને ફાટી ગયા. વસ્ત્રોને ફાટી ગયેલા જોઇને એ અસહાયતા અનુભવીને રડવા લગ્યો. એને થયું કે એનું મૃત્યું આવી પહોંચ્યું.

એને રડતો જોઈ લોકોએ પૂછ્યું : "શું થયું, ભાઈ?" એણે રડતાં રડતાં જવાબ આપ્યો: "હું મરી ગયો છું. કારણ કે મારાં વસ્ત્રો ફાટી ગયા છે."

આ વાત કેવી અસંભવિત અને કાલ્પનિક લાગે છે! પણ હું પૂછું છું કે મોટા ભાગના લોકો આ જ રીતે નથી વર્તતા? શું એ લોકો વસ્ત્રોના નાશને જ પોતાનો નાશ નથી સમજતા?

શરીર એ વસ્ત્ર સિવાય બીજું છે શું? અને જે પોતાને શરીર સમજી લે છે એ વાસ્તવમાં વસ્ત્રને જ જીવન માની બેસે છે. આવા લોકો પોતાના વસ્ત્રો ફાટી જાય એને પોતાના જીવનનો અંત સમજી લે છે. પરન્તુ જે જીવન છે એને આદિ પણ નથી અને અંત પણ નથી.

*

શરીરનો જન્મ થાય છે અને શરીરનું જ મૃત્યુ થાય છે. જે અંદર છે એ શરીર નથી. એ જ જીવન છે. એને જે ઓળખી શકતો નથી એ જીવંત હોવા છતાં મૃત્યુ પામેલ છે, અને જે એને ઓળખી લે છે એ મૃત્યુમાં પણ જીવન પામે છે.

# સુદર્શન

સા વિદ્યા યા વિમુક્તયે।
[ મુક્તિ આપે તે જ સાચી વિદ્યા ]

• સંપાદન: સોરઠ શિક્ષણ અને સંસ્કૃતિ સંઘ, જૂનાગઢ

વર્ષ ૧ ] ફેબ્રુઆરી ૧૯૬૬ [ અંક ૯


## આહ્‌વાહન

મને લાગે છે કે મારે એક નવું આહ્‌વાહન આપવું પડશે. એક નવી ચેતનાના ઉત્કર્ષ માટે મથવું પડશે. જૂની પેઢી – અમારી પેઢીએ કરેલાં તમામ શ્યામ રંગી કૃત્યો માટે નવી પેઢી – આવતી પેઢીએ અમને માફ કરવા પડશે.

અમારા યુગની યુદ્ધ લાલસા કેવી ભયાનક, કેટલી રુદ્રરૂપિણી! છતાં કેટલી હીન, ક્ષુદ્ર અને દયા જનક! કોઇ એક એવા અનાજની જરૂર છે, જેના સંગીતમય આરોહ અવરોહ આ વિશ્વના ઘોંઘાટને સમાવીને વાતાવરણમાં સંવાદીતાના સૂર રેલાવી દે.

મધુર રાગ છેડતી કોઈ આંગળીઓ, આંતર બાહ્ય તમામ એકમો ને એકરૂપ બનાવતી કોઇ રાગિણી છેડનાર કલાકાર આજે જરૂરી છે.

મારી નવી પેઢીના મિત્રો! તમને આહ્‌વાહન છે, આવો, અમને કચરો – છિન્ન ભિન્ન કરો. આમારા શેષ રહેલાં ભંગારમાંથી દિવ્ય નૂતન સૃષ્ટિનું સર્જન કરો. ભસ્મપૂંજમાંથી એક ભવ્ય ઈમારત રચો અને કલ્પો શાંત, મધુર, આહ્‌લાદક નાવીન્ય-પૂર્ણ વિરાટ વિશ્વ – જે એક હોય અને અનેકમાં સમાતું હોય. – રોમાંરોલાં

*

ભલા હુઆ કિ ઉડા દી
સબા ને ખાક મેરી
તેરા તો સરપે એહેસાન ન
એ જમીન લિયા.

# પંચતંત્ર કથા

લલિત જસાવડા

કોઈ એક નગરમાં સોમલિક નામે વણકર રહેતો હતો. પોતાની વણાટ કુશળતાથી અનેક પ્રકારના રંગબેરંગી વસ્રો વણવા છતાં પોતાના ભરણ પોષણ જેટલું માંડ મેળવી શકતો. તેના કરતાં ઉતરતી કક્ષાની વણાટ કારીગીરી કરતાં વણકરોને સારૂં એવું ધન પ્રાપ્ત થતું જ્યારે સોમલિક ક્યારેય પણ પૈસા ભેગા કરી શકતો નહીં. આથી અસંતુષ્ટ થયેલાં સોમલિકે પોતાની પત્નીને કહ્યું, "પ્રિયે, આ ગામમાં મારી કોઇ કદર નથી. મારા કરતાં હલકી કોટિની કારીગીરી કરનાર વિશેષ પ્રાપ્ત કરે છે. જ્યારે મારી પાસે કંઈ ધન બચતું નથી. મારો વિચાર અન્ય ક્ષેત્રમાં જઈને ધંધો – વ્યવસાય ચલાવવાનો છે."

સોમલિકની પત્નીએ કહ્યું. "નાથ, વિદેશમાં જઈ ધનોપાર્જન કરવાની વાત મિથ્યા સ્વપ્ન જેવી છે. ભાગ્યમાં લખ્યું હશે તો આપને અહીં જ કોઇ કાળે ધન મળી જશે. અને કરમમાં નહીં હોય તો બીજે ક્યાંયથી પણ મળશે નહીં."

સોમલિક – "ભાગ્ય અભાગ્યની વાત માત્ર કાયર પુરૂષો જ વિચારે છે. લક્ષ્મી તો ઉદ્યોગને વરેલી છે. સૂતેલાં સિંહનાં મોઢામાં કે એમને એમ મૃગો પ્રવેશતાં નથી. તેણે પણ ભોજન માટે ઉદ્યમ કરવો પડે છે. માટે ઉદ્યોગ – ઉદ્યમથી કાર્યસિદ્ધિ અને ધનપ્રાપ્તિ કરવા માટે હું જઈશ જ."

આ પ્રમાણે કહી, સોમલિક વર્ધમાનપુર તરફ ગયો. વર્ધમાનપુરમાં પોતાની કલાકારીગીરી અને ઉદ્યમ મહેનતથી થોડા સમયમાં ત્રણસો સોનામહોર બચાવી પોતાના ગામ તરફ પાછો ફર્યો. લાંબો રસ્તો હોવાના કારણે દિવસ ઢળી રાત પડી જવાથી સોમલિક એક ઝાડ ઉપર ચડી રાત ગાળવા માટે નિદ્રાધિન થયો. સ્વપ્નમાં તેણે બે ભયંકર આકૃતિને વાત કરતી જોઇ. એકે કહ્યું : "હે પુરૂષાર્થ; શું તને ખ્યાલ નથી કે સોમલિકના ભાગ્યમાં સદૈવ ભરણ પોષણની જરૂરિયાતથી વિશેષ ધનસંપત્તિનું સુખ નથી! છતાં તેં તેને ત્રણસો સોનામહોર કમાવા આપી!"

પુરૂષાર્થે કહ્યું : "હે ભાગ્ય, હું તો દરેકને તેના પુરૂષાર્થનું ફળ આપી દઉં છું. તેની પાસે રહેવા દેવું કે કેમ? તે નિર્ણય તારો છે."

આ સ્વપ્ના પછી સોમલિકની આંખ ખુલી તો તેણે જોયું કે સોનામહોર ભરેલું પાત્ર ખાલી પડયું હતું. સોમલિક અપાર દુઃખી થયો, તેણે મનમાં વિચાર્યું કે – "અરે હવે મારી પત્ની બાળકોને શું મોં બતાવવું. મિત્રો મારી મશકરી કરશે. સર્વત્ર મારો ઉપહાસ થશે. ખાલી હાથે ત્યાં જઈ શું કરવું?" આમ વિચારી સોમલિક ફરી વર્ધમાનનગર ગયો. ત્યાં તેણે દિન રાત પરિશ્રમ કરી પાંચસો સોનામહોર એકઠી કરી. ફરી પોતાના ગામ ભણી નીકળ્યો.

આ વખતે સોમલિક સૂતો નહીં. પાત્રની રક્ષા માટે જાગતો જ રહ્યો. સવારે સ્નાન કરવા માટે સરોવરના કાંઠે પાત્ર મૂકી સ્નાનાદિ પતાવી કિનારે જોયું તો સુવર્ણમુદ્રા ભરેલું પાત્ર ગુમ! સોમલિકના દુઃખનો પાર રહ્યો નહીં. આ વખતે ખૂબ નિરાશ થયેલા સોમલિકે મરી જવાનો નિશ્ચય કર્યો. સોમલિકે દોરડાંનો ફાંસો બનાવી ઝાડ ઉપર લટકી જવાની તૈયારી કરી.

જ્યાં સોમલિક ફાંસો ખાવા જાય ત્યાં અચાનક એક અદૃશ્ય અવાજ તેના કાન ઉપર આવ્યો : "સોમલિક, તારા નસીબમાં ખાવા-

પીવો ઉપરંત વિશેષ ધનોપાર્જન લખાયું નથી. વ્યર્થ નિરાશ ન થા. તારે ઘેર જઇને નિરાંતે ખા પી અને મોજ કર. તારા પુરૂષાર્થ અને કલાજ્ઞાનથી હું મુગ્ધ છું. એટલે તો એક વરદાન માગી લે."

પરંતુ સોમલિકને કેવળ ધનપ્રચુરતાની ભૂખ હતી. તેણે કહ્યું : "ના, મને તો ધન સંચય માટે આપો." અદૃશ્ય અવાજે જવાબ વાળ્યો "સોમલિક, જે ધનનો ઉપભોગ તારા નસીબમાં લખાયો નથી પછી વ્યર્થ વરદાન શાનું માગે છે ?"

સોમલિક : "ધનનો ઉપભોગ મારા નસીબમાં હોય કે ના હોય પરંતુ ધનવાન જ સમાજમાં યથેચ્છ માનપાન પામે છે. સંસારમાં એજ પૂજનીય મનાય છે, જેની પાસે ધન છે. કૃપણ અને અકુલીન પણ ધનના કારણે માન પામે છે.

અદૃશ્ય અવાજે કહ્યું : "સોમલિક, વર્ધમાનપુર જા. ત્યાં એક વાણીયાના બે દીકરાઓ છે. એકનું નામ ગુપ્તધન અને બીજાનું નામ ઉપમુક્ત ધન. તું આ બંનેના ઘેર જજે. આ બન્નેનો અનુભવ મેળવ્યા પછી તું મારીપાસેથી વરદાન માંગજે. ઉપભોગની યોગ્યતા વગરનું ધન તારે જોઈતું હોય તો હું તને ગુપ્તધન આપીશ અને યોગ્યતાવાળું ધન જોઈતું હશે તો ખર્ચવા જોગ ઉપમુક્તધન આપીશ."

સોમલિક વર્ધમાનપુરમાં આવ્યો. સાંજ પડયે તે વર્ધમાનપુર પહોંચ્યો. પૂછતા પૂછતાં તે ગુપ્તધન વણિકને ત્યાં પહોંચ્યો. ગુપ્તધનને ત્યાં તેનો કોઇએ સત્કાર કર્યો નહીં. ઉલટાનું ગુપ્તધન અને તેની પત્નીએ તેને સવિશેષ પરેશાન કરવા માંડ્યો. પણ સોમલિક દૃઢતાથી પોતાની વાતને વળગી રહ્યો. જમવા વખતે તેને સુકી રોટલી પીરસવામાં આવી. જેમ તેમ કરી સોમલિકે એ લુખુસૂખું ભોજન પૂરું કર્યું. સોમલિક ત્યાં સૂતો.

સ્વપ્નમાં ફરી સોમલિકે પુરુષાર્થ અને ભાગ્યને વાત કરતા જોયા. ભાગ્યે કહ્યું : "હે પુરુષાર્થ, તેં શા માટે ગુપ્તધન પાસેથી આ સોમલિકને અનાજ અપાવ્યું ?"

પુરુષાર્થ : "હે ભાગ્ય અપાવવાનું કાર્ય મારું કામ છે. પણ તેના ઉપભોગનું તારા ઉપર છે."

સવારે સોમલિકને સખત બીમારી આવીને આકરા દર્દથી તેના પેટમાંનો ગુપ્તધને આપેલ અનાજનો કણેકણ નીકળી ગયો, ત્યારે જ નિરાંત થઇ. બીજે દિવસે સાંજે સોમલિક ઉપમુક્તધન પાસે ગયો. ઉપમુક્તને ત્યાં તેનો સારો સત્કાર થયો. જે કૈં ભોજન તૈયાર હતું તે સારી રીતે પીરસવા મળ્યું. સુંદર પથારી પણ સૂવા માટે મળી.

સોમલિક સૂતો એટલે તરત પેલાં બે દેવ ફરી વાત કરતા સંભળાયા.

ભાગ્ય : હે પુરુષાર્થ, આ માણસે સોમાનકના આદરસત્કાર માટે ઘણું ધન વ્યય કર્યું તેની ખોટ કેમ પૂરાશે ?"

પુરુષાર્થ : "હે ભાગ્ય સત્કાર માટે ધન વ્યય કરવાના ધર્મનું મેં પાલન કરાવ્યું છે, હવે તેનો બદલો આપવાનું કામ તારું છે."

બીજે દિવસે સવારે સોમલિક ઊઠયો ત્યાં ઉપમુક્તને ત્યાં રાજદરબારમાં રાજ પ્રસાદરૂપે એક રાજપુરુષ સારું એવું દ્રવ્ય આપી ગયો. સોમલિકે વિચાર્યું કે ગુપ્તધન કરતાં ઉપમુક્ત ધન જ શ્રેષ્ઠ છે. જે ધનથી સત્કાર્યો કે દાન વિ. ન થાય તે ગુપ્તધનને શું કરવું છે ! વપરાતું ધન સંચિત ધનથી શ્રેષ્ઠ છે.

*

"માણસ પોતાની જાત ઘસ્યા વિના જે કૈં કરે છે – દાન – દયા કે સહાય એ સઘળું વિલાસના પડછાયા જેવું છે." – પ્રમોદ

# સંસ્થા સમાચાર

તુલસીશ્યામ તીર્થક્ષેત્રમાં આચાર્ય રજનીશજીના સાંનિધ્યમાં ગત તારીખ ૪-૫-૬-૭ના દિવસોમાં એક સાધના શિબિરનું આયોજન કરવામાં આવેલું. આ સાધના શિબિર સોરઠ શિક્ષણ અને સંસ્કૃતિ સંઘ તથા તુલસીશ્યામ વિકાસ સમિતિના સંયુક્ત ઉપક્રમે યોજવામાં આવેલ.

કુદરતી વાતાવરણમાં, જંગલના શાંત પ્રદેશને આશરે ચારસો જેટલાં શિબિરાર્થી, સ્વયંસેવકો, વિદ્વાનો અને તીર્થધામના યાત્રાળુઓએ કોલાહલના સંગીતથી ગૂંજતો કરી મૂકેલો. આ શિબિરમાં ભાગ લેવા માટે પટના, કલકત્તા, મુંબઇ, રાજસ્થાન વિ. સ્થળોએથી ઘણા શિબિરાર્થીઓ આવેલાં. લગભગ ૩૦ થી ૩૫ કુટિરો, સભામંડપ, ભોજનમંડપ વિ. ખાસ તૈયાર કરવામાં આવેલા. શિબિરાર્થીને કશી અગવડતા ના પડે તે માટે વીજળી અને પાણીના લગભગ તમામ એકમો ખાસ સગવડતારૂપે દિવસ રાત કામ કરી રહ્યાં હતા.

સવાર-સાંજ આચાર્ય રજનીશજીના આધ્યાત્મિક પ્રવચનો ઉપરાંત લોકશિક્ષણ, સમાજસેવા, ગ્રામસુધારણા આદિ પ્રશ્નો ઉપર જરૂરી વિચારણા પણ થતી હતી. પૂ. રવિશંકર મહારાજ, નારણદાસભાઇ ગાંધી, ભક્ત કવિ શ્રી દુલાભાઇ કાગ, ખાદી કમીશનના વડા શ્રી બાબુભાઇ જશભાઇ, ગોબર ગેસ પ્લાન્ટ કમીશનના અધિકારી શ્રી જસભાઇ પટેલ, શેઠ શ્રી નાનજીભાઇ કાળીદાસ, ચદુભાઇ સતિયા વિ. હાજર રહ્યા હતા. આ પ્રસંગે એકઠા થયેલા નશાબંધી નિયોજકો તથા રચનાત્મક કાર્યકરોએ પણ વિવિધ પ્રશ્નોની ચર્ચા વિચારણા કરેલી.

આચાર્ય રજનીશજીની શાંત મધુર હૃદયસ્પર્શી વાણીથી ત્રણ ત્રણ દિવસ સુધી વિશાળશ્રોતા મંત્રમુગ્ધ બની નિર્મળ તત્વજ્ઞાનના સત્વશીલ વારિનું આકંઠપાન કરતો હતો. આ પ્રસંગે તુલસીશ્યામ વિકાસ સમિતિ તરફથી પણ કેટલાંક ખાસ કાર્યક્રમો ગોઠવાયેલાં.

આ તીર્થધામ હવે નૂતન રૂપમાં પલટાઇ રહ્યું છે. તેના આ કાયાકલ્પ પ્રયોગના અનેક મહત્વના બાંધકામો-આયોજનો તૈયાર થતાં જાય છે. સમસ્ત ભારતનો મોટામાં મોટો ગોબર ગેસ પ્લાન્ટ આ ક્ષેત્રમાં છે. આ ગેસ પ્લાન્ટનું ઉદ્‌ઘાટન શ્રી નારણદાસભાઇ ગાંધીના હસ્તે કરવામાં આવેલું. તુલસીશ્યામના તીર્થે આવેલ રૂક્ષમણી માતાની ટેકરીના પગથીયાં બનાવવાના રૂા. ૩૦,૦૦૦ના આયોજન કાર્યનો આ દિવસો દરમિયાન પગથિયાંના ખાતમૂહુર્ત માટેનો વિધિ પણ કરવામાં આવ્યો. આ ઉપરાંત નવા બંધાતા ભોજનાલયના મકાનનો પણ ઉદ્‌ઘાટન વિધિ પણ કરવામાં આવ્યો.

સાધના શિબિર સફળ રીતે પૂરી કરવામાં સહુ કાર્યકર મિત્રો અને બન્ને સંસ્થાઓના હોદ્દેદારો, મુ. શ્રી. રતુભાઇ અદાણી, વિ. એ ખૂબ જહેમત ઉઠાવેલી, જે સફળ થઇ છે.

**મહિલા છાત્રાલયઃ**

સંઘ તરફથી લાંબા વખતથી શરૂ કરવા ધારેલ મહિલા છાત્રાલય તા. ૨-૨-૬૬ના મંગળ પ્રભાતથી શરૂ થઇ ગયેલ છે. જૂનાગઢમાં બહેનો માટેનું એક પણ છાત્રાલય ન હોવાથી બહારગામથી ભણવા આવતી બહેનો માટે રહેવા ઉતરવાની ખૂબ જ અગવડતા હતી. આ માટે સંઘની મહિલા બાલ વિકાસ સમિતિ ખૂબ જ પ્રયત્નશીલ હતી. આખરે એક સારા સરકારી લત્તામા, શાંત અભ્યાસુ વાતાવરણમાં આ મકાન મળી જતા મહિલા છાત્રાલય શરૂ કરાયેલ છે.

આ મહિલા છાત્રાલયમા જૂનાગઢ શહેરમાં રહી અભ્યાસ કરતી બહેનો ઉપરાત જૂનાગઢ કેન્દ્રમાં એસ. એસ. સી. ની પરીક્ષા આપવા આવતી બહેનોને ઉતરવાની પણ સગવડતા કરવામાં આવી છે. આ છાત્રાલય શરૂ થતા બહેનોને માટે શિક્ષણ લેવાની સગવડતામા સારો એવો વધારો થવા પામ્યો છે.

**સાર્વજનિક કુમાર-કન્યા છાત્રાલયઃ**

આ છાત્રાલયોની મુલાકાતે આવેલાં લોકસભાના સભ્યોના પંચે બન્ને છાત્રાલયોની વ્યવસ્થા, ગૃહપતની ચીવટ તથા છાત્રો-છાત્રાઓના અભ્યાસ-શિસ્ત-

ના સારા વખાણ કર્યાં છે. તા. ૨૬ જાન્યુઆરીએ કુમાર છાત્રાલયમાં સંઘ મંત્રી શ્રી પ્રફુલ્લભાઈના હસ્તે ધ્વજવંદન કરવામા આવેલું.

**વિનયમંદિરઃ કોયાણા**

વિનયમંદિરના આચાર્ય શ્રી નવીનચંદ્ર રાવલ લિખિત એક સુંદર નાટક અત્રે તા. ૨૬–૧–૬૬ના રોજ રાત્રે ભજવાયેલું. સારુંય નાટક રાષ્ટ્રભક્તિ, વિશ્વશાંતિ અને પારસ્પારિક ભ્રાતૃ ભાવનાના ઉચ્ચતર ધ્યેયોને વણી લેતું હતું. આ પ્રસંગે કોયાણા ગામના સરપંચ શ્રી, વિનયમંદિર સમિતિના પ્રમુખશ્રી આ નાટકના કાર્યક્રમમાં હાજર રહેલાં. 'અમર સમાધિ' નાટકને સારી સફળતા મળેલ. આસપાસના ગામો લોડદર, હેરાળા, જાંબુ, કંડોરણા, બાપોદર વિ. ગામના ગ્રામવાસીઓ પણ હાજર રહેલાં.

**વિનયમંદિર : આંબોદર**

સ્વ. વડા પ્રધાન શાસ્ત્રીના અકાળ અવસાનના કારણે પ્રજાસત્તાક દિનની ખાસ ઉજવણી રદ કરવામાં આવેલી. સવારના ધ્વજવંદન થયા બાદ સ્વ. શાસ્ત્રીજીના અમર આત્મા માટે શાંતિ પ્રાર્થના કરવામાં આવેલી. વિનયમંદિરમાં રમતગમતના સાધનો, દેશનેતા, રાષ્ટ્રવિભૂતિના ફોટાઓ પણ વસાવવામાં આવ્યા છે.

**વિનયમંદિરઃ ભેંસાણ**

વિદ્યાર્થીઓ અને શિક્ષકભાઈઓ સાથે મળીને 'સોમનાથ' વેરાવળ વિ. સ્થળોનો પ્રવાસ કરી આવ્યા. પ્રભાસ તીર્થના ઈતિહાસ, સંસ્કૃતિ પ્રદાનથી સહુ કોઇ પરિચીત થયા. નવમા ધોરણના વિજ્ઞાનના સાધનો આવી ગયા છે. વિનયમંદિરના કેટલાંક વિદ્યાર્થીઓએ રમતોત્સવમાં ભાગ લીધેલો.

**વિનયમંદિરઃ લીંબુડા**

વિદ્યાર્થીઓએ શૈક્ષણિક પ્રવાસ યોજેલો. રમતગમતના સાધનો વસી જતાં વિદ્યાર્થીઓ ઉત્સાહભેર ભાગ લઈ રહ્યા છે. આવતાં વર્ષે નવમું ધોરણ ખોલવાની તૈયારી ચાલી રહી છે.

**વિનયમંદિરઃ કેવદ્રા**

આચાર્ય – શિક્ષક વિદ્યાર્થીગણે જૂથળ ગામનો પ્રવાસ કરેલ. જૂથળ વિનયમંદિરના આચાર્યશ્રીનો સંપર્ક સાધેલો. આચાર્યશ્રી સી. એસ. દેસાઈએ રાજીનામું આપતાં વિનયમંદિરના શિક્ષિકાબહેન, વિદ્યાર્થીઓ, ધારાસભ્યશ્રી ઠાકરશીભાઇ, શિક્ષણ સમિતિના પ્રમુખશ્રીની હાજરીમાં તેમનો વિદાય સમારંભ યોજવામાં આવેલ.

O

## ધર્મયુદ્ધ

"આપણી સંસ્કૃતિ સંરક્ષણની છે, આપણે કોઈ પણ પ્રકારની ભૂમિ લાલસાથી પીડાતા નથી. આપણું યુદ્ધ તે ધર્મનું યુદ્ધ છે. શાંત રીતે, પોતાના ધ્યેયો પાર પાડી અને એક આદર્શ પ્રજાસત્તાક ઘડવાના આપણા પ્રયત્નો ઉપર લડાઈ લાદીને દુશ્મનો વિશ્વના શાંત વાતાવરણને ડહોળી નાખે છે.

ભારત જીવશે તો લોકશાહી જીવશે.... યુદ્ધ કાળે સહુ કોઈ સૈનીક છે, ખેતરનો ખેડૂત, મિલનો કામદાર, શાળાનો શિક્ષક, કાર્યાલયનો કર્મચારી સહુ કોઈ રાષ્ટ્ર રક્ષાનો સેનાની છે.

જ્યાં ધર્મ છે, સત્ય છે ત્યાં વિજય છે જ. –લાલબહાદુર શાસ્ત્રી

# વિવિધા

### ડૉ. ભાભાનું અવસાન

સ્વ. લાલબહાદુર શાસ્ત્રીજીના આઘાતજનક અવસાનની કળ હજુ રાષ્ટ્રને વળી નથી ત્યાં આલ્પ્સની ગિરિમાળામાં થયેલા કરુણ અકસ્માતરૂપ વિમાની હોનારતમાં ભારતના અણુશક્તિ વિજ્ઞાનના પરમ વિદ્વાન અને અપ્રતિમ મેધાવી સ્વ. ડૉ. ભાભાનું આઘાતજનક અવસાન નીપજ્યું છે. બાળપણથી જ ઓજસ્વી કારકિર્દી ધરાવતા ડૉ. ભાભા સાતમી અણુશક્તિ વિજ્ઞાન પરિષદની જીનીવા ખાતેની બેઠકમાં હાજરી આપવા જતા હતા. છપ્પનમા વર્ષના આ વિજ્ઞાનવિદ્ એક યુગમાં અનેક યુગ – સર્જનારી પ્રતિભાના અંશરૂપ હતા.

અણુશક્તિ વિજ્ઞાનપંચના વડા તરીકેની તેમની ભારતમાંની કારકિર્દી ઉપરાંત આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે તેમણે આ રાષ્ટ્રની કીર્તિપતાકા ફરફરતી કરેલી. મુંબઈ નજીકનું 'ટ્રોમ્બે' અણુશક્તિ મથક તેમના અપારપરિશ્રમ અને પ્રતિભાના સદ્ગુણસમું સદૈવ ચિરંજીવ સ્મારક રહેશે. અણુવિજ્ઞાનના 'ભસ્માસુર'ને શાંતિમય માર્ગે વાળવાનું ભગીરથ કાર્ય આ "વિજ્ઞાન-ભિષ્મ" વ્યક્તિએ કરેલું.

રાષ્ટ્રની કટોકટીના કાળે, વિજ્ઞાન શક્તિ શાંતિમય માર્ગે વાળવા માટે ભગીરથ પ્રયત્નોના એક આરાધકના અકાળ અવસાનથી ભારે ખોટ પડી છે

### રોમાં રોલાંની જન્મશતાબ્દી

વિખ્યાત ઉપન્યાસ "જીન ક્રિસ્તોફ"ના લેખક અને શાંતિમય જીવન માર્ગના સહૃદયી ઉપાસક, સંગીત કલાવિદ્ અને નવ-યુગની પરમચેતનાના અનુરાગી રોમાં રોલાંની આ વર્ષે જન્મશતાબ્દિ ઉજવાઈ રહી છે. યુદ્ધકાળમાં શાંતિદેવીની પ્રતિષ્ઠા કરવામાં, અને વિગ્રહના વમળમાં વનોપાનને ભૂલવા, સામાન્યજન માટે સદૈવ શાંતિ ઝંખતા આ ફ્રેન્ચ વિદ્વાન ભારતીય સાહિત્ય-સંસ્કૃતિના – સાચા સાધક હતા.

'જીનક્રિસ્તોફ' નવલકથા દ્વારા જીવન અને જગતના બધા - બેતાલ સૂરોને સંવાદી બનાવવા પ્રયત્નો કર્યા છે જૂની પેઢીને નવી પેઢી દ્વારા 'પરમચેતનામાંથી ક્રાન્તિ'નું આરાધન કરવા હાકલ કરી છે તે આ નવલ દ્વારા. સ્વામી રામકૃષ્ણ પરમહંસ ઉપર એક સુંદર પુસ્તક પણ આ મધુરાગી કર્તાએ લખ્યું છે.

"વિશ્વશાંતિ" અને "બહુજન સુખાય" જીવન ઝૂઝનાર આ તત્વજ્ઞ લેખકની જન્મશતાબ્દી ભારતમાં પણ અનેકવિધ સંસ્થા દ્વારા ઉજવાઈ રહી છે.

### શિક્ષક સંઘ સંમેલન

અખિલ ભારતીય માધ્યમિક શિક્ષક સંઘની પાયાની કૉન્ફરન્સ ગયા માસે મળેલી. બિહારના રાજ્યપાલ અને ભૂતપૂર્વ અધ્યક્ષ શ્રી અનંતશયનમ્ આયંગરે આ પરિષદનું ઉદ્ઘાટન કરેલું. શ્રી આયંગરે શિક્ષકો અને અધ્યાપકોના સારા પગાર ધોરણની સૂચના કરેલી. દરેક વિભાગીય સ્તરના અભ્યાસ માટે વર્ષભરની સમય મર્યાદાવાળી એક સ્ટેન્ડીંગ કમિટિ નીમવા તેમણે સૂચના કરી છે. આ સમિતિ ત્રણ પ્રકારની રચનાઓ – જેમાંથી એક શિક્ષણનું ધોરણ ઊંચું લાવવા પ્રયાસ કરે, બીજી શિક્ષકોના પગાર ધોરણની સમીક્ષા કરે અને ત્રીજી અભ્યાસક્રમ, શિક્ષણનું વર્ધન વિ. માટે દોરવણી કરે. સંરક્ષણ ફંડમાં અખિલ ભારત શિક્ષક સંઘે રૂ. પચાસ લાખ આપવાનું નક્કી કર્યું છે

*

એક પાગલખાનાની મુલાકાતીને ત્યાંના નિયામકે કહ્યું "જૂઓ ખંડમાં એવા પાગલો રહે છે જેમને એવો ભ્રમ છે કે તેઓ બધા મોટર મીકેનીક છે!"
મુલાકાતીએ ખંડમાં નજર નાખી કહ્યું 'પણ આ ખંડમાં કોઈ નથી'
'પલંગોની નીચે જુઓ' – નિયામકે ઉત્તર વાળ્યો!

# નેસડા-ધનજીભાઈનું

ઇન્દુકુમાર દે. જોષી.

[ સોરઠી સંસ્કૃતિની એક કથા ]

પવન જોઇને હોડી હાંકનાર ઘણા હોય, પણ સામા પવનમા આફતોના ઉછાળા વચ્ચે થઇને ધાર્યો મુકામે અણનમ રીતે ચાલ્યા જનારા ભાગ્યે જ મળી આવે છે.

આજથી અર્ધા સૈકા પહેલા જ્યારે ગ્રામોદ્ધારના તત્વજ્ઞાનનો જનમ હશે, ત્યારે ધનજીભાઇએ પોતાની જનમભોમકાનાં ભાગલ-તૂટલ ગામડામા પ્રાણ પૂરવા કાયમી વસવાટ કર્યો હતો. અને ચાલીશ ચાલીશ વર્ષોની તન, મન અને ઘરના ધનના અપૂર્વ ભોગે તેમણે એકનું નેસડા જ નહી, પરતુ આજુબાજુના વીશ વીશ ગાઉના પથકને જીવતો કર્યો હતો.

હું ગુજરાતના ગરવા ગોહિલવાડમા ઘૂમતો હતો ત્યારે કેટલાક જાણીતા ગ્રામ સેવક મિત્રો મને પૂછતા હતા, 'તમે ધનજીભાઈનું નેસડા જોયું ?'

'ના'

'ત્યારે, એકવાર જરૂર જોઇ આવજે'

ગામડામા માન ઝાપટીને શહેરના ટાઉન હોલમા ગ્રામોદ્ધારના ભાષણો કરનારા ઘણા પોતાની જાતને જાહેર કાર્યકર તરીકે ખપાવે છે. સૌરાષ્ટ્રના ગામડાઓ પણ મે જોયા છે. હુ જો ચિત્રકાર હોઉ તો સૌરાષ્ટ્રના ગામડાનું આવુ ચિત્ર દોરુ – ચૈતર-વૈશાખનો ધોમ ધખતો હોય ત્યારે મૂઠી ખોરડાનુ ગામડુ સૂમસામ પડ્યુ હોય, ચારે તરફ સ્મશાન શાંતિ છવાઇ હોય, બે ચાર ડોસા ઘરના ડુ ખે, પાચ-સાત બાળકો શાળાના દુ ખે ચોરામા અડ્ડો જમાવીને પડયા હોય, વાણિયો દુકાનમા મેઠા બેઠા માન જોખવાને બદલે ઝોકા જોખતો હોય. બળબળતા બપોરમા ટાઢા છાયાની શોધમા ઊંધુ માથુ નાખીને કૂતરુ એક શેરી માથી બીજી શેરીમા આથડતુ હોય....

એટલે મને એ સૂચન કરનાર ગ્રામસેવક મિત્ર તરફ આશ્ચર્ય થયું. છતાય એકવાર જઇને ધનજીભાઇનુ નેસડા જોવુ તો ખરુ જ એ નિશ્ચયે હું જૂનાગઢથી ગાડીએ બેઠો.

જેતલસર ગયું, કુંકાવાવ ગયું, ધોળા આવવાને જરા વાર હતી ત્યા ડબ્બામા ચાલતી વાતચીતે મારૂં ધ્યાન ખેંચ્યું.

"કા કાંઈ વાવડ ?"

"એમ કાંઈ વાવડ મળતા હશે ?" બીજાએ જવાબ વાળ્યો.

"અરે, એમ હોય ! અમારા વડિયામાં ધોળે દિ'એ ધાડ પડી. ગામમાથી આઠ-દશ હજારની લૂટનો માલ લઇ ગયા હશે પોલીસ પાર્ટી આવી. પોલીસ સુપરિન્ટેન્ડન્ટ ત્યારે હતા પોપટભાઈ. વડિયામા તેમણે મુકામ કર્યો ૭-૭ દિવસ સુધી એમણે આજુબાજુના શકદારોને ભેળા કર્યા, મારઝુડ કરી, સગડ મેળવ્યા, પણ પત્તો લાગે નહીં. બહુ તપાસ કરી. દિ' ઉપર 'દિ' જાવા માડયા. વસ્તીમા કળેળાટ થાવા માડયો એટલે ઉપરથી દબાણ થયુ. સાહેબની મૂઝવણ વધી. ઘણા ફાંફા મારી જોયા પણ વાવડ મળે ત્યારેને ? ઉપરથી કાગળ છૂટે. છેવટે નેસડે ગયા"

'કયા નેસડે ?" સૌરાષ્ટ્રમા એજ નામના ત્રણ ગામ હોવાથી મેં પૂછ્યું.

"ધનજીભાઇને" જવાબ મળ્યો.

"ભાવનગરનુ નહી ?" મેં જાણી જોઇને પુછ્યું.

'પહેલુ ધનજીભાઇનું. પછી ભાવનગરનું નેસડામા ધનજીભાઇએ પગ નિચોવ્યો છે." જવાબ મળ્યો.

વાત આગળ ચાલી.

"પછી નેસડે જઇને પોલીસ ઉપરીએ ધનજીભાઇને વાત કરી.

"તમારા પથકમા આ બનાવ બને તે ઠીક નહી. આજ વડિયા ભાગ્યુ અને કોણ જાણે કાલ નેસડા .."

"તુકી તુકી કરો. નેસડા ગારાનું નથી તે ભાંગી પડે અમે પારકા બળે કે તમારા ભરોંસે નથી જીવતા," ધનજીભાઇએ પોપટભાઇને જવાબ વાળ્યો.

"તો તમારા પંથકના ચોરને પકડી લાવશો ?" પોલીસ અધિકારી એ ધનજીભાઇને પૂછ્યું.

"લાવીને તો એને માણસમાંથી કાઢી નાખવો છે ને ?" ધનજીભાઇ બોલ્યા.

"કદાચ જવા દઈ અને ફરીવાર..."

"એનો જામીન હું !" અધિકારીને અધવચ્ચે અટકાવીને ધનજીભાઇએ કહ્યું.

\+ + +

પોપટભાઈ સાહેબ શિહોરના મુસાફરી બંગલે સૂતા છે. રાત વધતી જાય છે તેમ તેમ તેમનો ધનજીભાઇના શબ્દો તરફ અવિશ્વાસ વધતો જાય છે.

"એમ જો બ્રાહ્મણ—વાણિયા ચોર પકડતા હોત તો અમને નોકરીમા કોણ રાખત અને પગાર કોણ આપત ?"

અને જાણે એ પ્રશ્નનો જવાબ વાળવા જ દરવાજે મોટરનું ભૂંગળું બોલ્યું. પાડાની કાંધ જેવા એક પંજાદાર અને પડછંદ આદમીને લઈને ધનજીભાઈ દરવાજામાં દાખલ થયા.

"લ્યો, આ તમારો ચોર !"

ધનજીભાઈ અને ગુનેગારને જોઇને પોલીસ અધિકારીના આશ્ચર્યનો પાર ન રહ્યો. વાઘની બોડમાથી મૂછે થોભીને વાઘને લાવે એમ ગુનેગારને પોલીસ અધિકારીના હવાલે કર્યો અને જતાં જતાં કહ્યું, "જો જો સાહેબ ગરાશિયા થતા નહીં."

"વિશ્વાસ ?"

"રાજા રામનોય મને નથી." સાહેબના શબ્દોનો ધનજીભાઇએ હસીને જવાબ આપ્યો અને અધિકારીના ગણાતા ગુનેગારને કહ્યું." મૂંઝાતા નહીં હો ? મારા છોકરા ભૂખ્યા રહેશે પણ તારા બચ્ચાંને ભૂખ્યા નહીં રહેવા દઉં !"

"વિશ્વાસ ?" પોલીસ અધિકારી ફરથી મરમમાં બોલ્યા.

"મારો છેને ?" ધનજીભાઇએ ગુનેગાર સામે જોઇને પૂછ્યું.

"હા" જવાબ આપનારના અવાજમાં ભારોભાર શ્રદ્ધા હતી.

"ધનજીભાઇએ મેળવ્યો ચોર અને યશના ધણી થયા પોપટભાઈ. વડિયાની ધાડનો મુદામાલ હાથ આવ્યો. કેસ ચાલ્યો. ધનજીભાઇએ જામીન અપાવ્યાથી પેલો આદમી છૂટી ગયો. ધનજીભાઈ એને પોતાને ત્યા નેસડે લઇ આવ્યા અને થોડી જમીન અપાવી. આજે એને ઘેર ઘોડાને લઇ જાય એવી માથોડું શેરડીના વાઢ ઊભા છે. એના જેરા છોકરા સોનેરૂપે જાગી પડે છે. એ પરતાપ ધનજીભાઇનો" મુસાફર વાત સંકેલી. [ક્રમશઃ]

*

"હે સહસ્ત્રાથી ! અમારો ઉદય કર, અમારા બાહુઓમા બળ આપ, અમારા શરીરને કૌશલ્ય દે.

હે શચી પતિ ! અમારા શત્રુને તેજહીન બનાવ. પામરોને વધુ પામર બનાવ. અમારા યોદ્ધાને નવ જીવન પ્રદાન કર

હે યજ્ઞ ભાગી ! અમારા તેજ ને માર્તંડરૂપ બનાવ. અમારી ગાયો, પૃથ્વી, સ્ત્રીઓ, અને બાળકોને તારી કૃપાના ભાગી બનાવ.

ધરા ને ઊંડા-લાંબા ચાસ પાડો, દાણાના અનેક કણો તેમાં વેરો, હે પૂષન ! નૂતન પ્રભાતે અમારા ધનધાન્ય ને વરદાન આપ." —રૂગવેદ



# ભુલ કબૂલની મહાનુભાવતા

સરોદ

સને ૧૯૬૦. લોવેલની વેધશાળામાં વિલિયમ સિન્તન મંગળના ગ્રહનું નિરીક્ષણ કરી રહ્યા છે. નીલ ગગનની રહસ્યમય ભૂમિ વરસોથી તેની મેધાને પડકારી રહી છે. ચંદ્ર પરની માનવયાત્રા કલ્પના બદલે વાસ્તવિક વિષય બનેલ છે, ત્યારે હવે તે પછીના પ્રવાસની પૂર્વ તૈયારી રૂપ મંગળના ગ્રહ વિષેનું સંશોધન ચાલે છે. પૃથ્વી ફરતા હવા-માનને લઈ પૃથ્વીના યંત્રો દ્વારા પ્રાપ્ત થયેલી માહીતિ વિશ્વાસપ્રદ નથી, તે જ્ઞાન સહિત તે માહીતિનું પૃથક્કરણ થયા જ કરે છે. અનુમાનો દોરાય છે, ખોટા ઠરે છે, નવા અનુમાનોના આધારને પૃથક્કરણના એરણ પર મૂકી માનવમેધાના ઘણ પ્રહાર થાય છે. આમ વિશેષ ને વિશેષ માહીતિ, વિશેષ ને વિશેષ વિશ્લેષણ અને આલોચના મંગળને નજીક ને નજીક આણે છે. મંગળ પર નહેરો, છે, તે હકીકત સ્વીકારાય છે, તેનો અસ્વીકાર થાય છે, ફરી તેના પાસે પ્રશ્નાર્થ ચિન્હ મૂકવામા આવે છે. અન્વેષણનો મુખ્ય વિષય છે, મંગળ પર બુદ્ધિવાન જીવોના અસ્તિત્વની સંભાવના. પૃથ્વી પરની જીવસૃષ્ટિ પર જ મદાર રાખનાર મનીષિઓને આ વ્યર્થ ચેષ્ટા લાગે છે. પૃથ્વી પર જીવસૃષ્ટિ માટે આવશ્યક છે તેનું તત્ત્વ મંગળ પર નથી, તેથી ત્યા જીવ-સૃષ્ટિનો સંભવ અશક્ય છે, પછી મેધાવી જીવો હોવાની સંભાવના જ ક્યાં રહી ? આવો તેમનો નિશ્ચિત મત છે. આ મતને સિન્તનના ૧૯૫૮-ના નિરીક્ષણે પાયાથી હચમચાવેલ છે. પૃથ્વી પરની વનસ્પતિના પ્રાણરૂપ ક્લોરોફિલ નામનું તત્ત્વ મંગળ પર હોવાનું તેના નિરીક્ષણે સાબીત કરેલ છે. હલચલ મચી ગયેલ છે. મંગળ પર જીવનસૃષ્ટિ હોવાની સાબીતી પ્રાપ્ત થયેલ છે સિન્તનનું નામ વૈજ્ઞાનિક પૃષ્ટિ-માં ગાજી ઊઠેલ છે. આ વાતને બે વર્ષ વીતી ગયાં છે. સિન્તન તેના મંગળ નિરીક્ષણના કાર્યમાં રત છે. સને ૧૯૬૦ની સાલના થોડા મહિના વીતે છે.

ત્યાં વળી વૈજ્ઞાનિકોની સૃષ્ટિમાં હલચલ મચી જાય છે. મંગળ પર જીવ સૃષ્ટિ છે તે વાક્ય પાસે પૂર્ણવિરામ મૂકાયેલ છે, તેનો છેદ સ્વયં સિન્તન કરે છે. અને ત્યાં ફરી પ્રશ્નાર્થ ચિહ્ન મુકી દેવામાં આવે છે. સિન્તન જ જાહેર કરે છે કે જે "ક્લોરોફિલ" તત્ત્વ હોવાનાં એંધાણ તેને મંગળ નિરીક્ષણમાં પ્રાપ્ત થયેલ, તે જ તત્ત્વ સૂર્ય-નિરીક્ષણમાં મળેલ છે. સૂર્ય પર તો આવુ તત્ત્વ હોવાની સંભાવના નથી. ત્યારે આ તત્ત્વનું નિરીક્ષણ પૃથ્વીની આબો-હવામા રહેલ આ તત્વની હાજરીના કારણે જ હોઈ શકે. આમ સિન્તન પોતે જ પોતાના મતનું ખંડન કરે છે. તેમાં પોતાને મળેલ પ્રતિષ્ઠા, પોતાના મતનો થયેલ આદર, પોતાના મત માટેનો આગ્રહ, બધું ય સત્ય સંશોધન-ની લગની પાસે ઝૂકી પડે છે. ફરી એકડે એકથી પ્રયાસ કરવાના રહે છે, પણ તેથી શું ? કોઈ પણ કારણ સર અસત્યની પ્રતિષ્ઠા થોડી થઈ શકે ?

આ તો ભૌતિક સૃષ્ટિ પરના સામાન્ય સત્યની વાત થઇ. પરમ સત્યની ખોજ કેટલું સાચાપણુ માગે છે, તેનો તાગ કંઇક અંશે આ પરથી આવશે. અમારો જ મત સાચો કહેનારાનું વામણાપણું સહેજ વિચારતાં પણ પ્રગટ થઇ જાય છે. અનુભવીઓની વાત જૂદી છે, પણ કહે છે કે એ અનુભવ વાણી દ્વારા વહાવી શકાતો નથી. જે હોય તે : કિંતુ અનુભૂતિઓના ક્ષેત્રમાં પ્રવેશ મેળવ્યા સિવાય કોઇ મતનો આગ્રહ ન રાખીએ, એટલો પાઠ આ મહાન વૈજ્ઞાનિક વિલિયમ સિન્તન તેની ભૂલ કબૂલની મહાનુભાવતા દ્વારા શીખવાડે છે, તેમાં ના નહી કહી શકીએ.

# પ્રસંગ-પુષ્પો

મધુકુંજ પટેલ

## (૧) આપઘાત

શંકરે પત્ર લખ્યો તેમાં જણાવ્યું કે, રસિકભાઈએ કૂવામાં પડીને આપઘાત કરવા પ્રયાસ કર્યો હતો પણ નિષ્ફળ ગયા છે.

પત્ર વાંચતાં જ મોહનભાઈને દુઃખ થયું.

રસિકભાઈ પચ્ચીસ એકર જમીનના માલિક હતા, ઘેર રેડિયો વાગતો હતો, હજી સુધી તો કોઈ એવો સામાજિક પ્રસંગ નહોતો આવ્યો કે એમને આર્થિક સંકડામણની ભીંસ અનુભવવી પડે. હા, એમને એક યુવાન છોકરી હતી પણ હજી તો બે વર્ષે એનું લગ્ન થઈ શકે એવું હતું.

મોહનભાઈ વિચારે ચડયા, 'આમ કેમ કર્યું હશે ? સ્થિતિ તો બહુ સારી હતી.'

તેવામાં અવિનાશનો પેટો થઈ ગયો અને તેણે એમને જણાવ્યું, 'વાત જ કરવા જેવી નથી. જમીનને ધૂળમાં નાખવાની. કરતાં આવડે તો ખેતી, નહિ તો ફજેતી. એમનામાં રામ જ નહિ. એમની પાછળ એક ગરીબ કુટુંબ પડેલું. તે લોકો રસિકભાઈને ભોળવ્યા કરે, બળદ બદલાવે, તેઓ કહે તેવા મજૂરો બોલાવે, એમના ચિંધેલા માર્ગે જ રસિકભાઈ બધું કર્યા કરતા. બળદ બદલાવવાનો પ્રસંગ ઊભો કરીને પેલા માણસો પેલા બળદના માલિકને અગાઉથી મળીને દલાલી ઊભી કરી લે. દુકાનોમાંથી જથાબંધ માલ લેવાનો હોય ત્યારે પણ ચોથાભાગની રકમ પેલા ગરીબ કુટુંબના સભ્યો પચાવી પાડે. આવું ચાલતું એટલે બહોળી ખેતી હોવા છતાં પણ રસિકભાઈ દેવાદાર સ્થિતિમાં રહેતા. ગામના બે-ત્રણ માલદારો લાલચે નાણાં ધીર્યા કરતા. એથી અઢી હજારનું દેવું થઈ ગયું હતું. ને એમની મીના હવે મોટી થઈ એની પણ ચિંતા ખરી ને. એક દિવસ પાછું એમણે મીનાના કોકની સાથેના આડસબંધ વિષે સાંભળ્યું એટલે બાપુનું દિલ ! મૂંઝાય ના તે શું કરે ? હંમેશાં એ ચાવીનો ઝૂમખો પોતાની પાસે જ રાખતા. પણ તે દિવસે ઝૂમખો ઘેર ગોખલામાં મૂકીને ગયા હતા. મેલ્યું પડતું કૂવામાં...છોલાઈ ગયા, પગે-હાથે. પછી તો સગાં-સંબંધીઓની વણઝાર ઊપડી, ખબર લેવા.'

મોહનભાઈ વિચારે ચડ્યા, 'જ્યારે ખબર લેવાની જરૂર હતી ત્યારે કોઈ આવતું નહોતું, હવે દેવામા વધારો કરવા સૌ પધારી નાખે છે.'

એમને થયું હું પણ મળી આવું. ગયા. તે ગયા ત્યારે એક મહેમાન આવેલા હતા, જેકીશનદાસ. મોહનભાઈ મે પૂછ્યું, 'તમે કયારના આવ્યા છો ?'

'પાંચેક દિવસ થયા મારે તો ઘેર કામ રખડી પડ્યું છે પણ છૂટકો નહિ, ખબર લેવા આવ્યો એટલે તરત ન જવાય.'

મોહનભાઈ મનમા ચીડાયા. એમને થયુ, 'તમે અહીં રહીને આ રસિકભાઈનો કાટ કાઢી નાખો છો તેનું શું ?'

રસિકભાઈનાં ઘરવાળાંને પૂછતાં મોહન-ભાઈએ જાણ્યું, 'અમુક અમુક માણસો આવી ગયા. સૌને એમની બહુ માયા. કોક બે દિવસ રહ્યા, કોક ત્રણ દિવસ રહ્યા.'

મોહનભાઈ અકળાયા. પૂછ્યું, 'કોઈએ ડોક્ટરના બીલ વિષે પૂછ્યુ 'તું ખરું ? કોઈએ આર્થિક મદદ માટે હાથ લંબાવ્યો તો ખરો'

જવાબ અલબત્ત ! નકારમાં હતો.

આવી સ્થિતિમાં રસિકભાઈ ફરીથી આપ-ઘાત કરે તો નવાઇ નહિ !

## (૨) અછકલો

મેં તો માન્યું કે એને હવાલદારી મળી ગઇ હશે. દેખાવે કાળો, ઊંચો, જુવાન ખરો પણ કઠોર મુખમુદ્રાવાળો, કપડાં સ્વચ્છ અને ઇસ્ત્રીવાળાં, મૂછોના આંકડા પણ કાળજીપૂર્વક ચઢાવેલા.

આગગાડીમાં મારી સામેની બેઠક પરની ખાલી જગામાં એ ગોઠવાઈ ગયો હતો.

મારા – વાળી બેઠક પર મારી બાજુમાં એક દંપતી હતું અને એમનાં ચાર બાળકો હતાં, બે બાબા અને બે બેબીઓ. એક બેબી વધુ ચંચળ હતી. તે ઘડીમાં સામેની બેઠક પર જાય ને ઘડીમાં આ બેઠક પર આવે. ઘોંઘાટ કરે, પછાડા મારે, પાણી માગે, એના ભાઈને બાચકા ભરે.

નવા આવેલા યુવકને એના હાથ–પગનો સ્પર્શ થાય કે પેલાનું મોં બગડે. તે સંકોચાવાનો વ્યર્થ પ્રયાસ કરી બેબીની વર્તણુંક વિષે અણગમો વ્યક્ત કરે.

ગાડીએ બે સ્ટેશન વટાવ્યાં ત્યાં સુધી આમ ચાલ્યું. હું પેલા ભાઈની મુખમુદ્રા જોયા કરતો હતો. 'આકૃતિ ગુણાન્ કથયતિ' એના મનનાં પેદા થતો અણગમો એની નજરમાંથી તરત જ પરખાઈ આવતો. કેટલીકવાર માણસને આવું જોવાનુ પણ ગમતું હોય છે. હું આવું જોવા વધારે ટેવાયેલો એટલે એ ભાઈ તરફ તાકીને જોવા જ લાગ્યો.

એવામાં કેળાંવાળો આવ્યો.

એ ભાઇએ એક ડઝન કેળાં લીધાં, થેલીમાં મૂકયાં.

મને થયુ,'આટલાં બધાં કેમ લીધાં હશે? કોઈને આપે એવો તો લાગતો નથી?'

પણ બન્યું ઊલટું જ.

બે મિનિટ થઈ હશે.

એણે થેલી લીધી.

એમાંથી ત્રણ કેળાં કાઢયાં.

પેલાં બાળકોને એક એક કેળું આપ્યું. પેલી તોફાની બેબી રહી ગઇ.

મને થયું, 'આ રીતે એણે એને શિક્ષા કરી લાગે છે! એ એને પજવે છે ને, એનાં ઇસ્ત્રીવાળાં કડક કપડાં બગાડે છે ને.'

પણ હું ભોઠો પડી ગયો.

એ તોફાની બેબીને એ યુવાને એક નહિ, બે કેળાં આપ્યાં.

કેળાં આપ્યા પછી એ સ્વસ્થ બનીને હતો તેમ બેસી ગયો, ફરી પાછો એ જ અણગમો.

મને લાગ્યું, 'આકૃતિ ગુણાન્ કથયતિ' દરેક સંજોગમાં સાચું નથી.'

એ યુવાન મને સદા યાદ રહેશે.

## (૩) જનતાના વકીલ

શ્રી કિશોર ભાવેનું જીવન સાચે જ મધુર કહી શકાય, હાઇકોર્ટ પ્લીડર હોવા છતાં સ્વભાવે એવા સરળ કે, જોતાં જ આપણે એમના થઈ જઇએ. હસમુખા અને મિલનસાર, કોઈકવાર તો બાળક જેવા. એવી બાલિશ વાતો કરે કે. લાગે પણ નહિ કે એ આવડા મોટા વકીલ હશે,

શીલાબહેને એમની વાત કાઢી હતી.

એમની પાસે ફર્સ્ટ કલાસમાં મુસાફરી કરવાને પાસ હોવા છતાંય જ્યારે જ્યારે ઓળખીતી વ્યક્તિનો સંગાથ થઈ જાય ત્યારે એ ત્રીજા વર્ગમાં જ જતા રહે. એમનામાં સામા માણસમાં અપૂર્વ વિશ્વાસ મૂકી દેવાનો અનન્ય ગુણ.

એક દિવસ તો સ્ટેશનેથી બે મોટા થેલા જાતે ઊંચકીને ઘેર આવેલા. કોકે મશ્કરીમાં પૂછ્યું પણ ખરું, 'ભાવેસાહેબ, હવે વકીલાત બંધ થઇ ગઈ કે શું?'

એમણે સરળતાપૂર્વક જવાબ આપેલો, 'વકીલાત તો ચાલુ છે પણ મારે આ રીતે વધુ અસીલોને આકર્ષવા છે.'

પ્રશ્ન પૂછનારને શરમાઈ જવું પડયું.

વકીલ રહ્યા તો ય ચોમાસામાં તો બાળકો સાથે કાદવનાં દહેરાં બનાવવા બેસી જાય. હોળી આવે ત્યારે તો ખાસ એમને ત્યાં મેળા જેવું વાતાવરણ જામે. ઉજાણી થાય, રંગ-છાંટણાં થાય, ગીતો ગવાય અને આખી શેરીમાં દોડમદોડી મચી રહે.

એક વાર એ શીલાબહેન, એમનાં પત્ની, સાથે ગિરનાર ગયાં હતાં. એ બંને ઉપર ચડતાં હતાં ત્યારે એક ડોશી માથે લોટનો થેલો માથે મૂકી ધીમે ધીમે ઉપર ચડતી હતી, ભાવે સાહેબે એને જોતાં શીલાબહેનને કહ્યું, 'જો ને ખરી, આ બિચારીની શી દશા! આપણે ભાર વગર પણ થાકી ગયાં છીએ તો આને શું થતું હશે? ચાલ આપણે એને થોડી સહાય કરીએ.'

શીલાબહેનના જવાબની રાહ જોયા વગર જ એમણે માજી પાસેથી એ થેલો ઉપાડી લીધો અને બોલ્યા, 'ડોશીમા, આ ઉંમરે તમારે કેટલી માયા! બીજું કોઇ નથી આ લોટ લેનારું?'

માજીના જવાબની એમને કયાં પડી હતી?

માજી બોલ્યાં, 'ભાઈ, પેટ કરાવે વેઠ.'

ડોશીમા ના પાડતાં રહ્યાં ને ભાવે સાહેબે થેલો ઉપાડીને માથે ચડાવી લીધો.

વીસ-પચ્ચીસ પગથિયાં ચડયા હશે ને 'હાશ!' કરીને થોભ્યા. ત્યાંથી શીલાબહેને થેલો ઉપાડી લીધો.

તે પણ વીસેક પગથિયાં ગયાં.

વળી પાછા ભાવે સાહેબ થેલો લેવા તૈયાર થઇ ગયા. ડોશીમા તો નીચે નાનકડાં લાગતાં હતાં.

એક છેડો ભાવે સાહેબે અને બીજો છેડો શીલાબહેને પકડયો.

બંને જણ થઇને દોઢસોક પગથિયાં ચડી ગયાં વિસામો આવ્યો.

બંને ડોશીમાની રાહ જોવા લાગ્યાં.

જનતાના આ વકીલની વાતોનો પાર આવે એવો નથી.

*

એક ભાઇનો એવો નિયમ હતો કે રોજ રાત્રે સૂતાં પહેલાં એક વાર તો શ્રી સરયુદાસ મહારાજના દર્શન કરવા જ. એ ભાઇ કથામાં રોજ આવતા. એક દિવસ રાતના બાર વાગ્યા તો પણ એ ભાઇ દેખાયા નહીં. મહારાજ અન્ય સત્સંગીઓ સાથે એ ભાઇને યાદ કરતા હતા ત્યાં જ એ ભાઇ આવી પહોંચ્યા. મહારાજે પૂછ્યું : 'કેમ આજે કાંઇ આટલું મોડું થયું?'

'મહેમાનને મૂકવા ગયો હતો.' ભાઇનો એ અવાજ સાંભળી મહારાજે પૂછ્યું, 'અત્યારે મધરાતે મહેમાનને મૂકવા ગયા હતા.

'મહેમાન વીસ વરસથી આવ્યા હતા એટલે મોડું થાય જ ને!' ભાઇએ જવાબ આપ્યો.

મહારાજ સમજી ગયા ને કહ્યું : 'શું તમારો મોટો દીકરો ગુજરી ગયો?'

'હા બાપજી! એકનો એક પુત્ર હતો, મોટો હતો, ગુણિયલ હતો.'

એ ભાઇના મોઢા પર શોકની છાયા, કલેશ કે અપ્રસન્નતા, કાંઇ જણાતું ન હતું. મહારાજ તે જોઈ બોલી ઊઠયા : 'સાચે જ, તમે કથા બરાબર સાંભળી છે!'

## ૩૫૮

રા. બિપિનચંદ્ર ઝવેરી

તે કાળમાં બ્રાહ્મણધર્મની બોલબાલા હતી. ભગવાન બુદ્ધનો ધર્મ, ક્રિયાકાંડ ને યજ્ઞયાગનો વિરોધી ધર્મ હજી જગતપર ફેલાયો નહોતો. આથી આખું ભારત માનતું કે સ્વર્ગે જવાનો અને સુખી થવાનો રાજમાર્ગ એક જ છે અને તે યજ્ઞ-યાગ અથવા ક્રિયાકાંડ.

સ્વર્ગ કરતાં મોક્ષ ચડિયાતું છે એ દૃષ્ટિ પણ જગતને હજી લાધી નહોતી. અરે, મોક્ષ એટલે કે પરમ બ્રહ્મ સાથે તદ્રુપ થવા જેવી હોઈ શકે એનો ખ્યાલ પણ બહુ ઓછાને હતો.

એવા આદિમ કાળમાં સૃષ્ટિનો રાજાધિરાજ ઇંદ્ર ગણાતો. સૌથી વિશેષ સત્તાનું એ સ્થાન પ્રાપ્ત થાય તે એ જીવનનું પરમ સૌભાગ્ય મનાતું, અને કોઈ વિરલ બડભાગી જ એ સ્થાનના સ્વામી બનતા. નરપુંગવોમાં જે સૌથી મોખરે હતા તે એ સ્થાન પ્રાપ્ત કરવા યત્ન કરતા.

એ સ્થાન મળતું યજ્ઞથી, ક્રિયાકાંડથી યા તપશ્ચર્યાથી. આત્માની શક્તિમાં માનનાર ઇન્દ્રાસન ખાતર ઉગ્ર તપ આદરતા, તો પાર્થિવ શક્તિથી સંપન્ન રાજા મહારાજાઓ તપ કરતા વધુ સરલ યજ્ઞનો માર્ગ અપનાવતા. જોકે એ માર્ગ પણ બહુ સરલ નહોતો, કારણ યજ્ઞમાં ભંગ પડાવનાર અનાર્યો ઘણા હતા. વળી યજ્ઞની વિધિમાં સહેજ માત્ર ભૂલ થાય તો યજ્ઞ નિષ્ફળ જતો.

અરે પણ આપણે આ વાત વાંચીએ છીએ ત્યાં આ કોલાહલ શાનો સંભળાય છે?

નગરના બહારના વિરાટ ઉદ્યાનમાં આટલી બધી ધમાલ શાની છે!

પવિત્ર નર્મદા નદીને તટે હજારો સ્ત્રી પુરુષો અને બાળકોની મેદની કેમ જામી છે! અને...

અને આ અપાર કોલાહલ વીંધીને આ કયો નાદ આકાશ સુધી પહોંચી રહ્યો છે!

અહો, એ તો છે ઉદ્યાનના મધ્યમાં ચાલી રહેલા મહાયજ્ઞનો મંત્રોચ્ચાર! જુઓ!

ઉદ્‌ગાતાના ઉદ્‌ગારોની સાથે જ યજ્ઞની ધુમ્રસેર પણ આકાશ સુધી પહોંચી રહી છે.

આ વિરાટ સર્વજીત અશ્વમેધ દક્ષિણા યજ્ઞમાં જજમાનને સ્થાને બેઠેલા છે મહારાજા બલિ. ઋત્વિજોની સૂચના પ્રમાણે અર્ચના ઇત્યાદિ વિધિઓ કરતા જાય છે અથવા હોતાની સૂચના મુજબ કેટલાક પદાર્થો યજ્ઞમાં હોમતા જાય છે.

આ હતો મહાન ભગવદ્ ભક્ત બલિરાજાનો એકસોમો યજ્ઞ. આ રીતે સો યજ્ઞ પૂરા કરનાર શતક્રતુ કહેવાય. આવા સો યજ્ઞ પૂરા થાય કે તરતજ બલિરાજા ઇન્દ્રાસનના અધિકારી બને.

ઇંદ્રાસન હવે હાથવેંતમાં છે!

આ બલિરાજા તે ભગવાન વિષ્ણુની ભક્તિને ખાતર અપરંપાર દુઃખ ભોગવનાર, વિષ્ણુની ભક્તિ જારી રહે તે માટે પૂજ્ય પિતાની સામે શાંત સત્યાગ્રહ કરનાર ભક્ત પ્રહ્‌લાદના પૌત્ર.

પ્રહ્‌લાદ જેવા મહાન ઈશ્વર ભક્ત રાજવીના પૌત્ર બલિ ખૂબજ ધર્મનિષ્ઠ હોય તેમાં શી નવાઈ? ધર્મભાવનાથી પ્રેરાઈને એ મહાન યજ્ઞ કરતો. એના યજ્ઞોમાં અસંખ્ય બ્રાહ્મણો આવતા અને એ વિરાટ યજ્ઞોની ખ્યાતિ દિગ્દિગંત પહોંચતી.

'હવે પૂર્ણાહુતિ મંત્રો!' બ્રહ્મા એટલે કે મુખ્ય આચાર્યે કહ્યું.

ચોથા ઉદ્‌ગાતાઓ શાન્તિના અને યજ્ઞફળપ્રાપ્તિના મંત્રો બોલવા માંડ્યા. મંત્રોની પૂર્ણાહુતિ પછી બ્રહ્માએ કહ્યું, 'યજમાન રાજર્ષિ! હવે દક્ષિણા. આ દક્ષિણા – યજ્ઞમાં આપનું સર્વસ્વ સમર્પણ કરો અને શતક્રતુ બનો. દેવાધિદેવ ઇન્દ્રનું સ્થાન પ્રાપ્ત કરો. દક્ષિણાગ્રહણ ભૂદેવો અને પુરોહિતો અહીં પધારશો?'

બલિરાજાએ બ્રહ્મા થી જ દક્ષિણાનો પ્રારંભ કર્યો. તે પછી અધ્વર્યુ, ઋત્વિજ, ઉદ્‌ગાતા અને હોતાનો

વારો આવ્યો. તેમને સારી રીતે સંતુષ્ટ કર્યા પછી વિદ્વાન આચાર્યો અને પુરોહિતોને સાદ દેવાયો. તે પ્રત્યેકને બલિરાજાએ ઇચ્છાદાન દીધું. જેણે જે વસ્તુ માગી તે આપી. ઘણાખરાએ ગોધન માગ્યું – હજાર ગાયો – પાંચસો ગાયો – બસો ગાયો. બલિએ પોતાની ખાસ ગૌશાળાના અધિકારીને તેવી આજ્ઞા કરી. બે ચારે ગ્રામદાન માગ્યા. કેટલાક પુરોહિતોએ ખેતરો માગ્યાં. અને બલિએ તેમને તે અપાવ્યા. કેટલાકે સોનામોહરો માગી. કોષાધ્યક્ષને તે ચૂકવી આપવા આજ્ઞા કરી.

તે પછી સર્વસાધારણ બ્રાહ્મણોનો વારો આવ્યો. તેમાંના પાંચ સાત ભૂદેવોએ રાજ્યમાં નોકરી માગી. બલિરાજે પ્રધાનને કહ્યું. 'આ સર્વ ભૂદેવોની લાયકાત જાણી લઈ તે મુજબ તેમને કાર્ય સોંપશો.'

બલિરાજા પ્રત્યેકને ઇચ્છાદાન આપતા જતા હતા. નગરજનો અને પ્રેક્ષકો કેટલીક વાર કોઈ વિચિત્ર માંગણી પર હસતાં; બાકી બલિરાજાની ઉદારતા પર વાહ વાહ પોકારતા.

એકે સંતાનની માંગણી કરી. બલિરાજાએ તે માટે યજ્ઞ કરવા સૂચના કરી અને યજ્ઞ માટેના પૈસા આપ્યા. એ કે કહ્યું, 'મહારાજાધિરાજ, હું રંક છું ને તેથી મને કોઈ કન્યા આપતું નથી.' મહારાજાએ એને હજાર સુવર્ણમુદ્રાઓ આપીને કહ્યું, 'લો, આનાથી આપનું દુઃખ અવશ્ય દૂર થશે.

દક્ષિણા યાચનારાઓનો ધસારો પૂરો થયો. મુખ્ય ઋત્વિજે જાહેર કર્યું, 'આપનામાંથી કોઈને પણ દક્ષિણાની ઇચ્છા હોય તો આ અવસર ચૂકશો નહિ. મહારાજ સામે ઉપસ્થિત થાવ !'

આ લલકાર સાંભળી બીજા પાંચસાત બ્રાહ્મણો બહાર આવ્યા.

બલિરાજાએ એ સૌને મોં માગ્યું દાન દઈ સંતુષ્ટ કર્યા.

મુખ્ય ઋત્વિજે ફરી લલકાર કર્યો, હજી જેમની ઇચ્છા હોય તે આવી જાય. તે પછી દક્ષિણા બંધ થશે અને મારા આશીર્વાદ અને યજ્ઞફલપ્રદાન શ્લોક સાથે આ યજ્ઞ સંપૂર્ણ થશે. અને મહારાજાધિરાજ બલિરાજા બનશે. ઇંદ્રાસનના અધિકારી ભોક્તા, કોઈ બાકી છે?'

એમણે ચારે તરફ નજર કરી અને બોલ્યા, 'કોઈ નથી તો......'

ત્યાં તો સભામાંથી એક અવાજ આવ્યો, 'છે–છે.'

લોક મેદની ખૂંદીને એક વામણો ભૂદેવ બહાર આવી રહ્યો હતો, એને જોઈને મેદનીમાં હાસ્ય ફેલાયું.

નાનો બાળક ચાલે તેમ એ બટુકજી પગલાં માંડી રહ્યો હતો. એની ચાલવાની રીત જોઈને પ્રેક્ષકોનું હાસ્ય વધ્યું.

'શાન્તિ ! શાન્તિ !' આચાર્યે બૂમ પાડી, સૌ શાંત થઈ આ બટુકજી શું માગે છે તે સાંભળવા ઉત્કંઠ થઈ રહ્યા.

બટુક રાજાધિરાજ સામે આવી પહોંચ્યો.'

બલિરાજાએ સ્મિતને દબાવ્યું, ને હાથ જોડી મસ્તકને નમાવી કહ્યું, 'ફરમાવો, ભૂદેવ ! આપની દક્ષિણા માગો !'

'રાજન, તું આપી શકશે !' દેખાવ બાળક જેવો હતો, સ્વર પ્રૌઢ ગંભીર.

'અવશ્ય મહારાજ, આ મારો સોમો યજ્ઞ છે. આજ સુધી એક પણ યજ્ઞમાં એક પણ ભૂદેવને મેં નિરાશ કર્યા નથી. આપને હું જરૂર સંતુષ્ટ કરીશ.'

'તો રાજન,! મને ત્રણ પગલાં ભૂમિ જોઈએ છે. તું આપીશ?'

સૌ ખડખડાટ હસી પડ્યા. જગતના મહાદાતા પાસે આ મૂર્ખ ત્રણ પગલાં ભૂમિ માગી રહ્યો હતો!

'તથાસ્તુ, ભૂદેવ ! હજી વિશેષ માગો એવી મારી પ્રાર્થના છે.'

'ના રાજન! પ્રકૃતિએ મને વામન ઘડ્યો છે. મને વામનને વિરાટ દક્ષિણાની શી ખેવના હોય? આટલું આપો તે મને ઘણું છે.'

બલિને આ વિચિત્ર માગણીથી હસવું આવ્યું 'તથાસ્તુ ભૂદેવ!' એણે કહ્યું.

'તો રાજન, હું ભૂમિ માપી શકું છું?'

'અવશ્ય ભૂદેવ. પણ ડગ બને તેટલાં વિશાળ ભરજો.' બલિએ હાથ જોડતાં કહ્યું. આખી સભા હસી પડી.

'ભલે રાજન, તારી ઈચ્છા પાર પડો, હું વિરાટ ડગલાં ભરીશ.'

તે જ ક્ષણે વામનની કાયા મોટી થવા માંડી. લોકો ક્ષણવાર કુતૂહલથી જોઇ રહ્યા. પણ જ્યારે એનો દેહ માનવીના સામાન્ય કદ કરતાં યે મોટો થવા લાગ્યો ત્યારે મેદની ગભરાવા લાગી.

બલિને પણ આશ્ચર્ય થયું. પણ એણે સાદ પાડી ભાગતા લોકોને અટકાવ્યા. 'પ્રજાજનો બીઓ નહિ. આને પ્રભુનો પ્રસાદ માનો, એના દર્શન કરો. આનંદો, કૃતાર્થ થાવ. આ રીતે કાયા બદલવાની શક્તિ પરમાત્મા સિવાય બીજા કોનામાં હોય?' અને બલિએ એ વધતા દેહને પંચાંગ વંદન કર્યાં.

ભાગતી મેદની અટકી અને આશ્ચર્ય ચકિત થઇ જોઇ રહી.

આટલી વારમાં તો વામનનું કદ ખરેખર વિરાટ બની ગયું હતું; અને હજી વધતું જતું હતું.

થોડીક વારમાં તો વામનજીના પગ પર્વતજેવડા ભાસવા માંડયા, ક્ષણ પછી એનું કદ એટલું વધ્યું કે એનાં આંગળાં ને અંગુઠો ડુંગર બની ગયા. હવે એના પગની ઉપરનો ભાગ દેખાવો અશક્ય થયો.

એના વધતા દેહના પડછાયાથી સર્વત્ર સંધ્યા સમો અંધકાર વ્યાપી ગયો. જાણે ગેબમાંથી આવતો હોય એવો એક અવાજ સંભળાયો.

'બલિરાજ, આ મારું પહેલું પગલું. એનાથી આખી પૃથ્વી છાઇ ગઇ છે. હવે બીજું પગલું ભરું છું', જાણે ગહનમાંથી આવતા હોય એવા ઘેરા શબ્દોચ્ચારે વિરાટ વામન બોલ્યા.

પછી બધા એ વિરાટ પર્વતશા અંગુઠા અને આગળાને આકાશ તરફ ઊંચકાઈ જતાં જોયાં. વિરાટ વામનના પડછાયાથી વ્યાપેલો અંધકાર દૂર થઇ ગયો.

ક્ષણ પછી અવાજ આવ્યો.

"વિરોચન – પુત્ર! મેં બીજું ડગલું ભર્યું છે. એનાથી આખું આકાશ છાઇ ગયું. દાનવીર રાજન, હજી મારું એક પગલું બાકી છે. બોલ બોલ રાજન, હવે એ ડગલું ક્યાં ભરું?'

આશ્ચર્યથી અવાક બનેલા બલિએ આકાશ તરફ નજર કરી કહ્યું,

'મહાનુભાવ, આપ કોણ છો?'

'બલિરાજ, હું વિષ્ણુ છું. તારું દાન પુરું કરે છે ને?'

'ખુદ ભગવાન વિષ્ણુ મારા યજ્ઞમાં! હું ઘણો જ કૃતાર્થ થયો મહારાજ! સ્વયં વિષ્ણુ મારે ઘેર! એકદા મારા દાદાને આંગણે પધારેલા તેમ!'

'હા, અને એ જ હેતુથી.' વિષ્ણુએ કહ્યું.

કૃતાર્થોસ્મિ, ભગવાન!'

'બલિ, મારું દાન પુરું કર! ઘોર નાદે વિષ્ણુ બોલ્યા. ઘૂંટણિયે પડી, હાથ જોડી, મસ્તક નમાવી બલિએ કહ્યું.

'સર્વાધિરાજ! નવાણું અશ્વમેધ કરી પ્રાપ્ત થયેલી બધી ભૂમિ આપે પદાક્રાન્ત કરી છે! એથી વિશેષ તો હું શું આપું?'

રાક્ષસ જેટલું નાનું કદ ધારણ કરી વિષ્ણુએ કહ્યું, 'આ.'

એ શબ્દોની સાથે જ એમણે પોતાનો પગ ઉપાડયો અને ત્રીજું પગલું બલિના મસ્તક ઉપર ભર્યું. વિષ્ણુના પદભારથી બલિરાજ પાતાળમાં ચંપાઈ ગયા.

અને આ રીતે દેવોએ એકત્ર થઇ બલિને ઉછેદ દીધો. ડગલાં માગ્યાં વામન કાયે પણ પગલાં ભર્યાં વિરાટ કાયે.

'દેવાધિદેવ! મારી સાથે આ કપટ!' પાતાળમાંથી બલિનો અવાજ આવ્યો.

વિષ્ણુને પણ પોતાના કપટનો ડંશ હતો. આથી તે બોલ્યા.

'બલિરાજ, મારા પરમ ભક્ત, હું તારા પર પ્રસન્ન છું. મારું વરદાન એ છે કે કોઇ શ્રદ્ધા વિના દાન કરે તો એનું પુણ્ય તને મળે. કોઇ વ્યક્તિ વિદ્વાન બ્રાહ્મણની સહાય વિના શ્રાદ્ધ કરે તો એના પુણ્યનો તું ભાગી થાય. અશુદ્ધ દેહે કોઈ દેવ કે બ્રાહ્મણની પૂજા કરે તો તેને ફળ ન મળતાં તને મળે. અને જે કોઇ ભક્તિ વિના ગુરુનું કામ કરે તેના પુણ્યનો ભાગી પણ તું જ થાય. બલિરાજ, મારા પરમ ભક્ત, હું ખરે જ તારા પર પ્રસન્ન છું. સો યજ્ઞો પૂરા થયા નથી છતાં હું તને ઉપેંદ્ર સ્થાપું છું. વૈવસ્વત મન્વન્તર સુધી તું પાતાળમાં રહે. મારું વરદાન છે કે તે પછી સાવર્ણિ મન્વન્તરમાં તું ઇંદ્ર બનીશ. તથાસ્તુ !'

# ગરુડજીનું ઘર

એક દિવસ ગરુડજીએ ઘરે જવા માટે રજા માગી. ભગવાને કહ્યું : 'ગરુડ ! તું આ પહેલાં પણ ઘણીવાર ઘરે જવા માટે રજા માગી ચૂક્યો છે. મને એ નથી સમજાતું કે વૈકુંઠ જેવું વૈકુંઠ છોડીને તને ઘરે જવાની કેમ ઇચ્છા થાય છે? શું ઘરે કોઇ એવી ચીજ છે ખરી કે જે વૈકુંઠમાં નથી !' ભગવાને ઘણું કહ્યું પણ ગરુડજી ઘરે જવાનો મોહ ન ટાળી શક્યા. આખરે ભગવાને ગરુડજીને ઘરે જવાની રજા આપી.

ગરુડજીના ગયા પછી ભગવાને વિચાર્યું કે ગરુડજીને અવશ્ય એવું કોઇ સુખ ઘરે સાંપડતું હશે જે અહીં ન મળતું હોય. પણ એ છે શું ? એ માટે એમના ઘરે જઇને જોવું જોઇએ. લાવ, ત્યાં જઇને જોઉં તો ખરો કે ગરુડ ઘરે જઇને શું કરે છે !

વેશપલટો કરીને ભગવાન ગરુડજીના ઘરે પહોંચ્યા. ત્યાં જઇને ભગવાન જુએ છે તો ગરુડજી એક પુરાણા ઝાડની બખોલમાંથી નીકળતા હતા. એ જ એમનું ઘર ! ત્યાંથી ગરુડજી ઊડીને ઝાડની એક ડાળ પર બેઠા, ભગવાન ઊભા ઊભા જોવા લાગ્યા. ગરુડજી ઘડીકમાં આ ડાળ પર બેસે ઘડીમાં બીજી ડાળ પર. ક્યારેક પાંખ ફફડાવીને ઊડે તો વળી ક્યારેક કૂદીને જમીન પર ઊતરે. આમ મનફાવતી ક્રિડામાં ગરુડજી મગ્ન હતા. ભગવાને વિચાર્યું કે અહીં તો મને આનંદ-પ્રમોદનું એકે સાધન દેખાતું નથી. ગરુડજીનું ઘર તો સાવ ખોખું છે, અને પુરાણા ઝાડમાં મખ્ખાસ કંઇ નથી. તો પછી ગરુડજી આટલા મગન શાને થાય છે? આમ નાચકૂદ શેના કરે છે? ભગવાનને કંઇ જ સમજ ન પડી. અંતે એનું સાચું રહસ્ય જાણવા માટે પોતે પ્રગટ થયા અને ગરુડજીને પૂછ્યું : 'ગરુડજી ! તમે આ ખંડેરમાં ભટકવા માટે હઠ કરીને મારી પાસેથી રજા મેળવી? અહીં એવું તે કયું સુખ વહી જાય છે કે આમ રાજીના રેડ થઇને કૂદકા મારો છો !'

ગરુડજીએ કહ્યુઃ 'ભગવાન ! આ તો મારું ઘર છે ! આ ઝાડની બખોલમાં મારો જન્મ થયો છે. આ જ ઝાડ પર મેં મારું બાળપણ વિતાવ્યું છે, ખેલ્યો છું. આ ઝાડની એકે એક ડાળી, એકે એક પાંદડા સાથે મારી ગાઢ મૈત્રી છે. અહીંની દરેક વસ્તુ મને પરિચિત છે. અહીંની દરેક વસ્તુ મને મારી પોતાની લાગે છે. અહીંની હવા, માટી ખૂબ ગમે છે. કેમકે એનાથી હું પોષાયો છું. અહીં આવું છું ત્યારે હું બધું જ વીસરીને શાન્તિ પામી પરમ આનંદનો અનુભવ કરું છું. એટલે જ મને મારું ઘર, વૈકુંઠથી પણ વધારે વહાલું છે. વૈકુંઠ તો આપનું છે ભગવાન ! પણ મારું તો આ ઘર જ છે, એ પર જ મારો અધિકાર છે! એટલા માટે જ મને એના પર આટલી બધી મમતા છે !'

ગરુડજીનું કહેવું સાચું જ હતું ! રામાયણમાં શ્રી રામે પણ કહ્યુ છે : 'જનની જન્મભૂમિશ્ચ સ્વર્ગાદપિ ગરીયસી'

*

# નીતિ અને પ્રીતિ

શિકારી જ્યારે કોઈ જંગલમાં જાય છે ત્યારે એ જંગલનાં પ્રાણીઓ ભયભીત બની આમતેમ દોડવા લાગે છે. આખરે જ્યારે એ ભયભીત થયેલાં પ્રાણીઓ ગુફાનો આશ્રય લ્યે છે ત્યારે સુરક્ષિત બને છે. એવી જ રીતે જરા, વ્યાધિ અને મરણ એ સંસારના મહાન શિકારી છે. પ્રાણીમાત્ર એ ત્રણ શિકારીઓથી ભયભીત છે. એ ત્રાસેલાં પ્રાણીઓને ભયમુક્ત થવાનો માત્ર એક જ માર્ગ છે : ધર્મગુફાનો આશ્રય લેવાનો.

ધર્મગુફામાં પ્રવેશ કરવાનાં બે દ્વાર છે : એક નીતિનું અને બીજું પ્રીતિનું. એ બંને દ્વારોમાંથી ધર્મગુફામાં પ્રવેશવાથી જરા, વ્યાધિ અને મરણરૂપી ત્રણે શિકારીઓના ત્રાસથી મુક્ત થવાય છે. સિક્કાની બંને બાજુઓમાંથી જો એકાદ બાજુ પણ ઘસાયેલી હોય તો સિક્કો ચલણ તરીકે સ્વીકારાતો નથી. એ જ પ્રમાણે નીતિ અને પ્રીતિ એ બેમાંથી એકેમાં યે કંઈ ઓછું હોય તો તે ન જ ચાલે.

હીરો નાનો હોય છે છતાં પણ સંસારની બધી સુખ-સામગ્રી એમાં ભરેલી હોય છે. બંગલા, બાગ-બગીચા, મોટર, વસ્ત્રાભૂષણ આદિ દરેક વસ્તુ એનાથી સુલભ બને છે. હીરાની પેઠે નીતિ પણ એક નાનો શબ્દ છે. છતાં એમાં મનુષ્યના અનેકવિધ કર્તવ્યનો બોધ સમાયો છે.

નીતિવાન હોવાનો પ્રથમ અર્થ એ છે કે મનુષ્યે પ્રમાણિક બનવું જોઈએ. હું એના પર વિશેષ ભાર મૂકું છુ. કારણ કે ચારિત્ર્યનો પાયો પ્રમાણિકતા છે. એ પાયો આજે ડગમગી ગયેલો છે. એટલું જ નહીં, વિનાશના આખરી તબક્કે પહોંચી ગયેલો છે.

ઘણા વર્ષ પહેલાં તિબેટની યાત્રા કરી આવેલા એક ભાઈએ મને કહ્યું હતું કે તિબેટના માણસો એટલા નીતિવાન હોય છે કે પારકાની વસ્તુને તેઓ અડતા પણ નથી. તમે આજે રસ્તા પર તમારી લાકડી ભૂલી જાઓ તો કાલે એ જ સ્થળે તમને તમારી લાકડી પડેલી મળી આવશે. સેંકડો સ્ત્રી પુરુષો ત્યાંથી પસાર થશે પણ કોઈ એને સ્પર્શ નહીં કરે.

હમણા જ એક અમેરિકન પ્રવાસીનો અનુભવ જાણવામાં આવ્યો : 'એક અમેરિકન પ્રવાસી યુરોપની યાત્રા કરવા નિકળ્યો. એની પાસે એક સુંદર અને અત્યંત કીમતી કેમેરો હતો. કુદરતી સૌન્દર્યનો એ શોખીન હતો. એણે અનેક રમણિય સ્થળોના ફોટા લીધા હતા — તેમાં સ્વીટ્ઝરલેન્ડના ફોટા વિશેષ હતા. યાત્રાથી પાછા ફરતા તે પેરીસના પોતાના એક મિત્રને ત્યાં ઊતર્યો. પોતાના મિત્રની મોટરમાં તે પેરીસમાં ફરતો અને અનેક રમણિય દૃશ્યો કેમેરામાં ઝડપતો. ત્યાંથી એ લંડન ગયો. રસ્તામાં તેનો કેમેરો ખોવાયો. બહુ શોધ્યો પણ જડયો નહીં. કેમેરા પર નામ-ઠામ પણ લખ્યા ન હતા. એટલે તે પાછો મળે એવો સંભવ ન હતો. ઇંગ્લેંડથી તેણે પેરીસના પોતાના મિત્ર પર પત્ર લખ્યો ને કેમેરો ગુમ થયાની હકીકત જણાવી. પંદર દિવસ પછી એના મિત્રનો જવાબ આવ્યો કે તમારો કેમેરો એક ભાઈને મળ્યો છે. મેં એમને તમારું સરનામું આપ્યું છે. એ ભાઇ બે દિવસમાં લંડન આવનાર છે, તમે ત્યાં જ રહેશો, એ ભાઇ તમને કેમેરો આપી જશે.'

બે દિવસ પછી જ્યારે એ ભાઈ કેમેરો લઈને આવ્યા ત્યારે અમેરિકન પ્રવાસીએ તેનો અત્યંત આભાર માની પૂછ્યું : 'ભાઇ, કેમેરા ઉપર મારા નામ-ઠામ તો હતાં નહીં, તો પછી તમે મને કેવી રીતે શોધી કાઢયો ? !

'કૅમેરો ટ્રેનમાં મારા સામાન સાથે આવી ગયો હતો. એના માલિકની મેં ઘણી શોધ કરી પણ મને ભાળ મળી નહીં. એટલે મેં છાપામાં જાહેરખબર આપવા વિચાર્યું. પછી મને વિચાર આવ્યો કે કૅમેરામાં ફોટા છે એને ધોવડાવી જોઉં તો કદાચ ખબર પડે. ફોટા ધોવડાવ્યા પણ તે તો બધા કુદરતી દૃશ્યોના હતા. મને લાગ્યું કે ફોટા પરથી કંઈ ભાળ મળશે નહીં. સહસા એક ફોટામાં એક મોટર ઊભેલી જણાઈ, એ મોટરનો નંબર જાણવા માટે મેં એ ફોટાને સીતેર ઘણો મોટો એન્લાર્જ કરાવ્યો ત્યારે એનો નંબર જણાયો. એ નંબરની મોટરના માલિકની તપાસ કરી તો તે તમારા મિત્રની નીકળી. એમણે તમારાં નામ-ઠામ જણાવ્યાં અને તે પ્રમાણે હું અહીં આવ્યો.'

અમેરિકન પ્રવાસીને ઉપલી હકીકત સાંભળીને ઘણો આનંદ થયો. એમણે પેલા ભાઈને થયેલા ખર્ચના પૈસા આપવા ઘણો આગ્રહ કર્યો પણ તેમણે સાફ ઈન્કાર કર્યો!

આ જ રીતે પ્રામાણિકતા દરેક મનુષ્યે—પછી તે ભલે ગરીબ હોય યા શ્રીમંત, શિક્ષિત હોય અશિક્ષિત, બાળક હોય, કે વૃદ્ધ, સ્ત્રી હોય કે પુરુષ—દરેકે અપનાવવી જોઈએ. અને દુનિયા સમક્ષ એક એવો આદર્શ મૂકવો જોઈએ કે કોઈ પણ વ્યક્તિ બીજાની ચીજને અડકતી પણ નથી. અહીં તાળાચાવી અને બારણાં-સાંકળની જરૂર નથી.

ધર્મગુફાનું બીજું દ્વાર પ્રીતિ એટલે કે સર્વ જીવો પ્રત્યે પ્રેમ અને દયા રાખવી તે છે. પ્રીતિ એટલે પીડિતોની નિસ્વાર્થ સેવા. પ્રીતિ એટલે પતિતોનો ઉદ્ધાર, દલિતોનું દુઃખ દૂર કરવું તે. જેનાથી માનવહૃદયને જોડી શકાય, અને બીજાનાં દુઃખો જાણી શકાય એવું નામ પ્રીતિ. પોતાનું દુઃખ તો જાનવર પણ જાણે છે. પરંતુ માનવની એ વિશેષતા છે કે એ બીજાનાં દુઃખો પણ જાણી શકે છે. હર કોઈનું દુઃખ જોઈને દિલ કંપી ઊઠે એનું નામ પ્રીતિ. પ્રીતિથી કરેલી સેવાથી માણસને અભિમાન નથી ઊપજતું. માતા પ્રેમથી બાળકની સેવા કરે છે–એનું અભિમાન નથી હોતું. આજકાલ તો દરેક પોતાની સેવાનું માપ કાઢે છે. પણ પ્રેમપૂર્વક કરેલી સેવામાં એવી ગણત્રી નથી હોતી. સૂર્ય દુનિયા પર કેટલો ઉપકાર કરે છે? એ કેટલી નિયમિતતાથી પોતાનું સેવાકાર્ય કરે છે? નિયત સમયથી એક સેકંડ પણ મોડું કરતો નથી અને છતાં એ કદાપિ પોતાનાં સેવાનું માન-પત્ર માગતો નથી.

આખી સૃષ્ટિ આપણને એવો જ બોધ આપે છે, સરિતા વહેતી જ રહે છે, વૃક્ષો છાયા અને ફળ આપે છે. પુષ્પ સુવાસ આપે છે એના બદલામાં એ કશું ઈચ્છતાં નથી. એવી નિસ્વાર્થ પ્રીતિ જ ધર્મગુફાનું બીજું દ્વાર છે.



# સ્વર્ગાદપી ગરિયસી

દેવેન્દ્રકુમાર કા. પંડિત

મધરાતનું કાજળઘેરું અંધારું. નર્મદાના કોતરોમાં ઓર ઘાટું બની ઘૂંટાઈ રહ્યું છે. સુસૂ કરતો શીળો પવન ક્યારેક અંદર પ્રવેશી ઝબૂકતી મશાલને ડોલાવતો હતો.

કોતરોની ઉંડાણમાં વીસ પચીસ ભયંકર જણાતા લાલઘૂમ આંખોને દાઢીમૂછના થોભિયાવાળા આદમીઓ કશીક ગુફતેગો ચલાવતા હતા.

'ચિતુ' હવે ક્યાંય ઠરીને ઠામ નહિ બેસાય, અંગ્રેજો વામાંથી આપણા સગડ ગોતે છે'

'અમીન માન, કરીમખા વગેરેના કાન વાવડ!'

'સાંભળ્યું છે એને અંદામાન લઈ ગયા બાકી નાને હિંદુસ્તાન બહાર લઈ જઈ કયાંક ગોળીએ દીધા.'

'આપણે શું કરશું?'

'કાં તાબે થઈએ ને કાં ભાગી જઈએ હિંદ બહાર.'

'તાબે થઈ દાઢી મૂછ લજાવવા નથી, જાની જીંદગીએ ખડ ખાવું નથી.'

'તો પછી નાસી જઈએ'

'કેવી રીતે?'

'ઘોડા ઉપર હિંદુસ્તાન બહાર છટકી જઈએ. બચવાનો એ જ શ્રેષ્ઠ માર્ગ છે.'

'સારું, રાત ભર મને વિચાર કરવા દો.'

'એ જ ચડિયાતો માર્ગ છે. બાકી હિંદમા રહેવું હોય તો બે માર્ગ છે અંગ્રેજોના કહેવા મુજબ તેના શરણે જઈ હથિયાર છોડી નાખવા. એમાં એ જીવતા રહેવા ન યે દે. એવું ન કરે તો કાળાપાણીએ તો અવશ્ય મોકલે જ.'

'અંગ્રેજોનો વિશ્વાસ કરવો ને દેવતામા ફૂદી પડવું એય બરાબર છે'

'આ વાતની અમારા કરતા તમને વધારે ગમ હોય.'

'ઠીક, થાક લાગ્યો છે જરાક જંપવા દો.'

'હા, સૂઈ જાઓ. મરાઠાઓના ભેગા થઈ જવાનું નસીબમાં...'

'એમજ ને! નહી તો મારેય દખ્ખણનાં ડુંગરાઓમા જઈ એક વાર મા ભવાનીના દર્શન કરી લેવાની ઇચ્છા હતી એ મનમાં રહી.'

'તો તો રંગ રહી જાત ભાઈ ચિતુ' મરાઠાઓને આપણે સાથ દેત ને હિંદુસ્તાનમાથી અંગ્રેજોનો પગદંડો ઊખેડી નાખત.'

'પણ આ અંગ્રેજ સેનાપતિ માલ્કમ પગલે પગલું દબાવતો વહ્યો આવે છે સાંભળ્યું છે વિશાળ કટક સાથે છે'

'હવે તમે વિચારી કાઢો. વખત થોડો છે હિંદ બહાર ભાગી નીકળવાનું કહો તો ઘોડા ને ખોરાક તૈયાર રખાવ્યા છે'

ચિતુ પિંઢારો સૂઈ ગયો. સાથીદારો સળગતી મશાલ રાખી બેઠા છે. થોડા કોતરના દ્વાર પર ને થોડા નદીની ભેખડો પર ચોકી કરતા ઊભા.

મા નર્મદાની ગોદમાં મધરાત જામી ને ચિતુ એકાએક ઊંઘમાથી ઝબકીને જાગ્યો

ઊઠીને કોતર બહાર આવ્યો નર્મદાને કાંઠે આભના પટાંગણમાં નજર નોંધી ઊભો રહ્યો. સાગર ઘેરી નર્મદા મૈયાની જળરાશી નીહાળી શીળો પવન અંગ ઉપર ઝીલાવા દીધો. ડોલતા તરુવરોને જોયા. ધરતી પર નીચે નજર ઠેરવી.

સાથીદારો ચિતુની આ ચેષ્ટા નીહાળી રહ્યા છે.

પછી એ પાછો કોતરમા ગયો ને સાથીદારોને બોલાવ્યા.

આજુબાજુ બધાને બેસાડયા પછી એ બોલ્યો:

'ભાઈઓ! જીવનભર ક્રુરતા ને હીંસા જ આચરી છે. કૈંક માનવ દેહોને— માના દીકરાને— બેનના ભાઈને— પિતાના પુત્રને ને પત્નીના વહાલસોયા પતિના ગળામા રૂમાલના ફાંસા નાખી ઝાડની ડાળીએ

સટકાઉકા છે. આખી જીંદગી પાપ કૃત્યો જ આચર્યા છે. એવા મને પાપીને રહેવા કોઈ આશરો ન હતો. પત્ની પુત્ર કે પુત્રી નથી. એનું વહાલ કદી દીઠું નથી. કોઇ સ્વજન નથી કામ મીંઢ પાણાશી કાળી દરણાશ સદૈવ હૈયામાં સરી રહી છે. આથી તો તમેજ સમજતા હશો કે અગ્રેજો સામે લડતાં મોતનો મને ડર નથી, ધ્રુજારી નથી.'

'એ વાતને અમે સમજીએ છીએ'

'ડર એક વાતનો છે નાસી જતા કે બીજી રીતે તેઓ મને પકડી લે તેનો'

'મોતથી ન ડરનાર પકડાવાથી ડરે?'

'એ ડર પકડાવાનો નથી. પણ પકડીને મને અગ્રેજો હિંદુસ્તાન બહાર કાળાપાણીએ મોકલે એ વાતનો છે'

'અમને તો તમારી આ ઊનટ સુલટ વાત જ સમજાતી નથી સમજાય એવું કહો'

'એક હિંદુસ્તાનવાસી તરીકે મારો એ અભિલાષ છે કે મારે અહીં મરવુ છે સ્વર્ગથીયે મહાન આજ માલોમ માથે મારે મારા હાડકાની રાખ કરવી છે અહીં મારે જન્મભૂમિને ખોળે સુવુ છે જીવનમરમા અન્ય કોઇ આશ અભિલાષ નથી આ એક જ છે. એ પ્રબળ જીવન આકાક્ષા મારી ચૂર ચૂર થઈ જાય જો હિંદુસ્તાન બહાર નાસી જાઉં તો.'

'ત્યારે?'

'હવે નાસવુ નથી કાયર થય શરણે જવુ નથી અગ્રેજો પર મૂર્ખ જ યકીન રાખે મોતનો તો ભય મને રહ્યો છે જ ક્યાં?'

'આખર?'

'સામી છાતીએ જઈ અગ્રેજ પલ્ટન સાથે યુદ્ધ કરી મા વસુંધરાને ખોળે પોઢી જવુ છે.'

સાથીદારો એના મોં સામે તાકી રહ્યા. આ ટેકાણે પિંડારો ચિતુ નહોતો બોલતો પણ ધરતી માતાનો પુત્ર બોલતો હતો. નિરંતર ઠુરતા વરસાવતી એની એઉ આંખોમા સાથીદારોએ માધુર્ય છલકાતાં જોયા. મો પર કઠોરતાને બદલે ઊલ્લાસ ભરી રેખાઓ ઉપસતી નીહાળી અને ચિતુની આ વતનપરસ્તી નીહાળી બધા દંગ બન્યા.

બહાર પ્રભાતનો ઊજાશ છવાતો આવતો હતો. મા નર્મદાના નીર આછા ઊજાશમાં ચમકતા આવતા હતા.

'ભાઇ ચિતુ! હમણાં સવાર થશે'

'હા, ચાલો હવે જેને મારી જોડે મરવા આવવું હોય તે આવે ને જેને જીવતર વહાલું હોય તે જવું રહેવું હોય એને જવા છૂટ છે.

સાથીદારો એકમેકના સામે જોવા માંડયા.

ચિતુ અગ પર હથિયારો સજવા લાગ્યો. એનો અશ્વ બહાર હણહણતો હતો.

ઊગમણા આભને રોડગે જ્યારે કેસરવર્ણી રંગોળી પુરાઇ ત્યારે એની પાસે કોતરમા ચાર આદમી ને પાંચમો પોતે રહ્યો.

એણે આ જોયુ કાઇ ન બોલ્યો, ન ચાલ્યો. મૃગોમતર બની એ ઘોડે પલણ્યો. પાછળ બીજા ચાર ઘોડા ચાલ્યા

આજ ચિતુ જીવનના મંગળમય સ્વપ્નાની સિદ્ધિ અર્થે મહાભિનિષ્ક્રમણ કરતો હતો એણે પાછા ડોક ફેરવી જોયુંય નહિ કે કેટલા આવે છે કોણ આવે છે.

એને તો એક જ તમન્ના હતી અગ્રેજ સેનાપતિ માલ્કમને સામેથી ગોતી એના કટક સાથે યુદ્ધ ખેલી જન્મભૂમિના ખોળે એની ગોદમા ચીર નિદ્રામાં પોઢી જવાની આ એક જ સુખદ સ્વપ્ના સારૂ એણે જીવતર વહાલુ ન ગણ્યું; પરદેશની વાટ ન લીધી

એણે થોડા ગાઉ કાપ્યા ત્યારે એની સાથે કોઇ જ ન રહ્યા. એ એકનો હતો.

એ તો અવિશ્રાંત ઘોડો ચલાવ્યે જતો હતો. એની આંખો એના શ્વાસ પ્રશ્વાસ એની ઇચ્છાઓ સઘળું એકજ વાત પર કેન્દ્રસ્થ થયા હતા 'માલ્કમની છાવણી ક્યા છે.'

ગામે ગામના પાદરમાં ઊભેલ લોક એને જોઇ ભયના માર્યા નાસી જતું હતું પણ એને ઊસ.

શાખી એ ગોરી પલટનના સમાચાર મેળવી આગળ ધપતો.

આખર એણે અંગ્રેજ સેનાનો મુકામ શોધી કાઢ્યો. આવેલો પલટનના સૈનિકોએ એને દીઠો ને બ્યુગલ વગાડ્યા, સેના સજ્જ બની.

માલ્કમને જાણ થઈ, 'ચિતુ પિંઢારો એકલો ઘોડે ચડી આવે છે'

એને જીવતો પકડી લેવા માલ્કમે આજ્ઞા આપી પણ ચિતુએ તો તીરની જેમ એના અશ્વને અંગ્રેજ સેના વચ્ચે ઘૂસાડ્યો. વચ્ચે ઘૂમી એણે યુદ્ધ આદર્યું.

કોઈ રીતે જીવતો હાથ આવે તેમ નહિ હોવાથી ને એના હથિયારોથી સેનાના સૈનિકો માર્યા જતા હોવાથી એના પર સામટી બંદૂકો નોધાઈને વછૂટી

એ પડી ગયો.

માલ્કમ ત્યાં આવ્યો.

એણે શું જોયું? મૃત્યુની સમીપને સમીપ જતો ચિતુ પિંઢારો ધરતી માવેથી ધૂળ લઈ મસ્તક પર ચડાવી ગયો હતો

---

# બિરાદરીસ્તાન

ગુરુદયાલ મલ્લિક

અઢાર વર્ષ પહેલાં જ્યારે નક્કી થયું કે આપણા દેશના ભાગલા થશે .. ત્યારે, એક રાત્રે અમે એક સૂફી સંતની પાસે સત્સંગ કરવા ગેઠા હતા. અમારો સત્સંગ અનોખા પ્રકારનો હતો.

એમાં જીભ મૂંગી જ રહેતી.

ત્યાં સૌ મૌનનો નિયમ પાળે ને હૃદયના આદાન-પ્રદાનો જ વાત કરે એવી પદ્ધતિ હતી.

દેશના ભાગલા પડવાનું દુઃખ અપાર હતું .. એક ભાઈથી ન રહેવાયું ...ને, રાત્રે એક વાગે, આંખના આંસુ સાથે એ બોલી બેઠા... "મુરશીદ સાહેબ, અબ ફીર આપકે દિદાર કબ હોંગે?... અબ તો હમે યહાંસે ચલા જાના પડેગા. આજ તક તો આપ કે કદમો મેં આતે થે ઔર દુઃખ કે આંસુ બહાતે થે ...મગર અબ તો હમેં યહાંસે ચલા જાના પડેગા . અબ કબ હોંગે દિદાર ?"

ત્યાં તો મૌનનો મહિમા હતો.

સૂફી ફકીર સાહેબ કંઈ બોલ્યા નહિ

ધ્યાનમગ્ન દશામાં જ બેસી રહ્યા

સવારે ચાર વાગે આંખ ઉઘાડી આટલું જ વાક્ય બોલ્યા: "અલ્લા મિંયાકો નહિ પસંદ, યે હિંદુસ્તાન યા પાકિસ્તાન ..ઉન્હે તો એક્હી પસંદ ...સમઝા બના રહે બિરાદરીસ્તાન."

પ્રભુનું વિધાન પ્રભુ સમજે...પરંતુ શાસ્ત્રીજીએ આ બિરાદરીસ્તાન માટે જ કુરબાની આપી એમ મને લાગે છે.

બંને પડોશી વચ્ચે ફરીથી શાંતિ સ્થપાય, પ્રેમ બંધાય, એકતા અને એખલાસ જાગે તેવી ભાવનાનો ઉદય હવે એ કુરબાનીમાંથી થશે.

આપણે પણ એ બિરાદરીસ્તાન સ્થાપવા માટે આપણું કર્તવ્ય વિચારવું જોઈએ.

શાસ્ત્રીજીને સાચી શ્રદ્ધાંજલિ આપવી હોય તો, રામની હાજરીમાં પ્રતિજ્ઞા લેવી પડશે કે, આપણે જ્યાં રહેતા હઈશું, બેઠા હઈશું કે કામ કરતા હઈશું ત્યાં એવી રીતે વર્તીશું કે જેથી એકબીજાના હૃદયમાં સદ્‌ભાવના જાગે, ને સર્વત્ર સુખશાંતિ છવાય.

મને લાગે છે કે ભારત – પાકિસ્તાન વચ્ચે બિરાદરીની પ્રીતિ પુન સાધનારા એ સાચા શાંતિદૂત હતા.

પોતાના જીવન અને કાર્ય દ્વારા એ આપણને સૌને યાદ કરાવી ગયા કે માનવ માત્રનો સાચો આધાર રામ છે, એ રામને માનવ– માનવ વચ્ચેની શાંતિ અને પ્રેમ ખૂબ ગમે છે પરંતુ તે માટે માનવીને કુરબાની આપવી પડે છે."

શાસ્ત્રીજીએ પોતાની જાતની કુરબાની આપીને પણ રામને રાજી કર્યો.

સારું કામ કુરબાની વિના નથી થયું...આપણે નેક કામ કરવું છે, કુરબાની આપવી જ પડશે.

બીજાના ભલા માટે કુરબાની આપનાર શાસ્ત્રીજીને વંદના કરીને, આપણા જીવનમાં એવી કુરબાનીની તમન્ના પેદા થાય તે માટે આપણે આપણા રામનું રટણ કરીએ.

હું પ્રસન્ન છું." આટલું કહી પ્રભુ અંતર્ધાન થઇ ગયા.

બીજે દિવસે કારાવાસના ચોકીદારોએ જગન્નાથદાસની કોટડી ઉઘાડી ત્યારે તેમણે એ રૂપવતી સ્ત્રી જોઈ સ્ત્રીને જોઇને ચોકીદારો દંગ થઇ ગયા.

"ભાઇઓ! ગભરાશો નહિ હું એ જ જગન્નાથ છું."

સીપાઇઓ ગભરાયા મહારાજાને શું જવાબ આપવો જગન્નાથ કોઇ સ્ત્રીને મૂકીને પલાયન તો નહિ થઇ ગયો હોયને! ચોકીદારોને શંકા થવા લાગી

ચોકીદારોએ મહારાજા પ્રતાપરુદ્રને આ સમાચાર આપ્યા મહારાજા પ્રતાપરુદ્રે એ સ્ત્રીને હાજર કરવા હુકમ કર્યો

ચોકીદારો એ સ્ત્રીને મહારાજા પાસે લઇ ગયા

મહારાજા પ્રતાપરુદ્ર પણ આ રૂપવતી સ્ત્રીને જોઇને નવાઇ પામ્યા. તેને પણ એવી જ શંકા થવા લાગી કે જગન્નાથ નાસી ગયો હશે અને તેને બદલે આ સ્ત્રીને મૂકતો ગયો હશે રાજાએ એ સ્ત્રીને પૂછ્યું, "બાઇ! તું કોણ છો? જગન્નાથ ક્યાં છે?"

"રાજન! હું જ જગન્નાથ છું આપે કહ્યું હતું ને કે સ્ત્રી સ્વરૂપ બતાવ મારા પ્રભુએ દયા કરી છે રામની રમતું જોઈ ને! રામ ચાહે સો કરે એને તાગનો રહેવા દો"

"આમાં મને ગોટાળો જ લાગે છે તારું મૂળ સ્વરૂપ બતાવ તો હું ખરું માનું."

જગન્નાથે પ્રભુના વચન મુજબ પુરુષ થવાની ઇચ્છા કરી અને તે મૂળ સ્વરૂપે જગન્નાથદાસ બની ગયા.

મહારાજા પ્રતાપરુદ્ર અને દરબારીઓ તાજુબ થઇ ગયા મહારાજા પ્રતાપરુદ્ર જગન્નાથદાસના ચરણોમાં પડી ગયો અને પોતાના અપરાધની ક્ષમા યાચતા કહ્યું, 'ભક્તરાજ! મને પણ એ મહાન પ્રભુના નામ સ્મરણોના છંદો સંભળાવી પાવન કરો"

જગન્નાથદાસજીએ એ અમૃત છંદોનું રાજા પ્રતાપરુદ્રને પાન કરાવ્યું

જગન્નાથદાસજીએ પોતાનું જીવન પ્રભુ નામ સ્મરણમાં જ વીતાવ્યું અને મોક્ષધામ પધાર્યા

એ મહાન ભક્તની સમાધિ ભક્તવર હરિદાસજીની સમાધિ પાસે સમુદ્રતટ ઉપર કરવામાં આવી એ સમાધિ આજ પણ મોજૂદ છે

આ વાતને ચારસો વર્ષ ઉપરાંત સમય વહી ગયો છે છતાં પણ પુરીનો મહાસાગર એ ભક્તની સમાધિ પાસે પોતાના નીરના મોજાં ઉછાળીને ભાગવતના એ છંદોનું ગર્જન કરી રહ્યો હોય એવો ભાસ થાય છે સાગરના એ મીઠા ગાનમાં પણ જગન્નાથદાસના છંદોના ભણકારા સંભળાતા હોય એમ લાગે છે

*

## ધનનો અર્થ

એક ધનવાન હતો ખૂબ જ ધનવાન એક વખત એના એક ગરીબ મિત્રે એની પાસે પૈસાની મદદ માંગી કારણ કે તે ચાર દિવસથી ભૂખ્યો હતો તે સ્વમાની હતો, એણે ચાર દિવસ સુધી કોઇને જણાવ્યું નહિ પછી એને લાગ્યું કે આમ તો મૃત્યુ નજીક આવશે, એટલે એણે પોતાના ધનિક મિત્ર પાસે પૈસા માગ્યા

ધનિક મિત્રે કહ્યું 'મારી પાસે હાલમાં નથી સગવડ થયે તને આપીશ' સાચું પૂછો તો ગરીબ મિત્ર કેવી રીતે પૈસા પાછા વાળી શકશે એ ભયે જ એણે આપ્યા ન હતા

ગરીબ મિત્ર નિરાશ થઇ ગયો અને બીજે દિવસે જે બનવાનું હતું તે જ બન્યું એનું ભૂખથી મૃત્યુ થયું ગરીબ મિત્રના ભૂખથી થયેલા મૃત્યુએ ધનિકના સુષુપ્ત આત્માને જગાડયો કારણ કે એના સિવાય એનો બીજો કોઇ સાચો મિત્ર ન હતો

એ રડયો, ખૂબ રડયો, અને એણે એ મિત્રની યાદગીરીમાં એક ભવ્ય સ્મારક બંધાવ્યું, તેમ જ બાકીની અઢળક મિલકતનો પણ સદુપયોગ કરવા માંડયો એને ધનનો અર્થ સમજાઇ ગયો હતો.

# રૂપાયતન પ્રકાશન

| | |
|---|---|
| આવા હતા બાપુ – ૧-૨-૩-૪ | ૨–૦૦ |
| ગાંધી-ગુરુ | ૧–૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન | ૧–૨૫ |
| અલ્લાહના બંદાઓ | ૦–૩૭ |
| મસ્તીની પળોમાં | ૦–૭૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા | ૦–૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા | ૦–૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા | ૦–૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા | ૦–૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા | ૦–૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા | ૦–૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | ૦–૧૫ |
| રામતીર્થની રત્નમાલા | ૦–૩૫ |

# વિશ્વમાનવ



સાંસ્કૃતિક સમન્વય ઝંખતું માસિક : માર્ચ ૧૯૬૬

# વૈષ્ણવજન



વર્ષ : ૪ માર્ચ : ૧૯૬૬ અંક : ૧૨

## અનુક્રમણિકા





સંપાદક નવીન ગાંધી

### સૂચના
#### (ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઓફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલકમાં હશે તો મોકલાશે

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે

* * *

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે સંસ્થા તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

*

#### (લેખકોને)

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે

લખાણ સાફ મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઓફપ્રીન્ટ્સ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી મોકલાય છે


લવાજમ

દેશમાં (વરસનું) ૭ રૂપિયા
પરદેશમાં બાર શિલિંગ

"વૈષ્ણવજન"
૨, રામકૃષ્ણનગર
રાજકોટ-૨


પ્રકાશક અને મુદ્રક ધીરેન ગાંધી, સ્વરૂપ મુદ્રિકા, રાજકોટ.





# સર્જન દ્વારા દર્શન

ગુરુદયાલ મલ્લિક

ભગવાનના દરબારમાં તો ઘણા ગુણીજનો ગાનારા છે ત્યા ગુરુદેવની શી ગણના ? ઉસ્તાદોનો જલસો હોય ત્યાં આપણા ગીતની શી કદર થાય ? એ જ રીતે પ્રભુના દરબારમા ગાતા સંકોચ થાય જ. પરંતુ ગુરુદેવ કહે છે કે જો આપણે અંતરની પ્રેરણાથી ગીત ગાઈએ તો એને સાંભળવા પ્રભુ ઉત્સુક છે જ. પ્રભુના ભક્તો પાસેથી એવુ સાંભળ્યું છે કે હિમાલય પર્વત પર અમુક એવા મહાપુરુષો વસે છે તેઓ ત્યા રહીને જ જગતમા કોઈએ શુદ્ધ કામ કર્યું હોય શુભ ભાવના સેવી હોય તો એની તેઓને તરત જ જાણ થાય છે. અને તેઓ ત્યા રહીને તે શુભ કાર્ય કે ભાવનાને ઉત્તેજન આપે છે એ જ પ્રમાણે ભગવાન પણ સાચા ભક્તના અંતરના અવાજને સાંભળે જ છે અને તે સાંભળવા ઉત્સુક રહે છે. આપણે રેડિયો વગેરે દ્વારા સારુ સંગીત સાંભળી મુગ્ધ થઈએ છીએ પણ જો આપણું પાચ છ વર્ષનું બાળક ગીત ગાવા લાગે તો આપણે એથીય વધારે આનંદ પામીએ છીએ. તે વખતે આપણે કંઈ એના ગીતને ઉસ્તાદોની સાથે સરખાવવા બેસતા નથી બાળકના ગીતની મધુરતા કઈ ઓર જ હોય છે એ જ રીતે આપણું જેવુ તેવું ગીત સાંભળવા પ્રભુ આવે જ છે. આવા સાચા ભક્તો પોતાના સાદા, સરળ ગીત દ્વારા પણ પ્રભુ સાથે આત્મીયતા સાધે છે અને પ્રભુને 'બંધુ' ગણી સંબોધે છે આવી બંધુતા સર્જન દ્વારા, કલા દ્વારા સાધી શકાય એ પોતાની જ સૃષ્ટિ સર્જી દે છે આ બધુ સહજ ભાવે બને છે.

જગતમા ઘણી વાર એવા અનુભવ થાય છે કે સહજ વસ્તુમાથી જ ઊંડું દર્શન પામી શકાય છે ગીતની એક બે લીટી સાંભળીને કોઈને થઈ આવે છે કે, જેની શોધમા હું આજ લગી હતો તે મને આ એક જ પંક્તિ દ્વારા મળી ગયું. આપણે વર્ષો સુધી પ્રયત્ન કરીએ તેથી કશુ વળતું નથી પણ પ્રભુ કોઈ વાર આપણને એવી અજબ રીતે દોરે છે કે જે અપ્રાપ્ય છે એ સુપ્રાપ્ય બની જાય છે. કાબૂલમા એક સાહિત્યકાર હતો એંશી વર્ષની એની ઉમર હતી પચીસેક પુસ્તકો એણે લખ્યા હતા તે દરરોજ ખરા દિલથી કુરાને શરીફના પાઠ કરતો અને તે મુજબ વર્તવા પ્રયત્ન કરતો હતો આમ એ પચાસ વર્ષથી કરી રહ્યો હતો પણ એનો આત્મા સંતોષ પામતો ન હતો દરરોજ એને થાય કે, અરર, આજેય પ્રભુના દર્શન ન થયા ! એક વખતે તેને સ્વપ્નમા સંભળાય છે કે, 'અમુક વ્યક્તિને ઘરે તુ જા, ત્યા તને મારા દર્શન થશે' પણ એ માણસ એનો હરીફ હતો એને ઘેર શી રીતે જવાય ? તેને થયુ કે આ પ્રભુનો નહિ પણ સેતાનનો અવાજ હશે. આમ એને બીજી

## ઐરાવત બલિહારી

મુંબઇના રાજમાર્ગ ઉપર હાથીનો સ્વૈરવિહાર કલ્પના બહારનો વિષય છે અને તેથી સરકસના હાથી 'ફન્ટુશે' થોડીક કલાકોની લટાર ફોર્ટ વિસ્તારમાં લગાવી તે કુતૂહલ તેમ જ રોમાન્સનો વિષય છે. કયા કારણુસર આ ગજેન્દ્ર સરકસના પિંજરને છોડી આઝાદીની હવા માણવા નીકળી પડ્યો હોય તે પણ માનવીના અનુમાનનો વિષય છે. પ્રિયા સાથે કલહ એવું જ બીજું કારણ છે અને રોષે ભરાઇને આ રસ્તો લીધો હોય. ભગવાનનું રટણ કરવાથી એક ગજરાજને મગરમચ્છના મોઢામાંથી મુક્તિ મળી હતી, તો પછી મુંબઇની બજારમાં રામનામ લેતા ચાલ્યા જવાથી સરકસના પાંજરામાંથી અને રીંગમાસ્ટરના ચાબૂકથી છૂટકારો કેમ ન મળે? અગર તો સરસ્વતીચન્દ્રના ગૃહત્યાગની ભાવનાએ તેને અસર કરી હોય. બીજું અનુમાન એમ પણ થઇ શકે કે અનમોલી મુંબઇ નગરી જોવાનો મોકો માંડ મળ્યો છે તે મનોમન પણ લલચાવનારું બન્યું હોય. બીજી તરફ મુંબઇવાસીઓ માટે તેણે કાંઇ કોયડા ઊભો કર્યો નહિ અને રસ્તો ઓળંગતા વખતે પોલીસના ટ્રાફીક સિગ્નલને હરકત કરી નહિ. માત્ર એક જ આશ્ચર્ય મુંબઇગરાઓને થયું: 'અધધધ! મુંબઇમાં છૂટો હાથી?' સલામતી પોલીસ અને ફાયર બ્રિગેડના માણસોએ નાહક દોડાદોડી કરી મૂકી તો પણ આ સમતોલ જીવે સ્વસ્થતા ગુમાવી નહિ. ફૂલ જેમ ભ્રમરને આકર્ષે તેમ કસ્ટમ હાઉસે શું ભૂરકી છાંટી કે ભાઇ ત્યાં પૂરાઇ ગયા! મુંબઇમાં ભલભલા છેતરાઇ જાય છે તે ગજરાજ કેમ ભૂલી ગયા?

## શુક્ર-વિજય

શુક્રના ગ્રહ ઉપર સૌ પ્રથમ સોવિયેટનું અવકાશયાન પહોંચી ગયું તે એક બીજી વિરલ સિદ્ધિ એક જ વર્ષમાં હાસલ થઇ છે. હથોડો અને દાતરડાની સત્તા દર્શાવતો રશિયન ધ્વજ લઇ ફરકતો હતો. નવેમ્બર ૬૫ની સોળમી તારીખે યાને યાત્રા શરૂ કરી હતી અને પહેલી માર્ચ ૬૬ના રોજ સત્તર કરોડ માઇલની મુસાફરી પૂરી કરી. શુક્રનો ગ્રહ વાદળછાયા વાતાવરણથી ઘેરાયેલો રહે છે અને તેની તસ્વીરો મેળવવાનું મુશ્કેલ બને છે. શુક્રના ગ્રહ સુધી વિનસ - ૩ કામગીરી બજાવતું રહ્યું હતું અને શુક્રના વાતાવરણમાં પ્રવેશ્યા પછી તેની કામગીરી બંધ થઇ હતી. શુક્ર એ સૂર્યમંડળમાં નજીકમાં નજીક બીજો ગ્રહ છે. અને વર્ષના આ સમયે સૌથી વધુ પ્રકાશિત રહે છે. રશિયન વૈજ્ઞાનિકો દુનિયાને કેટલી માહિતી આપે છે તે જોવાનું રહ્યું. શુક્ર સુધી પહોંચી જવા છેલ્લા પાંચ વર્ષમાં છ પ્રયોગો થયા છે અને અમેરિકાએ 'મરીનર' મોકલીને અસફળ અખતરો કર્યો હતો. વાસ્તવમાં સૌ પ્રથમ અવકાશયાનથી માંડીને આજદિન સુધી રશિયા આગળ રહી શક્યું છે અને ચોકસાઇપૂર્વકની અવકાશી ગણિતબાજીમાં તે વધુ કુશળ સાબિત થયું છે.

## અણનમ યોદ્ધો

ભારતના આઝાદીના આદ્ય અડીખમ ઘડવૈયાઓમાંના એક વીર સાવરકરનું અવસાન થયું છે. સાવરકર યુવાવસ્થામાં જ્યારે લંડનમાં હતા ત્યારથી તેમની કારકિર્દીની શરૂઆત થઇ હતી અને દેશની સ્વાતંત્ર્ય માટેની ચળવળ પણ ત્યાંથી શરૂ કરી હતી. તે વખતે બ્રિટિશ હાકેમોના ખૂન કરનાર ક્રાંતિકારીઓ દેશ અને પરદેશમાં પથરાયેલ હતા. રાજદ્રોહ માટે બ્રિટિશ સરકારે તેમને પચાસ વર્ષની સખ્ત જેલ આપી હતી. સ્ટીમરમાં લંડનથી ભારત ખાતે તેમને પહેરા હેઠળ લઇ જવતા હતા ત્યારે માર્સેલ્સ ખાતે દરિયામાં કૂદી પડી ભાગી છૂટવાનો નિષ્ફળ પ્રયત્ન તેમણે કર્યો હતો. આંદામાન ખાતે તેમને દેશનિકાલ કરવામાં આવ્યા અને ત્યાં જે સિતમો તેમના ઉપર વરસ્યા છે તેનો જોટો રશિયની ઝારશાહીમાં, અને ક્રાંતિ પછીના ફ્રાન્સમાં જ મળી શકે. અદ્ભુત ઇચ્છાશક્તિ તેમણે જેલવાસ દરમ્યાન દર્શાવી. જેલની ભીંતો ઉપર કાવ્યો લખ્યા અને યાદ રાખ્યા. લખવાની કે વાચવાની કાંઇ જ છૂટછાટ તેમને મળતી નહિ. ઓછી સજા પામેલ બીજા કેદીઓ જ્યારે દેશમાં પાછા ફરતા, તેમને પોતાની કવિતાઓ ગોખવતા અને મિત્રમંડળમાં પહોંચાડતા. આવો એક કાવ્ય

સંગ્રહ 'વગડાનાં ફૂલ' નામે તખલ્લુસથી બહાર પડ્યો ત્યારે સૌ ખુશખુશ થઈ ગયા આંદામાન જેલનો મુખ્ય જેલર બેરી અંગ્રેજ હતો. તેને સાવરકર પ્રત્યે ખૂબ ચીડ હતી તે ઘણી વાર મહેણાં બોલતો :

'માર્સેલ્સ ખાતે ભાગી જનાર સાવરકર તમે જ ને ?'

'હા–હું જ; કેમ, તેનું આજે શું છે ?'

'કાંઈ નહિ–પણ અહીં પચાસ વર્ષ પહેલાં પણ સરકાર તમને છોડી મૂકે–ફેરવે તમે કેદખાનામાં જ આવ્યા !'

સાવરકરે જડબાતોડ જવાબ આપ્યો : 'બ્રિટિશ હકૂમત એટલાં વર્ષ ભારતમાં રહેશે કે કેમ તે જ સવાલ છે !'

કવિ, નાટ્યકાર, ઈતિહાસકાર, વક્તા અને સમાજસુધારક તેમ અનેકરંગી પ્રતિભા સાવરકરની હતી જ્ઞાતિવાદ તેમ જ અસ્પૃશ્યતા નિવારણ માટે તેમણે ભારે લડત ચલાવી હતી.

આઝાદી પછી તેમનું નામ ગાંધી હત્યા કેઈસમાં સંડોવાયું હતુ પણ તેમનો નિર્દોષ છૂટકારો થયો. હિંદુધર્મ માટે તેમને ભારે અભિમાન હતું અને હિંદુ મહાસભા સાથે આજીવન સંકળાયેલા રહ્યા. પોતાના મૃત્યુ પછીની વિધિ માટે જે સૂચનાઓ મૂકતા ગયા તેમાં તેમનો અનુનમ સુધારક આત્મા અને પોતાના વિશે આત્મવિલોપનની ભાવના દેખાઈ આવે છે. તેઓ જનતાના લાડીલા હતા અને આપમેળે જ જનતાએ તેમને 'સ્વાતંત્ર્યવીર' તરીકે બિરદાવ્યા હતા. જૂની પેઢીના સ્વાતંત્ર્ય લડવૈયાઓ એક પછી એક વિદાય લે છે ત્યારે દેશની માનવ–મુકુટ સંપત્તિ દરિદ્ર બની રહી છે.

## નવું બજેટ

૬૬–૬૭ના બજેટમાં કોઈ વિશિષ્ટતા નથી. મૌલિકતાની આશા રાખી હતી તે પણ નથી. આગામી ચૂંટણીનો રંગ પણ તેને લાગ્યો નથી સમાજવાદના ધાટા કે આબા કોઈ ચિહ્નો ઉઘાડા કે પ્રચ્છન્ન દેખાતા નથી દર વર્ષે કર વધારવા જ જોઈએ એ તેવી ચીલાચાલુ પ્રણાલિકાને ચૌધરી ત્યજી શક્યા નથી. કરવેરાની છૂટછાટો અમુક અંશે રાહત રૂપ છે પણ મોટે ભાગે ભારરૂપ છે. આપવાનો દેખાવ કર્યો છે પણ ભોગ વધુ માગ્યો છે. જો કે સંરક્ષણ પાછળનું અદાજેલુ ખર્ચ ધારણા કરતાં ઓછું છે તે એક ઉજળી બાજુ છે એક અબજના નવા કરવેરામાંથી ૫૦ કરોડ ઉપરાંત તો ખાંડ, સિગારેટ, તમાકુ અને કાપડ ઉપર નાખેલા કરવેરામાંથી મળી રહેશે જે બોજો આમજનતાને ભોગવવાનો રહેશે. બાકી અહીંથી અને ત્યાંથી, જે થોડાક કર રદ થાય છે અને નવા પડે છે, તે સામાન્ય કરામતો લાગે છે.

હવે સવાલ એ છે કે નાણાપ્રધાનને આપણે ત્યાં દર વર્ષે કરવેરા માટે નવી જણસો (items) ની શોધ કરવી પડે છે અને રહી ગઇ હોય તેને કરવેરાના માળખામાં લાવવી પડે છે આ ક્યાં સુધી જઈને અટકે ? પ્રતિવર્ષ કરનો વધારો વ્યક્તિદીઠ આવક વધારા સાથે મેળ ખાય છે ? હવે લાગે છે કે મોરારજીભાઈની ફરજીયાત બચત યોજના એક બુદ્ધિવાદી પગલું હતું. તેનાથી વ્યક્તિના પૈસા વ્યક્તિના રહેતા હતા-માત્ર અમુક મુદત તે સરકારને વ્યાજે મળતા હતા–પણ વ્યક્તિને ગુમાવવાનું કાંઈ ન હતું. તેને તો પૈસા અને વ્યાજ બન્ને મળતાં હતા. શા માટે ફરીથી દાખલ ન કરાય ?

આ એક સમજવાની વાત છે લોકોના મનમાં ઠસી જાય કે કરવેરા આપવા કરતા પૈસા બચાવવામા એટલો લાભ છે તો ખુશીથી સ્વીકારી લે જાહેર ઉદ્યોગનું ક્ષેત્ર રોજબરોજ વધતુ જાય છે તો તેમાં નફાનો ગાળો વધારવા માટે અસરકારક પગલાં કેમ લેવાતાં નથી ? અને જાહેર હિસાબ સમિતિને કેટલી ટીકા કરવી પડે છે ? જે છે તેને સુધારવાની જરૂર છે, જે છે તે બરોબર નથી, એ સૌ કોઈ જાણે છે પણ લોકશાહીમાં ધ્યાન લેવાય તેમ કોણે કહ્યું ?

## મૌલિક

ભૂંડને પણ ઉપયોગમાં લઈ શકાય ને જાપાને સાબિત કર્યું છે. પશુ ઉછેર કેન્દ્રની એક સંસ્થાને વિચાર આવ્યો કે અમુક ટેકરાળ જમીન, જ્યાં કેવળ

વાંસના છોડ અને નકામી વનસ્પતિ ઊગે છે ત્યાં ભૂંડને વસાવ્યા હોય તો ? અને ત્રણ માસ માટે આઠ ભૂંડના ટોળાને ત્યાં મૂકી દીધું. પરિણામ.? નેવું દિવસ પછી ત્યાં જમીન સપાટ થઈ ગઈ હતી. ઘાસ બધું જ સાફ થઈ ગયું હતું – ભૂંડના મસ્તક પ્રહારથી વાંસના છોડ જડમૂળમાંથી ગયા હતા. અને વધુ તો ભૂંડના વસવાટથી જમીનને શ્રેષ્ઠ ખાતર, છાણના રૂપમાં, મળી ગયું. આ પ્રયોગથી પ્રોત્સાહન પામી, કેન્દ્રના સંચાલકો, બીજી જગાએ બત્રીસ ભૂંડનો કાફલો ગોઠવી અખતરો વિસ્તારી રહ્યા છે. છે બુદ્ધિ કોઈના બાપની ?

## ફકીરજી

મુંબઈથી અમદાવાદ આવી રહેલા ગુજરાત મેઈલને દહાણુરોડ સ્ટેશન નજીક જે અકસ્માત નડયો તેની તપાસ ચાલી રહી છે આ આખી ઘટના વિચિત્ર બની. વળી આ સ્ટેશને મેઈલ થોભવાનો ન હતો એટલે તેની ગતિ પણ ૪૫-૫૦ માઈલની હોય. સિગ્નલ અપાઈ ચૂકયો હતો. વળી સ્ટેશનના યાર્ડમાં જ પાટા ઉપર રૂકાવટ હોય તેનો સ્વપ્ને ખ્યાલ પણ કયાથી હોય ? એટલે મધ્યરાત્રિએ, માત્ર થોડાક વાર જ દૂર સલેપાટના બીમનો ઢગલો પાટા ઉપર પડેલો જોઈ, ફકીરજીએ જે એક દમામી છે અને જે વિકલ્પથી ગાડી તાત્કાલિક ઊભી રહી શકે, તેને ક્ષણના પણ વિલંબ વિના અમલમાં મૂકી દીધો તેનાથી એન્જિન ઊંધું પડી ગયું અને પોતાનો જાન તો ગયો, પણ ગુજરાત મેઈલના ૬૦૦ મુસાફરો બચી ગયા – ફકીરજીનું ઋણ આપણે કેમ ચૂકવશું ?

## વ્યોમવિહાર

૧૯૬૬ના વર્ષને ત્રણ માસ પૂરા થયાં નથી પણ આટલા ટૂંકા ગાળામાં દુનિયાના જુદા જુદા ભાગોમાં પંદર હવાઈ અકસ્માતોમાં ૭૫૦ માનવીઓએ જાન ગુમાવ્યા છે. હવાઈ મુસાફરી જોખમી બનતી જાય છે ? મનુષ્યની ભૂલ કેટલે અંશે જવાબદાર છે ? આ પ્રશ્ન તાજેતરમા લોકસભામાં ચમકયો હતો. એરલાઈન્સના કર્મચારીઓની વ્યક્તિગત વર્તણુકે એક બે કિસ્સાઓમાં વિમાનના ઉડ્ડયનને અમર કરી હતી. કાશ્મિરથી ઉપડેલા, અને બનીહાલ પર્વતમાળામાં ગુમ થયેલ ફોકરફ્રેન્ડશીપ વિમાનના વિમાની બાબત પણ વર્તમાનપત્રમાં ઉલ્લેખ હતો. આ એક ભારે ગંભીર બાબત છે. વિમાની અને એર-હોસ્ટેસ વચ્ચે સુમેળ ન હોય તો બિચારા પેસેન્જરોનું તો આવી જ બને. આવો જ બીજો કોયડો આપણે ત્યાં વિમાન વિષેનો છે. લશ્કરમાં તેમજ નાગરિક ઉડ્ડયનો માટે જે વિમાનો વપરાય છે તે જાતજાતના અને ભાતભાતના છે. વાઈકાઉન્ટ, કેરેવીલ્સ, ડાકોટા, ફોકર ફ્રેન્ડશીપ અને બોઈંગ. આમાં પહેલા ચાર વિમાન આંતરદેશીય વ્યવહાર માટે છે. દરેક માટે તેનો નિષ્ણાત સ્ટાફ રાખવો પડે. એકનો સ્ટાફ બીજામાં ન ચાલે. આ એક ભારે મોટી મર્યાદા છે તાજેતરમાં આપણે એક બોઈંગ, એક કેરેવીલ્સ, તથા એક ફોકર ફ્રેન્ડશીપ વિમાનો ગુમાવ્યા છે અને નવાં ખરીદવાનો પ્રશ્ન મૂંઝવી રહ્યો છે. વિમાનમાં વપરાતા બળતણ ઉપર તેના નફા તોટાનો આધાર રહે છે. તાજેતરમાં બ્રિટિશ એરક્રેફ્ટ કોર્પોરેશને અંતરિક્ષ ટૂંકી મુસાફરી માટે BAC III વિમાન ચકાસણી માટે મૂક્યું છે. તે જેટ વિમાન હોવાથી ઝાઝા મુસાફરોને વહન કરી શકે છે. તેની સામે હરિફાઈમાં યુ. એસ. એ.ની ડાઉગ્લાસ એરક્રેફ્ટ કું. છે જે, DC-9 જેટ એરોપ્લેન આપણી શરતે આપે છે અને આપણા જુના વિમાનો પોતે ખરીદી લેવા તૈયારી બતાવે છે જેટના જમાનામાં ટર્બોપ્રોપ અને પિસ્ટનથી ચાલતાં વિમાનો જુનવાણી ગણાય છે અને આપણા ડાકોટા તથા વાઈકાઉન્ટ હવે રજા માગે છે. એરલાઈન્સનું બળતણનું બીલ વર્ષે ૭ કરોડ સુધી પહોંચે છે. તેટલા રૂપિયામાં એક નવું બોઈંગ ખુશીથી આવી શકે.

## જાહેરમાં હિસાબ

જાહેર હિસાબ સમિતિ ગમે તેનો ગમે ત્યારે હિસાબ લઈ શકે છે અને સલમતાને ટકાના કરી નાખે, તેવાં તેની પાસે શસ્ત્રો છે. તાજેતરમાં કાનપુર ખાતે એરોપ્લેન બનાવતા ડીપોની તેણે ખબર લઈ નાખી અને AVRO-748 વિમાનો બનાવવાની યોજના

કેટવી વિલંબિત ગતિથી ચાલે છે અને જે ખર્ચેનું આંધણ થયું છે તે પ્રમાણમાં સિદ્ધિનાં દર્શન ક્ષિતિજ પર ક્યાય થતાં નથી અને કદાચ વિમાન બનશે તો પણ કેટલા ખર્ચાળ નિવડશે તેની ભારે ટીકા કરી છે. આવો જ બીજો કિસ્સો કસ્ટમ અને રેલવે તંત્ર વચ્ચે પડેલી મડાગાંઠને અંગે. રેલવેની ૪૫૯ ગુણી સિમેન્ટ કસ્ટમે અટકાવી. પાંચ – ૭ વર્ષ સુધી ઝઘડો ચાલ્યો અને ગોડાઉનમાં માલને રાખવાના કસ્ટમને દોઢ લાખ રૂપિયા ભરવા પડયા! જ્યારે તે માલની છેવટે હરરાજી થઇ ત્યારે પૂરા મો રૂપિયા પણ ઊપજ્યા નહિ. સરકારી ખાતાં કેટલા જડ છે તેનો ઉત્કૃષ્ટ નમૂનો આથી બીજો શો હોય શકે? આપણે કબજે કરેલી પેટન રણગાડીઓ ઉપર પણ સરકારે આયાત કર ભરવો જોઇએ તેના જેવી વાહિયાત આ વાત છે.

## સજાગ રહીએ

નાગ પ્રતિનિધિઓ સાથેની મંત્રણા આગળ વધી શકતી નથી કેમકે એક સ્વતંત્ર નાગપ્રદેશ માટેનો દુરાગ્રહ પડતો મૂકવા તેઓ તૈયાર નથી. પરિણામે મંત્રણા આગળ ઠેલાયે જાય છે. શ્રી. જયપ્રકાશ નારાયણે નાગ શાંતિ મિશનમાંથી રાજીનામું આપ્યું છે કેમકે નાગ લોકોનું અવાસ્તવિક વલણ અને ખોટો હઠાગ્રહ તદ્દન અયોગ્ય છે તેમ હવે તેમને લાગ્યું છે અથવા કહો, સમજાયું છે. આ કિસ્સામાં રેવરન્ડ સ્કોટ એક મહત્વની વ્યકિત છે. કેમકે પડદા પાછળથી દોરવણી તેમની હોય છે. નાગ બળવાખોરોને શસ્ત્રો ગમે ત્યાંથી મળી શકે છે – ચીન પણ આપે અને પાકિસ્તાન પણ આપે. નાગ લોકોના સ્વાતંત્ર્યની ફિકર સ્કોટને કેમ આટલી બધી થાય છે? આપણે તેમને કહી શકીએ તેમ નથી કે પચાસ કરોડ લોકોની લોકશાહીમા સૌ સ્વતંત્ર છે તો નાગલોકો માટે બહારની ડખલ જરૂરી નથી. રેવરન્ડ સ્કોટ ધાર્મિક વ્યકિત છે કે રાજકીય? મીઝો વિસ્તારમાં થયું તેવું નાગાલેન્ડમાં થવા ન દેવું હોય તો સરકારે સજાગ રહેવુ પડશે. મીઝો બળવાખોરોએ આખું કાવત્રું રીતસર ઘડી કાઢયું ત્યાં સુધી આપણું ગુપ્તચર ખાતું ઊંઘે છે. મીઝો, ખાસી, ગારો અને નાગ ટેકરીઓનો પ્રદેશ જ્વાળામુખી જેવો છે કેમકે ભારતના કટ્ટર દુશ્મનો ત્યાં પાંચમી કતાર ચલાવે છે. મીઝો જિલ્લામાં છેલ્લી ઘડીએ હેલિકોપ્ટર દ્વારા લશ્કર મોકલવું પડયું તેમાં બાહાદુરી કરતાં ઊંઘના ઝડપાયાનું સૂચન વ્યકત થાય છે.

## અનુકરણીય

ગુજરાત રીફાઇનરીની ૨૦૦ એકર જમીનમાં 'વધુ અનાજ ઉગાડો' ઝુંબેશ હેઠળ મેજર જનરલ શારદાનંદ સિંગની રાહબરી નીચે ઘઉંનું વાવેતર થયું . આને માટે નિષ્ણાતોની સલાહ લેવાઇ–સારું બિયારણ મેળવવામાં આવ્યું અને જમીન પણ ખેડીને ખેતીને લાયક બનાવવામાં આવી. આજે ત્રણ હજાર મણ ઘઉંનો પાક ઉતરવાની ઘડી આવી પહોંચી છે – ધરતીમાં નીચે તેલ અને ઉપર ઘઉં! આ બાબતનો નિર્દેશ કરવાનું એકજ કારણ છે કે આવી રીતે ઠેકઠેકાણે સૌ કોઈ પોતાના હાથવગા સાધનોનો ઉપયોગ કરે તો આપણા પૂરતું અન્ન આપણે ચોકકસ ઉત્પન્ન કરી શકીએ. આ પ્રશ્ન ઘણો જ સાદો છે અને તેને હાથ ઉપર લેવાની જ વાત છે. શાસ્ત્રીજીએ 'જય કિસાન' સૂત્ર દ્વારા આની શરૂઆત કરેલી પણ ખરી. પરંતુ અમેરિકા જેવા રાષ્ટ્રો સમજી ગયા કે ભારત આ બાબતમાં સ્વાધીન બને તેના કરતા કાયમ શકોરું ધરવું પડે તેવી સ્થિતિ બહેતર છે જેથી દાનેશ્વરી કર્ણનો પાઠ ભજવવાની તેને સગવડતા મળે અને એ રીતે આપણા ઉપર હાથ રહે. સરકાર ધારે તો આવા સેંકડો ફાર્મ ઊભા કરી શકે અને કરાવી પણ શકે. કોઇપણ પ્રશ્નને જરાક છંછેડી પડતો મૂકી દેવાની આદત બદલવી પડશે.

## લોકશાહીનું ભાવિ

આજથી થોડાક માસ પુર્વે નજૂમીની અદાથી ચીનના વડાપ્રધાન ચાઉ–એન–લાઇએ ભાખ્યું હતું કે આફ્રિકામાં બળવા માટેનો સમય પાકી ગયો છે. ત્યાર પછી ડઝનબંધ બળવા થયા છે તેમા કેટલાક તો ચીન પ્રેરિત નહીં પણ ચીનની વિરુદ્ધ પણ થયા છે. ઇન્ડોનેશિયા એક મોટું દષ્ટાંત છે. તો વળી,

અનુ. પાન ૪૨૪ પર

# લાલ ગુલાબ

'શિવપ્રકાશ'

ઇલા કેવડી મોટી થઇ ગઈ છે અને કેટલી સુંદર! પંજાબી પોશાકમાં, સાઇકલ ઉપર બેસી, કોલેજે જવા રવાના થાય છે ત્યારે હું અચૂક તેને વળાવવા જાઉં છું. મનમાં ઊંડે ઊંડે ખેદની લાગણી કોણ જાણે કેમ થઇ આવે છે. હવે તો આ પંખી ઊડી જવાનું – તેને પાંખ આવી ગઇ છે!

અને અનાયાસે વીસ વર્ષ પહેલાંનો ભૂતકાળ નજર સમક્ષ આવી જાય છે. તે વખતે ઇલા છ–સાત વર્ષની હશે. પોલિસ–ઇન્સ્પેક્ટર તરીકે નોતમગઢ હું પહેલી જ વાર આવતો હતો. આ ગામમાં આકર્ષણ જેવું કંઇ મને લાગ્યું નહીં. પોલિસ થાણું પણ તબેલા જેવા મકાનમાં હતું. રહેણાક મકાનના છાપરાના ખપાટિયામાંથી દિવસે તડકો અને રાત્રે તારા જોઈ શકાતા. મેં ચાર્જ લીધો ત્યારે મારી છેલ્લી ઓળખાણ એક આધેડ ડોસા સાથે કરાવવામાં આવી.

"આ છે રામલછન – આપણો માળી!"

મને નવાઈ લાગી. બગીચા તરફ દૃષ્ટિપાત કરી મેં તેના તરફ જોયું:

"શું નામ કીધું –રામ લક્ષ્મણ?"

"જી ના. રામલછન" ડોસાએ જ મારી ભૂલ સુધારી.

પગથી માથા સુધી મેં તેને માપી લીધો. લઘર વઘર કપડાં, વધેલી દાઢી, અસ્તવ્યસ્ત વાળ, મારી સામે અદબ વાળીને દૃષ્ટિ નીચે રાખીને જ તે ઊભો હતો. કદાચ તેને મારી ઇતરાજીની ગંધ આવી ગઇ હશે.

"ઠીક જા જા, તારું કામ કર!"

અને સલામ કરીને શાંત રીતે તે બગીચા તરફ ગયો.

તેના ગયા પછી સિપાઇએ કહ્યું: "રામલછન જેવો તેવો માળી નથી, હો સાહેબ! અહીં નોતમગઢમાં પીવાનું પાણી મળતું નથી; પણ આ બગીચો જુઓ લીલી નાઘેર જેવો! અહીં વીસ ગાઉનાં પંથકમાં ગુલાબ માત્ર આપણાં બગીચામાં જ છે!"

એટલામાં ઇલા રમતી રમતી ત્યાં આવી ચડી. તેણે માથામાં લાલ ગુલાબ પોરવ્યું હતું, અને તે મરક મરક હસી રહી હતી. હું સમજી ગયો અને બોલી ઊઠયો:

"અરે, ઇલા કયાં ગઇ! તેને બોલાવો; અહીં તો કોઇ સ્વર્ગની પરી આવી હોય તેમ લાગે છે!"

અને તે ખડખડાટ હસી પડી!

હવે તો ઇલાને આ બગીચામાં અને રામલછનમાં ખુબ રસ પડયો. તે ઘરમાં ભાગ્યે જ રહેતી. આખો દિવસ બગીચામાં રામલછન પાસે કાલાંઘેલાં કાઢતી હોય અને ફૂલના કયારા પાસે રખડતી હોય. માળીને પણ તેના તરફ અનહદ પ્યાર હતો કેમકે તે નિઃસંતાન હતો. જીવનની સન્ધ્યા નજીક હોય ત્યારે બાળપણની નિર્દોષતામાં માનવીનું આકર્ષણ વધી જાય છે. તેના ઘણા કારણો હોઇ શકે. જીવનની કટુતા અનુભવો, બાલ્યાવસ્થા સિવાયના માનવસમાજ તરફ નફરત થાય તેવું આચરણમાં નથી બનતું? પોતાના જ ઘરની ચાર દિવાલ જાણે જીવતું કારાવાસ હોય, જ્યાં બધી જ આશા – આકાંક્ષાઓ ચૂર્ણ થઈ ગઇ હોય, અને જીવનનું કૃત્રિમ ખંડેર માત્ર ડાચિયાં કરતું હોય, આવું ઘણા કિસ્સાઓમાં જોવામાં નથી આવતું! આટલા માટે જ ઉત્તરાવસ્થામાં કુદરત તરફ સમાધાન માટે માનવીનું મન દોડે છે.

ઉમા મને ઘણીવાર ફરિયાદ કરતી કે ઇલા રામલછન પાછળ જ ભમ્યા કરે છે અને આમ લાંબુ ચાલશે તો તેના સાચા માબાપને ભૂલી પણ જશે! હું કહેતો કે એ તો બાળક છે, મન ચોંટયું ત્યાં દોડે.

માનવસમાજમાં ગુનાઓ બન્યા જ કરતા હોય છે. પ્રદેશ બદલાય તો પણ માનવી તો એજ

ને । ગુનેગારો શોધવામાં, ગુનાઓ સાબીત કરવામાં અને કેઇસો ચલાવવામાં જ હું વ્યસ્ત રહેતો. ઇલા અને રામલછન બગીચાની અને ફૂલછોડની માવજતમાં ગળાડુબ રહેતા. ઉમા ફરિયાદનો ધંધો લઇ બેઠી હતી. કુદરતને એકધારું જીવન પસંદ હોતું નથી. કુદરત ગતિશીલ છે. અને ચેતનનો આવિષ્કાર તે કરાવ્યા જ કરે છે. આ બધું ચાલતું હતું ત્યાં ઇલા માંદી પડી અને મંદવાડ વધતો ચાલ્યો. પ્રથમ તાવ આવ્યો પછી – ટાઇફોઇડ થયો – તેમાં રાહત જેવું લાગતાં કમળાના લક્ષણો દેખાયાં. રામલછન બીચારો અડધો થઇ ગયો. તે હંમેશાં બગીચામાંથી ગુલાબનું ફૂલ ઇલાને આપી જતો અને ત્યારે આખા દિવસમાં એક જ વાર ઇલાનું હાસ્ય જોવા મળતું. માંદગીએ તેની બધીજ શક્તિઓ હણી લીધી હતી. ચામડી ઉપર પીળાશ સ્પષ્ટ દેખાઇ આવતી હતી; દાકતરની શ્રેષ્ઠ સારવાર ચાલુ હતી ગામમાં એક વૈદરાજને પણ તબિયત બતાવી જોઇ હતી. પણ કાંઇ ફેર પડતો ન હતો.

જેઠ મહિનાની ગરમીના દિવસો હતા. ઘરમાં સૌ માંદગી અને બહાર ગરમીથી કંટાળી ગયાં હતા. ઇલાને પણ હવે તો ખાટલા ઉપર સુતા રહેવામાં એટલો કંટાળો આવતો કે ક્યારેક ખુરશીમા બેસાડી તેને બગીચામાં લઇ જતા. ત્યાં તેને આનંદ આવતો અને રામલછન તેને જુદાં જુદાં ફૂલઝાડ ઉપર તરેહ તરેહનાં તાજાં ફૂલ બતાવતો ત્યારે, ઘનઘોર વાદળમા વીજળીના ચમકારા પેઠે, તેના ફિક્કા ચહેરા ઉપર આછું હાસ્ય પ્રસરી જતું આવા એક દિવસની સંધ્યા નમતા આવી ત્યારે વાતાવરણમાં કુદરતના અચાનક પલટા દેખાયા પવનની ઠંડી લહરીઓ શરૂ થઇ અને તેમા ભીની માટીની સુગંધ ભળી. આકાશમાં ઝડપભેર વાદળો ઘેરાવા લાગ્યા. પશુ-પંખી ચોતરફથી ઊડીઊડીને માળાનો અને વૃક્ષનો આશ્રય લેવા મથી રહ્યાં દાકતરે થોડી વાર પહેલા જ ઇલાને તપાસી હતી અને કહ્યું હતું લીવર ઉપરની અસર ગંભીર થતી જાય છે – કાબૂ બહાર જશે તો મામલો પણ ગંભીર છે. અમે સૌ મૂંઝાઇ ગયા હતા. રામલછન ખાટલા પાસે જ નીચે બેઠો હતો.

થોડી વારમાં વરસાદ શરૂ થયો. પ્રથમ ઝીણી અને પછી જાડી ધારે વરસવા લાગ્યો. સાથે વાઝડી અને વીજળીના ચમકારા પણ થતાં હતાં. અચાનક આવેલી આંધિથી વાતાવરણમાં સર્વત્ર કંપ હતો અને મેઘગર્જનાથી ભયની માત્રાઓ વધી જતી હતી.

'મને એક વિચાર આવે છે, બાબુજી, રજા આપો તો'...રામનછને ડરતા ડરતાં કહ્યું.

'બોલ, બોલ, શું છે?'

'બાજુમા રામપુર છે ને – ત્યાંના હકીમ ફૈઝખાં-કમળા ઉપર એની દવા રામબાણ છે. કોઇનાથી ન મટે તેને તે મટાડે છે.'

'હા, હા, તો તેને જલદી બોલાવીએ.' મારા બદલે ઉમાએ જવાબ આપ્યો.

રામલછન ઊભો થઇ ગયો. મેં એને વાર્યો: 'હવે હકીમ ને ફકીમ – આટઆટલી દવા જ્યાં કારી નથી કરતી...'

ઉમાએ મનને મોકળુ મૂક્યું. રામનછન પણ ગળગળો થઇ ગયો · 'જવા દો સાબ, મને રજા આપો; હકીમ ખુદાનો માણસ છે – અડધી રાતે ચાલી નીકળશે' પૈસા તો લેતો જ નથી.'

'પણ આ વરસાદમા?' મે શંકા કરી.

'આને વરસાદ કહેવાય? આતો શરૂઆતનું માવઠું છે. હમણા રહી જશે?' રામનછને કહ્યું અને હુ કાંઇ બોલું તે પહેલાં તે ચાલી નીકળ્યો.

બહાર ઘોર અંધારું થઇ ગયું હતું. વીજળીના ચમકારાથી આંખ અંજાઇ જતી હતી. રામનછનને હુ જતો જોઇ રહ્યો ઇલાને બચાવવાની જવાબદારી જાણે ઇશ્વરે તેને સોંપી હોય તેમ તેના પગ દોડી રહ્યા હતા. એક ઘૂવડ કોણ જાણે ક્યાંથી આવ્યું અને સામેના વૃક્ષપર બેસી અમંગળ ચિચિયારી કરવા લાગ્યું. પથ્થર ફેંકી મેં તેને ઊડાડી મૂક્યુ.

રામલછન તે આખી રાત પાછો ફર્યો નહિ. વરસાદ જો કે મોડેથી રહી ગયો હતો પરંતુ હવે મને યાદ આવ્યુ કે નોતમગઢ અને રામપુર વચ્ચે ગોમની નદી આવેલી હતી. વર્ષનો મોટો ભાગ

તેમાં વેણું ઉકતી પણ ચોમાસામાં પાણી રહેતું. ઘણીવાર ઉપરવાસ સારો વરસાદ થયો હોય તો નદીમાં પૂર આવતું. આવા કોઈ કારણસર રામલછન અટકી પડયો હશે.

બીજા દિવસની સવાર થઈ—બપોર થયા. રામલછન કે હરીમ કોઈ દેખાણું નહીં. મને હવે ચિંતા થવા લાગી. જો કે ઇલાને આજે કંઈક ઠીક લાગતું હતું. ત્યાં અચાનક સિપાઈએ આવીને સલામ કરી :

'સાહેબ, આપણા માળીનું શબ નદીમાં નીચે વાસમાંથી મળ્યું છે. પૂરમાં તણાઈ ગયો હોય તેવું લાગે છે!'

'હેં? રામલછનનું?' મારો સાદ ફાટી ગયો.

'હા, સાહેબ! પણ રાતને વખતે રામપુર તરફ શું કામ ગયો હશે?'

હું કાંઈ જ જવાબ આપી શકયો નહિ. ઉમાને ખબર આપ્યા તો તે પણ રડી પડી : 'અરે આપણે નિમિત્ત બન્યા!

મારા જ કમનશીબ હાથે મેં તેના મૃત્યુના કાગળિયાં કર્યાં. અકસ્માત નદીમાં પૂર આવતાં, તેમાં તણાઈ જતાં, રામલછનનું મૃત્યુ અકસ્માતથી થયું છે. મારું મન પોકારી રહ્યું હતું.—હું જ ખૂની છું—તેના મૃત્યુ માટે હું જ જવાબદાર છું. આ કમનશીબ માળીને કેઈ જ હતું નહિ, પણ તેના મૃત્યુને ભૂલવું અમારા માટે અશકય બની ગયું. એક ચમત્કાર પણ એ બન્યો કે તે જ દિવસથી ઇલાને સારું થવા લાગ્યું. અને ઉત્તરોત્તર તેની તબિયત સુધરતી ગઈ. તે ઘણી વાર રામલછનને યાદ કરતી પણ અમે વાતને રોળાટોળી નાખતા.

રામલછન વિનાનો બગીચો સાવ ઉજ્જડ થઈ પડ્યો.. ફુવારા કરમાવા લાગ્યા.. ચારણી. શણીઓ. બાંધેલા કૂંડામાં પખીઓ પાણી પીવા આવતાં તે પણ અદૃશ્ય થઈ ગયાં. હવે કોઈ કયારાને પાણી પાતું નહિ. તે દિવસે રામલછનના મૃત્યુ નિમિત્તે જ માવઠું થયું—ત્યારબાદ વરસાદ પણ લંબાણો. પખવાડિયામા તો ઇલાને ઘણો ફેર પડી ગયો અને તે બગીચા સુધી હરવા ફરવા લાગી.

'હકીમની દવા વિના પણ આ છોકરી બેઠી થઈ ગઈ. હવે જ કેમ દવા લાગુ પડી હશે!' એક દિવસ ઉમાએ મને પૂછ્યું.

'કોઈ મૃતાત્માની ભાવના કામ કરી ગઈ લાગે છે!' મેં કહ્યું.

'હવે આપણે બીજો માળી રાખી લેવો જોઈએ. બગીચો કેવો વેરાન થઈ ગયો છે. સામું જોવાતું પણ નથી!' ઉમાએ દલીલ કરી.

'જોતા રે'શું અને કોઈ મળે તો રાખી લેશું!' મેં કહ્યું પણ મારા શબ્દોને પકડી પાડની ઇલા આગળ આવી 'પછી રામલછન કયાં જશે? જુઓ આજે તેણે કેવું સરસ ગુલાબ આપ્યું છે!' એમ કહીને તેણે પોતાના વાળમાંનું લાલ ગુલાબ બતાવ્યું. હું સાશ્ચર્ય ત્યાં જોઈ રહ્યો. ઉમા મારા તરફ જોઈ રહી.

બગીચો સાવ ઉજ્જડ હતો. બધાંજ રોપા અને ફૂલછોડ કરમાઈ ગયાં હતાં. કેટલાક દિવસથી એક પણ ફૂલ ઉગે જોયું ન હતું. તો પછી આ ગૂઢ રહસ્ય જેવો કોયડો લાગ્યો. ઇલાને હજુ માળીના મૃત્યુની ખબર ન હતી. ઉમાને ડર લાગ્યો કે રામલછનનું ભૂત તો નહિ હોય ને? મેં આશ્વાસન આપતાં કહ્યું : 'એક પોલીસ ઇન્સ્પેકટરની પત્નીને આ શોભે?' અને વાતને હસવામાં જ રોળી નાખી.

બીજે દિવસે પહેલું કામ મેં એક કામચલાઉ માળીને શોધવાનું કર્યું. ઇલાએ તેનો વિરોધ કર્યો. ને નવા માળીને બગીચામાં પેસવા નહીં દે તેવી ધમકી આપી. મારે તેને સમજાવવી પડી : 'તું આટલી ડાહી છો અને સમજતી કેમ નથી, રામલછન હવે ઘરડો થયો છે તેને મદદ તો આપવી જોઈએ ને?' આ દલીલ તેને ગળે ઊતરી.

પણ નવો માળી ચોવીસ કલાક પણ ટકયો નહીં. પરસેવે રેબઝેબ, ધ્રુજતો મારી પાસે આવ્યો.

"સાહેબ, મારાથી નોકરી નહિ થાય. આ બગીચામાં કાંઈક છે—ઇલાબહેન આખો દિ' ત્યાં વાતો કર્યા કરે છે...અને કોઈક તેમને ફૂલ પણ આપી જાય છે!"

"હવે જા જા, મૂરખ—કાલથી ન આવતો. અને જો આવી વાત કોઈને કરીશ નહિ!" મેં તેને

ધમકી તો આપી પણ અંદરખાનેથી મને પણ મૂઝવણ થઇ આ વાત ઉમા પાસે જાય તો પણ ઉપાધિ વધે તેમ હતું.

હવે તો આ વાતનો તાગ લાવવા મેં નિશ્ચય કર્યો બગીચાનુ નિરીક્ષણ ઝીણવટથી કરવા લાગ્યો. છતા બગીચામા જતી તે હું સતત ને જોવા લાગ્યો અને તેની કાર્યવહીનું અવલોકન કરવા માડ્યુ. બગીચામા કયાય ફૂલઝાડ ઉપર ફૂલ પણ પણ ન હતા – કળી પણ બેરી ન હતી એક ગુલાબના છોડ પાસે ઇલા ઊભી રહી – થોડી વારે તેણે હાથ લાબો કર્યો – આ શુ ?

કોઇ તેને ફૂલ આપી રહ્યુ હતું ! કોઇની પાસેથી તે ફૂલ લઇ રહી હતી ! મે માત્ર તેના હાથમા ગુલાબ જોયુ હુ પરસેવે રેબઝેબ થઇ ગયો. અને બહાર નીકળી સ્વસ્થતા મેળવવા યત્ન કર્યો મને મારી જાત માટે સંકોચ થયો – એક પોલિસ ઇન્સ્પેક્ટરને પરસેવો છૂટી જાય કોઈ જુએ તો ?

રામલછ્છનના મૃત્યુ પછી ભારે મોટી વિટંબણા ઊભી થઇ હતી અને ઇલાના ગુનાએ તેમા વધારો કર્યો હતો. આવાજ વાતાવરણમા કયાય રહેવાનુ હોય તો ઉમા પણ માનસિક તાણ અનુભવે જ. એટલે અહીથી છૂટવા મે બદલી માટે અરજી કરી દીધી અને થોડાજ દિવસોમા બદલીનો હુકમ પણ આવી મળી ગયો. હુ અને ઉમા રાજી થયા પણ ઇલા ખૂબ નારાજ થઇ: તેણે પ્રશ્ન રજૂ કર્યો:

'હવે રામલછ્છનનુ કોણ ધ્યાન રાખશે ?'

'વાહરે બેનબા, એ કઇ કીકનો થોડો છે? અને આપણે તેની પણ બદલી કરાવી લઇશુ !'

જવાને દિવસે અમારો બધો સામાન ગાડામા રવાના થઈ ગયો. સ્ટેશન ખાસ્સુ આઠ ગાઉ દૂર હતુ. સિપાઈ અમારે માટે ખાસ બે ઘોડાની બગીની વરદી આપી લઇ આવ્યો હતો. અમે સૌ ગાડીમાં બેસી ગયા – થોડો સામાન પણ સાથે મૂકાઇ ગયો.

"ઇલા કયા ગઈ – કેમ દેખાતી નથી ?" મે પૂછ્યુ.

"હું અહી છુ – રામલછ્છન પાસેથી છેલ્લીવાર ફૂલ લઈ લઉ !" બગીચામાંથી ઇલાનો અવાજ આવ્યો.

સચિંત નયને મેં તથા ઉમાએ છેલ્લીવાર બગીચા તરફ દૃષ્ટિ ફેંકી – ત્યા પાદડા વિનાના ઠુંઠા જેવા હતા – લીલોતરીનુ નામ નહોતુ – અને ત્યા ઇલા દોડતી દોડતી આવી ત્યારે એક માથામા અને બીજુ હાથમા એમ બે ફૂલ – લાલ ગુલાબના ખુશબૂ પ્રસરાવી રહ્યા હતા ઇલા પણ ગાડીમા બેસી ગઈ વિદાય આપનાર સમુદાયને મારી આખમા અને ઉમાની આખમા અશ્રુ જોઇ એમ થયું હશે કે અમે લાગણીશીલ છીએ, પણ વાસ્તવમા તો રામલછ્છનના મૃત્યુ માટે જે અમારી સયુક્ત જવાબદારી હતી તેને આડકતરી અંજલિ હતી. ઇલાએ તો ઊભા થઇ હાથ ઊંચો કરી, ચાલતી ગાડીએ કહ્યુ

'રામલછ્છનભૈયા – આવજો !'

સૌ બાઘાની માફક, ઇલા જોતી હતી ત્યા, બગીચા તરફ જોઇ રહ્યા. માત્ર મે અને ઉમાએજ નીચે જોઇ રાખ્યુ !

* * *

મે અગાઉ કહ્યુ ને કે ઇલા હવે તો મોટી થઇ ગઈ છે એમ એસ સીના છેલ્લા વર્ષમા છે. બાયોલોજી એનો વિષય છે હુ તે વિષયમા અજ્ઞાતમા છુ એટલે ઇલાને મારા કરતા વધુ જ્ઞાની સમજુ છુ. તે સાઇકલ ઉપર કોલેજે જાય છે ત્યારે દરવાજા સુધી હું જાઉં છું – દરવાજો હુ ઉઘાડી દઉ છું અને બધ પણ હુ જ કરુ છુ.

એક વાર દરવાજા સુધી જતા મે ઇલાને પૂછ્યું:

'તને નીલમગઢ, રામલછ્છન માળી, ઘર પાછળનો બગીચો યાદ આવે છે?'

'જરૂર પપ્પા, કેમ ન આવે !'

'અને તુ માદી પડી હતી – રામલછ્છન ગુલાબ આપી જતો – માદગી પછી પણ તું બગીચામા જતી .. .'

'ચોક્કસ, ચોક્કસ બધુ જ યાદ છે !'

'તો પછી તારા પપ્પાને એક વાત કહીશ

તું સાજી થઇ અને બગીચામાં જવા લાગી ત્યારે તેં રામલછનને ખરેખર જોયો હતો. ખરી રીતે તું માંદી પડી ત્યારે એક રાત્રે હકીમને બોલાવવા તે ગયો તે પાછો ફર્યો જ નહીં – ગોમતી નદીના પુરમાં તણાઇ ગયો અને મૃત્યુ પામ્યો. તને ધ્રાસ્કો ન પડે તે ખાતર તને આ વાત કરેલી નહિ. અમને હજુ સમજમાં નથી આવતું કે ઉજ્જડ વેરાન બગીચામાંથી તને ગુલાબ કોણુ આપતું ?'

'મને તો રામલછન જ ફૂલ આપતો.'

'તારું વિજ્ઞાન શું કહે છે. મરી ગયેલો માણસ ફરી સદેહે દર્શન આપી શકે ? મને લાગે છે રામલછન વિષેની તારી રટણા તેનો ભ્રામક ખ્યાલ ઊભો કરતી હશે – તારું બાયોલોજીનું જ્ઞાન કાંઇ મદદ કરી શકે ?'

'જી, ના પપ્પા ! તમે પણુ ઉંમર વધવા સાથે અગમનિગમની વાતો કરો છો, હો !'

'તો પછી તને ફૂલ કોણુ આપતું !'

'હું કોઇ અજ્ઞાતવાદ કે મૃત્યુ પછીના જીવનમાં માનતી નથી. મને એટલી જ ખબર છે મારી કલ્પનાથી રામલછનને ફૂલ આપતો હું જોઇ શકતી. મૃતાત્મા સાથે વાત કર્યાનો મારો દાવો નથી. અને ખડખડાટ હસતી ઇલા સાઇકલ ઉપર દોડી જાય છે !

જીવનની નમની સંધ્યા એ ગત જીવનની સ્મૃતિઓ માનવીને હસાવતી હશે – ડરાવતી હશે આકાશમાં ચમકતા તારાગણુ માફક સ્મૃતિઓ ચમકારા કરતી હોય તેમાં વધુ પ્રકાશિત કોઇ એકાદ તારો જુદો પડી જાય તેમ જીવનનો કોઇ એકાદ પ્રસંગ તેના એકાકી મહત્વથી જીવનમાં ઝળૂંબી રહે છે. જેનો વૈજ્ઞાનિક ખુલાસો ન હોય તેવી ઘટનાઓ કુદરતમાં બનતી જ રહે છે પણુ ઇલાનું કહેવું હું સ્વીકારી લઉં છું કેમકે જીવન જીવવા જેવી કોઇ પણુ ઘટના માટે ખુલાસાનો આગ્રહ શા માટે રાખવો જોઇએ ?

## કાંચન કે કથીર ?

એક મજૂરનો દીકરો હતો. તેને લાલ ચળકતો પથ્થર જડયો. પોતાના મહોલ્લાનાં બાળકો સાથે એ રમવા લાગ્યો. એક સાથીને તેનો પથ્થર ખૂબ ગમી ગયો. તેણે માગણી કરી. મજૂરને દીકરે ન આપ્યો.

તેણે પોતાના બાપ પાસે જઇ હઠ પકડી : "મને એ લાલ પથ્થર લાવી આપો."

એટલામાં કોઇ ઝવેરી ત્યાંથી નીકળ્યો. તેણે કહ્યું : "આ તો હીરો છે. સાધારણુ પથ્થર નથી. તેના પચાસ રૂપિયા આપું. મને આપી દે."

છોકરાએ જીદ પકડી : "ગમે તેમ થાય પણુ મારે એ હીરો જોઇએ." બાળહઠ પછી પૂછવું શુ ? બાપે કમને એ હીરો સો રૂપિયે ખરીદ્યો.

પવન વેગે વાત આખા મુલકમાં પસરી ગઇ. હીરાની કીમત વધતી ચાલી. પાંચસો, હજારથી વધીને લાખ સુધી પહોંચી.

એટલામાં દુકાળ પડયો. અન્ન મળવું દુર્લભ થઇ ગયું. લોકોએ પોતાની કીમતી ચીજો વેચવા કાઢી. હીરાના માલિકે હીરો પણુ વેચવા માંડયો. પણુ લાખના હીરાને મણુ અનાજના બદલામાં કોઇએ ન લીધો. લાખનો હીરો પાસે હતો તો પણુ પેટ ભરવાના સાંસા પડવા લાગ્યા. લોકોએ હીરાની તુલનામાં અનાજ, દૂધ-ઘી વગેરે ખૂબ વહાલાં હતાં હીરો કંઇ પેટ ભરવાના કામમાં આવે ?

અનાજ, ઘી, માખણુની તુલના કયો હીરો કરી શકે ? – વિનોબાજી

# પથદીપ

આચાર્ય રજનીશજી

## (૮)

કોઇએ પૂછયું : "સ્વર્ગ અને નરક શું છે ?" મેં કહ્યું : "આપણે પોતે જ."

*

એક વાર કોઇ એક શિષ્યે પોતાના ગુરુને પૂછયું : 'સ્વર્ગ અને નરક કેવા છે એ હું જાણવા ઇચ્છું છું.

ગુરુએ કહ્યું. : 'આંખો બંધ કરી દે અને જો !'

શિષ્યે આંખો બંધ કરી દીધી. જાણે એ શાંત શુન્ય અવસ્થાનો અનુભવ કરી રહ્યો.

ગુરુ એ કહ્યું :"હવે જો !તને સ્વર્ગ દેખાશે."

થોડી ક્ષણ પછી કહ્યું : "હવે નરક જોઈ લે."

થોડી વાર પછી શિષ્યે આંખો ખોલી તો એના આશ્ચર્યની કોઇ સીમા નહોતી.

ગુરુએ પૂછયું : 'શું જોયું ?'

"લોકો જેની ચર્ચા કરે છે એવું તો મેં સ્વર્ગમાં કશું ભાળ્યું નહીં. નહોતી ત્યાં અમૃતની નદીઓ કે નહોતા કોઈ સુવર્ણના મહેલ. ત્યાં તો એવું કશું જ હતું નહીં. અને, અને નરકમાં પણ મને તો કશું જ જોવા મળ્યું નહીં. ન તો ત્યાં અગ્નિની જ્વાળાઓ હતી કે ન તો ! પીડિતોના રૂદન. આનું કારણ શું ? શું મેં ખરેખર સ્વર્ગ અને નરક જોયા કે બીજું કંઈ?" શિષ્ય બોલી ઉઠયો.

ગુરુ હસવા લાગ્યા. એમણે કહ્યું : "તેં સ્વર્ગ અને નરક જ જોયા છે એ નિશ્ચિંત છે. પરંતુ અમૃતની નદીઓ અને સુવર્ણના મહેલ તેમ જ અગ્નિની જ્વાળાઓ અને પીડિતોના રૂદન ત્યાં હોતા નથી. એ તો આપણે જ અહીંથી સાથે લઇ જવા પડે છે. આપણે આપણી સાથે જે લઇ જઇએ એ જ આપણને ત્યાં મળે છે. વાસ્તવમાં આપણે જ સ્વર્ગ છીએ અને આપણે જ નરક છીએ."

*

દરેક મનુષ્ય પોતાના અંતરમાં જે હોય છે એ જ બહાર પામે છે. બાહ્ય દુનિયા એ આંતરિક દુનિયાનું જ પ્રતિબિંબ છે. અંદર સ્વર્ગ હોય તો બહાર પણ સ્વર્ગ છે અને અંદર જો નરક હોય તો બહાર પણ નરક.

## (૯)

યાદ રાખજો કે તમારી પાસે શું છે એનાથી નહીં, પરંતુ તમે શું છો એનાથી જ તમે ઓળખાશો. તમારી અંદર જે છે એ જ તમારી સંપત્તિ છે, એ જ તમે છો. જે એ એને સાચી જાણે એણે બધું સાચી જાણ્યું.

*

એક અંધ બુઢાની વાત છે. રાજપથની વચ્ચોવચ્ચ એ ઊભો હતો. એ દેશના રાજાની સવારી નીકળી રહી હતી.

સૌ પ્રથમ રાજપથ ઉપરથી થોડા સૈનિકો નીકળ્યા જેમના ઉપર રાજાની સવારી માટે માર્ગ સાફ કરવાની જવાબદારી હતી.

એમણે રાજમાર્ગ વચ્ચે ઊભેલા બુઢાને ધમકાવ્યો અને કહ્યું : એલા મૂર્ખ ! માર્ગમાંથી ખસી જા ! આંધળા ! જોતો નથી કે રાજાની સવારી આવી રહે છે ?

બુઢો હસ્યો અને બોલ્યો : 'આજ કારણ'

બુઢો ત્યાંને ત્યાં જ ઊભો રહ્યો. થોડી વારે ઘોડેસ્વારો નીકળ્યા. એમણે કહ્યું: "માર્ગમાંથી ખસી જાઓ, સવારી આવી રહી છે."

બુઢો ત્યાંને ત્યાંજ ઊભો રહ્યો અને બોલ્યો : 'આજ કારણ'

થોડી વારે રાજાનો દિવાન આવ્યો. એણે બુઢા ફકીરને કશું કહ્યું નહીં, અને એને બચાવીને પોતાનો ઘોડો હંકારી ગયો. ફકીર બોલ્યો : 'આજ કારણ'

અને થોડી વારે રાજાની સવારી આવી પહોચી બુઢા ફકીરને જોઈ રાજા ઘોડા ઉપરથી નીચે ઉતર્યો અને એના ચરણને સ્પર્શ કર્યો

ફકીર હસવા લાગ્યો અને બોલ્યો 'શુ' રાજા આવી ગયા ? આ જ કારણ"

સવારી ચાલી ગઈ પરંતુ જે લોકોએ અંધ અને બુઢા ફકીરને હસતા જોયેલા અને વારંવાર 'આજ કારણ' એમ બોલતા સાભળેલા એમણે એને એનુ' કારણ પૂછયુ'

ફકીરે જવાબ આપ્યો "જે માણસ જયા અને જેવો હોય છે એ એના પોતાના આચરણને કારણે જ હોય છે"

*

હુ શુ વિચારૂ છુ, શુ બોલુ છુ અને શુ કરુ છુ એ બધામા 'હુ' પ્રગટ થાય છે પોતાના આ વર્તનને જે સતત જોતો રહે છે એનુ નિરીક્ષણ કરતો રહે છે એ ક્રમશ ઉપરને ઉપર ચઢતો જાય છે, કારણ કે એવો કોણ હોય જે જાણીબુઝીને નીચે રહેવાનુ પસદ કરે ?

(૧૦)

હુ કોઇ એક ગામમા ગયો ત્યા કેટલાક લોકો પૂછવા લાગ્યા 'શુ ઇશ્વર છે ? અમે એના દર્શન કરવા ઇચ્છીએ છીએ"

મેં એમને કહ્યુ સર્વત્ર ઈશ્વર જ ઇશ્વર છે બધુ એ' જ છે પરતુ જેઓ હુપદથી ભરેલા છે એ એને ઓળખી શકતા નથી એને ઓળખવાની એક માત્ર શરત છે– હુપદનો ત્યાગ"

*

એક રાજાને પરમાત્માની ખોજ કરવાનુ' મન થયુ' એ કોઇ આશ્રમમા ગયો એ આશ્રમના મુખ્ય સાધુએ કહ્યુ તમારી પાસે જે છે એનો ત્યાગ કરો. ભગવાનને મેળવવો એ તો બહુ સરળ વાત છે

રાજાએ એની પાસે જે કઇ હતુ એનો ત્યાગ કરી દીધો રાજપાટ પણ છોડી દીધુ જે કઇ સપત્તિ હતી એ દરિદ્રોને વહેચી દીધી સાવ ભિખારી બનીને એ આશ્રમમા આવી પહોચ્યો

પરંતુ સાધુએ એને કહ્યુ 'મિત્ર ! તમે તો જે કઈ હતુ એ બધુ' સાથે લઇને આવ્યા છો !

રાજા કંઈ સમજી શક્યો નહી સાધુએ એને આશ્રમનો કચરો પૂજો સાફ કરવાનુ કામ સોપ્યુ.

રાજાને આ કામ સોપવામા આવ્યુ' એમા અન્ય આશ્રમવાસીઓને કઠોરતા લાગી પરંતુ મુખ્ય સાધુએ જણાવ્યુ' કે સત્યને પામવા માટે હજી એ તૈયાર થયેલ નથી અને એવી તૈયારી એ તો બહુ જ આવશ્યક લેખાય

થોડા દિવસ બાદ કઠોર અને આકરા કામ માથી રાજાને મુક્તિ આપવાની ભલામણ લઈને ગયેલા આશ્રમવાસીઓને મુખ્ય સાધુએ કહ્યુ 'સારી વાત છે કે એની પરીક્ષા લઈ લઈએ"

બીજે દિવસે માથા ઉપર કચરાનો સૂડલો ઉપાડીને ગામ બહાર ફેકવા માટે રાજા જઈ રહ્યો હતો ત્યારે રસ્તામા કોઇ માણસ એની સાથે અથડાઇ પડચો રાજાએ એને કહ્યુ મહાનુ ભાવ ! પદર દિવસ પહેલા તમે મારી સાથે અથડાવા જેટલા આધળા થઇ શકયા ન હોત"

આશ્રમના સાધુને આ પ્રસગની જાણ થઇ એટલે એમણે તુરત જ કહ્યુ "મે નહોતુ કહ્યુ કે હજી સમય પાકયો નથી ? એ હજી પણ એના એ જ છે"

થોડા દિવસ બાદ ફરી કચરાનો સૂડલો લઇને જઈ રહેલા રાજા સથે કોઈ ભટકાઈ પડયુ આ વખતે રાજા એની સામે તાકી રહ્યો પણ કશુ બોલ્યો નહી પરતુ એની આખો એ તો જે કહેવાનુ હતુ એ કહી જ દીધુ

સાધુને આ પ્રસગની જાણ થઇ એટલે એમણે કહ્યુ સપત્તિનો ત્યાગ કરવો એ કેવી સરળ વાત છે ? પરતુ 'અહમ'નો ત્યાગ કરવો એ કેટલુ મુશ્કેલ છે !

ત્રીજી વખત પણ એ જ રીતે ઘટના બનવા પામી રાજાએ રસ્તા ઉપર વેરાઈ ગયેલો કચરો ફરી સૂડલામા ભરી લીધો અને ચાલવા માડયો, જાણે કઈ બન્યુ જ નથી

એ દિવસે આશ્રમના સાધુએ કહ્યુ હવે

એ તૈયાર છે જે ભૂસાઇ જવા ખુશી હોય એ જ પ્રભુને મેળવવાનો અધિકારી બને છે.'

*

સત્યની આકાક્ષા હોય તો હુપદ નો ત્યાગ કરો 'હૂ'થી મોટુ બીજુ કોઇ અસત્ય નથી. એનો ત્યાગ એ જ સંન્યાસ સસાર છોડવાની જરૂર નથી, અહમ્ છોડવુ છે કારણ કે વાસ્તવમા અહમ્-ભાવ એ જ સસાર છે

(૧૧)

જ્યારે કોઇ મને પ્રશ્ન કરે છે કે જીવનનુ સૌથી મોટુ રહસ્ય સૂત્ર શુ ? ત્યારે હુ કહુ છુ કે "જીવતા મરી જાણુ"

*

કોઇ સમ્રાટે એક યુવકની અસાધારણ સેવા અને વીરતાથી પ્રસન્ન થઇ એનું બહુ-માન કરવાનું વિચાર્યું. એ રાજ્યનું સૌથી શ્રેષ્ઠ સન્માન અને સૌથી મોટું પદ એને એનાયત કરવાની જાહેરાત કરવામા આવી. પરંતુ જાણવા મળ્યુ કે એનાથી યુવકને ન થયો સતોષ કે ન થયો આનંદ સમ્રાટે એને બોલાવીને કહ્યુ "તમે શુ ઇચ્છો છો? તમે જે ઇચ્છો એ દેવા હું તૈયાર છુ હું ગમે તેટલો પુરસ્કાર આપીશ એથી તમારી સેવાનો બદલો વળી શકે એમ નથી."

યુવકે શાતિથી જવાબ આપ્યો. "મહા-રાજ! બહુ નાનકડી એવી મારી માગણી છે. અને એ માગણી પૂરી કરનાર જ હુ આપને પ્રાર્થના કરું છું. મારે નથી જોઈતું ધન કે નથી જોઈતું કોઇ પદ, નથી ખપતું કોઇ સન્માન કે નથી ખપતી પ્રતિષ્ઠા. હું તો ચિત્તની શાતિ ઇચ્છુ છું."

રાજા તો યુવકની આ વાત સાભળીને અવાક્ બની ગયો. થોડી વારે એણે કહ્યુ "જે ચીજ મારી પાસે જ નથી એ હું તમને ક્યાથી આપી શકું? ચિત્તની શાતિ –એ મૂડી તો મારી પાસે છે જ નહીં."

થોડીવારે સમ્રાટ જાતે એ યુવકને પહાડો-મા વસતા અને આકરી સાધના પછી ચિત્તની શાંતિ મેળવી શકેલા એક સાધુ પાસે લઈ ગયો. યુવકે સાધુ પાસે પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી. સાધુ અલૌકિક રીતે શાત અને આનંદિત હતો. પરંતુ સમ્રાટે જોયું તો પોતાની માફક આ સાધુ પણ યુવકની વાત સાભળીને અવાક બની ગયો હતો.

સમ્રાટે સન્યાસીને ઉદ્દેશીને કહ્યું: "આ યુવકને શાતિ મળે એવુ કંઇક કરવા મારી પણ આપને પ્રાર્થના છે. એની સેવા અને ત્યાગના બદલામા એમણે મારી પાસેથી આજ પુરસ્કારની માગણી કરી છે હું પોતે જ શાતિ પામી શકયો નથી ત્યા આ યુવકને એ કેવી રીતે આપી શકું? એથી એમને આપની પાસે લઈ આવ્યો છું."

સંન્યાસીએ કહ્યું: "રાજન! શાતિ એ કોઈ એવી ચીજ નથી જે કોઈ બીજાની પાસેથી લઈ દઈ શકાય એ તો જાતે જ મેળવવાની હોય છે. જે બીજા પાસેથી મેળવી શકાય એ બીજાથી છીનવી પણ શકાય. અને બીજું કોઈ નહીં તો અન્તે મૃત્યુ તો એ છીનવી જ લે. જે ચીજ બીજા પાસેથી નહીં પણ પોતાની જાતે અંદરથી જ મેળવેલી હોય એને છીનવી લેવામા મૃત્યુ પણ અસમર્થ છે. શાતિ એ મૃત્યુથી મહાન છે અને એથી જ બીજા કોઇથી એ આપી શકાતી નથી."

એક સંન્યાસીએ જ મને આ વાર્તા કહેલી. એ સાભળીને મેં કહેલુ: "ખરેખર, મૃત્યુ શાતિને છીનવી શકે જ નહીં. કારણ કે જે મૃત્યુ પહેલા જ મરી જાણે છે એજ શાતિ પામી શકે છે"

*

શુ તમને મૃત્યુનો અનુભવ છે? જો ના, તો સમજવુ કે તમે મૃત્યુના પકડમા છો. મૃત્યુના હાથમા જકડાયાનો જે અનુભવ થાય છે એને પરિણામે પેદા થતી ચટપટી એજ અશાતિ છે. પરતુ મિત્રો, મૃત્યુ પહેલા પણ મરી છૂટવાનો ઉપાય છે પોતે જીવત હોવા છતા જાણે નથી એ રીતે જે જીવી જાણે છે એ મૃત્યુને ઓળખી લે છે. અને ઓળખીને મૃત્યુ પાર કરી જાય છે.

# શ્રદ્ધાનું બળ

દેવેન્દ્રકુમાર કા. પંડિત

મહર્ષિ દયાનંદ દીક્ષિત થયા પછી કહેતા કે હું હિમાલયની કંદરાઓ અને ભારતના વન ઉપવનો એટલા સારુ ઘૂમી રહ્યો છું કે ધર્મ અને શાસ્ત્ર ફરતા વીંટાઈ વળેલા અજ્ઞાન અને અધર્મના જાળા ઝાંખરા દૂર કરી મને શુદ્ધ તત્ત્વ સમજાવે એવા કોઈક મહાત્મા મળે તો એ જ્ઞાન હું દેશની કોટાનકોટી જનતાને ચરણે ધરી શકું

એમનો મજબૂત ખ્યાલ હતો કે ભારતમાં આવા જ્ઞાની મહાત્માઓ વસે છે અને તેઓને એકાંતવાસ ખૂબ ગમતો હોઈ તેઓ જંગલોમાં વા ડુંગરાઓમાં રહે છે

એમને કોઈકે કહ્યું કે નર્મદાના જંગલોમાં કદાચ તમને એવા મહાત્મા મળી આવે આ સાંભળી તેઓ નર્મદા નદીના તટ પરના ગાઢ જંગલમાં આવી ચડ્યા સંન્યાસી હતા કશું જ સાધન ન હતું હાથમાં માત્ર એક નાની લાકડી હતી પ્રબળ આકાંક્ષાને હૃદયમાં સંઘરી મહર્ષિ આવા મહાત્માની ખોજ ચલાવતા જંગલમાં ક્યાંય આગળ ને ઊંડે ગયા એમના સંગાથમાં ઈશ્વરના નામ જપ સિવાય બીજું કોઈ ન હતું

બરાબર મધ્ય જંગલમાં એક કાળું ડીબાંગ રીંછ મારગ અવરોધી ઊભું રહ્યું

મહર્ષિ થંભી ગયા સંચે જરા વારે રીંછ પંછના બે પગે ઊભું થયું એક પળ ને બીજી પળે તરાપ મારે એટલી જ વાર હતી

પણ બાળ બ્રહ્મચારી દયાનંદને આથી જરાય ગભરામણ ન થઈ ઊલટું મો પર ચેતના પ્રસરી આવી એ નિશ્ચલતાથી ત્યાં જ ઊભા રહ્યા ન નાખી ચીસ ન ભય વ્યાપ્યો આમાં પણ એમણે પરમપિતાની મંગળ ઇચ્છાના દર્શન કર્યા

જરા વારે રીંછ આગના બે પગ નમાવી પ્રતિરોધ થયા સિવાય આપમેળે ઝાડીમાં સરી ગયું

ભાવનાની અસર હિંસક જાનવરો પર પણ થતી હશે! એ જ ક્ષણે ત્યાં વસનારા જંગલી લોકો આ ચાંદને ભાળતા વખ્ખા જોઈ સ્વામીજીને નમ્યા ને બોલ્યા

'મહારાજ' આ માર્ગે ખૂબ જ હિંસક જાનવરો રહે છે આ માર્ગે પ્રયાણ કરવું સારું નથી

'ત્યારે મારે શું કરવું? આ માર્ગે નર્મદાને તીરે તીરે મારે આગળ જવું છે એ ચોક્કસ છે મારો દેહ રહે કે પડી જાય'

'અમે આપીએ તે હથિયાર સાથે રાખો'

'સંન્યાસીનો એ ધર્મ નથી.'

'અમે સાથે આવીએ'

'મારા કામ સારુ તમને જોખમમાં શીદ લઈ જવા?'

'ત્યારે?'

'મને વિચારવા દો ને તમે જાવ, પરમપિતા જે બધાયના હૃદયમાં છે તે જેમ સૂઝાડશે તેમ કરીશ'

'આપની ઇચ્છા' કહી નમીને તે જંગલવાસીઓ ગયા

મહર્ષિ ત્યાં ક્યાંય સુધી સ્થિર ઊભા રહ્યા હૃદયમાં વિચાર્યું કર્યું 'મારા હાથમાં આ લાકડી છે લાકડી મેં શું કામ રાખી છે જંગલમાં પશુઓથી બચાવ કરવા એટલે જ આ જંગલવાસીઓએ મને હથિયાર રાખવા કહ્યું સૌનો રક્ષણહાર તો ઈશ્વર છે, એ બધાની સાથે છે, એ તો આ લાકડીથી ક્યાંય મહાન છે ઈશ્વરમાં શું મારી શ્રદ્ધા હણી ગઈ કે મેં આ લાકડી સાથે રાખી! એ મારું શું રક્ષણ નથી કરતો? આવી મારી માન્યતા ડગી કેમ ગઈ?'

ને બીજી જ ક્ષણે એમણે લાકડી દૂર ફગાવી દઈ અંગ પરનું ભગવું પરિધાન સરખું કરતા આગળ કદમ ઊઠાવ્યા હિંસક જાનવરોથી ભરચક નર્મદાનું આખું જંગલ સલામત ઘૂમી વળી પાછા ફર્યા.

# જ્યોતિ

ગુરુદયાલ મલ્લિક

વર્ષો પહેલાંની વાત છે. એક દિવસ સવારે હું બાગમાં બેઠો હતો. સવાર પડવાને થોડી વાર હતી. હજી રાતનો અંધકાર હતો. કોઈ મસ્તીમાં આવીને ગાતું હતુ :

> નમું ઉસ બ્રહ્મ કો જો સબ સે મહાન.
> પૃથ્વી જિસકી પાદુકા, અંતરિક્ષ શરીર,
> સૂરજ-ચાંદ આંખે, ઔર શિર આસમાન.
> જ્યોતિ ઉસકી વાણી, દિશા ઉસકે કાન,
> પવન ઉસકા પ્રાણ, જો સબ મેં સમાન.

ગાનાર 'જ્યોતિ ઉસકી વાણી' એ પંક્તિ-ખંડને વારંવાર દોહરાવીને ગાતા હતો. એ વખતે કુદરત એનો અર્થ સમજી ગઇ અને અંધાર દૂર થયો. ચારે તરફ પ્રકાશ ફેલાઈ ગયો. અંધકારમા દરેક વસ્તુ હાજર તો હતી જ, પણ તે દેખાતી ન હતી. આ ઝાડ, ફળ, પહાડ, નદી, રસ્તો, મકાનો બધું એક વિરાટ કાળા કામળાની નીચે ઢંકાઈ ગયુ હતું. પણ જયા પ્રકાશ પથરાયો કે તરત દરેક ચીજ નજરે પડી- અને એ દરેકનો એકબીજા સાથે સંબંધ છે એનુ જ્ઞાન થયું. આપણે એક-બીજાને ઓળખવા માટે ભાષાનો ઉપયોગ કરીએ છીએ તેમ જ્યોતિ પણ બધાને ઓળખવાની ભાષા છે. પ્રભુને અને એમની લીલાને સમજવા માટે જ્યોતિની જરૂર છે. માટે જ આત્મા કહે છે કે, મારે પ્રકાશ જોઇએ, હજી વિશેષ પ્રકાશ જોઈએ – પ્રકાશ વિના હું જીવી શકું નહીં. અંધકારમાં જીવતા કીડાઓ જેવો હું નથી. હું તો માત્ર પ્રકાશમાં જ જીવી શકું છું.'

પ્રભુની બીજી ચીજો પેઠે પ્રકાશ પણ અનંત છે. આત્માને પ્રકાશની ભૂખ ન હોય તો આપણે જ્ઞાન પ્રાપ્ત કરવા માટે સ્કૂલે શા માટે જઈએ? દિવ્ય જ્ઞાન માટે મંદિરોમા શા માટે જઇએ? સૌન્દર્ય દ્વારા એ પ્રકાશને પામવા માટે કલાભવનોમાં શા માટે જઇએ? સંસ્કૃતિની શોધ શા માટે કરીએ? સંસ્કૃતિ શું છે? સંસ્કૃતિ એટલે જે સત્ય છે, જે સાર છે, જે અનંત છે તેને જાણવાની ઇચ્છા.

પણ પ્રકાશ બે પ્રકારનો છે, એક અંદરનો અને બીજો બહારનો. એ બંનેની વચ્ચે બાહ્ય અને અંતરની આંખોનો ઝઘડો રહેશે. પણ એ ઝઘડામાં આખરી ફેંસલો ફક્ત એક સત્યથી જ થશે. સત્ય જ્યોતિ છે. હકીકતમાં જીવનનું સત્ય એક જ છે. જેવી રીતે અંદર અને બહારનો પ્રકાશ એક છે.

એમ પણ કહી શકાય કે જે બહારનો પ્રકાશ છે તે અંદરના પ્રકાશનો જ અંશ છે. લોકો આ દુનિયાને માયા કહે છે. પરન્તુ જ્યારે એ માયા આટલી ખૂબસૂરત છે, તો એ દુનિયારૂપી માયા જેણે નિર્માણ કરી તે કેટલા ખૂબસૂરત હશે? એટલા માટે જ માયાના પડદા પાછળથી જ 'હું આવ્યો' એમ ભગવાન કહે છે.

એક પ્રસંગ યાદ આવે છે. વસંત ઋતુ હતી. ચારે તરફ સૌન્દર્ય પથરાયું હતુ. રાબિયા એક ગુફામા બેસી ધ્યાન ધરતી હતી. એવામાં એની બહેનપણી આવીને તેને કહેવા લાગી: 'રાબિયા! બહાર આવ. જરા ખુદાની કુદરત જો – કેવી ખીલી છે!'

'તું સૌન્દર્ય-દર્શન માટે બહાર બોલાવે છે તે વ્યાજબી જ છે. પણ હું તને અંદર ગુફામાં બોલાવું છું. તું અંદર આવીને કુદરતનાં ખુદાને—સ્રષ્ટાને જો.'

આમ, બહારના તેમ જ અંદરના બંને પ્રકાશની જરૂર છે. જેના



ઝંખના છે જે સાર છે એને સમજવા માગે છે એ જ માણુસ છે

મારો એક ભત્રીજો છે, માબાપે એને કહી રાખેલુ કે રાત્રે પ્રાર્થના કર્યા પછી સૂવું છોકરાના શયનખંડમા કૃષ્ણની છબી હતી એક દિવસ કામકાજ પતાવી ઘરે પહોચ્યો ત્યારે છોકરો સૂવાની તૈયારી કરતો હતો. ત્યારે છોકરાની ઉમર ત્રણ વર્ષની હતી બધે અધારુ હતુ. મે પૂછ્યુ 'કેમ પ્રાર્થના કરી? કૃષ્ણના દર્શન કર્યા ?'

'ચાચા! કૃષ્ણના દર્શન કેવી રીતે કરુ ! અહી તો રોશની જ નથી.' છોકરાએ કહ્યુ.

કયાથી દેખાય ? જ્યા સુધી આપણે આપ ણામા જ ગૂંચવાયેલા રહીશું ત્યા સુધી કોઈ પણ પ્રકારનો પ્રકાશ આપણને નહીં દેખાય!

એકવાર શ્રી કૃષ્ણને કોઇએ પૂછ્યુ : 'અરે કૃષ્ણ! તુ આટલો કાળો કેમ ?'

'કેમ કે, કાળા રંગમાં બધાં રંગો મળી જાય છે.' કૃષ્ણે કહ્યુ.

એ જ રીતે સાચા પ્રેમમાં બધા રંગ મળે છે. એમા નાત-જાત, ગરીબ અમીર, નાના-મોટા કોઈ જાતનો ભેદભાવ રહેતો નથી. પ્રેમનો રંગ કૃષ્ણનો રગ છે.

પ્રકાશ પ્રકાશમા પણ ફેર છે ગેસનો પણ પ્રકાશ છે ઇન્દ્રિયોનો પ્રકાશ ગેસ જેવો છે. એ આખોને આજી નાખે છે, ઝખી પાડે છે, જ્યારે આત્માનો પ્રકાશ આખને સાફ કરે છે. આત્માના પ્રકાશ જેવો કોઈ સુરમો નથી

જેમા પ્રકાશ હોય તે જ સાચો આનદ છે. એવા પ્રકાશમય આનદથી જ જીવન ઉજ્જવળ બને છે અને અંદરનો તેમ જ બહારનો અંધકાર દૂર થાય છે.

એટલા માટે એ અમરજ્યોતિ માટે પ્રાર્થના કરવી પડે છે. દિવસ-રાત એની આશામા રહેવુ પડે છે :

બેઠા હુ મદિર કે બાહિર,
લે કે દિલ મે આશ.
કભી તો બુલાઓગે હી,
અપને ચરણન પાસ.
બેઠા હું૦
તેરી ચરણ છાયા મે,
જો હૈ પ્રકાશ;
ઉસમે મેરી આત્મા કા,
હોગા પૂર્ણ વિકાસ.
બેઠા હું૦

*

માણસનો સર્વોત્તમ પુરુષાર્થ ઈશ્વરની શોધની કોશિશમા મડયા રહેવામા છે. માણસે બાપેના મદિરો કે તેણે ઘડેલી મૂર્તિઓ અથવા યાત્રાના ધામોમા તે મળતો નથી અથવા જપ તપ કર્યે પણ તેનો ભેટો થતો નથી ઈશ્વર કેવળ દુન્યવી નહી પણ દૈવી પ્રેમથી જ મળે છે. મીરાબાઈ એ જ પ્રેમના આધારે જીવતી હતી અને સર્વસ્થળે અને સર્વ વસ્તુમા પ્રેમસ્વરૂપ ઈશ્વરને જોતી હતી. ઈશ્વર જ એનુ સર્વસ્વ હતું.

ગાંધીજી

# આફત

મધુકુંજ પટેલ

સૌ સસ્મિત હતાં.

ફરતાં હતા.

એમને બેસવાનું હતું વિમાનમા.

એક દંપતી તો સૌ પ્રથમ વિમાન પ્રવાસ માટે આવેલુ હતું.

કેવું અભૂતપૂર્વ યુગલ!

સ્ત્રી ચંચળ હતી

પુરુષ દેખાવડો હતો, તે ઉત્સાહી પણ હતો.

આ બાજુ જુઓ બે મિત્રો છે. વધુ અભ્યાસ માટે વિદેશ જવા આ યા છે

માનવ મહેરામણ જ ઉમટયો

'હનીફ, કાગળ લખતો રહીશને?' પ્રિયા પ્રિયતમને કહેતી હતી

'યોગેશ કયારે પાછો ફરીશ?' પિતા પુત્રને પૂછતા હતા.

'અમીના, તુ ત્યા રોકાઇ ન જતી, બે અઠવાડિયા રહીને પાછી આવજે તારા વિના હુ સૂની સૂની બની જઇશ' વૃદ્ધા પુત્રવધૂને કહેતી હતી ગમગીનીપૂર્વક

જવાના હતા પચાસ, ભેગા થયા હતા બસો

કેવું અદભુત દશ્ય.

અનન્ય!

બે જણ છુટા પડી ગયા હતા.

લળી લળીને વાતો કરતા હતા

સવારના સાડાછનો સમય.

ઉષાના રકતકિરણો.

પ્રફુલ્લ નભ

મિલન મેળો

વિદાય-મેળો

ખરેખર, આનંદની પતાકાઓ

ઓહ! પેલા બે તો વિદેશીઓ જેવા લાગતા હતા.

ગોરા!

ઉપડશે.

એનાઉન્સમેન્ટ:

'થોપિન કિયા જાતા હૈ કિ કુછ હિ મિનટોમેં હવાઇજહાજ ઉપડને વાલા હૈ. કૃપયા સાવધ રહિયે. સિર્ફ દો મિનટ.'

સૌમા ફફડાટ વ્યાપી ગયો

એકાએક બધા ચડવા લાગ્યા.

દોડમદોડી શરૂ થઈ ગઈ.

અથડામણ-કુટામણ

જગતમા કોઇ પણ પ્રદેશમા જાઓ, માનવી એ માનવ તો ખરો જ ને આવા સમયે તમે કોઇ કોઇને અથડાઇ પડો તો વાધા જેવુ નહિ એ તમને વઢે નહિ હો, બાગમા કે બીજે સ્થળે આવુ ન ચાલે.

એક બહેન તો છેક ઉપર પહોચી ગયા અને ઉપલા પગથિયે ઊભા રહીને એમનાં સ્નેહીઓ તરફ હાથ હલાવવા લાગ્યા સામેથી એમના સ્નેહીઓ હાથ હલાવીને જવાબ આપતા હતા એમા 'આવજો' નો ભાવ હતો પણ બહેનના નેત્રો અશ્રુથી ભરપુર હતા. તેમને બધું ધૂંધળું જણાતુ હતું

પાછળથી ધક્કો લાગતા તેમને અંદર જતુ રહેવુ પડયું, બીજા મુસાફરોની વણઝાર અંદર આવી રહી હતી

દોઢેક મિનિટમા સૌ કોઇ ચઢી ગયું.

છેલ્લે ચડનારને છેલ્લા પગથિયા ઉપર ઊભા ઊભા સ્નેહીજનોને જોઇ લેવાની સારી તક સાંપડી. કારણ કે હવે પછી કોઇ ચડનાર રહ્યુ નહોતું ને.

ફરી એનાઉન્સમેન્ટ:

'હવાઇજહાજ તુરન્ત હિ ઉપડનેવાલા હૈ સબ તૈયાર રહે'

બાકી રહી ગયેલા વિદાયના દુઃખથી રડું

રહું થઈ ગયાં. સૌની નજર આ નિર્જીવ વિમાન ઉપર ઠરેલી હતી બારીઓમાંથી બહાર જોતા મુસાફરોની નજરમાં અદ્ભુત આનંદ હતો.

એકાએક એનાઉન્સમેન્ટ:

'લતીફ ટંકારવી... લતીફ ટંકારવી....યોર એટેન્શન પ્લીઝ... લતીફ ટંકારવી. આપની માં આપકો બુલા રહી હૈ કૃપયા નીચે આઈએ લતીફ ટંકારવી... લતીફ ટંકારવી ..

લતીફ ટંકારવી નીચે આવ્યો.

માએ ગદ્ ગદ્ કંઠે કહ્યું, 'બેટા, મને કઈ કંઈ થાય છે. તું આજે ના જ ઉતરી પડ. મને અકળામણ થાય છે મારી ડાબી આંખ ફરકે છે. બીજા અઠવાડિયે જજે જા સામાન લઇ આવ .. તારી બેગ લઈ આવ, જા

લતીફે કહ્યુ, 'પણ મા, છેક છેલ્લી ઘડીએ તું શું કહે છે!'

'હા, ખરું કહું છુ કે મને લાગે છે કે વિમાનને અકસ્માત'

લતીફે માના મેઢા ઉપર હાથ મૂકતા કહ્યું, 'એમ શુ બોલતી હશે, મા રોજ રોજ કેટલાયે વિમાનો ઊડે છે એમ કાંઈ અકસ્માત થતો હશે, આ કંઈ નવુ નવાઈનુ છે!'

'બેટા, મારુ મન નથી માનતુ.

'ધીરજ રાખ, મા હવે છેલ્લી ઘડીએ હું નહી ઉતરુ,' કહીને સડસડાટ કરતો ઉપર ચડી ગયો નીચે મા આસુ છલકાવતી ઊભી રહી, વાછરડાથી વિખૂટી પડેલી ગાયની જેમ

અંતિમ એનાઉન્સમેન્ટ :

'હવાઈજહાજ સ્ટાર્ટ હોતા હૈ'

ને વિમાનમા જીવ આવ્યો

નીચે ઊભેલા સોના હાથ હવામા વીંઝાવા લાગ્યા.

પેલી મા રડતી રડતી સ્થિર ઊભી રહી

વિમાનની ઘરેરાટી.

ઊડ્યુ.

દૂર...દૂર...

કેટલે દૂર!

પક્ષી જેવું લાગે ..

એની બન્ને પક્ષીની પાંખો જેવી લાગે.

પક્ષી ઊંચે ઊડે છે ત્યારે કેટલીકવાર પોતાની પાંખો સ્થિર કરી દે છે તેમ વિમાનની બન્ને સ્થિર હતી.

વિમાન આગળને આગળ વધી રહ્યું.

ગીધ.

મહાકાય ગીધ.

એક નિર્જીવ.

બીજું સજીવ.

એક ગીધ આ ઘરેરાટી સાંભળતાં જ મૂંઝાઈ ગયુ.

પોતાના જેવા જ આ પક્ષીને જોતાં અને એના અવાજને સાભળતા આ ગીધ કંપી ઊઠ્યુ તે શિકારની શોધમા હતુ. ઊંચે ઊડતા ઊડતા એની તીવ્ર નજર જમીન ઉપર મારો-લિયા કે અન્ય ક્ષુદ્ર કોટિના પ્રાણીઓ શોધતી હતી તેવામા આ વિમાન ત્યાથી પસાર થવુ લાગ્યું.

જીવ બચાવવા ગીધ ત્યાથી સરકી જવા પ્રયાસ કરવા લાગ્યુ'

પણ વિધિ! તારી ગતિ ન્યારી છે.

ગીધ વિમાનની એક બન્નેડ સાથે જોરથી અથડાતા તે બન્નેડ તૂટી પડી ગીધ પણ તમ્મર ખાઈને હવાના થરને તોડતુ ભોંયે પડ્યુ.

....ને એની ઉપર વિમાન!

કડડડડ . ભૂસ ...

કચ્ચરઘાણ

વિનાની હોનારત.

ત્રેવીસ મુસાફરોના શરીર નિર્જીવ બન્યા. કેટલાક ઘવાયા, કેટલાક કુટાયા, કેટલાકના અંગ-ઉપાગ ચીરાઈ ગયા.

કરુણ દૃશ્ય!

આફત!

# પુનિત પૂજારી

કનૈયાલાલ વાધાણી

ઉદેપુરનુ ચત્રભુજનુ મંદિર આ મંદિરમા એક પૂજારી હતો તેનું નામ દેવો. દેવો સીધો સાદો સરળ માનવી હતો. દેવાના કુટુમ્બમા અન્ય કોઇ હતુ નહિ પોતે એકનો જીવ બાળપણથી જ સરળ સ્વભાવનો અને ઇશ્વર પ્રત્યે ખૂબ ભાવનાવાળો હતો ભાવતુ હતુ ને વૈદે કીધુ એવુ દેવાને બન્યુ એકનો ફક્કડરામ જીવ અને ઉદેપુરના ચત્રભુજના પૂજારી બનવાની તક મળી ગઇ.

દેવો હતો મસ્ત જીવાત્મા ભગવાનને નવડાવવા, શણગાર ધરાવવા, આરતી ઉતારવી, ભોગ ધરવા એ એને ખૂબ ફાવી ગયું હતુ. દેવો તો હતો પ્રભુનો બંદો

જ્યારે રાત્રે ભગવાનને ટેરો આવી જાય એટલે દોકડ લઇ ભજનિયા લલકારે ગળાનો સુર પણ મોહક હતો સાંભળનારા ડોલી ઊઠતા દર્શને આવનાર ભાવુકો સાથે પણ સારો મેળ હતો સૌ કોઇ એના કામથી સંતુષ્ટ રહેતા હતા

ઉદેપુરના મહારાણાને પણ ચત્રભૂજના દર્શને દરરોજ આવવાનો નિયમ હતો ચત્રભૂજનું મંદિર એ રાજ્યમંદિર પણ હતુ

એક દહાડો નિત્યનિયમ પ્રમાણે મહારાણા સમયસર દર્શન કરવા પધાર્યા નહિ સંધ્યા આરતી થઇ ગઈ તો પણ પધાર્યા નહિ. સેન આરતીની તૈયારી થઇ ગઇ પૂજારીએ સેન આરતી કરી. ભગવાનને વાઘા બદલાવી સેનની (શયન) તૈયારી થઇ રહી હતી ચરણામૃત અને પ્રસાદ વહેંચાઇ ગયો હતો દેવો પૂજારી ટેરો બંધ કરવાની તૈયારી કરી રહ્યો હતો બરોબર આવે ટાણે "નીગા રખજો ..... મહેરબા" ની છડી પોકારાણી પૂજારીના હાથમા ટેરો થંભાઇ ગયો મહારાણા દર્શને પધાર્યા પૂજારી મૂંઝવણમા મૂકાયા ચરણામૃત હવે રહ્યુ ન હતું, પ્રસાદ પણ ખલાસ થઈ ગયો હતો. ફૂલની-માળા તો પોતે ગળામા પહેરી લીધી હતી.

મહારાણા ભગવાન ચત્રભૂજને સાષ્ટાંગ પ્રણામ કરતા હતા તે વખતે પૂજારીએ પોતાના ગળામાથી ફૂલમાળા કાઢી નાખી. મહારાણા સાષ્ટાંગ પ્રણામ કરીને ઊભા થયા એટલે ફૂલમાળા મહારાણાને આપી.

મહારાણા પણ ખૂબ ચબરાક હતા તેમણે માળા આમ તેમ જોઇ માળા ભગવાનના કંઠમાંથી સીધી આવી નથી એવી તેમને શંકા પડી માળા આમ તેમ ફેરવીને જોઇ માળાની અંદર ચાર પાંચ સફેદ વાળ ચોંટતા હતા માળા પણ ચોળાયેલી હતી ચબરાક રાણાને સમજતા વાર ન લાગી

"પૂજારીજી! શું ચત્રભૂજ ભગવાનને પણ વૃદ્ધાવસ્થા આવી ગઇ! પ્રભુના વાળ પણ સફેદ થતા હોય એમ લાગે છે" મહારાણાએ ટકોર કરી.

દેવો પૂજારી તો બહાવરો બની ગયો. પૂજારી ટાણુ સમજી ગયો

"મહારાજ! પ્રભુના વાળ ધોળા કેમ ન થાય!"

દેવા પૂજારીના આવા જવાબથી ક્રોધ ચડયો પરંતુ તેમણે જણાવા દીધુ નહિ મહારાણા જતા જતા કહેતા ગયા, "પૂજારીજી! સફેદવાળવાળા સ્વામીના દર્શને હુ સવારના વહેલો આવીશ વૃદ્ધ પ્રભુના દર્શન કરી કૃતાર્થ થઇશ"

દેવાને માથે વીજ પડી દેવો વિચારમા ડૂબી ગયો 'ભારે થઇ છે ભૂંડી થઇ છે જોવી મારા ઠાકોરની ઇચ્છા એણે ધાર્યું હશે એમ થાશે"

દેવાના હાથમા ટેરો એમને એમ રહી ગયો. દેવો તો ચત્રભૂજના ચરણોમા જ બેસી ગયો. દેવાની આંખોમાથી શ્રાવણ ભાદરવો વરસી રહ્યા હતો. એની આંખમાથી વહેતા આંસુડા ચત્રભૂજના ચરણો પખાળી રહ્યા હતા ટેરો બંધ કરવાનું તો ભૂલાઇ જ ગયું.

"પૂજારીજી! હજુ ટેરો બંધ કેમ નથી કર્યો! દ્વાર બંધ કરજોને!" બહારથી ચોકીદારે બૂમ પાડી.

"હા ભાઇ, બંધ કરો" પૂજારીએ જવાબ આપ્યો

પૂજારી તો ચત્રભૂજના ચરણોમા ઢળી પડ્યો હતો. ભગવાનને આરજૂ કરી રહ્યો હતો "બાપ! મારા રામ! આજની રાત તારા ચરણો સેવી લઉં.

મારા શામ! આ દીન દાસના ગુના માફ કરજે. તારા સેવકની ભળ મેજે. પ્રભુ! હવે તો તારા ચરણોમાં સમાવી દે."

દેવા ભગત તો પ્રભુના ચરણોમાં જ પડી રહ્યો હતો. સમયનું પણ તેને ભાન રહ્યું ન હતું. પ્રાગડ વાસ્યું, કૂકડો બોલ્યો, મંગળા આરતીનો સમય થવા આવ્યો હતો.

પુજારીજી ઊઠયા નાહ્યા ધોયા. આરતીની તૈયારી કરી. પૂજારીજીની આંખો રડી રડીને લાલઘૂમ બની ગઇ હતી. નીચું મુખ રાખી આરતી કરી રહ્યો હતો. પ્રભુની મૂર્તિ સામે જોવાની હિંમત કરતો ન હતો.

આરતીના સમયે દર્શનાર્થીઓ આવી પહોંચ્યા હતા. તેઓએ ચત્રભૂજના મુખકમળ સામે જોયું તો મૂર્તિના વાળ સફેદ હતા ભગવાનની મૂર્તિના મુખ ઉપર કરચલીઓ દેખાતી હતી. દર્શનાર્થીઓ તાજુબ થયા. ભગવાનના વાળ સફેદ જોઇ સૌ દીગમૂઢ બની ગયા.

આરતી થઇ રહી કે પૂજારી પ્રભુના ચરણોમાં પડી ગયા. બરોબર આ સમયે "નીગા રખ્ખો... મહેરબા"ની છડીનો પોકાર થયો મહારાણા દર્શને પધાર્યા લોકો આઘા ખસી ગયા, મહારાણાને માર્ગ કરી આપ્યો.

મહારાણાએ મૂર્તિ સામે દષ્ટિ કરી ચત્રભુજના વાળ સફેદ હતા. મહારાણાએ પૂજારીનો તાગ લેવા નિશ્ચય કર્યો હતો. તેને લાગ્યું કે પૂજારીએ કરામત કરી છે ઠેતરવાનો પ્રયત્ન કર્યો છે. રાજવીની રાજહઠ હતી. પૂજારીએ કરેલી કરામત ઉઘાડી પાડી બધા પ્રજાજનો વચ્ચે પૂજારીને ઉઘાડો પાડી દઉં.

મંદિરમાં શું બની રહ્યું છે તેનો ખ્યાલ બાપડા પૂજારીને હતો નહિ એ તો ભગવાન ચત્રભુજના ચરણોમાં બેભાન પડયો હતો.

મહારાણા મૂર્તિ પાસે ધસી ગયા. મૂર્તિના મસ્તક પરનો એક સફેદ વાળ લેવા પ્રયત્ન કર્યો પણ વાળ નીકળ્યો નહિ. જરા વધારે જોર કરીને વાળ ખેંચ્યો પરન્તુ ન નીકળ્યો. મહારાણાએ જોરથી વાળ ખેંચ્યો એટલે સીસકારો સંભળાયો એટલું જ નહિં પણ મૂર્તિની આંખો મીંચાણી અને મોં મચકાણું. મસ્તક ઉપરથી જ્યાંથી વાળ ખેંચાયો હતો ત્યાં લોહી ટસીરો દેખાયો. એટલું જ નહિ પણ લોહી ઊડીને મહારાણાના વસ્ત્ર ઉપર પડયું. મૂર્તિ ધ્રુજી ઊઠી.

મંદિરમાં હાહાકાર થઇ ગયો. મહારાણા ધ્રુજી ઉઠયા અને બેશુદ્ધ થઇને પડી ગયા. લોકો દોડાદોડી કરવા લાગ્યા. મહારાણાને શુદ્ધિમાં લાવવાના યત્નો કરવા લાગ્યા. રાજવૈદને તેડાવવામાં આવ્યા. અનેક ઉપચારો કરીને મહારાણા તથા પુજારીને શુદ્ધિમાં લાવવામા આવ્યા.

મહારાણા શુદ્ધિમાં આવ્યા અને પુનિત પૂજારીના ચરણોમાં પડી ગયા. "ભગત! મારો અપરાધ ક્ષમા કરો. તમારી અનન્ય શ્રદ્ધા અને ભક્તિને ધન્ય છે. અજર પ્રભુ પણ જરાવાન બન્યા. મારી સત્તાના મદે હું ભાન ભૂલ્યો અને ન કરવાનું કરી બેઠો. ભગત! મને ક્ષમા કરો."

"રાજન્! ગુનો તો મારો છે.એ ફૂલની માળા મેં પહેરી હતી, હું અસત્યનો સાથી બન્યો, મેં કહ્યું કે પ્રભુ વૃદ્ધ બન્યા છે પણ એ શ્યામે મારી આબરૂ રાખી આ પાપી રંક દાસ ખાતર વૃદ્ધ બન્યો. એ કેવો દયાળુ છે! અજર પણ જરાવાન બન્યો. ક્ષમા તો આપે કરવાની છે. મારો શ્યામ કેવો કૃપાળુ છે!"

પુનિત પૂજારીની શ્રદ્ધા ઉપર સૌ દંગ થયા. પૂજારીની પત રાખવા અજર પ્રભુ જરાવાન બન્યા, સૌ કહેવા લાગ્યા, "પ્રભુ, તારી ભક્તવત્સલતા અજબ છે. દિનદયાળ! તારાની પત તું રાખણહારો છો."

મહારાણા પ્રભુને પ્રણામ કરીને મંદિરમાથી ચાલ્યા ગયા. આ ઘટના બન્યા પછી કદિ મંદિરમાં આવ્યા જ નહિ.

આ ઘટના બન્યા પછી ઉદેપુરના રાજવંશમાં એવી પ્રથા પડી ગઇ છે કે ઉદેપુરની ગાદી ઉપર બીરાજતો માનવી ચત્રભૂજના મંદિરમાં દર્શન કરવા આવતો નથી. રાજવી જ્યાં સુધી યુવરાજ પદે હોય ત્યાં સુધી જ ચત્રભૂજના દર્શને આવી શકે છે પરન્તુ રાજતિલક થયા બાદ ચત્રભૂજના મંદિરે દર્શન કરવા આવી શકતો નથી.

# ત્રણ સરકારી અધિકારીઓ

અનુવાદક : ઈન્દુકુમાર જે. જોષી

[ એક ભિસ્તી અને બે ખચ્ચરની વાર્તા ] –

મારા વહાલા સરકારી અધિકારી ભાઈ બહેનો, હું અત્રે જે કંઈ કહું છું તેથી આપ ગુસ્સે ન થશો. હું ખુદાની કસમ ખાઈને કહું છું કે આ વાર્તા તદ્દન સાચી છે જો કે આ બનાવ કેટલાંક વર્ષો પહેલાં બન્યો હતો.

દક્ષિણ ઈજીપ્ત – મીસરના એક નાનકડાં ગામમાં ત્રણ સરકારી અધિકારીઓ રહેતા હતા. તેમાંનો એક હતો શેખ સુલેમાન. તે જાતે ભિસ્તી હતો અને પાણીની ટાંકી લઈને ગામની સડકો પર પાણી છાંટતો જેથી ધૂળ ન ઉડે. બીજા બે અધિકારીઓ હતા સુલેમાનના બે ખચ્ચર અને તેઓ પાણીનું ગાડું ખેંચતાં. આ બન્ને ખચ્ચરનાં નામ હતાં જોહરા અને અમીના. સરકારી હુકમ મુજબ છેલ્લાં આઠ વર્ષથી રોજ સવાર સાંજ સુલેમાન ગાડું લઈ ને નીકળતો અને રસ્તા પર પાણી છાંટતો.

શેખ સુલેમાનની ઉંમર ૫૫ વર્ષ જેટલી થઈ હતી. તે પોતાના ફાટેલાં તૂટેલાં કપડાં, પહેરીને એની ઉપર સરકાર તરફથી મળેલો ખાખી કોટ ચડાવતો. સવારે ઉઠીને પોતાના મકાન નજીક આવેલા સરકારી તબેલા પાસે જતો, તાળું ખોલતો અને પોતાનાં વહાલાં સાથીદાર ખચ્ચર – જોહરા અને અમીનાને સંભાળતો. જોહરા અને અમીના પણ માથું નમાવીને આંખો અધખુલી રાખીને ઊભા રહેતાં - જાણે કે એક બીજાની કંઈ પડી ન હોય. સરકારી કચેરીઓ અને કર્મચારીઓ જે પ્રકારની બેદરકારી સામાન્ય માણસ તરફ બતાવે છે એ બેદરકારી જોહરા અને અમીના આ બન્ને ખચ્ચરોએ પણ જાણ્યે અજાણ્યે કેળવી હતી.

જોહરાનો રંગ આછો ભૂરો હતો ને તેની પૂંછડી સહેજ પાતળી હતી. અમીના રંગે કાળી હતી પણ જરા વધુ જાડી હતી અને ગરમ મીજાજી હતી. શેખ સુલેમાન તબેલાનો દરવાજો ખોલતો ત્યારે જોહરા એના સામું જોઈને માથું હલાવતી પણ અમીના માત્ર પાછલો ડાબો પગ જમીન ઉપર પછાડીને માલિકનું સ્વાગત કરતી. શેખ સુલેમાનને પહેલેથી જ કોણ જાણે કેમ, પણ અમીના તરફ નફરત થઈ ગઈ હતી.

આ બંને ખચ્ચરો સવારે નાસ્તો કરી લે તે પછી સુલેમાન એમને ખરેરો કરીને નવડાવતો, અને તેની સાથે અલક મલકની વાતો કરતો. માલિકની આ વાત જોહરા ધ્યાન દઈને સાંભળતી પણ અમીના બેધ્યાન રહેતી અને પાછલો પગ પછાડીને અણગમો જાહેર કરતી. આ રીતે સ્નાન પતાવ્યા બાદ શેખ સુલેમાન બંને ખચ્ચરોને પાણીની ટાંકીવાળી ગાડીએ જોડતો, પોતે લગામ હળવેકથી હાથમાં લેતો અને એ રીતે આ ત્રણે સરકારી અધિકારીઓ પોતાની ફરજ બજાવવા ચાલી નીકળતાં.

સવારનાં નવ વાગે તેઓ કામે ચડતાં તે છેક સાંજે કામમાંથી નવરાં થતાં. એ દરમિયાન તેઓ વચ્ચે બે ત્રણ વાર થાક ખાતાં અને કોઈ પણ ઝાડ નીચે આરામ કરતાં. બંને ખચ્ચર બપોર ટાણે ઘાસ ચાવતાં હોય ત્યારે સુલેમાન પોતાના ઓળખીતા પાળખીતા સાથે વાતો કરતો. ગામના બધા જ લોકો આ ત્રણે સરકારી અફસરોને સારી રીતે ઓળખતાં.

આઠ વર્ષ સુધી સુલેમાન અને જોહરા – અમીનાએ બહુ જ વફાદારીથી પોતાની ફરજ બજાવી હતી પણ એક દિવસ શેખે જોયું કે આ બંને ખચ્ચરો હવે ચાલતાં ચાલતાં ઊભા રહી જતાં હતાં અને પોતે ડચકારતો યા ચાબુક મારતો ત્યારે તે ચાલતાં હતાં તે પણ એમની ચાલ ધીમી અને ખોડંગાતી હતી.

શા માટે ખચ્ચર લંગડા ચાલતાં હતાં? એ જ સાંજે સુલેમાને તબેલામાં જઇને ખચ્ચરોને ચીવટથી તપાસ્યાં તો તેણે જોયું કે જોહરા અને અમીનાના પગની નાલ તદ્દન ઘસાઈ ગઈ હતી અને નીકળી પણ ગઈ હતી.

બીજે દિવસે ત્રણે જણા કામ ઉપર હાજર થયાં પણ બંને ખચ્ચરો માંડ માંડ પાણીની ગાડી ખેંચતાં હતાં. તેમની ચાલ તદ્દન બગડી ગઈ હતી. સુલેમાન પણ બીચારો શું કરી શકે? ત્રીજે દિવસે તો ખચ્ચરો ચાલે એમ જ ન હતાં. નવી નાલ નખાવવી જરૂરી હતી અને સુલેમાને તબેલો જોયો પણ ક્યાંય વધારાની નવી નાલો નજરે ન પડી. આખરે સરકારી ધોરણ મુજબ બંને ખચ્ચરોને તબેલામાં બાંધીને સુલેમાન પોતાના ઉપરી અધિકારીની કચેરીમાં જાણ કરવા ગયો.

પોતે રૂબરૂ અરજી કરે અને નાલ વહેલી મળે તો સારૂં એમ માનીને તે દફતરમાં ગયો પણ ત્યાં કોને મળવું તેની ખબર ન પડતાં તે એક ઓફિસમાંથી બીજી ઓફિસમાં અને એક ટેબલ પરથી બીજા ટેબલ પર ધૂમી વળ્યો. પોતે રસ્તા પર પાણી છાંટતો રહ્યો તે દરમિયાન એ ઓફિસોમાં ઘણા ફેરફાર થઈ ગયા હતા તેની જાણ શેખને હવે થઇ માંડ એક કારકુન હાથ આવ્યો કે જે સરકારી તબેલાના પ્રાણીઓને નાલ નાખવા અંગેની અરજીનો નિકાલ કરતો હતો. શેખ એને મળ્યો અને વિગતથી વાત કરી. પણ કારકુન ખૂબ જ કામમાં હતો તેથી તેણે શેખને બીજે દિવસે આવવાનું કહ્યું.

શેખ સુલેમાન બીજે દિવસે ગયો પણ ત્યારેય પેલો કારકુન ખૂબ કામમાં હતો. શેખ રાહ જોતો બેસી રહ્યો પણ એનો આરો ન આવ્યો. કારકુને છેક સાંજે કહ્યું હવે કાલે આવજો. આમ શેખ રોજ કચેરીએ જાય અને કારકુનની પાસે બેસી રહે કારકુન નવરો ન થાય અને શેખ થાકે નહીં. આખરે કારકુને ન છૂટકે શેખની વાત ફરીવાર નિરાંતે સાંભળી અને પછી તે હેડ કલાર્કને મળવા ગયો. ત્યાંથી પાછા આવી તેણે સુલેમાનની વાત ફરીથી સાંભળીને એનો તુમાર તૈયાર કર્યો અને શેખને કહ્યું કે હવે આ તુમાર મંજૂર થશે એટલે અમે તમને જાણ કરીશું ત્યાં સુધી સરકારી ધોરણ મુજબ મંજૂર થયેલું ધામ તમને મળતું રહેશે એ તમે ખચ્ચરને ખવરાવ્યા કરજો અને તબેલા પર હાજર રહેજો સમજ્યા?

સુલેમાને કહ્યું: "હા જી, ભલે."

બીજે દિવસે પેલા કારકુને તૈયાર કરેલો તુમાર હેડ કલાર્કને બતાવ્યો. હેડ કલાર્કે થોડા સુધારા કર્યા એટલે મૂળ કારકુને એ તુમાર ફરી વખત લખ્યો. એ પછી કારકુને ટુંકી સહી એક ખૂણે કરી, તેની બાજુમાં હેડ કલાર્કે સહી કરી અને પછી ઓફિસ સુપરીન્ટેન્ડન્ટે સહી કરી અને એમ કરતો કરતો એ તુમાર પ્રધાન સાહેબની કચેરી તરફ મોકલાયો. આ તુમાર તબેલા ખાતાના પ્રધાનને કે એમના નીચેના સેક્રેટરીને કયે દિવસે મોકલાયો તેની મને ખબર નથી, પરંતુ મને લાગે છે કે ઠીક ઠીક વખત લાગ્યો હશે દિવસો નહીં પણ મહિનાઓ વીતી ગયા છે.

હવે આપણે શેખ સુલેમાનનું શું થયું એ જરા જોઇ લઇએ. જે દિવસે કારકુને એની વાત સાંભળીને નાલનો તુમાર તૈયાર કર્યો તે દિવસે તે સાંજે તબેલે ગયો, બન્ને ખચ્ચરને સારી પેઠે નવરાવ્યા, અને ઘાસ નીર્યું. આ પછી પોતે બે દિવસ સરકારી કચેરીમાં કેવો હેરાન થયો હતો, કેટલી ધીરજ પછી તેણે અમીના અને જોહરાની નાલ માટે પેલા કારકુનને કેવી ભાવપૂર્વકની ભલામણ કરી હતી એ પણ કહ્યું. આમ પોતાના મનનો બોજો હળવો થયો એટલે શેખ સુલેમાન પોતાને ઘેર ગયો અને નિરાંતે સૂઇ ગયો.

બીજે દિવસે તે સવારે તબેલે ગયો. જોહરા અને અમીનાને મળ્યો અને કહ્યું કે આજે

થા કાલે તમારી નાલ આવી જશે અને આપણે ગામની સડકો અને શેરીઓમાં પાણી છાંટવાનું શરૂ કરીશું. ચાર પાંચ દિવસ થઇ ગયા છે અને ઉનાળો આવતો જાય છે. તેથી ધૂળ ઉડે છે. પણ નાલ ન આવે ત્યાં સુધી આપણે શું કરી શકીએ. જો કે મેં ખૂબ ભલામણ કરી છે. અને આમેય આપણે આરામ કર્યો નથી તો થોડીક નિરાંત મળશે. આમને આમ બે ત્રણ દિવસ વીતી ગયા પણ નાલ ન આવી અને સુલેમાનને પહેલાં તો ગુસ્સો ચડયો.

સરકારી તુમારશાહી અને બેદરકારીથી કંટાળી ગયેલા શેખ સુલેમાને ખચ્ચરને વાત કરી. પણ જેમ જેમ દિવસ વીતતા ગયા તેમ તેમ શેખને પણ આ બધું કોઠે પડવા લાગ્યું. તે સવાર સાંજ ગામમાં ચક્કર મારતો અને બપોરનો વખત તબેલામાં ગાળતો. ઘાસ ચારો સરકારી રાહે નિયમિત મળતો એટલે ઉપાધી રહી ન હતી. પણ કોણ જાણે કેમ હજી નાલ આવી નહીં અને એના કોઈ વાવડ પણ ન આવ્યા.

સુલેમાન જ્યારે જ્યારે ગામમાં જતો ત્યારે ધુળીઆ રસ્તા જોઈને એને પોતાની ફરજનું ભાન થતું. પાણી છાંટવાનું મન એને થઇ આવતું પણ નાલ નહોતી આવી. અને કારકુન સાહેબે કહેલું કે નાલ એની મેળે આવશે. તમારે ઓફિસે ધક્કા ખાવા નહીં. બહુ સારું! શેખે પછી તો ગામમાં જવાનું ય માંડી વાળ્યું એટલું જ નહીં એણે ખચ્ચરને મોઢે સરકારી તુમારશાહીની ફરિયાદ કરવાનું પણ બંધ કરી દીધું.

મેં શેખ સુલેમાન અને તેના બન્ને ખચ્ચરોને છેલ્લાં ત્રણેક માસથી સડક પર દીઠાં ન હતાં તેથી એક દિ' હું તબેલાને રસ્તેથી નીકળ્યો તો થયું કે લાવ જરા જોઉં તો ખરો કે પેલા સરકારી અફસરોને થયું છે શું? અધખુલા બારણામાંથી ડોકિયું કરીને મેં જોયું કે ત્રણેય સરકારી અધિકારીઓ 'રજા ઉપર' હતા. જોહરાનું શરીર વધુ તંદુરસ્ત થયું હતું. અમીનાને શરીરે પણ ચરબીના થર વધ્યા હતા. અને પેરા ગાડાની હેઠળ ગાદીનું ઓશીકું કરીને સુલેમાન પણ નિરાંતે પડયો હતો. અને માખી કનડે નહીં તેથી શેખે મોઢા ઉપર લાલ ચોકડી વાળો રૂમાલ ઢાંકયો હતો.

આમ ચાલુ પગારે છેલ્લા ત્રણ માસથી રજા ભોગવતા આ સરકારી નોકરો—એક નર અને બે ખચ્ચરને જોઈને મને મારી જાત ઉપર દયા આવી ગઈ.

[મૂળ મિસરની વાર્તાનો અનુવાદ]

*

ઉન્માદ એટલે ખદખદતો આસવ.

*

હિંસ્ર હોય ના પશુ છતાં ગણાય તે પશુ,
માનવી પશુ બને છતાં ગણાય માનવી!
* આંનલ *

# કઠોપનિષદની વાત

સત્યાનંદ

ઉશન્ વાજશ્રવસે નિશ્ચય કર્યો કે પોતે સર્વસ્વ દાન કરીને સન્યાસાશ્રમમાં પ્રવેશ કરશે. ઉશન્ વાજશ્રવસ એક વિદ્વાન માણસ હતા. પોતાના આ નિશ્ચય મુજબ એમણે સઘળું બ્રાહ્મણોને દાનમાં આપી દીધું. દક્ષિણામાં એમણે જે ગાયો આપી તે ખૂબ વૃદ્ધ અને વસૂકી ગયેલી પણ હતી. તેથી પોતાના પિતા દ્વારા દાનમાં અપાયેલી ગાયોને જોઈને નચિકેતા બહુ જ દુઃખી થયો. તેણે વિચાર્યું કે આનાથી રૂડું તો એ થાય કે પિતાજી મારું જ કોઈને દાન કરી દે.

નચિકેતા પોતાના પિતા પાસે ગયો અને બોલ્યો : 'પિતાજી, બધાનું દાન તો કરી રહ્યા છો, હવે મારું કોને દાન કરશો?'

ઉશન્ ચૂપ રહ્યા. નચિકેતાએ ફરી પોતાની વાત બેવડાવી. એ વખતે ય એના પિતાએ કોઈ જવાબ આપ્યો નહિ. જ્યારે ત્રીજી વાર નચિકેતાએ પુનઃ એ જ યાચના કરી ત્યારે તેના પિતાજી ચીઢાઈ ગયા અને બોલ્યા : 'તને હું મૃત્યુને અધીન કરું છું, જા.'

નચિકેતા પોતાના પિતાજી પાસેથી ચુપચાપ ચાલી નીકળ્યો. તે વિચારવા લાગ્યો : 'હું સર્વથા નિકૃષ્ટ તો નથી. તો પછી પિતાજીએ આવી વાત શાને કરી?' આ વાતનો વિચાર કરતો કરતો તે યમને આંગણે પહોંચી ગયો. યમ એ વખતે પોતાને ઘેર નહોતા. તેથી યમના કુટુંબીઓ અતિથિસત્કાર માટે આવ્યા; પરંતુ નચિકેતાએ યમના આવવા અગાઉ કશું જ પણ ગ્રહણ કરવાની ના પાડી દીધી. યમના કુટુંબીજનો લાચાર હતા. નચિકેતા અન્નજળ લીધા વિના જ યમના ઘરમાં રહ્યો. ત્રણ દિવસ પછી યમ ઘેર પાછા આવ્યા ત્યારે ઘરવાળાઓએ તેમને નચિકેતાની વાત કરી. યમ તરત દોડયા અને નચિકેતા પાસે આવ્યા. કહ્યું : 'ક્ષમા કરો. હું ઘેર નહોતો તેથી આપને ઉપવાસ કરવા પડયા. અતિથિના ઉપવાસથી ગૃહસ્વામીને પાપ લાગે છે. તેથી સૌ પહેલાં તો આપ ભોજન કરી લો અને પછી મારું પાપ નાબૂદ કરવા ત્રણ વરદાન માગો; કારણ આપ ત્રણ રાત ભૂખ્યા રહ્યા છો.'

નચિકેતાએ ભોજન કર્યું અને પછી સઘળી વાત યમરાજને કહી સંભળાવી. યમરાજને એની વાત સાંભળીને ખેદ થયો. એમણે કહ્યું : 'સારું, વરદાન માગી લે.'

નચિકેતા થોડો વખત તો શાંત રહ્યો, પછી બોલ્યો : 'મહારાજ ! પહેલું વરદાન તો એ આપો કે મારા પિતાજીની ઉદ્વિગ્નતા દૂર થઈ જાય-એમને માનસિક શાંતિ મળે અને જ્યારે હું આપને ત્યાંથી જાઉં ત્યારે તેઓ પ્રસન્નચિત્તે મારી સાથે વાત કરે.'

યમરાજ કહે, 'તથાસ્તુ! હવે બીજું વરદાન માગ.'

નચિકેતાએ શાંતિપૂર્વક કહ્યું : 'બીજું વરદાન એ માગું છું કે આપ મને સ્વર્ગ અને સ્વર્ગ પ્રાપ્ત કરાવનારા યોગાગ્નિ સંબંધી ઉપદેશ કરો.'

યમરાજ થોડો વખત સુધી તો નચિકેતાનું મોં જોઈ જ રહ્યા. પછી બોલ્યા : 'જીવન પ્રાણનું નામ છે અને પ્રાણ અગ્નિના આધારથી કામ કરે છે. સમસ્ત સંસારની સ્થિતિનું કારણ પણ અગ્નિ છે. સમજાય છે મારી વાત? જો, આ ઘણો જ સૂક્ષ્મ વિષય છે. ચંચળ ચિત્તથી આ ગ્રહણ કરી શકાય તેવું નથી.'

નચિકેતા બોલ્યો : 'આપ ચિંતા ન કરો, આચાર્ય. હું ધ્યાનપૂર્વક આપની વાત સાંભળી અને સમજી રહ્યો છું.'

'હા, તો લોકનું કારણ અગ્નિ છે. અગ્નિ વિના કોઈ પણ પદાર્થ અસ્તિત્વ કે રૂપ ગ્રહણ કરી શકતો નથી; કારણ કે અગ્નિ અર્થાત પ્રકાશ જ સમસ્ત પદાર્થનું રૂપ સ્પષ્ટ કરે છે. પૃથ્વી પણ ત્યારથી જ લોક છે જ્યારથી તે પ્રકાશમાન થઈ. સૂર્ય, ચન્દ્રમા

તારા ઈત્યાદિ જેટલા પણ પદાર્થો સંસારમાં જોવા મળે છે તે સહુમાં અગ્નિ છે. સમજાય છે મારી વાત ?'

'આચાર્ય, અમને વારંવાર શંકા થયાં કરે છે, તેથી આપે કહેલી સઘળી વાત હું બોલી જાઉં છું.' આમ કહીને નચિકેતા યમાચાર્યનો એકે એક શબ્દ કડકડાટ બોલી ગયો.

'મને ઘણો આનંદ થાય છે, નચિકેતા ! તું સાચે જ આ વિદ્યા ગ્રહણ કરવાનો અધિકારી છે. સાથે જ તને એક વરદાન આપું છું કે હવેથી અગ્નિવિદ્યા તારા નામથી પ્રસિદ્ધ થશે. આજથી લોકો આ વિદ્યાને નચિકેત–અગ્નિવિદ્યા કહેશે.'

'હે પ્રભુ ! હવે મને ત્રીજું વરદાન આપો. મને મૃત્યુ પછીના જીવાત્મા બાબત શંકા છે. કોઈ કહે છે કે મૃત્યુ પછી જીવાત્મા રહે છે, એટલે કે જીવ શરીરથી પૃથક એવો કોઈ પદાર્થ છે બીજા પક્ષના લોકો કહે છે કે શરીરથી ભિન્ન કોઈ જીવાત્મા નથી. હવે આપ મારી આ શંકાનું સમાધાન કરી આપો એ જ મારું ત્રીજું વરદાન છે.'

આત્મવિદ્યા સંબંધીનો નચિકેતાનો આ પ્રશ્ન સાંભળીને યમાચાર્ય આશ્ચર્યચકિત થઈ ગયા. એમણે વિચાર્યું કે પોતાના ભૌતિક લાભને માટે આણે એક પણ વરદાન માગ્યું જ નહિ. હવે, નચિકેતાને આ પ્રશ્નનો જવાબ યમાચાર્યે એ રીતે આપ્યો કે જેથી કરીને તે આ વિદ્યા સંબંધી કશું પણ જાણવાનો પ્રયાસ ન કરે. એમણે કહ્યું : 'પ્રાચીન કાળમાં આ આત્મવિદ્યા સંબંધી વિદ્વાનોમાં અનેક શંકાઓ છે. આ પ્રશ્ન વિવાદાસ્પદ અને સૂક્ષ્મ વિષયનો છે. તેથી તું કોઈ બીજું વરદાન માગી લે.'

નચિકેતા પોતાના પ્રશ્ન ઉપર દૃઢ હતો. એણે કહ્યું : 'ગુરુદેવ ! જ્યારે વિદ્વાનોએ આ પ્રશ્નનો ખૂબ વિચાર કર્યો છે ત્યારે તો ચોક્કસ આ એક મહત્ત્વનો વિષય હોવો જોઈએ. બીજી વાત, હું એ પણ જાણું છું કે આપ આ વિદ્યાના મહાન જ્ઞાતા છો. તેથી આ વરદાન છોડીને બીજું કોઈ વરદાન મારે નથી જોઈતું.'

યમાચાર્ય વિમાસણમાં પડી ગયા. નચિકેતાને આ પ્રશ્ન છોડીને સાંસારિક સ્વાર્થની ચીજો તરફ આકર્ષવાના ઇરાદાથી તેમણે કહ્યું : 'આને બદલે તું એમ વરદાન માગી લે કે તારા દીકરા–દોહિતર સો સો વરસ જીવે, તારે ત્યાં બધું જ માગ્યું મળે અને અપ્સરાઓથીયે અધિક સુંદરી તારી પત્ની થાય. હીરા–જવાહીરના તારા મહેલો બને અને તારી પાસે પારાવાર જમીન...'

'નહીં, મહારાજ. સંસારની સઘળી ચીજો અનિત્ય છે. મને તો બ્રહ્મવિદ્યા અને મૃત્યુ પછીની આત્માની અવસ્થાના જ્ઞાન સિવાય બીજું કશું ન ખપે.'

યમાચાર્યને નિચકેતાની હઠ આગળ ઝૂકવું પડ્યું. એમણે કહેવાનું શરૂ કર્યું : 'જ્યારે તું જીદ જ કરે છે, તો પછી સાંભળ : સંસારમાં કર્મો બે પ્રકારના હોય છે. પહેલામાં કર્તાને કશું કષ્ટ પડતું નથી, બલ્કે સઘળું સુખ મળે છે, પરંતુ પરિણામ સારું નથી આવતું. આને પ્રેયોમાર્ગ કહે છે. બીજાનો આરંભ કરવામાં જ કષ્ટ પડે છે, પરંતુ અન્ત સુખદ હોય છે. એને શ્રેયોમાર્ગ કહે છે જે વ્યક્તિ શ્રેયોમાર્ગ પર ચાલે છે તે સફળ થાય છે. અર્થાત સઘળા કષ્ટમાંથી મુક્તિ પામે છે, મોક્ષ પ્રાપ્ત કરી લે છે જે લોકો પ્રેયોમાર્ગ પર ચાલે છે તેઓ અંતે કષ્ટ ભોગવે છે. સંસારમાં વાવવું અને ખાવું એ બે કર્મો છે. ખાવવાળો પદાર્થો ખાઈને ખુટાડે છે, વાવવાવાળો વાવીને એકને હજારમાં પરિણત કરે છે. જે રીતે ખાનારનો આરંભ સારો પણ અંત ખરાબ હોય છે તેમ જ પ્રેયોમાર્ગવાળાઓને આરંભમાં સુખ અને અંતમાં દુઃખ મળે છે. શ્રેયોમાર્ગવાળાને આનાથી બરાબર ઊલટું આરંભ કષ્ટપ્રદ અને અંત સુખદ પ્રતીત થાય છે. શ્રેયોમાર્ગ ઉપર ચાલનાર વ્યક્તિ સાહસિક હોય છે અને પ્રેયોમાર્ગ પસંદ કરનાર વ્યક્તિ દુર્બળ હૃદયની હોય છે. આ બંને પ્રકારના રાહ મનુષ્યની સામે આવે છે અને બેમાંથી એકને ઇચ્છા અનુસાર ગ્રહણ કરવાનો છે મારી વાત સમજાય છે ને !'

'હા, ગુરુદેવ!' નચિકેતાએ જવાબ વાળ્યો.

'જે લોકો શ્રેયોમાર્ગનું અવલંબન કરે છે તેઓ મોક્ષ પ્રાપ્ત કરી શકે છે અને જેઓ પ્રેયોમાર્ગ પસંદ કરે છે તેઓ સાંસારિક વિષય – વાસનામાં ફસાઈને અંતે કષ્ટ ભોગવે છે. સંસારમાં એવો કોઈ પણ પદાર્થ નથી જે આત્માને માટે હિતકર હોય. આત્માનો ખોરાક કેવળ વિદ્યા અને તપ છે. સાંસારિક પદાર્થ શરીર માટે છે, કારણ શરીર સ્વયં સાંસારિક છે શરીરમાં જ્યાંસુધી આત્મા રહે છે ત્યાં સુધી તેમાની બધી જ ચીજો પવિત્ર હોય છે અને જ્યારે આત્મા સાથેનો તેનો સંબંધ તૂટી જાય છે ત્યારે તે અપવિત્ર બની જાય છે. બીજું બધું તો ખરું, પણ આત્મા નીકળતા શરીર પોતે પણ અપવિત્ર થઇ જાય છે આત્મા પવિત્ર અને અમર છે શરીર અપવિત્ર અને ક્ષણભંગુર છે. તેથી જ જ્ઞાની પુરુષો આત્મા માટે હિતકારી વસ્તુઓનો પોતાના જીવનમા ઉપયોગ કરે છે. તે વસ્તુઓ છે 'વિદ્યા અને તપ' જે લોકો એ જ નથી જાણતા કે તે શુ છે, તેઓ અજ્ઞાની છે અને અજ્ઞાનવશ મનમાન્યાં કામ કર્યાં કરે છે"

નચિકેતાએ પૂછ્યું · 'આચાર્ય ! આ જ્ઞાન બધા લોકો કેમ કરીને પ્રાપ્ત કરી શકે ?'

યમાચાર્યે કહ્યું : 'નચિકેતા ! આ જ્ઞાન બ્રહ્મ જ્ઞાનશૂન્ય વ્યક્તિઓથી પ્રાપ્ત કરી શકાતું નથી. બ્રહ્મ ખૂબ જ સૂક્ષ્મ છે. બ્રહ્મવિદ્યા પણ ઘણી સૂક્ષ્મ છે. એમાં તર્કને વિશેષ સ્થાન નથી એ જ્ઞાન બ્રહ્મવિદ્યાના જ્ઞાતા અને ઇશ્વરમા વિશ્વાસ ધરાવનારા લોકો પાસેથી જ પ્રાપ્ત કરી શકાય છે.

નચિકેતાએ સંકોચપૂર્વક કહ્યુ : 'ગુરુદેવ ! એક વાત હું પૂછું !'

'હા જરૂર પૂછ' યમાચાર્યે કહ્યું.

'આપે નિત્ય બ્રહ્મ શી રીતે મેળવ્યું ?'

'નચિકેતા ! અનિત્ય, વિનશ્વર ધન વગેરે દ્વારા બ્રહ્મ પ્રાપ્ત નથી થતું. મેં નચિકેત અગ્નિનું મન, ઇન્દ્રિય અને શરીરથી ઉપાસન કર્યું છે. ફળની અભિલાષા મેં રાખી નહિ. ધનાદિના સમહથી બ્રહ્મ પ્રાપ્તિ થઇ ન શકે. એ માટે તો જરૂર છે અંતઃકરણની શુદ્ધિની.'

'તો પ્રભુ ! આ બ્રહ્મ, ઇશ્વર કે પરમાત્મા, રહે છે ક્યાં ?'

'પરમાત્મા ક્યાંય દૂર નથી, નચિકેતા ! તે અત્યંત સમીપ છે. આપણા જીવાત્માની અંદર પણ પરમાત્મા પ્રવિષ્ટ છે. શુદ્ધ બુદ્ધિ અને મનથી તેનું દર્શન કોઇ પણ કરી શકે છે. પરંતુ આટલો સમીપ હોવા છતાં પણ જેનું અંતઃકરણ શુદ્ધ નથી, તેઓ તેને જોઇ શકતા નથી. જે પદ જાણવા સારુ આ બધાં સાધનો કહેવામાં આવ્યાં તે પદ છે 'ઓમ' (ॐ). એમાં ત્રણ પ્રકાર છે. અ, ઉ, મ્. અ થી પરમાત્માની વ્યાપકતા, ઉ થી પ્રકાશક હોવા પણું અને મ્ થી નિશ્ચેષ્ટ પ્રકૃતિને ગતિ દેવાનું જ્ઞાન થાય છે. આ ॐ જ મહાન અને અવિનાશી બ્રહ્મ છે 'ઓમ' પ્રભુનું સર્વશ્રેષ્ઠ નામ છે.'

'આચાર્ય, એ તો કહો કે જીવાત્મા અને પરમાત્મા વચ્ચે શો ભેદ છે ?'

'નચિકેતા ! જીવાત્મા અને પરમાત્મા બન્ને અજન્મા અને અનંત છે. જ્ઞાન સ્વરુપ પરમાત્મા અને ચેતન જીવાત્મા ઉત્પત્તિ રહિત અને સ્વભાવથી સત્ છે. આમાંથી પરમાત્મા રાજા અને જીવાત્મા પ્રજા છે. આ બન્ને સદાયે એકરસ રહે છે તથા છયે વિકારોથી રહિત છે.'

'કયા છ વિકારો, આચાર્ય !'

'એ વિકારો છે – ઉત્પત્તિ, સત્તા, પરિવર્તન, વૃદ્ધિ હ્રાસ અને વિનાશ. જેનો જન્મ થાય છે તેમાં આ વિકારો આવે જ છે. ઇશ્વર તો અજન્મા છે, અનંત છે, સર્વજ્ઞાતા છે અને સર્વદ્રષ્ટા છે. તેમનાથી કશુ જ છાનું નથી. આપણું ઘરકામ તે જુએ છે અને અંતે આ કર્મોને આધારે જ ફળ દે છે. માણસે સદૈવ સત્કૃત્ય જ કરવાં જોઇએ. ફળ પ્રાપ્તિ માટે કામ કરવાની વાત અનુચિત છે કારણ એમાં લાલચરૂપી બુરાઇ છે. માટે માણસ માત્રે ફળની આશા રાખ્યા વિના સુકર્મો કરવા જોઇએ – તેણે શરીરની નહિ આત્માની આવશ્યકતાઓ ઉપર ધ્યાન આપવુ જોઇએ. આ જ્ઞાન જ સર્વોત્કૃષ્ટ જ્ઞાન છે. પરમાત્માની સત્તા આત્માનુભવગમ્ય છે. આંખ નાક આદિ ઇન્દ્રિયોથી તેનો બોધ થઇ શકતો નથી. બધું સમજાઇ ગયું ને ?'

'હા પ્રભુ !' કહીને નચિકેતાએ યમરાજને સાદર નમસ્કાર કર્યો.

# પરેષુ મૈત્રી સ્વજનેષુ વૈરમ્

સાગરકુમાર

પરેષુ મૈત્રી સ્વજનેષુ વૈરમ્ – સંસ્કૃત ભાષાની આ કહેવત આપણા સમાજમાં આપણે યથાર્થ મૂર્ત સ્વરૂપમાં જોઈએ છીએ. આપણે સગાં સંબંધીઓ તરફ દૃષ્ટિપાત કરીશું તો બહુમતિ પક્ષે એમ જ જણાઈ આવશે કે સગાંઓ વચ્ચેના મેળ કરતાં ત્રાહિત જનો વચ્ચે વધુ મેળ હોય છે.

સગા મામા કરતાં કહેવાના મામા જોડે વધુ લહેણું જણાય છે. અને કહેવાના કાકા વધુ કાળજી લેતા હોય એમ લાગે છે. માને એના દીકરાની ઊણપો દેખાડતી અને પાડોશીના છોકરાંના વખાણ કરતી આપણે સાંભળીએ છીએ. એ જ પડોશીના છોકરાના નામનો ધરપીટિયો તેની મા રોજ લેતી હોય છે. દરેક સાસુને પોતાની વહુ કરતા પડોશીના છોકરાની વહુ વધુ ડાહી લાગે છે. આવું વિષચક્ર જાણે ચાલ્યા જ કરે છે.

હિન્દીમાં એક કહેવત છે કે 'ઘરકી મુરઘી દાલ બરાબર' બીબીએ ગમે તેવી ઉત્તમ વાનગી બનાવીને પીરસી હોય તોય મિયાં સાહેબને તે પસંદ નહિ જ પડે. ઘણા પતિદેવોનેતેની મિત્ર પત્નીની રસોઈના વખાણ કરવાની ટેવ હોય હોય છે. કોઈપણ સ્ત્રીને આ રુચતું નથી. કેમકે અન્યના વખાણમાં પોતાની થોડીક ઊણપનો એમાં ઈશારો હોય છે.

સગાં કરતાં પડોશી સાથે વધુ મેળ કેમ થાય છે તે જોઈએ. ગુજરાતી કહેવત પ્રમાણે સાચો સગો પડોશી છે. સાજે માંદે અને મુશ્કેલીના સમયે પડોશીની સેવા પહેલી મળે છે. ખરે વખતે ખપ લાગતા પડોશી તરફ સ્વાભાવિક રીતે જ લાગણી ઉત્તરોત્તર વધતી જાય છે.

'બે વાસણ ભેગાં થાય તો ખખડેય ખરાં' એ કહેવત પ્રમાણે કુટુંબના માણસો વચ્ચે, સગાંઓ વચ્ચે ખખડવાનું વારંવાર બને છે. કયારેક તો તેનાથી મોટા મોટા ઘોબા પણ પડે છે. ઘોબા ઉપડે છે ય ખરા. અને નથી ઉપડતા ત્યારે વાસણ ત્યાંથી કાણું બને છે.

પડોશીઓની સાથે ખખડવાનું બને છે પણ તે કોઈકવાર જ હોય છે. બહુ થોડા કિસ્સાઓમાં તે કાળજા માર બને છે. મોટે ભાગે તે ઉપરછલ્લું જ હોય છે. અને જૈસેથે થઈ જતાં વાર લાગતી નથી. આમ પડોશીઓમાં બાળસહજ નિર્દોષ વૃત્તિથી સમાધાન તરત જ થઇ જાય છે.

જ્યારે કુટુંબીઓમાં રોષવૃત્તિ બળવત્તર બને છે. અને એક બીજાના અહમ્ ઉશ્કેરાય છે. માણસ તેના આપ્તજનોની ઉપેક્ષા કેમ કરતો હશે? આપ્તજનો તરફ તેને પ્રેમ નથી, એવું નથી. કોઇ સ્વજનને આંખ માથું દુઃખશે તો તેનો જીવ જરૂર બળશે, તેને કયાંયે ચેન નહિ પડે. જમવા બેસશે તો તેને અન્ન પણ ગળે નહિ ઊતરે. છતા એ બધી લાગણીઓ પ્રદર્શિત કરવામાં તે સફળ થતો નથી. પોતાને થતી લાગણીઓની પ્રતીતિ તે કરાવી શકતો જ નથી. વર્ષોથી સાથે રહેવાને લીધે સગાં સગાંઓ વચ્ચે પૂર્વગ્રહો હોય છે. તેમના ગમા, અણગમા, વેણ, કવેણ બધું જ ચિત્રપટની માફક તેની દૃષ્ટિ સામે ખડું થાય છે. આ બધાને લીધે મનમાં તેણે મીઠાશભર્યા વેણ ગોઠવી રાખ્યા હોય તો પણ તેના શબ્દો જ્યારે બહાર પડે છે ત્યારે અરધી મીઠાશ તેમાંથી જતી રહી હોય છે.

જ્યારે પરાયા સાથેના વ્યવહારમાં તેને એમ બનતું નથી. કેમકે તેની સાથેનો સંબંધ તો કોરી પાટીથી જ શરૂ કરવાનો હોય છે.

કુલાણુભાઈથી વિશેષ આગળ પાછળનો પરિચય પણ તેમને હોતો નથી. તેમનો વ્યવહાર સંબંધ એક રીતે ઔપચારિક માત્ર હોય છે. મોટા ભાગના સંબંધોનાં તો મીઠાવેણુના સિવાય અન્ય કંઇ કર્તવ્ય પણ કરવાનું હોતું નથી.

આમ પરાયા સાથેનો વ્યવહાર જેટલો ઔપચારિક રહ્યો છે એટલો જ આપ્તજનો વચ્ચેનો સબંધ વધુ પંચાત અને ખણખોદ વાળો છે. સંબંધ જેમ નજીકનો એમ પંચાતની માત્રા વધવાની. પ્રકૃતિ અને ટેવને વશ માણસો આમ જાણ્યે, અજાણ્યે આપ્તજનોથી દૂર દૂર જતાં જાય છે. પણ કુટુંબના સંબંધોનું કે આપ્તજનોના વ્યવહારનું આજ માત્ર આખરી સ્વરૂપ કે પરિણામ નથી. માણસ પરાયા સાથે જેમ પ્રીત ગાઢ બનાવી શકે છે તેમ આપ્તજનો સાથે તે પીત ટકાવી પણ શકે. માણસનો અન્યની સાથે જેવી ઉદારતાનો વ્યવહાર છે, એવો આપ્તજનો સાથે દાખવે. નાના મોટાના વિવેક સમજીને સૌને યોગ્ય સન્માન કરે અને ગૂંચ પડે ત્યાંથી તોડી નાખવાને બદલે ગૂંચ ઉકેલવાનો જ પ્રયત્ન કરે, ઉપેક્ષા સેવવાને બદલે ક્ષેમ કુશળની ચિન્તા કરે તો પરેપુ મૈત્રી-ની સાથે સ્વજનેષુ સ્નેહમ્ પણ થાય.

*

## પરિભ્રમણ

પાન નં. ૪૯૧ થી ચાલુ

નાઇજીરિયા પછી સીરિમાં ચીનને અનુકૂળ ટેકો મળ્યો છે. એથી ઉલટું, ઘાનામાં બરોબર ચીનના મોઢા પર જ લપડાક મારી દીધી છે. એનક્રુમા આમ તો આફ્રિકાના તારણહાર ગણાય છે અને શાહીવાદી રીતરસમોના વિરોધી છે. તેમને સ્થાનભ્રષ્ટ કર્યા તે માટે આફ્રિકાના મોટાભાગના રાષ્ટ્રોએ (છત્રીસમાથી ત્રીસ) સમતિ આપી છે. માત્ર ૭ રાષ્ટ્રો ગીની, અલ્જીરિયા, માલી, કોન્ગો, ટાંઝાનિયા અને આરબ-પ્રજાસત્તાક વિરુદ્ધમા છે અને એનક્રુમાને ટેકો આપી રહ્યા છે. વિચિત્ર બાબત તો એ બની છે કે ગીનીએ તેમને નાગરિકત્વ ઉપરાત રાષ્ટ્રપતિપદ પણ આપ્યું છે. આ એક અદ્દ્ભુત રાજકીય બનાવ છે અને તેનાથી સત્તાપર પાછા આવવા, એનક્રુમાને સમય મળી રહેશે. મદદ તો તેમને જોઇએ તેટલી ચીન, રશિયા ઉપરાંત આફ્રિકન રાષ્ટ્રોની પણ મળશે. ટૂંકમા આફ્રિકાના નવોદિત રાષ્ટ્રો આઝાદીને પચાવી શકયા નથી. બહારની ડખલ સામે તેઓ ટકી પણ શકયા નથી. અને મહાસત્તાઓની રમતમા પોતાને પ્યાદાં થવા દીધાં છે. હવે તો કાલે શું બનશે તે પણ કહી શકાય તેમ રહ્યું નથી. લોકશાહીને સ્થિર થતાં આફ્રિકાના રાષ્ટ્રો માટે ઘણો સમય લાગશે. ઇન્ડોનેશિયામા પણ ભારેલો અગ્નિ ભભૂકયા કરે છે અને કયારે ભડકો થાય તે કહેવાય તેમ નથી. આ બનાવોની સરખામણીમા ભારતની લોકશાહી ધ્રુવતારક સમાન બની રહી છે. અમેરિકા સમજે તો તેની કૂટકપટની નીતિ છોડી સહૃદયતાપૂર્વક ભારતની પડખે રહે. તો એશિયામાં એક મહાન લોકશાહી હંમેશને માટે ચીનની છાતી પર ઊભી થશે.



# ત્રિવેણી સંગમ

હરજીવન થાનકી

જીવનના વનમાંથી મરણના રણમાં જવું એટલે યમ, નિયમ અને સંયમને ત્રિવેણી સંગમ સાધી જીવન જીવવું : કવિ ખબરદારે ગાયું છે :

> જન્મ ને મૃત્યુ છે ઉભય સુંદર જગે,
> હો ભલે ઉભયના પંથ ન્યારા;
> કિંતુ આ મૃત્યુ તો અધિક સુંદર દિસે,
> જ્યાં ખીલે માત્ર શુભ સ્મરણ ક્યારા !

કવિને જીવન અને મરણની સરખામણીમાં મૃત્યુ વધુ સુંદર દેખાય છે, કારણ કે મૃત્યુ બાદ જ માનવીનું સાચું મૂલ્ય અંકાય છે. આપણે કોઈ પણ મહાપુરુષનો દાખલો લઈએ તો તેમના જીવન દરમ્યાન લોકોએ કદર જેટલી નથી કરી હોતી, તેટલી તેના મૃત્યુ બાદ થઈ હોય છે ! તેથી જ કદાચ તેમના વિષે કહેવાતું હશે કે તેઓ મૃત્યુ પામીને અમર બની જાય છે.

જીવન દરમ્યાન માણસ પોતાનું કુટુંબ, સગાં-વહાલાં, મિત્રો અને સમાજની લીલોતરી વચ્ચે જન્મે છે, ઉછરે છે; અને જીવે છે. શકય હોય તેટલા હકકો ભોગવે છે. અને ફરજો બજાવે છે. અંતે જ્યારે આ જીવન પૂરું થાય છે ત્યારે તેનો આત્મા વધુ વિકાસાર્થે ચાલ્યો જાય છે પરિણામે તેનો નશ્વર દેહ માટીમાં મળી જાય છે. ત્યારે બીજી બાજુ મરણને આરે ઊભેલો માનવી પોતાનાં સગાં- સબંધી, મિત્રો અને કુટુંબીજનોને રોતાં - કકળતાં મૂકીને એકલો અટૂલો વેરાન રણ જેવા માગે સર્વ કાંઈ છોડીને. ચાલી નીકળે છે.

આવી વ્યક્તિ પોતાના સહવાસ દરમ્યાન જે કંઈ નથી આપી શકી તે પોતાની સુવાસ દ્વારા આપતી જાય છે. પોતાની સુમધુર સ્મૃતિ દ્વારા આસપાસના વાતાવરણમાં સ-રસ ધ્વનિ છેડતી જાય છે. આમ મનુષ્યનું એકલાં આવવું અને એકલાં ચાલ્યા જવું એ કવિ ન્હાનાલાલની પેલી જાણીતી પંકિતની સ્મૃતિ તાજી કરે છે :

> એકલાં ઊગવું સ્હોવું, એકલા આથમી જવું
> સ્નેહથી છલકતાં આ સંસારે, એમ શે થવું ?

મનુષ્યને ખબર નથી પડતી કે તે શા માટે એકલો જ જન્મે છે અને એકલો જ મૃત્યુ પામે છે. જો આ સંસાર ખરેખર સ્નેહથી છલકતો હોય તો ! એમ શા સારું બનતું હશે ? એ કવિ હૃદય વાચકને પ્રશ્ન દ્વારા પૂછીને જાણવા માગે છે.

માણસ જન્મે છે ત્યારે તે બંધ મુઠ્ઠી રાખે છે, એ મરે છે, ત્યારે એ ખુલ્લી હથેળી મૂકતો જાય છે. જાણે જીવનમાં આવીને તેણે કોઇ ગૂઢ રહસ્ય ઉકેલવાનો પ્રયત્ન ન કર્યો હોય ! આવી જ એક બીજી વિચિત્ર બાબત બાળકના જન્મ સમયના રુદનની છે. બાળક જન્મે છે ત્યારે તે રડે છે. જ્યારે તે મોટું થઇ, ઘરડું થઇને મરી જાય છે ત્યારે તે હસે છે ! તેણે મરતી વખતે હસવું જોઇએ ! કારણ કે પોતાના મૃત્યુ બાદ બીજા બધાં સ્વાર્થી-સ્વજનો રડવાનાં છે !

માણસે પોતાનું જીવન એ રીતે જીવવું જોઈએ કે જ્યારે તેનું મૃત્યુ નજીક આવે ત્યારે તે તેને હસતે મોઢે સ્વીકારે-આવકારે. કોઇ અંગ્રેજ કવિએ સાચે જ કહ્યું છે, " Life is to be laughed out " જીવન હસી નાખવા જેવું છે. ખરે જ આપણે આપણા જીવનને બહુ ગંભીર ન બનાવી દેવું જોઇએ તેને હળવું (Light) બનાવવાની કોશિશ કરવી જોઈએ. કારણ કે એક રીતે જોઇએ તો આપણા જીવનનું મહત્ત્વ કંઈ જ નથી !

કોઈ કે તેને તણખલા સાથે સરખાવ્યું છે. બીજી બાજુ આપણે આપણા જીવનનું જેટલું મહત્ત્વ આંકીયે તેટલું કદાચ બીજાની દૃષ્ટિએ ન પણ હોય ! જ્યાં સુધી આપણે પાણીમાં આંગળી બોળી રાખીએ છીએ ત્યાં સુધી તેમાં તેની જગ્યા રહે છે. જેવી આંગળી લઇ લઇએ એટલે તેની જગ્યા પૂરાઇ જાય છે તેમ આપણા મૃત્યુ બાદ તરત જ ખાડો પૂરાઇ જાય છે. કબીરે સાચું જ ગાયું છે કે:

"આપ મુવે પીર ડૂબ ગઇ દુનિયાં"

માણસ મૃત્યુ પામે છે ત્યારે તેને લેવા જમ આવે છે એવી એક માન્યતા છે. મને તો લાગે છે કે જમ શબ્દ જ જન્મ અને મરણનો પહેલો અક્ષર લઇને બનાવવામાં આવ્યો હશે ! જમ એટલે જન્મ અને મરણ વચ્ચેનો ગાળો. જમ આપણને લેવા આવે છે તેનો અર્થ એટલો જ માત્ર કે આપણું જીવન પૂરું થાય છે.

બીજી દૃષ્ટિએ વિચારીએ તો જમ શબ્દ મૂળ સંસ્કૃત શબ્દ છે. યમ ઉપરથી અપભ્રંશ થઇને ઉતરી આવ્યો છે. યમ એટલે શાસન કરવું. નિયમ એટલે વ્યવસ્થિત કરવું અને સંયમ એટલે કાબુમાં રાખવું. આમ યમ, નિયમ અને સંયમ દ્વારા માણસે પોતાની જાતને વ્યવસ્થિત નિયમિત કરીને તેના ઉપર કાબુ મેળવવો જોઇએ. આમ જીવન દરમ્યાન એટલે કે જન્મથી મરણ સુધીની તમામ ક્રિયાઓને સમજી તેના ઉપર વિચારીને તેનો ઉપયોગ કરીને આપણે એવી જાતનું જીવન જીવીએ કે જીવનને અંતે સંતોષ અને શાંતિ આપણને કફન બનીને સાથ આપે.

આવી જાતનું જીવન જીવનાર માનવી કદી મૃત્યુ પામતો નથી. યમ તેનું જીવન વનમાંથી રણમાં લઈ જઈ શકતો નથી. પરિણામે માનવીનું જીવન સાર્થક થાય છે અને આવા માણસના જીવન વિષે કવિ નરસિંહરાવે ગાયું છે તેમ, 'મૃત્યુ મરી ગયું રે લોલ!" કેટલાક માણસોને મૃત્યુનો ભય જ હોતો નથી. તેઓ મૃત્યુને ગણકારતા જ નથી. મૃત્યુ તેમનું કશું બગાડી શકતું જ નથી. કારણ કે તેઓ માને છે કે મૃત્યુ એટલે કવિ રવીંદ્રનાથ ટાગોરે કહ્યું છે તેમ "પયઃપાન કરાવતી માતા બાળકને એક



સ્તન ઉપરથી બીજા સ્તન ઉપર લે એટલો ગાળો" તો એટલા ક્ષણિક સમયનો તે વળી શોક શો? જન્મની જેમ મૃત્યુ પણ ક્ષણિક છે. ચિરંજીવ છે માત્ર જીવન. આપણે જન્મ કે મૃત્યુ કરતા વિશેષ માત્ર જીવનનો જ વિચાર કરવો જોઇએ અને તે પણ ફક્ત વર્તમાનકાળ પૂરતો જ. જો આપણે આપણો વર્તમાન કાળ સારી રીતે વિતાવી શકીએ તો ભૂત અને ભવિષ્ય એની મેળે ભવ્ય બનતા જશે. પરિણામે સમગ્ર રીતે જોતાં આપણું જીવન એક ભવ્ય મૂર્તિ સમું બની જશે.

ત્યારે જ આપણા આત્માએ સાચી પ્રગતિ સાધી હશે.

*

આપ દિયા સો દૂધ બરાબર, માગ લિયા સો પાની,
ખીંચ લિયા સો રકત બરાબર, ગોરખ બોલે વાણી.

## રૂપાયતન પ્રકાશન

આવા હતા બાપુ — ૧-૨-૩-૪—૨—૦૧
ગાંધી-ગુરુ — — ૧—૨૫
ગીતાંજલિ એક અધ્યયન — ૧—૨૫
અલ્લાહના બંદાઓ — ૦—૩૭
મસ્તીની પળોમાં — — ૦—૭૫
ગાંધીજી સાથે જીવનયાત્રા — ૦—૨૦
ગુરુદેવ સાથે જીવનયાત્રા — ૦—૨૦
શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા — — ૦—૨૧
શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા — — ૦—૨૦
શ્રી રામદાસ સાથે જીવનયાત્રા — ૦—૧૫
શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા — ૦—૧૫
મા આનંદમયી સાથે જીવનયાત્રા ૦—૧૫
રામતીર્થની રત્નમાલા — ૦—૩૫